# વૈષ્ણવજન

વર્ષ ૭ ] એપ્રિલ-૧૯૬૮ [ અંક ૧

## અનુક્રમણિકા





### સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી ગ્રાહક નંબર જણાવનું એક લિખિતમાં લખે તો મોકલાશે

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લખનારના છે સંપાદક તે વિચારમાં સમ્મત છે જ તેમ માનવું નહિ

[લેખકોને]

વૈષ્ણવજન'માં સંસ્કૃતિ કલા શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ મૌલિક તાજું અને અપ્રગટ હોવું જોઈએ. કાગળની એક બાજુ શાહીથી લખવું

લવાજમ

વર્ષમાં [ વરસનું ] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

"વૈષ્ણવજન"
૨—રામકૃષ્ણનગર
રાજકોટ—૨

પ્રકાશક મુદ્રક માલિક ધીરેન ગાંધી સંપાદક નવીન ગાંધી, ૨ રામકૃષ્ણનગર રાજકોટ—૨
મુદ્રણ—પ્રકાશન સ્થાન સુરૂપ મુદ્રિકા રઈસકાર્સ રોડ, રાજકોટ

# ગ્રાહક બન્ધુઓને

માર્ચ ૧૯૬૮ના અંક સાથે ઘણા ખરા ગ્રાહકોનું લવાજમ પૂરું થયું છે. જેઓનું લવાજમ પૂરું થયુ છે તેઓને અલગ પત્ર લખી જાણ પણ કરવામાં આવી છે. અમારી વિનંતીને ધ્યાનમાં લઈ ઘણા મિત્રોએ લવાજમ મનીઓર્ડરથી મોકલી પણ આપ્યુ છે.કેટલાક મિત્રોનુ લવાજમ હજી સુધી મળ્યુ નથી પણ તેઓ ગ્રાહક થઇ જશે એમ સમજી નવા વર્ષનો પ્રથમ અંક મોકલીએ છીએ. એપ્રિલની આખર સુધીમાં મનીઓર્ડરથી લવાજમના રૂપિયા આઠ મોકલી આપે એવી વિનંતી છે.

વ્યવસ્થાની સરળતા ખાતર મનીઓર્ડરથી જ લવાજમ મોકલવાનુ રાખશો. મે મહિનાની દસ તારીખ સુધીમાં આપના તરફથી કશો જવાબ નહીં આવે તો આપને વી. પી.થી અંક મોકલશું જે સ્વીકારી લેવા વિનંતી છે.

આશા રાખીએ છીએ આપ ગ્રાહક તરીકે ચાલુ રહી પૂરો સહકાર આપશો.

—સંપાદક

વાર્ષિક લવાજમ : રૂપિયા આઠ

'વૈષ્ણવજન' કાર્યાલય
૨, રામકૃષ્ણનગર
રાજકોટ–૨

# સેવાના ત્રણ દાયકા

## દેના બેંક

સ્થાપના ૧૯૩૮

| | |
|---|---|
| સત્તાવાર થાપણ | રૂા. બે કરોડ |
| ભરાયેલી અને પગાર થયેલી | રૂા. એક કરોડ ને પચીસ લાખ |
| રિઝર્વ ફંડ | રૂા. એક કરોડ ને પચાસ લાખ |
| કુલ ડિપોઝિટ | રૂા. એક અબજ |
| વર્કિંગ ફંડ | રૂા. એક અબજ ને દસ કરોડ |
| ખાતાંઓની સંખ્યા | પાંચ લાખ |
| ઑફિસો | એકસો છ્યાસી |
| સેફ ડિપોઝિટ વૉલ્ટ | પચાસ |

કુલ વર્કિંગ ફંડ
રૂા. એક અબજ ઓળંગી ગયું



**દેના બેંક લિમિટેડ**
રજિસ્ટર્ડ ઑફિસ દેવકરણ નાનજી બિલ્ડિંગ
૧૭ હૉર્નિમેન સર્કલ કોટ મુંબઈ ૧

પ્રવીણચંદ વ. ગાંધી,
ચેરમૅન

**૧૩ રાજ્યોમાં ૧૮૬ શાખાઓ દ્વારા દેશની સેવા બજાવે છે.**

DRG 72

# વૈષ્ણવજન

## 'ચંપલ હાથમાં લીધાં પણ—'

૧૯૩૪માં બાપુ ઠક્કરબાપાને લઈ હરિજન-યાત્રાએ નીકળેલા. રેલવે અને મોટર દ્વારા જ પ્રવાસ આરંભેલો. પાછળથી એક દિવસ વહેલી સવારે એવી ઈશ્વરી પ્રેરણા થઈ કે પગપાળા જ પ્રવાસ કરવો જોઈએ. તીવ્ર મંથન થયું. અંતે પગે ચાલીને જ પ્રવાસ કરવાનું નક્કી કર્યું.

પ્રાર્થના પછી બાપુએ સાથીઓને બોલાવીને પોતાનો વિચાર જણાવ્યો : 'હું તો રેલવે-મોટરથી ત્રાસી ગયો છું. શહેરના લોકોના 'મહાત્મા ગાંધીજી કી જય'ના પોકારોથી મારા કાન બહેરા થઇ ગયા છે. હવે મારાથી એ સહન થઈ શકતું નથી. હરિજન પ્રવાસનું મેં વ્રત લીધું છે, તે તો પૂરું કરવાનું છે જ; પણ તે પહેલાના સમયમાં યાત્રાળુઓ પગપાળા યાત્રાએ જતા એ રીતે જ હવે પૂરું કરીશ.'

સાથીદારો અને સ્થાનિક કાર્યકર્તાઓને લાગ્યુ કે પગપાળા પ્રવાસથી બાપુને ઘણો શ્રમ પડવા ઉપરાંત ઘણી મુશ્કેલી પડશે એટલે સૌએ રેલવે મોટર સિવાય બીજી રીતે ઓછી મુશ્કેલીથી પ્રવાસ કરી શકાય એવા વચલા માર્ગો સૂચવ્યા. પણ બાપુએ ના પાડતાં કહ્યું :

'આવા સમાધાનથી રાજી થવાનું ન હોય, મારે તો આખો લાડવો જોઈએ.'

કોઈ કંઈ જવાબ આપી શક્યું નહીં.

સ્થાનિક કાર્યકરોએ કહ્યું : 'આધ્યાત્મિક મૂલ્યોમાં અમે ન સમજીએ. પગપાળા પ્રવાસમાં આપને ધાર્મિકતા લાગતી હોય તો ભલે તેમ કરો. અમે તો આપના દોર્યા દોરાઇશું.'

બસ, બીજા દિવસથી જ પગપાળા યાત્રા શરૂ થઈ. રોજ આઠ માઈલની મુસાફરી બે કટકે સવાર-સાંજ મળી કરવાનુ નક્કી થયું.

બિચારા ઠક્કરબાપાને તો પહેલે જ દિવસે ચંપલના ઘસારાથી પગમાં ફોલ્લા ઊઠયા.

બાપુને અસલની ડોશીઓ જેવું ઘરવૈદું ઘણું આવડે. સાંજના પ્રવાસ પછી તરત બાપાને પાસે બેસાડી ગરમ પાણીથી એમના પગ ઝારવાનુ શરૂ કર્યું. પાણી રેડતા જાય અને પોતાના અનુભવ કહેતા જાય : 'જુઓ, ફોલ્લા ફોડશો નહીં, બોઅર લડાઈમાં મને પણ આમ જ પગે ફોલ્લા ઊઠયા હતા.'

પાંચેક મિનિટ પછી ગરમ પાણીમાં થોડું મીઠું નાખી એ પાણીથી ફરી પગ ઝારવાનુ ચાલુ રાખ્યુ, અને છેલ્લે ઘીથી માલિશ કર્યું.

બીજે દિવસે ઠક્કરબાપાને પગે ઠીક હતું, છતાં બાપુએ એમને માટે ગાડાની સગવડ કરી યાત્રા ચાલુ જ રાખી. પહેલે દિવસે સંઘ નાનો હતો પણ બીજે દિવસે વધતો જ ગયો. ગામડાના લોકો બાપુનાં દર્શન કરવા ટોળાબંધ રસ્તામાં ઊભા જ હોય.

બાપુ સૌને કહેતા : 'હિંદુધર્મ જીવવાનો હશે તો અસ્પૃશ્યતાએ મરવું જ જોઈશે.'

ચાલતાં ચાલતાં બાપુના પગે પણ ફોલ્લા પડયા. ચંપલ હાથમા લીધાં પણ હરિજનયાત્રા ન જ છોડી.

આવા અડગ નિશ્ચયી હતા આપણા બાપુ.

# પરિભ્રમણ

— આશુતોષ

## હોલિકોત્સવ

પ્રતિ વર્ષ ઊજવાતા હોળીના તહેવારને નવી દૃષ્ટિ, હેતુ અને સંસ્કાર આપવાની જરૂર છે. બધાં જ પર્વોનું નવેસર મૂલ્યાંકન જરૂરી બન્યું છે કેમકે લોકોના હૃદય સુધી પહોંચવા માટે ખર્ચ વિનાનો શ્રેષ્ઠ અને અસરકારક ઈલાજ આ એક જ છે. તહેવારની પાછળ માનસશાસ્ત્ર કામ કરે છે, અને ભાવના પણ. હોળીમાં આજે માનવશક્તિનો અને બળતણનો જે વ્યય થાય છે તે બીનજરૂરી છે. રાષ્ટ્રીય ધોરણે આવો વ્યય હવે આપણને પોસાય નહિ. ગામેગામ, મહોલ્લે – ચૌટે – અને શેરીએ તાપણાંઓ પ્રગટાવીને આસુરી બળ ઉપર વિજયનું પ્રદર્શન કરવા કરતા સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ તરફ લોકરૂચિને વાળી શકાય છે. નૃત્યો અથવા નૃત્યનાટિકાઓ રજૂ કરી લોકરંજન થઈ શકે; સંગીત અને કાવ્યની મહેફીલો પણ થઈ શકે; સાંસ્કૃતિક પ્રવૃત્તિઓમા ગામો વચ્ચે, જીલ્લા વચ્ચે, અથવા સંસ્થાઓ વચ્ચે ઈનામી સ્પર્ધા પણ હોઈ શકે; રમતગમતને પણ સ્થાન આપી શકાય. આ બધુ કરવા માટે સરકાર સુધી રાહ જોવાની જરૂર નથી. વ્યક્તિઓ અને સંસ્થાઓ ઘણું કરી શકે છે. સંસ્કૃત સમાજમા હવે જાહેર અસભ્યતાને સ્થાન નથી. શિવરાત્રિ, રામનવમી, જન્માષ્ટમી જેવા તહેવારોએ લોકકલ્પના ભૂતકાળની પ્રેરણા ઝીલવા ઉત્સુક હોય છે અને તેને પોષે એવી કોઈ સંસ્કારમૂલક પ્રવૃત્તિ લોકભોગ્ય બનવાની જ. હોળી પણ આવો જ એક તહેવાર છે પણ તેને કેમ ગૌરવ આપવુ તે પ્રત્યેક સમાજ નક્કી કરી શકે છે. આજે પ્રચારના સાધનોની ટાંચ નથી. અભિરૂચિ કેળવી કેળવાય છે, અને વાળી વળાય છે.

## યૌવનને આહ્વાન

દહેજથી ઘોઘા સુધીનો ખંભાતનો અખાત તરીને નાથુભાઈ પટાડેએ મિહિર સેનની પ્રણાલિકા ગુજરાતમાં જાળવી છે. આમ તો આ બન્ને બંદરો વચ્ચેનું સીધુ અંતર ૧૯ માઈલ જેટલું લગભગ ગણાય પરંતુ તોફાની મોજાંઓ અને દરિયાઈ પ્રવાહોની અડચણના કારણે તરવૈયાઓને ફેરમા ૩૦ માઈલ જેટલો પંથ કાપવો પડયો. દરિયામાં એકવાર ઝંપલાવ્યા પછી શું અકલ્પ્ય મુશીબતો આવી પડે છે તેનો ખ્યાલ આ સાહસમાંથી ઠીક પ્રમાણમા મળી રહે છે. ઊંચી ભરતી અને દુર્ગમ દરિયાઈ વહેણોને કારણે ખંભાતનો અખાત તરવામા જોખમ છે તેમજ શાર્ક જેવી મનુષ્યભક્ષી માછલીઓનો ભય રહેલો છે તે બન્ને માન્યતાઓને નાથુભાઈએ દાદ ન આપી અને ગુજરાતના યુવાનોને સાહસાભિમુખ કરવા ઉજ્જ્વળ દાખલો બેસાડયો. વધુ યુવાનોએ આવા અનેક સાહસો ખેડવા જોઈએ.

## રે માનવી, તારી શોભા ?

જૂનાગઢના સક્કરબાગમાથી સિંહણ શોભા નાસી છૂટી. બહાર નીકળ્યા પછી તેણે એકાદ બકરાને હડફટે લીધુ પણ માનવી તરફ તો અનુકંપા જ રાખી. બુલકાઓને રમવા દીધા; રાહદારીઓને અવરોધ્યા નહિ; કોઈને હેરાન કર્યા નહિ. અચાનક પ્રાપ્ત થયેલી મોંઘેરી મુક્તિના આનંદમાં પણ શોભાએ માનસિક સમતુલા જાળવી રાખી. તેનું કોઈ કૃત્ય એવુ ન હતુ કે તેને ઠાર મારવી પડે. તેને પકડવાની કોઈ તરકીબ માનવીને સૂઝી નહિ; એટલે ગોળી વાગ્યા પછી પણ શોભાએ કોઈ ઉત્પાત કર્યો નહિ પણ આમ્રકુંજની શીતલ એકલતામા છેલ્લા શ્વાસ ઘૂંટ્યા. શોભાની અને માનવીની આચારસંહિતાને સરખાવવામાં આવે તો માનવીની આબરૂને બટ્ટો લાગે તેવુ વિરોધ છે. શોભાને બંદૂકથી માર્યા પછી, તેના મૃતદેહને આગળ રાખી, ફોટા ખેંચાવવાથી અને તસ્વીરો અખબારમાં છપાવવાથી, માનવી વામણો બનીને વિરાટ બનતો હશે ? શોભાએ ધાર્યું

હોત તો કેટલાને પુરા કર્યા હોત? મુક્તિકાજે ફાંસીને માંચડે ચડનાર પાંચ કમનસીબ હબસીઓ માટે જગત આંસુ સારે છે પણ મુક્તિને ખાતર પ્રાણની બાજી ખેલી જનાર શોભા માટે આંસુનું એક ટીપું વિરલ છે? શોભાનો આત્મા જે સવાલ પૂછે છે તે આ છે–આમાં કોની શોભા?

## મોરેશિયસ

૭૨૦ ચો. મા. વિસ્તાર; આઠ લાખની વસતિ–અમદાવાદથી પણ ઓછી; અભૂતપૂર્વ નૈસર્ગિક વનશ્રી; ચોતરફ સમુદ્રનાં ખારાં પાણી પરંતુ ટાપુ ઉપર તો ખાંડનો જ દરિયો! વસતિનો અર્ધાથી વધુ ભાગ ભારતીય અને ભાષા ભોજપુરી હિંદી; અન્ય વસાહતીઓમાં ફ્રેન્ચ, ચીનાઓ, મુસલમાનો અને આફ્રિકનો. દુનિયામા બીજે કયાંય જોવા નહીં મળતું 'ડોડો' પક્ષીનુ જન્મસ્થળ. હિંદી મહાસાગરના નાનકડા ટાપુ મોરેશિયસમાં બારમી માર્ચે આઝાદીની ઉષા પ્રગટી છે. આ ટાપુના વિકાસમા અને શેરડીની વાવેતરમાં ભારતથી આવેલા લોકોનો હિસ્સો ઘણો મોટો છે. પણ તેની આવતી કાલ કેવી હશે? કેનિયા અને યુગાન્ડામાંથી એશિયનોને હાંકી કાઢવા ત્યાંનુ આઝાદતંત્ર ઉત્સુક બન્યું છે તેનું પુનરાવર્તન અહીં ન થાય તે માટે, ભારતે આજ સુધીના ઘનિષ્ટ સંબંધો ટકાવી રાખવા વિચારણા કરવી પડશે. ભારતની વગને નાબૂદ કરવા ત્યાં અનેક પરિબળો કામ કરી રહ્યા છે. આ ટાપુને ખાદ્ય સામગ્રી અને બીજી ઘણી વસ્તુઓની જરૂર છે; નવા ઉદ્યોગો સ્થાપવાની પણ જરૂર છે. ત્યા પગ ટકાવી રાખવા માટે કલ્પનાની પણ જરૂર પડશે, કેમકે હરીફોની ત્રુટિ નથી.

## સ્ટેઇનલેસ ગોલ્ડ

સ્ટેઈનલેસ સ્ટીલનો મહિમા આજે એટલો વધી ગયો છે કે રૂપાને કોઇ યાદ કરતું નથી કાંસુ, તાંબુ અને પિત્તળ જાણે કે પ્રદર્શનની વસ્તુ બની ગઈ હોય તેમ સૌ કોઇ સ્ટેનલેસ સ્ટીલને જ પસંદ કરે છે. સોનાએ હવે ઉપાડો લીધો છે. પશ્ચિમમાં સોનાની ધૂમ ખરીદીએ મોટો કોયડો ઊભો કર્યો છે અને સોનામાં બે ભાવની નીતિ અમેરિકાએ સૂચવી છે. શા માટે સ્ટેનલેસ ગોલ્ડ કોઇ શોધતું નથી? સ્ટીલ જો બની શકે તો ગોલ્ડ ન બને? પૃથ્વીના આદિકાળથી સોના માટે રામકહાણી બનતી આવી છે. સુવર્ણમૃગ ખાતર રામાયણની રચના થઈ. ડોલરિયો દેશ અમેરિકા સૌથી વધુ સુવર્ણ ધરાવે છે. થોડા જ વખતમા માનવી ચન્દ્રલોકમાં પગ માંડશે અને સોના માટે ત્યા પણ ખોજ આદરશે. ધરતીમાંથી કાળુ સોનું નીકળે છે અને તેમાંથી તેલ બને છે એ જુદી વાત છે. પણ પીળા સોના માટે થઈને મોકાણનો કોઈ અંત નથી. ભારતમા સોનાની દાણચોરી ધૂમ ચાલે છે. સોનાના બે ભાવનો સિદ્ધાંત સ્વીકારી અમેરિકાએ હાલ માટે નાણાકીય કટોકટી ટાળી છે અને ડોલરને જીવતદાન આપ્યું છે, સુવર્ણધારો માટેનો મોહ છોડવાનુ કોઇનાથી બનવાનું નથી. શ્રી મોરારજીભાઈએ સુવર્ણધારો ઘડીને આ દિશામાં નિષ્ફળ પ્રયત્ન કરી જોયો છે, અને ભારતના સોનીઓએ તેમને હંફાવ્યા. આ સુવર્ણકારોમાં આટલી શક્તિ ભરી પડી છે તેનો ઉપયોગ સ્ટેનલેસ ગોલ્ડ શોધી કાઢવામાં કરે તો એક ક્રાંતિકારી શોધ ગણાશે.

## નૈતિક છત્રી

બધી જ છત્રીઓ જગવિખ્યાત બનતી નથી. ચેમ્બરલેઇનની છત્રી અમર બની ગઇ. દિગ્દર્શક શાંતારામ છત્રીના રૂપક દ્વારા કલા પીરસી જાણે છે. ભારતમાં અનેક રજવાડાંઓએ છત્ર ગુમાવ્યું છે. એમ તો ચોમાસામા સહુકોઇ છત્રી ઓઢીને જ ચાલતું હોય છે તેમના તરફ કોઈ દષ્ટિ કરતું પણ નથી. રાષ્ટ્રપતિની સવારીમાં કે કોઇ સંતપુરુષની પધરામણીમાં માથે છત્તર રાખવાનો રિવાજ છે. દેવમંદિરમાં ભગવાનને માથે (ભગવાન શંકર સિવાય જેમને માથે પાણી ટપકવાનું જ લખાયું છે) પણ સોનાચાંદીનું છત્ર હોય છે, હવે રાષ્ટ્રને પણ છત્રીની જરૂર વીસમી સદીમાં પડી છે અને આ છત્રીનું નામ છે અણુછત્રી. અણુબોમ્બ–હાઇડ્રોજન બોમ્બ ધરાવતાં રાષ્ટ્રો, આ ભયંકર શસ્ત્રદોડનો ચેપ અટકાવવા, અન્ય રાષ્ટ્ર અણુશસ્ત્રો ન બનાવે તે માટે

પોતાની છત્રી ઉઘાડી, તેની પાખમાં ભારત જેવા દેશને રક્ષણ આપવા બહાર પડ્યા છે અને આવા કરારોમા સહી કરાવવા ભારત ઉપર દબાણ થઈ રહ્યુ છે. અમેરિકા અને રશિયાની આજે મહાસત્તાઓમા પણ. ચીન, બ્રિટન અને ફ્રાન્સ તેમના પછી આવે. ખરી રીતે તો એક એવી નૈતિક છત્રી રચવાની જરૂર છે કે દુનિયામા જે કોઈ રાષ્ટ્ર યુદ્ધની શરૂઆત કરે તેને દાબી દેવા માટે નૈતિક છત્રીની બાહેધરી આપનારા રાષ્ટ્રો મેદાનમા પડે. દા. તરીકે ઈઝરાઇલ અથવા ચીને આક્રમણ કર્યું તા આવી નૈતિક છત્રી દ્વારા તેમના ઉપર વળતું આક્રમણ કરવાનુ આવો હક્ક દેખીતી રીતે જ યુનો જેવી સસ્થા પાસે રહે વાનો. પણ અમેરિકા–રશિયા જેવી મહાસત્તાઓ આ સ્વીકારશે? તો પછી હાલા મફતના અણુછત્રી પાછળ શું કામ મંડ્યા છો? વિયેટનામ સામુ જુઓને!

## વનમાં બોલે મીઠા મોર

રાષ્ટ્રપતિને રાષ્ટ્રીય પંખી ગણાતા એવા મોરની સાથે જોવા એ પણ વિરલ દૃશ્ય તો ખરૂં જ ને? નહીતર વાલમનો વિમાની મથકે પધારતા મોઘેરા મહેમાનો રાજપુરુષો આવી તક ક્યાથી મળવા દે? પશુ અને પંખીની દુનિયા નિરાળી છે અને વિસ્મય કારક પણ એવી જ છે. 'LIFE' પખવાડિકના જેવી છબીકલા અને મુદ્રણ ભારતમા વિકસ્યા નથી. વન્ય પશુ અને રંગબેરંગી પક્ષીઓની સમૃદ્ધિ ભાર તને આંગણે એટલી છે કે તેને જોનારી આંખો જાણે દેખાતી નથી એટલે જ રાષ્ટ્રપતિનો પંખી-પ્રેમ સૂચક બની રહે છે. કવએ તો વર્ષો પહેલા ગાયું છે પણ મોરને જોવાની દૃષ્ટિ સાપડતા કેટલો યુગ વીત્યો? એક બીજા કવિએ પણ પંખીઓને ઉદ્દેશીને ગાયું કે તમતમારે સુખેથી ચણજો અને ગીતડાં ગાજો. ગુજરાતનો પંખીપ્રેમ કેટલો–પારેવાને જાર નાખવા જેટલો? બહુ થાય તો ચબૂતરો ચણાવી કર્ણ દાનેશ્વરીને ઝાંખો પાડવા જેટલો! અથવા તો ઝાડની ડાળે માટીનુ શકોરુ લટકાવી પંખીઓને પાણી પાવાનુ પુણ્ય લીધા જેટલો? આ વિષયે ઉદાસી ખંખેરી કાંઈક વિશેષ કરવા હામ ભીડવાની જરૂર છે. પક્ષીપ્રેમીઓનો એક સમાજ ઊભો કરી, દેશમાં ઠેકઠેકાણે ચિડિયાઘર ઊભાં કરી, કુદરતી વાતા-વરણમાં જ પક્ષીઓનો અભ્યાસ, તેમની રહેણીકરણી ટેવો, તેમનો ઉછેર અને સવનન, તેમના રંગબેરંગી-ચિત્રો; નહી મળતા દુર્લભ જાતિનાં પક્ષીઓની બીજા દેશોમાથી આયાત, તેમજ આવા હેતુ માટે અહીના સુલભ પ્રકારનો વિનિમય-આમ ઘણુ કરવાનો અવકાશ છે. માહિતી ભરપૂર એક સચિત્ર પ્રકાશન પણ ભારે ઉપયોગી અને આકર્ષક બની શકે. 'ખુલ્લું મારું ઉપવન સદા પંખીડાં સર્વને છે,' એમ જાહેર કરવાનો સમય હવે પાકી ગયો છે.

## રમણભાઇ નીલકંઠ

જે ભદ્ર પુરુષની શતાબ્દી માર્ચમા ઊજવી તેમની ગુજરાતી સાહિત્ય અને સમાજ પ્રત્યેની આજ સો વર્ષે પણ ત્રીજી પેઢી સુધી ચાલુ રહી છે. એક સાહિત્યકાર તરીકે 'ભદ્રભદ્ર' (૧૯૦૦) તથા 'રાઇનો પર્વત' તેમની મૌલિક પ્રતિભાના દર્શન કરાવે છે ગુજરાતીની પ્રમુખ સાહિત્યિક સસ્થાઓ જેવી કે 'ગુજરાત સાહિત્યસભા' તથા ગુ. વ. સોસા-યટી' તેમના અસ્તિત્વ માટે રમણભાઇને આભારી છે. તે યુગમા 'પ્રખર' ગણાતા 'વસંત' માસિકનું તંત્રીપદ થોડો વખત તેમણે સંભાળેલુ તેથી વિવેચક તરીકે પણ તેમની નીરક્ષીર બુદ્ધિનો આવિષ્કાર થયો. સમાજસુધારક તરીકે, ચીલાચાલુ જડ વિચારધારા ઉપર તેમના પ્રહારો શબ્દમા અને કર્તવ્યમાં જાણીતા છે. અનેક સામાજીક સસ્થાઓ તેમણે સ્થાપી અને પોષી. અમદાવાદ મ્યુનિ ને તેમણે આપેલી સેવાઓ અવિસ્મરણીય છે. ગાધીજીએ તેમની સેવાઓને પ્રમાણિત કરી તે એક જ વાત ઘણુ કહી જાય છે. તેમના વંશજોમા પણ નીલકંઠ કુટુંબની પ્રણાલિ આજેય જીવંત છે.

## .. ..તો પછી ધૂમકેતુ કયારે ?

મહાન રશિયન સાહિત્યકાર મેકસીમ ગોર્કીની યાદમા ભારતના ટપાલખાતાએ એક ખાસ ટિકિટ ૨૮મી માર્ચે કાઢી તે ઘણું જ યોગ્ય કર્યું છે.

જન્મસિદ્ધ સાહિત્યસ્વામી દેશ અને કાળના બધનથી મુક્ત હોય છે ટાગોર અને શેકસપિયર, હોમર કે કાલિદાસ, ગાર્કી કે ધૂમકેતુ-અ તે તો બધુ સો ટચનુ સોનુ જ છે ટૂકી નવલિકાના ક્ષેત્રમા ગોર્કી, ચેખોવની સાથે જ બેસી શકે તેવા ધૂમકેતુ જન્મે ભલે ગુજરાતી રહ્યા પણ તેથી ભારતીય કે આતર રાષ્ટ્રીય તેમની પ્રતિભામા ફેર પડતો નથી જગતની જે કોઇ ભાષામા તેમની નવલિકાઓ અનુદિત થાય ત્યા સર્વશ્રેષ્ઠ બની રહેવાની તેમની ફક્ત એક જ વાર્તા 'પોસ્ટ ઑફિસ' જેણે જગતના ખૂણેખૂણે પોસ્ટ ઑફિસને અમર બનાવી તે ઋણ ચુકવવા પણ તેમની ટિકિટ બહાર પાડવાનું રાષ્ટ્રીય સરકારને સૂઝશે ખરૂ ? કે પછી ધરકી મુરઘી

## શૂન્યાવકાશ

મધ્યપૂર્વ અને અગ્નિ એશિયામા બ્રિટિશ મયદાની ઉઠાતરીથી ૧૯૭૧મા જે પરિસ્થિતિ આકાર લેવાની છે તેના પેતરા અત્યારથી રચાવાનુ શરૂ થઈ ગયું છે આરબ જગત બેચેન બન્યું છે ઇન્ડોને ઝિયા, મલેઝિયા અને સિગાપુર અસ્વસ્થ છે ન્યુઝિલેન્ડ અને ઑસ્ટ્રેલિયા સચિત બન્યા છે પાકિસ્તાનની નેમ ચીનની મદદથી કાઇક કરી બતાવવાની છે લડાયક વિમાનો ટેન્કો અને સબમ રિનો તેણે મેળવી પણ લીધી છે અને ૨૩મી માર્ચે જે કવાયત રાવલપી ડીમા યોજી ત્યા કાઇ જ છૂપુ રાખ્યુ નથી બ્રિટિશ સત્તાએ જગતના જે ભાગમા સત્તા છોડી છે સા હમેશા હોળી પ્રગટાવવાનું કામ અચૂક કર્યું છે ભારતનો દરિયાકિનારો એટલો લાબો છે કે જે નૌકાશક્તિ તેની પાસે જોઈએ તે નથી અને એટલે પશ્ચિમની કોઇ સત્તા પાસે તેનો ગજ નહીં વાગવાથી રશિયા તરફ ઢળે છે બ્રિટનને એમ શકા છે કે હિ દી મહાસાગરમા ભારત રશિયાની મદદથી પગપેસારો કરશે અને પ્રભુત્વ મેળવશે તો તો થઈ જ રહ્યુ ને ? એટલે બીજા ઉમેદવારો ઊભા કરવા તે તનતોડ અને ઉનકટ પ્રયાસો પણ કરશે અત્યુબ પછી થવુ હોય તે થાય-ભારતે પહેલાજ જે કરવાનુ છે તે કરી લેવુ પડશે-કિમત ચૂકવીને પણ રશિયન સહયોગથી દરિયાઈ સરક્ષણ સિદ્ધ કર્યેજ છૂટકો

## સિંહનો વ્યાપાર

સાસણ-ગીર એટલે એશિયાભરમા સિહનુ એકનુ એક રહેઠાણ અહી સિંહોને તેમની કુદરતી નિચર્યામા જોવા દેશ-પ્રદેશના અનેક માનવીઓ આવે છે વર્ષોથી મારણની લાલચ આપી, સિંહને ટેવાવેલો હોવાથી તે એમ માને છે કે માનવી એ કર્યું નિશ્ચરી છે-માનવી ઉપર હૂમલો ન થાય-પૂછડી પટપટાવાય ગીર જગલના ચોકિયાતો રાત અને દિવસ તેમની દેખભાળમા રોકાએના હે ન છે તાજેતરમા અખબારોમા પ્રસિદ્ધ થએના અહેવાલો અત્યત નિરાશાજનક છે જે સિંહનો નાડ સાભળી ગાત્ર પણ ગળી જાય તેને બ લે પાજેના આજ્ઞાકિત જાન વરોને જોઇ, આગતુકો વિમાસણમા પડી જાય છે કે આવો સરકસનો ખેલ જોવા જગલ ખૂદતા આ ના ? જાણે વ્યાપારી ધોરણે ગોઈ ખેલ રાખ્યો હોય તેવી છાપ ઊભી થાય છે જો આમ લાબો વખત ચાલુ રહ્યુ તો સિંહ, બકરીના મારણને બદલે ઘાસ ખાવાનુ પણ શરૂ કરશે એટલે આ વાતનુ પુનર્મૂલ્યાકન થવુ જોઈએ સિંહને તેનો મોભો, તેની સ્વતત્રતા, અને જગલમાથી શિકાર શોધી લેવાની છૂટ-પાછા આપવા જોઈએ ઇચ્છુકોને પણ સિંહ દર્શન કરવામા થોડી તકલીફ પડે-થોડો સમય લાગે-પ્રસ્વેદબિ દુ જરા જાય તો વાધો નથી વન્યપશુને સપૂર્ણ કુદરતી વાતાવરણમા રાખવાના કલા હસ્તગત કરીને પગ, ગીરના રાજા પૂરતી આચરણમા મૂકવી જરૂરી છે મોડેથી નહિ તાત્કાલિક

# જીવન મૃત્યુનાં ઉદધિમંથન

જયમલ્લ પરમાર

પાણી પાણીના પોકારો વધતા જતા હતા. પાણી ક્યાંય શોધ્યું જડતું ન હતું. અકસ્માતમાંથી રેલવેના જે ડબ્બા બચી ગયેલા તેના ઉપરની પાણીની ટાંકીઓનાં પાણી ખલાસ થઈ ગયેલાં.

રાતના પાછલા પહોરના જાણે મોતના વાયુ વાતા હોય એવા અંગ ધ્રૂજાવતા સૂસવાટા શરૂ થઇ ગયેલા અને અંગમાંથી કોઇ કાળજૂની ધખના દરિયાની ચૂસ જેવા શોષ પાડી રહી હતી.

મરતાંને મોઢે અને ઘાયલોના કંઠ ભીંજવવા પાણી દુર્લભ બન્યું હતું. જે ડબ્બામાં મને બેસાડેલો એમાં રહ્યાં ખહ્યાં ડોસી-ડગરાં સિવાય એક મલ્લાંજી મારી સામેની બર્થ ઉપર બેઠેલા.

મલ્લાંજી ઊઠ્યા. બર્થ નીચેથી કપડામાં વીંટેલ પાણીનું મટકું કાઢ્યું. મનમાં હું ખુશ થઈ ગયો. ચાલો એક માટલું તો મરતાંને મોઢે મૂકાશે! પણ હળવેક રહીને એમણે લાંબા નાળચાનો ચંબુ કાઢ્યો. પાણી ભરીને બાથરૂમમાં ગયા. કેટલીક વારે આવ્યા. એમના ઢંગ ઉપરથી સમજાયો કે વજુ કરવા ગયેલા.

ફરી ચંબુમાં પાણી ભર્યું. બારણા પાસે જઈને નિરાંતથી પેગંબર સાહેબે રણના મરુ વિસ્તાર માટે બતાવેલી રીતે હાથ-મોં ધોયાં, દાઢી પસવારી અને પાછા ફર્યા. ડબ્બા તો છૂટા પડીને ઊભા હતા એટલે હવે કોઇ ધાસ્તી ન હતી.

મલ્લાંજીએ આસમાની ચોકડીવાળો મોટો રૂમાલ ડબ્બા વચ્ચે પાથર્યો અને ફજરની નમાજ પડવા બેઠા. કદાચ ખુદાતાલાની રહેમદિલી માટે હજાર હજાર શુક્ર ગુજારતા હશે કે પોતે બાલબાલ બચીને ખુદાતાલાની ઈબાદત કરી શક્યા.

માટલીમાં હજુ થોડું પાણી બચેલું. કંઠના શોષના કારણે મારો જીવ ઘડીએ ઘડીએ માટલી તરફ નજર ફેરવતો હતો પણ એ મારો અધિકાર ન હતો. બહાર મરતાંને મોઢે પાણી મૂકવા બૂમરાણ ચાલ્યા કરતું હતું. મલ્લાંજી પોતી માટલી ટાઢું પાણી ઢોળીને અલ્લાહ પનાહની 'રહેમદિલી માગી રહ્યા હતા.

મને કરબલાના મેદાનની એ કતલની રાતનું ઓહાણ ચડી આવ્યું. યઝીદના હજારોના લશ્કર સામે ઇમાનનો જંગ ખેલતા ઇમામ હુસેન અને એના મૂઠીભર યોદ્ધાઓ યાદ આવ્યા.

અમ્માના ખોળામાં પાણી વિના તરફડતા ૭ માસના બાળક અલી અસગરની યાદ આવી. પાણી વિના તરફડતા બાળકને અમ્મા પટાવી પટાવીને સૂવે છે. 'પાણી! પાણી!'ની પ્યાસે યોદ્ધાઓ પણ ટળવળે છે.

બાળક માટે આવી રહેલા પાણીની મશક માથે દુશ્મનનું તીર લાગ્યું. પાણી લાવતા હજરત અબ્બાસના હાથ એક પછી એક કાપીને એમને ક્રૂર રીતે મારી નાખે છે. છેલ્લે 'પાણી પાણી!'ની પ્યાસે ધલવલતું બાળક પણ તીરથી વીંધાઈ જાય છે.

ત્રસિત મગજ વધુ વિચાર કરી શકે તેમ ન હતું. મને ય હું બહારના સંકટથી ડબ્બાના ભંગાર નીચે પીડાઇ રહ્યો હતો ત્યા સુધી બીજું વિચારી પણ કયા શકતો હતો? બહારનું ઘમસાણ પૂરું થતા અંદરનું શરૂ થઇ ગયું.

મલ્લાંજી ઉપરથી નજર ખેસવી લઇને, મે જાળીમાંથી જમણી બાજુ બહાર આંખને રાહત આપવા દૃષ્ટિ ફેંકી. ઝાંખા અજવાળામાં ત્યાં માણસોની અવરજવર થતી જોઇ. કંઈક ૩૦-૪૦ માણસો ગોળાકારે ઊંચાનીચા સામાન ઉપર ગોઠવાઇને બેઠેલા. થોડાંક ઊઠતા બેસતા ને કેટલાંક આવ-જા કરતા હતા.

શું હશે? કેમ દેશથી ગોઠવાઇને બધા બેઠા છે? હાલતાં માણસોમા કોઈ ઉતાવળ કે ઉદ્વેગ દેખાતાં ન હતાં તેમ બેઠેલાં માણસોમાં કોઈ અસ્વસ્થતા ન હતી.

" ધીરેધીરે હસવા બોલવાનો અવાજ પણ સંભળાયો. મૃત્યુ પામેલા કે ઘાયલો માટેની ત્યાં કાંઈ જ ધમાલ નહોતી દેખાતી. બહુ ધારીને જોયું ત્યારે પાણીની વોટર બેગો ને થરમોસ ફરતા દેખાણા ગ્લાસ ભરી ભરીને બધા પાણી આરોગતા હતા.

ભડભાંખળું થતા એ તો રાજકોટથી જતી એક જાન હોવાનું જણાયું. અકસ્માતમા એમનો ડબ્બો આબાદ બચી ગયેલો. પણ થડકાને કારણે ડબ્બાનું લાકડાનું આખું પડખું નોખું પડી ગયેલું. ત્યારે તો કિકિયારી ભેગી સૌએ કિકિયારી કરી હશે. પણ ત્યારબાદ અવરજવર દેખાતી હતી તે તો ડબ્બામાથી સામાનની હેરફેર કરીને બહાર ગોઠવી રહ્યાની હતી.

હું બેઠો હતો એના આગલા ડબ્બામા જ એ જાન આવેલી. છેલ્લે છેલ્લે ઘીના બે ડબ્બા રાજકોટથી લઈ આવ્યા હશે ને થડકાને કારણે આઘા પાછા ફેંકાઇ ગયા હશે તેની શોધખોળ ચાલતી હતી ડબા મળી ગયા ત્યારે કોઇ અવર્ણનીય આનંદ અનુભવતા હોય એમ દેખાયુ.

એક બાજુ કારમુ કકલાણ ચાલતું હતુ કેટલા માણસો મરાઈ ગયા છે ને કેટલા ઘાયલ થયા છે તેનો કોઇ અંધારામા અંદાજ કાઢી શકે તેમ ન હતુ. અને અજવાળામા પણ અંદાજ ક્યા નીકળે તેવુ હતુ?

ડબ્બાના ભગાર નીચે હજી કંઇક તરફડતા પડેલા. કંઇકના બેચા નીકળી ગયા હશે ને દટાઇને પડ્યા હશે. પેલી બાર તેર વર્ષની દીકરી હુ ભગાર નીચે પડેલો ત્યારે પોતાના બાઇબાપને શોધવા નીકળેલી એને તો મે મડદાના ગંજ વચ્ચેથી આડે પડખે થઇને જોયેલી હાફળી ફાંફળી દોડાદોડ કરીને રોકકળ કરતી ફરી ફરીને એની મા પાસે આંટા મારી જતી હતી

એવી અસહાય–મૂર્તિમંત નિરાધારિતા મે કદી નથી જોઈ કુરુક્ષેત્રના રણમેદાનમા પોતાના કાંધોતર ખોઇને હતાશ–હારી ગયેલા જીવનથી ગાંધારી કેમ ફરતા હશે એની સહેજે કલ્પના થઈ આવે

એ દીકરીની મા, ઉચ્ચ વર્ણ ને ખાનદાન કુટુંબની પ્રૌઢા વગડા વચ્ચે ડબ્બા અને માનવીના વેરણછેરણ અંગો વચ્ચે લાંબા પગ કરીને બેઠેલી. ધરતીએ પણ એના અંગને જાણે પરાણે ટેકવ્યું લાગે.

રોઇ રોઇને થાકી ગયેલ આશાનું તો એકેય કિરણ નહિ કારણ કે મારા ડબ્બા ઉપર જે ડબ્બો ચડી ગયેલો એમાથી એક પણ માનવ જન્યું બચેલું બહાર નહોતુ નીકળ્યુ.

અમદાવાદના એ ડોકટર હતા. નામ નાનાલાલ દીકરાને ભણાવી ગણાવીને અમેરિકા મોકલતા પહેલા મા–બાપ, નાની બહેન અને એ યુવાન દ્વારકા રણછોડરાયજીના દર્શન કરવા ગયેલા.

દર્શન કરીને પાછા ફરતા વાંકાનેર જંકશને માનો જીવ તે દીકરાને અને એના બાપને કહે હવે તમે બન્ને ફર્સ્ટ ક્લાસમા જાઓ તો સારી પેઠે ઊંઘ લઇ શકશો.

હા ના, હા ના કરતા બાપ દીકરો ફર્સ્ટ ક્લાસના ડબ્બામા ગોઠવાયા. જ્યા હુ બેઠેલો એ કુપેની જોડાજોડની બર્થમા જ. મા દીકરી થર્ડ ક્લાસમા જ રહ્યા બાઇએ ઘણી દીકરાને વધુ આરામ આપવા હાથે ચડાવીને ફર્સ્ટ ક્લાસમા ચડાવ્યા પછી તો એને એમ જ થાયને કે આતો મારા હાથેજ મારૂ સૌભાગ્ય અને જીવન લૂંટાવ્યુ? એના કલ્પાંતની કોઈ પરિસીમા નહિ પણ એય તે મને ડબ્બામાથી કાઢયો ત્યા સુધીમા હતાશ થઇને હારી ખાઇને બેઠેલ એના જીવમા જીવ હોય તો કલ્પાંત કરેને?

એવુ જ એક પરણીને આવતા વરવધૂએ ફર્સ્ટના ડબ્બામા આરામ સેજે લેટવા જ આવેલા. એની મધુરજની ઇશ્વર જાણે ક્યા હીલ સ્ટેશને પણ આ પૃથ્વીના નહિ એવે સ્થળે નોધાઈ હશે?

આ કલ્પાંત, કકલાણ અને લોહી માંસના ખાંટણા વચ્ચે થોડા માણસો અણથકપણે ડબ્બાના ભગાર નીચેથી ઘાયલો અને મરી ગયેલાઓને કાઢવા માટે મથામણ કરી રહ્યા હતા. અને જ્યા હુ બેઠો

હતો એની જમણી બાજુ પેલી જાન આનંદ મંગળના કલરવ કરી રહી હતી.

હર્ષ અને શોકના, મૃત્યુ અને સાંસારિક મંગળના ઉભય છેડા વચ્ચે મારો જીવ ઘંટીના પડ વચ્ચે પીસાય તેમ પીસાઇ રહ્યો.

ત્યાં પડખેના જાનવાળા ખાલી ડબ્બામાં છોકરૂં રડતું હોય તેવો અવાજ આવ્યો. થોડી વધુ અંધારી રાત હોત તો માનવી બળી મરે એવા બેકાર વાતાવરણ વચ્ચે પણ બાળકના રૂદનના અવાજથી ઘણું કરીને હોવો જોઇએ ને હાથમાં બત્તી લઇને ગાર્ડ ડબ્બામાં દાખલ થયો.

અવાજની દિશા ઉપરથી એક પાટિયા નીચે અવાજ આવતો પરખાયો. જોયું તો ધાવણું બાળક ખૂણામા પડયું પડયું રડયા કરે. ગાર્ડે બહાર આવીને બૂમો મારી કે 'કોઇનું છોકરૂ ખોવાય છે?' 'કોઇનું છોકરૂં ખોવાય છે?'

નાવારસ – અનૌરસ છોકરૂ છોડી જવાનો આથી વધુ સારો મોકો પણ કયો મળે? ગાર્ડને સલવામણ થઇ પડી. છોકરૂં ઉઠાવીને સોંપે પણ કોને? અને આ હોનારતમાં હારે પણ ક્યા ફેરવાય?

ગાર્ડે પોતાની બત્તી ઊંચી નીચી હલાવીને ફરી બૂમો પાડી કે 'કોઇનુ છોકરૂ ખોવાયું છે?'

ગાર્ડને પગમા કરૂણાની બેડિયુ પડી ગઇ. ત્યાં તો જાન બેઠેલી એમાંથી એક બાઈ દોડી આવી. ગાર્ડ બાઇને બતીને અજવાળે ડબામા લઇ ગયો. બાઈ છોકરૂં છાતીએ ચાંપીને નીકળી.

ડબાની બારીએ બેઠા બેઠા આ દૃશ્ય જોઇ સાંભળીને હું તો આભો જ બની ગયો. ખરેખર બાઇને બાળકની વિસ્મૃતિ થઇ ગઇ હશે? મા ધાવણા બાળને વિસરી શકે ખરી?

હજી અર્ધોએક કલાક પહેલા ઘીના ડબા માટે આખો ડબ્બો ઉપરતળે કરનાર જાનના માણસોએ આ બાળક માટે કેમ કાંઇ ખેવના નહિ બતાવી હોય?

અકસ્માત થયો ત્યારે બાઇના હાથમાંથી બાળક પ્રચંડ ધડકાને કારણે ફેંકાઇ ગયેલું. ભયભીત જનેતા બીજા બધા સાથે ડબામાથી જીવ બચાવવા ભાગી છૂટી હશે. પછી શોધ કરવાની હિંમત ન ચાલી. દિલમાં આઘાત બેસી ગયેલો. થોડું આગળપાછળ જોઇને બાળકની વાત પડતી મૂકી.

પ્રશ્ન તો જાનના માણસોનો હતો. જનેતા તો બે ખાઈ ગઇ. પણ જાનના માણસોએ શા માટે બાળકને ન શોધ્યું? કારણ કે બીજાં બધાં જાનનાં માણસો ક્ષેમકુશળ નીકળ્યાં અને બાળક મરેલું નીકળે તો? જાનને અપશુકન થાય ને? આનંદ મંગળને બદલે રોકકળ થાય ને? એટલે આવડી મોટી હોનારતમા બાળક ગુમ થયાની લાગણી જ થોડી વ્યકત કરીને વાત વિસારે પાડી.

જનેતાની આ જુદી કોટી જોઇને મન અનહદ ઉદાસીન થઈ ઊઠયુ. પોતાનો જીવ બચાવવા જનેતા પેટના જણ્યાને પડતું મૂકીને ભાગી છૂટી. જાનવર અંગે આવી વાત વાંચેલી.

બીરબલે બાદશાહના જવાબ દેતા પ્રયોગ કરેલો તે કે સૌથી વહાલો માનવીને જીવ હોય છે. એક ખાલી હોજમા એક બચ્ચાવાળી વાંદરીને મૂકીને હોજમા પાણી છોડયુ. પાણીથી બચ્ચાંને બચાવવા વાંદરી ઠેકાઠેક કરે છે. પાણી વધતું જાય છે. કેડસમાણુ થતા બચ્ચાને ખભે બેસાડી દીધું. પાણી ખભે પહોચ્યુ ત્યારે બચ્ચાને માથે તેડી લીધુ. બાદશાહ ખુશાલીનો પોકાર પાડવા લાગ્યો કે સૌથી વહાલુ માને પેટ. ઘડી ભર થયું ત્યા તો પાણી વાંદરીના મોઢા સુધી પહોચ્યું ને બે હાથે બચ્ચાને ઊંચું કરીને ઝાવા નાખ્યા.

પાણી વધ્યું. બરાબર મોઢેથી નાકે પહોંચ્યું. વાંદરીને શ્વાસ લેવો મુશ્કેલ પડયો. ત્યારે ઝડાક બચ્ચાને પાણીમાં નાખીને પગ નીચે દબાવીને માથે ઊભી રહી ગઈ.




[ અનુ : પ્રકાશ ગજ્જર ]

## મારું જીવનગાન

જે છે તેનાથી સંતૃપ્ત રહેવું;
વૈભવ નહીં, સૌમ્યતાની શોધમાં રહું,
ફેશન નહીં, સંસ્કારને મહત્તા આપું,
માનભૂખ્યો નહીં, યોગ્યતા કેળવું,
પૈસાદાર નહીં, સમૃદ્ધ બનું.
ખૂબ જ સ્વાધ્યાય ચાલે,
શાંતિથી વિચારતો જાઉં,
વાત વિવેકી હોય,
વ્યવહાર નિખાલસ કરું.
ખૂલ્લે હૃદયે પંખીઓ ને તારલા,
બાળકો ને વૃદ્ધોની વાણી સાંભળું.
જે કાંઈ આવે
તે હોંશથી હસતાં સહી લઉં.
બધું જ હોંશ ને હિમ્મતથી કરું.
સંજોગવશ ધીરજથી રાહ જોઉં.
ખોટી ઉતાવળ કદી કરું નહીં.
ટૂંકમાં જીવનની નાની, સાદી ઘટનાઓ દ્વારા
સાવ સહજ રીતે ચૈતન્યને પાંગરવા દઉં.
આ મારુ જીવનગાન બની રહો !

વિલિયમ ચેનિંગ

## શ્રેષ્ઠતા જ . ..

ડુંગર શિખર પરનો વિશાળ વડલો ન બનાય
તો ખીણમાં નાનકડો ફૂલછોડ તો થજે જ.
પણ એ ફૂલછોડ પછી શ્રેષ્ઠ જ હોય.
ઝાડ નહીં, તો નાની વેલ બનજો જ.

નાની વેલી પણ ન બનાય તો
લીલા ઘાસનુ તરણું બનજો,
ને કોઈક વનકેડીને સોહાવજો.
મોટું કમળ ન બનાય તો પાંદડી બનજો
પણ શ્રેષ્ઠ પાંદડી બનજો.

સેનાપતિ ન થવાય તો શ્રેષ્ઠ સૈનિક થજો.
આપણુ સહુ માટે અહીં સુવિધા છે જ.
કામ મોટા પણ હોય, નાના પણ હોય.
એમા હાથ પરનુ કામ શ્રેષ્ઠ સમજવાનું.

વિશાળ રાજમાર્ગ ન જ બનાય
તો નાની પગદંડી બનજો, કેડી બનજો.
સૂરજ ના બનાય તો સિતારો થજો,
નહીં તો કોડિયુ તો થજો જ.
મોટુ કે નાનુ કદ–એમા હારજીત શી ?
તમે જે હો તે, પણ શ્રેષ્ઠ બનજો !

—ડગ્લાસ મેલોક

## ચમત્કાર

સરળ જીવન માટે નહીં,
પ્રચંડ શક્તિ માટે પ્રાર્થના કરો.
શક્તિને અનુરૂપ કાર્યો માટે નહીં,
કાર્યોને અનુરૂપ શક્તિ માટે પ્રાર્થના કરો.

જો કે એથી કાંઇ તમારા કાર્યમાં
કોઇ ચમત્કાર નહીં સરજાય.
પણ તમે સ્વયં એક
ચમત્કાર બની રહેશો!

પછી તમને રોજ આશ્ચર્ય થશે—
કે જીવનની સમૃદ્ધિ કેટલી વધી ગઈ છે!
પરમની કૃપાકરુણા કેવી પથરાઇ છે!
એ ચમત્કાર જ ને!

—ફિલીપ્સ બ્રુકસ

## કંટક કેડી ..

મેં સરળ જીવનપંથ માગ્યો નથી.
ઓછા બોજાની કામના મેં કરી નથી.
વાસ્તવમાં આ મારી પ્રાર્થના રહી છે
કે ખડકાળા ડુંગર રસ્તે ચઢવાની
શક્તિ અને ધૈર્ય મને મળે.

મને એવી હિંમત આપો કે
મુશ્કેલમાં મુશ્કેલ શિખર
હુ એકલો જ ચઢી શકું.
ને મારા માર્ગના
પ્રત્યેક અવરોધક પથ્થરને
હુ પગથિયુ બનાવી શકું
મને એ શક્તિ ને ધૈર્ય આપો.

—ગેલ બરકેટ

## તમને મળો....

મારી પ્રાર્થના છે કે 'તમને મળો :
તમને મીઠાંમધુરા રાખવા પૂરતું સુખ,
તમને સબળ–સચેતન રાખવા
પૂરતી તકલીફો,
તમને સુખી ગૌરખર પૂરતી આશાઓ,
તમને વિનમ્ર રાખવા પૂરતી નિષ્ફળતાઓ,
તમને આતુર રાખવા પૂરતી સફળતા,
તમને આશ્વાસન પૂરતા મિત્રો,
તમને જરૂરિયાત પૂરતી સમૃદ્ધિ,
આગળ વધવા પૂરતો ઉત્સાહ,
હતાશા ગાળવા પૂરતી શ્રદ્ધા
અને ગઈકાલ કરતાં આજને
વધારે સારી બનાવવા માટે
પૂરતી સંકલ્પશીલતા–
આ તમને મળો,
એ મારી પ્રાર્થના છે

--ટ્રેકર ચેસ્ટર

## પ્રસ્તાવો શો ?. .

છેવટે એક બાબત તો એવી છે જ,
જે માટે મને મૃત્યુ વેળા પણ પસ્તાવો નહીં થાય.
દૈનિક જીવનની નાનામા નાની ઘટનામાંથી પણ
મેં ભરપૂર આનંદ લૂંટ્યો છે.
નાસ્તાના ટેબલ પર નાચતાં સૂર્યકિરણો,
પ્રભાતી હવાની સુગંધ,
ઘડિયાળની ટીકટીકનો અવાજ,
ભાગતી રાતે ધીમે આરંભાયેલી વર્ષા,
સર્વ સહ્યોને ઘરને મારગે ભેળા
કરતુ સંધ્યાટાણુ,
ને શિયાળાની રાતે સગડી સેવો!
જીવનની નાનામાં નાની સૌંદર્યક્ષણને
પણ મે ગમે તેમ જવા દીધી નથી
કોઇ પણ બાબતને મેં વણનોંધ્યે
સ્વીકારી નથી.
વસંત, વર્ષા, પાનખર—
પળોપળને મેં માણી છે.
એમાં હું ફરી નિષ્ફળ નથી ગયો.

-ટર્નબૂલ

# હૈયેથી કેમ તરછોડાય ?

ગભરુ ભડિયાદરા

સુજાતા રાહુલને નવડાવીને કપડાં પહેરાવી રહી છે. માલિનીબહેનને આવતાં જોઇને એ બોલ્યાં : 'આવો, માલિનીબહેન! બહુ દિવસે દેખાયાં.'

'હા, સુજાતાબહેન! મારે તો તાબડતોબ નવસારી મારી બહેનની ટાઇફોઇડની સારવાર માટે જવાનું થયું હતું.

'અરે, પણ આ રાહુલ! આખા શરીરે ચાઠાં...ચાઠાં...!'

'જુઓને બહેન, તેને તો શિતળા નીકળ્યાં હતા. પરમાત્માએ બચાવ્યો.'

રાહુલનો હાથ પકડીને શરીરે જોતાં–'અરર! રાહુલ તો બિલકુલ બદલાઈ ગયો છે.'

સુજાતા રાહુલને માથે હાથ મૂકી, પછી છાતી સરસો ચાંપી, 'કહો કે બચી ગયો. આ આંખની પાંપણ પર પણ બળિયા હતા. આંખની ખોડમાંથી બચી ગયો.

મોં પર ઉદાસીનતા લાવી સાડી સંકોરતા માલિનીબહેન : 'મારી બહેન પણ બચી ગઇ. તેની બિચારીની નાની બેબીઓ મા વિનાની કેવી તરફડત! બંને તેની માની સામે નમાયા હોય તેમ મોં લટકાવી ઊભી રહેતી હતી. બહેન, રાત-દિવસ ઉજાગરા કરીને...'

રાહુલને ખોળામા બેસાડતા સુજાતા : 'બહેન, મારે પણ રાત ને દિવસ એક થયાં હતાં. પહેલાં તો ખૂબ તાવ આવ્યો, કંઇ સમજાય નહિ. ડૉકટરને બોલાવ્યા, તેમણે પણ સામાન્ય તાવ કહ્યો. ત્રણ દિવસ સખત સતત તાવ! પછી તો આખે શરીરે ધીરે ધીરે બળિયા નીકળ્યાં. નાનામાંથી મોટા થયા, આખા શરીરે તલ મૂકવા જેટલી પણ જગા નહિ. શરૂઆતમાં તો પાકેલાં સફેદ પીળું જેવાં... પછી પરૂ ભરાયું એટલે આ ગાલ તો જાણે સીતાફળ...હાથમાં લેવાય પણ નહિ. એ વરસનું બાળક... ધાવણ છોડેલું નહિ...ધવરાવવું કેવી રીતે? ઝાડો પેશાબ બંધ... બહેન, આંખોમાં આંસુ ને હળવે હાથે ગોદમાં લઇ ધવડાવતી જાઉં. પછી તો જીભ પર પણ ફોલ્લી... ધાવી પણ ન શકે અને બોલી પણ... ડૉકટરોએ કહ્યું કે, આની સારવાર માટે દવા ન હોય. બહેન મને તો વસી ગયેલું કે પ્રાણપંખેરું ઊડી જશે કાં તો આંખોની ખોડ આવશે. હું તો ગભરાઈ ગયેલી. હયું બળ્યા કરે. પડોશીઓ કે વિદ્યાર્થી ભાઇ–બહેનો પણ ઢૂંકડાં ન આવે કે ન ડોકાય...' સુજાતાબહેનની પાંપણ પરથી જેમ ઘાસની પાંદડી પરથી ઝાકળ બિંદુ સરી...ખરી પડે તેમ આંસુ ટપકી પડયાં... અને રાહુલને માથે હાથ મૂકયો. સાડીથી આંસુ લૂછતાં ફરીથી...

'બહેન, સૌ સારાના સગાં છે. પહેલાં–બહેન, રાહુલને આશ્રમના લોકો અને વિદ્યાર્થી ભાઇ–બહેનો મારા ઘરમાં આવી–તેડોને રમાડતા ને બહાર લઇ જતા... હવે તો .. રાહુલ બહાર બેઠો હોય છે તોય કોઇ બોલાવતુ નથી અને આડું જોઈ ચાલતા થાય છે. હા, કોઇ વળી આંખની શરમથી ઔપ-ચારિકતાથી બોલાવે છે પણ મનના ઉમળકાથી તો ..'

માલિનીબહેને રાહુલને હાથમાં લેતાં કહ્યું : 'હા, બહેન, સૌ સ્વાર્થી છે. રાહુલનુ શરીર જ્યારે માખણ જેવુ લીસું હતું અને કૂંપળ જેવું કૂણું લાગતું હતું ત્યારે તો સૌ કોઈ...'

વચ્ચેથી જ સુજાતાબહેન : 'બહેન, મને મનમાં થયા કરે છે કે રાહુલનું એ ચૈતન્ય, તરવ-વરાટ કે એ નખરાં ફરીને પાછાં આવશે? મને વિશ્વાસ નથી કે આવશે. એ સુંવાળપ તો નહિ જ આવે...'

'ના, ના, બહેન, એ તો આ ડાઘ તમે માખણ ને અડદનો લોટ કે દૂધ કે ચણાનો લોટ

મિશ્ર કરી ઘસશો તો ઓછાં થઈ જશે અને આ તો હજુ નાનો છે, મોટો થશે ત્યારે... મારી બહેનની બેબીને પણ આવું હતું તેને સારું થઈ ગયું.'

સુજાતાબહેન વિચારને વાગોળતા હોય તેમ– 'બહેન, શું કહું! આ પહેલાં ગૌતમભાઈ રાહુલને રોજ બોલાવી–બાળક સાથે બાળક બની–તેની સાથે ગેલ કરતાં અને દ્રાક્ષ ને અખરોટ આપતા... તે પણ હવે... તે તો વળી કહેતા—"જવાહરલાલજીની જેમ મને બાળકો બહુ વહાલા લાગે છે, ચાહું છું."

વાત કાપતા માલિની બહેન—'પણ બહેન, એ તો સુંદર, સ્વચ્છ, સુઘડ બાળકો ગમે. મેલા-ઘેલા કે ગરીબનાં અણઘડ ગોબરા નહિ એ તો માત્ર આદર્શનો માત્ર કોથળો હોય તેમ વાતો કરતા અને મોટા માણસો સાથે પોતાની જાતને સરખાવતા થાકતા જ નથી, તેમાથી જ ઊંચા આવતા નથી, હું તો તેમને મોઢે પણ કહું છું.'

સુજાતા–'બહેન, એમની વાત તો છોડો. માણસ જેમ મોટું થાય તેમ તેનામાં સુસંસ્કાર–કુસંસ્કારના રંગના પડે. પણ પહેલાં શુદ્ધ સ્ફટિક જેવાં બાળકો પણ મારા રાહુલને... પેલી અમૃતા અને ગોપા તો પહેલા રાહુલ સાથે રમતા ધરાતા નહોતી અને નાચતા થાકતી નહોતી, તે પણ તેનાથી વિમુખ!'

માલિનીબહેન : 'ખરું કહું, સુજાતાબહેન! મા તે મા, બીજા બધા વગડાના વા!'

વળી સુજાતાનું હૈયું ભરાઈ આવ્યું અને બોર બોર જેવડાં આંસુ ખરી પડયાં અને બોલ્યાં: 'પણ બહેન, હું બીજા પાસે અપેક્ષાના ફાંફાં શું કામ મારું? આ એના પપ્પા સુદ્ધાં પણ તેને પહેલાંની જેમ રમાડતા નથી. તેનાથી દૂર દૂર ભાગે છે. મારા આગળ સૌંદર્ય, સૌંદર્યદષ્ટિ (Asethetic sense) પ્રેમ વગેરેની મિમાંસા કરે ત્યારે તો જાણે.. એ પણ ગૌતમભાઈની જેમ બૌદ્ધશ્રમણ ઉપગુપ્ત અને વેશ્યા વાસવદત્તાની–બાહ્ય સૌંદર્ય–આંતરિક સૌંદર્ય–સૌંદર્ય વસ્તુગત નથી ભાવગત છે–એવા પ્રેમ અને કરુણાની આદર્શની વાતોનાં રોજ પાના ઉલટાવતા. અને આજે?'

માલિનીબહેન : 'પણ બહેન, આદર્શ તો અંદરથી ઉગવા જોઈએ, એ કંઈ થોડા ઉછીના મળતાં હોય છે!'

સુજાતાબહેને રાહુલની લીંટ લુછી, હૈયાસરસો ચાંપી, 'બહેન, એ તો કોઈ મહેમાન કે મિત્રો આવે ત્યારે પોતાનું બાળક કહેવડાવતાય શરમાય છે એ તે બાપ કહેવાય કે, બહેન, કોને કહીએ? ચોરની મા કોઠીમાં મોં ઘાલીને રુવે એવી વાત છે.' (વળી આંસુ લાવી) 'બહેન, આપણે મા–પેટના જણ્યાને કેમ તરછોડી શકીએ?'

## 'નોટ પેઈડ !'

સવારે દશ વાગે દરવાજે સાદ પડ્યો : 'રમેશભાઈ પટેલ.!' છતા કોઈ આવ્યું નહીં. પડોશી મિત્રને મેં કહ્યુ : 'રમેશભાઈ, લ્યો આ તમારી ટપાલ. ટપાલી દરવાજે નાંખી ગયો હતો.' રમેશભાઈએ આભાર માનતાં મારી રૂબરૂમા જ કવર ફોડયું અને બોલ્યા : 'અરે, કવર પરની ટિકિટ તો જેમની તેમ જ છે! ટપાલીએ છાપ જ નથી મારી? આ તો ઉપયોગમાં ફરીથી લઈ શકાય તેમ છે!' કહી રમેશભાઈએ કવર ઉપરથી પંદર પૈસાની ટિકિટ સીફતથી ઉખેડી લીધી! સાંજે પાંચ વાગે વળી પાછો ટપાલી આવ્યો. "રમેશભાઈ પટેલ...!" અને રમેશભાઈ ટપાલ લેવા દરવાજે દોડી ગયા. ટપાલી બોલ્યો : "ત્રીશ પૈસાનુ નોટપેઈડ કવર છે!" અને રમેશભાઈનું મોં ફિક્કું પડી ગયું! ટપાલી પાસેથી કવર છોડાવી રમેશભાઈ મારી પાસે આવી કહે : "ભાઈ, સવારે કરેલા ગુનાનો બદલો સાંજે જ મળી ગયો છે! આ જુઓ અત્યારે "નોટ પેઈડ" કવર આવીને પડયું છે!" અને પછી તો રમેશભાઈને જો રદ થયાં વિનાની ટિકિટવાળુ કવર આવતુ તો જાતે જ ટિકિટ ઉપર ચોકડી મારતા!

—જે. વી. જીવરાજાની

# કવિતા જીવી ગયો કવિ માઘ

કુ કાશ્મીરા દવે

ઉપમા, અર્થગૌરવ અને પદલાલિત્યનો કવિશ્રેષ્ઠ માઘ એકવાર રાજા ભોજનો અતિથિ બન્યો સતુષ્ટ ન થવાનુ રાજા ભોજે જાણ્યું

રાજા ભોજ કવિ માઘના અતિથિ બન્યા ઇન્દ્ર જેવા વૈભવથી દિગ થયા મહેલ જોતા જોતા એક ખડમા ધૂપ-સુગધ અને સુગન્ધિત જળફુવારા જોઇ રાજા ભોજ મુગ્ધ થયા

'કવિવર ! આ આપનુ ઉપાસનાસ્થાન છે કે?'

કવિ અત્યત સંકોચ પામ્યા હળવેકથી રાજા ભોજને જણાવવામા આવ્યુ કે એ તો શૌચાલય છે

કવિ માઘનો વૈભવ જોઇને ભોજને એક પ્રકારનો ક્ષોભ થયો કે માઘના વૈભવ પાસે પોતાનો વૈભવ તુચ્છ છે માઘ રાજાનો આ ક્ષોભ પામી ગયો

રાજાએ વિદાય લીધી ત્યારે દર્શકો અને યાચકોની ભીડ જામી ગઇ એ સૌને વિધવિધ દાન-દક્ષિણા આપવાનો વિધિ ભોજના મ ત્રી કરવાની તૈયારીમા પડયા ત્યા માઘે જાહેર કર્યું કે રાજા જેવા પરાક્રમી અને સરસ્વતી પૂજક પોતાને ત્યા પધાર્યા એની ખુશાલીમા માઘ પોતાની સર્વ સપત્તિ લૂટાવી દે છે અને માઘે રાજા ભોજની હાજરીમા જ સર્વસ્વ લૂટાવી દીધુ પોતાની પત્ની સાથે પહેર્યે કપડે બહાર નીકળી ગયો

રાજા ભોજ માઘના ત્યાગથી પ્રભાવિત થઇ ગયા, પણ દિગ્મૂઢ બનીને જોઇ રહ્યા કવિ અને કવિ પત્ની તો ચાલતા થયા રાજાને ક્ષણ વીતી ગયા પછી ખ્યાલ આવતા પાછળ દોડયા ને માઘના પગમા પડ્યા

માઘે રાજાને પ્રેમપૂર્વક ભેટતા ભેટતા કહ્યુ કે 'કવિ ભોગી હતો એ વાત સાચી પણ એ ભોગના પાછળ એક યોગ પણ રહેલો હતા ત આપ ન પિછાણી શક્યા'

અટલુ કહીને શ્રીદત્તને પુત્ર માઘ પોતાનુ ગામ શ્રીમાળપુર છોડી ગયો

એ પછી માઘે ઘણીવાર સપત્તિ મેળવેલી પણ એ દાન કરી દેતો પછી સગ્રહ કરવાની અને સગ્રહ કરીને ઉપભોગ કરવાની વૃત્તિ એનામા નહિ રહેલી લક્ષ્મી મેળવીને લૂટાવી દેવામા એને મોજ પડતી

વૃદ્ધાવસ્થામા માઘ સાવ અકિચન થઇ રહેલો ધારાનગરીની એક ધર્મશાળાની એક ઓરડીમા રોગથી ઘેરાયેલો આ અકિચન મહાકવિ પોતાની પત્ની સાથે રહેતો હતો રાજા ભોજને પોતાના આગમનથી અજાણ રાખેલ પણ માઘ આવ્યાની ખબર દીન દુખિયાને પડી ગઇ

કવિ પાસે તો કાઇ હતુ નહિ એટલે કવિ પત્નીએ પોતાની પાસે જે થોડા આભૂષણો બચેલા તે આપી આપીને યાચકોના મન મનાવવા પ્રયત્ન કર્યો

એ પછી કહે છે કે વિદ્વાનોનો પણ માઘની આસપાસ ઘેરો વળી ગયેલો એને કઈ આપ્યા વગર માઘને પણ કેમ સતોષ થાય? પણ નિ શ્વાસ સિવાય કાઈ ન હતુ ત્યારે પત્નીના આગ્રહથી માઘે શ્લોક રચીને ભોજને પહોચાડયો

રાજા ભોજે માઘને સતુષ્ટ કરવા ઘણી મોટી રકમ મોકલાવેલી એમાથી પાઈ પણ રાખ્યા સિવાય બધી વિદ્વાનો વચ્ચે વહેચી દીધેલી

પોતાના ત્યાગી જીવન ઉપર એક સતોષની નજર નાખીને માઘ અતિમ શ્વાસ ખેચી રહેલો ત્યારે એક રક માણસે વસ્ત્રની માગણી કરી માઘના પત્ની પાસે પણ પોતે પહેરેલા સિવાયનુ એક પણ વસ્ત્ર બાકી નહિ બચેલુ

માઘના અગ ઉપર એણે પહેરેલુ તે એક જ વસ્ત્ર હતુ એમાથી અર્ધું ફાડીને પેલા વસ્ત્રહીન માણસને આપ્યું ને બાકીનુ અર્ધું ઓઢીને પરમ સતોષ સાથે સ્વધામે સીધાવ્યો

માઘના વૈભવની લોકો ન માની શકે એવી અદ્ભુત વિલાસોની વાતો કહેવાય છે પણ એ બધો વૈભવ ત્યાગતા સર્પને કાચળી ત્યાગતા જે દુખ થાય છે તેટલુ પણ થયું કહેવાતુ નથી પછી તો ત્યાગીને ભોગ શું માઘ લાખો મેળવતા ને લાખો દેતો કાવ્યનુ જીવન એણે જાણ્યુ પિછાણ્યુ ને માણ્યું એ કવિતા જીવી ગયો

જયતિ તે સુકૃતિનો રસ-સિદ્ધા કવિશ્વરા ॥

# મામૂલી વાત

મૂ. લે આરિભપુડિ

અનુ. પ્રેમેન્દ્ર શાહ

મામૂલી માણસ, મામૂલી વાત, મામૂલી રકમ, બધું જ મામૂલી. એવી કોઈ વાત નહોતી કે જેના પર વિચાર કરવો પડે. પણ કહેનાર કહે છે કે ટીપું ટીપું મળાને જ સમુદ્ર થાય છે ને તેમાં પહાડના પહાડ ડૂબી જાય છે.

- વાત આવી છે – ધમ્મપટમ્માં એક ઇસ્પિતાલ છે. આ જિલ્લાની સૌથી મોટી ઇસ્પિતાલ છે, તેમાં ઘણા ડાકતરો છે. તેઓ કોઈ કોઈ વખત સગવડિયા રીતે પોતાની જાતને મામૂલી ગણાવે છે. કદાચ આ તેમની વિનમ્રતા હોય કે કોઈ વાત છુપાવવા માટેનો પડદો પણ હોઈ શકે. તેમના હાથ નીચે ઘણા નોકર–ચાકર છે. નર્સ, કલાર્ક, મહેતર વગેરે.

ઇસ્પિતાલ સરકારી છે ને તેમાંય દવા મફત થાય છે. હા, પૈસાદારો પાસે થોડી ફી લેવામાં આવે છે. પણ ગરીબોને મફત દવા થાય તેવો નિયમ છે. પણ આ નિયમ પળાતો નથી પૈસા વિના ત્યાં કશું નથી પૈસા વિના નથી દર્દી દાખલ થઈ શકતો કે નથી ઇલાજ થતો. પગલે પગલે લાંચ આપવી પડે છે. આખી ઇસ્પિતાલમા આ ભ્રષ્ટાચાર ચાલે છે. રોજેરોજ લાંચની કારવાઈ ચાલે છે. લેનાર માટે આ સામાન્ય વાત છે. આપનાર પણ તેને સામાન્ય, મામૂલી વાત ગણે છે. લાંચ લેનાર પણ મામૂલી લોકો છે, લાચની રકમ પણ મામૂલી હોય છે. વધુમાં વધુ પાંચ-દશ રૂપિયા. આ લાચ લેવા–આપવાની વાત એટલી સામાન્ય છે કે તેમાં કોઇને આશ્ચર્ય થતુ નથી.

આ વાતની કદાચ કદીયે હો-હા ન થાત. પણ કોટપ્પાની ધમાલને લીધે આ મામલી વાતને મોટું સ્વરૂપ મળ્યુ. આ કોટપ્પા ઇસ્પિતાલના મામલી નોકર–ચાકરોથી પણ મામૂલી હતો. તે થાકયો હાર્યો ખેડૂત હતો. થોડાં વર્ષો પહેલાં તેની પાસે એક–બે એકર જમીન હતી ખરી. પણ તે ધીરે ધીરે દેવામાં ડૂબી ગઈ. પછી તે બીજાને ત્યાં ખેત–મજૂરી કરતો.

તેની પત્ની ગર્ભવતી હતી. પૂરા દિવસ થતા પહેલા તો તેના પગ સૂઝી ગયા. લોહીનું દબાણ પણ વધી ગયું. કોટપ્પા તેના માલિકની બળદગાડી માગીને તેમાં પોતાની પત્નીને સુવાડી ધમ્મપટમ્ પહોચ્યો. ઇસ્પિતાલના દરવાજા પાસે જ તેને રોકયો, ઘણી આજીજી કર્યા પછી ને દરવાનને ચાર આની આપ્યા પછી તે અંદર જઈ શકયો. ખરાબ તબિયતને લાબી સફર ને લીધે તેની પત્ની બેહોશ પડી હતી. કોટપ્પાને થયું કે આ સ્થિતિ જાણી લોકો મદદ માટે દોડી આવશે. બે-ચાર આવ્યા પણ ખરા. જેને આવવુ જોઇએ તે ના આવ્યા. મોટી ઇસ્પિતાલ છે એટલે કદાચ બેહોશી પણ મામૂલી વાત ગણાતી હોય! કોઇને હાથ જોડ્યા, કોઇને મનાવ્યા, કોઈના પગ પકડ્યા, પણ બધા એવી રીતે જોઇને ચાલ્યા જતા કે જાણે તેઓ આના કરતા પણ વધુ ગંભીર કેસમાં વ્યસ્ત ના હોય!

કોટપ્પાને દુનિયાદારીનુ કંઈ ભાન નહોતું. ઇસ્પિતાલ પહેલી વખત આવ્યો હતો. પહેલીવાર તેની પત્ની ગર્ભવતી થઈ હતી. તે પૈસાવાળો નહોતો કે જેથી પૈસાની કરામતો જાણે. તેને ખબર નહોતી કે આ ઇસ્પિતાલમા પૈસા વિના મડદાં પણ ખસેડાતા નથી. તે દુઃખી થતો ઊભો રહ્યો. પરસેવો થઈ ગયો. તેના પગ ભયથી થર-થરવા લાગ્યા. શરીરે પહેલવાન જેવો હતો તો પણ ધ્રુજવા લાગ્યો. તેને ભય, વિવશતા ને અંધકાર સિવાય કંઈ ના દેખાયું.

કેટલોય સમય વીત્યા પછી એક લેડી ડોકટર આવી તેણે કોટપ્પાની પત્નીને ઇસ્પિતાલમા દાખલ કરાવી. નર્સોએ તેના દેખતા દર્દીની દેખભાળ પણ કરી કોટપ્પા બહાર ઊભો ઊભો ભગવાનને હાથ જોડી રહ્યો : 'ગમે તેમ થાય, એ જીવતી રહે એટલે થયું' નર્સો અદર-બહાર દોડાદોડ કરી રહી. તેની પત્નીવાળા ઓરડામા બીજા કેટલાયે દર્દી હતા કોટપ્પા નર્સોને આવતી-જતી જોઈ કોણુ જાણે શું યે વિચારી રહ્યો હતો : "મારી સ્ત્રીને એવુ તે શુ થઈ ગયું છે કે આ લોકો આટલી દોડાદોડ કરી રહ્યા છે." તેને ખૂબ ફિકર થવા લાગી. તેનો ડર વધી ગયો. મનોમન તે ઈશ્વરને પ્રાર્થી રહ્યો.

કેટલાક સમય પછી તેને કહેવામા આવ્યુ કે પ્રસવ થતા પહેલા જ તેની પત્નીનો પ્રાણુ ઊડી ગયા છે. તે લાબા શ્વાસ ખેચતો અદર ગયો. જોયુ તો તેની પત્ની ત્યા જ નીચે પડેલી હતી જ્યા તેને દાખલ કરતા નાખી હતી. કઈજ કરવામા નહોતુ આવ્યુ. નર્સોની દોડાદોડ કદાચ બીજા કોઈ દર્દી માટે ચાલી રહી હતી. અભણુ હોવા છતા કોટપ્પા એટલો તો મૂર્ખ નહોતો કે ખરી વાત ના સમજી શકે

બે-ચાર માણસો એ મડદાને ઊઠાવી એક બાજુ મૂકયુ ને પછી તેના આજુબાજુ આટા મારવા લાગ્યા આ સેવા આપ્યા બદલનુ મહેનતાણુ મળવાની તેઓ કોટપ્પા પાસે આશા રાખી રહ્યા હતા. કોટપ્પાની પત્ની મરી ગઈ તો ભલે, તેમને શુ ? એવા તો આ ઇસ્પિતાલમા ઘણા મરે છે. પણ તેમના દામ તો તેમને મળવા જોઇએ ને? કોટપ્પા પત્નીના મડદા સામુ જોઇ જ રહ્યો પેલા આશા છોડી ધુરક્તા-બબડતા ચાલ્યા ગયા.

કોટપ્પાનુ ગામ દૂર હતુ અને ધમ્મપટ્ટમમા તેનુ ઓળખીતુ પણ કોઈ નહોતુ શુ કરવુ તે તેના માટે સવાલ હતો મડદાને જેમ તેમ કરી ઊચકી, બળદગાડીમા નાખી તે પોતાના ગામ તરફ ચાલ્યો. જો બળદને પોતાના ગામની-ગામના રસ્તાની ખબર ના હોત તો કોણુ જાણે તે કયાયે પહોચી જાત ! બળદ વગર હાકયે પોતાની મરજીથી જ રસ્તો શોધતા ચાલ્યા કરતા હતા કોટપ્પા રડતો-કકળતો પત્નીના મડદા પાસે જ બેસી રહ્યો ગાડી હાકવાનું કે તે કયા જાય છે તે જોવાનું એને ભાન નહોતુ !

ગામ પહોચતા બધાએ તેને મદદ કરી ને તેની પત્નીને અગ્નિદાહ દીધો. કોટપ્પા પત્ની વિનાની સૂની ઝૂપડીમા ના રહી શકયો. તે પાછો ધમ્મપટ્ટમ્ ગયો તેની પત્નીની ખૂના ઇસ્પિતાલ આગળ જઈ તે એક લીમડાના ઝાડ નીચે બેસી ગયો. તેને થયું-હવે જીવીને શુ કરવુ છે? ભલે મરી જવાય, પણુ ઇસ્પિતાલમા ચાલતી આ રીત સામે પોકાર તો કરવો જ જોઈએ. તેણે ઇસ્પિતાલ આગળ જ અનશન આદર્યું.

એક દિવસ થયો, કઇ જ ન બન્યું. બીજા દિવસે પણ કોઇએ ધ્યાન ના આપ્યું. ત્રીજો દિવસ વીત્યો, કોઇનુ રૂવાડુ પણુ ના ફરકયુ. ધમ્મપટ્ટમ્ ઇસ્પિતાલ જેમ ચાલતી હતી તેમ ચાલ્યા કરી. આવતા-જતા લોકો ઈલાજ માટે આવેલો ગામડિયો સમજી તેના સામે જોવાના પણ પરવા નહોતા કરતા. કોઈએ તેને સમજાવ્યુ કે તારા અનશન શાને માટે છે એ લોકોની જાણુ માટે કઇ પાટિયુ કે જાહેરાત લગાડી બેસ. કોટપ્પા કઈ ના સમજ્યો. પણુ એક સામાન્ય કાર્યકરે પાટિયુ ચીતરી તેની પાછળ મૂકયુ 'આ ઇસ્પિતાલ ખૂની છે, એમાથી લાચ-રુશ્વત હટાવો.

ઉપવાસ પર ઉપવાસ થયે ગયા ત્યારે કોટપ્પાથી ઊભા કે બેઠા રહેવુ મુશ્કેલ થવા માડયુ. તે ખુલ્લા જમીન પર જ લાબો થઈ ગયો. કેટલાક તેની દયા ખાતા, કેટલાક તેને ગાડપણુમા ગણતા. ઈલાજ કરાવા આવીએ તેમા તો બે-પાચ રૂપિયા ખર્ચ થઈ જાય તો તેમા શું થઈ ગયુ ? તેમા આટલી આટલી ધમાલ કરવી તે ગાડપણુ નહિ તો બીજુ શુ ? પણુ કોટપ્પાએ પત્ની ગુમાવી હતી તેનો ઘા ઊડો હતો, એટલે લોકોના સમજાવ્યા

છતા તેના અનશન ચાલુ રહ્યા. ઉપરે હસ્પિતાલની લેડી ડોક્ટર આવી. તેણે સમજાવ્યો, પણ કોટપ્પાનો સત્યાગ્રહ ચાલુ રહ્યો. બીજા એકાદ-બે છાપાવાળા આવી કોટપ્પાને મળી ગયા ને પછી તો એટલી હો-હા થઈ ગઇ કે હસ્પિતાલની ઊંડાં મૂળ નાખી વર્ષોથી ઘર કરી ગયેલી લાંચ-રૂશ્વતના પાયા હાલી ગયા. છાપાઓએ ને સામાજિક કાર્યકરોએ સરકાર પર ખૂબ દબાણ કર્યું અને મામૂલી માણસ કોટપ્પાની ફરિયાદ નોંધી.

લાંબા ઉપવાસને લીધે કોટપ્પા ખૂબ ક્ષીણ થઈ ગયો હતો. ખુલ્લામા પડી રહેવાથી બિમારી પણ આવી ગઈ હતી. એણે જે હસ્પિતાલ સામે ઉપવાસ આદરેલા તેમાં જ તેને દાખલ કર્યો. માનભેર તેની સારવાર કરી તેને મોસંબીના રસથી પારણાં કરાવ્યા.

મામૂલી વાતમાથી મામૂલી માણસે હસ્પિતાલમાં મામૂલી રકમ માગી મહામૂલી જિંદગીઓ તરફ બેદરકાર રહેતા બધ કરાવ્યાં.

---

## મારે કઇ રીતે જમવું એનો નિર્ણય પણ બીજા કરે ?

સૌરાષ્ટ્રનુ અલગ રાજ્ય હતું ત્યારનો આ પ્રસંગ છે.

દિલ્હીથી આવેલા કોઈ અતિથિના માનમા મુખ્ય મંત્રીશ્રી તરફથી રાજ્યના અતિથિગૃહમા ભોજન સમારંભ યોજવામા આવ્યો હતો. ભોજનનો પ્રબંધ કરવામા આવ્યો હતો પશ્ચિમની પદ્ધતિ અનુસાર

ભોજનનો કાર્યક્રમ શરૂ થયો, સદાય જમણે હાથે જમવાને ટેવાયેલા એક મિત્રે છરી ડાબા હાથમા અને કાંટો જમણા હાથમા લઇને અડખે પડખે બેઠેલા સાથીઓ સાથે વાતો કરતા કરતાં ખાવનુ શરૂ કર્યું.

પશ્ચિમ પદ્ધતિથી ટેવાયેલા બીજા એક મિત્રે એમનુ ધ્યાન ખેંચી, છરી જમણા હાથમા અને કાંટો ડાબા હાથમા રાખવા ભલામણ કરી.

"પણ મને આમ ફાવતુ હોય તો ?" પહેલા મિત્રે જવાબ આપ્યો

"ફાવવાનો સવાલ નથી. એટીકેટનો સવાલ છે. જોનારા તમારી મશ્કરી કરશે." બીજા મિત્રે હળવેથી એમના કાનમાં કહ્યું.

"આપણી ચાલ છોડીને બીજાની ચાલે ચાલવા જઈએ તો મશ્કરી થાય ને ? મારા દેશમા મારે કઈ પદ્ધતિએ જમવુ એનો નિર્ણય બીજો કરે ? એટીકેટને નામે બીજાનું આંધળું અનુકરણ કરવું નથી. આ તમારી છરી અને આ તમારો કાંટો. પહેલા મિત્રે અડખે પડખે બેઠેલા મિત્રો સાંભળે એમ ખુલાસો કરી છરી કાંટો બાજુએ મૂકી દીધા. અને હાથેથી જમવાનુ શરૂ કર્યું.

મિત્રો અને મહેમાનો એમના સામુ જોઇ જ રહ્યા.

કચ્છ ધરા ઉપર મુસલમાનોના પહેલા આક્રમણો ખાળનાર

# યોગરાજ અજપાળ

ખ. દુ. મિશ્રા

અરવલ્લીની ડુંગરમાળાઓમાં જ્યાં પવિત્ર પુષ્કરતીર્થ આવેલું છે ત્યાં સાતમી સદીના આરંભમાં એક રાજપુત કિશોર બકરા ચારતો હતો. મૂછનો દોરો હજી ફૂટી રહ્યો હતો છતાં પ્રચંડ દેહ કાઠી, આજાન બાહુ, વિશાળ ભાલ અને તેજસ્વી આંખોમાં ભાવિના પ્રખર અજવાળાં બિલોરી પાણીમાં નિર્ભય મીનની જેમ તગતગતાં હતાં.

પાની શાખાનો આ ચૌહાણ કિશોર બકરાં ચારતો ચારતો પત્થરના ગઢ-કિલ્લા ગોઠવ્યા કરતો અને સાધુસંતોને બકરાનું દૂધ પાઈ પ્રસન્નતા અનુભવતો.

પુષ્કરતીર્થની એ ડુંગરમાળામાં એક સંન્યાસીની નાની મઢૂલી હતી. થાક્યોપાક્યો આ ગોપકિશોર મઢૂલીએ આવીને વિરામ લે, સંન્યાસીનું નાનું મોટું કામ કરે અને સંન્યાસીને બકરાનું તાજું દૂધ આપીને સેવા કર્યા કરે.

સંન્યાસી બકરાનું તાજું દૂધ પીએ અને ગોપકિશોર સંન્યાસી પાસેથી જ્ઞાનનું અમૃત પીએ. સંન્યાસીએ કિશોરની દેવાસુઝ જોઈ, ધર્મ પ્રત્યેની શ્રદ્ધા જોઈ, એ શ્રદ્ધા માટે ઝૂઝવાની આંતરિક તાકાત જોઈ અને સંન્યાસી એક દિવસ પ્રસન્ન થઈને બોલી ઉઠ્યા.

'તું બકરાના પાલન માટે નથી જન્મ્યો, બચ્ચા ! પણ દેશના અને ધર્મના પાલન માટે જન્મ્યો છો. આર્યાવર્તમાં યવનોના ધાડાં ઉતરી ગયાં છે. આર્યધર્મ આજે ખતરામાં છે. તારૂં સ્થાન ધર્મરક્ષામાં મોખરે હોવું જોઈએ. બકરાં ચારવાનો આ ડંગોરો છોડ, ને તલવાર ઉઠાવ. ઈશ્વરના તારા પર આશીર્વાદ છે."

સાધુના આશીર્વાદ પામી જુવાને બકરી છેડી માણસોને કેળવવાનું શરૂ કર્યું. દળ બાંધ્યું અને દુશ્મનોથી રક્ષણ મેળવવા અર્બુદગિરિ ઉપર ગઢનું બાંધકામ કર્યું. આ ગઢ ફાવ્યો નહિ ત્યારે એ જ પહાડની બીજી બાજુ ગામ વસાવ્યું.

આ ધર્મપ્રેમી શૂરવીર રાજપુતની બાલ્યાવસ્થા બકરા પાલનથી થયેલી એટલે અજ (બકરી) પાલ= અજપાળ તરીકે ખ્યાતિ પામ્યા અને એમણે જે શહેર વસાવ્યું એ આજનું અજ–મેર=અજમેર, જગમશહૂર છે.

પ્રજાના પાલન, સ્વધર્મની રક્ષા અને જોગી જતીનું જીવન જીવનારા આ અજપાળને સંતતિ ન હતી. તેથી પોતાના નાનાભાઈ પૃથ્વીપાળને ગાદી સોંપી પોતે સાધુજીવન જીવવા લાગ્યા.

અજપાળ જેટલા શૂરવીર હતા તેટલા જ રાજકાજમાં ચકોર અને કુશળ હતા. આરબોનાં ધાડાં ત્યારે ભારત ભૂમિ ઉપર ઉતરી ચૂકેલાં ઇસ્લામના પ્રચાર માટે સેંકડો ધર્મ પ્રચારકો આરબ દેશોમાંથી ભારતમાં ઉતરી રહ્યા હતા. અને કહેવાય છે કે ઈનિમના જોરે લોકોનું ધર્માંતર કરાવતા હતા.

હકીકત ત્યારે જુદી જ હતી. આ સંત અને ઓલિયા ગણાતા ધર્મપ્રચારક ફકીરો ખિલાફતના ગુપ્તચરોની ગરજ સારતા હતા. ભોળી અને અજ્ઞાન પ્રજાને ભરમાવતા હતા અને જ્યાં તક મળે ત્યાં આરબોના લશ્કરને ઉતારતા હતા. મુસલમાનોનું ભારત પર આક્રમણ થયું તે પહેલાં ઘણાં વર્ષોએ મુસલમાન ધર્મપ્રચારકોએ ઈસ્લામના આક્રમણની ભૂમિકા તૈયાર કરી નાખેલી.

હિંદુઓમાં આવેલા કર્મકાંડના જડવાદ, પુરોહિતોનું અતિક્રમણ, સ્પૃશ્યાસ્પૃશ્યતા અને હિંદુ રાજાઓના આંતરિક સઘર્ષો આ ધર્મપ્રચારકોના લાભમાં ઉતરેલા. અજમેર સુધી આવા ધર્મપ્રચારકો ઉતરી આવેલા.

યોગી અજપાળને એના દૂતો દ્વારા સંદેશા મળતા રહ્યા કે અજમેર સુધીના પ્રદેશને મ્લેચ્છ ધર્મી બનાવવા યવનો કચ્છના દરિયા માર્ગેથી ઉતરીને આક્રમણ લઈ આવવા માગે છે.

અજપાળે લાવલશ્કર લઈને દરિયો ઉતરતાં જ યવનોનો સામનો કરવા તૈયારી કરી. દઢમજલ

કૂચ કરતાં અજમેરથી કચ્છ પહોંચ્યા. ગાઢ જંગલ, પાણીનો પૂરતો પ્રબંધ અને દરિયા માર્ગથી આક્રમણ લાવનારનાં નાકાં દબાવી શકાય એવા કચ્છના પ્રદેશમાં થાણાં નાખ્યાં.

અજમેર પોતાના ભાઈ પૃથ્વીપાળને સોંપ્યું. પોતે તો જોગીવેશે યોગ સાધના કરતા અને ધર્મ રક્ષા માટે જોગીઓની એક પ્રચંડ જમાત પણ તૈયાર કરેલી.

અજમેરમાં રોશનઅલી નામનો ધર્મપ્રચારક બેકાબૂ બનેલો. એણે રાજા પૃથ્વીપાળ માટે આવતા માખણને અભડાવ્યું તેથી રાજા ક્રોધે ભરાયા ને રોશનઅલીની આંગળીઓ કપાવી.

રોશનઅલીએ આરબ સૈયદ મિરાનને આ કથની લખી મોકલી. સૈયદ મિરાનને એટલું જ બહાનું જોઈતું હતું. એણે સોદાગરના વેશે પાયસો ઘોડાં અજમેરમાં ઊતાર્યાં. પણ ઓળખાઈ ગયો. યુદ્ધ થયું ને સૈયદ મિરાન પાયસો ઘોડે મરાયો.

આ સાંભળીને સૈયદ મિરાનના મામા ખ્વાજા નિઝામુદ્દીન અજમેર ઊતર્યા. પૃથ્વીપાળ સાથે યુદ્ધ થયું. અજપાળને ખબર પડતા તે તાબડતોબ કચ્છથી અજમેર આવી પહોંચ્યા. પણ અજપાળ ખ્વાજા નિઝામુદ્દીન સાથે લડતા હતા ત્યાં આરબો કચ્છને કાંઠે ઊતરી રહ્યાના સમાચાર મળ્યા. એટલે અજમેરનો મામલો પૃથ્વીપાળને ભળાવી અજપાળ આરબો સામે કચ્છમાં ચઢ્યા.

ઘોર યુદ્ધ થયું. આરબોની સામે અજપાળના અનેક રાજપુતો અને જોગીઓએ યુદ્ધ ખેલ્યું. પોતે ખપી ગયા. પણ મુસલમાનોનું કચ્છ ઉપરનુ એ પહેલું આક્રમણ મારી હઠાવ્યું. અજમેરમા પૃથ્વીપાળ પણ ખ્વાજા નિઝામુદ્દીન સાથે લડતા લડતાં ખપ આવ્યા.

ખ્વાજા નિઝામુદ્દીન પીર તરીકે અજમેરમાં પૂજાયા. દર વરસે એનો ઉરસ અત્યારે ભરાય છે ને ખ્વાજા નિઝામુદ્દીન ઓલિયા તરીકે પુકાય છે.

ખડી બોલીનો પ્રચારક ખીલજી બાદશાહનો તુર્ક અમીર ખુશરોના એ ગુરૂ થાય. અમીર ખુશરોએ ખ્યાલની ગાયકી શરૂ કરી, મૃદંગ ભાંગીને તબલાં બનાવ્યાં અને વિણામાંથી સિતાર પણ આ અમીર ખુશરોએ જ બનાવેલી. અમીર ખુશરો કવિ, ગાયક અને વિદ્વાન હતો.

કચ્છમાં અજપાળ પણ પીર તરીકે પૂજાયા. સંત તરીકેની એની નામના તો હતી જ. પણ સ્વધર્મ માટે યુદ્ધ ખેલીને ખપી જનાર વીરનું શૌર્યપૂજક પ્રજા તરફથી સ્થાનક બંધાણું.

જતે દિવસે આ સ્થાનકની આસપાસ વસતિ વધતાં ગામ વસી ગયું અને અજપાળ ઉપરથી એ ગામનું નામ પડયુ તે અપભ્રંશ થયેલું આજનું કચ્છનુ અંજાર.

કચ્છ ધરા ઉપર સ્વધર્મ ખાતર અને મુસલમાનોના સૌથી પહેલાં ધાડાંને ખાળનાર એ પહેલો જોગીજતી રાજવી હતો.

એના ઉજ્જવળ બલિદાન ધરમની રૂઢિઓ અને પૂજાવિધિ નીચે ઢંકાઇ ગયા છે. બલિદાનો અને શહીદીની ઉજ્જવળ પરંપરાનું તર્પણ કરવાનો પ્રજાસંસ્કાર ઘસાઇ ગયો ન હોત તો કચ્છ ઉપરના પાકિસ્તાનના પહેલા આક્રમણ સામે કચ્છધરા દ્વારા દેશનુ રક્ષણ કરવાના પહેલા શપથ કચ્છના પ્રજાજનોએ અંજારમાં અજપાળની પ્રતિમા સમક્ષ લેવા જોઈતા હતા. જેમ સરદાર વલ્લભભાઈ પટેલે સોમનાથનો પુનરોદ્ધાર કરવાની સાથે ભારત રક્ષાની પ્રતિજ્ઞા સોમનાથને સાગર કિનારે સાગરજળની અંજલિ લઇને કરેલી તે રીતે.

પણ રાજપુતી રોટલામા રવડ્યા કરે છે, રાજપુરૂષો કચ્છના નામે રાજકારણના આટાપાટા ખેલી રહ્યા છે. પ્રજા ભરમાવામાં અને નિષ્ફળ ઉશ્કેરાટમાં આથડ્યા કરે છે. કચ્છના રણ અને સાગરકાંઠાની રક્ષા માટે તો કચ્છની પ્રજામાંથી જ રક્ષકદળ પેદા થવું જોઈ એ. જનતામાં શૂરવીરાઈના સંસ્કારો પેદા કરવા જોઈ એ. એની તાલીમ મેળવવી જોઇએ. યોગરાજ અજપાળ આપણને એની પ્રેરણા આપી રહેલ છે.

# મહાભારતની ત્રણ મહાન વિભૂતિ

કનૈયાલાલ મજલાલ વાઘાણી

## શ્રી વેદવ્યાસજી

મહાભારતની ગણના પાચમા વેદ તરીકે કર વામા આવેલ છે શ્રી વેદ વ્યાસજીએ મહાભારત જેવો મહાન ગ્રથ રચીને ભારતવર્ષ ઉપર મહદ ઉપકાર કર્યો છે એમ કહેવુ જરાપણ અતિશયોક્તિભરેનુ તો નહિ જ કહેવાય

આદી પર્વ ૫૬/૨૧ મા કહેવામા આવ્યુ છે–
અર્થશાસ્ત્રમિદં પુણ્ય ધર્મશાસ્ત્રમિદ પરમ્।
મોક્ષશાસ્ત્રમિંદ પ્રોકતં વ્યાસેનામિત બુદ્ધિના ॥

મહાભારત ગ્રથ અર્થશાસ્ર, ધર્મશાસ્ર અને મોક્ષશાસ્ર આ ત્રણે શાસ્રોનો મહાન પુજ છે, જેને અમિત બુદ્ધિથી શ્રી વેદવ્યાસે રચ્યા છે

મહાભારતના ત્રણ યુગ નિર્માતા

મહાન ગ્રથ મહાભારતનું વાચન કરવાથી ત્રણ લોકોત્તર વ્યક્તિના ચારિત્રરૂપનુ દર્શન આપણી સમક્ષ ખડુ થાય છે,

આ મહાપુરૂષો છે શ્રી વેદવ્યાસજી, ભીષ્મ પિતામહ અને યોગેશ્વર શ્રી કૃષ્ણ હિમાલયના શ્વેત શિખરો માફક આ ત્રણેય વિભૂતિયોના ધવલ કીર્તિમય, પુણ્યશીલ જીવન યુગાતીત કાલથી જનમાનસને પુનીત જ્ઞાન અને દિવ્ય ભાવનાઓનો અવિરત પ્રવાહ આનદ મય બનાવી રહ્યો છે

ભારતના અન્ય ઐતિહાસિક ગ્રથો અને અન્ય ભારતીય સાહિત્ય ગ્રથોમા શ્રીકૃષ્ણને જે સ્થાન મળ્યુ છે તેવુ અન્ય કોઈને મળ્યું નથી શ્રીકૃષ્ણ પુર્ણાવતાર મનાય છે, એ સ્થાન નથી મળ્યુ શ્રી વેદવ્યાસજીને કે ભીષ્મપિતામહને.

સૌ પ્રથમ આપણે શ્રી વેદવ્યાસજી વિષે વિચાર કરીએ માતા સત્યવતિ અને પિતા ચેદીરાજથી ઉત્પન્ન થયેલ સતાન તે વ્યાસજી, યમુના નદીના દ્વીપમાં જન્મ્યા તેથી દ્વૈપાયન કહેવાયા, શ્યામ વર્ણ એટલે કૃષ્ણમુનિ કહેવાયા આમ વેદવ્યાસજી 'કૃષ્ણ દ્વૈપાયન' નામે પ્રખ્યાત હતા એમ માનવામાં આવ્યુ છે. માતા સત્યવતિના કૌમાર્યકાળનું એ સતાન છે

સત્યવતિનો વિવાહ શાંતનુ રાજા સાથે થયો રાજા શાતનુથી સત્યવતિને બે પુત્રો થયા વિચિત્રવીર્ય અને ચિત્રાગદ

ભીષ્મપિતાએ કાશીરાજાની બે પુત્રીઓનું હરણ કર્યું અંબિકા અને અબાલિકા આ કન્યાઓનો વિવાહ કર્યો વિચિત્રવીર્ય અને ચિત્રાગદ સાથે પરન્તુ બન્ને કુમારો હીનવીય હતા એટલે તેમને સંતાન ન થયા

કૌરવ વંશ હવ નિર્વંશ થવાની અણી ઉપર હતો સત્યવતિએ ભીષ્મને ખૂબ સમજાવ્યા વંશ રક્ષા માટે આપદ્ ધર્મ ગણીન સતાન ઉત્પન્ન કરવા માટે ખૂબ કહ્યુ પરન્તુ ભીષ્મ પોતાની પ્રતિજ્ઞા ઉપર અડગ હતા

છેવટ સત્યવતિએ વ્યાસજીને તેડાવ્યા અને ચિત્રાગદની પત્નીને વેદવ્યાસથી બે પુત્રો થયા તે ધૃતરાષ્ટ્ર અને પાડુ દાસીથી વિદુર માતા સત્યવતિની આજ્ઞાનું પાલન શ્રી વેદવ્યાસજીએ વંશની રક્ષા કરી ત્યારબાદ વ્યાસજી હંમેશ પાડવાના હિતચિંતક બની રહ્યા હતા

દ્રૌપદીના સ્વયવરમા જવાની પાંડવોને પ્રેરણા આપનારા પણ શ્રી વ્યાસજી જ હતા યુધિષ્ઠરને રાજસૂય યજ્ઞની પ્રેરણા આપનાર પણ શ્રીવ્યાસજી જ હતા

રાજસૂય યજ્ઞ વખતે આવેલા રાજાઓમા જીવન શ્રી વ્યાસજીએ જોયા દુર્ગુણોથી ભરેલા રાજવીઓને જોઈને વ્યાસજી અત્યત વ્યથિત થયા ઓછામા પુરૂં યુધિષ્ઠિરના જુગારે વ્યાસજીના મન ઉપર ઘેરી અસર પડી વ્યાસજી વ્યથિત થઈને હિમાલય તરફ ચાલી જતા જતી વેળાએ તેમણે યુધિષ્ઠિરને કહ્યુ

સ્વસ્તિ તેસ્તુ નમિષ્યામિ કૈલાસ પર્વત પ્રતિ

અપ્રમત્ત : સ્થિતો ભૂત્વા દાન્ત' પૃથ્વી પરિપાલનાય.
(વનપર્વ ૪૬/૧૭)

વ્યથિત હૃદય થયા છતાં એ વિભૂતિએ માત્ર એટલું જ કહ્યું 'હે યુધિષ્ઠર ! તમારું કલ્યાણ થાઓ હું કૈલાસ પર્વત ઉપર જાઉં છું તમે પ્રમાદ વગર પૃથ્વીનું પાલન કરો'

વેદવ્યાસે ન કર્યો ગુસ્સો, ન કર્યા ધમપછાડા એમની દિવ્ય દૃષ્ટિ અનિષ્ટોને નીહાળી રહી હતી.

જ્યારે મહાભારતના યુદ્ધનો આરંભ થવા લાગ્યો. પાંડવ અને કૌરવોની સેનાઓ હથિયાર સજી આમને સામને ખડી થઈ રહી હતી ત્યારે વ્યાસજી ખૂબ વ્યથિત થયા અને કહ્યું :—

ઊર્ધ્વબાહુર્વિરૌમ્યેષ ન કશ્ચિત શ્રુણોતિ મે
ધર્માદર્થશ્ચ કામશ્ચ ધર્મમાચરેત કથ ન જના
(યુદ્ધ પર્વ)

મારી ભુજાઓ ઊંચી કરી કરીને હુ બૂમો પાડી રહ્યો છું પણ મારું કોઈ સાભળતું નથી. ધર્મથી જ અર્થ અને કામની સિદ્ધિ થાય છે તો પછ મનુષ્ય ધર્મનું આચરણ કેમ કરતો નથી ?

મહાભારતનું યુદ્ધ ન થાય એ અટકાવવા તેમના પ્રયત્નો નિષ્ફળ બન્યા ત્યારે વ્યાસજીનુ હૈયુ ખૂબ ઘવાયુ, અત્યંત દુભાયા. એમની વાત કોઈએ ન સાભળી અને એ ભિષણ યુદ્ધનો આરભ થયો

મહાભારતમાં સમસ્ત વિશ્વને મૌખિક સ્વરૂપમાં દેવાયેલુ જ્ઞાન 'ગીતા' અદ્વિતીય છે, અનુપમ છે, પરમ પાલનકારી છે. આ જ્ઞાન શ્રી કૃષ્ણે અર્જુનને સમરભૂમિ ઉપર આપ્યુ હતુ ગીતાની એ ધર્મ પુણ્યમય વાણીને વ્યવસ્થિત ક્રમબદ્ધ અને ભવ્ય શબ્દોમાં લિપિબદ્ધ કરવાનો શ્રમ તો શ્રી વેદવ્યાસજીએ જ કર્યો છે.

સંજયે ગીતાજીના ૧૮માં અધ્યાયમાં કહ્યુ !—

વ્યાસ પ્રસાદ ચ્છ્રુતવાનેતદ્ ગુહ્યમંહ પરમ્
યોગં યોગેશ્વર કૃષ્ણાત્સાક્ષાત્કથતઃ સ્વયમ્

શ્રી વેદવ્યાસજીની કૃપાથી દિવ્યદૃષ્ટિ દ્વારા આ પરમ રહસ્યયુક્ત ગોપનીય યોગને સાક્ષાત શ્રીકૃષ્ણે સભળાવ્યો છે

જો શ્રી વેદવ્યાસજીની દિવ્યદૃષ્ટિનો સચાર ન હોત તો સમરભૂમિમા કહેલી ગીતાનું જ્ઞાન આપણને કઈ રીતે મળત ?

અર્જુનને ઉપદેશતા શ્રી કૃષ્ણને કોણ સાંભળી શકે ! વેદવ્યાસજીની દિવ્યદૃષ્ટિએ જ આપણા ઉપર ગીતાજ્ઞાનનો મહાન ઉપકાર કર્યો છે

આ પ્રમાણે શ્રી વેદવ્યાસજી મહાભારતની એક મહાન વિભૂતિ બની રહે છે ગીતા જેવા મહાન જ્ઞાનનો મહાભારત દ્વારા રજૂ કરીને તેમણે ભારતવર્ષ ઉપર જ નહિ પરન્તુ સમસ્ત જગત ઉપર એક મહાન ઉપકાર કર્યા છે

વ્યાસજીએ વેદાંતદર્શન જેવા ગ્રથો પણ રચ્યા છે. વ્યાસજી હિમાલય ઉપર આશ્રમ બાંધી રહ્યા હતા, ત્યાં અનેક બ્રહ્મચારીઓને અધ્યયન કરાવ્યું શ્રીવેદવ્યાસજી ગૃહસ્થાશ્રમી બન્યા ન હતા

●

## ઇશ્વરનો ન્યાય

એક વખત રસ્તે જતા મેં નીચે પાવલી પડેલી જોઈ. આજુબાજુ કોઈ જોતુ નથી તે તપાસી આસ્તેથી ઊઠાવી ! થોડે દૂર જઇને જોયુ તો જરા ઘસાયેલી લાગી. છતા પ્રયોગ ખાતર પાન-સોડાના વેપારી પાસે રજૂ કરી તો કહે, 'સાહેબ, આવી પાવલી કોણે વળગાડી ? આ તો ખોટી છે ! અને હું પાછી લઈ આગળ ચાલ્યો. અધારુ થવા આવ્યુ હતુ. એક બુઢ્ઢો કેળા વેચનારો લારી લઈ સામે મળ્યો. અને તુરત જ મે તક ઝડપી ! 'દાદા, બે કેળા આપજો, અને બે આના પાછા !' દાદાએ તે ઝટપટ પાવલી, પેટીમા નાખી મને બે કેળાં અને બે આના પાછા આપ્યા ! અને હુ તો યુક્તિ સફળ થઇ તેના વિજયમા છાતી ફૂલાવતો ઘર તરફ રવાના થયો. ઘેર જઇ પાકીટ ખોલ્યુ અને હિસાબ કર્યો તો આઠ આનાનો હિસાબ ન મળે ! ! નકકી કયાક પડી ગયા ! અને તુરત જ પેલા બુઢ્ઢાને છેતરવાનો દડ મળ્યો હોય તેમ ઇશ્વરી ન્યાય વિષે વિચાર કરતો થઇ ગયો ! !

—જે. વી જીવરાજાની

# ચિંતા શા માટે

ડૉ. રામચરણ 'મહેન્દ્ર'

દેવું કેમ કરીને ઓછું થાય?

ગૃહસ્થીનો વહેવાર કેમ કરી ચાલે?

સામાજિક પ્રતિષ્ઠા શી રીતે ટકાવી રાખવી?

—આ અને આવા અનેક પ્રશ્નોની ચિંતાઓ એના મનમાં ઘેરાણી'તી. એનું નામ હેરોલ્ડ એબટ.

એના જીવનની સંપૂર્ણ કમાણી નષ્ટ થઈ ચૂકી હતી. ભારે દેવું થઈ ગયું હતું. શું કરવું એ સમજાતું નહોતું. જીવનના યુદ્ધમાં એક પરાજિત વ્યક્તિની જેમ દુઃખી હૈયે એ સડક ઉપર ચાલતા જતા હતા.

ત્યાં રસ્તાને કાંઠે બેઠેલો એક માણસ એમના જોવામાં આવ્યો. એના બેય પગ કપાઈ ગયા હતા. એ હાથના ટેકે ચાલતો હતો. એણે હસતા હસતા એબટને કહ્યું:

"નમસ્કાર. કેવી સોહામણી સવાર છે! કેમ મજામાં તો ખરા ને?"

એબટને આશ્ચર્ય થયું—શરીરની આવી અપંગ હાલત, ભીષણ મુશ્કેલીઓ ને તોય અંગઅંગમાં આ ઉલ્લાસ! એમને પોતાની ચિંતા ઉપર ગ્લાનિ થઈ. "આભાર ભગવાનનો કે મારા પગ તો સલામત છે!" આ વિચારે એમની ચિન્તાને ઉલ્લાસમાં પલટી નાખી ને પરમેશ્વરની ભેટના રૂપમાં જે સમૃદ્ધિ પોતાની પાસે હતી એ તરફ પહેલી વખત એમનું ધ્યાન ગયું.

તમે ભલે ને ગમે એવી સ્થિતિમાં હો, તમને એવી અનેક વસ્તુઓ અને ગુણ તમારી અંદર મળી જશે જે બીજાની પાસે નહીં હોય. તમારાં આ તત્ત્વો જ તમને બીજા કરતાં ઊંચા અને ભાગ્યશાળી બનાવે છે.

તમે જાતે જ જુઓ—તમારું સ્વાસ્થ્ય એવી બાબત નથી કે જેના માટે તમે નચિંત રહી શકો? તમારું ઘર, મકાન વગેરે ભલે કિંમતી ન હોય તોય માથા રો! તમારી આવક થોડી ઓછી છે તોય વાંધો નહીં. પેલા કરોડો ગરીબોનો વિચાર કરો જે રોજ મજૂરી કરીને પેટ ભરે છે.

હકીકતમાં આપણા જીવનની નેવું ટકા વસ્તુઓ આપણા લાભની હોય છે. માત્ર દસ ટકા બાબતો એવી હોય છે જે વિષે વિચારવાની આપણને જરૂર પડે પણ એની ચિંતા શી? ઉલટું આપણે તો આનંદવું જોઈએ કે નેવું ટકા બાબતો આપણા લાભની છે. પેલા દસ ટકાની ખોટી ચિંતા શા માટે કરીએ પછી!

જે છે તેનો આનંદ માણો. નથી તેની ચિન્તા ના કરશો કારણ કે એવી ચિંતાથી આપણી ઉત્પાદક અને સર્જનાત્મક શક્તિઓ ક્ષય થવા માંડે છે.

જે જે મુશ્કેલીઓ, દુઃખો અને તકલીફો તમારા જીવનમાં સહન કરવાં પડ્યાં છે એમને યાદ કરીને કલ્પાંત કરવાથી, આંસુ વહાવવાથી કશો લાભ નથી. નુકસાન થાય ત્યારે દુઃખ અને નિરાશા તો કોઈ પણ માણસ પ્રગટ કરી શકે છે.

પણ મહત્ત્વની બાબત તો એ છે નુકસાનમાંથી પણ શક્ય એટલો લાભ ઉઠાવવો જોઈએ, બગડેલી બાજીને સુધારવી જોઈએ, ભાંગતૂટ દુરસ્ત કરવી જોઈએ, રૂઠેલાને મનાવવું જોઈએ ને છિન્ન વિચ્છિન્ન અણુઅણુને એકત્રિત કરીને તૂટેલાને અખંડ બનાવવું જોઈએ. બગડેલી બાજી સુધારવા માટે બુદ્ધિ અને ચાતુર્યની જરૂર છે. નુકસાન ઉપર રોવા માટે આળસ, કાયરતા અને મૂર્ખતાની જરૂરત છે. તો પછી મૂરખ બનીએ શા માટે? આપણી ચિન્તાના કારણને દૂર કરીને એને આશા, ઉત્સાહ અને પ્રેરણામાં પરિવર્તિત શા માટે ન કરીએ?

વિશ્વના તમામ મહાપુરુષોને અનેક મુશ્કેલીઓ નડી હતી, કેટલાં દુઃખ પડ્યાં હતાં, પણ પોતાની દૃઢતા, આત્મશક્તિ અને સતત પુરુષાર્થ દ્વારા એમણે ચિંતા અને નિરાશાને પોતાની પાસે પણ ન ફરકવા દીધી. મુશ્કેલ અને દુઃખદાયક પરિસ્થિતિઓ વચ્ચે પણ એ મહાન બન્યા.

તો પછી મામૂલી બાબતોને કારણે તમે ચિંતિત શા માટે છો? શા માટે રડ્યું ગાયા કરો છો? ખોટી ચિંતાઓ ત્યાગો જ.

આ માટે એક રસ્તો છે અન્યની સેવાનો. સંસારમાં પીડિત, રોગી અને અસહાયોની ખોટ નથી. એ બધા તમારી સેવા સહાયની રાહ જોતા ઊભા છે. એમને પ્રોત્સાહન આપતા પત્રો લખો, હસીને વાતો કરો, એમના કામમાં રસ લ્યો. તમારી ચિંતાને ભગાડો.

[ અનુ. પ્રકાશ ગજ્જર ]

# શ્રદ્ધાનું બળ

કાલિદાસ મહારાજ

હરિની ભક્તિ કરનારાઓની તો સોરઠ પર વણઝાર પ્રગટી નીકળી છે. આપો જાદરો, આપો મેપો, આપો દાનો, આપો વિસામણ, આપો ગોરખ, આપો ગીગો, વેલો બાવો, ધરમશી ભગત, હાનડગર, વાલબાઈ, અવલબાઈ, રાણીબાઇ, રૂડીબાઈ, રામબાઇ, અમરબાઇ, દવડો ભગત, અણદા બાવા, સંત જીવણ, ભોજલરામ, વાલમરામ, વિરજી ભગત, મોરારદાસ. દેવીદાસ, પર્વતદાસ, ઘનશ્યામગીરી, સગરજી, વેલગરજી, ખીમદાસજી, ગંગા ભગત, લાલજી મહારાજ, નરસૈયો ને મહાભાગવત બાપુ.

કોઇએ ઈશ્વરને કનૈયાસ્વરૂપે, શિવસ્વરૂપે, માધવરાય સ્વરૂપે. નોખનોખા રૂપે આરાધ્યા. જીવનની વાટને રસાળ ને સૌરભવતી રાખવા : સત્ય, દયા, માયા, પરોપકાર, અપરિગ્રહ, અહિંસા, દાનશીલતા કરુણા ને પ્રેમના વારીથી ભક્તિની ગંગા સેજળ રાખવા સારૂ.

એ અમર પગદંડી પર જૂનાગઢમા એક નાગર દંપતી પ્રગટયા. હરિ–ભક્તિના મૂળ તો નાગર નરસૈયે જૂનાગઢની ભોમકામા જ નાખેલા. એ અમર વેલની સુગંધ આ નાગર મંગેશરાય અને એમનાં પત્નીનાં હૈયે જડાઇ.

મંગેશરાયને વ્રત ભવનાથ દાદાની પ્રાતઃ સેવાના. રોજ રોજ એ રેશમી પિતાબર પહેરી હાથમાં તાબાના લોટા પર તાબાની વાટકીમાં ઝગુકતી નાની દીપ જ્યોત, ખભે નાનું ઉત્તરીય ને પગમાં ચાખડીઓ ચટપટાવતા મંગેશરાય પણ લોકજીભે મગા ભગત બનેલા એ નાગર નિત્ય નિત્ય ગરવા દેવ જેના પર અહોનિશ છાયો ઢાળી રહ્યા છે તે ભવનાથની પૂજા કરવા જવાનો અટલ ને અભંગ નિયમ.

સૌભાગ્યવતી, પણ સ્વામિના ગયા પછી ઘેર મા પાર્વતીનું ધ્યાન ધરે ને આરઝુ કરે : 'મા! મારા સૌભાગ્યદેવ રોજ રોજ દાદાના શરણે જાય છે એમને હેમખેમ રાખી સેવામાં ઉણપ ન આવે એવી મતિ દેજે!'

ભગવાન અંશુમાલી ઊગે અને માંગા ભગત ભવનાથ દાદાનાં ચરણે ચાલી નીકળે. પત્ની બધો પૂજાપો સજ્જ કરી સાથે આપે.

એક દિવસ આભમાં કદાવર કાળાં ડીંબાણુ વાદળાં ગરવા ગિરનાર પર ઝળુંબી રહ્યાં. વીજળી આભમાથી ઊતરી ઊતરી ધરતીનાં વારણાં લેવા માંડી. શંકરનાં તાંડવ નૃત્ય વેળા ગાજતા ઘેર ગંભીર ડમરુ જેવા બિહામણા રવે. મેઘ ગર્જવા માંડ્યો ને માંગા ભગતે વેળા થતા પત્નીને કહ્યું : 'પૂજાપો લાવો.'

પત્નીએ આભ સામે નજર માંડી કહ્યું : 'આમ તો જુઓ, આભમાંથી હમણાં પોટલાં મોઢે પડશે.'

'એટલે, એ બીકે કાંઇ દાદાની પૂજા અટકે?'

'મારગે નદીઓ આવે છે.'

'એવા કપરા ટાણે જ દાદા મને યાદ કરે ને કે આજ જ્યારે મારે સેવાની જરૂર છે એ વખતે જ મંગેશરાય ન આવ્યો. એ કેમ બને? ભક્તિ–સેવા કાંઇ શોભા સારૂ થોડા જ આચરૂં છું? કે મારે દાદા પાસે કાઇ થોડી જ સત્તા ને સંપત્તિ કે પાર્થિવ જણસની સ્વાર્થી ઇચ્છા છે? દાદાની સેવા તો આચરવા યોગ્ય ધર્મ છે માની તે અર્થે જાઉં છું.'

નારીનાં હૈયાં તો વિધાતાએ ફૂલ જેવા કોમળ બનાવ્યા છે. એ વધુ ન બોલી શકી. પણ હૃદયની ગ્લાનિ મોં પર ઊપસી આવી ને મનમાં થયું : 'અરેરે, દાદા અહી ઘેર હોય તો મારા

સ્વામિને આટલું કષ્ટ સેવા કરવા ન ઉઠાવવું પડે. પણ એ શે બને?'

'જરાક ઉઘાડ થવા દેશો?' કરૂણ મોં સ્વામિ ભણી રાખી એણે કાલાવાલા કર્યા.

'ભક્તિ–માર્ગમાં સગવડ–અગવડ ના જોવાય. દાદાની સેવા અર્થે જાઉં છું, રખોપાં કરવાં હશે તો એ કરશે.'

આભમાં કડાકો બોલ્યો, 'કડડડડ.'

પળવાર એ મૌન રહી બોલી: 'તમારી ઇચ્છા.'

પછી એ ઘરમાં ગઇ. તાંબાના લોટા પર કંકુ જેવી કોમળ આંગળીઓથી તાંબાની ઘીની વાટ પ્રજાળેલ વાટકી મૂકી.

ગિરનાર જાણે હમણાં તૂટી પડશે તેવો આભમાં બીજો કડાકો થયો: કડડડ કડડડ ને મોરલા ગહેક્યા. ગિરનારની ગાળીઓમાં એના મીઠા ટહુકાર ઊઠયા.

ને નીચું મસ્તક કરી સૌભાગ્યવતી મનોમન ભોળિયા શંભુને પ્રાર્થના કરી રહી: 'હે દાદા! તમારી દીકરીનાં ચૂડી–ચાંદલા સામે જોજો.'

મંગેશરાય બહાર નીકળ્યા. ઘરની બારીમાંથી પાડોશી બોલી ઊઠયો:

'અરે ભગત! આવા ટાણે ભવનાથ!'

'હા, ભા, મારે રોજનો નિયમ એ ન તૂટે.'

'પણ તમે કયાંક તૂટી જશો. જો મે ખાબકયો તો મારગની નદિયુંમાં...'

'ભોળિયો કૈલાસપતિ સૌની રક્ષા કરશે.'

ને વરસાદના ટાઢાબોળ પવનની પાંખે ચડી આ બોલ માંગા ભગતનાં પત્નીએ સાંભળ્યા ને ઓશરીની કોરની થાંભલીને અડકી ઊભી રહી. એના પગ ચાલવા ના કહેતા હતા. એની આંખ ગગનના સિંધુમાં નોંધાઇ રહી. જાણે એ આંખો આરઝુ કરતી હતી કે: 'હે દેવ! ભગત ભવનાથ જઇ આવે ત્યાં સુધી ખમૈયા કરી જજો.'

પણ મેઘરાજા ન માન્યા ને ગર્જ્યાં. ગીરની વનરાઇમાં જાણે હજારો સિંહ સાથે ત્રાડ્યા. ભેળા સાંબેલા ધારે નીર તૂટી પડયાં.

ઊંચા ઊંચા આવાસમાંથી સૌ જૂનાગઢવાસીઓ વરસતા વરસાદમાં જતા માંગા ભગત ભણી જોઇ રહ્યાં છે.

સૌભાગ્યવતી ઘરમાં આવ્યાં છે. ઘીનો દીવો કરી, બે હાથ જોડી મા પાર્વતીને વિનવવા લાગ્યાં: 'મા! સૌભાગ્ય પરત્વે શા ઉચાટ હોય એ તો તમે સમજી શકો છો. એ આજ દાદાની સેવા કરવા ગયા છે. વાટમાં નદીઓમાં ડુંગર જેવડા લોઢ ઉછળતા હશે. પણ એ પાછા નહિ હટે. મા! આવું હોય તો એમની શી વલે થાય? એથી એમ કરો મા! મારા દાદાને કહો, અહીં મારા ઘેર આવી રહે. એથી એમને આ જીવતર ભરનો ભો મટે.'

ઘીની જ્યોત જરા વધુ તેજે પ્રકાશી ઝગમગી રહી.

એ જ વેળા મંગા ભગત ચાખડીઓથી વરસાદે કરેલ કાદવ ઉડાડતા આગળને આગળ ચાલ્યા જાય છે. ધરતી પર ચોમેર પાણી પાણી તગતગી રહ્યાં છે.

જરા દૂર ગયા ને એક નદી આવી. કમર પૂર એમાં પાણી વટાવી ભગત આગળ વધ્યા.

એથી આગળ થોડે દૂર બીજી નદી આવી. એમાં થોડાપૂર હતાં અને ગિરનારને આંબવા એનાં લોઢ ઊંચે ને ઊંચે ઊછળી રહ્યા હતા.

'હે કૈલાસપતિ! તારાં રખોપાં!'

કહી માંગા ભગતે પાણીમાં પગ માંડયા, પણ વીજળીના સબકારે સૌ જૂનાગઢવાસીઓએ એને પાણીમાં પડતાં ને સામે કાંઠે સલામત નીકળતા જોયા. દાદાની સેવાની કારમી તિતિક્ષાના હૃદય બળે એક બે ને ત્રીજા હેલારે તે નદી પાર કરી ભવનાથ ગયા.

વરસાદે હવે પોરો ખાધો. નદી નાળામાં પૂર ઘટયાં પણ સૌભાગ્યવતી તો હજુએ ઘીનાં દીવાની જ્યોત સમક્ષ આંખો મીંચી બેઠી છે ને

વાર વાર કહી રહી છે : 'મા, મારા દાદાને હવે અહીં મારા ઘેર મોકલ. આ મારા કપાળે ચાંદલો તે કર્યો છે. એને શું ભૂસાવા દઇશ?'

બીજી જ પળે એના કાનમા શબ્દો આવ્યા

'આજ તો કાંઇ પાણી પડયા છે માર્ગે'

'તમે આવી ગયા!'

'હા'

'ભવનાથ જઇ આવ્યા?' સાશ્ચર્ય પત્ની પૃચ્છા કરે છે.

'ત્યારે શું અરધેથી પાછો આવ્યો હોઈશ?' કહી ભગત ચાખડીઓ ઊતારી ઓશરી પર ચડયા કે એની ફળીમા પિપળા નીચે કાંઈક વસ્તુ ચળક, ચળક ચમકી રહી.

'અરે આ શુ છે પિપળા નીચે' કહી એ દોડી. મગેશરાય પણ પાછળ ગયા.

બેઉ જુએ છે તો પિપળાના થડ પાસે શિવનુ બાણુ ચળકી રહ્યુ છે

સૌભાગ્યવતી દોડી ઘરમા જઇ બૂઝાવા આવતા દીવામા દીવેલ પરી બે હાથ જોડી બોલી : 'મા! આખર દાદાને દીકરીને ઘેર મેકલ્યા ખરા!'

× × ×

ને એ શિવના બાણને આજે સૌ માગનાથ મહાદેવ કહે છે ત્યા આજે ભવ્ય મંદિર ઊભુ છે

---

## ભાજીપાલો

એક જૂની વાત છે કે, એક બાઈને પોતાનો છોકરો હતો અને સાવકો છોકરો પણ હતો તે સાવકા છોકરાને છાશ આપતી અને બહાર કામકાજ કરાવતી, પોતાના છોકરાને તે દહીં ખવરાવતી અને ઘરમાં રાખતી પેલો સાવકો છોકરો મજબૂત માણસ થયો ત્યારે તેનો પોતાનો છોકરો માયકાંગલો થયો.

આહારમાં ભાજીપાલાનુ મહત્ત્વ પણ આપણે અવુ ઓછુ આકીએ છીએ. એ ચીજોના ખરા મહત્ત્વને આપણે પિછાનતા નથી પશ્ચિમ યુરાપ અને અમેરિકામા પણ બે પઢીઓ અગાઉ જ ભાજીપાલાનુ મહત્ત્વ સ્વીકારાયુ છે

અલબત્ત, પજાબીઓ 'સરસોકા સાગ' એ ભાજી હાશથી ખાય છે, તથા ગુજરાતીઓને મેથીની ભાજી ગમે છે પરંતુ તેઓ તેનુ મહત્ત્વ બરાબર સમજે છે એમ ન કહવાય

ભાજી પાલામાં ખનિજ દ્રવ્ય ખૂબ હોય છે બાજરોની પાચનક્રિયાને નિયમિત કરવા ભાજીપાલો અપાય છે અમરનાથ ભાજી (દક્ષિણની "કીરૅ")મા ૪.૯ ટકા પ્રોટીન અને ૨૧ ૪ ટકા લોહ હોય છે વિટામિન–એ (કેરોટીન) તેમાં પુષ્કળ હોય છે તે જુદુ બગાળી ચનાભાજીમાં ૭૦ ટકા પ્રોટીન, ૨ ૮ ટકા લોહ અને ૦ ૧૨ ટકા ફૉસ્ફરસ હોય છે. મેથીની ભાજીમાં કૅલ્શિયમ, લોહ અને વિટામિન–એ ખૂબ હોય છે પાલખ–ભાજીમાં પાણી ૯૧ ૭ ટકા, પ્રોટીન ૧.૯ ટકા, ચીકટ–દ્રવ્ય ૦૯ ટકા ખનિજ–દ્રવ્ય ૧ ૫ ટકા, કાર્બોહાઈડ્રેટ ૪ ૦૦ ટકા, કૅલ્શિયમ ૦૦૬ ટકા, ફોસ્ફરસ ૦૦૧ ટકા, લોહ ૫ ૦ ટકા, વિટામિન–એ ૩૦૦૦ યુનિટ અને વિટામિન–બી ૫૦ યુનિટ હોય છે એટલે કેવરીઓ ન વધવા દેવાય અને પેટ ખરાબ એ માટે દાકતરો જાડા લોકોને તેનો ખાસ ભલામણ કરે છે

કેટલાંક પાન આપણે સુવાસ માટે અને ચટણી બનાવીને વાપરીએ છીએ ફુદીનો અને ધાણા–કોથમીરમા લોહ ભરપૂર હોય છે અને કોથમીર નો વિટામિન–એ–થી જાણે ફાટી પડે છે

—'વર્લ્ડ પીસ,' ૧૫–૧૧–'૫૬]

*

# પેટના લોળાને ખાતર

જોડીદાસ બા. પરમાર

ગોહિલવાડના ગામડા શોભાવતા, તેમાય દેવગઢ તો નાક નમણુ, જેમા શેલર જેવી આછીપાતળી વહેતી નદી અને ગામને પાદર જ સેજળ ભમ્મરિયા કૂવા નદીએ અને કૂવે આથમતી વેળાએ અને ઉગતા સૂરજે સો સો બેડલિયાની હેલ્યું ચડે ત્યારે ઉટકેલી માથ્યુ અને હાડાઘડા માથે સૂરજનારાયણના તેજ ટકરાય અને પાણિયારીઓની હેન્યુ તબક તબક તમકીને કિરણ્યુ કાઢીને સૂરજતેજના ચાળા પાડે

ગામ આખુ હેકડેઠઠ કારડિયા રજપૂતથી ભરેલું વાર તહેવારે તો રોગ્ય રજપૂતાણુ જ ઊભરે! નઈ તઇ તોય પચાસથી સાઠ ઘરખોરડા ખરા આ કારડિયા પણુ ક્રોપના ખેતી કરે, અક્ષરજ્ઞાન બિલકુલ ઓછુ તેથી વે’મમા હડાહોમ ડૂબેલા પણુ તેની મરદાઈ અખડ, લીધુ વેર ન મૂકે કાળા ભોરીંગ જેવા, વતાવ્યા ડખે, બાકી તો સીધા પાણીના ધોરિયા જેવા જેમ વાળો તેમ વહ્યે જાય અને રજપૂતાણીઓ પણુ કામે જબરી, પણુ મરમમા કરકુ મગ જેવી, દાતમા ચડી તો દાતની કકડાટી બોલાવે તેવી!

આ ગામમા નાગજી ચૌહાણુનુ ઘર કહદાર અને ભર્યું ભાદર્યું, એક ધાહે સો વીઘા જમીન, પાચેપચીસ આબાના થડ વળી કૂવે પાણી પણુ દમદોટ બાતરો ન પાડે એવુ ભરચક અને હાથોહાથ કામ કરે તેવા કબૂતર જેવા ત્રણુ દીકરા અને બે દીકરીઓ ઘરવાળી માનબાઇ પણુ કડેવડે ચાવી ચાવીને વેણુ બોલે અને વાતવાતમા મોઢુ મરડે ઘરમા માનબાઇનુ ચલણ, તેનું વેણુ કોઈ ઉથાપી ન શકે, તેની પાસે નાગજીનું પણુ ન ચાલે

આ વરસે તો મોટા દીકરા માનસગની વહુને સૌ રગેનાગે આણુ વાળીને તેડી આવ્યા માનસગની વહુ મોઘી તો રૂપ અને કામકાજે ખૂબ જ સચરી, તેનું પિયર પણુ દરેડતુ અને સાસરુ પણુ મેથીની શીગ જેવુ ભરેલુ તેથી મોઘીના બાપે કરિયાવર પણુ માલડા ઠાસીને કરેલો અને સાસરુ કહદાર તેથી સાસરેથી કાઢુ પણુ સારુ શણુગારેલુ, આમ નમણી મોઘીના પડ ઉપર નત્યનવા લુગડા રૂડી રીતે શોભી ઊઠતા વારપરબે હોશીલી મોઘી તેની નણુદને પેરાવી ઓઢાડીને સાથે રમવા લઇ જતી અને નણુદને તો શી વાત લે ભાભી! આમ રગેચગે રમતી મોઘી કુલધર્મમા પ્રવેશી, તેને ઓધાન રહ્યુ

મોઘીની હેલ્ય બહુ જ વસમી નીકળી, ખાવાનુ બિલકુલ ભાવે નહિ અને જે આખો દિવસ ઉમચ આવ્યા કરે, હૂબરડો થાય અને જે બટકુ ખાધુ હોય તે પણુ વમનમા નીકળી જાય તેથી મોઘીએ લગભગ બે ચાર દિવસ તો ખાવાનુ જ બધ કર્યું તેનુ રૂપમઢ્યું શરીર ઓસરવા માડ્યું, તે શરીરે સાવ નબળી થઈ ગઈ, તેથી કામ કરવાનુ પણુ ગમે નહિ, અને ઘરમા ખૂણે ખાચરે લાબી થઈને સૂઈ જતી અને પછી તો મોઢામબ્ય સાસુ માનબાઇના ગાડે કે પાડે ન તણુાય તેવા વેણુ સાભળવા પડતા, “જેને રાણીજાયને નવી નવાઇનુ ઓધાન રહ્યુ છે તે પડી જ રહે છે, કામકાજ કરવુ પડે તેથી સોડય તાણીને પડી રે’છે, કોઈ ઘરમા નો હોય ત્યારે છાનીમાની ખાઇ લેતી હશે તોય કોણ એની નાડય પકડીને બેઠુ રહે છે? ભૂખ્યા સતે થોડુ જ જીવાય છે મારી બાઈ? આને તો ન કરવુ કામ કે ન કરવુ કાજ અને ટૂટિયું વાળીને સૂઇ રહેવુ, છેને નવાઇ?” આમ દિ’ આખામા છપનસો વાર માનબાઇ મોઘીને બડબડાટ કરીને સભળાવતી મોઘીથી કશુય કામ થતુ નહિ, તો પણુ પરાણે પરાણે કામ કરતી, અને પછી તો જે બાવે તે બટકુક ખાઇ લેતી તેને રોજેરોજ જાતભાતના ખાવાના ભાવા અભાવા થતા, પણુ

મોટામકય સાસુને કેમ કહેવાય કે "મને આ ખાવાનું મન થયું છે, ને તે ખાવાનુ મન થયું છે," તેથી બધા જ ભાવ મનમા થાય અને મોઘી મનમા જ તે સમાવી દેતી.

આમને આમ સખેદખે સાતમે મહિને મોઘીનું અઘરણીનું મુહૂર્ત જોવડાવ્યું, અને પછી તો મુહૂર્ત સાચવવા ગાતા આનંદતા મોઘીના પિયરીઆ આવી પહોચ્યા –

"ઊંચે દીગે વેળુડી રે સ્વરવે,
ચપો મરવો ડોલરિયો રે લેયું લે છે.
પે'લા વધાવો મોઘીબાના વીર રામશગભાઇને,
પછે વધાવો મોઘીબાના મામેરાને "

રગ રળિયાત મોઘીને સાવ પારો વળી ગયેલી જોઇને મોઘીની મા જીબાએ બહુજ અફસોસ કર્યો, પણ માનબાઈ વેવાણને કશુ ન્હી શકી નહિ, પણ માનબાઇએ તો મોઘાના વગોણા શરૂ કર્યા, "જીબાબા, તમારી તે કાંઈ દીકરી છે, તેને એક શીંગડાની અને પૂછડાની ખામી છે, પણ ઇ'યે તે ખાય એટલુ તો કામ કરે, આણે તો દિ' દીધા છે, દિ' ખાઇને સૂઇ જ રહી છે આખો દિ' ડો ગાયા છે ઇ' કામને છોડે નઈ અને કામ એને છોડે નઈ "ત્યારે જીબાએ હૈયે હતુ તે કહી જ દીધુ, "ખૂબ ખાધુપીધુ તારે જ મારી છોડી સાવ સુકાઇને પારો વળી ગઈ છે ને?"

રંગેચંગે ખોળો ભરીને પિયરીયા બીજે દિ' સાજે ઘેર આવ્યા પિયર આવીને મોઘીએ સીઝતું સીઝતું ખાવા માડયું અને થોડોક વાન વળ્યો પછી તો બેઠા, અને આગલા ટોપલા ભરવા માડયા દિવસ આખો સરશ્રા સરડ ભરત ચીતર ભરે અને રાતે ધોળમગળ ગાતી ગાતી સૂઈ જાય

તેને સમો મહિનો ઉતરી ગયો અને દશમો બેઠો ત્યારે જરાક ટચરપચર થઈ ગઇ, પણ દસમાના પણ પાચ સાત દિવસ કાઢી નાખ્યા એક દિવસ સાજે વાળુ કરીને જયા સૂતી કે પેટમા દુ ખવા આવ્યું, ભાભીને વાત કરી ભાભીએ માને જઇને સભળાવ્યું જીબા જઇને ગામની વાગદ કડવી સયાણીને બોલાવી લાવી, કડવીએ આવીને મોઘીને જોઇ, બાળક અવતરવાને હજી વાર હતી રાતના બાર વાગ્યે વેણ ઉપડી અને એકાદ કલાકમા તો બાળકનો જન્મ થયો, કે તરત જ ઓરડાના મોભારા માથે ચબરક ચક, ચબરક ચક ચીબરી કજોળી ઊડી આઘે આઘે શિયાળવાએ લાળી કરી. ફાનસના અજવાળે સૌએ જોયું તો દીકરી જન્મી હતી, પણ ધોળી ધોળી પૂણી જેવી, રાતી રાતી આખો અને ધોળા સૂતર જેવા મવાળા, આખી છોડી ધોળી તો રૂદિયા જેવી, જાણે રૂના પોલનો ઢગલો!

બીજે દિ' સવારમા જ કડવી દાયણે ગામ આખામા વાત કરી કે, "મોઘાને છોડી તો આવી પણ જનના જણ્યા રોખી છે, ધોળી દૂધ રોખી, અને ઝીણી ઝીણી બગા જેવી રાતી આખ્યું છે" આ સમાચાર ગામ આખામા તેમ જ મોઘીના સાસરે પહોચી ગયા અને પદરમે વાહે તો માનબાઈ મોઘી સાદુ કાટલું લઇને આવી પહોચી છોડીને ખોળામા લઇને જ કહી દીધુ કે, " આ જનના પેટની છોડી અમારે ખોરડે ક્યાથી?" આવા છોરુ એ તો લાજી ન મરીએ? આને તો જલમતા જ અફીણનો અમલ કરાવી દેવો હતો ને?" પછી થોડી ઘણી સસારની વાતોચીતો કરી અને બીજે દિવસે સવારમાજ વહી ગઇ અને જ્યારથી સાસુનું મેણુ 'આવી જનના પેટની છોડી ક્યાથી?' તે સાભળ્યુ ત્યારથી મોઘીના તો મોતીઆ જ મરી ગયા, તે સાસુનો સ્વભાવ જાણુતી હતી, જરૂર સાસુ આ ભુરી છોડીને મારી નખાવશે અથવા તો આ છોડી ખાતર થઇને કાતો પોતાને મોતકમોત કરવુ પડશે વળી જનના પેટની કહીને સાસુએ મારા માથે બહુ ખરાબ આળ ચડાવી દીધી છે આમ મનમા ને મનમા તે સોષાવા માડી તેનો જીવ બળ્યા જ કરતો, ખાવુ, પીવુ, તેને કડવુ લાગતું, પણ સૌ મહારતા ત્યારે સૌની મો શરમે થોડુક ખાઈ લેતી

છોડી પાચમા મહિનામા બેઠી એટલે તેનો

સસરો મોંઘાને ગાડું જોડીને તેડવા આવ્યો. મોંઘીના પિયરીઆએ બે પાંચ જોડ લુગડાં કરીને મોંઘીને જીઆણું વળાવી પણ આ વખતે સાસરે જતાં મોંઘી ધ્રુસકે ને ધ્રુસકે રોઈ. માને બાઝી પડી, ભાભીને તો બથમાં લઈ લીધી ક્રમે કરીને છોડે જ નહિ, સૌએ મહારીને મોંઘીને ગાડે બેસાડી, મોંઘીએ બાપ અને માતાને હાથ જોડયા અને ઘૂંટડાક પાણી પી લીધું, અને ગાડું શેરીની વેણુના કણ ઉપર કચૂડાટી બોલાવતું જાણે જનેતાના હૃદયમાં ચીરા પાડતું હોય તેમ ઉતાવળે હાલી નીકળ્યું.

સાંજે મોંઘી સાસરે આવી પહોંચી. સાસુ અને નણંદના મોં પર તેણે કશોય મરકાટ ન જોયો, બેઇ નણંદોએ તેની છોડીને હલકી ભારે પણ ન કરી, આ જોઈ મોંઘીનું દિલ વલોવાય ગયું. અને રાતે ધણીએ પણ છોડીને ન બોલાવી. સવારે ગામ આખાની સ્ત્રીઓ મોંઘીવઉની છોડીને આવા-વાની મરી જોવા આવી, છોડીને તડી તપાસીને એક બીજીના કાનમાં ગુસપુસ શરૂ કરી. "બાઈ, આ તો જનનો વળગાડ, જનના જ પેટની જણી, જનના પેટના આવા થાય."

પછી તો પાણીશેરડે અને ચોરે ચૌટે આ છોડીની વાત થઈ રહી. મોંઘીનું તો હૈયું વલોવાઇ જતું ત્યારે છોડીને તેડીને છાતીસરસી દાબી દેતી, તેનું દિલ બળ્યા કરતું તેથી ખાવાનુંય કડવું લાગતું, કશુંય ભાવતું જ નહિ તેથી ધાવણ પણ સુકાતું ગયું. છોડી ભૂખે દેકારો મચાવતી, દૂધ પીતા આવડતું નહિ, તેથી ભૂખી કાળી ચીંહૃ નાખતી, ત્યારે માનબાઇ કહેતી, "આતો રાખહની માયા છે, જોને ઘડીય મોઢામાં જીભ ઘાલે છે? મરતીએ નથી અને માસો મેલતીએ નથી, કોણ જાણે ક્યાંથી પેદા થઇ છે તે ?"

સાસુના આવા વેણ સાંભળીને મોંઘીનું કાળજુ કોરાઇ જતું, પણ કહે કોને ? માનુ હૃદય બાઢીઓવડાએ દીકરી તો દીકરી પાલવવી જ જોઇએને ? અને આ જ બળતરામાં મોંઘીનું હાડ-ચામ એક થઈ ગયું, સાવ ખોખા જેવી થઇ ગઈ, ધાવણુ સુકાઇ ગયું અને છોડીએ સૂખ્યા વલખાં મારવા માડયા. આખો દિવસ રેં રેં રાડય બંધ જ નહિ. મોંઘી જ્યારે જ્યારે કામમાંથી નવરી પડે ત્યારે રૂના પોતે પોતે છોડીના મોઢામાં દૂધ દોવે, પણ માનબાઇ તો છોડીને હિંચકો પણ ન નાખે તો તેડે તો શેની ?

એક દિવસ છોડીએ ખૂબ જ દેકારો મચાવ્યો. મોંઘી પણ તે દિવસે ધ્રુસકે અને ધ્રુસકે ખૂબ જ રોઇ, તે દિ' સાંજે માનબાઇએ તેના ધણી નાગજીને કહ્યું. "સાંભળ્યું ? આંઈ આવો તો." નાગજી પાસે ગયો, "લ્યો શું કહો છો ?" "જુવો કહેવાનું તો આ, ભૂરકી છોડી હવે ઘરમાં નો જોઇ, જનના પેટની મારે ઘરે નઈ, લાખવાતની એક વાત, કા તો છોડી ઘરમાં નઇ અને કાં તો હું ઘરમાં નઇ, નકર છોડીને અહીંથી કાઢો, એને ભાવનગર જઇને આશ્રમમાં મૂકી આવો, નકર મારે હવે ઘરમાં નથી રહેવું, હવે તો મારાથી સાંભળ્યું જાતું નથી, ગામ આખું કરું કરું કરે છે, અને હું અને ઘર બેઈ લાજી મરીએ છીએ. છોડીને કાલે જ કાઢો, નકર હું કાલે સવાર ગમે ત્યાં વઇ જાઇશ."

મોંઘાએ આ કાનોકાન સાંભળ્યું. તેનો જીવ કાચબી મારી ગયો. જરૂર સાસુ આ છોડીને ઘર-માંથી કાઢશે, માનબાઈ લીધું વેણ મૂકશે નઇ, અને હું અને એનો બાપ, દાન હોવા છતાં છોડીને આશ્રમે મેલાવે છુટકો કરશે. "હે ભગવાન હું મા જણેતા જેવી જણેતા બેઠી હોઉં મારા પેટના જણ્યાને આશ્રમે મૂકે ? ફટ છે મને, અરે ભગવાન આ શો કળજગ, મને પેટ પ્રહટયું જ શા માટે ? આની કરતા તો હું જ મરી ગઈ હોત તો કશોય સંતાપ નહોતો, આ તો દેખવું ને દાજવું, મારો પેટનો લોચો હું જીવત બેઠી હોઉ ને આશ્રમે જશે ? એ શે સહેવાશે ? લોકોએ એની માને જ ફીટકાર દેને ! આની કરતા તો મોત વધારે સારૂં." રાતે ધણી સુવા આવ્યો ત્યારે કહ્યું, "આપણે નોખા

રહેશું, અબો ખાતા અરધો ખાશું, પણ આ ભૂરી છોડીને આશ્રમે મેલવાની વાટી બંધ કરાવી દો. પેટના જણ્યાને શું છતાં માબાપે આશ્રમે મૂકવા જશો ?" પણ તેનો ધણીએ માવડિયો હતો, કજિયાથી રાંક તેથી તેણે કહી દીધું "મા લીધું વેણ નહિ મૂકે, હેરાન કરશે, અને પછી હેરયા કે ઉપરથી કાંઈ ન બોલ્યો. અને થાકયો પાકયો તે તો નિરાંતવો ઘસઘસાટ ઊંઘી ગયો.

મોઘીની તો ઊંઘ જ ઊડી ગઈ, ઘોડિયામાંથી છોડીને પડખામા લીધી, પછી ગાલ ઉપર ધીમી ટપલી મારીને છોડીને જગાડી, ભૂરડી મા સામે મરક મરક મલકી ઊઠી. માને હૈયે ટાઢો શેરડો પડ્યો, "અરરર, મારા આ ફૂલને કાલે આશ્રમે મૂકવા લઈ જાહે. હું પૂછ કાઇ નહિ કરી શકુ, મારા જીવતા આવુ ન થવું જોઈએ, હજી તો રાત્ય ઘણી બાકી છે હું જીવતી હોઉં તો છોડીને આશ્રમે મૂકવાનુ દખ થશેને ? હાલ્ય જીવ, હવે જીવતરમાં શો રસ છે ? ઊઠી, ફાનસ તેજ કરીને નવા નક્કોર ત્રણુ લુગડા પહેર્યાં, બધાય ઘરેણા ઠાસી ઠાસીને પહેર્યાં, છોડીનેય નવું ફરાક પહેરાવ્યું, મશ આજી, કપાળમા ટીલડી કરી અને બથમાં લીધી અને રોઈ પડી," હે બાપ તારી જણેતાના તને આ છેલ્લા શણગાર છે, હવે તને કોણ શણગારશે મારી જાઈ?" આટલુ કરીને ડળક ડળક રોઈ પડી, હળવેથી કમાડ ઉઘાડ્યું, છોડીને આડી ઊંડલે તેડી હળવેથી બહાર નીકળી, શેરીમાં કૂતર્યાંય ઊંઘતા હતા, છોડીને લઈ ને હાલી, આજ હવે જીવ જ કાઢી નાખવો છે, શેરી વટાવી પગથિયા પાસે આવી, સૌ સૂતા હતા, હવે જીવનમા કશુય નથી, કહીને પગથિયુ ઉતરી, પાછો વિચાર થયો કે હું તો જઉં છું, પણ આ છોડીનો શો વાક ગનો ? તેણે તો હજી જોયુ એ નથી, હજી તો પહુ છે, તેને શાને કરપાવી દેવુ ? પડથારેથી પાછી ફરી, ઘરમા આવીને છોડીને પાછી ખોયામાં સુવરાવી, ફાનસ તેજ કરીને મોઢા સામે ધર્યું, છોડી મરક મરક હસતી જ હતી, તેને હાથે મોઢે, પેટ બચ્ચીઓ ઉપર બચ્ચીઓ લઈ ને મોંઘીએ વહાલ કર્યું, આખમાંથી ચોધાર આંસુ પડી રહ્યા, મોંઘી હીબકે ચડી, ત્યા તો વહેલી પરોઢનો કૂકડો બાંગ પોકારી ઊઠયો. આજે તો આ છોડીને સાસરા આશ્રમે મૂકવા લઇ જશે હૃદયમા ચણચણ ટી થઈ, છોડીને આખે શરીરે પંપાળતા લાગી ત્યા ઘણી ઉઘમા લવી ઊઠ્યો, છોડીને ફાળિયુ ખોયામા બરાબર ઢાંકીને મોઘી હડફ દઈને ઊભી થઇ, દીવો ફટ ફટ કરીને હોલવાઈ ગયો, ઘરમા અધારુ થઈ ગયુ, છેલ્લીવાર ખોયાસહિત છોડીને ઠાતી સરસી દ ાબી દીધી, અને છોડીને મોઢે હાથ ફેરવી ડૂસકુ દાબીને ધીમા પગલે મોઘી ઘરબાર નીકળી ગઇ.

અ ધારે અ ધારે ગામને પાદર આવી, બે-ચાર મોટા મોટા પાણા વીણ્યા, અને કનેરી છેડાવાળા ઓછોભર્યાના ગવનની પેટીવાળીને પેટ ઉપર રાખ્યા, અને મનોમન ઇશ્વર અને ભૂરી છોડીને સ્મરીને પાદરના કૂવે જ ધબાક દઇને કૂવામા ખાબકી. ધુબાકો બોલ્યો, પાણી હિલોળે ચડયુ એ ત્રણવાર ઉફાંગે આવીને ભૂરીની મોઘી જનેતાનુ રતન રોળાઈ ગયુ.

*

## સેવાભાવી ડોક્ટર

'મુરુગપ્પા અન્નાવીરપ્પા મોદી' દક્ષિણ ભારતના સુપ્રસિદ્ધ આખ-દાક્તર છે તેમની કામગીરી સમજવા નીચેના આંકડા જોવા જેવા છે :

ભારતમાં ૨૦ લાખ અંધ છે, અને ૬૦ લાખ અર્ધાપર્ધા અંધ છે તેમાંનો મોટો ભાગ ગામડાંમાં રહેનારો છે, જ્યાં દાકતરી સારવાર મળતી નથી. ૪૧ વર્ષની ઉંમરના ડૉ. મોદીએ આજ સુધીમા ૭૫,૦૦૦ ઑપરેશન કર્યાં છે; અને ૨૦ લાખ લોકોને સલાહ-સૂચન આપ્યા છે અને એ બધુ મફત !

ડૉ. મોદી કહે છે: "માનવ શરીર ભગવાનનું મંદિર છે તેને કષ્ટ હોય તો તેની સેવા કરવી એ ભગવાનની મોટામાં મોટી આરાધના છે"

# સૌરાષ્ટ્રના શ્રમણ

દેવેન્દ્રકુમાર હા. પંડિત

ધરભાણી રથ હંકારી જતા સુરજ મહારાજનાં છેલ્લાં કિરણો નવાનગરની રંગમતી નદી અને દરિયાનાં નીર પર નૃત્ય કરી રહ્યાં હતા. નવાનગરનની અંદરમાં રાજનગરમાં નગારાખાનામાં નોબત ગડેડી ને જામ રણમલે એનાં સફરી ઘોડાઓને રંગમતીના નીરમા ચસચસાવી પાણી પીવા ઊભા રાખ્યા કે એની નજર સામેના કાંઠે ગઈ.

નદીનાં પટમાં નાનાશા તંબુ બહાર સેંકડો સાધુઓ કોઈ દાઢી મૂછેવાળા, કોઈ માથે જટાવાળા, કોઈ કોઈ કાનટોપી ને હાથે-કપાળે તિલક વાળા હરિહર કરતા પતરાવળામાં નીચું મોં રાખી જમતા હતા અને તેઓને એક સફેદ દૂધ જેવી ધોતી પહેરેલ ને તેવી જ ધોતી અંગે વીંટેલ એક મહાત્મા લાડુ પીરસી રહ્યા હતા.

'લાડુ, આપને લાડુ મહારાજ.'

'નહિ જી. સેવાદાસજી બહોત !'

'તમને બાપુ ?' સેવાદાસજી પડખે બેઠેલ સંત ભણી હાથ લાંબો કરી પૂછતા હતા.

'ખૂબ ખીલાયા સેવાદાસજી આપને તો। પૂરણ.'

'તમારી દયાનું ફળ છે આ '

ને સેવાદાસજી બીજાને પીરસવા ચાલ્યા કે, જમતા સાધુવૃંદ વાતે વળગ્યુ.

'સેવાદાસજી તો ભાઈ વાકાનેર મે ભી સબકુ વૈસેહી લડુ ખીલાયા કરતા હૈ.'

'એ યહા જામનગરમેં કયો ?'

'દ્વારકા પધારતે હે ભાઈ? તિરથકે લિયે। હાં ! જિનકા ધન વૈસેહી કામમે ખીક્તા હે.'

'ને આ રવ સાંજના શીળા પવનની પાંખે ચડી ઘોડાને પાણી પાતા જામનગરના જામ રણમલના કાને ગયા.

એ આ બોલાશ પરથી કળી શકયો કે વાંકાનેરના કોઈ સાધુ સંત દ્વારકા જતાં અહીં વાટમા સાધુઓને ભોજન આપે છે.

મૂલક વિસ્તાર, હાથી, ઘોડાં, તોપ ને યુદ્ધના ઝઝાવતમાં રાત દીન ઘેરાએલ જામ રણમલે આવું શ્રમણોનું સમૂહ ભોજન જોયું ન હતું. એને આ બનાવ નવો ને વિસ્મયજનક લાગ્યો.

એ મહેલે આવ્યો. પલાણ છાંડી માઢમેડીએ ચડયો. ત્યાવ એને આ સાધુઓનાં ભોજન અને ભોજન સમયની, પે'લા વાકાનેરવાળા, રોજ રોજ લાડુ કરી જમાડે છે તે વાત મગજમાં ઘૂમરા લેવા લાગી. એને થયું : 'ભલા રોજ રોજ આમ પરાયાને જમાડવાનું કારણ શુ ?'

એણે આ ગુઢ વાતનો ઉકેલ પામવા નાગરકારભારી મોતી મે'તાને બોલાવ્યાને પૂછયું.

'ઓલ્યા નદીના પટમાં ભલા કોણ ઊતર્યું છે?'

'વાંકાનેર-રઘનાથજી જગ્યાના મહંત. છે બાપુ ! દ્વારકા જાત્રાએ જાય છે.'

'તમે ઓળખો છો ?'

'ના બાપુ ઓળખતો નથી પણ એની કીર્તિ આખાય સોરઠમાં છે.'

'કેમ ? એવા લડવૈયા છે ?'

'અરે લડવૈયા તો એની પાસે શી વીસાતમા ? એમની કીર્તિ તો અન્નદાનથી છે. એમની જગ્યામા જે જાય છે. તેને એ કાયમ અન્નદાન દે છે. પ્રેમથી જમાડી જુદાડી દક્ષિણા આપી રજા આપે છે. એ અન્નદાનથી એ કીર્તિ પામ્યા છે.'

'મેં માન્યું કે, કીર્તિ તો સત્તાથી કે યુદ્ધથી જ મળતી હશે.

'ના બાપુ, સાચી કીર્તિ તો સેવાથી મળે એજ સાચી બીજી કીર્તિ તો નકલી. ખોટા સોના જેવી

"'આ તમે શું કહો છો ? હુ જામનગરનો ધણી ને મારી કીર્તિ ખોટી ?'

'હા, બાપુ, માફ કરજો, દુન્યવી અને ઈશ્વરી, બેઉ નજરે જે પરમાર્થના સેવાના કામ કરે તેજ સાચા કીર્તિવાન ગણાય. આપણી કીર્તિ તો બાપુ ધાકની કીર્તિ'

'આ, તો મને સમજાતુ નથી ત્યારે આ વાત તો એ સાધુ શુ નામ એનુ ?'

'સેવાદાસજી.'

'હા, તેમના જ મોએ સાભળવી પડશે એને સવારે અહી બોલાવજો'

'બાપુ! સાધુ મહાત્માઓને એમ હુકમ કરી અહીં ન બોલાવાય એમને માઠુ લાગે એમનુ અંતર દુભાય આપણે તો જાતે પગે ચાલી તેને મળવા ને આશીર્વાદ માગવા જવુ જોઈએ'

'પણ હુ જામનગરનો ધણી મારી આટલી આમન્યા એ ના જાળવે ?'

'ના, સાધુઓ આપની તો શુ જગતના સ્વામિનીએ આમન્યા ન રાખે, આપ જાણો છો ? ભૃગુ ઋષિએ, ભગવાન જે બ્રહ્માડનો સ્વામિ છે તેનીએ છાતીમા લાત મારી હતી તો પછી આપ શું વિસાતમા ?'

'સારુ, આપણે બેય કાલે પ્રભાતમા, તેમની પાસે જઈશુ'

કારભારી ગયા પણ જામ રણમલને આખી રાત ઊંઘ ન આવી આ અન્નદાન, ભૃગુઋષિ, કીર્તિ આદીની ગહન વાત તેની બુદ્ધિમાં ન ઊતરી

વહેલી સવારે જામ રણમલને તેમના કારભારી રંગમતીના પટમાં ઊપડુ ઊપડુ થતા સેવાદાસજી પાસે તબુએ આવ્યા

બેઉ નમન કરી ઊભા રહ્યા સેવાદાસજીએ આશીર્વાદ આપી બેસવા આસન આપ્યુ બેય બેઠા, પછી પ્રભુપ્રસાદ અને ચરણામૃત આપ્યા કુશળ પૂછ્યા કે તુરત મોતી મે'તો બોલ્યા :

'મહારાજ ! અમારા જામ આપને કઈક પૂછી શકા નીવારવા માગે છે'

'ખુશીથી પૂછો' આખોમાથી અમી વર્ષાવતા સેવાદાસજી બોલ્યા

'મહતજી ! કાલે સાજે આપ બધાને ભોજન ખવડાવતા હતા તે જોઈ થયુ છે કે એથી શુ ?'

'અહોહોહોહો !' મધુરુ હસતા સેવાદાસજી બોલ્યા એથી તો ઘણું છે રાજન્ ! એથી તો ભગવાન રીઝે, મોક્ષ મળે, અરે જે ઈચ્છો તે અન્નદાન એટલે કલ્પવૃક્ષ પામવાનો માર્ગ.'

'ભગવાન તો ભક્તિથી રીઝે એમ મે સાભળ્યુ છે !'

'અન્નદાન સૌથી શ્રેષ્ઠ પ્રભુ ભક્તિ છે'

'સાચે જ ?'

'સાચેજ એટલુ નહિ પણ મનુષ્ય જીવનની સાચી સાર્થકતા જ અન્નદાનમા છે અન્નદાન નહિ કરનાર માનવ ચાહે તેટલી સપત્તિ પામે, સત્તા ને રાજ્ય પામે પણ તે બધુ નકામુ છે. સાચી કમાણી તો અન્નદાન કરી ભૂખ્યાઓની દુવા મેળવવી તે છે અન્નદાનને જીવન-વ્રત માનનારને સ્વર્ગ, વૈકુંઠ, ગોલોક ને દિવ્યલોકમા ભગવાન જાતે બાવડુ ઝાલી લઈ જાય છે'

સેવાદાસજીની મીઠી જબાનમાથી છૂટતા આ બોલથી જામ રણમલના મન-ઇન્દ્રિયો વશીભૂત બની ગયા ને ઘણીવાર મૂક રહ્યા પછી એ બોલ્યા

'ત્યારે મહતજી ! હુ જામનગરનો ધણી છતા મે તો કોઈ દિવસ આ રીતે ભૂખ્યાઓને લાડુ તો શુ લૂખો રોટલોય નથી આપ્યો !'

'એ આપની ભૂલ છે રાજન્! એ સુધારો હુ તો રાજપાટ, જમીન-જાગીર ને ધન વિહોણો. આ મારા સાધુડાઓ સારુ જ્યા ત્યાં માગી ભીખી મારુ જ્ઞાન, સમજણ ત્યાગ, તપ બધુ ભૂખ્યાઓના ભોજન માટે ખર્ચું છુ, વટાવુ છુ'

'ત્યારે મેં તો મારો જન્મારો અફળ ગાળ્યો એમ જ ગણાય.'

'એ હવે સુધારો તો સુધરી શકે.'

'કઈ રીતે, આપ કહો.'

'જામનગરમાં વસતા ભૂખ્યાંઓ સારુ આપ દરરોજ એક સ્થળે ભોજન આપવાનું 'પણ' લો.'

'લીધું મહંતજી ! આપની હાજરીમાં.'

'એ 'પણ' કાયમ રાખવા રોજરોજ પ્રભુ-દર્શન કરવાનું રાખવું પડશે.'

'રાખીશ.'

'તો જુઓ ! એક પ્રભુમંદિર બનાવો. ત્યાં દરરોજ દર્શન કરી પ્રભુ પાસે એ માગજો કે, અન્નદાન કરવાની મારી ભાવનાની નિર્મળ જ્યોત બુઝાય નહિ.'

'પછી ?'

પછી રોજ રોજ જામનગરના ભૂખ્યાંઓને ભોજન અપાવજો.'

'સારું મહંતજી, આ સારુ મારા 'શેખપાટ' નામે ગામની તમામ ઊપજ હું એ કામ સારુ નોખી રાખીશ. ને નવું મંદિર બંધાવવું કાલથી જ શરૂ કરીશ.'

'આટલું જ બસ ના ગણશો, જામ રણમલ ! પણ તમારા રાજ્યમાં જ્યાં જ્યાં ભૂખ્યાંઓને અન્ન આપવાના સ્થાનકો આવી સેવાના ભેખધારીઓ ખોલે ત્યાં ત્યાં સહાય પહોંચાડજો. તમારા આ કામ પર ઈશ્વરનાં અદીઠ આશીર્વાદ ઊતરશે.'

'સારું, તમે કહ્યું તેમ બરાબર વર્તીશ. આટલું આયખું વીતી ગયું. મને આ વહેલું સઝયું હોત તો ?'

'ઈશ્વરની કૃપા વરસે, ત્યારે જ આવા સન્માર્ગે જવાનું સૂઝે રાજન્ ! ત્યાં સુધી ન સૂઝે. આજ તમારા પર ઈશ્વરની કૃપા ઊતરી સમજો લ્યો, હવે મારા સંતો તૈયાર થઈ રહ્યા છે. પંથ લાંબો કાપવો છે. ભગવાન તમારું ભલું કરો.'

કહી સેવાદાસજી હાથ લાંબા કરી આશિષ આપી ઊઠ્યા ને દ્વારકાની વાટ પકડી.

વાટમાં સાધુઓ, ઝાંઝ, કરતાલ, મંજીરા, એકતારો અને મૃદંગમાં પ્રભુપદ મોટેથી ગાતા રહ્યા ને નિર્જન અટવી એ રસાળ બોલે ભીંજાતી રહી.

જામ રણમલ અને મોતી મે'તો, આ કીર્તન-નાદ સંભળાયા ત્યાં સુધી કાન માંડી સાંભળતા સ્થિર ઊભા રહ્યા.

× × × ×

આ ઘટનાને જીવંત રાખતું એ મહાત્માંની પ્રેરણાથી જામ રણમલે નિત્ય દર્શન માટે બનાવેલ મંદિર આજે અણદા બાવાના ચકલા પાસે જામનગરમાં મોજૂદ છે. અને તે જામના ચોરાના નામે ઓળખાય છે. એ મંદિરમાં નિત્ય પ્રતિ અભ્યાગતોને ભોજન આપવા 'શેખપાટ' નામે ગામની તમામ ઊપજ ખર્ચાતી.



"આપ કલ્પના કરી શકશો-અમૂલમાં કયા વિટામિનો હશે?" બાળકે પ્રશ્ન કર્યો



"હા---હા" નાના નાના પ્રાણીઓએ લલકાર્યું






અમૂલ દૂધ આહાર

એમાં ૭ વિટામિનો છે જે આપના બાળક માટે જરૂરી છે.

# રમીએ હોળી!

બંધુ! આજ સહુ રમીએ હોળી!
દુઃખ વિસરીને, એકત્વ જગાવી,
દ્વેષ, ક્રોધ, મદ, લોભ તજીને
બાંધીએ શુદ્ધ પ્રેમની ઝોળી
બોલીએ બધાંથી મીઠી બોલી,
બંધુ! આજ સહુ રમીએ હોળી!

આવો જઈએ ખેતરની અંદર,
લહેરાઇ રહ્યાં ઘઉં-જવ અતિ સુંદર,
છોડ-છોડથી પ્રીત જોડીને,
વિખેરીએ રંગોની રંગરેલી,
બંધુ! આજ સહુ રમીએ હોળી!

જેના આપણે ઋણી હંમેશના,
આ પશુઓ સાથી નિશદિનના,
એમની પાસે જઈએ ચાલો,
ગાય ઊભી છે કેવી ભોળી!
બંધુ! આજ સહુ રમીએ હોળી!



ભારત માતા તને ન ભૂલીએ,
ગોદમાં તારી આનંદે ઝુલીએ,
કષ્ટ ભલેને કોડ સતાવે,
સદા રહે સંપી આ ટોળી,
બંધુ! આજ સહુ રમીએ હોળી!

—શ્રી શ્રીમન્નારાયણજી
અનુવાદ ભુપેન્દ્ર મો દવે

# રૂપાયતન

## છાત્રાલય સહિતની અદ્યતન શિક્ષણ સંસ્થા

* ગિરનારની [illegible] ગોદ, વનરાજીની ઓથ, આમ્રકુંજની ઘટાઓ, ખળખળ વહેતા ઝરણાં [illegible] વૈભવ. આવા પ્રાચીન કાળના કોઈ આશ્રમની યાદ આપતા અને આધુનિક સાધન સગવડ [illegible] તા શાન્ત, રમણીય સ્થળે છેલ્લા પંદરેક વર્ષથી કળાની આરાધના કરતી અને કળાધામ તરીકે ખ્યાતી પામેલી રૂપાયતન સંસ્થાએ ગઈ સાલથી છાત્રાલય અને વિનય મંદિરની શરૂઆત કરીને શિક્ષણ ક્ષેત્રે એક મહત્ત્વનું પગલું ભર્યું છે.

* રૂપાયતનમા ૮ અને ૯ ધોરણ ઉપરાત ચાલુ વર્ષથી ૧૦મા ધોરણનો પ્રબંધ કરવામાં આવ્યો છે અને અંગ્રેજી ભાષાના શિક્ષણની ખાસ વ્યવસ્થા સાથે પાચમા ધોરણનો એક વર્ગ પણ શરૂ કરવાનું નક્કી કરવામા આવ્યું છે.

* વિદ્યાર્થીઓને નિયત અભ્યાસક્રમ ઉપરાત જીવનની સર્વાંગી કેળવણી મળે, સાહસિકતા ખડતલપણું અને નર્ભયતાની તાલીમ મળે, ખેતી ઉદ્યોગ અને કળાનો પરિચય મળે, સાદાઈ, સ્વચ્છતા અને શ્રમનુ ગૌરવ સમજવા–અનુભવવાના સંસ્કાર મળે, અને બાળકોમા રહેલા સર્વે ત્તમ તત્ત્વોને બહાર લાવીને એનો સમુન્નત વિકાસ થાય, પરિણામે તેઓ તેજસ્વી વિદ્યાર્થી અને આદર્શ નાગરિક બની રહે એ પ્રવૃત્તિ પાછળનો રૂપાયતનનો ઉદ્દેશ છે.

* ચીના ચાલુ પદ્ધતિથી દૂર રહી બાળકોને જીવનની સાચી કેળવણી મળે એવી ભાવનાથી પ્રેરાઈને આજના આકરા આર્થિક સંજોગોમા ખેચાઈને પણ પોતાના બાળકોને સારુ શિક્ષણ આપવા ઈચ્છતા વાલીઓને પરવડે એટલા ખર્ચની મર્યાદામા શિક્ષણની સગવડતા પૂરી પાડવી એ રૂપાયતનનો નમ્ર પ્રયાસ છે

* પ્રાકૃતિક સૌંદર્યથી સભર એવા રૂપાયતનના વાતાવરણમા ભાવનાશીલ અને અનુભવી શિક્ષકોના હાથ નીચે શિક્ષણ અને સંસ્કાર મેળવવાની તક વિદ્યાર્થી અને વાલીઓ આવકારશે એવી આશા છે

* રૂપાયતનમા ધોરણ ૫ ૮, ૯ અને ૧૦ એમ ચાર વર્ગોમા મળીને કુલ ૧૬૦ વિદ્યાઓને પ્રવેશ આપી શકાય એમ છે.

* છાત્રાલય પ્રવેશ ફીના વિદ્યાર્થી દીઠ રૂા. ૧૦–૦૦ સાથે મોડામા મોડા ૩૦મી એપ્રિલ સુધીમા પ્રવેશ પત્ર ભરીને મોકલી આપો

* છાત્રાલય તથા વિનય મંદિરના નિયમો તેમજ પ્રવેશ પત્ર મેળવવા ૦૦–૨૫ પૈસાની ટિકિટ સાથે નીચેને સરનામે સંપર્ક સાધવો

શ્રી સંચાલક, રૂપાયતન ગિરિતળેટી જૂનાગઢ

# રૂપાયતન

## છાત્રાલય સહિતની અદ્યતન શિક્ષણ સંસ્થા

* ગિરનારની ગોદ, વનરાજીની ઓથ, આમ્રકુંજની ઘટાઓ, ખળખળ વહેતા ઝરણાં ... વૈભવ આવા પ્રાચીન કાળના કોઈ આશ્રમની યાદ આપતા અને આધુનિક સાધન સંપન્ન ... ના શાન્ત, રમણીય સ્થળે છેલ્લા ૫દરેક વર્ષથી કળાની આરાધના કરતી અને કળાધામ તરીકે ખ્યાતી પામેલી રૂપાયતન સંસ્થાએ ગઈ સાલથી છાત્રાલય અને વિનય મંદિરની શરૂઆત કરીને શિક્ષણ ક્ષેત્રે એક મહત્વનુ પગલુ ભર્યું છે

* રૂપાયતનમા ૮ અને ૯ ધોરણ ઉપરાંત ચાલુ વર્ષથી ૧૦મા ધોરણનો પ્રબંધ કરવામા આવ્યો છે અને અંગ્રેજી ભાષાના શિક્ષણની ખાસ વ્યવસ્થા સાથે પાચમા ધોરણનો એક વર્ગ પણ શરૂ કરવાનું નક્કી કરવામા આવ્યું છે

* વિદ્યાર્થીઓને નિયત અભ્યાસક્રમ ઉપરાંત જીવનની સર્વાંગી કેળવણી મળે, સાહસિકતા ખડતલપણું અને નર્ભયતાની તાલીમ મળે, ખેતી ઉદ્યોગ અને કળાનો પરિચય મળે, સાદાઈ, સ્વચ્છતા અને શ્રમનુ ગૌરવ સમજવા–અનુભવવાના સંસ્કાર મળે અને બાળકોમા રહેલા સર્વોત્તમ તત્ત્વોને બહાર લાવીને એનો સમુન્નત વિકાસ થાય, પરિણામે તેઓ તજસ્વી વિદ્યાર્થી અને આદર્શ નાગરિક બની રહે એ પ્રવૃત્તિ પાછળનો રૂપાયતનનો ઉદ્દેશ છે

* ચીલા ચાલુ પદ્ધતિથી દૂર રહી બાળકોને જીવનની સાચી કેળવણી મળે એવી ભાવનાથી પ્રેરાઇને આજના આકરા આર્થિક સંજોગોમા ખેંચાઇને પણ પોતાના બાળકોને સારુ શિક્ષણ આપવા ઇચ્છતા વાલીઓને પરવડે એટલા ખર્ચની મર્યાદામા શિક્ષણની સગવડતા પૂરી પાડવી એ રૂપાયતનનો નમ્ર પ્રયાસ છે

* પ્રાકૃતિક સૌંદર્યથી સભર એવા રૂપાયતનના વાતાવરણમા ભાવનાશીલ અને અનુભવી શિક્ષકોના હાથ નીચે શિક્ષણ અને સંસ્કાર મેળવવાની તક વિદ્યાર્થી અને વાલીઓ આવકારશે એવી આશા છે

* રૂપાયતનમા ધોરણ ૫ ૮,૯ અને ૧૦ એમ ચાર વર્ગોમા મળીને કુલ ૧૬૦ વિદ્યાર્થીઓને પ્રવેશ આપી શકાય એમ છે

* છાત્રાલય પ્રવેશ ફીના વિદ્યાર્થી દીઠ રૂ ૧૦–૦૦ સાથે મોડામા મોડા ૩૦મી એપ્રિલ સુધીમા પ્રવેશ પત્ર ભરીને મોકલી આપો

* છાત્રાલય તથા વિનય મંદિરના નિયમો તેમજ પ્રવેશ પત્ર મેળવવા ૦૦–૨૫ પૈસાની ટિકીટ સાથે નીચેને સરનામે સંપર્ક સાધવો

શ્રી સંચાલક, રૂપાયતન ગિરિતળેટી જૂનાગઢ

# વૈષ્ણવજન

વર્ષ : ૭ ] મે-૧૯૬૮ [ અંક : ૨

## અનુક્રમણિકા





## સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને લખવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

*

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકના છે. સંપાદક તે વિચારમાં સંમત છે જ તેમ માનવું નહિ

*

[લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું

લવાજમ

દેશમાં [વરસનું] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

"વૈષ્ણવજન"
૨—રામકૃષ્ણનગર
રાજકોટ—૨

પ્રકાશક મુદ્રક, માલિક ધીરેન ગાંધી સંપાદક નવીન ગાંધી ૨, રામકૃષ્ણનગર, રાજકોટ—૨
મુદ્રણ—પ્રકાશન સ્થાન સુરૂપ મુદ્રિકા, રેઈસકોર્સ રોડ, રાજકોટ

# ગુજરાત સ્ટેટ કો–ઓપરેટીવ લેન્ડ ડેવલપમેન્ટ બેન્ક લિ.

( રજીસ્ટર્ડ ઓફીસ : અમદાવાદ )

૪૮૯, આશ્રમ રોડ,
નવરંગપુરા.
અમદાવાદ–૯.

સહકાર, ભવન,
ઢેબરભાઈ રોડ,
રાજકોટ.

ગુજરાતના ખેડૂતોની તેમની જરૂરીયાત
૧૮૧ શાખાઓ દ્વારા પુરી પાડનારી
રાજ્યની કેન્દ્રિય સંસ્થા

આ બેન્કની સભ્ય સખ્યા, ૬,૧૭,૮૭૫
આનુષંગિક હેતુઓ માટે અત્યાર સુધી કરેલ ધીરાણ,

| | સંખ્યા | ધીરાણ કરોડ–લાખ. |
|---|---|---|
| [૧] નવાકુવા | ૧,૦૮,૩૨૫ | ૧૮.૯૨ |
| [૨] જુના કુવા | ૨૨,૬૦૫ | ૧.૭૯ |
| [૩] ઓઈલએન્જીન ઈલે. મોટર્સ | ૯૫,૬૧૭ | ૩૨.૧૦ |
| [૪] ટ્રેકટર્સ | ૨,૩૦૩ | ૩ ૩૭ |

તેમજ અન્ય હેતુઓ માટે મળી
કુલ રૂા. ૬૯ કરોડ અને ૨૬ લાખનું ધીરાણ કરેલ છે.

મગનભાઈ ર. પટેલ
ઉપપ્રમખ

હ. હ ત્રિવેદી
મેનેજિંગ ડીરેકટર
આઈ. એ. એસ રીટાયર્ડ

ઉદયભાણુસિંહજી
યુવરાજ સાહેબ
ઓફ પોરબંદર, પ્રમુખ.

# મુકંદ

## વિષમ, મોટાં, ભારે સ્ટીલ કાસ્ટિંગ્સ માટે...



**મુકંદ એટલે પોલાદ**

રેનસેસ સ્ટીલ

મુકંદ આયર્ન અન્ડ સ્ટીલ વર્ક્સ લિમિટેડ, કુર્લા મુબઇ ૭૦ એએસ

# વૈષ્ણવજન

## અચળ શ્રદ્ધા

ગાંધીજી

ઈશ્વરની હસ્તીને સારુ બુદ્ધિની પાસે પ્રમાણ માગો તો ક્યાથી મળે? કેમ કે ઈશ્વર એ બુદ્ધિથી પર છે બુદ્ધિથી આગળ કઈ નથી એમ જો કહો તો મુશ્કેલી આવે છે ખરી બુદ્ધિને સર્વોત્તમ પદ આપી દઈએ તો આપણે બહુ મુશ્કેલીમા આવી પડીએ ટીએ આપણો પોતાનો જીવ કે આત્મા એ પોતે જ બુદ્ધિથી પર છે તેનુ અસ્તિત્વ સિદ્ધ કરવાને સારુ બુદ્ધિના પ્રયોગો થયા છે તે તો ઈશ્વરને વિષે પણ કહી શકાય પણ જેણે આત્માને અને ઈશ્વરને બુદ્ધિથી જ જાણ્યો છે તેણે કાઈ જ જાણ્યુ નથી બુદ્ધિ ભલે એક કાળે જ્ઞાન મેળવવામા મદદગાર થઇ હોય, પણ જે માણસ ત્યા અટકી જાય છે તે આત્મ જ્ઞાનનો લાભ તો મુદ્દલ ઉઠાવી નથી શકતો જેમ કોઇ અનાજ ખાવાના ફાયદા બુદ્ધિથી જાણે તે અનાજ ખાવાથી થતા ફાયદાને નથી ઉઠાવી શકતો તેમ આત્મા કે ઇશ્વર જાણવાની વસ્તુ નથી તે પોતે જાણનાર છે અને તેથી જ તે બુદ્ધિથી પર છે ઇશ્વરને ઓળખવાના બે ટપ્પા છે પહેલો ટપ્પો શ્રદ્ધા અને બીજો અને છેલ્લો ટપ્પો તેમાથી થતુ અનુભવ જ્ઞાન દુનિયાના મોટામા મોટા શિક્ષકોએ પોતાના અનુભવની સાક્ષી પૂરી છે અને જેને દુનિયામા મૂરખ ગણીને કાઢી નાખીએ તેઓએ પણ પોતાની શ્રદ્ધાનો પુરાવો આપ્યો છે એની શ્રદ્ધાની ઉપર આપણે આપણી શ્રદ્ધા રચીએ તો કોઈક દિવસ અનુભવ પણ મેળવશુ એક માણસ બીજાને આખેથી જુએ, પણ બહેરો હોવાથી કાઈ સાભળે નહીં અને પછી કહે કે મે એને સાભળ્યો નથી તો એ બરાબર નથી એમ જ બુદ્ધિથી ઈશ્વરને નથી ઓળખી શકાતો એ વાક્ય અજ્ઞાન સૂચક છે સાભળવુ એ જેમ આખનો વિષય નથી તેમ ઈશ્વરને ઓળખવો એ ઇંદ્રિયોનો કે બુદ્ધિનો વિષય નથી એને સારુ નોખી શક્તિ જોઈએ અને તે અચળ શ્રદ્ધા છે બુદ્ધિને ક્ષણે ક્ષણે ભમાવી શકાય છે એમ આપણે જોયુ છે ખરી શ્રદ્ધાને ભમાવી શકે એવો માણસ આજ લગી પૃથ્વીના પડ ઉપર જોવામા આવ્યો જ નથી

## પાનીમેં મીન પિયાસી

વ્યંગમાં બોલવાનો રિવાજ છે કે ભાઈ પાણીથી પણ પાતળા કાં થાઓ? છતાં ભારતની મહાનદીઓને તીરે વસતા લોકો જાણે કેમ આ વક્રોક્તિનો દોષ માથે વહોરી લે છે. નર્મદા, કૃષ્ણા અને ગોદાવરીનાં અમૃત સલીલ આજે વર્ષોથી સમુદ્રમાં જઈ મળે છે, તેને કોઈ રોકી શકતું નથી. આંધ્ર, મૈસૂર અને મહારાષ્ટ્ર આજે ભારે અજંપો અનુભવી રહ્યાં છે કેમકે કૃષ્ણા–ગોદાવરીનાં પાણી ઉપર તેમનો હક્ક ખંડિત થાય છે. મધ્યપ્રદેશના શ્રી ગોવિંદનારાયણસિંહ તો એથી આગળ વધી નર્મદાનાં પાણી વાપરવાનો ગુજરાતને હક્ક નથી એમ સાબીત કરવા માગે છે. ખરી મઝા તો ત્યાં છે કે કેન્દ્રના અતિચતુર અને પરમ બુદ્ધિમાન પ્રધાનો આવા પ્રશ્ને બેકકો મોજી જે તે રાજ્યોના મુખ્ય પ્રધાનોની પીઠ થાબડે છે — 'ભાઈ ઝટ કરો–અંદરોઅંદર સમજી જાઓ–નહીંતર પછી લવાદ આવશે હો!' અને બહુ થાય ત્યારે એટમબોમ્બ અને હાઈડ્રોજન બોમ્બ જેવી ધમકી પણ ઉચ્ચારે છે: 'હવે અમે નહિ સાંખીએ — કેન્દ્ર પોતાનો નિર્ણય હવે આપી દેશે હો!' ભારે ગજબની વાત છે. જો પાણી ગુજરાતી, મરાઠી, મૈસૂરી, મધ્યપ્રદેશી થઈ શકતું હોય તો હવા કેમ નહિ? રાજસ્થાનના રણની ગરમ હવા ગુજરાત બાજુ આવે, અથવા કાશ્મિરની ખીણમાં બરફ વરસે ત્યારે ઠંડી હવા સમગ્ર ઉત્તર ભારતમાં આવે, અથવા જુન–જુલાઈમાં બંગાળના ઉપસાગરનું હવામાન દેશ આખાને ઘેરી વળે ત્યાં શા માટે નાકાબંધી કરતા નથી? ભારતની પ્રજાનો એક મહાન ગુણ હમણાં ખૂબ ખીલ્યો છે–અને તે છે તેજોદ્વેષ! નર્મદા અથવા કૃષ્ણાનું પાણી સમુદ્રમાં ઠલવાય તો હરકત નથી, એક પાવળું જો તે રાજ્યની સરકાર જો વાપરે તો આવી બન્યું! કોર્ટ અને લવાદ! કોઈપણ પ્રજાની આવી ભયંકર અધોગતિનો દાખલો ઈતિહાસમાં શોધ્યો જડે ખરો?

'આશુતોષ'

## આપણને વાંધો નથી!

કાંઈ સમજ્યા તમે? નહીં ને! બસ એ જ તમારું દુઃખ છે. હવે બધું ઈશારામાં સમજી લેવું જોઈએ – એનાં કાંઈ ઢોલત્રાંસાં ન વગાડાય. પરીક્ષાઓ બધી જ પૂરી થઈ ગઈ છે – S. S. C.થી માંડીને કૉલેજ સુધીની. આપણે તો આપી દીધી. પેપરો ઠીક ગયા. એમ સમજોને મારાભાઈ, વાંધો નહિ આવે. બહુ જ ધ્યાન રાખ્યું છે. કયો પેપર કોણે 'સેટ' કર્યો અને તપાસવા કયાં જશે એ બધું જ મારી 'ડાયરી'માંથી નીકળે! પણ આ બધું આમ Top Secret એટલે આજું નહિ કહું. બધા જ સાહેબો–જેટલા પેપર એટલા સાહેબો – ને ત્યાં જઈ આવ્યો છું – મીઠાં મોઢાં કર્યાં છે – કલાસ પ્રમાણે દામ આપ્યા છે – મને ખબર નહિ પણ, ત્યાં મોટી 'ક્યૂ' લાગેલી–તેમાં શૈલેષ ભેટી ગયો. મને કહે દોસ્ત તારે તો મેડીક્લમાં જવું છે ને. મેં કીધું હોવે. તેણે હાથના પાંચે આંગળાં ઊંચા કર્યાં. મેં પણ આંખ મારી કીધું બધો મેળ કરીને નીકળ્યો છું. ઘેરેથી 'બાપાએ કીધેલું' કે તેલની નિકાસ છૂટ થઈ છે એટલે હવે મુંઝાતા નહિ અને લોભમાં પડતો નહિ. આમ જુઓ તો આટઆટલી યુનિવર્સિટીઓ થતાં વેપાર વધી પડયો છે – પરીક્ષામાં પણ વેપાર! પેપર તપાસવામાં વેપાર! અને એડમીશનમાં તો સૌથી મોટો. મેં મનમાં કીધું આપણને કાંઈ વાંધો નથી. ત્યાં મગન સામે મળ્યો. બિચારાએ એટલું વાંચેલું – એટલું વાંચેલું – મને દયા આવી મેં પૂછયું કેમ દોસ્ત તારું શું છે? મને કહે 'મેરીટ'માં વાંધો નહિ આવે! મને એટલું હસવું આવ્યું કે મને હસતાં જોઈ તે પણ 'હસવા લાગ્યો. મેં કીધું કે શીવવાનો સંચો નીકળ્યો છે એ 'મેરીટ'ની વાત કર છ? મને કહે ના, હું તો પરીક્ષાના ગુણની વાત કરું છું. સાચું કહું? મારું અંતર રડી પડયું. મગન ગરીબ

[ અનુ. પૃષ્ઠ ૬૧મે ]

# શ્રદ્ધેય જીવનની ઝાંખી

દક્ષિણકુમાર ગૌ. જોશી

મારા બાપુ [ધૂમકેતુ]ના જીવન સંસ્મરણોની લેખમાળા મેં ત્રણેક સુધી 'નવચેતન' માં ચલાવી. જીવનમાં કેટલીક વખત એવું બને છે કે તમારા પ્રિય પાત્રનું જીવનદર્શન જેમ જેમ કરતાં જાઓ, તેમ તેમાં કાઈક ઊણપ રહી ગઈ હોય તેવો માનસિક અસંતોષ તમને સતાવતો હોય! મારે પણ આ વાતનો અનુભવ કરવાનો હોય તેવી પરિસ્થિતિમાં હું મૂકાઇ જાઉં છું. બાપુ પોતે જેને ઘણી વખત કુદરતી સંકેત તરીકે જ ગણાવતા, તેવી વાત મારા માટે પણ બની જાય છે. એ કુદરતી સંકેત એવો બને કે એક માસિકમાં લેખમાળા પૂરી કરુ ત્યાં બીજા એવા સાત્ત્વિક વાચન પૂરુ પાડતા માસિકના તંત્રીનુ આમંત્રણ આવીને ઊભું રહે–અને તે પણ મારા બાપુના જીવન સંસ્મરણો કાઈક જુદી રીતે આપવાની ફરજ મારે માટે આવીને ઊભી રહે! આ નવો પ્રયત્ન કેટલો સફળ થશે એ તો મહાકાળ ભગવાન જ જાણે, પણ બાપુ જીવનમા એક વાત કદી ગુમાવવાનુ ન માનતા–એ હતી માનવ જીવનની શ્રદ્ધા! એટલે હું પણ તે રીતે આ નવા મથાળા નીચે મારા બાપુના શ્રદ્ધેય જીવનની થોડા પ્રસંગો દ્વારા ઝાંખી કરવાનો પ્રયત્ન આદરું છું. તેમા કાળક્રમ કદાચ નહીં આવે, પરંતુ એ જીવનનુ રટણ કરતાં જે વાત હૈયે ચઢી તેને હું ટપકાવી લેવાનો પ્રયત્ન કરીશ.

બાપુએ આ ધરતી ઉપરથી ચિર: વિદાય લીધી ત્યારે મહાકવિ ટાગોરની જેમ મૃત્યુને મિત્ર માન્યુ અને બાપુએ પોતે જ એ મહાકવિના ગીતાંજલિના ભાવાનુવાદમાં જેમ ગાયુ છે–એ વાત જ એમના ઊર્મિતંત્રમાં રમમાણ કરી રહી હશે.

"જીવન દિનની સંધ્યાનો જો સમય થયો હોય, કુંજનિકુંજના પક્ષીઓના ગાન જો બંધ પડયા હોય, હવાની લહેરીઓને જો થાક લાગ્યો હોય તો હે નાથ! ધરતીને જેમ નિદ્રાની ચાદર ઓઢાડે છે, કમળ પત્રોને નમતી સંધ્યા વખતે સ્વપ્ન મધુર આરામ આપે છે, તેમ મારા જીવન પંથ ઉપર અંધાર પછેડો નાખીને બે ઘડી નિદ્રા મને પણ લેવા દે!

"તારી પ્રેમ રજનીની ચાદર નીચે, જેમ તું પુષ્પોને નવજીવન આપવા સારુ નિદ્રાધીન કરે, છે તેમ એ થાકયા પ્રવાસીને પણ, પ્રેમભીની ચાદરનો એક છેડો આપવો ઘટે મારા પ્રભુ!"

બાપુએ જીવનમાં શ્રદ્ધાને–નિસીમ શ્રદ્ધાને બહુ જ મહત્ત્વનુ સ્થાન આપ્યુ છે. એક રીતે એમ કહી શકાય કે જીવનમાંથી બધું જ જતું રહે, કેવળ એક શ્રદ્ધા જ પાસે રહી જાય, તો જીવનરૂપી પ્યાલું છલોછલ ભર્યું હોય તેવું બાપુને લાગે!

સ્વજનની વસમી વિદાયને મૃત્યતિથિ નહીં ગણતાં, તેને પછીથી પુણ્યતિથિ ગણવામાં આવે છે તેમાં પણ મને તો આ શ્રદ્ધા જ પાછળ રહી તેવું લાગે છે!

ઈશ્વરી સંકેત પણ કાંઈક એવો જ હોય છે.

બાપુની છેલ્લી માંદગીએ જે અમારા ઉપર વિતાવ્યુ, તેમાં ઉપરાઉપરી ત્રણ અઠવાડિયાના બધા જ ગુરુવારો જ કારણભૂત બન્યા! પ્રથમ હર્નીયાનો દુખાવો ઉપડ્યો તે ગુરુવારે. હોસ્પિટલના વિષચક્રમાં જઇ ચડ્યા અને પાછા ઘેર આવ્યા તે પણ ગુરુવાર! એમનો દેહ ઘરની ચાર દિવાલો વચ્ચે પડયો તે પણ

ગુરુવારે હવે જ્યારે હું ગુરુવારની લીલા આ રીતે મનમા વ્યગ્રતાથી જોતો હોઉ છું ત્યારે પાછો એ જ ગુરુવાર મારી નજર સમક્ષ આવીને ઊભો છે! જેને ગુજરાતી સાહિત્યમા એક event ગણાવી શકાય તે -"તણખા" નો પ્રથમ ભાગ બહાર પડ્યો તે પણ ગુરુવારે! એ તણખા મંડળ પહેલુ બહાર પડ્યાની તારીખ જૂના કૌમુદી ત્રૈમાસિકની નોંધ પ્રમાણે આ રીતે મળી આવી છે 'તણખા બહાર પડ્યા સંવત ૧૯૮૨ના વૈશાખી પુનમે તા. ૨૭ મી મે ગુરુવાર ૧૯૨૬ જે વાતનો ઉલ્લેખ બાપુની આત્મકથામા પણ થયેલો છે. શ્રી વિજયરાય ક. વૈદ્ય તે સમયે ગુજરાતી સાહિત્યમા વિશિષ્ટ ઢબનુ ત્રૈમાસિક કૌમુદી ચલાવતા તેમા સાહિત્યરસિકની રોજનીશીના મથાળા નીચે ગુજરાતી ભાષામા પ્રગટ થતા પુસ્તકોની નોંધ તથા સાહિત્યિક દષ્ટિએ ઉપયોગી બીજી નોંધો પણ આપતા.

બાપુની જીવન દષ્ટિના સંદર્ભમા એમ કહી શકાય કે છેવટે તો મનુષ્યની જીવનદષ્ટિ ઉપર જ દરેક વાતનો આધાર છે. વાર, તિથિ, શુકન, અપશુકન, મંગળ, અમંગળ એ બધુ આપણા મને જ ઊભી કરેલી વાતો છે. જીવનમા ખરી વાત તો કાર્યરત બનીને શ્રદ્ધાપૂર્વક કાર્ય ધપાવવામા જ છે

બાપુની પુણ્યતિથિમા જેમ ગુરુવારનુ મહત્ત્વ અંકાઈ ગયેલુ છે તેમ મહિનાની તારીખ પ્રમાણે તા. ૧૧નો આંકડો, પણ કુદરતી રીતે અવનવા, જીવનમાં શ્રદ્ધા ચલાયમાન જ થાય તેવા અનુભવો કરાવી જાય છે!

બાપુના જીવન સંબંધી, એમના અવસાન પછી, મેં એક નાની પુસ્તિકા લખી જેનુ નામ ઘણા વિચાર પછી "ધૂમકેતુના જીવન ઘડતરની વાતો" એવુ આપ્યુ. તેમાં પ્રસંગો પણ અગિયાર જ લીધા! હવે બાપુ છેલ્લી માંદગી સમયે હોસ્પિટલમાં હતા ત્યારે એમને પ્રૌઢ શિક્ષણની પુસ્તિકાઓનું પોતાના પુસ્તક માટેનુ ભારત સરકારનું ઇનામ મળેલુ. તે પ્રેરક પ્રસંગોની પુસ્તિકાનુ નામ પણ "જીવન-ઘડતરની વાતો" એવું જ હતું! એમને એ ઇનામ છેલ્લું જ મળે છે! એ પણ વિધિનો અકળ સંકેત!

મને પણ ઇનામ મળે, વાત તો નાની સરખી જ ગણુ છું, પણ એવુ શી રીતે અને કે એ ઇનામની રકમ મારા હાથમા એવી રીતે આવીને ઊભી રહે કે તે દિવસ પણ માર્ચ મહિનાની ૧૧મી તારીખનો જ હોય- અને બાપુની દ્વિતીય પુણ્યતિથિ જ હોય! (કવર ઉપરની તારીખ ૧૧-૩-૬૭ સચવાયેલી પડી છે!) એટલે મહાકાળ ભગવાને મૃત્યુતિથિને આ રીતે પુણ્યતિથિમા ઘટાવવાનુ જે નિર્માણ કર્યું છે તેની પાછળ પણ જીવનમા શ્રદ્ધાની જ ભૂમિકા રહેલી હોય તેવું બાપુનુ વિધાન વધુ પ્રતીતિકર નીવડે છે

---

"તમે મારી પાસેથી રોશની માગી છે પણ હુ કોઈ નેતા નથી. નેતા તો તે થઇ શકે જેને પરમેશ્વર પેગામ આપે ગાંધી તે હતા, હુ તો તેનો સિપાહી છું. તેણે શીખવેલી બે-ચાર વાતો તમારા જેવા જિજ્ઞાસુઓ પાસે કહુ છુ. સિપાઈઓ આજે નેતા થવા જાય છે તેની તો આ બધી રામાયણ છે. નેતા તો પરમેશ્વર મોકલે છે જેવી આપણી લાયકાત-તેવા નેતા મળી જશે પણ ગાંધીજીએ કહ્યા પ્રમાણેનું જીવન આપણને જીવતા કોણ રોકે છે? દેશની વાત જવા દો, તેને સુધારવાનુ આપણું ગજું નથી પણ આપણને આપણા નાનકડા જીવનમા ગાંધીજીની વાત પ્રમાણે કરતા તો કોઇ રોકતું નથી. તે શા સારુ ન કરીએ? બીજાને બચાવી ન શકીએ તો જાતને તો બચાવીએ!

—આચાર્ય કૃપલાની

# ભોક્તા વિહોણી કલા !

અચુભાઇ ગઢવી

અપ્સરાઓ સાગર સરોવર કે વન જંગલના મનોહર સ્થળે ઊતરતી સાંભળીએ છીએ. પણ રણના જાણતલ જાણે છે કે અલૌકિક રૂપે તો અપ્સરાઓ રણની ખડતલ જાતિઓમાં જ અવતરે છે.

કચ્છના થરપારકરની કાંધાણે સોઢા ઠાકોરને ત્યાં એવી એક અપ્સરા અવતરેલી. પણ ચાંદો આથમીને ઘેર જાય ત્યારેય વણ ચાંદે રણ જંગલને અજવાળે એવી, રૂપથી ગુણ વધે ને ગુણથી રૂપ વધે.

કચ્છના નાના રણને સામે કાંઠે સુઇ ગામના બાવન ગામના ચૌહાણરાજ રાયશાંજી વેરે પરણાવ્યાં. ગરૂડના ઈંડા જેવા ગોધલા જોડેલ હીરભરતના રેશમિયા માફાળી વેલ્ય રૂઝયું કુંઝયું ટાણે સુઈને પાધર પહોંચવા આવી.

શાંત થતી રાતના લહેરખી સાથે રવાજની દિલ ડોલવણ સુરાવલિઓ સોઢી રાણીને કાને પડી. આ મૂર્તિમંત કલાવતીના મોઢામાંથી શબ્દો સરી પડયા, 'વાહ ટેરવાં ?'

સોઢી રાણીના હૈયાની કિનારીએ સુરાવલિ હીરના મોરલા ગૂંથી રહી છે. દરબારગઢમાં વેલ્યું છૂટી સોઢી રાણી માઢ મેડીએ પધાર્યાં. પોરસીલા જુવાન ઠાકોર રાયશાંજીએ સોઢી રાણીના રાજીપા માટે કાંઈ મણાં નથી મેલી.

રંગરૂપ ને સુગંધના ઝાકઝમાળ વચ્ચેય સોઢી રાણી થીજી ગ્યાં છે એને ખબર નથી કે પાછળ રાયશાંજી ઊભા છે ને બોલાઈ ગયું, 'વાહ ટેરવાં !'

પણ રાયશાંજી તો સોઢી રાણી માથે પ્રાણ પાથરતા આવે છે. વાત જાણી કહે, 'સોઢી રાણી ! ઇ તો આપણા ગામના તુરી મોણિયાના ટેરવા રવાજ માથે ફરી રહ્યાં છે.' ઠાકોરે હાકલ કરીઃ

'હાં, છે કોઈ હાજર ?'

'એક કરતાં એકવીસ.'

'દરબારગઢના બેઠકના ઓરડે આસન પથરાવો ને બોલાવો મોણિયાને !'

આ સાંભળતાં તો આખો દરબારગઢ ઊંચોનીચો થઈ ગયો. ભાયાતુંનાં રૂંવાડાં ઠરડાઇ ગયાં. ચૌહાણના રાજગઢે આવી બેઇજ્જતી આજ પહેલાં કોઈએ કરી નહોતી, અને આ સોઢી રાણીએ આવતાંવેંત! પણ ઠાકોરને કમતડી ધાઈ છે તે રાણીના વેણે વગોવવાનું ધાર્યું છે ?

પણ આસન પથરાણાં, ચક ઢળાણાં, પાછળ સોઢી રાણી બિરાજ્યાં, દરબાર ભરાણો અને મોણિયાને ન હુવા ઇ હુવા, તુરીની જાત. ચૌહાણના દરબારમાં ને રાજરાણી સામે.

કાંપતે અંગે માણિયે આસન લીધું. રવાજ મેળવ્યું ને રાયશાંજીની આજ્ઞા થાતાં જમાવટ કરી. હવા થંભાવી દીધી. સોઢી રાણીને મોઢે તો જાપ જપાઇ રહ્યા છે, 'વાહ ટેરવાં !' 'વાહ ટેરવાં !'

એક એવા બે ને બે એવા ચાર પાંચ ને ને દસાયાં વીત્યાં. રોજ જમાવટ થાય છે. મોણિયાનાં ટેરવા માથે રાણી મુગ્ધ છે. ભાયાતું ઊંચાનીચા થાય છે ઢસડીને જુવાન ઠાકોરને નડા બેટમાં લઇ જઇ શિકારનો પડાવ નખાવ્યો. રાયશાંજીનો હુકમ છે કે મોણિયે રાણી સાહેબને રોજ રવાજની મોજું કરાવવી. હવે તો મેડી ઉપર બેઠક મંડાતી હતી.

ઠાકોરનો જીવ દરબારગઢમા છે. ભાયાતું ને ભાઇબંધો શિકારમાં જીવ પરોવવા મથી રહ્યા છે, એમાં પાંચમે દિવસે દરબારગઢ ઉપર ઝમાળનો દીવો ઝળહળતો દેખાણો. ઝમાળનો દીપ તો બહુ હરખને

પ્રસંગે જ પ્રગટે. સોઢીરાણી આવ્યાં તે દી પ્રગટેલો. પણ આજ ?

ભાઈબંધોએ ઠાકોરનું ધ્યાન દોર્યું. ઝડપી ઘોડા માથે અરધી રાતે ચુપચુપ સુઇ ગામ તરફ નીકળી ગયા. પાછલે બારણેથી દરબારગઢમાં પ્રવેશ કર્યો. બિલ્લીપગે ઉપર ચડયા. પણ જ્યાં જુએ ત્યાં...!

ચક ખસી ગયો છે. મોણિયો ને સોઢી સામ સામાં બેઠાં છે. મોણિયાના રવાજથી દરબારગઢ ડોલી રહ્યો છે. બેયની આંખો બંધ છે. રાણીના મોઢે ટેરવાનો જાપ જપાય છે. લગન વખતનો રેંટો રાયશાંજીને માથે હતો. હળવેકથી બેયની વચ્ચે લાંબો પાથરીને આવ્યા એવા જ સરકી ગયા.

પ્રભાત થતા રવાજ થંભ્યું, બનેની આંખ ઊઘડી ને વચમાં રેંટો જોયો. મોણિયાને શીત વળી ગયાં. સોઢી રાણી કહે, 'મોણિયા ! કાંઈ ચિંતા કરમાં !' પણ મોણિયો લથડતે પગે માંડ કુબે પોગ્યો.

ત્યાં તો દડમંજલ કરતો રાયશાંજીનો રસાલો આવી પહોંચ્યો. રાયશાંજી ઉલ્લાસમા છે સોઢી રાણીને સોળેય શણગાર સજવા કહ્યું છે. આજે મોટો દરબાર ભરાણો છે. હુકમને તાબે થઈને અગ દરડીને મોણિયો દરબારમાં રવાજ માથે ટેરવાં ફેરવી રહ્યો છે. સોઢી રાણી ચક પાછળ બિરાજ્યા છે.

'મોણિયા, માગ ! આજે તારા માથે પ્રસન્ન છુ.'

કચારીમાં રાયશાંજીનો જુવાન અવાજ પડછંદા પાડી રહ્યો. એક-બે ને ત્રણ વખત કહ્યા છતાં મોણિયાની જીભ ન ઉપડી ત્યારે રાયશાંજી કહે કે :

'જા, હું તને રાણી સોઢી આપું છું !' કચારી માથે વજ્રઘાત થયો. આ અકરમનાં કરમ ! આલ્યસો હાં ! હાં ! હા ! કરે તે પહેલાં રાયશાંજીએ સોઢી રાણીને બહાર આવવા કહ્યું. રાણી બહાર આવ્યાં. ઠાકોર કહે, 'ઊઠ, મોણિયા ! સોઢી રાણી આવ્યાં.'

હુકમને તાબેદાર મોણિયો લથડિયાં ખાતો ઊઠયો. કચારીની આંખો રાણી ઉપર ફીટકાર-વરસાવી રહી છે. ભાયાતુંના હાથ તલવારની મૂઠ ઉપર જાય છે, પણ ઠાકોરની આમન્યાથી રાણીને ઝાટકે દઇ શકતા નથી.'

આગળ મોણિયો ને પાછળ સોઢી રાણી. એ જ ગૌરવભરી ચાલથી અણુકગ એવાં રાણી ચાલ્યાં જાય છે. વા વાત લઇ ગઈ. ગામ બધું રસ્તે હલવાણું છે. વણ બોલ્યે ફીટકાર વરસાવે છે. શી ખોટ હતી રાજદરબારમાં તે ઢેઢને ગઇ !

મોણિયો કયાં સઘરે સોઢી જેવાં રાણીને ! ગામ મેલ્યું, કુબો મેલ્યો, રણ ઊતરીને નકા બેટ તરફ હાલ્યાં. બેટડાને કાંઠે આવતાં મોણિયાની વાચા ખુલી ગઈ. 'સોઢી રાણી ! મા ! માતાજી ! આ તમને શું સઝર્યું તે તમે મારી વાહણ હાલી નીકળ્યાં ?'

સોઢી ઘણું સંભારશો,
અંડાળાની ઓક;
બહોળા થાતા બાજરાં,
નોરા કરતાં લોક.'

'મોણિયા ! તને ઇ નહિ સમજાય પણ બેસ સામેની પીલુડીના થડે. હું સામેના થડે બેસું છું. અને આજ તારું રવાજ સંભળાવી દે.'

મોણિયે પરાણે રવાજ મેળવ્યું. આદતથી વગાડવું શરૂ કર્યું. જીવ નહોતો પણ આદતના જોરે જીવ લાગી ગ્યો. રવાજે નિરવ વાતાવરણમાં રંગ ભરવા માડયો.

દરબારગઢમાં ઠાકોર બેચેન છે.

બેચેની દૂર કરવા ઘોડે ચઢીને શિકારની શોધમાં નીકળ્યા. ભાંગતી રાતે એમણે આઘે આઘે મૃગલાની આંખ ઝબકતી જોઇ. રવાજના સૂર ઠાકોરનું માથું ભમાવી રહ્યા. 'આંઇ' પણ રવાજ પાછળ પડયું છે ?'

આંખના ઝબકારે રાયશાંજીએ રવાજની દાઝ ભરીને તીર છોડયું. પણ એ આંખનો ઝબકારો તો પોતાની છાતીએ સોઢી રાણીએ રાખેલા હાથની

# હેમાળો કહોર

વાળા ભીખાભાઈ રામભાઈ

દી ઊગવા મે વરસવા,
કાઠી અન્ન દેવા;
સરજનહારે સરજિયા,
ત્રણે તેવ તેવા.

અમરેલીથી ચારેક ગાઉને માથે કણકોટ નામે ગામ અને ગામમાં કહોર શાખનો કાઠી આપો હેમાળ દરબાર. ઘરે સો વિઘા જમીન છે. સાંતી ઘરના રાખે છે. પાંચ છ ગાયું ભેસું રાખે છે. ઘરધણી પણ સુખી ને સગવડભર્યો માણસ ગણાય.

ગામને પાધર માનસરોવરના બચ્ચા જેવો પાણીનો અવેડો. હેમાળો કહોર ભેંસુને પાણી પાવા અવાડે આવ્યા છે.

પોતે ઊભા છે. ભેંસુ પાણી પીએ છે ત્યાં ચાદગઢને મારગેથી આઠ દસ ઘોડેસવારો હાલ્યા આવે. અવેડે ઢુકયા, ને ઘોડાં પાણી ચહચહાવે છે ત્યાં હેમાળા કહોરે ડાયરાને રામરામ કર્યા.

"કયું ગામ બા મે'માનનું ?"

"રે'વું તો છેટું, ઠેઠ ખુમાણમાં !"

મહેમાનના ઘોડાની લગામ ઝાલી આપો હેમાળો તાણ કરવા લાગ્યા :

"આજ તો મારાં ધન ભાગ્ય, તમ મે'માન કયાંથી ? શીરામણ ટાણું છે, રોકાઈ જાઓ ભાઈ! છેટાનો પલ્લો છે, સૂરજના સમ. છાશું પીધા વિના નહિ જવાય."

ડાયરે વિચાર કર્યો કે આપો ભલો'માણસ લાગે છે. આપો મે'માનને લઈને ઘરે આવ્યા. પરદેશી પરોણાને પોતાને ઘેર પધરાવવાની ઊલટ આવે છે.

મહેમાનનાં ઘોડાં બાંધી પાણી-છાણીનો સત્કાર કરી, પથારી પાગરણ ને આસનોની બેઠક બનાવી સૌ મહેમાનને ડેલીમાં અપાર માનથી બેસાડી આપો ઘરે આવ્યા.

ઘરમાંથી વરધી મળી કે કાઠી મે'માન ભલે પધાર્યા પણ ઘરમાં ઘઉં બાજરો નથી. સૂરજદાદાને પરતાપે ઘી—દૂધ બો'ળાં છે.

સંવત ૧૯૧૫ની સાલ પણ કાળું વરસ. દુકાળે દાળોવાટો કાઢી નાખ્યો છે. દાણો ગોત્યો મળતો નથી. સાધનવાળા માણસોની પોઠયું મહુવા બદરે જાય છે. ત્યારે દાણો મળે છે. આપાના અને ગામના સાધનવાળા માણસોના પોઠિયા આઠ દિવસથી મહુવા અનાજ લેવા ગ્યા છે, હજુ પાછા નથી ફર્યા.

---

બંગડીના હીરાનો ચાંદાના અજવાળાનો ઝબકારો હતો.

તીર રાણીની છાતી સોસરતુ પીલુડીના થડમાં જડાઇ ગયું. મોણિયાથી રાડ નખાઇ ગઈ : 'મા ! મા !' રાણી કહે, 'હા, મોણિયા ! જો ને ઝઝકતો, હવે છેલ્લી વેળાનુ રવાજ વગાડી લે, ગાંડા ! તું તો ન સમજે પણ ઠાકોરને ય પરખ ન પડી. હું તો તારા ટેરવાંની સૂરની આશક હતી, તારી નહિ. દિલનો સ્વામી તો મારો રાયશાંજી જ હતો. હવે ઝઝકતો નહિ.'

રડતા મોણિયે રવાજને માથે હાથ અજમાવ્યો. પછી તો દિગંત ડોલાવ્યા. વાતાવરણ કરુણતાનાં આંસુ ખેરી રહ્યું ઠાકોર મૃગને મરેલો જોવા જ્યાં આવ્યો ત્યાં આભો બની ગયો. એય વચ્ચેનું એ જ અંતર જે ગઈ રાતે દરબારગઢમાં જોયેલું. રાયશાંજીની ગેરસમજ ધુંદરની જેમ ઓસરી ગઈ. પણ બહુ મોડું થઇ ગયેલુ.

રવાજ માથે રાણીનો જીવ ચોંટી રહેલો. જમ થંભી ગયેલા. ઠાકોરને જોતાં 'આવી ગયા ?' એટલું બોલતાં રવાજ થંભ્યુ ને રાણીનું માથું થડ માથે ઢળ્યું. અણોહરા રાયશાંજીએ એ જ રેંટો રાણી માથે ઓઢાડી દીધો.

મહેમાનો તો રીતરિવાજ પ્રમાણે કસુંબાની ધકબકમાં લાગી પડયા છે. આપા હેમાળાના ભાઈયું-અને દીકરા ગામના શેઠ અને પટેલને ઘરે દાણાની જોગવાઈ માટે ફરે છે પણ મેળ ખાતો નથી.

બપોર થાવા આવ્યા. આપાનો જીવ પણ ઊંચે ચડવા લાગ્યો. પોતાની લાજ રાખવા સૂરજદેવને મનો-મન વિનવે છે. ને જીવ મહુવાને કેડે મંડાણો છે પણ પોઠયુંનો પત્તો નથી.

થાતાં થાતાં તો બારને માથે એક ને બે વાગ્યા. મહેમાનો પણ માંડયા ઊંચા—નીચા થાવા. હવે તો આખા ઘરનો જીવ ઊંચે ચડી ગયો છે.

પણ કયાં સુધી મહેમાનને ભુખે મારવા? હેમાળાએ બાજોઠ ઢળાવવાનું કહ્યું. ઘરમાંથી કહેરાવ્યું કે,

'આપા જમવા શું આપશો ?'

'ઈ મેં કરી લીધું છે. તમે ઘી ગરમ કરી નાખો ?' આપાએ કહેવરાવ્યુ. પાંતિયા નાખીને મહેમા-નોને જમવા ઊઠાડયા.

'ઊઠો છાશું પીવા !'

મહેમાનોએ હાથ વીંછળ્યા અને પગતમાં બેસી ગયા.

આપે હેમાળે જાતે જ પીરસવાનું રાખ્યુ. આપો ગરમ ઘીની તાંબડી લઈને આવ્યા. મહેમાનની તાસળિયુમા ગરમ કરેલું શેર શેર ઘી પીરસી દીધું. ઘરમાં ગયા. પટારો ઉઘાડી કોરિયુની સૂંડલી ભરી આવ્યા અને ઘી પીરસેલી તાસળીમાં ઘોબો ઘોબો કોરિયું નાખી.

મહેમાનો તો સજ્જડ થઈ ગયા. આવી મહે-માનગત ભાળી તો ઠીક પણ કદી કલ્પી પણ નહોતી. શું થાય છે તે મહેમાનો જોયા કરે છે. ઘરનાં બધાં પણ જયાં હતાં ત્યાં સજ્જડબંબ થઈ ગ્યાં છે. નથી હાલતાં નથી ચાલતાં.

આપો હેમાળો સૌને અજાયબીમાં મૂકીને પડ-ખેના ઘરમાં ગયા. ઘોડીની સરક લઈ ઘોડિયાટે બાંધી. એના ગાળિયે ડોક પરોવીને ગળે ફાંસો નાખી આત્મા ઊડાડી મેલ્યો. અતિથિને આફત, જેવો નીવડવા પહેલાં બિરદ જાળવી ગ્યો.

મહેમાનો તો દિગ્મૂઢ થઈને વિચારી રહ્યા છે કે આ વિચિત્ર આપો ઘી અને કોરિયું પીરસીને ગ્યો કયાં ? થોડી ઘડી રાહ જોઈ મહેમાનો સળવળ્યા. આપાના ભાઈ દીકરાય સળવળ્યા ને જયાં પડખેના ઓરડે જાય ત્યાં સૂરજનો પોતરો બિરદનું બલિદાન દઈ ચૂક્યો.

ગામમાં હાહાકાર મચી ગયો. મહેમાનોને ય મોડયું હશે ને ? યજમાન મહેમાનોની કાંધે ચડીને હજી સ્મશાને નથી પહોચેલ ત્યાં સામેથી પોઠયું આવતી દેખાણી પછી તો ઈ કારજમાં કામ આવી. આપો અમર બની ગયા.

નોંધ : અમરેલી કણકોટ ગામે કહોર શાખાનાં ઘરનાં ખંડેરામાં આપા હેમાળાની ખાંભી અડીખમ ઊભી છે. આપા હેમાળાના વંશજો ચલાળા પાસે પાણિયા ગામે રહે છે

*



અનુ. પ્રકાશ મજમુદાર

## અંતર પ્રાર્થના..

નાથ ! મને તારી શાંતિનુ માધ્યમ બનાવ !
જેથી, જ્યાં ધિક્કાર હોય ત્યાં
હું પ્રેમ પ્રગટાવી શકું,
જ્યાં ખોટું થતું હોય ત્યાં
હું ક્ષમાશીલતા પ્રગટાવું,
વિસંવાદિતામાં હું સંવાદિતા પ્રગટાવું,
ભૂલ થતી હોય ત્યાં સત્ય પ્રગટાવું,
શંકા હોય ત્યાં શ્રધ્ધા, નિરાશા હોય ત્યાં આશા,
અંધકારની છાયા હોય ત્યાં ઉજાસ
ને વિષાદ હોય ત્યાં
હું આનંદ વરસાવું.
ને નાથ મારા ! મને આશિષ આપ કે
આશાયેશ મેળવવાને બદલે આપું.
મને કોઈ સમજે એના બદલે
હું કોઈને સમજવાનો પ્રયત્ન કરુ,
પ્રેમ લેવાને બદલે આપવાનુ પસંદ કરુ;
કારણ કે આપીને મેળવાય છે,
જાતને ભૂલીને જ જાત શોધાય છે,
ક્ષમા આપીને ક્ષમા મેળવાય છે,
ને જડતાના મૃત્યુથી જ
ચૈતન્યના અમરજીવન પ્રતિ જાગી શકાય છે.

– આસીસીના ફ્રાન્સીસ

## સાચો મિત્ર.!

'મિત્રની વ્યાખ્યા શી ?'
એક અંગ્રેજી સામાયિકે સ્પર્ધા યોજી.
હજારો વ્યાખ્યાઓ આવી પડી.
એમાંની થોડી નીચે આપી છે :
"સાચો મિત્ર એ જે આનંદનુ ગુણાંકન
કરે, વેદનાનુ વિભાજન કરે, જેની પ્રામાણિ
કતા કદી ઢીલી ન થાય."
"સાચો મિત્ર એ, જે આપણા મૌનને
સમજી શકે."
"સાચો મિત્ર એટલે વસ્ત્રોમાં પરિવેષ્ટિત
સહાનુભૂતિનો રાશિ."
"સાચો મિત્ર એટલે જાણે પેલું ઘડિ-
યાળ–જે હમેશાં સાચો સમય દર્શાવે,
ને કદી બંધ ન પડે."
સરસ વ્યાખ્યાઓ છે. ખરુ ને ?
એવી હજારો વ્યાખ્યાઓમાં
શ્રેષ્ઠ નીવડીને
ઈનામ જીતનારી વ્યાખ્યા આ રહી :
"સાચો મિત્ર એ, જે આખું જગત
તમારું વિરોધી બની તમારાથી દૂર ભાગ્યુ
હોય ત્યારે તમારી વધારે નિકટ આવતો
હોય–સાચો મિત્ર એ."

—ટ્રેઝર ચેસ્ટ

## અજબ દાન...

સિદ્ધિ મેળવી શકું માટે મેં શક્તિ માગેલી.
મને મળી અશક્તિ કે જેથી હું વિનમ્ર બનું.
વધારે કામ કરી શકું માટે મેં સ્વાસ્થ્ય માગેલુ.
મને મળી અસ્વસ્થતા જેથી ધ્યાનથી કામ કરું.
સુખી થવા માટે મેં સમૃદ્ધિ માગેલી.
મને મળી ગરીબી, જેથી હું પ્રાજ્ઞ બનુ.
મેં શક્તિ માગેલી, જેથી લોકો મને વખાણે.
મને અશક્તિ મળી, જેથી હું ભગવાનની
જરૂરત અનુભવું.
મેં પાર વગરની વસ્તુઓ માગેલી, જેથી
જીવનના સર્વ આનંદો અનુભવી શકું.
પણ મને તો સ્વયં જીવન મળ્યુ
જેથી અણુઅણુનો આનંદ માણી શકું.
એક રીતે મેં માગ્યુ તે કશું ન મળ્યુ મને,
પણ મારી ઊંડી આશાઓ તો ફળી જ.

### હિંગોળદાન નરેલા

રાજસ્થાન અને ગુજરાતને સીમાડે, ત્રણ ગાઉનાં તરભેટે, વિશાળ જાગનાં ઝાડ નીચે, નાનો એવો પણ રમણીય શકરનો ઓટો અને પડખે જ નાની એવી અપ્સરાઓને એકાન્તમા સ્નાન કરવા બનાવી હોય તેવી વાવ. વાવના મતવાલા પાસે જ નાની એવી ઝૂંપડી એમા પચ્ચીસેક વરસની જુવાન ઉમ્મરનો સાધુ વાઘજી રહે.

સંયમ અને તપથી કસેર ત્રાંબાવરણી કાયા કપાળમાથી તેજનાં ફુવારા છૂટે ગોરો પૂરા પાંચ હાથનો દેહ. ગોઠણથી ઊતરતા લાબા હાથ ઢાલકવા છાતી, ઉપર રુદ્રાક્ષની માળા ઝપાટા ખાઈ રહી છે જોતા વંત જ પગે પડવાનું મન થાય ચિત્તને શાંતિ અર્પે એવી પ્રસન્ન. મુખમુદ્રા

વાણી તો જાણે ગગાજીની ધાગ અમૃતમા ઝબો ળેલ. એક એક વેણ હૈયા સોસરવા ઊતરી રૂવાડે રૂવાડે આનદના ઓઘ ઉમટાવે રામાયણનાં પ્રખર વિદ્વાન ભગતમાળ વાચતા હોય ત્યાર જે ભકતનુ ચરિત્ર ચાલતુ હોય તેનુ એવુ સુદર હુબહૂ વર્ણન કર કે શ્રોતાઓના માનસપટ પટ સ । આલેખાઈ જાય

આસપાસના પાચ દસ ગાઉના ગામડામાં કાવડય ફેરવે અને જે ટુકડો આવે તે અપગ અભ્યા ગતને પ્રેમપૂર્વક આદર સહિત ખવરાવે સ્વામી વાઘજીની પ્રસિદ્ધિ સાભળી સાધુ સતો સત સમાગમ માટે આવે જાય.

સોરઠના ભગત વેલદાસજીની ખૂબ ખૂબ પ્રશસા સાભળી સૌરાષ્ટ્રમા આવતા જતા સાધુ-સતો તેમને ખૂબ પ્રેમથી 'જય સીતારામ' કહેવરાવે અને મળવા આંટો તેડાવે. પણ બન્નેને મળવાનુ અંજળ થાય નહીં અરસપરસ બને સતો નામથી જાણે પણ ક્યારેય મળેલ નહિ. આમ આઠ–દસ વરસ વીતી ગયા પછી વેલ દાસજીને મળવા સ્વામી વાઘજીએ પોતે સૌરાષ્ટ્રમા જવા એક દિવસ નિર્ણય કર્યો

પોતાના જેવા જ ઉત્સાહી સાધુ ધરમદાસજીને જગ્યાની દેખરેખ સોપી મૂકી તો હતી જ નહીં આકાશી રાજી કાવડયની ટેલ જ સોપવાની હતી બધી ભળભળામણ કરી સ્વામી વાઘજી સૌરાષ્ટ્ર તરફ રવાના થયા. પાવાગઢ–ડાકોર, જગદિશ મદિર અમદાવાદ, વઢવાણ રામજીની જગ્યા અને લાલજી મહારાજની સાયલાની જગ્યા એમ ફરતા ફરતા દોઢેક મહિને પરબવાવડી સત દેવીદાસજીના ધૂણે અલેકની ધૂન અકવાડિયુક લગાવી, સાધુ સતોના દર્શન કરતા કરતા જૂનાગઢ આવી પહોચ્યા

ગિરનારની પવિત્ર ભૂમિની, ચાર–પાચ માઈલની લાંબી–ગીચ વનરાઈની ઓતરાદી તળેટીમા સાધુ વેલદાસજી નાની એવી ઝુપડી બનાવી રહે. વેલદાસ પોતે સસારી પણ વેલદાસજીમાં સસાર ન એિ હોડીને તરવા પાણી જોઈએ પણ હોડીમા પાણી ન હોય. હોડીમા જો પાણી હોય તો હોડી ડૂબે વિરક્ત દશામા સાવ–સીધા, સરલ વલદાસજી પ્રભુભજન કરે અને એમા લક્ષ્મીબાઈ તન મન ધનથી સાથ આપે

ભગત વેલદાસજી ટેલ માટે બહારગામ ગયા છે પાચ-સાત સતોને બપોરા કરાવી રાઢડિયે ગિરનારનાં દર્શને જવા રવાના કરવા આપા સુધી વળાવા લક્ષ્મી બાઈ આવ્યા છે ઉનાળાનો વખત રાઢો હવે ઝાડવાઓએ પોતાની કાયાના પડછાયા લબાવ્યા છે. ડુગરાળ પ્રદેશની વાકીચૂકી કેડીએ સ્વામી વાઘજી ચાલ્યા આવે છે લક્ષ્મીબાઈએ સાધુને વળાવી નજર કરી તો કેડીએ કોઈક અજાણ્યા સતને આવતા જોયા પોતે આપે જ ઊભા રહ્યા. આપે જ સીતા-રામની આપવે થઈ 'પધારો! પધારો! એવો મીઠો આવકાર આપી લક્ષ્મીબાઈએ ઓટા ઉપર આસન નાખી દીધુ કૂઈએથી પાણીની ડોલ સીંચી આવ્યા સ્વામીજીએ હાથ પગ મોઢુ ધોયા અને પૂછ્યુ 'વેલદાસજી ઘરે નથી?'

લક્ષ્મીબાઈએ પાણીની બીજી ડોલ સીંચના જવાબ આપ્યો કે 'બાપુ! ભગત તો ટેલે ગયા છે, આપ ક્યાંથી પધારો છો?'

સ્વામીજીએ પોતાની ઓળખાણ આપી. ઘણા દિવસથી જેને મળવા બેય માણસો રાહ જોતાં હતાં તે સંત પધાર્યા જાણી લક્ષ્મીબાઈના આનંદનો પાર નથી. પ્રભુ પધાર્યા હોય એવા ઉમંગથી લક્ષ્મીબાઈ વાતો કરે છે ને ઘડીકમાં કામની ગડમથલમાં પડી જાય છે. વીંઝણા જેમ ફરતું કસાયેલ શરીર તનમનની પ્રસન્નતા અને સંતોષભર્યા જીવને બક્ષેલી તાઝગી, સંયમ અને મનોબળના તેજ પાથરતું, હસતું, ભોળું, નિર્દોષ મુખ, નિર્મળતાની જીવંત પ્રતિમા.

સ્વામી વાઘજી એકીટશે જોઈ રહ્યા છે અને મનોમન ભગત વેલદાસજી ખરેખર ભાગ્યશાળી છે એમ વિચારે છે. ત્યાં તો 'ભોજન તૈયાર છે પધારો, પ્રભુ જમવા!' એવો લક્ષ્મીબાઈનો સાદ સાંભળી સ્વામીજી જમવા પધાર્યા. ભગત ઘેર નથી અને અતિથિને કોઈ જાતની અગવડ ન પડે, એકલાપણું ન લાગે માટે પડખે જ આસન નાખી લક્ષ્મીબાઈ પણ જમવા બેઠાં. ખૂબ ખૂબ આગ્રહ કરી સંતને જમાડયા.

વાળુપાણી કરી ફળિયામાં એક ખાટલો ઢાળી સંતનું આસન કર્યું. થોડે દૂર પોતે પણ પાટય ઢાળી પથારી કરી. બંને હરિભક્તો જ્ઞાનની વાતોએ વળગ્યાં આરાધનાં ભજનની ચર્ચા થાય છે

મેરૂરે ડગે પણ જેનાં મનડા ડગે નંઈને
ભલે ભાંગી પડે ભરમાંડ રે......

સત્‌ની વારે હરિ આવે જ છે. એને ભક્તો બહુ વા'લા છે.

પ્રાણ થકી રે અરજણ મુને
હરિજન વા'લા રે......
ભકતો ગાય ને હું નાચું રે. હો...જી

અનેક સંત—ભક્તોની વાતોની જમાવટ થઈ. રાતનાં બેક વાગ્યાનો ગજર ભાંગ્યો છે. ત્યારે લક્ષ્મીબાઈ કહે છે. "બાપુ! હવે આપ થાકયાપાકયા આરામ કરો. કંઈ કામકાજ હોય તો મને જગાડજો." કહી પોતે આડે પડખે થયાં. સુતા ભેગી જ ઘસઘસાટ ઊંઘ આવી ગઈ.

પૂનમની દૂધનાં ફીણ જેવી શાંત—નિરવ અજવાળી રાત. વાઘજી સ્વામીને ખાટલામાં પડયા પડયા ઊંઘ આવતી નથી. પડખાં ફેરવે છે. મનના તરંગો સૂવા દેતા નથી. ઘડીક ઊભા થઈ બેસે છે, વળી કમંડળમાંથી પાણી લઈ પીવે છે. કોગળા કરે છે. પણ ઊંઘ આવતી નથી.

ઘડીક લક્ષ્મીબાઈના ચહેરા સામું જુએ છે, અને મનોમન ગડમથલ જામે છે કે ભગતાણી કાંઈક વિચિત્ર સ્વભાવનાં લાગે છે. નહીંતર મારી અડોઅડ પથારી શું કામ કરે? એમ વિચારતાં લક્ષ્મીબાઈનાં મોઢા માથે નજર નાખે છે. ત્યાં તો લક્ષ્મીબાઈ તો ભર ઊંઘમાં છે.

પોતાના ધણી હાજર ન હોવા છતાં અતિથિને પૂરા ભાવથી ભગતની ગેરહાજરી જણાવા દીધી નથી. એવા ગરવા ગૌરવભર્યા વિચારથી ઊંઘમાં પ્રસન્ન મુખ મરકે છે.

એકાદ કલાક સ્વામીજીને ગડમથલમાં વીત્યો હશે, અને સ્વામીજી બેબાકળા ઊભા થયા. લક્ષ્મીબાઈની પાટય પર બેય હાથ પરવશ બની પહોંચી ગયા. પણ ખરાવેગે ચડેલ ગાડીનું એન્જીન ઓચિંતાનું રોકાઈ અને ડબ્બાઓને જે આંચકા લાગે ને ઊંધા થઈ જાય તેમ સ્વામીજીએ મનને રોકયું અને શરીર ધરતી પર ફસડાઈ પડયું.

ઘડીકવારે શુદ્ધિમાં આવ્યા. પડખે જ પડેલ કપડાં ધોવા માટે જે ધંટીનું પડ હતું તે ઉપાડી બેય હાથ નીચે રાખી જોરથી ઉછાળ્યું બંને હાથ ગાંધીના હાટની કોથળી જેવા થઈ ગયા. લોહીની પડનાળ ચાલી પણ એક ઊંહકારો પણ ન કર્યો. જઈને ખાટલામાં આડે પડખે પડયા.

સવારમાં વહેલા જાગી લક્ષ્મીબાઈ તો પ્રભાતિયાં ગાતાં ગાતાં પાણી ભરી ઉજમભેર વાસીદું કરે છે. ત્યાં તો લોહીનાં પાટોડાં ભરેલાં જોયાં અને ધ્રૂજી

('અનુ. પૃષ્ઠ પંપમે)

# આજનો લેખક મૂંગો કેમ !

પ્રેમેન્દ્ર શાહ

આપણો લેખકવર્ગ જનતાની ભાવનાને સમજવામાં બિલકુલ નિષ્ફળ નીવડ્યો છે. જીવનમાં રોજ—બરોજ બનતી જતી બાબતો, પછી તેનું મહોરું રાજકીય, સામાજિક કે વૈયક્તિક ગમે તેવું હોય—એક વાર્તાકાર તરીકે આવકારવી અને વાર્તાસ્વરૂપે રજૂ કરવી એ ઘણું જરૂરી છે. કેટલાક માત્ર વ્યક્તિની સંવેદનાઓ અને એક જ બીબાં—ઢાળ જેવા મનોભાવોને આલેખનારી વાર્તા જ 'વાર્તા' છે એમ સમજે છે, વાસ્તવમાં જાગૃત વાર્તાકારે જીવનનાં બીજાં ક્ષેત્રોમાં પણ નજર દોડાવવી પડશે જ. અને તેમાં પણ આજની અત્યંત દંભી રાજનીતિ વિશે તો તેણે સવિશેષ જાગરુક બની કલમ વહેતી કરવી પડશે. આજ આપણી સ્થિતિ કેવી વિચિત્ર છે કે માન, કીર્તિ અને આજીવિકા પર જ ધ્યાન રાખનારા આપણા સાહિત્યકારો રાજકીયક્ષેત્રે બનતા બનાવો—જેની અસર વધુને વધુ જનસમાજ પર પડે છે—તેને માત્ર 'રાજકારણ' માની 'સાહિત્ય'થી આભડછેટરૂપે તેને દૂર રાખે છે... અને સારું સાહિત્ય સર્જવાનો સંતોષ માણે છે! આસામ, બિહાર કે ગુજરાતમાં કાળો કેર વર્તાવી જતા દુષ્કાળો, દેશની એકતાને છિન્નભિન્ન કર્યે જતાં રાજ્યોની અલગતાવાદની નીતિ અને વિદ્યાર્થીઓનાં આંદોલનોની કપરી ક્ષણો........આ બધું વાર્તા દ્વારા વાચા કેમ મેળવી શકતું નથી ? અને ખરી વાત તો એ છે કે, આપણો લેખકવર્ગ જનતાની ભાવનાને આ રીતે સમજવામાં બિલકુલ નિષ્ફળ નીવડ્યો છે. સામ્યવાદી સરમુખત્યારશાહીમાં પણ બોરિસ પાસ્તરનાક જેવાની કલમ તણખા સર્જી શકે છે કે, 'માણસ આટલો આંધળો શી રીતે હોઇ શકતો હશે ? એને મન બ્રહ્માંડનું ભાવિ જાણે કે ઓક્ટોબર—ક્રાંતિ પર જ નિર્ભર છે!' ('ડૉ. ઝિવાગો')ને લોકશાહીમાં જીવતો આપણો લેખકવર્ગ મૂંગો બની બેઠો છે!

મધ્યકાળના ભાટ-ચારણોનો 'રાજ્યાશ્રય'નો જમાનો જવા છતાંય આજે પણ એજ 'રાજ્યાશ્રય' હજુ નાશ પામ્યો નથી—લેખકવર્ગ માટે હજુયે એ સાચું જ છે અને માત્ર 'લોકાશ્રયી' જ બનનાર, જીવન્ત સાહિત્યના આપનારાઓ આજની ઊભી કરાયેલી 'પરિષદો'ના માચડાઓમાં સ્થાન પામતા નથી એય એટલું જ કડવું સત્ય છે. આ જ બતાવે છે કે આપણે હજુય 'મધ્યયુગ'થી આગળ એક ડગલુ પણ ભરી શક્યા નથી... જાગ્રત નવોદિતો માટે એ જરૂરી બની રહે છે કે તે વધુ જાગ્રત બને, અને—'જાગરુક સાહિત્ય' જ વધુ જીવન્ત હોય છે તે કોણ નકારી શકશે ?

આપણે ત્યાંના આ રાજ્યાશ્રિત ભાટ-ચારણોના સમારોહો—સમારંભો વિદેશીઓનેય કેવાં વિસ્મયમૂઢ બનાવી દેતાં હોય છે, એના ઉદાહરણરૂપે ૧૯૬૪માં ભારતની મુલાકાત લઈ ગયેલા આર્જેન્ટિના (દ. અમેરિકા)નાં પ્રસિદ્ધ કટાક્ષલેખિકા મિસ સિંગરે પોતાના વર્ણવેલ અનુભવ પરથી જણાશે :

'...એક સાહિત્યસંસ્થા (સ્થાનિક)નો ભવ્ય સમારોહ ઉજવવાનો હતો. મેં પણ એમાં ભાગ લીધો ત્યાં મેં જે કંઇ જોયું તે મારે માટે અવિસ્મરણીય છે.

'ભારત એક એવો દેશ છે કે જ્યાં સાહિત્યિક સમારોહોનુ ઉદ્ઘાટન સરકારી પ્રધાનો કરે છે. પ્રધાનો બહુધા સભામાં મોડા આવે છે. અને જલદી ચાલ્યા જાય છે એ

પધારે છે ત્યારે ત્યાં હાજર રહેલા શ્રોતાઓ, કવિ–સાહિત્યિક વગેરે ઊભા થઈ એમનું સ્વાગત કરે છે. પોલીસ વ્યવસ્થા જાળવે છે અને સભાના સંચાલકો એ પ્રધાન હસે ત્યારે સાથે હસે છે અને જુઠ્ઠી વાહવાહ કરે છે. આશ્ચર્યની વાત તો એ છે કે, આ પ્રધાનનુ ભાષા અને સાહિત્યવિષયક જ્ઞાન શૂન્ય જેટલુ હોય છે!

'આ મારો પોતાનો અનુભવ છે ..હુ ભારતનાશ્રેષ્ઠ કોટિના કવિઓ અને લેખકોને પણ મળી છું. એમાંના ઘણા સરકારી કે અર્ધ સરકારી નોકરીઓમાં, વિશેષજ્ઞ સમિતિઓમાં અને સંસદમાં છે. એટલે કે બધા જ સરકારી ખરીદ સીમાની અંદર.

'હું દિલ્હીમાં હતી ત્યારે લોકસભામાં એક ચર્ચા શરુ થઇ હતી. વિરોધપક્ષોની માન્યતા હતી કે લગભગ વીસ કરોડ ભારતીયોની દૈનિક આવક ફક્ત ત્રણ આના છે. સરકારી અધિકારીનું કહેવું હતું કે ત્રણ આના નહિ, પણ સાડાસાત આના છે. જો હું ભૂલ ન કરતી હોઉં તો, વડાપ્રધાનના કહેવા પ્રમાણે એ રકમ પંદર આના હતી. અને આ એવે વખતે, જ્યારે ભારતમાં કેટલાંક કુટુંબોની કુલ આવક એક દિવસના ત્રણ લાખ રૂપિયા છે. આ આંકડા હુ ભારતની લોકસભામા થયેલી ચર્ચા માથી આપી રહી છું. મને એ જોઇને આશ્ચર્ય થયુ કે, ભારતનાં પત્ર–પત્રિકાઓમા સરકાર વિરોધી લેખો નહિવત્ છપાય છે! આવા વિશાળ સામાજિક ભેદ હોવા છતા અહીંના સાહિત્યકારો કઇ રીતે મૌન સેવી બેસે છે, એ મારી સમજ બહારની વાત છે.'

આજના સફેદપોશ દંભીઓ જે એકલ થંભી એકતા ( '*Monolithic unity*' ) ઊભી કરવા મથી રહ્યા છે તેના અંત સ્તરોમા ઊંડા ઊતર્યા વિના અહીંના સાહિત્યકારોનુ મૌન કોઇ વિદેશીને તો શું પણ દેશીજનને પણ સમજવું મુશ્કેલ છે. સૌ પ્રથમ તો આ દાંભિકતાનો પરદો ચીરાવો જોઇએ, જેનું આચરણ અમંગલ છે અને દાવો 'સર્વત્ર મંગલમ્' નો છે! પોતાની આસપાસ પશુથીય બદતર જીવન જીવતા માનવીઓની આ દાંભિકોને કંઈ નથી પડી, એવાંઓનુ યથારૂપ આલેખન એમના નાકનુ ટીચકું ચડાવી દેશે, પરન્તુ એમના કપોલકલ્પિત 'મંગલ'ના યશોગાન ગાઓ અને એ દંભી જમાતના બાહુ તમને વધાવી લેવા તરત પહોળા થશે. અમેરિકાના જાણીતા કવિ, નવલકથાકાર અને ચરિતલેખક રૉબર્ટ પેન વૉરને આવા માંગલ્ય–દંભીઓને એક સ્થળે 'દાંડ' ('Bully–boys of virtue') તરીકે ઓળખાવેલા છે, જેઓ ન્યાય અને સમાનતાની સ્થાપનામાં અગ્રભાગ લેવાને બદલે કેવળ 'મંગલ' 'અમંગલ'ની પોતે તૈયાર રાખેલી છાપ જ્યાં–ત્યાં મારવાને માટે જ ઉત્સુક હોય છે. આ વિડંબનામાથી વૉરને સાચો લેખનધર્મ પણ નિર્દેશ્યો છે––'લેખક તરીકેનો તમારો ધર્મ સદાચાર આલેખવાનો નહિ પરંતુ માનવી કેવી રીતે એના પ્રતિ કે એની વિરુદ્ધ ગતિ કરે છે તે બતાવવાનો છે.'

આ લેખનધર્મ આત્મજાગૃતિ અને અને આત્મશોધન વિના અસાધ્ય છે અને આપણો રાજ્યાશ્રય મેળવી ચૂકેલો કે એ માટે તાકી બેઠેલો સાહિત્યિક વર્ગ એવો મૂઢ અથવા તો મીંઢો છે કે યા તો એ પોતાના ધર્મ સમજી શકતો નથી અને સમજી શકે છે તો તેમાં પ્રવૃત્ત થતો નથી એ તો જ્યાં પૉલ સાર્ત્ર જેવો કોઇ વિરલ સાહિત્યકાર જ જાહેરમાં કબૂલ કરી શકે કે, જિંદગીના ૫૯ વર્ષોમાંથી અરધી સદી પોતે કેવળ સ્વપ્નમૂર્છામાં જ વીતાવી છે. 'મ મૉંદ' માં છપાયેલી તેની આખીયે મુલાકાત જૂન' ૬૪નાં 'એકાઉન્ટર'માં અગ્રેજીમાં આપવામા આવી છે–જેમાં આજના લેખકધર્મને અનુલક્ષતાં એ કહે છે :

'ભૂખ્યા જગતમાં સાહિત્યનુ સ્થાન

શું? નીતિની માફક સાહિત્ય પણ સાર્વજનિક હોવું જોઈએ. આમ હોઈ ને લેખક પોતાની જાતને બહુમતીના પડખે, બે અબજ ભૂખ્યાંઓને પડખે ખડી કરવી જોઈએ, જો એ બધા સાથે બોલવાને શક્તિમાન બનવાની અને બધા પોતાને વાંચે એવી ઇચ્છા એ રાખતો હોય તો, એમાં એ ચૂકયો, તો એ અધિકારસંપન્ન વર્ગનો દાસ બનીને, અને એના જેવો જ, શોષણખોર બનીને રહેવાનો.'

અને સાર્ત્ર જેવાએ જે મહદાશ્ચર્ય વ્યક્ત કર્યું છે એમા આપણા સૌનાં આશ્ચર્યનું પ્રતિબિંબ નથી પડતું ?—

'કલમની અણીએ કંઈ વીરત્વ નથી પમાતું. હું તો એની પાસે જે માગું છું તે એ જ, કે એણે વાસ્તવિકતાની અને જીવનના મૂળભૂત પ્રશ્નોની ઉપેક્ષા ન કરવી જોઈએ. જગદ્વ્યાપી ભૂખમરો, અણુશક્તિની ધાક, માનવી પ્રત્યે માનવીને પરાયાપણાનો ભાવ, આપણા સમસ્ત સાહિત્યને કેમ રંગી દેતા નથી એની જ મને નવાઇ લાગે છે.'

*

## બે પ્રેમીઓ

દીનબંધુ એન્ડ્રૂઝ અને ગાંધીજી વચ્ચે ગાઢ મૈત્રી હતી. ગાંધીજીના સંપર્કથી દીનબંધુએ ખાદી પણ અપનાવી હતી. એક વાર તે સેવાગ્રામમાં ગાંધીજીને મળવા આવ્યા ત્યારે લાંબી કફની અને કાળા રંગના પહોળા પટાની કિનારવાળું ધોતિયું પહેરીને આવ્યા હતા. મોટરમાંથી ઊતરતાં જ તેમની ધોતી ઉપર સૌની નજર ગઈ. કોઇ સ્ત્રીની સાડીનો ધોતી તરીકે ઉપયોગ કર્યો હોય એવું લાગતું હતું. તેથી એક આશ્રમવાસીએ ગાંધીજીનું ધ્યાન ખેંચ્યુ કે સ્ત્રીઓ પહેરે તેવા વસ્ત્રની ધોતી કેમ દીનબંધુએ પસંદ કરી હશે ? આ વાત ચાલી રહી હતી તેટલામા જ દીનબંધુ ગાંધીજી પાસે આવી પહોંચ્યા. તેમની ધોતી જોઈ ગાંધીજીને પણ રમૂજ પડી. તેમને આવકાર આપતા ગાંધીજી બોલ્યા : 'અરે ચાલી ! આવો વેશ તમે કેમ પહેર્યો છે ?'

દીનબંધુ : 'કેમ શું થયું ?'

ગાંધીજી : 'અરે થાય શું ? રામનારાયણ કહે છે કે આવી ધોતી તો સ્ત્રીઓ પહેરે છે !'

ગાંધીજીના વિનોદનો રસિક ઉત્તર આપતાં દીનબંધુ બોલી ઊઠયા : 'મારે પણ મારા મોહનની પાસે આવવું હતું ને ?'

સેવાગ્રામમાં ગાંધીજીની કુટિરમાં બંને વૃદ્ધાના અટ્ટહાસ્યથી વાતાવરણમાં પ્રસન્નતા પ્રસરી રહી.

# હસ્તાક્ષર....

અનન્ત કાણેકર

એ દિવસે મારા હસ્તાક્ષર લેવા માટે ઘેર આવેલા એક છોકરાએ મને ખરેખર મૂંઝવણમાં મૂકી દીધો. જલદીથી હસ્તાક્ષર આપી દઈને એનાથી છૂટકારો પામવાના વિચારથી મેં એના હાથમાંથી નોટબૂક લઈ લીધી અને હસ્તાક્ષર કરવાની તૈયારીમાં જ હતો ત્યાં એ છોકરાએ મને કહ્યું : 'નહિ, નહિ. મારે માત્ર હસ્તાક્ષર જ નથી જોઈતા. મારો એક પ્રશ્ન છે અને એના જવાબમાં પાંચ–છ લાઈન લખીને જ એની નીચે તમે તમારી સહી કરી આપો.'

'પ્રશ્ન શું છે ?'—મેં પૂછ્યું

'મનુષ્યના જીવનની અત્યંત સુખદ ક્ષણ કઈ છે?' —એ છોકરાએ ગંભીર થઈને કહ્યું : 'આ પ્રશ્નના ઉત્તરમાં કૃપા કરીને ચાર પાંચ લાઈન લખો અને પછી હસ્તાક્ષર કરી આપો.'

એનો પ્રશ્ન સાંભળીને હું કિંકર્તવ્યવિમૂઢ થઈ ગયો. 'અરે ભાઈ,'—મેં કહ્યું. 'જે પ્રશ્નનો ઉત્તર આપવામાં મોટા મોટા તત્ત્વવેત્તાઓને પણ મુશ્કેલી પડે છે એનો ઉત્તર તું મારી પાસે માગે છે? પાગલ તો નથી થઈ ગયોને? હું આ પ્રશ્નનો ઉત્તર આપી શકીશ નહિ. જોઈએ તો કેવળ હસ્તાક્ષર લઈ લે.'

'તત્ત્વવેત્તાઓના મતની મારે જરૂર નથી'—એણે કહ્યું : તમારા જેવા લોકોનો મત જ મારે જોઈએ છે. તમારા મનમાં આવે એ લખો. આ જુઓ, ઘણા લોકોએ આ પ્રશ્નનો ઉત્તર લખી આપ્યો છે.'

'હું એમના જેવો બુદ્ધિશાળી નથી'—મેં જરા ચિડાઈને કહ્યું : 'ખરેખર, મારી સમજમાં તો કંઈ આવતું નથી. આવા પ્રશ્નનો તત્કાળ ઉત્તર આપવો એ રમતની વાત થોડી છે?'

'અત્યારે જ ઉત્તર આપવાની કંઈ જરૂર નથી' એણે લાચાર અવાજે કહ્યું : 'આ નોટબૂક અહીં રહેવા દો. હું પછી આવીશ—પરમ દિવસે, તમે કહો ત્યારે'

એ બુદ્ધિશાળી છોકરાની પાણીદાર આંખોમાં એટલી બધી આરજૂ હતી કે હું 'ના' કહી શક્યો નહિ 'અચ્છા, નોટબૂક અહીં જ રહેવા દે.' કાલે કે પરમ દિવસે પાછો આવજે'

એ દિવસે બપોર સુધી હું કામમાં રોકાયેલો રહ્યો એટલે એના પ્રશ્નનો વિચાર કરવાનો સમય મને મળ્યો નહિ. પણ રાત્રે એક ઘટના બની. જાણે કે એ પ્રશ્નનો હું ઉત્તર આપી શકું એ માટે એ બની હતી.

મને મીણબત્તીના ઠંડા પ્રકાશમાં બેસીને લખવાનું ઘણું સારું લાગે છે. એટલે ખુરશી પર ઊભો થઈને અભેરાઈ પર રાખેલી મીણબત્તીઓ શોધતો હતો. એક મીણબત્તી તો આખી બળી ગઈ હતી. પોતાના અવશિષ્ટ અસ્તિત્વને બતાવવા માટે પૈસાના આકારના ટુકડારૂપે એ મીણબત્તી બચી હતી. ત્યાં એક બીજી મીણબત્તી પણ હતી ઘણા દિવસ સુધી અભરાઈ પર ધૂળ ખાતી પડી રહેવાને કારણે એને જીવ–જંતુઓએ કાપી કોતરીને નકામી બનાવી દીધી હતી. આ હાલતમાં પડેલી બંને મીણબત્તીઓને જોઈને કોણ જાણે કેમ પણ મને હસવું આવી ગયું. અને બીજી જ ક્ષણે એક વિચિત્ર વિચાર મારા મનમાં આવ્યો. મેં વિચાર્યું કે જે બે માણસો વિશે હું વિચાર કરી રહ્યો હતો એ બંને આ મીણબત્તીઓ જેવા હતા. પોતાનું જીવન સુરક્ષિત રાખવામાં, પોતાના સુખની રક્ષા કરવામાં સંલગ્ન રહેવાવાળા એકનું જીવન કપાઈને નકામું બની રહ્યું છે ત્યારે બીજા લોકોને મન્દ, સુખદ પ્રકાશ આપવામાં બીજાની જીવનજ્યોતિ ઝગમગતી રહી છે.

મીણબત્તીઓમાં પણ પ્રાણ હોય છે એમ માની લઈએ તો—'મારા જીવનનો કંઈ પણ ઉપયોગ ન થયો. મારું જીવન સડી ગયું, નષ્ટ થઈ ગયું' —એવો દુ:ખમય વિચાર એકના મનમાં રહે છે ત્યારે 'મારું જીવન સફળ થયું, છેવટની ક્ષણ સુધી મેં બધાને પ્રકાશ આપ્યો.' —આવા સુખમય ઉલ્લાસમાં બીજીના જીવનની અંતિમ ક્ષણ વીતે છે

'મનુષ્યના જીવનની અત્યંત સુખદ ક્ષણ'—એ જ તો પેલા છોકરાનો પ્રશ્ન હતો ને? એનો ઉત્તર મળી ગયો મનુષ્યના જીવનની અત્યંત સુખદ ક્ષણ છે આ પ્રકારની અંતિમ ક્ષણ. મેજ પર પડેલી એની નોટબૂક મેં ઉઠાવી અને એના પર લખ્યું—'આજ છે સાચા સુખની ક્ષણ બીજા માટે કરાયેલું જીવન સમર્પણ એ જ સાચું જીવન છે.'

# હસ્તાક્ષર....

અનન્ત કાણેકર

એ દિવસે મારા હસ્તાક્ષર લેવા માટે ઘેર આવેલા એક છોકરાએ મને ખરેખર મૂંઝવણમાં મૂકી દીધો. જલદીથી હસ્તાક્ષર આપી દઇને એનાથી છૂટકારો પામવાના વિચારથી મેં એના હાથમાંથી નોટબૂક લઇ લીધી અને હસ્તાક્ષર કરવાની તૈયારીમાં જ હતો ત્યાં એ છોકરાએ મને કહ્યું : 'નહિ, નહિ. મારે માત્ર હસ્તાક્ષર જ નથી જોઈતા. મારો એક પ્રશ્ન છે અને એના જવાબમાં પાંચ–છ લાઇન લખીને જ એની નીચે તમે તમારી સહી કરી આપો.'

'પ્રશ્ન શું છે?'—મેં પૂછ્યું.

'મનુષ્યના જીવનની અત્યંત સુખદ ક્ષણ કઇ છે?'—એ છોકરાએ ગંભીર થઈને કહ્યું: 'આ પ્રશ્નના ઉત્તરમાં કૃપા કરીને ચાર પાંચ લાઈન લખો અને પછી હસ્તાક્ષર કરી આપો.'

એનો પ્રશ્ન સાંભળીને હું કિંકર્તવ્યવિમૂઢ થઇ ગયો. 'અરે ભાઈ,'—મેં કહ્યું : 'જે પ્રશ્નનો ઉત્તર આપવામાં મોટા મોટા તત્ત્વવેત્તાઓને પણ મુશ્કેલી પડે છે એનો ઉત્તર તું મારી પાસે માગે છે? પાગલ તો નથી થઇ ગયોને? હું આ પ્રશ્નનો ઉત્તર આપી શકીશ નહિ. જોઈએ તો કેવળ હસ્તાક્ષર લઇ લે.'

'તત્ત્વવેત્તાઓના મતની મારે જરૂર નથી'—એણે કહ્યું : તમારા જેવા લોકોનો મત જ મારે જોઈએ છે. તમારા મનમાં આવે એ લખો. આ જુઓ, ઘણા લોકોએ આ પ્રશ્નનો ઉત્તર લખી આપ્યો છે.'

'હું એમના જેવો બુદ્ધિશાળી નથી'—મેં જરા ચિડાઈને કહ્યું : 'ખરેખર, મારી સમજમા તો કંઈ આવતું નથી. આવા પ્રશ્નનો તત્કાળ ઉત્તર આપવો એ રમતની વાત થોડી છે?'

'અત્યારે જ ઉત્તર આપવાની કંઈ જરૂર નથી' એણે લાચાર અવાજે કહ્યું : 'આ નોટબૂક અહીં રહેવા દો. હું પછી આવીશ—પરમ દિવસે, તમે કહો ત્યારે.'

એ બુદ્ધિશાળી છોકરાની પાણીદાર આંખોમાં એટલી બધી આરઝૂ હતી કે હું 'ના' કહી શક્યો નહિ 'અચ્છા, નોટબૂક અહીં જ રહેવા દે. કાલે કે પરમ દિવસે પાછો આવજે.'

એ દિવસે બપોર સુધી હું કામમાં રોકાયેલો રહ્યો એટલે એના પ્રશ્નનો વિચાર કરવાનો સમય મને મળ્યો નહિ. પણ રાત્રે એક ઘટના બની. જાણે કે એ પ્રશ્નનો હું ઉત્તર આપી શકું એ માટે એ બની હતી.

મને મીણબત્તીના ઠંડા પ્રકાશમાં બેસીને લખવાનું ઘણું સારું લાગે છે. એટલે ખુરશી પર ઊભો થઈને અભેરાઇ પર રાખેલી મીણબત્તીઓ શોધતો હતો. એક મીણબત્તી તો આખી બળી ગઇ હતી. પોતાના અવશિષ્ટ અસ્તિત્વને બતાવવા માટે પૈસાના આકારના ટુકડારૂપે એ મીણબત્તી બચી હતી. ત્યાં એક બીજી મીણબત્તી પણ હતી. ઘણા દિવસ સુધી અભરાઇ પર ધૂળ ખાતી પડી રહેવાને કારણે એને જીવ–જંતુઓએ કાપી કોતરીને નકામી બનાવી દીધી હતી. આ હાલતમા પડેલી બંને મીણબત્તીઓને જોઈને કોણ જાણે કેમ પણ મને હસવું આવી ગયું, અને બીજી જ ક્ષણે એક વિચિત્ર વિચાર મારા મનમાં આવ્યો. મેં વિચાર્યું કે જે બે માણસો વિષે હું વિચાર કરી રહ્યો, હતો એ બંને આ મીણબત્તીઓ જેવા હતા. પોતાનું જીવન સુરક્ષિત રાખવામાં, પોતાના સુખની રક્ષા કરવામા સલગ્ન રહેવાવાળા એકનું જીવન કપાઇને નકામું બની રહ્યું છે ત્યારે બીજા લોકોને મન્દ, સુખદ પ્રકાશ આપવામા બીજાની જીવનજ્યોતિ ઝગમગતી રહી છે.

મીણબત્તીઓમાં પણ પ્રાણ હોય છે એમ માની લઈએ તો–'મારા જીવનનો કંઈ પણ ઉપયોગ ન થયો, મારું જીવન સડી ગયું, નષ્ટ થઇ ગયું'—એવો દુઃખમય વિચાર એકના મનમાં રહે છે ત્યારે 'મારું જીવન સફળ થયું, છેવટની ક્ષણ સુધી મેં બધાને પ્રકાશ આપ્યો.'—આવા સુખમય ઉલ્લાસમાં બીજીના જીવનની અંતિમ ક્ષણ વીતે છે.

'મનુષ્યના જીવનની અત્યંત સુખદ ક્ષણ'—એ જ તો પેલા છોકરાનો પ્રશ્ન હતો ને? એનો ઉત્તર મળી ગયો. મનુષ્યના જીવનની અત્યંત સુખદ ક્ષણ છે આ પ્રકારની અંતિમ ક્ષણ, મેજ પર પડેલી એની નોટબૂક મેં ઉઠાવી અને એના પર લખ્યું—'આજ છે સાચા સુખની ક્ષણ બીજા માટે કરાયેલું જીવન સમર્પણ એ જ સાચું જીવન છે.'

# મનની માનેલી "ચિંતા"

સરલ જ ઠક્કર

ચિતા ચિંતા સમાનેસ્ત બિંદુમાત્ર વિશેષત ।
સજીવ દહતે ચિંતા, નિર્જીવ દહતે ચિતા ॥

એટલે કે 'ચિતા' અને 'ચિંતા' બે શબ્દોમા બિંદુ માત્રનો જ ફેર છે ચિતા નિર્જીવને જલાવે છે, જ્યારે ચિંતા' જીવતાને બાળી નાખે છે

આપણા જીવનની મહત્ત્વની ચીજ છે – કાર્ય કાર્યરત રહેવુ તે બિલકુલ સ્વભાવિક છે 'મનુષ્યમાત્ર ભૂલને પાત્ર' એ ઉક્તિ અનુસાર કાર્યમગ્ન રહેનાર આપણાથી ભૂલ થઈ જવાનો હર પળે સંભવ રહે છે ઉતાવળ, અતિરેક અને પરિસ્થિતિના ખોટા ખ્યાલથી વગર વિચાર્યુ કરવાથી, નિરાશ થઇ જવ તેથી હમેશા ચિંતા જ થશે તમારુ ધાર્યુ ન થાય તો તમે ચિંતા જ કરોને?

લગભગ બધા પોત પોતાનામા મગ્ન રહે છે એટલે કે સૌ પોતપોતાની ચિંતા કરે છે શકિત મુજબ દરેક પ્રશ્નો હલ કરવા કોશિષ કરે છે એટલે તમે આમા અપવાદ તો નથી જ એ નિર્વિવાદ વાત છે કોઈ વ્યકિત તમને એવી નહીં જ મળે જેને કોઇ કોઈ પ્રકારની ચિંતા જ ન હોય. તે સુખી માણસના પહેરણ જેવી વાત છે

આપણને સલાહ આપવામા આવે છે કે આનંદમાં રહો, ચિંતા ન કરો હુ પૂછુ છુ કે — પરીક્ષામા નિષ્ફળ થયેલ વિદ્યાર્થી ચિંતા ન કરે તો શુ લાપશી રાંધીને ખાય? સલાહ વ્યાજબીસરની તો હોવી જોઈએ કે નહીં? બેકાર બીમાર, કરજવાન કોર્ટ કચેરીમા ઘસડાયેલ, પ્રેમમા નિરાશ થનાર ચિંતા જ કરે કે બીજુ કંઈ?

તો પછી, આનો સરળ ઉપાય શો? ઉપાય તો હાથ જ છે ચિંતાગ્રસ્ત વ્યકિતને તરત નજર ચડશે નહી

સૌથી મહત્ત્વની બાબત એ છે કે તમારે કદી હાર કબૂલ ન કરવી ખરેખર હારી ગયા હો તો પણ જંગ ચાલુ રાખવો. નિરાશ ન જ થવુ. એક વખત યુદ્ધમાં એક વડા અધિકારીની સખ્ત હાર થઇ, નિરાશ થઇ તેઓ ઘેર ગયા. પત્નીએ જ્યારે વાત જાણી ત્યારે કહ્યુ કે 'તમે હારી ગયા તેથી પણ વધારે દુખદ સમાચાર છે?' આશ્ચર્યથી જનરલે પૂછ્યુ 'તેથી વધારે બૂરા સમાચાર શા હોઈ શકે?' જવાબ મળ્યો "તમે નિરાશ થઈ ગયા છો જે તમારા યુદ્ધમા હારી જવા કરતા પણ વિશેષ દુખદ છે'

માનસશાસ્ત્રીઓના મત મુજબ આપણી ખરખર ચિંતાઓમાં ૮૦ ટકા વધારાની, વગર મફતની, મનની માનેલી, આપણે જાતે જ ઊભી કરેલી ખોટી ચિંતાઓ છે, જે ખરેખર ચિંતા જ નથી નાની, નકામી બાબતો જેનુ કશુ જ મહત્ત્વ નથી તે આપણને વધુ પરેશાન કરે છે જેથી આપણી બુદ્ધિ કુંઠિત થઈ જાય છે જેથી આપણે વિશેષ ગંભીર સમસ્યાઓ પર જોઈતુ ધ્યાન આપી શકતા નથી. કેમકે શકિત ખોટા માર્ગે, જરૂરત કરતા વહેલી ખર્ચી નાખેલ છે માનસિક રીતે તૈયાર કરેલ, કાલ્પનિક દુ ચિંતાઓ તમારી ઘણીખરી શકિત હરી લેશે આખર આપણી ચિંતા કરવાની શકિતની પણ હદ હોય છે કે નહી? તમે જાતે ગમે તેટલી ચિંતાઓ ઉત્પન્ન કરી શકો છો તેમાંથી છુટવાના ખોટા ફાંફા માર્યા જ કરો તેમાં કાયમ તમારે જ ભોગવવાનુ રહેશે. કેમકે આવી ચિંતાઓ તમારા ફળદ્રુપ ભેજાની જ ઉપજ છે

રાત્રે તમે આરામથી સૂવા કોશિષ કરતા હો, ત્યારે આવતી કાલે શુ કરવાનુ છે તે વિચારવાને બદલે તમે જો ભૂતકાળના બનાવો, અસફળતાઓ, સામટી નિરાશાઓ, પશ્ચાતાપ, શંકા, ભય, અવિશ્વાસ અને દુખદ બનાવો તેમા ન ઉમેરો. તેથી મૂળભૂત ખરી સમસ્યા પર શાંત ચિત્તે વિચારવાને બદલે તમે ખોટી ચિંતા કરવા મંડી જશો જેનો અંત જ નથી આવે વખતે, તમારી ખરી ચિંતા - જેને તમે ચિંતા માનતા હો તેને એક કાગળ પર લખો તે બાબત

# મનની માનેલી "ચિંતા"

ભરત મહ્યાર

ચિંતા ચિંતા પ્રમાનેસ. બિંદુમાત્ર વિશેષત.
સજીવ દહન ચિંતા, નિર્જીવ દહતે ચિંતા ॥

એટલે કે 'ચિતા' અને 'ચિંતા' બે શબ્દોમાં બિંદુ માત્રનો જ ફેર છે ચિતા નિર્જીવને જલાવે છે, જ્યારે 'ચિંતા' જીવતાને બાળી નાખે છે

આપણાં જીવનની મહત્ત્વની ચીજ છે — કાર્ય કાર્યરત રહેવું તે બિલકુલ સ્વાભાવિક છે 'મનુષ્યમાત્ર ભૂલને પાત્ર' એ ઉક્તિ અનુસાર કાર્યમગ્ન રહેનાર આપણાથી ભૂલ થઈ જવાનો ડર પળે સંભવ રહે છે ઉતાવળ, અતિરેક અને પરિસ્થિતિના ખોટા ખ્યાલથી વગર વિચાર્યું કરવાથી, નિરાશ થઈ જાવ તેથી હંમેશા 'ચિંતા જ' થશે તમારું ધાર્યું ન થાય તો તમે 'ચિંતા જ કરોને'?

લગભગ બધા લોકો પોતાનામાં મચ્યા રહે છે એટલે કે સૌ પોતપોતાની ચિંતા કરે છે શકિત મુજબ દરેક પ્રશ્નો હલ કરવા કોશિષ કરે છે એટલે તમે આમાં અપવાદ તો નથી જ એ નિર્વિવાદ વાત છે કોઈ વ્યક્તિ તમને એવી નહીં જ મળે જેને કાંઈ કોઈ પ્રકારની ચિંતા જ ન હોય તે સુખી માણસના પહેરણ જેવી વાત છે

આપણને સલાહ આપવામાં આવે છે કે આનંદમાં રહો, ચિંતા ન કરો. હું પૂછું છું કે — પરીક્ષામાં નિષ્ફળ થયેલ વિદ્યાર્થી ચિંતા ન કરે તો શું લાપશી રાંધીને ખાય? સલાહ વ્યાજબીસરની તો હોવી જોઈએ કે નહીં? બેકાર, બીમાર, કરજવાન કોર્ટ કચેરીમાં 'ફસાયેલ', પ્રેમમાં નિરાશ થનાર ચિંતા જ કરે કે બીજું કંઈ?

તો પછી, આનો સરળ ઉપાય શો? ઉપાય તો હોય જ છે ચિંતાગ્રસ્ત વ્યક્તિને તરત નજરે ચડશે નહી

સૌથી મહત્ત્વની બાબત એ છે કે તમારે કદી હાર કબૂલ ન કરવી ખરેખર હારી ગયા હો તો પણ જંગ ચાલુ રાખવો. નિરાશ ન જ થવું. એક વખત યુદ્ધમાં એક મોટા અધિકારીની સખત હાર થઈ, નિરાશ થઈ તેઓ ઘેર ગયા. પત્નીએ જ્યારે વાત જાણી ત્યારે કહ્યું કે 'તમે હારી ગયા તેથી પણ વધારે દુઃખદ સમાચાર છે?.' આશ્ચર્યથી જનરલે પૂછ્યું 'તેથી વધારે બૂરા સમાચાર શા હોઈ શકે?' જવાબ મળ્યો "તમે નિરાશ થઈ ગયા છો જે તમારા યુદ્ધમાં હારી જવા કરતાં પણ વિશેષ દુઃખદ છે'

માનસશાસ્ત્રીઓના મત મુજબ આપણી ખરેખર ચિંતાઓમાં ૮૦ ટકા વધારાની, વગર મહેનતની, મનની માનેલી, આપણે જાતે જ ઊભી કરેલી ખોટી ચિંતાઓ છે, જે ખરેખર ચિંતા જ નથી નાની, નકામી બાબતો જેનું કશું જ મહત્ત્વ નથી તે આપણને વધુ પરેશાન કરે છે જેથી આપણી બુદ્ધિ કુંઠિત થઈ જાય છે જેથી આપણે વિશેષ ગંભીર સમસ્યાઓ પર જોઈતું ધ્યાન આપી શકતા નથી. કેમકે શકિત ખોટા માર્ગે, જરૂરત કરતા વહેલી ખર્ચી નાખેલ છે. માનસિક રીતે તૈયાર કરેલ, કાલ્પનિક ચિંતાઓ તમારી ઘણીખરી શકિત હરી લેશે આખર આપણી ચિંતા કરવાની શકિતની પણ હદ હોય છે કે નહી? તમે જાતે ગમે તેટલી ચિંતાઓ ઉત્પન્ન કરી શકો છો તેમાંથી છુટવાના ખોટા ફાંફા માર્યા જ કરો તેમાં કાયમ તમારે જ ભોગવવાનું રહેશે. કેમકે આવી ચિંતાઓ તમારા ફળદ્રુપ ભેજાની જ ઉપજ છે

રાત્રે તમે આરામથી સૂવા કોશિષ કરતા હો, ત્યારે આવતી કાલે શું કરવાનું છે તે વિચારવાને બદલે તમે જો ભૂતકાળના બનાવો, અસફળતાઓ, સાંપડેલ નિરાશાઓ, પશ્ચાતાપ, શંકા, ભય, અવિશ્વાસ અને દુઃખદ બનાવો તેમાં ન ઉમેરો તેથી મૂળભૂત ખરી સમસ્યા પર શાંત ચિત્તે વિચારવાને બદલે તમે ખોટી ચિંતા કરવા મંડી જશો જેનો અંત જ નથી આવે વખતે, તમારી ખરી ચિંતા - જેને તમે ચિંતા માનતા હો તેને એક કાગળ પર લખો તે બાબત

તમે શું કરી શકો તેમ છો તેના ઉપાય વિસ્તારથી લખો. તમે જોઈ શકશો કે ખરેખર ચિંતાજનક ગંભીર કહી શકાય તેવી એકાદ-બે બાબતો જ છે. પછી બોજો હળવો થતાં રસ્તો આપોઆપ સરળ બની જશે. જે કાંઈ તમે કરી શકો તે તરત જ કરવા માંડો. હવે તમે જરૂરી બાબત પર શાંત ચિત્તે એકાગ્ર થઈ વિચારી શકશો. ન થઈ શકે તે બાબત થોડો સમય બાદ ફરીને વિચારો, જરૂર કાંઈક રસ્તો ચોક્કસ મળી આવશે. રસ્તો છે જ. તમારે ધીરજથી શોધી કાઢવાનો રહેશે. મૂંઝાવાની, ગભરાવાની જરૂર નથી. બિકણ સસલીની જેમ આકાશ તૂટી પડશે તો શું થશે? આનું નામ નકામી ચિંતા તેને માટે ગમે તેટલો માનસિક ત્રાસ વેઠો છતાં કોઈ જ અર્થ નથી.

ફલાણું દુઃખ આવી પડશે તો મારાથી સહન નહીં થાય તેવું માનસિક વલણ જ આપણને વધારે હેરાન કરે છે દુઃખનું ઓસડ દહાડા એટલે કે સમય જતાં દુઃખ ઘટશે—વધશે તો નહીં જ.

કોઈ પણ નવું કામ કરતાં પહેલાં અવશ્ય યાદ રાખો કે તેમાં વિઘ્ન જરૂર આવશે. આપણે સમજી લેવું જોઈએ કે આ એક સ્વાભાવિક વાત છે, તેની સાથે આપણે કામ પાડવાનું છે ચિંતા કરવાની નથી. ભાગવાનું નથી. (નહિંતર તમારી પાછળ પડી જશે)

ભય, ચિંતા, શંકા, અવિશ્વાસથી માણસ ઉતાવળિયું પગલું ભરવા પ્રેરાય છે. તેથી કરીને પોતે દુઃખી થઈ બીજાને બધાને પણ પરેશાન કરે છે. આવા કેટલાય દાખલાઓ ઇતિહાસમાંથી મળી આવશે. તેથી ભાઈ: નજીવી બાબતોને વધુ પડતું મહત્ત્વ નહીં આપવું જોઈએ. આથી ચિંતાનો બોજો હળવો થશે, માનસિક ત્રાસ ખતમ થશે, અને પરિસ્થિતિ પર તમારો કાબૂ થતાં જ હિંમત આવશે, રસ્તો સરળ થશે.

કોઈવાર તમે તક ગુમાવી બેસો, સમસ્યા સમજી ન શકો તો પસ્તાશો નહીં. ઉલઝનમાં પડી કોઈ એવું કૃત્ય ન કરતા જેથી પરિસ્થિતિ વધુ વિકટ અને સ્ફોટક બને. માનસિક સમતુલા કદી ન ખોશો. બીજાઓની ચિંતાઓનો, મુશ્કેલીઓનો વિચાર કરજો. બને તો જરૂર મદદ કરજો. તમારી ચિંતાઓ પરત્વે જ ફક્ત સ્વાર્થી ન થતાં. તમે જોઈ શકશો કે ગૂંચ ઉકેલવામાં જ, કોઈને તેવી મદદ કરવામાં જ જે માનસિક કસરત મળે છે, તે એક પ્રકારનો આનંદ છે. જેથી તમારી સમસ્યાઓ ઉકેલવામાં મદદ આપોઆપ મળી રહેશે. જેથી કહેવાતી ચિંતાઓ ઘટતી જશે. જરૂર જણાય ત્યારે અંગત મિત્રો સાથે ચર્ચા કરવાથી પણ લાભ થશે. ક્રમસે ક્રમ માનસિક રાહત મળશે. નવા દૃષ્ટિકોણ મળવાથી સાચો રસ્તો મળતાં ખોટી ચિંતાઓ હવામાં ઓગળી જશે. નક્કર પ્રશ્નોનો સામનો સહેલો થઈ પડશે. તમે જોશો કે તમારી ચિંતાઓ, તમારી મુશ્કેલીઓ, ઉન્નતિ તરફ દોરી જશે.

ૐ શાન્તિ, શાંતિ, શાંતિ:।

•

બપોરના ભોજનપછી વિદેશી પ્રવાસીઓ શાન્તિનિકેતનમાં લટાર મારવા નીકળ્યા. ઉનાળો હતો, બપોરનો સમય હતો એટલે ત્યાંના વિદ્યાર્થીઓ તેમજ શિક્ષકો પોતાના મનપસંદ સ્થળોએ આરામ લેતા સૂતા, બેઠા હતા. આ પ્રવાસીઓ એમને જોતા, મળતા જ્યારે શ્રી ટાગોરની ઓરડી આગળ આવ્યા ત્યારે પ્રવાસીઓએ એમને કાર્યરત જોયા. એ જોઈને પૂછ્યું: 'બપોરના સમયે જ્યારે બધા જ આરામ કરે છે ત્યારે આ વૃદ્ધાવસ્થાએ પણ આપ કેમ આરામ લેતા નથી?'

'તેઓ ઊંઘે છે, કારણ કે તેમને હજી જાગવાને માટે ઘણો વખત છે, જ્યારે મારી પાસે એટલો સમય નથી એટલે મારે મારું કામ જલદી જલદી આટોપી જ લેવું જોઇએ ને!' ગુરુદેવે જવાબ આપ્યો.

# દુકાળમાંય ટૂકે નહિ

તખ્તદાન રોહડિયા

બાલમાં આવેલ ગાંફની જાગીર ઉપર અંગ્રેજ સરકારનું મેનેજમેન્ટ આવેલું. કારણ હતું ઠાકોર રાયસીંગજીની ઉદારતા. અંગ્રેજોએ એને ઉડાવગીરી ઠેરાવી.

ગાંફના ઠાકોર રાયસીંગજીને ત્યાં દીનદુઃખીનો મેળો જામતો. કવિઓ ને કળાકારો રાયસીંગજીની મોંઘી મહેમાનગતી માણીને ધન્ય થાતા. ગાંફ ઠાકોરની ડેલીયે જગતનાં તરછોડાયેલાંને આશરો મળતો. અને રાયસીંગજીની ડેલીને મહેમાન વિનાની જોવી ઈ તો પાણી વિનાના સમુદ્રને જોવા જેવું અઘરૂં હતું.

ગાંફની જાગીરનો વહીવટ અંગ્રેજોએ સંભાળી લીધો. ઠાકોર રાયસીંગજીને જીવાઈ બાંધી આપી. "ખાઓ—પીઓ અને મજા કરો!"

જીવાઈની બાંધી દીધેલ રકમમાં ઠાકોર રાયસીંગજીને રાજ્યકુટુંબનું ભરણપોષણ અને પોતાનાં ટેક જાળવવાનાં હતાં. પણ સાવઝ ખડ ખાવા તૈયાર નો'તો.

મોજશોખ બંધ થયા. દરબારગઢના ભપકા ઝાંખા પડ્યા. જાતવાન ઘોડાં ને ઘુઘરિયાળા વેંચ્યું. જાણે કે વિદાય લઈ ગ્યાં ને છતાંય ડેલીએ હોકાની ગડેડાટિયું બોલે છે, આવતાંને આદર મળે છે, દુઃખિયાંનાં દુઃખ ભંગાય છે. અને કવિ–કળાકારનાં સન્માન પણ થાય છે. વનરાઈ ગજવતા મોરલાએ કળા સંકેલી છે. માનસરના હંસલાનું શાન્ત રૂપ ધર્યું છે.

ઠાકોર રાયસીંગજીના એક જૂના ને વિશ્વાસુ ચાકર, નામ માવજી ખવાસ. બચરવાળ માણસ. દરબારગઢની ઝાંખપે માવજી ખવાસનાં ખોરડાંને પણ ઘેર્યું છે. એમાં બે જુવાન દિકરીયુંનાં લગન આવ્યાં. વિચાર કર્યો કે બાપુને વાત કરૂં. પણ બાપુનેય હવે તો બાંધેલ મૂડીમાં જ રોડવવાનું છે. જીવાઈ ઉપર જ બધી ધામધૂમ છે. માવજી ખવાસે મનને મનાવ્યું, "ભલામાણસ! આખી જિન્દગી ખૂબ ખાધું છે. અટાણલગી કોઈ જાતની તકલીફ ઠાકોરે નથી પડવા દીધી. શું એટલું જ બસ નથી? કે હવે, મોળા વખતમાંય બાપુને નડવુ પડે! દીકરિયુંનાં લગન કરવાં છે કે બીજુ કાંઈ! ગણેશનાં કામ ગણેશ ઉકલશે."

બેય દીકરિયુંને પોતાની સંપત્તિ પ્રમાણે બબ્બે જોડી કપડાં સીવડાવી દઈને માવજી ખવાસે ફેરા ફેરવી દીધા. જાનને વોળાવવાની તૈયારિયું થઈ. બેય બહેનુએ રઢ લીધી કે અમારે રાયસંગ બાપુને પગ્યે લાગવા જાવુ છે. માવજીએ દીકરીઓને ઘણી ય સમજાવી કે "બેટા! અટાણે વખત મોળો છે. આવે વખતે બાપુ પાહે જાઈં તો બાપુ મૂંઝવણમાં મુકાઈ જાય. ઇ રાજા છે તમને કાંઈક આપવું પડે. આપણને ઘણું ય આપ્યું છે. અટાણે ન જવાય."

દીકરિયું ન માની. માવજી દીકરિયુંને લઈ ને દરબારગઢમાં ગયો. રાણીવાસમાં માવજીની દીકરિયુંને ઊજળે મોઢે આવકાર મળ્યો. આશીષો અપાણી, ને ફૂલ નહિ પણ ફૂલની પાંખડી જેવી ભેટ્યું પણ બેય બહેનુંને મળી. બેય દીકરીઓને લઈ ને માવજી ખવાસ ઉતાવળો બહાર નીકળ્યો. ડેલીની મેડી નીચેથી પસાર થાતા બેય બહેનું અટકી.

"કાં બેટા?"

"બાપુને પગ્યે લાગતા જાવું છે."

"ન જવાય, ગઢમાં જઈ આવ્યાં એટલે વદી ગ્યું."

"ના, અમારે તો બાપુના આશીર્વાદ લેવા જ છે!"

માવજી ભાગે ટૈયે મેડીનો દાદર ચડ્યો. વાહે બેય દીકરિયું. ઠાકોર રાયસીંગજી બેઠા છે, બાજુમાં

બેડેલ રાજ્યના કામદાર રૂપિયાની થેલિયું ખોલીને ગણે છે ને રાણી છાપના રૂપિયાની ઢગલિયું બાપુ સામે ગોઠવતા જાય છે માવજી દાદરને છેલ્લે પગ થિએ જરાક થોભ્યો, કાઇક થડકયો ને રાયસી ગજીનુ ધ્યાન ગયું

"કા માવજી? આવ્યને! આવ્ય, આવ્ય!"

"બાપુ! આ બેય દીકરિયુંના લગન કયા, આપને પગે લગાડવા લાવ્યો છઉ"

"આવો બાપા! આવો બેટા!" માવજી અને બેય બહેનોને બેસાર્યા દીકરિયું પગે લાગી રાયસી ગજીએ આશીર્વાદ આપ્યા ને ગરીબ ઘરની દીકરિયુંને ઠાકોર રાયસી ગજી ઘડીભર જોઈ રહ્યા

"હે માવજી! દીકરિયુ ના લગન કર્યા ને મને ખબર પણ નો આપી?"

"પણ બાપુ!"

"હવે પણ ને બણ, જો! દીકરિયુ ઘરેણા વિનાની છે મારી દીકરિયુ ને આમ ન વોળાવાય આલે, આ બેય બેનુને વેચી દેજે" આગળ પડેલી રાણી છાપના રૂપિયાની ઢગલિયુ ને હાથને હડસેલો મારતા રાયસી ગજીએ કીધુ જાવ બેટા! ભગવાન તમને સુખી રાખે"

આખા વરસની જીવાઈની રકમ પોતાના ગરીબ ચાકરની દીકરિયુ ને આપી દેતા રાયસીગજીને કામદાર ફાટી આખ્યે જોઈ રહ્યા માવજી અને એની બેય દીકરિયુ ની આખ્યુમા આસુ ઉભરાણા

*

## પ્રિયતમની એંધાણી

સંત દાદુ દયાળના શિષ્યોમા રજ્જબજીનું સ્થાન સર્વથી શ્રેષ્ઠ મનાય છે. રજ્જબખાન પઠાણવંશના હતા જુવાન રજ્જબજીનુ લગ્ન આબેરગામના એક પઠાણવંશના પ્રતિષ્ઠિત ઘરમા થયુ હતુ ચોક્કસ તારીખે તેઓ જાન લઈને લગ્ન કરવા જતા હતા આબેરગામ પહોચતા તેમણે નગરના એક વિભાગમા દાદુ દયાળની મંડળી જોઈ વરરાજાના વેશમા સજ્જ થયેલ યુવક રજ્જબ ઘોડા પરથી ઊતરી દાદુ દયાળના દર્શનાર્થે આવ્યો. તે વખતે દાદુ ધ્યાનસ્થ હતા તેથી થોડીવાર માટે રજ્જબ થંભી ગયો. એમની આખો ઊઘડતા જ રજ્જબના શરીર પર વીજળી પેઠે એમનો પ્રભાવ પડ્યો અને રજ્જબનુ નીચુ ઢળેલુ મસ્તક ઊંચુ થતામા તો એમના હૈયામા અનેરુ પરિવર્તન થયુ દાદુ દયાળના મુખમાથી નીકળતો એક દોહરો એમણે સાભળ્યો, જે એમના હૈયામા તીરની પેઠે સોંસરો ઊતરી ગયો

કીયા થા કુછ કાજકો, સેવા સુમિરણ સાજ,
દાદુ ભૂલ્યા બંદગી, સર્યા ન એકો કાજ.

સેવા અને સ્મરણ માટે બધી તૈયારીઓ ખાસ ઉદ્દેશથી કરી રાખી હતી, પણ બંદગી ભૂલી જવાથી એક પણ કાર્ય સધાયુ નહિ બસ પછી તો પૂછવાનું જ શું? રજ્જબજી આ સાભળીને વિરક્ત થયા, વૈરાગ્યની તીવ્ર ભાવના એમના હૃદયમા જાગૃત થઈ અને તે જ સ્થળે વરરાજાનો સંપૂર્ણ વાઘો શરીર પરથી ઉતારી તે પોતાના નાનાભાઈને આપી તેઓ ત્યા જ રોકાઈ ગયા અને દાદુ દયાળે એમને શિષ્યરૂપે સ્વીકાર્યા

કહેવાય છે કે ગુરુઆજ્ઞાથી તે પ્રસંગની સ્મૃતિમા રજ્જબજી હંમેશા વરરાજાના પોશાકમા જ રહેતા કોઈ પૂછે તો કહેતા કે પ્રિયતમની મુલાકાતની એ એંધાણી છે

# રક્ષાના વળતર ન હોય

દેવેન્દ્રકુમાર કા. પંડિત

સોરઠી તવારીખ એટલે શૌર્ય, સમર્પણ, ત્યાગ, જાનફેસાની, વતનપરસ્તિ અને ઉદારતાની બે પૂર વહ્યે જતી સરિતાનો ઉન્માદ, આ ધર્મ શીખવવા મા એકના એક દીકરાનો બલી દેતા ન અચકાતી. આ ધર્મ પર એકના એક દીકરાનુ માથું પોતાના જ હાથે ઊડાવી દેતાં સગો બાપ ન અચકાતો.

એ કાળે ભારતના ભાગ્યાકાશમા મોગલોનો ભાણુ મધ્યાહ્નમા ઝળહળે. શહેનશાહ અકબરનાં સમશેર અને બુદ્ધિના બળે આખુ ભારતવર્ષ શેહ ખાય. આખો એશીઆ ખંડ ધ્રૂજે.

એ શહેનશાહત સામે ગુજરાતના છેલ્લા સુલતાન ત્રીજા મુઝફ્ફરશાહે સ્વાધીનતાની—સ્વતંત્ર ગુજરાતના સ્વામી હોવાની જેહાદ પોકારી અને ખૂદ અકબરે આવી ગુજરાતને રોળી નાખ્યુ. જે તવારીખના પાને કેર–બ–ગુજરાત ના નામે જાણીતું છે. અને જે અકબરના કેરને યાદ કરતાંય આજ દરેક ગુજરાતીને કમકમા આવે છે.

એ વખતે મુઝફ્ફરશાહે આધિપત્ય સ્વીકારી લીધું. પણ બીજી વખત સ્વતંત્ર ગુજરાતનો નારો ચગાવ્યો ને બીજીવાર અકબરનો દૂધ ભાઈ મીરઝાં ખિતાબધારી અઝીઝ કોકા અમદાવાદ ચડી આવ્યો. મુઝફ્ફરશાહ રાજપીપળાના જંગલોમાં થઈ સોરઠની નેકી, ટેકી ને ઈમાનદારીના ભરોસે જામનગર સતા જામના આશરે આવ્યો.

અઝીઝ કોકા પગલે પગલુ દબાવતો પાછળ આવ્યો ને વીરમગામ સેના થંભાવી. મુઝફ્ફરશાહની સોંપણી કરી દેવા કાસદ જામનગર મોકલ્યો. પણ સતાજામે જવાબ કહાવ્યો: 'આશરે આવેલાઓની સોંપણી કરવી એ સોરઠવાસીઓ માટે અધર્મ છે.'

અઝીઝ કોકા જામનગર ચડી આવ્યો. સતા જામ એના દળકટક સાથે ધ્રોળ પાસે ભૂચર મોરીના મેદાનમાં મોગલ સેનાનો મુકાબલો કરવા ગયો. સોરઠી તવારીખમાં અજોડ એવુ યુદ્ધ ખેલાયુ. પણ તવારીખ બોલે છે કે, બેમાથી કોનો વિજય થયો તે આ યુદ્ધમાં નક્કી ન થઈ શકયુ. ને મુઝફ્ફરશાહને સતા જામે સલામત કચ્છમા મોકલી દીધો.

ધ્રોળના ઠાકોર હરધોળજી તે વખતે ધ્રોળની રાજગાદીએ. જામનગરના તે સાવ નજીકના ભાયાત. ને ભૂચર મોરીના યુધ્ધમાં મીરઝાં સામે તે ખૂનખાર લડેલા.

મીરઝાં અઝીઝ કોકાએ જામનગર સતા જામની દાઝ તેના સાવ નજીક કુટુંબી આ હરધોળ ઠાકોર પર ઉતારવા નક્કી કર્યું ને ભૂચર મોરીના મેદાનથી માત્ર એક માઈલ જ દૂર ધ્રોળ શહેર ફરતો તેની ફોજે ઘેરો ઘાલી હરધોળજી અને તેના કુટુંબ કબીલાનો વધ કરવા શરૂ કરી દીધું. હરધોળજી ભાગ્યા બીજા તેના કુટુંબીજનો મરાયા પણ તેનાં એક રાણી તેનો નાનો ધાવણો કુંવરને લઈ બચવા નાસ ભાગ કરે. પણ સલામત સ્થાન મળે નહિ.

અઝીઝ કોકાએ ફરમાન કરેલું કે, "જે કોઈ હરધોળજી કે તેનાં કુટુંબીજનોને આશરો આપશે તેની કતલ કરવામાં આવશે." એટલે એ ભયે કોઇ ધ્રોળવાસી એ મા દીકરાને સંઘરે નહિ.

ધ્રોળમાં એક ચારણ કવિ ધૂના બારોટ. રાણી લપાતી છૂપાતી આ ધૂના બારોટના આવાસે આવી અને રોઈ પડી.

. બારોટ બધું જાણતા હતા કે, રાણી અને કુંવરના આગમન માત્રના ખબરથી મોગલોની તરવાર મારા કુટુંબના બધાયની ગરદન પર ફરી વળશે.

પણ બીજી જ પળે યાદ આવ્યું. એક શરણાગત મુઝફ્ફરશાહની ખાતર ભૂચર મોરીનું મેદાન લોહીલીનુ બન્યુ. અસંખ્ય સોરઠિયા શરણાગત'ધર્મ કાજે શૂરાપૂરાની વાટે ગયા ને હું એ ધર્મ ચૂકીશ?

ધૂના બારોટે તુરત રાણીને કહ્યું : 'મા! રડોમાં તમે ને કુંવર બેય અહીં સલામત છો પણ જો નજરે દેખાઈ જશો તો તમે ને અમે બધા કપાઇ જવાના.'

'તો તમે કંઈક માર્ગ ખોળો.' આંસુ લૂછતાં રાણી બોલી.

'એમ કરો, મારા ઘરના પાછળના વાડામાં નીરણ-કડબની ગંજી છે. એમા તમને ગોઠવી દઉં, મોગલો ગયા પછી તમે પાછાં નીકળજો.'

'બારોટ!' રાણી બોલી : 'પણ કુંવર? એ ગંજીમાં કેમ રહી શકશે?'

'એમ કરો.' ધૂના બારોટના પત્ની બોલ્યા. 'કુંવરને મારા ખોળામા રાખી ધવડાવીશ ને પૂછશે તો કહીશ મારા દીકરા છે.'

'એ બરાબર છે.' કહી રાણીએ કુંવરને વહાલની બચ્ચી ભરી બારોટ પત્નીના હાથમાં સોંપી ઝપાટાબંધ ઘરનાં પાછળના વાડાના ભાગમાં આવ્યાં.

ધૂના બારોટે રાણીને , ગંજીમાં જગ્યા કરી બેસાડી તે પર નીરણનાં પૂળા મૂકી પાછા અંદર આવ્યા કે જાણ થઈ મોગલો તો આખા ધ્રોળને આગ મૂકે છે માટે જેને ભાગવું હોય તે ભાગી છૂટે.

સાંભળી ધૂના બારોટને કમકમાં આવ્યા કે, 'રાણી હવે ગંજીમાં કેમ સલામત રહી શકશે?'

પણ વધુ વિચાર કરવા સમય જ ન હતો. બેઉ દંપતી કશી જ ઘરવખરી ન લેતાં કુંવરને લઈ ગામ બહાર આવ્યાં

પાછળ મોગલોએ ધ્રોળને આગ ચાંપી. રાણી ગંજીમાં જ સળગી ગયાં.

ઘણાં દિવસે ધ્રોળવાસીઓ પાછા પોતાના ઘરખોરડાં ઊભાં કરી મોગલોના ગયા બાદ ગામમાં વસવાટ કરી શકયા. ઠાકોર હરધોળજી પણ પાછા ફર્યા ને કુંવરને બચાવનાર ધૂના બારોટને એક ગામ ઈનામ આપ્યુ.

આ ગામનું નામ ખોખરી હતું પણ ધૂના બારોટને તે અપાયું હોવાથી તેનું નામ નામ લોકજીભે 'ધૂનાનું ગામ' પડયુ જે કાયમ થયુ

વખત વીતતો ગયો અને એકદા ધૂના બારોટ ગામની લૂંટારૂઓથી રક્ષા કરતા કામ આવ્યા ને ગામના પાદરમાં તેમની સીંદૂર વર્ણી ખાંભી ઊભી થઈ.

આ વાતને પણ ઠીક સમય વીતી ગયો. ને એજન્સીની રાજસ્થાની કોર્ટથી આવા ઈનામી ભાયાતી ગામોની સર્વે હક્ક ઉત્તરાધિકાર આદિની નોંધનુ કામ શરૂ થયુ.

આમ તો ગામની ઉપજ બારોટના વંશવારસો જ ખાતા હતા પણ જાડેજા ભાયાતોએ એજન્સીના અમલદારાની પાસે એવી રજૂઆત કરી કે, ગામનો ઉત્તરાધિકાર અમારો એટલે માલિકી હક્ક પણ અમારો ગણાય. અમે તો ચારણ દસોંદી ભાટ બારોટને ઉપજ ખાવા માટે ગામ આપીએ.

આ સામે ધૂના બારોટના વંશજોએ વાંધો રજૂ કર્યો ને જણાવ્યું કે આ ગામ કે જે અમારા વડવા ધૂના બારોટનાં નામ પરથી 'ધૂનાનું ગામ' ગણાય છે તે કાયદેસર અમારી

સુવાંગ માલિકી હક્કવાળું છે ઉત્તરાધિકાર. પણ અમારો એટલે ધૂનો બારોટના વંશજોનો છે. જીવતા મોત સામે અમારા પૂર્વજોએ પ્રોળના ગાદીવારસની રક્ષા કરી એ બદલા પેટે આ ગામ સૂરજચંદ્ર તપે ત્યાં સુધી ઈનામ અપાયું છે.

પણ જાડેજા ભાયાતો ન માન્યા. વિવાદ આગળ ચાલ્યો ને રાજકોટથી એજન્સીના અમલદારો ગામે આવ્યા પૂરાવા તપાસવા.

બરાબર એજ રાતે બારોટના વંશવારસને રાતે સ્વપ્નું આવ્યું ને ધૂના બારોટને એમ કહેતા સાંભળ્યા કે : "એક માનવજીવ બચાવવાના ઉપકાર બદલ મને આ ગામ મળ્યું છે પણ બેટા! હવે જો રાજ ને રાજના ભાયાતો કહેતા હોય કે આ ગામ અમારું છે તો તેના તેવા હક્કને સુખેથી કબૂલી લ્યો. કારણ કે મેં માનવજીવ બચાવવા જે આ ગામ રૂપી બદલો સ્વીકાર્યો છે, તે ખોટું કામ કર્યું છે તે મારો દોષ ધોવાઈ જાય કારણ કે શરણાગતની રક્ષાના ને ઈશ્વર સર્જ્યા માનવદેહ બચાવવાના વળતર ન હોઈ શકે. વેપાર ન હોઈ શકે એ તો સહજ ધર્મ કાર્ય છે."

બીજે જ દિવસે ધૂના બારોટના વંશજે આ સ્વપ્નાની વાત સ્વજનો સમક્ષ કહી. ને સૌએ તે સ્વર્ગસ્થ મહાન આત્માની આજ્ઞા માનવા નક્કી કરી રાજનો ઉત્તરાધિકાર કબૂલવા લેખી સ્ટેટમેંટ આપવા એજન્સીના અમલદારોના ઉતારે જવા નીકળ્યા કે રાજના ભાયાતોને સહજ પરિવર્તન અને તેની પાર્શ્વભૂમિકાની–સ્વપ્નાની વાતની જાણ થઈ ને તેઓને થયુ કે, "આમાં તો આપણી લજ્જા દેખાય છે કે કુંવરનો જાન બચાવનાર પ્રત્યે કૃતજ્ઞતા નહિ પણ કૃતઘ્નતા પ્રગટ કરીએ છીએ ને તે પણ કુંવરના વંશજ તરીકે."

એટલે તેઓ આ ધૂના બારોટના વંશજોને માર્ગમાં મળ્યા ને કહ્યું : "અમારી આમાં ભૂલ છે. આ ગામેય તમારું ને ઉત્તરાધિકાર પણ તમારો. અમારા પૂર્વજે એ આપેલ દાન આડે અમારાથી ન અવાય. એ વિચાર પણ પાપજન્ય હતો એ અમને હવે સમજાયું." ને એ પછી બેઉ વચ્ચે સુખદ સમાધાન થયું ને ગામનો બધો હક્ક બારોટના વંશજોનો ઠર્યો.

આજ એ ધૂનાનું ગામ પણ મોજૂદ છે. અને આ ગામના પાદરમાં ધૂના બારોટની થાંભી પણ આ ઘટનાને જીવંત રાખી રહી છે.

*

( પૃષ્ઠ ૪૪ થી ચાલુ)

ઊઠવું. સ્વામીજીને સાદ પાડે છે પણ સ્વામીજી ઊભા થઈ શકતા નથી. લક્ષ્મીબાઈ એકદમ દોડી જઈ સ્વામીજીને ટેકો આપે છે. સ્વામીજીના બંને હાથ ખોટા થઈ ગયા છે.

"બાપુ, આ શું કર્યું ? આપના હાથને શું થયું પ્રભુ !"

"ઈ હાથને શિક્ષાની જરૂર હતી. ઈ બંને હાથે લવંતી, જોગ માયા જેવી જનેતાની છાતી ઉપર જવાની હિંમત કરી હતી." એટલું કહીને સ્વામીજી ખડખડાટ હસી પડયા !

સારધાર રહે વાકું સલામ હજાર વાર
પારાવાર જીતે વો તો દુસરો પરમ.

*

# અજમેરી ખ્વાજા-ખ્વાજા ગરીબનવાજ

રતિભાઈ દેસાઈ

ભારતનાં સૂફીઓમાં જે પરંપરાનો સહુથી વધારે પ્રચાર છે, અને જે પરંપરામાં અનેક મહાન સૂફી સંતો થઈ ગયા છે એવી ચિશ્તિયા પરંપરાનો પ્રચાર ભારતમાં પહેલ-પ્રથમ કરનારા છે ખ્વાજા ગરીબ નવાજ. એમનું મૂળ નામ છે ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી.

આજથી લગભગ આઠસો વર્ષ પહેલા સન ૧૧૪૨માં સજિસ્તાન નામનાં સ્થળે એમનો જન્મ થયો હતો. તેઓ હજી બાર જ વરસનાં હતા તેવામાં પિતા મુઈનુલ હક્કનું અવસાન થયું. પિતાના અવસાન બાદ પિતૃધનમાં કેવળ એક બાગ મળ્યો, જેની તેઓ દેખભાળ કરવા લાગ્યા. સંયોગવશ એક દિવસે ઈબ્રાહીમ નામના એક પરમહંસ એ બાગમાં આવ્યા. ખ્વાજા મુઈનુદ્દીને એમને દ્રાક્ષનો એક ઝૂમખો ધરાવ્યો. પરમહંસે દ્રાક્ષ તો ન ખાધી, પણ પોતાનાં ખલતામાથી એક ફળ કાઢીને ખ્વાજા મુઈનુદ્દીનને આપ્યુ ફળ ખાતાં જ ખ્વાજા મુઈનુદ્દીનનુ અંતર જ્ઞાનના પ્રકાશપૂંજથી પ્રકાશિત થઈ ઊઠયુ અને તેઓ સઘળું છોડીને પરમાત્માની શોધમાં નીકળી પડ્યા. સહુથી પહેલાં તેઓ સમરકન્દ ગયા અને ત્યાં કુરાનશરીફને કંઠસ્થ કર્યું. પછી ઈરાક તરફ ચાલ્યા અને હારુન નામના શહેરમાં જઈને પ્રસિદ્ધ સંત શેખ ઉસ્માન હારુનની સેવા આદરી.

શેખ ઉસ્માન હારુનની પાસેથી જ મુઈનુદ્દીન ચિશ્તીએ સૂફી સાધનાની દિક્ષા લીધી અને ઘણાં દિવસો સુધી એમની સેવા કરી અને સત્સંગ માણ્યો. પોતાના ગુરુ સાથે તેઓ યાત્રા પણ કરતા અને હરેક પ્રકારે ગુરુ સેવામાં તત્પર રહેતા.

ગુરુ સંગાથે ખેડેલી આ યાત્રાઓમાં ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તીને અનેક સિદ્ધ સંતોનાં દર્શન થયાં અને એમનો અમૂલ્ય ઉપદેશ પણ સાંભળવા મળ્યો. ખ્વાજા બહાઉદ્દીન ઓશીએ આદેશ કીધો કે રૂપિયા-પૈસા જે કાંઈ નાણું તને મળે તે ગાંઠે ન રાખતાં દીન-દુઃખીઓમાં વહેંચી દેવું. ગુરુ સાથે જ ખ્વાજા હજ પણ કરી આવ્યા.

બગદાદ, હમદાન, અગફહાન વગેરે અનેક સ્થળોની યાત્રા કરીને બાવન વરસની ઉમરે ખ્વાજા સાહેબ ભારત આવ્યા. અસફહાન ખાતે ખ્વાજા સાહેબની સાથે ખ્વાજા કુતુબુદ્દીન બખ્તાર 'કાકી'ની મુલાકાત થઈ-'કાકી' ઘણાં દિવસોથી સદ્ગુરુની શોધમાં ફરતા હતા ખ્વાજા મુઈનુદ્દીને એમનો સ્વીકાર કર્યો અને શિષ્ય સ્થાપ્યા. અને જ્યારે ખ્વાજા સાહેબ ગઝનીથી ભારત આવ્યા અને અજમેર ખાતે સ્થાયી થયા ત્યારે ગુરુની આજ્ઞા અનુસાર ખ્વાજા કુતુબુદ્દીન બખતાર 'કાકી'એ દિલ્લીની આસપાસ ચિશ્તિયા પરંપરાનો પ્રચાર આરંભ્યો.

ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તીનુ જીવન-ચરિત લખનારાઓ જણાવે છે કે ભારત આવીને એમણે સંસ્કૃત અને સ્થાનીય પ્રાકૃતનો પણ અભ્યાસ કર્યો હતો. એમ પણ નોંધાયુ છે કે સ્થાનીય ભાષાઓમાં એમણે કેટલી રચનાઓ કરી હતી-અલબત્ત એ જાતનું કોઈ સાહિત્ય આજ સુધી પ્રાપ્ત થયુ નથી. છતાં પણ, એ જાતની રચનાઓની સંભાવના તો અવશ્ય છે જ.

ભારતમાં આવતાં જ ખ્વાજા સાહેબ કેટલાક દિવસો સુધી લાહોર રહ્યા અને દાતા

ગંજબક્ષ હિજ્વેરીની સમાધિની નજીક રહીને કેટલીક સાધના કરી. પછી તેઓ મુલતાન ગયા. ત્યાં લગભગ પાંચ વરસ સુધી રહ્યા. મુલતાનથી દિલ્હી અને દિલ્હીથી હિજરી સન ૫૬ લગભગ અજમેર પહોંચ્યા. અજમેરમાં ખ્વાજા મુઈનુદ્દીન ૪૫ વર્ષ સુધી, અર્થાત્ મૃત્યુ પર્યંત રહ્યા. ત્યાં જ, સન ૧૨૩૫માં એમનુ દેહાવસાન થયુ. ત્યાં જ સમાધિ રચાઈ જે આજે પણ કંઈ કેટલાકે વર્ષોથી ભારતનાં લાખો મનુષ્યો માટે દર્શનીય સ્થાન છે.

શરૂમા તો આ સમાધિ સાધારણ–સાદી હતી, પણ જેમ જેમ સમય વીતતો ગયો તેમ તેમ ધર્મવૃત્તિવાળા બાદશાહો અને અન્ય સરદારોએ સમાધિને શણગારી, વધારી અને સુન્દર ઈમારતાદિથી ખચિત કરી દીધી. સમાધિ નજીકની વિભિન્ન ઈમારતો મહમદ ખિલજી, સમ્રાટ અકબર, જહાંગીર, શાહજહાં, જહાનઆરા ઈત્યાદિએ બંધાવી છે.

સમાધર્નાં દર્શન સારુ, આમ તો આખું વર્ષ, રોજેરોજ અનેક યાત્રીઓ આવતાં જ રહે છે, પરંતુ વર્ષે એકવાર હરેક રજબ મહિનાના છઠ્ઠા દિવસે ખાસ્સો મોટો ઉર્સ થાય છે, જેમાં દૂર–સુદૂરથી લોકો આવે છે અને લાખોની સંખ્યામાં જમા થાય છે. આ અવસર ઉપર સૂફી ફકીરોની પણ મોટા પ્રમાણમાં હાજરી હોય છે.

ચિશ્તિયા પરંપરામાં માનનારાઓ ભારતમાં સહુથી વધારે છે અને એ પરંપરામાં ય કેટલાંક ફાંટા પડ્યા છે અને તેઓ પણ પોતાના મૂળ સંપ્રદાય સાથેનો સંબંધ જાળવી રાખે છે અને ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તીને માને છે–આ બધા જ ઉર્સ વખતે હાજર રહે છે.

ચિશ્તિયા પરંપરાને કારણે ભારતમાં સૂફી સાધનાનો જેટલો વિકાસ થયો છે એટલો કોઇ બીજી સૂફી પરંપરાને કારણે થયો નથી. ખ્વાજા કુતુબુદ્દીન બખતાર 'કાકી,' બાબા ફરીદ શકરગંજ, નિજામુદ્દીન ઓલિયા અને અલાઉદ્દીન સાબિર જેવા સમર્થ અને પહોંચેલા સંતો આ પરંપરામાં જ પેદા થયા છે. આ પરંપરાએ આધ્યાત્મિકતાનું અમૃત ભારતમાં અને ભારત બહાર વહાવ્યું છે જે આજે ય અવિચ્છિન્નરૂપે ચાલુ છે.

ખ્વાજા મુઈનમુદ્દીન ચિશ્તિને, એમનાં અવસાન પાછી, સૂફી ગ્રંથોમાં ખૂબ જ સન્માન પૂર્વક અને અનેક માનવાચક શબ્દોથી નવાજવામાં આવેલા છે. એમનો ઉલ્લેખ 'શહેનશાહ હિન્દ,' 'આફતાબે હિન્દ' અને 'ખ્વાજા ગરીબ નેવાજ' એ નામે ખૂબ પ્રચલિત છે. અત્યારે સહુથી વધુ પ્રચલિત માનવાચક છે 'ખ્વાજા ગરીબનવાજ.' એ નામે જ તેઓ પ્રસિધ્ધ છે.

ખ્વાજાના નામ પર સાધારણ તથા સરળ હૃદયની જનતામાં કેટલો બધો ભકિતભાવ ભરેલો છે તેનો ખ્યાલ તો એ વિશે રચાયેલાં વિવિધ ગીતો ગવાતાં સાંભળીએ ત્યારે જ આવે. ઉર્સ વખતે આવાં અનેક ગીતો ગવાય છે.

ખ્વાજા સાહેબે રચેલો કોઈ ગ્રંથ આજ સુધી પ્રાપ્ત થયો નથી, પણ એમનાં સદ્‌વચનોના કેટલાક સંગ્રહો મળી આવે છે ખરા. આ વચનાવલિને 'મલફૂજાત' કહેવામાં આવે છે. આ વચનો બે સંગ્રહો 'અનીસુલ અરવાહ' અને 'દલીલુલ આરેફીન'માં સંગ્રહિત કરેલાં છે.

'અનીસુલ અરવાહ'નાં વચનોમાં ખ્વાજા સાહેબે પોતાનાં ગુરુ ઉસ્માન હારુની સાથેનાં ૨૮ સતસંગોમાંની ચર્ચાનો સંગ્રહ કરેલો છે.

'દલીલુલ આરેફીન'માં ખ્વાજા કુતુબુદ્દીન બખતાર 'કાકી'એ સંઘરેલાં ખ્વાજા સાહેબનાં વચનો મળે છે. એમાં અગિયાર સતસંગોમાં કહેવામાં આવેલાં વચનોની ૫૬ પૃષ્ઠોની એક નાનીશી આ પુસ્તિકા અનુપમ છે.

આ બન્ને પુસ્તકો–ખ્વાજા મુઈનુદ્દીન

દ્વારા સંગ્રહિત એમના ગુરુ ઉસ્માન હારુનીનાં વચનો અને બીજામાં ખ્વાજા કુતુબુદ્દીન બખ્તાર 'કાકી' દ્વારા સંગ્રહિત ખ્વાજા મુઈનુદ્દીનનાં વચનો છે–સૂફી સાધકો માટે અત્યંત મહત્ત્વનાં છે:

ખ્વાજા સાહેબનાં આ વચનોમાં સાધકની ભૂમિકાઓનું વર્ણન છે. તેઓ કહે છે કે સાધક જ્યારે સાધના માર્ગ ઉપર આગળ વધતો જાય છે તેને પરમ રહસ્યનું જ્ઞાન થઇ આવે છે અને પછી તેનાં દ્વારા એ રહસ્યોનું ઉદ્‌ઘાટન પણ થાય છે.

સાધક પ્રભુભકિતમાં એવો તો લીન થઈ જાય છે કે ઊઠતાં–બેસતાં સૂતાં–જાગતાં તે એની જ લીલા જુએ છે.

સાધના માર્ગમાં એક એવી ભૂમિકા છે જ્યાંથી તે એક ક્ષણમાં જ સત્યલોક સુધી પહોંચી જાય છે અને બીજી જ ક્ષણે તે વળી પાછો આવી જાય છે.

ખ્વાજા સાહેબ કહે છે કે આ તો સાધકની નિમ્ન ભૂમિકા છે. સિદ્ધ સંત કયાં લગી પહોંચી શકે છે તે તો માત્ર ઈશ્વર જ જાણે છે.

સાધક જ્યારે સઘળી જ ભૂમિકાઓને પાર કરી લે છે ત્યારે તે સંસારને પોતાની બે આંગળીઓની વચ્ચે જુએ છે–અર્થાત, સંસારનો સકલ ભેદ તેની સામે ખૂલી જાય છે.

ખ્વાજા સાહેબ કહે છે: ખરો સાધક તો તે છે જે પોતાનાં મનમાંથી બીજી–ત્રીજી બધી વાતો કાઢી મૂકે છે અને પ્રિયતમના માર્ગે પોતાની જાતને સળગાવી સ્વાહા કરી દે છે–અર્થાત, અહંનો પૂર્ણતઃ ત્યાગ કરી દે છે.

સાધક સંસારનો શત્રુ અને ઈશ્વરનો ભકત હોય છે, તેને સંસારની કોઇ પણ વાતનું ભાનસાન નથી રહેતું.

ખ્વાજા સાહેબ કહે છે: 'ત્રણ ચીજો સંસારમાં સર્વપ્રિય છે. એક તો વિદ્વાનોનાં વચનો જે તેઓ પોતાની વિદ્યાનો વિનિયોગ કરીને કહે છે; બીજી તે–એવી વ્યક્તિ જેને કોઇ પણ ચીજની ઈચ્છા ન હોય; અને ત્રીજી તે–એવા સાધુ જે સદૈવ ઈશ્વરનાં ગુણગાન ગાય છે.

સાધુ ભકિતમાં પૂર્ણ હોય છે–એટલે જ્યારે તે પોતાનાં પ્રિયતમ સાથે વાતો કરે છે ત્યારે તે ખુદ પોતે જ હોય છે પોતાનો પ્રિયતમ:

જબ મૈં થી તબ પ્રિય નહીં,
અબ પ્રિય હૈં મૈં નાહિં।
પ્રેમ ગલી અતિ સાંકરી,
યા મૈં દુઈ ન સમાહિં॥

સાચો સાધુ ન કોઇને આધીન હોય છે ન તો કોઈ તેને આધીન.

સાધુનો સંતોષ એ હોય છે કે તે કેવળ ઈશ્વર સિવાય બીજા કોઈ સાથે સંબંધ ન રાખે અને અગર કોઈ સંસારીજનને એનાથી કષ્ટ પહોંચે તો તેની ચર્ચા ન કરે.

સાધુ એ છે જે સવારે ઊઠે તો રાતને યાદ કરે.

સાધુની ભકિત એ છે કે તેને ઇશ્વર સ્મરણ સિવાય કોઇ ચીજ સાથે કશો જ સંબંધ ન હોય.

સાધુનાં ગુણ સૂરજ જેવા છે–સારો યે સંસાર તેનાંથી પ્રકાશિત થાય છે, કોઈ પણ ચીજ તેનાં પ્રકાશથી વંચિત ન રહે.

આમ, સાધના માર્ગમાં દશ વાતો જરૂરી છે એમ ખ્વાજા સાહેબ ફરમાવે છે: (૧) સત્યની જિજ્ઞાસા, (૨) સતુગુરુની શોધ, (૩) શીલ, (૪) સમર્પણ, (૫) ભક્તિ અને ત્યાગ, (૬) સદાચરણ, (૭) મર્યાદા પાલન,

(૮) સ્વલ્પાહાર અને સ્વલ્પ નિદ્રા, (૯) એકાન્ત વાસ, (૧૦) જ્ઞાન ધ્યાનમાં નિયમ પાલન.—

સંતોનાં ગુણ વર્ણવતાં ખ્વાજા સાહેબ કહે છે કે: (૧) જ્ઞાનમાં પૂર્ણ, (૨) ન કોઇને દુઃખ પહોંચાડે ને કોઇની બુરાઈ કરે-કહે, (૩) લોકો સાથે એવી વાતો કરે જેથી કરીને આ લોક અને પરલોક બન્ને સુધરે, (૪) મધ્યમ માર્ગી હોય, (૫) એકાન્તવાસી હોય, (૬) પ્રત્યેક વ્યકિત સાથે પ્રેમ કરે અને પોતાની જાતને શૂન્યવત્ ગણે, (૭) સમર્પણ ભાવ જાળવી રાખે, (૮) કષ્ટ આવતાં ધૈર્ય રાખે, (૯) હૃદયમાં કોમળતા તથા આર્દ્રતા ઉત્પન્ન કરે, (૧૦) સંતોષી પ્રકૃતિ રાખે.

ખ્વાજા ગરીબનવાજ એવા ગણત્રીના મહાસંતોમાંનાં છે જેમને કારણે કેવળ ભારતમાં જ નહિ, સંસારનાં અનેક ભાગોમાં લાખો કરોડો લોકોની આધ્યાત્મિક પિપાસા સંતોષી શકે. ખ્વાજા ગરીબનવાજની આધ્યાત્મિક પ્રેરણાને કારણે એમનાં જીવનકાળ દરમિયાન જ નહિ, આજે જ્યારે એમનો દેહ પડયે લગભગ આઠસો વરસ થયા છે ત્યારે પણ એમનાં ચિશ્તી સંપ્રદાયમાં એક એકથી ચઢિયાતા મહાન સંતો પેદા થતાં જ રહ્યા છે.

અજમેર, જ્યાં ખ્વાજા સાહેબનો દેહ સન ૧૨૩૫માં પડ્યો હતો ત્યાં હર રજબ મહિને, વરસો વરસ એક મોટો ઉર્સ (મેળો) ભરાય છે અને તેમાં દેશવિદેશથી લાખો લોકો આવે છે અને એમની સમાધીનાં દર્શન કરે છે અને પુણ્ય અર્જન કરવા સારુ ધાર્મિક વચનોનાં પાઠ-પઠન કરે કરાવે છે. જનતા ઉપરાંત આ અવસર ઉપર ફકીર-સૂફીઓલિયાઓ પણ ખૂબ આવે છે અને ઠેકઠેકાણેથી પ્રખ્યાત કવ્વાલો આવે છે અને એમનાં અખાડા યોજાય છે જેમાં ફારસી, ઉર્દૂ અને હિન્દીમાં કવ્વાલીઓ ગાવામાં આવે છે. અને પીર-ફકીરોને ભાવાવેશ થતો રહે છે. આ ભાવાવેશ કયારેક કયારેક એવો-એટલો તીવ્ર બને છે કે તે મૂર્છાનાનું રૂપ લે છે અને કવચિત્-કયારેક જીવદેણ પણ નીવડે છે. પણ આ લખનારનું નિરીક્ષણ એવું છે કે આવો ભાવાવેશ કે તીવ્ર મૂર્છના અધિક લોકોને નથી આવતી, બલકે, અધિકાંશ તો એવા લોકો હોય છે જેઓ આ રીતનાં આધ્યાત્મિક પ્રદર્શનનો ઉપયોગ મુરીદો ઉપર પોતાનો પ્રભાવ પાડવા-જમાવવા કરતાં હોય છે.

ગમે તેમ, એટલું તો નિશ્ચિત છે કે ખ્વાજા ગરીબનવાજનું આપણાં આધ્યાત્મિક જીવનમાં ઠીક ઠીક પ્રદાન અને મહત્ત્વ છે. જાણ્ય-અજાણ્યે એમની દ્વારા આધ્યાત્મિક ધારાનો આપણાં જીવન પર પ્રભાવ પડતો રહ્યો છે. સૂફીઓ અને સંતોની અનેક શાખા-પ્રશાખાઓ જેનો ખ્વાજા ગરીબનવાજના અવસાન બાદ ઉદ્ભવ થયો તેમાં અધિકાશ પર પ્રત્યક્ષ રૂપે ખ્વાજા ગરીબનવાજ અને એમનાં શિષ્ય-પ્રશિષ્યોનો પ્રભાવ અને છાપ સ્પષ્ટ જણાઇ આવે છે. અને એ ખ્વાજા સાહેબનાં આધ્યાત્મિક વ્યકિતત્વને કારણે સ્વાભાવિક પણ છે.

[આ લેખમાંની કેટલીક વિગતો, ફારસી-ઉર્દૂ ભાષાનાં સુપ્રસિદ્ધ સૂફીકવિ રવીશ સિદ્દિકી સાહેબ પાસેથી મળી છે જેનો જાહેર ઋણસ્વીકાર કરવામાં આવે છે.]

*

રવીન્દ્રનાથ ટાગોર

હે વસન્ત, હે સુન્દર, તું ધરણીનું અમૂલું ધન છે, ધરણી તારું નિરંતર ધ્યાન ધરે છે, તું વર્ષની આખરે માત્ર એક વાર મૃત્યુલોકમાં ભુવન-મોહન નવવરના વેશે મૂર્તિમંત થાય છે. એ જ માટે તપસ્વિની પ્રતિક્ષણ કેવી આકરી તપસ્યા કરે છે—પોતાને તપાવે છે, મલિનતા ધોઈ નાખીને શુદ્ધ થાય છે, આભૂષણ ત્યજી દે છે, ત્યાગનું સર્વસ્વ આપીને તારા માટે ફળોનો અર્ઘ્ય આણે છે.

તે ભક્ત ઉપાસિકા પૂજાનૃત્યના તાલ સાથે સૂર્યપ્રદક્ષિણા ફરતી ઘૂમે છે. પ્રતિદિન સૂર્યના ઉદય અને અસ્તકાળે નમ્ર લલાટે રક્ત-રશ્મિનું તિલક કરે છે. તે સદા સમુદ્રતરંગે મંદ્ર સ્વરથી મંત્રપાઠ કરે છે, અરણ્યના ઉચ્છ્વાસે અને મર્મરે નામનો શ્લોક ઉચ્ચારે છે, વિચ્છેદની એકાંત મરુભૂમિમાં દશે દિશાએ સ્વપ્નમૂર્તિની મરીચિકા રચે છે.

ઋતુમાળા ફેરવીને જાપ જપતાં દિન ગણી ગણીને તે આરાધના કરે છે. એના એ વિહરના વિચિત્ર સાધન મધુર ફાગણમાં સાર્થક થયા. હે તરુણ, અરુણ આકાશમાં મેં તારો દુપટ્ટો દીઠો, દક્ષિણના વાયુની લહેરોમાં મેં તારો ચરણધ્વનિ સાંભળ્યો, અને લાલ જ્વાળા સાથે પ્રજ્વલિત થયેલા



પલાશનાં વૃક્ષે વૃક્ષે મિલન-માટેના મંગળહોમનાં દર્શન થયાં.

તેથી જ આજે ધરિત્રીનાં સઘળાં કાર્યોની અને સઘળાં પ્રયોજનોની સમાપ્તિ થઈ છે. વૃક્ષની શાખા બોજ તજીને હળવી થઈ, એનું મન ફળ વિશે આસક્તિરહિત થયું; ખેતરોમાં ધાન્ય નથી. કેવળ બકુલનાં વૃક્ષે વૃક્ષે મધુકર ગૂંજી ઊઠે છે, અણધાર્યાં આંદોલનોથી અશોકમંજરી ચંચળ થઈ ઊઠે છે, કુંપળે કુંપળે દિનરાત નર્તન થઈ રહે છે, વનમાં ગાન જાગી ઊઠે છે.

હે વસન્ત, હે સુંદર, તારી કરુણા અરેરે, ક્ષણકાળને માટે છે. આ ઉત્સવ, આ હાસ્ય, આ દેખવું-સુણવું શૂન્ય નીલાંબરમાં અદૃશ્ય થશે. નિકુંજની રંગીન છટા વર્ષના અંતે એક દિન વિચ્છેદની વેળાએ લાલ સંધ્યાના સ્વપ્નના તરાપામાં તણાઈ જશે, વનનો નૂપુરધ્વનિ થાકયોપાકયો એકાન્તમાં લુપ્તપ્રાય થશે.

તને માટીની સાંકળથી હમેશાં બંદી બનાવી રાખે એવી કોની શક્તિ છે? તું સ્વેચ્છાથી બંધન સ્વીકાર છે, તે બંધનને તું જાદુના બળે આભૂષણ બનાવી લે છે તે બંધન ઝૂલાની રસી છે, જે સ્વર્ગમાં અને મૃત્યુલોકમાં તાલબદ્ધ ઝૂલે છે—તે બંધન વાણીના માનસસરોવરમાં શ્વેત પદ્મ છે—તે બંધન વીણાનો તાર છે, જેના સંગીત-નિર્ઝરના સૂરે સૂરે ઝંકારની વર્ષા થાય છે.

તું નંદનવનમાંનો આનંદ છે, હે મૃત્યુલોકના પ્રિય, તું આ મૃત્યુલોકમાં ભલે નિત્ય ના રહે. દૂર દૂરની માધુરી માટેનો તારો અનિર્વચનીય સ્પર્શ જો દ્વાર ખોલે તો—વસુંધરા ક્ષણે ક્ષણે ત્યાં આવીને નિસ્તબ્ધ ઊભી રહેશે, ઊર્ધ્વમાંથી ઝરેલી મંદારરજ એના શિરે લાગશે, સ્વર્ગના ઉચ્છ્વાસ-રસથી ભરાયેલું માટીનું વિચ્છેદપાત્ર એના ખોળે રહેશે.

[અનુ. ડૉ. જયકૃષ્ણ હરિભાઈ પટેલ]

પૃષ્ઠ ૭૪થી ચાલુ ]

છે બિચારાએ ઘાસલેટનો એક આખો ડબ્બો વાપરવા પાછળ એક મહિનામાં વાપરી નાખ્યો. મારો જીગરજાન દોસ્ત છે પણ બહુ જ ગરીબ મને કહે છગન, તું મેડીમ્લમાં જવાનો ? મેં કીધું હા, આપણને કાંઈ વાંધો નથી એટલે મેં પૂછ્યું તારું શું છે ? તો એક જ વાત કરે 'મેરીટ—મેરીટ' ! હવે તમે જ કહો, આ જમાનામાં આવું ચાલે ખરૂં ? કેવું જૂનવાણી ?

## શ્યામ રંગ સમીપે

રેવ. માર્ટિન લ્યૂથર કિંગને ગોળીએ દીધા છે વાસ્તવમાં તો જાહેરજીવનમાં કોઈ સર્જનશીલ પરોપકારી દયાળુ જીવની બીજી ગતિ નથી. કૃષ્ણ ભગવાન પણ પારધિના બાણથી વીંધાયા હતા ત્યારે તો સત્ યુગ હતો કળિયુગમાં લિંકન, ગાંધી, કેનેડી—દીનદયાળ અને હવે કિંગ સુધી પહોંચ્યા ચામડીનો રંગ સફેદ કરવા માટે વિજ્ઞાને પરિશ્રમ કરવો પડશે નહીંતર કાળા ધોળાના રમખાણો જગતમાં ઉથલપાથલ મચાવશે શાંતિ માટેનું નૉબેલ ઈનામ જીતનાર ડૉ. કિંગના અવસાનથી હબસીઓ કરતા તો અમેરિકાના ગોરાઓને વધુ સહન કરવું પડશે કિંગની હત્યા પછીના તોફાનોએ આંધિનો વેગ કેવો હશે તે દેખાડ્યું છે આવા બલિદાનો ભવિષ્યનો ઈતિહાસ સરજે છે આપણને દુઃખ એ વાતનું થાય કે ગાંધીજીની બીજી આવૃત્તિ સમા કિંગ જો જીવ્યા હોત શસ્ત્રની બંદૂકોને ફાવટ ન મળત — જે હવે મળશે સ્વ હબસી નેતાનો ખરખરો કરવો એક વાત છે, આચરણમાં શ્યામ રંગનો તિરસ્કાર કરવો એ બીજી પણ એક વાત નિર્વિવાદ છે — જે લોકોએ ભાગલા પાડવાની નીતિથી દુનિયાના દેશે દેશમાં દાવાનળ પ્રગટાવ્યો છે તેમાં તેઓ પણ ભરખાઈ જવાના, હિંદુસ્તાન—પાકિસ્તાન, આરબ અને પેલેસ્ટાઈન ચીન અને ફોર્મોસા, પૂર્વ—પશ્ચિમ જર્મની ઉત્તર—દક્ષિણ કોરિયા, ઉત્તર—દક્ષિણ વિયેટનામ—ઇત્યાદિ. પણ કાલ સવારે અમેરિકાના હબસીઓ કાળો વિસ્તાર સ્વતંત્ર જાહેર કરે તો ત્યાં ગોરાઓએ જવું કે નહિ ?

## ચલ ઊડ જા રે પંછી !

યુરિ ગેગેરીન ! જગતનો પ્રથમ અવકાશ યાત્રી ! જેણે અવકાશમાં રહીને પૃથ્વીના દર્શન કર્યા ! એ વખતે તો આ ધરતી છોડીને ગયા—પાછા આવવા માટે. અહીં શું ઓછું લાગ્યું, બાપ ! કદાચ અવકાશની સહેલગાહ માણનારાઓને પૃથ્વીના માણસોની સ્વાર્થપટુતાનો મુંઝવતી હશે, મર્યાદાઓ અને બંધનો વસમા લાગતા હશે અને બ્રહ્માંડની સાથે વિરાટ ઐક્ય સાધવામાં નડતરરૂપ પણ બનતા હોય ! ભારતમાં પણ તમે આવી ગયા અને નહેરુજી સાથેનો તમારો ફોટો જોઈ દૈયું નાચે છે કુદરતને નાથવાની ઝંખના માનવી છોડી શકતો નથી અને તમસરીખા સાહસિક આત્માઓએ તેના ભોગ બનવું પડે છે એ પણ દુઃખદ છે તમારી આ યાત્રા અવકાશની પણ પેલે પાર છે જ્યાંના અનુભવો અમને નહી મળે. આકાશમાં ધ્રુવના તારાની પેઠે, ઈતિહાસમાં તમારું નામ અમર કર્યું છે એથી વિશેષ શું કહીએ ?

## મચ્છરસેના

અમદાવાદ શહેરના અમુક વિસ્તારો જેવો કે એલિસબ્રીજ, સરખેજ, પાલડી, ફતેપુરમાં માર્ચની ગરમીની શરૂઆતથી જ મચ્છરનો અસહ્ય ત્રાસ શરૂ થાય છે આને માટે સાબરમતી પરનો વાવેતર તથા સુએજ ફાર્મ જવાબદાર મનાય છે સરકારે પણ આ ફરિયાદના નિવારણ માટે સમિતિ રચી છે. પણ ત્યાંસુધી મચ્છરનો જે ત્રાસ અહીં રહેતા નગરજનોને વેઠવો પડે છે તેનો ઉપાય શો ? વિયેટનામમાં અમેરિકાની પ્રચંડ લશ્કરી શક્તિને હફાવી દેનાર વિયેટકોંગસેનાનો દાખલો પ્રત્યક્ષ છે તો શું અમદાવાદી મચ્છરો સામે શિર ઝુકાવશે ? સરદારસેનાની જરૂર નથી એક મચ્છરસેના રચો. નિશાળોમાં રજા હોવાથી વિદ્યાર્થીઓ જ મુખ્યત્વે આ સેનાના સૈનિકો બને નાગરિકો તો ખરા જ મચ્છરનો સામુદાયિક નાશ કરવા, તેમના પગ અમદાવાદની ધરતી ઉપરથી ઊખેડી નાખવા આ સેનાને બધાજ આયુધો મ્યુનિ તરફથી મળે દસદસના એક હજાર જૂથ સાંજ પડે શત્રુપર આક્રમણ કરવા નીકળી પડે — આખી રાત યુદ્ધ ચાલે હિટલર ગેસ ચેમ્બરમાં કેદીઓને ગૂંગળાવી મારેલા તેમ મચ્છરોને લીમડાના ધુમાડાથી — જંતુઘ્ન દવાઓના છંટકાવથી નિર્મૂળ

કરવા. આમાં દરેક ઘરનો એક આદમી સહકાર આપે. પીસાણાં–વાસણા ખાતેની મ્યુનિ. યોજના અમલી બનતાં, મચ્છરનો ત્રાસ દૂર થશે–અને સરકારે નીમેલી કમિટિનો અહેવાલ બહાર પડતાં જ અમદાવાદના મચ્છરો 'હારાકીરી' કરશે. ત્યાસુધીમાં, અમદાવાદીઓ મચ્છરસેના રચી શકે તો ઇતિહાસમાં એક નવા પ્રકરણનો ઉમેરો થશે અને એમ કહેવાશે કે આ સેનાએ મચ્છરને અમદાવાદમાંથી નિર્વંશ કરતાં, ભવિષ્યના બાળકોને મચ્છર કેવા હોય તે જોવા–જાણવા અને અનુભવવા સૌરાષ્ટ્રના પોરબંદર અને વેરાવળની મુલાકાત લેવી પડશે !! બીજી બધી સેનાઓ પ્રતિકારને પાત્ર છે–પાત્ર મચ્છરસેના ઝીંદાબાદ !

## જાહેર સેવા

આપણે ત્યાં જાહેર સેવાના ઉત્કૃષ્ટ નમૂના તાર–ટપાલ અને રેલ્વે ! અથવા કહોને દુનિયા આખીમાં ! આખી દુનિયામાં ભારતીય રેલ્વે પંકાય છે તેની લંબાઈને કારણે–પેસેન્જરોની વહન શક્તિને કારણે–અને આવક તો અલબત્ત ખરી જ. પચાસ કરોડની વસતિ એટલે રેલ્વે ખોટ કરતી નથી ઈશ્વરકૃપાથી દરવર્ષે બજેટમાં રેલ્વેનૂરમાં અને ટિકિટ ભાડામાં વધારો થતો રહે છે લોકશાહીમાં કેટલાક તૂત ચાલતા હોય છે. વિભાગીય સલાહકાર સમિતિમા જાહેર-જનતાના પ્રતિનિધિઓને બોલાવે–તેમની ફરિયાદો સંભળાય; તેમના તરફથી રજૂ થતા સૂચનો કાર્યવહીમા નોંધાય. થોડીક સવલતો અપાય –મોટા શહેરોમા થોડોક દેખાવ–ઠઠેરો થાય. ભરતીના નિયમો ભારે કડક. બિલકુલ લાગવગ ચાલે નહિ–બધું જ Merit ઉપર. અને જે બાબુઓ ચૂંટાઈ આવે તેમની સન્નિષ્ઠાની ખાતરી રેલ્વેના પારસલોમા થતી ચોરીમાં અને પોસ્ટમાં ગૂમ થતી ટપાલમાં અવશ્ય જોવા મળે. રેલ્વેના ડબાઓમાં ઢોરની જેમ માણસો ખડકયા હોય – મુંબઈ – સૂરત – અમદાવાદ – વડોદરા જેવા સ્ટેશનોએ કલાકોના કલાક અને દિવસોના દિવસ ટિકિટ માટે તપશ્ચર્યા કરવી પડે– ટિકિટ મળે પણ જગ્યા ન મળે ! રેલ્વેના મજૂરો શરાફી લૂંટ ચલાવે ! રેલ્વેમાં સામાન ગુડઝ અથવા વગેરે કરાવીએ તો પણ સહીસલામત મળવાની આશા જ નહિ. પોસ્ટ અને તારની સેવાની તો વાત જ મૂકી દો. તારનું તો નામ બાકી ગતિ બેનાર ! એકસપ્રેસ ડીલીવરી એટલે વધુ પૈસા રળવાનો નવો કિમિયો ! કાગળ પહોંચાડવો હોય તો વીમો ઉતરાવવો જોઈએ – તો મળે ! રજીસ્ટર એ. ડી. અને મનીઑર્ડરની પાવતીઓ પાછી નશીબદારને જ મળે. બાકી ફરિયાદ કરો તો ત્રણ મહિને તેની નકલ કદાચ મળે.

સામયિકો – ખાસ અંકો – પરદેશી નયનરમ્ય સાહિત્ય જ બધું સાદી ટપાલમાં આવે તેમાંથી પચાસ ટકા ગૂમ થાય, પચીસ ટકા જે તે આસામીઓને મળે નહિ. અને છતાં ભાવ વધારો કરવાની દુઃખદ ફરજ નાણા પ્રધાનને બજાવવી પડે છે. ભારત સરકારનું પોસ્ટકાર્ડ એક અજાયબ ચીજ છે, જેમ તેની કિંમત વધે તેમ તેના ઉપર ખોટ વધતી જાય છમાંથી દસ પૈસા થશે તો પણ ખોટ તો જવાની કેમકે ગામડાઓમાં નવી પોસ્ટઑફિસો ખોલવાની અને નફાનો બધો ભાર બિચારા પોસ્ટકાર્ડ ઉપર હોય છે – તાર અને ટેલિફોનની લાઈનો ઉપર નહિ. હવે ખરી કમબખ્તી સામયિકો અને 'પ્રિન્ટેડ મેટર'ની બેઠી છે અક્ષર જ્ઞાનનો ફેલાવો દૂરદૂરના ગામડામાં છાપેલી સામગ્રી પહોંચાડીને જ થાય છે નિરક્ષરતા નિવારણમાં દૈનિકો, સાપ્તાહિકો, પાક્ષિકો, સામયિકો અમૂલ્ય ફાળો આપે છે. જ્ઞાનની ક્ષિતિજો વધારવામા, પ્રજાનું સાસ્કૃતિક સ્તર રુચિપૂર્વક ઘડવામાં, લોકમાનસને કેળવવામાં અને લોકશાહીનાં મૂલ્યનો સંચાર કરવામા જેમનો ફાળો છે તેમના દર વધારવાથી તો જાહેર કુસેવા થઈ ગણાય. અને આ બધું છતા સામાન્ય નાગરિકને જે સેવા મળે છે તેની ગુણવત્તામા વધારાની આશા તે રાખી શકે ખરો ? જાહેર સેવાને નામે લોકશાહીમાં ધોળે દિવસે જે ઢીંગ ચાલે છે તેને પડકારનારા કોઈ આગળ આવશે ખરા ? જાહેર સેવા જેઓ આપે છે તેમની કર્તવ્યનિષ્ઠાની ચકાસણી કોઈ કરે છે ખરા ? પરીક્ષાના ગુણ એ કોઈ જાહેર સેવાની લાયકાત નથી. વ્યક્તિમાં જાહેર સમાજને ઉપયોગી થવાની કેટલી નિષ્ઠા છે તેની ઉપરથી જ તેની લાયકાત નકકી થવી જોઈએ.

## અવતરણ

ભગીરથે ગંગાને સ્વર્ગમાંથી પૃથ્વીઉપર ઉતારી ત્યારપછી એવું બીજું અવતરણ પ્રેસિડન્ટ જૅાનસને વિયેટનામમાં કર્યું. ઉત્તર વિયેટનામને હંફાવવાના પ્રશ્ન ઉપર બહુ જ અકકડ રહ્યા પછી, અને જ્યારે કોઈએ આશા રાખી ન હતી એવી ક્ષણે તેમણે અચાનક જાહેરાત કરી દુનિયાને સ્તબ્ધ કરી દીધી. અલબત્ત આ એક સ્વમાની પગલું છે જેમાં લોકમત આગળ ઝૂકી જવાની નમ્રતાપણ છે. દેશનું અહિત થતું હોય અને લોકોમાં ભાગલા પડતા હોય ત્યારે પોતાનો કક્કો જતો કરી, કડવું સત્ય સ્વીકારવાની હિંમતપણ આમાં છે. ભારતના ઘણાબધા નેતાઓએ આમાંથી શીખવાનું છે. દેશનું અહિત થાય, એકતા જોખમાય, શત્રુઓને બળ મળે, દેશ નબળો પડે તો પણ લીધી વાત નહીં મૂકનારા માટે જૅાનસન સાહેબ દીવાદાંડી બની રહેશે. હજુ પણ તેમની પાસેથી ઘણું શીખવાનું મળશે. મંત્રણા કેમ કરવી, કેમ રાખવી, અને કોને પણ ન કરી કહેવાય છતાં કરી ગણાય આ બધા મુત્સદ્દીગીરીના પાઠો સહુને કામ આવે તેવા છે. આમાં વિયેટનામ ઉપરાંત ઘણા પરિબળો કામ કરી રહ્યા છે જે બીજા વિશ્વયુદ્ધ વખતે યુરોપમાં જોવા મળતાં હતાં. જ્યાંથી પાછા ફરી ન શકાય તે બિંદુએ રાજકારણીઓએ જવું જોઈએ નહિ તેનો દાખલો અમેરિકી પ્રમુખે બેસાડ્યો છે.

## નેપથ્યે કોલાહલ

અમદાવાદને એક સુંદર થિયેટર મળ્યું. તેના સ્થાપત્ય અને ખર્ચ વિષે મતભેદ હોઈ શકે. શ્રી ચદ્રવદન મહેતાને પણ કાર્યક્ષેત્ર મળ્યું ગણાય. સામાન્ય રીતે નાટકો પ્રથમ લખાય, પછી થિયેટર ઊભું થાય. અહીં ક્રમ ઊંધો થયો છે — નાટકો નથી એમ નહિ — સંખ્યા આશાજનક નથી એટલું જ. પણ આ થિયેટર જોઈને જ નાટક લખવાની પ્રેરણા ઘણાને થશે, અને સારાં નાટકોના પાયામાં તે હોય તેથી રૂડું શું? ટાગોરનું જાણે કે એક સ્વપ્ન અહીં મૂર્ત સ્વરૂપમા ઊભું છે સમાનધર્મીઓ હમેશાં પ્રગટે છે. ટાગોર — ગાલીબ — જીબ્રાન — ઈકબાલ — કોને ખબર ભાવિના ગર્ભમાં શું હશે? અમદાવાદી, પૈસાનો દાસ બહુ રહ્યો; હવે કલાનો દાસ થાય તે જરૂરી છે. નાટકો નથી આવા કોલાહલની જરૂર નથી, છતાં થઈ રહ્યો છે. સુત્રધાર અને નદીનું આગમન થઈ ચૂક્યું છે. મુખ્ય પાત્રો હવે પ્રવેશ કરશે.

## ભજીયાંથી રસગુલ્લા સુધી

નિકાસ બજાર માટે ભારતની પાસે ખાદ્ય સામગ્રીનું એવું લીસ્ટ છે જેની હરીફાઈ અન્યરાષ્ટ્રો કરી શકે તેમ નથી. હુંડિયામણ રળવા માટે આપણાં અથાણાં અને મુરબ્બાએ યશસ્વી ભાગ ભજવી બતાવ્યો છે. લંડનમા ભારતની કઢી પીવા અને ભજીયાં ખાવા માટે કેટલો દરોડો પડે છે તે ત્યાંના ભારતીય હૉટેલિયરોને ખબર છે. પાપડ — ફરફર — સેવ — ચટણી ઈત્યાદિની માંગ જબરી રહે છે.

આમાં કેટલીક મીઠાઈઓ પણ કાળજીપૂર્વક વિચારીને બનાવવામાં આવે તો હલવાની જેમ પશ્ચિમની જીભને પાણીપાણી કરી મૂકવા સમર્થ છે. હમણાં સમાચાર વાંચ્યા કે બગાળી રસગુલ્લાનું જથ્થાબંધ ઉત્પાદન કરવા અમરિકા અને ઑસ્ટ્રેલિયામાં વિચારાઈ રહ્યું છે અમેરિકા અને યુરોપના દેશોમાં ડબાઓમાં પેક કરેલ ખાદ્ય સામગ્રી બહુ જ પ્રચલિત છે. એ લોકોને તૈયાર બધું ટેબલ ઉપર મળતું હોય તો મોંમાગ્યા દામ આપવા તૈયાર છે. ભારતની મહિલાઓ આવું એક નિકાસ કૉર્પોરેશન રચે તો કરોડોનું પરદેશી હુંડિયામણ ખેંચાઈ આવે તેમ છે.

## બાલગ્રામ

એક વીતી ગયેલા યુગમાં ગવાતી પેલી પંક્તિઓ યાદ આવી જાય છે—"બાલપણમાં કોઈનાં માતાપિતા." અને કવિની ઝંખના છતાં માતાપિતા મર્યે જાય છે અને એ સિવાય પણ અનાથ બાળકોની સંખ્યા વધતી જાય છે અમદાવાદમાં વડાપ્રધાનના હાથે જે બાલગ્રામની સ્થાપનાનો વિધિ થયો તેની ભવિષ્યની શક્યતા ખરેખર સ્તુત્ય બની શકે તેમ છે. સામ્યવાદી દેશોમાં જેમ રાજ્ય બાળકોનો ઉછેર માથે લઈને, ભવિષ્યની જરૂરિયાતો મેળવી લે છે તેમ લોકશાહી દેશ જેવામાં

આ એક વિકલ્પ છે. ,મા–બાપ પાસેથી તેનો હોંશિયાર અથવા દેશને ઉપયોગમાં આવે તેવો ચાલાક છોકરો માતૃભૂમિ કાજે ઘણીવાર મળી શકતો નથી. પણ બાલ-ગ્રામમાંથી ભવિષ્ય માટે એવા યુવક અને યુવતીઓ મળી શકે જેમની સેવા જે ક્ષેત્રમાં લેવાની હોય તેનો નિર્ણય કરવા અત્યારથી જ તક મળતી હોય છે

## વિસ્ફોટક અર્થતંત્ર

યુદ્ધ થવાનું કારણ ખોરવાઇ જતું અર્થતંત્ર હોય છે. બીજા વિશ્વયુદ્ધ વખતે વિશ્વમાં ટકી રહેવા માટે અને તેમાં આડે આવતા રાષ્ટ્રો સામે જાપાન અને જર્મની જીવસટોસટનો સંગ્રામ ખેલ્યા હતાં. જાપાને રશિયા, ચીન, બર્મા, મલાયા, અને અમેરિકા સામે યુદ્ધ ખેલવાનો દાવ રમી લીધો છે આજે મહારાષ્ટ્રો એક બીજાની વગમાંથી નાના રાષ્ટ્રોને દૂર કરવા મથી રહ્યા છે. પાકિસ્તાન ચીનના પડખામાં ન જાય તે માટે અમેરિકા આતુર છે; વિયેટનામમાં સંધિ ન થાય તે માટે ચીન બધાજ પ્રયત્નો કરશે, અમેરિકાના પડખા-માંથી પાકિસ્તાનને દૂર કરવા રશિયા મથે છે, ભારત ખરેખર સ્વાવલંબી રાષ્ટ્ર બને એ બીકે બ્રિટન તથા અમેરિકા પાકિસ્તાનને શસ્ત્રસામગ્રી આપે છે. વાસ્તવમાં જગતના દરેક રાષ્ટ્રને પોતાનું અસ્તિત્વ ટકાવી રાખવા પોતાની આર્થિક સદ્ધરતા ન જોખમાય તે માટે જૂથ બંધીમાં જોડાવું પડે છે. યુદ્ધ બંધ પડે જગતમાં કયાય તંગદીલી ઓછી થાય તો તો અર્થકરણનું આવી જ બને. માટે અથડામણો તો ચાલુ રહેવી જ જોઈએ. પડદાની આગળ એમ દેખાવ કરવો જોઈએ કે શાંતિ-કાજે યુનોમાં અને બહાર બધું જ કરી છૂટશું, પડદા પાછળ, બીજા રાષ્ટ્ર મારફત ત્રીજાને શસ્ત્રસામગ્રી પહો ચાડવાનો સોદો કરવો જોઇએ ઘરઆંગણે ભલે ખાવા ધાન ન હોય, પણ આફ્રિકામાં રેલવે બાંધવા ચીન અબજો રૂપિયા ખર્ચી શકે. આ બધી અર્થતંત્રની સ્ફોટકતા છે અને તેમાંથી જ મહાયુદ્ધોનો જન્મ થાય છે. હવે લાગે છે કે વિયેટનામમાં શાંતિ સ્થપાય?

## ઝંડી કોણ ફરકાવે છે?

ફેશનમાં લાલ–લીલી ઝંડીઓ કોણ ફરકાવતું હશે? તે કાંઈ જ કળાતું નથી પણ ફેશનની ઘેલછા બુદ્ધિનો નાશ કરે છે તે એક હકીકત છે લંડન અને પેરીસમાં સ્રીઓ અને પુરુષો સામાસામા મેદાને પડયા છે. 'ટોપલેસ' બ્લાઉઝ પછી એક પારદર્શક જાત નીકળી છે તે સ્રીઓ પહેરે છે અને પુરુષો ઉપર ભૂરકી છાંટે છે આની સામે પુરૂષોએ પણ પારદર્શક પાટલૂનનો નુસખો અજમાવ્યો છે. મીનીસ્કર્ટમાં તો ગોઠણ ઉપર જાંઘનો ભાગ ખુલ્લો રહે છે પણ પારદર્શકમાં કાંઇ જ ઢંકાતું નથી. આવી નિરાશાજનક સ્થિતિમાં આશાસ્પદ વાવડ મળે છે કે એક અમેરિકન સંસ્થાએ એવી જાહેરાત આપી છે કે મીનીસ્કર્ટ પહેરવામાં જોખમ રહેલું છે શરીરના જે ભાગને ઠંડી હવા લાગે ત્યાં ચરબીનું પડ જામી જાય છે – પગ જાડા થઈ જાય છે અને શરીર ધીમે ધીમે સ્થૂળ થઈ જાય છે!! આ સમાચાર લલનાઓને ભડકાવી મૂકશે. આવા જ સમાચાર દિલ્હીથી પ્રાપ્ત થાય છે જેમાં એક તબીબનું એમ કહેવું છે કે ચુસ્ત પોષાક પહેરતી વિદ્યાર્થીની-ઓની ફરિયાદ છે કે પગમાં ગોઠણ પાસે ગોટલા જામી જાય છે, અને તેનું કારણ ચુસ્ત પોષાક છે. હવે જો માનસશાસ્રીય રીતે આવા પોષાકની સામે મોરચો ખોલવામાં આવે તો જંગ જીતી જવાય તેવું છે આ તો ગાડરિયો પ્રવાહ! ધોતિયું, અંગરખું અને પાઘડી હજી પણ મેદાન મારવા સમર્થ છે! ભેજામાંથી કિમિયો બહાર નીકળે એટલી વાર છે



'ટૂંકી વાર્તા-શિલ્પ અને સર્જન'
લેખક : ડા. ઈશ્વરભાઈ. ર. દવે,
અનડા પ્રકાશન, અમદાવાદ.
પાન ૧૩૨, કિંમત રૂા. ત્રણ.

કોલેજના અભ્યાસક્રમમાં આ વિષય આવતો હોઈ, તાજેતરમા એકથી વધુ પ્રકાશનો આ વિષયને ઈન્સાફ આપી રહે છે. નિવેદનમાં લેખકે આને ટૂંકી વાર્તાના સ્વરૂપ, વિકાસ અને ત્રણ મુખ્ય વાર્તાકારોનો વિવેચનાત્મક પરિચય આપતી ગ્રંથિકા કહી છે અહીં રજૂ થયેલ ચર્ચા વિદ્યાર્થીઓ પૂરતી પર્યાપ્ત ન બનતાં, સાહિત્યના અભ્યાસીઓને અને સાહિત્યરસિકોને પણ માર્ગદર્શક બની રહે છે.

નવલિકાનું ખેડાણ આજે ભારે વ્યાપક બની રહ્યું છે અને ગુજરાતને તો આ ક્ષેત્રમાં સમર્થ અને અપ્રતિમ પુરોગામીઓ મળી ચૂકયા છે. આંતરપ્રાંતીય તેમજ આંતરરાષ્ટ્રીય સાહિત્યના આજના સ્વરૂપની પડખે ગુજરાતી નવલિકા એપ્રડક ઊભી રહી શકે છે. શ્રી ધૂમકેતુના તણખામંડળની પ્રસ્તાવનાથી માંડીને શ્રી જયન્તિ દલાલના 'યુધિષ્ઠિર' સુધીના સંગ્રહોની પ્રસ્તાવનાઓનો અભ્યાસ કરીએ તો પણ જે હરણફાળો આ ક્ષેત્રે ભરાણી છે તેનો ખ્યાલ તેમજ નવાં વળાંકો અને અદ્યતન પ્રયોગોનો ચિતાર મળી રહે છે.

પુસ્તિકાના પાચ પ્રકરણોમાં પ્રથમ બેમા ટૂંકી વાર્તાના સાહિત્યસ્વરૂપ અને નવા પ્રયોગો તેમજ ભાવિ વિષે વિવેચનાત્મક વિવરણ છે. પ્રકરણ ત્રણ, ચાર અને પાંચ અનુક્રમે શ્રી ધૂમકેતુ, શ્રી દ્વિરેફ તથા શ્રી સુન્દરમ્ વિષે ઝીણવટથી ચર્ચા કરે છે. આ ત્રણે લેખકોની પસંદગી પ્રતીકરૂપ છે. શ્રી ઈશ્વરભાઈ દવેએ મલયાનિલથી માંડીને મધુરાય સુધીના અને ત્યારપછીના લેખકોને પણ ખૂણેખાંચરેથી શોધીને પાન ૫૦/૫૧ ઉપર રજૂ કર્યા છે ('તડકીછાયડીના ફૂલગુલાબ' ના લેખક શ્રી જગદીશ પરમારને કેમ ભૂલી ગયા હશે?) અને શકય ત્યાં તેમના સર્જનનો ઉલ્લેખ પણ કર્યો છે. એ તો હવે હકીકત બનતી જાય છે કે સાહિત્યમા સમયના ગજથી નવું અને જૂનું એમ વર્ગીકરણ શકય નથી. મુનશી–મેઘાણી–ધૂમકેતુ જૂના અને સુરેશ જોશી, મધુરાય મોહમ્મદ માકડ નવા એમ કહેવું યથાર્થ નથી. સર્જનનો માપદંડ કલાપ્રકારથી જ થઈ શકે. જેવી પ્રતિભા તેવું સર્જન; જેવી અનુભૂતિ તેવી વાર્તા. અર્નેસ્ટ હેમિંગ્વે આઠદસ પાનામાં બ.ક.ઠાકોરની જેમ ઘણું કહી દે; પણ સ્ટિફન ઝ્વાઈગ જેવા લેખકને તો ૬૦ થી ૭૦ પાનાં જોઈએ. લંબાણ કે ટુંકાણની મર્યાદા સંભવી શકતી નથી. ટૂંકી વાર્તાના ભાવિ વિષે લેખક બહુ જ અસરકારક રીતે કહે છે.

"કલાના એક આગવા સ્વરૂપ તરીકે ટૂંકી વાર્તા રહેશે એટલું જ નહિ પણ વધારે સમૃદ્ધ થશે. ધૂમકેતુ અને દ્વિરેફના ઉત્તર માર્ગનો લોપ થઈ જશે અને સુરેશ જોશીના દક્ષિણ માર્ગે જ ટૂંકી વાર્તા ગતિ કરશે એવું અનુમાન કરવું એ દુઃસાહસ છે... એટલું ખરું કે મનોવિશ્લેષણ શરૂ થયુ છે એ હવે જવાનું નથી....વળી કોઇવાર ભાવના, આદર્શ, કવિત્વ, સૌંદર્ય ચમકશે; વાર્તામાં વિષયો બદલાશે; પાત્રોના ખ્યાલો બદલાશે. ટૂંકી વાર્તામાં ઘાટની કરામત વધશે. ટાગોર અને ધૂમકેતુ, ચેખોવે અને મોપાંસાનો ઉદ્દભવ એળે નહીં જાય."

નવચેતન (નવલિકા અંક) એપ્રિલ '૬૮
તંત્રી શ્રી. ચાંપશીભાઈ ઉદ્દેશી
નારાયણનગર, અમદાવાદ ૭.

સુડતાળીસમા વર્ષનો 'નવચેતન' નો

પહેલો અંક પ્રણાલિકા મુજબ નવલિકા અંક તરીકે બહાર પડે છે. આ અંકની ખાસ વિશિષ્ટતા એ છે કે નવલિકાઓ ઉપરાંત શ્રી ચાંપશીભાઈની સામાજીક લઘુનવલ 'માનવહૈયાં' પુનર્મુદ્રણ પામી છે. પ્રથમ ૧૯૪૩માં તે બહાર પડેલી. વિષયની દૃષ્ટિએ જોઈએ તો કથાનો વિષય નવીન છે. સામાન્ય રીતે પ્રૌઢ પ્રેમ વિષે કોઈ વિચારતું નથી. માણસ આધેડ થાય અને ૪૦ વર્ષ વટાવી જાય ત્યારે તેના સંસારમાં અટપટા પ્રશ્નો ઊભા થાય છે. બાળકો મોટાં થતાં જાય તેમ દાંપત્યજીવનમાં કટુતા પ્રવેશતી જાય છે. અને સંસારનુ નાવ ખરાબે ચડી જાય છે પાંચ જ પાત્રો કથામાં ચમકે છે જેમાં મુખ્ય પાત્ર રમણલાલ, તેમના પત્ની વસુમતી અને એક આડપાત્ર મેના ઉપરાંત રમણલાલનો પુત્ર અરવિંદ અને તેની પ્રેયસી પ્રતિમાની આસપાસ વાર્તા વર્તુળ રચાયુ છે. મૂળવાત તો ટૂંકી અને ટચ છે. વર્ષો પછી રમણલાલને પત્નીમાં રસિકતાની ખોટ આવી લાગે છે. અને તેની પ્રાપ્તિમાં પોતાની યુવાવસ્થાની પ્રેયસી મેનાના દ્વાર પર જઈ ચઢે છે. તેમ કરવા જતાં, વસુમતીને થતો અન્યાય તેમને ડંખે છે. મેના સંસ્કારી છે અને રમણલાલ સાથે સંસ્કાર નહીં માંડી શકવાથી જીવનનો રાહબદલી સેવાભાવી નર્સ બને છે. રમણલાલના સંસારની અતૃપ્ત અભિલાષાને તે મર્યાદીત હૂંફ આપી રહે છે અને માત્ર સોબત પૂરતો બાહ્ય સહચાર આપે છે. અરવિંદ અને પ્રતિમાને પિતાના આ પગલાંની જાણ થતાં, પોતાની ભોળી ગૃહકાર્યમાં ડૂબેલી અબુઝ માતાનું સુખ ઝૂંટવાઈ જાય તે માટે યુક્તિ રચે છે અને પ્રતિમા મેનાની મુલાકાત લઈ વાતને પાકી બનાવે છે. એક દિવસ અચાનક મેના સામેથી ચાલીને રમણલાલને ત્યાં આવે છે અને નોકરી અંગે પોતે મુંબઈ છોડી, વડોદરા જતી હોવાની જાહેરાત કરે છે જે વાસ્તવમાં, રમણલાલના કુટુંબ ખાતર તેનું આત્મસમર્પણ હોય છે.

એક સિદ્ધાંતવાદી તંત્રી હોવા ઉપરાંત શ્રી ચાંપશીભાઈ જૂની પેઢીના બૂઝર્ગ વિદ્વાન છે. તેમની શૈલી સ્વસ્થ, શાંત અને ઘડાએલી છે. સંવાદોની ભાષા તર્કબદ્ધ અને પ્રવાહી છે, અને કથાનો રસ જાળવવા ઉપરાંત કથાનકનું સાતત્ય જાળવી રહે છે. તેર પ્રકરણોમાં વાર્તા પૂરી થાય છે. પણ કુતૂહલતા સાદ્યંત જળવાઇ રહે છે. પ્રસંગઘટનામાં પિતા અને પુત્ર સામસામા આવી જાય છે અને નાજુક પરિસ્થિતિનુ નિર્માણ થાય છે છતાં સુરુચિનો ભંગ કયાંય થતો નથી. એક તરફ ઘરરખ્ખુ આદર્શ ગૃહિણી સામે પ્રેમભગ્ન જીવનને સંસ્કારિતા ટકાવી રાખતી નર્સને મૂકી બે નારીપાત્રોની સમતુલા જાળવી છે. આખી કથા વાંચી લીધા બાદ, ચિત્ત પ્રસન્નતા અનુભવે છે. પોકેટ શ્રેણીમાં બહાર પડતી લઘુનવલ સ્વરૂપે 'માનવહૈયાં' ચિર પ્રકાશન પામે તેવી ઇચ્છા અસ્થાને નહીં ગણાય.

અન્ય દસ નવલિકાઓમાં પાંચ અનુવાદો છે અને પાંચ મૌલિક વાર્તાઓ છે. 'ગોલ્ફના દડા' (નાનુભાઇ સુરતી)માં સામાજીક વિષમતા ઉપરાંત મરતી માતાથી ડરતાં નાના બાળકનું પાત્ર યાદગાર છે. મૂળરાજ રૂપારેલ 'નવી પેટી' માં અને રેખા શાહ 'નિયતિ' માં જમાનાનું પ્રતિબિંબ ઝીલે છે. 'સુપરવાઈઝર' માં મેઘનાદ ભટ્ટ મનોવિશ્લેષણનો કોયડો મૂકે છે. ઉષા જોશી 'હેમાંગિની' માં હૃદયસ્પર્શી ઘટના આલેખે છે. અનુવાદોમાં શ્રી જયંતિ દલાલ, રવિશંકર રાવળ, શિવપ્રસાદ જોશી, નવીન વિભાકર અને હેમરાજ કાચા ઉત્કૃષ્ટ વિવિધતા પૂરી પાડે છે. દરેકની વિષયની પસંદગી લાક્ષણિક બની છે. બે હળવા લેખોમાં શ્રી પ્રદ્યુમ્ન જોશીપુરા અને રતીલાલ બોરીસાગર હાસ્યરસ પીરસે છે. દર વર્ષે ધૂમકેતુ પારિતોષિક યોજતા આ માસિકમાં વાર્તાઓનું ધોરણ ઉચ્ચ રહે છે.

# નથી ગમતા !

ભૂપેન્દ્ર મો. દવે

હું જાણું છું કે આ ગીતો સિંહાસનને નથી ગમતાં,
ચીખંતાં ઉરના ડૂસકાં સુખાસનને નથી ગમતાં.

નિરાંતે પોઢનારાની, નીંદરમાં ભંગ કરનારાં,
ક્ષુધાર્તોનાં કરુણ આક્રંદ, શાસનને નથી ગમતાં.

હું જાણું અનાદિકાળથી આ ઘટમાળ ચાલે છે,
હસંતા મૂહેલને ફૂખાની હૈયાઝાળ સાલે છે.

નિજાનંદે મગન રૂહેતાં, નફકરા સૌ નિયામકને,
જગતના પીડિતો કેરા, સદા પોકાર સાલે છે.

હું જાણું છું કે સત્તાને કો' ફરિયાદો નથી ગમતી,
શિખર પર જઈ સૂનારાને, જૂની યાદો નથી ગમતી.

સદા ચંચલ જગતમાંહે, અચલ નિજને સમજનારા,
મહાજનને જગતની કોઈ જેહાદો નથી ગમતી.

હું જાણું છું કે શાણુાઓને આ ગાણુા નથી ગમતાં,
નીંદરના ઘેનવાળાં નેનને, વ્હાણાં નથી ગમતાં.

મ્હેફિલો માણનારાઓને ખાલીખમ ગરીબોનાં,
નજર નાખીને જોવા પણ, કુદ્દલ ભાણાં નથી ગમતાં.

હું જાણું છું કે આ ગીતો, ઘણીએ ઊંઘ બગાડે છે,
ઘણામાં કૈંકને થોડામાં ઝાઝું એ જગાડે છે.

બજે ચોમેર દરબારી સલામીનાં નગારાં જ્યાં,
અજંપા ઉરના ભરતો, નવો કો' સૂર જગાડે છે.

જૂના દોસ્તો કદીક દુઃખે, કદીક રોષે બની રાતા,
કહે છે તારૂટી આ ધૂળ જેવું કયાં શીખ્યો ગાતાં?

જૂનાં ગીતો હતાં સારાં, મહોબ્બતનાં ને શરબતનાં,
ગુલાબોનાં ને ખ્વાબોનાં, સુધા સૌન્દર્યની પાતાં.

હું જાણું છું કે એ દોસ્તો કવિ પાસે શું માગે છે,
રુચિ એ સૌનાં અંતરની ગુલાબોમાં પરાગે છે.

ચહે સુણવા સુહાગી કલ્પનાનાં રાગ માદક સૌ,
અને ધરતીમાં દાવાનળ, દુઃખોનાં ઘોર જાગે છે.

નહીં મારા કવનને કેદ ખપે કો' મીઠી ભ્રમણાંની,
શું કરવી સ્વર્ગની લ્હેજતને જે હો ફકત શમણાંની.

કોઈ રીઝો, કોઈ ખીજો, કો' ભાંડો વા વખાણો ના,

# અમારાં પ્રકાશનો

આવા હતા બાપુ—૧-૨-૩-૪—૨-૦૦
ગાંધી ગુરુ — — ૧—૨૫
ગીતાંજલિ એક અધ્યયન — ૧-૨૫
અલ્લાહના બંદાઓ — ૦—૩૭
મસ્તીની પળોમા — — ૦—૯૫
ગાધીજી સાથે જીવનયાત્રા — ૦—૨૦
ગુરુદેવ સાથે જીવનયાત્રા — ૦—૨૦
શ્રી રામકૃષ્ણ પરમહંસ
સાથે જીવનયાત્રા — — ૦—૨૦
શ્રી રમણ મહર્ષિ સાથે
જીવનયાત્રા — — ૦—૨૦
શ્રી રામદાસ સાથે જીવનયાત્રા— ૦-૧૫
શ્રી અરવિંદ સાથે જીવનયાત્ર — ૦—૧૫
મા આનંદમયી સાથે જીવનયાત્રા ૦—૧૫
રામતીર્થની રત્નમાળા — ૦—૩૫

# રૂપાયતન

## છાત્રાલય સહિતની અદ્યતન શિક્ષણ સંસ્થા

* ગિરનારની છાયા, ડુંગરાઓની ગોદ, વનરાજીની ઓથ, આમ્રકુંજની ઘટાઓ, ખળખળ વહેતા ઝરણાં અને પ્રકૃતિનો વૈભવ આવા પ્રાચીન કાળના ઋષિ આશ્રમની યાદ આપતા અને આધુનિક સાધન સગવડ ધરાવતા શાન્ત, રમણીય સ્થળે છેલ્લા પંદરેક વર્ષથી કળાની આરાધના કરતી અને કળાધામ તરીકે ખ્યાતી પામેલી રૂપાયતન સંસ્થાએ ગઈ સાલથી છાત્રાલય અને વિનય મંદિરની શરૂઆત કરીને શિક્ષણ ક્ષેત્રે એક મહત્વનું પગલું ભર્યું છે.

* રૂપાયતનમાં ૮ અને ૯ ધોરણ ઉપરાંત ચાલુ વર્ષથી ૧૦મા ધોરણનો પ્રબંધ કરવામાં આવ્યો છે. અને અંગ્રેજી ભાષાના શિક્ષણની ખાસ વ્યવસ્થા સાથે પાંચમા ધોરણનો એક વર્ગ પણ શરૂ કરવાનું નક્કી કરવામાં આવ્યું છે

• વિદ્યાર્થીઓને નિયત અભ્યાસક્રમ ઉપરાંત જીવનની સર્વાંગી કેળવણી મળે, સાહસિકતા ખડતપણું અને નિર્ભયતાની તાલીમ મળે, કળા ઉદ્યોગ અને કળાનો પરિચય મળે, સાદાઈ, સ્વચ્છતા અને શ્રમનું ગૌરવ સમજવા–અનુભવવાના સંસ્કાર મળે, અને બાળકોમાં રહેલા સર્વોત્તમ તત્ત્વોને બહાર લાવીને એનો સમન્વિત વિકાસ થાય પરિણામે તેઓ તેજસ્વી વિદ્યાર્થી અને આદર્શ નાગરિક બની રહે એ પ્રગતિ પાળનો રૂપાયતનનો ઉદ્દેશ છે.

* ચીલા ચાલુ પદ્ધતિથી જુદી રીતે બાળકોને જીવનની સાચી કેળવણી મળે એવી ભાવનાથી પ્રેરાઈને આજના આર્થિક સંજોગોમાં ખેંચાઈને પણ પોતાના બાળકોને સારું શિક્ષણ આપવા ઈચ્છતા વાલીઓને પરવડે એટલા ખર્ચની મર્યાદામાં શિક્ષણની સગવડતા પૂરી પાડવી એ રૂપાયતનનો નમ્ર પ્રયાસ છે

* પ્રાકૃતિક સૌંદર્યથી સભર એવા રૂપાયતનના વાતાવરણમાં ભાવનાશીલ અને અનુભવી શિક્ષકોના હાથ નીચે શિક્ષણ અને સંસ્કાર મેળવવાની તક વિદ્યાર્થી અને વાલીઓ આવકારશે એવી આશા છે

* રૂપાયતનમાં ધોરણ ૫, ૮, ૯ અને ૧૦ એમ ચાર વર્ગોમાં મળીને કુલ ૧'૦ વિદ્યાર્થીઓને પ્રવેશ આપી શકાય એમ છે.

* છાત્રાલય પ્રવેશ ફીના વિદ્યાર્થી દીઠ રૂા. ૧૦–૦૦ સાથે મોડામાં મોડા ૩૧મી મે સુધીમાં પ્રવેશ પત્ર ભરીને મોકલી આપો.

* છાત્રાલય તથા વિનય મંદિરના નિયમો તેમજ પ્રવેશપત્ર માટે ૦૦–૨૫ પૈસાની ટિકિટ સાથે નીચેને સરનામે સંપર્ક સાધવો

શ્રી સંચાલક, રૂપાયતન ગિરિતળેટી જૂનાગઢ.

# વૈષ્ણવજન



બુદ્ધ જીવનકથા—૫] [ગૃહત્યાગ

સાંસ્કૃતિક સમન્વય સંસ્થાનું માસિક—જૂન ૧૯૬૮

# વૈષ્ણવજન

વર્ષ : ૭ ] જૂન–૧૯૬૮ [ અંક : ૩

## અનુક્રમણિકા





### સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

* *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંપાદક તે વિચારમાં સમત છે જ તેમ માનવુ નહિ

*

[લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું.


લવાજમ

દેશમાં [વરસનું] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

"વૈષ્ણવજન"
૨—રામકૃષ્ણનગર
રાજકોટ—૨


પ્રકાશક, મુદ્રક, માલિક : ધીરેન ગાંધી : સંપાદક : નવીન ગાંધી : ૨, રામકૃષ્ણનગર, રાજકોટ—૨
મુદ્રણ—પ્રકાશન સ્થાન : સુરૂપ મુદ્રિકા, રેઈસકોર્સ રોડ, રાજકોટ.

## ગીતાજી

"ગીતા મારે સારુ તો જીવતી મા છે, કામધેનુ છે." ગીતાનું નિત્યવાચન નીરસ લાગે છે કેમ કે તેનું મનન નહીં થતું હોય. એ આપણને રોજ માર્ગ બતાવનારી માતા છે એમ સમજીને વાંચીએ તો તે નીરસ ન લાગે. દરરોજના વાચનની પછી એક મિનિટને સારુ તે વિચારી જવું. રોજ કંઈક નવું મળશે. માત્ર સંપૂર્ણ મનુષ્યને તેમાંથી કંઇ નહીં મળે. પણ જે નિત્ય કંઈ દોષમાં આવી જતો હોય તેને ઉગારનારી એ ગીતા માતા છે એમ સમજે તે રોજના વાચનથી ન થાકે.

ગીતાના સતત અભ્યાસથી તમામ ચિંતનથી મુક્ત રહેતાં તમારે શીખવું જોઈએ. આપણા સહુની કાળજી રાખનારો ઇશ્વર બેઠો છે ત્યારે એ બોજો આપણે નાહક શું કામ વીંઢારીએ? આપણે તો આપણે ભાગે આવેલું કામ કરી છૂટવાનું છે

**જીવનનુ સાફલ્ય શેમાં?** : ગીતામાતાએ ઉપદેશેલા સનાતન ધર્મ અનુસાર જીવનનું સાફલ્ય બાહ્ય આચાર અને કર્મકાંડમાં નથી, પણ સંપૂર્ણ ચિત્તશુદ્ધિમા અને શરીર, મન અને આત્મા સહિત સમગ્ર વ્યક્તિત્વને પરબ્રહ્મની સાથે એકાકાર કરી દેવામાં છે.

**બુદ્ધિયોગ ઈશ્વર કરાવે છે** : જેમ જેમ શ્રદ્ધા વધશે તેમ તેમ બુદ્ધિ વધશે. ગીતા તો એમ શીખવતી લાગે છે કે બુદ્ધિયોગ ઈશ્વર કરાવે છે. શ્રદ્ધા વધારવી એ આપણું કર્તવ્ય છે. અહીં શ્રદ્ધા અને બુદ્ધિ એટલે શું એ સમજવાનું રહે છે ખરું એ સમજ પણ વ્યાખ્યાથી નથી આવતી, પણ ખરી નમ્રતા કેળવવાથી આવે છે. જે માને છે કે તે જાણે છે એ કઈ જાણતો નથી જે માને છે કે તે કઇ જાણતો નથી તેને યથાસમયે જ્ઞાન આવી રહે છે. ભરેલા ઘડામાં ગંગાજળ નાખવા ઈશ્વર સમર્થ નથી. એટલે આપણે ખાલી હાથે જ ઈશ્વર પાસે રોજ ઊભવાનું છે. આપણો અપરિગ્રહ પણ એજ સૂચવે છે.

"ગીતાજી જે ધર્મ શીખવે તે સમજો અને તે પ્રમાણે આચરણ રાખો."

—ગાંધીજી.

આશુતોષ

## આત્માની ખોજ

પૂનાના ભાડારકર સશોધન સસ્થાના સુવર્ણ મહોત્સવ પ્રસગે બોલતા રાષ્ટ્રપતિ ઝાકીર હુસેને લાક્ષણિક ઉદ્ગાર કાઢયા હતા કે વિદ્યાર્થીએ એવા ભણતરની પ્રાપ્તિ કરવી જોઈએ કે તે આદર્શ નાગરિક બનવા ઉપરાત આવતી પેઢીનો જ્યોતિર્ધર બને ખરી વાત એ છે કે આજની શિક્ષણ પદ્ધતિ અને પ્રથામા ભારતની પ્રજાનો પ્રાણ ગૂગળાઇ ગયો છે આજે પ્રજા ખોળિનારૂપે જીવે છે પણ તેનો આત્મા ખોવાઇ ગયો છે. જમાનાની અસર પણ અમુક અ શે આને માટે જવાબદાર હોય, અભારતીય વિચારધારાનો પણ ફાળો ખરો એવા બીજનુ વાવેતર આપણી ભૂમિમા થયું છે જેને માટે અહીની આબોહવા અનુકૂળ નથી ચલચિત્રો અને સિનેમાના ગાયનો જેવા બજારૂ મનોરજન તત્ત્વોએ કલાના મૂલ્યનો હ્રાસ કર્યો, નીતિનો પણ નાશ કર્યો રાજકારણની 'પ્લેગ' જેવી આબોહવાએ સમસ્ત રાષ્ટ્રની જનતામા તદ્દન નવુ જ લોહી પૂર્યું અને આ રક્તદાન એવા તબીબોએ આપ્યું જેઓ રાષ્ટ્ર સેવાનો અને રાજકારણનો ધધો લઈ બેઠા હતા ભારતની સસ્કૃતિ અને આજની પેઢી વચ્ચે એક એવુ અભેદ્ય આવરણ છવાઈ ગયું છે કે પાણીમા તરસે મરતી માછલી જેમ, પોતાની જન્મભૂમિ અને સસ્કૃતિનુ સશોધન કરવા તે અસમર્થ છે આચાર્ય રજનીશ કે ડોંગરે મહારાજ કે આધ્યાત્મિક વિભૂતિઓના વક્તવ્યો ભાગ્યે અરણ્યરુદન બની રહે છે દૈનિક છાપાઓ, રેડિયો, ટેલિવિઝન જ્યા જુઓ ત્યા દેશેદેશના રાજરમતના મર્કટોને જ જનતા સમક્ષ નચાવવામા આવે છે એક નર્તકીના નાચ જેટલુ મહત્ત્વ વિદ્વાનને ભાગ્યે જ અપાય છે બધુ જ ઉપરછલ્લુ નાટક પ્રચારના નગારા સાથે ભજવાય છે સાચી શાતિ, સાચુ જ્ઞાન મનની શાતા વધારનારી ઉપાસના, માનવતાને શોભાવે તેવી પ્રવૃત્તિઓ, કલા અને જ્ઞાન માટે તપશ્ચર્યા–આ બધુ વેવલાઓની મૂર્ખાઈમા ખપે છે જીવનસઘર્ષના તુમુલ ઘમસાણમા રચ્યોપચ્યો આજનો માનવી જો એવી માનસિક ભૂમિકા ઉપર જઈ શકે કે આજના યત્રયુગે અને પૈસા પાછળની દોટે તેને હેવાન બનાવી દીધો છે અને આવી ગુલામીમાથી છૂટવા, તેને–ઇશ્વરે પોતાનુ શ્રેષ્ઠ સર્જન–માનવ રમકડુ–જગતમા તરતુ મૂક્યું છે–આવી ગુરુતાગ્રથિજ માનવી માટે તરણોપાય છે. આત્માની ખોજ સમસ્ત પ્રજાએ કરવાની છે, નહી કે વ્યક્તિએ અથવા બીજા શબ્દોમા રાષ્ટ્ર જાગૃતિ કહી શકાય

## 'નિશીથ'ના કવિ

ભારતીય જ્ઞાનપીઠે તેનુ ત્રીજુ વાર્ષિક ઇનામ ગુજરાતને અને કન્નડના કવિઓ વચ્ચે વહેચી આપ્યું છે શ્રી ઉમાશકર જોષીને નિશીથ'ના કવિ તરીકે અર્ધો લાખ રૂપિયાની ભેટ કેટલા વર્ષ પછી મળે છે ? અને એ ઉમાશકર પણ ૧૯૩૩–૩૪–૩૫ની સાલના છે–આજના ઉપકુલપતિ નથી ત્રીસી અને ચાલીસીના જનજુવાળની આવી ઝલક નિશીથના કાવ્યોમા અકિત થયેલી જોવાય છે એ વખતના બે કવિઓ સુદરમ્ અને ઉમાશકર રેઇસના ઘોડાની જેમ હારોહાર દોડી રહ્યા હતા બન્ને ગાધીયુગનુ જ સર્જન કવિની વેદના, કવિનો પ્રણય, અને સમાજપ્રત્યે કવિની ભક્તિ બન્નેમા છે અસદિગ્ધ પણે ઉમાશકરમા અને સ્ફૂટરીતે સુદરમમા પણ ઉમાશકર મુખ્યત્વે પ્રકૃતિના કવિ છે અને તેથી જ વિશ્વશાતિ' અને 'નિશીથ' જેવા કાવ્યોમા તેમની પ્રતિભાનુ મુક્તદર્શન જોવા મળે છે નિશીથના ભવ્ય નટરાજની કલ્પનાનો વ્યાપ પૃથ્વી અને બ્રહ્માડને આવરી લે છે એમ જોઇએ તો 'મહાપ્રસ્થાન'મા ઉમાશકરની સ્થિર અને ધીર કવિશક્તિનો પરિચય સુન્દર રીતે થાય છે ન્હાનાલાલનો કલ્પનાવૈભવ

કે કાન્તની ઋજુતા 'નિશીથ'મા માણવા મળતી નથી તેમ કલાપીની ઊર્મિ અથવા બોટાદકરનુ લાલિત્ય દષ્ટિગોચર થતા નથી પરંતુ ગુજરાતી કવિતાએ જે વહેણુ બદલ્યું તેમા ઉમાશંકર–સુંદરમ્ મોખરે છે–વહેણની દિશા બદલાવવામા અને કાવ્ય સંગ્રહોના નામ છે 'કાવ્યમંગલા' અને 'ગંગોત્રી' દાયકાના આ જમાનામાથી સિંહાવલોકન કરતા ત્રીશ વર્ષ ભૂતકાળમા હજી જઈએ તો ખ્યાલ આવે કે ગાંધીનો સૂર્ય જ્યારે તપતો હતો અને પ્રજા એક અહિંસક ક્રાંતિને આરે ઊભી હતી ત્યારે કવિઓએ જે સમર્પણ કર્યું તે કેટલુ સત્વશીલ અને કવિનુ ઉત્તરદાયિત્વ કેટલું વસમુ હતુ ગુલામીના અજગરે કવિના ચિદ્દ્તને ખળભળાવી મૂક્યું હતુ–જીવનની વિષમતાએ તેના હૃદયમા પણ આગ ચાંપી હતી–ચારેકોર લ્હાય લાગી હતી, રાષ્ટ્રીય એકતાની કોઇ સંકુચિત વાત થઈ શકતી ન હતી ત્યારપછી નિશીથના નટરાજે જે નર્તન કર્યું છે તેના આપણે સૌ સાક્ષી છીએ આજની તો કાંઇ વાત જ ન્યારી છે, અને એ કહેવા માટે ઇતિહાસકારને સમય પણ જોશે.

## ગૂર્જરની બંધુબેલડી

ગુજરાતી પ્રકાશન સંસ્થાઓમા ગૂર્જરનુ નામ સુવર્ણાક્ષરે અંકિત કરનાર ગોવિંદભાઇ અને શંભુભાઈ થોડાક માસને અંતરે દેહાત પામતા, આ ધીકતી પેઢીના સુત્રધારો વિલીન થઇ ગયા કચ્છના એક નાનકડા ગામડામાથી આ વેપારી બંધુઓએ જ્યારે અમદાવાદમા પગ મૂક્યો ત્યારે દેશ અને કાળ જુદા હતા જોગીમા ગાંધી બાપુની લડતના ગીતોની બબ્બે આનાની પુસ્તિકાઓ લઇ, ઘેરઘેર ફરીને વેચના ત્યારપછી ફૂટપાથ ઉપર બેસવા જેટલી જગા મળે તો નાનકડી હાટડી જત દિવસે, બાવડાના બળથી ઊભી કરી અને પછી તો ધૂમકેતુ મેઘાણી, મુનશી જેવા સમર્થ સાહિત્યકારોના સત્તાવાર પ્રકાશક બની, સમસ્ત ગુજરાતમા પ્રખ્યાત એવી 'ગૂર્જર' સંસ્થાના સ્વામી બન્યા બન્ને ભાઇઓ વ્યવહારૂ અને સજ્જનશીલ હતા અને જીવનના છેલ્લા શ્વાસ સુધી સંપૂર્ણપણે કર્તવ્યપરા પણ રહ્યા ગુજરાતના સાંસ્કૃતિક ઘડતરમા ગૂર્જરનો ફાળો અસાધારણ રહ્યો છે અને તેના પ્રકાશનોની તવારીખ જોતા કહી શકાય કે ગુજરાતના પાટનગર અમદાવાદમા તેની હરીફ પ્રકાશક–સંસ્થા બીજી કોઇ નથી આશા રાખીએ કે સંસ્થાના ઉત્તરાધિકારી સંચાલકો એ જ ગૌરવવંતી પ્રણાલિ ચાલુ રાખશે

## 'જીવીકો'ની નિષ્ફળતા

જીવીકો પોતાના કામકાજમા ગતિ લાવવા માટે કોમ્પ્યુટર દાખલ કરવા આજે મહિનાઓથી ત્રિશંકુ જેવી સ્થિતિ અનુભવે છે અને કર્મચારી મંડળોને તથા ટ્રેઈડ યુનિયનને ઉહાપોહ કરવાની તક પૂરી પાડે છે ઓછા કલાકમા વધુ કામ થાય અને માનવશક્તિ બચે એવી તેની નેમ છે એક બે વર્ષથી તો આવી વાતો ચાલ્યા કરે છે આ બાબતમા તાર અને ટપાલ ખાતાએ વધુ માનવશક્તિ કામે લગાડવા જે પાછના બારણાની તરકીબો દાખલ કરી છે તે ખરેખર આશ્ચર્યકારક તો છે જ પણ ભારતના ચતુરાક નાગરિકને પણ ભુલાવામા નાખી દેવા સંપૂર્ણ સમર્થ છે દશાંશ પદ્ધતિ દાખલ કરી, સરવાળા બાદબાકી જ્યે સરળ પડે તો માનવ કલાકો ઓછા જોઈએ એટલે મનીઓર્ડર ફોર્મની કિંમત ત્રણ પૈસા રાખી, કમીશનમાથી તે કાપી આપવા ઉદારતા બતાવી અત્યાર સુધી ૧૦ રૂ ના પંદર પૈસા લેવાતા, અને ત્રણ પૈસાનું વળતર અપાતા કમીશન બાર પૈસા લેખે હિસાબમા લેવાતું હવે વીશ પૈસામાથી ત્રણ પૈસા કાપીને સત્તર પૈસા લેવાય છે મનીઆર્ડર કારકૂન હિસાબ કર્યા જ કરે તેને ઓવરટાઈમ તો અવશ્ય મળવાનુ છે વળી સુધરેલા તારના દરોમા સરનામામા પહેલા પાંચ શબ્દ પછી બીજા પાંચ શબ્દનો જાહેર જનતા પાસેથી એક પૈસો પણ લેવાનો નથી માત્ર તારબાબુ આવી અટપટી ગણતરીમા એક તાર બુક કરતા પહેલાના કરતા બમણો સમય લેશે માનવ કલાકો વધુ જોઇશે કલકત્તા મુબઈ, દિલ્હી અને મદ્રાસને બાદ કરતા, બીજે સઘળે હાલાકીનો પાર નહિ રહે અને કયુંમા

વધુ સમય આપવો પડશે. પણ તેથી શું? કોના ભોગે? જાહેર સેવામાં ભારત સરકારનો ભમરડો જે ચગી રહ્યો છે તે જોઇને જ લોકો આક્રંદીન પોકારે છે. ભ્રીકો શા માટે આધુનિકરણનો આગ્રહ રાખે છે તે સમજાતું નથી. કોમ્પ્યુટરને અભરાઇ ચડાવી તેના નામનું નાહી નાખો ને? આપણે ત્યાં કોઇ જ વૈજ્ઞાનિકો પાકવાના નથી–ફેરી-યાઓના જમાતમા જ વૃદ્ધિ કરવાના છે!

## ધર્માત્માઓ

ખ્રિસ્તી પિતાઓ અને માતાઓ આ દેશમાં ત્રણસો ઉપરાંત વર્ષોથી અડ્ડો જમાવતાં રહ્યા છે. અહીં જે વાત થાય છે તે પાદરી 'ફાદર' અને 'મધર'ની છે. આસામમા એક રેવરન્ડ સ્કોટ થઇ ગયા. તેમણે સરકારની આખ કપાળમા ચડાવી દીધી અને સરકારને બહુ જ મોડથી ભાન આવ્યું ત્યારે દેશનિકાલ કર્યા. આવુ જ મનમાડના ફાધર ફેરરની બાબતમા બન્યું છે. આ ભદ્ર પુરષે વર્ષો સુધી ત્યાના ખેડૂતોની સેવા કરી; પરદેશોમાથી ભીખ માગી નવી સસ્થાઓ, શાળાઓ અને હોસ્પિટલો ઊભી કરી. અને આ કાર્ય ખરેખર પ્રશસા માગી લે તે પ્રકારનુ પણ ગણાય ગુજરાતના સાસ્કૃતિક જીવનમા ઓતપ્રોત બની, પોતાના જ્ઞાનદીપથી પ્રકાશપૂજ ફેલાવતા ફાધર વાલેસનો દાખલો આપણી સમક્ષ કયા નથી? એક હકીકત છે મીશનરી તરીકે આવતા ઇસાઇઓ પોતાની લાયકાત, શક્તિ અને પ્રતિભાથી જ લોકચાહના મેળવે છે, શા માટે સ્થાનિક, અથવા ભારતના જ લોકો તેમનુ અનુકરણ નથી કરતા? તેઓ પોતાનુ આખુ જીવન ખર્ચીને, અને જીદગીની બધી જ શકિત ખર્ચીને પોતાને માટે એક વર્તુળ ઊભુ કરે છે. ખરી વાત એ છે કે તેઓ તેમની પ્રવૃત્તિઓ આ દેશમા શરૂ કરે ત્યારે જ સરકારે જે યોગ્ય લાગે તે વિચારવુ જોઈએ. તેમની પ્રવૃત્તિઓને અમર્યાદ છૂટ આપી, અને તેમના મૂળ ઘણે ઊડા ગયા હોય ત્યારે પ્રહાર કરવાનો કોઇ અર્થ નથા. ઊલટું, રાજકીય પક્ષો ખોટા ઉહાપોહ કરી, સરકારની પ્રતિષ્ઠાને હાની પહોચાડે છે. આપણે મીંડુ મૂકાવ્યું છે માટે જ આ બધી કોન્વેન્ટ સ્કૂલો અને કોલેજો ચાલે છે ને?

## મૂછનાં લીંબુ

ફ્રાસના દ'ગોલ લોખંડી રાજપુરુષ ગણાય છે. બીજાં વિશ્વયુદ્ધ પછી ઝાંખી પડેલી ફ્રાંસની પ્રતિમાને તેમણે અવસ્ય ઉજ્જવળ બનાવી, એટલું જ નહિ પણ બ્રિટન (અને અમેરિકાના પણ)ના પ્રભુત્વમાથી ફ્રાસને છોડાવી, યુરોપની પ્રથમ સત્તા તરીકે સ્થાપી બતાવી. અણુબોમ્બ, ECM, તથા ચીન સાથેના સબધોની બાબતમાં દ'ગોલ એટલા અક્કડ રહ્યા કે બ્રિટન તથા અમેરિકા લાચારપણે સમસમીને બેસી રહ્યા. બન્ને લડાઈમાં ફ્રાંસ મિત્રરાજ્યોની તરફેણમા રહ્યુ હતુ અને છતાં સૌથી વધુ માનહાની અને લશ્કરી પરાજય તેને જ વેઠવો પડ્યો હતો. બીજા વિશ્વયુદ્ધમા અજેય મનાતી સીગફીડ અને મેજીનો કિલ્લેબધી જમીનદોસ્ત કરીને હીટલરે ફ્રાસને રગદોળી નાખ્યું હતું અને મિત્રસેનાઓએ તો છેવટના ભાગમા પાણી બતાવ્યુ હતુ. તે વખતના બુઢ્ઢા લશ્કરી સેનાપતિ માર્શલ પેતા કડવો ઘૂટડો ગળી ગયા હતા. બીજા વિશ્વયુદ્ધનો મરણતોલ ફટકો વાગવા છતા, ત્યારબાદ દ'ગોલે બહુ જ કુનેહથી પ્રતિષ્ઠા, સત્તા અને કીર્તિ પાછાં મેળવ્યા, નાટો જેવા લશ્કરી કરારને ફગોવવા જેટલી નિર્ભયતા આ રાષ્ટ્રે કેળવી. પણ આ બધુ જેમના વ્યક્તિત્વને આભારી હતુ તે શિરોમણિ, સરમુખત્યારપદ તરફ ઢળી પડયા. તેમણે એવુ માનવાની ભૂલ કરી લીધી કે ફ્રાસ એટલે દ'ગોલ અને દ'ગોલ એટલે ફ્રાસ. છેલ્લી હડતાલે તેમની મૂછના લીંબુને ખેરવી નાખ્યા. ૮૦ લાખ કામદારોના સંગઠનની તાકાત તેમણે જોઇ લીધી. જૂનમા લોકમત લેવાની વાત પણ તેમણે મૂકી અને કામદારોને સંતોષવા પ્રયત્નો કર્યા. એટલે દૂર બેઠા પેકીંગ તાલ જોતું હતું. દુનિયાના કોઇ પણ રાષ્ટ્રમાં હોળી પ્રગટાવવાનું સામર્થ્ય ધરાવતા ચીનના માઓ એક જ એવી વ્યક્તિ છે જેમની મૂછોના લીંબુનુ નિશાન કોઈ લઈ શકતું નથી! [ અનુસધાન પૃષ્ઠ ૯૫

# મિનિટનું દાન

રામનરેશ ત્રિપાઠી

ગાધીજી અદ્ભુત પુરુષ હતા, એમનામા મોટુ આકર્ષણ હતુ એમની યાદ આવતા જ મન એક વિચિત્ર પ્રકારના સુખનો અનુભવ કરવા માડે છે તેઓ મુલાકાતીઓને હસીને પોતાની પાસે બોલાવતા અને ત લીનતાથી તેમની વાતો સાભળતા, વચ્ચે વચ્ચે પ્રશ્ન કરીને તેમની વાતો ટૂ કી કરતા અને એ રીતે જાણે કે પોતાની મિનિટોને બચાવતા મિનિટો એમને ઘણી જ પ્રિય હતી એમ કહી શકાય કે મિનિટો જ એમના કાર્યરત જીવનનુ સચાલન કરતી હતી



૧૯૧૮ થી ૧૯૪૬ સુધીમા હુ એમને કેટલીય વાર મળ્યા હોઇશ તે દરમ્યાન હુ તેમના તરફ એટલો બધો ખેચાઈ ગયો હતો કે એમના માટેનુ સબોધન મારે માટે 'આપ માથી તમે' થઇ ગયુ હતુ એમના હોઠ પર સદા રમતુ હાસ્ય ઘણુ જ મનમોહક જણાતુ છતા એમની મિનિટોનો મને હમેશા ડર લાગ્યા કરતો એક સભામા મે એમને બે મિનિટનુ દાન કર્યું હતુ એ પ્રસગ આ પ્રમાણે છે

૧૯૧૮મા મુબઇમા હિ દી સાહિત્ય સમેલનન વાર્ષિક અધિવેશન હતુ હુ પણ ત્યા ગયો હતો ગાધીજી સમેલનના સભાપતિ હતા હિંદીના મોટા મોટા વિદ્વાનો, રાજદ્વારી નેતાઓ, ગુજરાતી અને મરાઠીના પ્રતિષ્ઠિત કવિઓ અને લેખકો તેમજ મુબઇના સજ્જન નાગરિકો એ સભામા હાજર હતા સભાના વકતાઓની યાદી ગાધીજી પાસે હતી જેમા મારુ નામ સૌથી છેલ્લુ હતુ

મારુ નામ આવતા હુ ઊભો થયો ત્યારે ગાધીજીએ પૂછ્યુ કેટલો સમય લેશો? મે કહ્યુ દોઢ કલાક' ગાધીજી કહે નહિ પિસ્તાળીસ મિનિટ' 'પરતુ એટલો સમય તો મને શરૂઆત કરતા જ થશે" મે કહ્યુ ગાધીજી કહે 'આ પરીક્ષા છે'

મે ભાષણ શરૂ કર્યું બોલતી વખતે મારું ધ્યાન વાતને જેમ બને તેમ ટૂંકમાં પતાવવા તરફ લાગ્યું હતું, જેથી વચ્ચે વચ્ચે હું મારી કાંડા ઘડિયાળ તરફ નજર નાખી લેવાનું ચૂકતો ન હતો

એ દિવસોમાં સભાઓમાં બોલવાનો મને સારો મહાવરો હોવા છતાં ટૂંકાવીને બોલવા માટેનો આ પહેલો જ પ્રસંગ હતો એ જમાનાના રાજદ્વારી નેતાઓ અને વિદ્વાનોના ભાષણો હું સાંભળી ચૂક્યો હતો લાંબા લાંબા ભાષણો કરવાના એ દિવસો હતા, પરંતુ મુંબઇના સંસ્કારી અને સભ્ય સમાજમાં સંગીન, ટૂંકી ભાષણ આદરપાત્ર ગણાતું હશે એવો મને અનુભવ ન હતો ગાંધીજીએ આપેલા પિસ્તાળીસ મિનિટના બંધનથી મને એ અનુભવ થયો અને પરિણામે મારું ભાષણ સુંદર અને પ્રભાવશાળી બની શક્યું

ભાષણને અંતે મે કહ્યું 'મને પિસ્તાળીસ મિનિટ મળી હતી પરંતુ હું તેતાળીસ મિનિટમાં જ પૂરું કરું છું અને બચેલી બે મિનિટનું ગાંધીજીને દાન કરું છું '

મિનિટોના દાનની વાત સાંભળતાં જ સભાજનો તાળી પાડી ઊઠ્યા ગાંધીજીના હર્ષનું તો પૂછવું જ શું ! તેઓ ઊભા થઇ ગયા અને કહ્યું 'મિનિટોનું આવું દાન આ દેશમાં આજ સુધી કોઈએ મને આપ્યું જ નથી હું ઘટડી વગાડું તે છતાં કોઈ સાંભળતું નથી અને એ રીતે મારી દસ પંદર મિનિટ લઈ લેવામાં આવે છે મિનિટોનું આ દાન લાખો રૂપિયાના દાનથી વધારે કિંમતી છે '

બે મિનિટના દાનનું મને એ ફળ મળ્યું કે મને હિંદી-સાહિત્ય-સંમેલનનો પ્રચારમંત્રી ચૂંટવામાં આવ્યો અને મારા હાથમાં 'દક્ષિણ ભારત હિન્દી પ્રચારસભા' મદ્રાસનું સંચાલન સોંપવામાં આવ્યું ગાંધીજીએ ભાષણની શરૂઆતમાં જે પરીક્ષાની વાત કરી હતી તેનું જ આ પરિણામ હતું એ વાતની તો મને પાછળથી જાણ થઇ.

મંત્રી થયા પછી ગાંધીજી સાથે મારે વધારે સંપર્કમાં આવવાનું થયું. તેમના ભાષણો સાંભળીને તેમજ તેમાંથી નીકળતા દરેક શબ્દને કાર્યશીલ કરવાની તેમની ભાવના જોઇને હું ટૂંકા ભાષણનો મહિમા સમજ્યો અને શબ્દો ઓછા કરીને માત્ર આવશ્યક વચનો બોલવાનો અભ્યાસ કર્યો

ગાંધીજીના મુખમાંથી હંમેશા જીવંત શબ્દો નીકળતા, કારણ એમને દરેક શબ્દની કિંમત ચૂકવવી પડતી હતી અર્થહીન કે વધુ અર્થથી ભરેલા એવા ભારે શબ્દો તો એમની પાસે હતા જ નહિ

ગાંધીજીને પોતાની મિનિટ પ્રત્યે કેટલો પ્રેમ હતો તેનો એક બીજો પ્રસંગ યાદ આવે છે ૧૯૩૪માં મદ્રાસની 'દક્ષિણ ભારત હિન્દી પ્રચાર સભા'ના પદવીદાનના અવસરે હું દીક્ષાન્ત પ્રવચન કરવા ગયો હતો ગાંધીજી સભાપતિ હતા એમને જ્યાં ઉતારો આપવામાં આવ્યો હતો તે ઓરડીની બહાર સવારના સમયે બાંકડા પર બેસીને હું બે ત્રણ કાર્યકર્તાઓ સાથે વાતો કરી રહ્યો હતો ત્યારે મદ્રાસના સુપ્રસિદ્ધ નેતા શ્રી સત્યમૂર્તિ ગાંધીજીને મળવા આવ્યા એમને મુલાકાત માટે છ વાગ્યાનો સમય આપ્યો હતો પરંતુ તેઓ બે મિનિટ મોડા આવ્યા ગાંધીજીએ અંદરથી કહેવડાવ્યું કે હવે તો મે બીજું કામ હાથમાં લઇ લીધું છે સત્યમૂર્તિજી કચવાઇને બાંકડા પર બેઠા અને પોતાની ઘડિયાળ બતાવતા એમને કહ્યું 'હું તો સમયસર આવ્યો છું ' એટલામાં ગાંધીજી ક્યાંક જવા માટે ઓરડીની બહાર નિકળ્યા અમે એમની પાછળ ગયા ઓટલેથી ઉતરતા ઉતરતા સત્યમૂર્તિજીએ કહ્યું 'મારી ઘડિયાળ ટાવર સાથે મેળવેલી છે' ગાંધીજીએ કહ્યું 'જેમની મુલાકાતે જવું હોય એની પાસે જે ઘડિયાળ હોય તેને જ સાચી માનવી જોઈએ માટે કાલે સમયસર આવજો ' અને બીજે દિવસે સત્યમૂર્તિજી પોણાછ વાગે જ આવીને બેસી ગયા

*

# નામમાં શું છે ?

ભિ ઉલિય બૌદ્ધરત્ન

ભગવાન વિહાર કરતા કરતા જેતવન આવ્યા એક પ્રભાતે ભિખ્ખુગણ આમ્રતરુઓની સઘન છાયામા બેઠા બેઠા ધર્મ-ચર્ચા કરી રહ્યા હતા ત્યા તથાગત ગયા અને પૃછ્યુ 'ભિખ્ખુઓ ! શી ચર્ચા ચાલે છે !'

'ભન્તે, તરુણ પાપક, જે હમણા જ પ્રવ્રજિત થયા છે તેઓ કહે છે કે મારુ નામ અમાગલિક છે હુ 'પાપક'ને બદલે બીજુ નામ ગ્રહણ કરીશ'

ત્યારે બીજો શિષ્ય બોલ્યો 'અને ભગવાન ! અમે એમને કહ્યુ આયુષ્માન, નામ તો કેવળ સુવિધા ખાતર જ છે એથી કોઈ અર્થની પ્રાપ્તિ કે શુદ્ધિ નથી સાપડતી તમે વ્યર્થ જ સુનામનો આગ્રહ લઈ બેઠા છો, એથી કશો લાભ તો થવાનો નથી'

' પરતુ પાપક માનતા નથી પ્રભુ! એના મનમા એ વાત ઘર કરી બેઠી છે કે નામથી જ સિદ્ધિ મળે છે, નામ જ સદ્ધર્મનો સ્રોત છે'

ત્યારે સિદ્ધશાસ્તા ભગવાન બુદ્ધ બોલ્યા "ભિખ્ખુઓ, પાપક પોતાના પૂર્વજન્મમા પણ નામમા જ સિદ્ધિ સમજતા હતા પાછલી જિંદગીનુ એ રહસ્ય અત્યારે જ તમને હુ કહી સભળાવુ છુ પાપક, તમે પણ સાભળો

"પુરાતનકાળમા તક્ષશિલા ગ્રામમા બોધિસત્વ આચાર્ય પાચસો શિષ્યોને વેદમત્ર ભણાવતા હતા આ પાચસો શિષ્યોમા એક પાપક પણ હતા પાપકે બોધિસત્વ આચાર્યને પ્રાથના કરી 'આર્ય મારુ નામ અમાગલિક છે મારે બીજુ નામ પાડવુ છે આને આ નામમા મને સિદ્ધિ મળવાની નથી નામનો તો મહિમા છે બધો નામ જ સત્કાર્ય કરાવે છે નામ ઉધ્ધાર કરે છે, નામ તારે છે વેદ-પુરાણો પણ નામનો જ મહિમા ગાય છે'

'ભિખ્ખુઓ પાપકની આ પાર્થના સાભળીને આચાર્ય બોલ્યા

'જાઓ પાપક ! તમને જે શોભતુ નામ રૂચે તે શોધી લાવી ધારણ કરો અમે એ નામે જ તમને બોલાવીશુ'

'તેથી ભિખ્ખુઓ, આ પાપક ઘૂમતા-રખડતા એક મોટા નગરમા પહોચી ગયા રસ્તા પર અનત જનસમૂહની સમણાસમણ હતી જ્યા જ્યા ત્યા નરમુડો જ માલૂમ પડતા તા પાપકના મનમા ભારે શાન્તિ થઈ આવી અવશ્ય, આ મહાનગરીમા મારા લાનકનુ નામ મળી જવાનુ

'થોડી વાર પછી તેમણે કેટલીક વ્યક્તિઓ જોઈ આ વ્યક્તિઓ ખભા પર શબની અર્થીને ચઢાવીને જઈ રહી હતી પાપકે તેમને પૃછ્યુ 'ભાઈઓ, આ મૃત માનવનુ શુભ નામ શુ હતુ ?' મૃત જીવના સબધીઓએ જવાબ આપ્યો બ્રહ્મચારીજી, એમનુ નામ 'જીવક' હતુ' સાભળીને પાપક વિચારમા પડી ગયા-શુ 'જીવક' પણ મરી જાય ખરો ક ?

'આગળ ચાલતા પાપકે જોયુ તો રાજભવનના આગણામા એક સ્ત્રીને દોરડા ઓથી બાધીને ફટકા મારવાના આવતા હતા એની ઉઘાડી પીઠ પર લોહીની છોળો ઊડી આવી હતી જોઈને પાપક સ્તબ્ધ થઈ ગયા એના મનમા કરુણા જાગી સન્તપ્ત થઈને તેણે પૂછ્યુ 'ભાઇઓ અબળાનો શો અપરાધ છે ? શાથી મારો છો ?

"બ્રહ્મચારીને સામે ઊભેલો જોઈને

પ્રહારક બંધ પડ્યા. વિનમ્રતાથી બોલ્યા. 'આ અમારી દાસી છે, ધનપાલી એનું નામ, ભારે અધર્મિણી છે. આજે દિવસોથી આ ઘર બાર રખડતી રહી છે, પણ કશું કમાઈને આવતી નથી, આ રીતે તેણે પોતાના સ્વામીનું ધાન્ય ખાઈને પણ તેનું ઋણ નથી ચુકવ્યુ. આ અપરાધ ખાતર એને સજા થઈ છે' ધન-પાલી નામ સાંભળતાં વેંત જ પાપક વિસ્મય પામ્યો. આશ્ચર્યચકિત સ્વરે તેણે પૂછયું: 'ધનપાલી નામ હોવા છતાં પણ આ કશું કમાઈ શકતી નથી, આ કેમ, બની શકે? તમે બધા જૂઠા લાગો છો.'

સેવકો હસ્યા, એક કહે: 'બ્રહ્મચારી, એમા આશ્ચર્ય શું છે? શું ધનપાલી નામ હોય તે દરિદ્રા ન હોય!'

"ભિખ્ખુઓ! ત્યારે આ પાપક તિરસ્કારથી, ખીજથી એ નગર છોડી પાછો આવતો હતો ત્યાં રસ્તે એક પથિક મળ્યો. પાપકે પૂછયુ, 'ભાઈ, કયાં જઈ રહ્યા છો!' પથિક કહે, 'બ્રહ્મચારી! કયા જાઉં? હું તો મારો મારગ ભૂલી ગયો છું. મારગ ભૂલ્યો તેથી અહીં-તહીં ભટકું છું. તમે જ રસ્તો બતાવો, તો ઉપકાર.'

"પાપક શું રસ્તો દેખાડે? બોલ્યા, 'ભાઈ, હું પણ આ માર્ગથી અજાણ્યો છુ. અપરિચિત છું. આજે જ આવ્યો છું, તમારું નામ શું છે?' પથિકે જવાબ આપ્યો: 'મારુ નામ 'પંથક' છે' પાપક ચોંકી ઊઠ્યા. શું પંથક પણ પથ ભૂલી જાય? શું આ સંભવિત છે?

"ભિખ્ખુઓ, આ અનુભવો મેળવી પાપક પાછો આવ્યો. આચાર્યના ચરણમા



પડીને કહે: 'આર્ય, હું ઘણું ભટકયો. મારી રુચિ પ્રમાણેનુ નામ ન પામ્યો. દેવ, જીવકને મેં મરતો જોયો, ધનપાલીને દરિદ્રતાને કારણે દાસીના રૂપમા જોઈ. અરે, ત્યા સુધી કે પંથક મારગ ભૂલીને ભટકતો ય મેં જોયો. ગુરુદેવ, નામનુ તાત્પર્ય હું સમજી ગયો છુ. નામ તો વાસ્તવમા અનેકમાથી એકને ઓળખવાનુ સાધન જ માત્ર છે, મને હવે બીજા નામની આવશ્યકતા નથી,'

"ભિખ્ખુઓ! ત્યારે આચાર્ય બોધિ-સત્વે પાપકને કહ્યુ: 'પાપક, હવે તારુ અજ્ઞાન મટી ગયુ છે. હવે તારે નિરાશ થવાપણું નથી. સાભળ, નામથી નહિ, કામથી જ સિદ્ધિ સુલભ થાય છે. આયુષ્માન, તારું કલ્યાણ થશે."

# માનું હૃદય

કુ. કાશ્મીરા દવે

દુર્યોધન મૃત્યુના છેલ્લા શ્વાસ ઘૂંટી રહ્યો છે કુરુક્ષેત્રના રણમેદાનમા એની છેલ્લી સધ્યા ઢળી રહી છે. બન્ને પગ સાથળમાથી ચૂર ચૂર થઈ ગયા છે પણ જીવ જતો નથી

એ સમયે કૃતવર્મા અને અશ્વત્થામા આવી લાગ્યા દુર્યોધનની આ દશા જોઇને બન્ને યોદ્ધા અસ્વસ્થ બની ઊઠયા 'મહારાજ! આપના જીવને બહુ ઉત્પાત થાય છે નહિ? કહો અમે આપની શી સેવા બજાવીએ?'

'મિત્રવર્ય! હુ તો બુઝાતો દીવો છુ પણ જીવને અને તૃષ્ણાને જુદ્ધ ચાલી રહ્યુ છે. પાડવોના માથા ધડથી જુદા થયેલા ભાળુ તો જ હુ સુખથી મરી શકુ!'

અશ્વત્થામાના રૂવે રૂવે વૈર તો ખટકતુ જ હતું. એ અધારી રાતે પાડવોના પડાવમા ઉપડયો પણ પાડવોના પડાવને તો મહાદેવ શકરના રખોપા હતા, અશ્વત્થામાએ સમજ્યા વગર એની સાથે યુદ્ધ કર્યું, પછી ખ્યાલ આવ્યો કે આ તો રૂદ્ર છે સ્તુતિ કરી રીઝવ્યા ખડગ મેળવ્યું ને રસ્તો બતાવ્યો

અદર દાખલ થયો ત્યા એણે પાડવોને તો ન જોયા પણ ધૃષ્ટદ્યુમ્નને અને દ્રૌપદીના પાચેય પુત્રોનો વધ કર્યો ને લોહી નીગળતા માથા લઈ દુર્યોધન પાસે આવી બોલ્યો 'મહારાજ! પાડવ સહિત એના સાત વીર અને આપણી છાવણીમા ત્રણ એટલા જ જીવતા બાકી રહ્યા છે'

દુર્યોધન રાજી થયો પણ દ્રૌપદીના પુત્રોનો વધ થયેલો જોઇ ખૂબ દુ:ખી થયો ને પ્રાણ છૂટી ગયા

પાડવોની શિબિરમા કોલાહલ મચ્યો અર્જુને છેવટ ભાગતા અશ્વત્થામાને પકડયો ને દ્રૌપદી પાસે હાજર કર્યો કમ્પાન કરતી દ્રૌપદીનુ રોમ રોમ વૈરને ઝખતુ હતુ. કુરુક્ષેત્રના યુદ્ધમા બન્ને બાજુ થઇ ગયેલા નાશ પછી પોતાના પાચેય પુત્રોની હત્યાથી વીરાગના દ્રૌપદીએ પ્રતિજ્ઞા લીધી કે 'મારા પુત્રોનો વધ કરનારનો હુ વધ ન કરૂ તો ચિતા ખડકીને બળી મરૂ

રથમાથી ઉતારીને દોરડે બાધીને ભીમે દ્રૌપદી પાસે ખડો કરી દીધો. ક્રોધાગ્નિથી સળગતા ભીમે દ્રૌપદીને કહ્યુ. 'આ નરાધમ બ્રાહ્મણને પૃથ્વી પર જીવવા દેવામા પણ અપરાધ રહેલો છે. રાત્રિના અધકારમા એણે પાચ નિર્દોષ બાળકોની કરપીણ હત્યા કરી છે. જાતિના તમામ નિયમોનુ આ અધમ બ્રાહ્મણ ઊલઘન જ કરતો રહ્યો છે. ક્ષત્રિયોનો તો એ અપરાધી છે જ પણ હે દ્રૌપદી, તારો તો એ મહાન અપરાધી છે આ રહી તલવાર. કાં તો તુ એનો વધ કરી નાખ નહિ તો હુ એને હવે આ ધરતી ઉપરથી વિદાય આપુ!'

ક્રોધથી સળગતા ભીમના વચનો સુણીને સન્નાટો છવાઇ ગયો. વૈરથી કાપતી દ્રૌપદી જેમ અશ્વત્થામા સામે આગ ઝરતી આખે જોતી જાય છે તેમ તેમ એનો ક્રોધ શાત થતો જાય છે. પૂરી નજર અશ્વત્થામા ઉપર ફેરવતા મહાભારત કાળની એ સૌથી મહાન નારીની આખમાથી ક્રોધ કરુણાની ધારારૂપે વહેવા માડયા

ધીરે ધીરે દ્રૌપદી બોલી, 'હા, હુ મારા પુત્રોના હત્યારા પ્રત્યે વેરની આગથી કેમ ન કાઢુ? કેમ આ હત્યારાનો વધ ન કરૂ? તમારે જે કરવુ જોઇએ તે તમે અશ્વત્થામાને બાધીને હાજર કર્યો તે ઉચિત જ કર્યું છે પણ આ અશ્વત્થામાને અહી આ રીતે જોયા પછી મને એની જનેતા કૃપી યાદ આવે છે મારા પુત્રોનો નાશ થવાથી મારી કેવી હાલત થઈ? અશ્વત્થામાનો વધ કરવાથી એની જનેતાની પણ એ જ હાલત થવાની ને!

'મને મારા પુત્રો જેટલા વહાલા હતા એટલો જ આની જનેતાને આ અશ્વત્થામા વહાલો નહિ હોય? એ ભલે હત્યારો છે એની માનો તો લાડલો બેટડો છે મારી છાતીમા એકલુ લોહી જ નથી વહેતુ અર્જુન! દૂધ પણ વહે છે. એને ય મા છે હુ ય મા છુ. તલવાર મ્યાન કરો ભીમસેન! એને છોડી મૂકો કૃપીના આ લાડકવાયાને!'

# શ્રદ્ધેય જીવનની ઝાંખી

(શ્રી ધૂમકેતુના સંસ્મરણો)

દક્ષિણકુમાર ગો. જોશી

"ચાંદની જેવી કીર્તિ આવે કે અંધારા જેવો અપયશ આવે, મિત્રો નિંદે કે મૂરખા વખાણે, કાંઈ જ ફિકર નથી; જ્યાં સુધી કલ્પનાની રાણી હસે છે, ત્યાં સુધી મારું પ્યાલું છલોછલ ભરેલુ છે"—બાપુના જીવનમાં પ્રેરણાના અંતરંગમાં રહેલી જીવન ઉપરની અચળ શ્રદ્ધા જ આવી સુક્તિઓ સરજાવી શકે. એ શ્રદ્ધા બાપુના સાહિત્ય સર્જનમાં પ્રતિબિંબિત થાય તે સ્વાભાવિક છે. આવા મનોરાજ્યનાં મૌક્તિકો—રજકણુ—જલબિંદુમાં ગ્રંથસ્થ થયાં છે. આજથી પાંત્રીશ ચાળીશ વર્ષ પહેલાં તે સમયનાં માસિકો, ત્રૈમાસિકોમાં પ્રગટ થતાં આ મૌક્તિકો વિષે એક સમયે શારદા માસિકના તંત્રીએ નોંધેલું યાદ આવે છે : 'જો હું ગામધણી હોઉં તો આ એક એક ચિંતન પ્રધાન વિચાર કણિકાને માટે એક એક ગામ બક્ષીસ આપું!" કહેવાનું તાત્પર્ય એ કે જીવનનાં ઉંડાણમાંથી પ્રગટેલાં ચિંતનો–ગદ્ય મુક્તકો એ સાહિત્યનો નવો પ્રકાર બાપુએ છેક પાંત્રીશ વર્ષ પહેલા બહુ જ કુશળતાપૂર્વક સિદ્ધ કરેલો. ટાગોરે અંગ્રેજીમાં "Fruit gathering" મા આ પ્રકાર ઘણી જ સુંદર રીતે રજૂ કરેલો છે. ગુજરાતી ભાષામાં આ દિશાનુ ખેડાણ, સ્વ. પૃથુ હ. શુકલે વરસો પહેલાં અજમાવેલું; પૃથુ શુકલના 'ફુલપાંદડી' વિષે કોઈક જગાએ બાપુએ અવલોકન લીધાનું આછું સ્મરણ છે.

બાપુ જેવા ટૂંકી વાર્તાના કસબીને આવો સાહિત્યપ્રકાર હાથ બેસી ગયો તેનું એક કારણ છે :

જેમ ટૂંકી વાર્તામાં શબ્દોનો અતિરેક કે વાકયોનો અર્થાડંબર તેને વાર્તાનુ કાઠું આપી શકતો નથી. તેવું જ આ જાતના સાહિત્ય પ્રકારનું છે. શબ્દ-પરબ્રહ્મ એમાં શબ્દના સાન્નિધ્યની, શબ્દની ઉપાસનાનો ધ્વનિ રહેલો છે. એ શબ્દનુ સાન્નિધ્ય જીવનના અતળ ઊંડાણમાંથી પ્રગટતું આવી ગદ્યકવિતામાં જોઈ શકાય. એ જાતની ચિંતન શૈલીમાં એક પણ શબ્દનો ખોટો વ્યય ન ચાલી શકે. અરે, તેમાં મૂકાયેલ એકાદ અલ્પવિરામ અર્થનું ગૌરવ અનેકગણું વધારી-ઘટાડી શકે.

આ વાતના સંદર્ભમાં; જીવનમાં એકાદ શબ્દની ઉપાસના મનુષ્ય જીવનને કેવું વ્યક્તિત્વ આપી શકે તે સંબંધી બગાળી રંગભૂમિના અદ્વિતીય અદાકાર—નાટયકાર શિશીરભાદુરીની રામની ભૂમિકાનો ઉલ્લેખ ઠીક પડશે. તે કરુણ રસની કેવી અદ્ભુત જમાવટ કરતો તેની બાપુએ કહેલી એક વાત યાદ આવે છે. ફકત એક જ શબ્દ, ભાદુરી જે રીતે બોલે છે—

"સીતા ......શી .. .. તા!" તેના હાવભાવથી પ્રેક્ષકોના ચિત્તતંત્ર ઉપર જબરું કામણ કરી જાય છે. તેમાં અદાકાર ભાદુરી શબ્દ ઉપાસનાની શિર ટોચ બતાવી દે છે।

ભાદુરી જેવો અનન્ય કલાકારની ઉત્તરરામચરિત્ર ઉપરથી સીતા વનવાસનુ તાદ્દશ્ય ચિત્ર, રામની ભૂમિકામાં, વ્યકત થયેલી મનોવ્યથા પ્રેક્ષકોને એવા તો પરવશ બનાવી દે છે કે આખો પ્રેક્ષકવર્ગ જીવનનુ મોટામાં મોટું હૈયાધારણ આંસુ જ હોય તેવી મનોદશામાં મૂકાઈ જાય છે.

બાપુનુ શબ્દચિત્ર તે પ્રસંગનું આ રહ્યું:

"ભાદુરીના અવાજમાં, શબ્દોચ્ચારમાં, અભિનયમા; મુખરેખામાં, અને છેવટે નયનમાં,

એ વખતે વ્યથા એવી રીતે મૂર્તિમન્ત બનીને બેસી જાય છે કે લેપચા, ભુતિયા, નેપાળી, બંગાળી, સુધરેલા, ભલેણા, વણભણેલા, એક મહાન વર્ગલોપની ભૂમિકા ઉપર ઊભા હોય તેમ, આ શબ્દો સાંભળી રડી પડે છે!"

વર્ષો પહેલાંનો બાપુએ સેવેલો રંગભૂમિ માટેનો આદર્શ આમાં વ્યકત થાય છે. બાપુના પોતાનાં જીવનમાં વધુ પડતી વાચાળતા, શબ્દોનો આડંબર એ સદા માટે વર્જ્ય જ ગણાયાં છે. એનુ એક પરિણામ એ આવ્યુ કે "અતડાપણા" નો દોષ તેમને માથે લાગ્યો.

આજથી પીસ્તાલીશ વર્ષ પહેલાં, બાપુ ગોંડલ છોડીને, અમદાવાદ આવવા નીકળી પડે છે–કેવળ જીવનમાં સેવેલી સાહિત્ય ઉપાસનાર્થે ! તે સમયે બાપુના પિતા ગોરધન બાપા પોતાના મિતભાષી જીવનનો પરિચય આપી દે છે. બાપુના પિતાના અંતરમા બેઠેલી મનોવ્યથાને વ્યકત કરવા માટે એક પણ શબ્દની જરૂર પડતી નથી ! એમના જીવનનો એ સમયનો પરિતાપ આંખોના ખૂણામાં દેખાતા થોડાક આસુ દ્વારા, આંખોની થોડીક લાલાશ દ્વારા જ કહેવાનુ સઘળું કહી દે છે! એમાં ગોરધનબાપાના મિતાક્ષરી–મિતભાષી જીવનનો પરિચય મળી રહે છે, તેમ બીજી બાજુ વજ્રહૃદયની પરાકાષ્ઠા પણ જોવા મળે છે! અચલ શ્રદ્ધા ઉપર રચાએલું બાપુનુ જીવન, સાહિત્યક્ષેત્રે સિદ્ધિઓ મેળવે છે ત્યારે તેનો સઘળો યશ, ગીતાબોધ પોતે જીવનમાં પચાવી જાણ્યો છે તેની પ્રતીતિ કરાવતા વચનોમાં આ રીતે વ્યકત કરે છે : "એ વિધિનો સંકેત જ સમજવાનો" "કુદરતનુ એમ કરવાનુ નિમિત્ત જ હશે" વગરે. પોતે સદાય કર્મનું–કાર્યનુ ગૌરવ જ પોતાને માટે રહેવા દઈને તેના ફળનો મહિમા મહાકાળ ભગવાનને જ આપ્યો છે. "કુદરત કહો તો કુદરત અને ઈશ્વર કહો તો ઈશ્વર" એમ કુદરત અને ઇશ્વરને એક જ પ્રતીક રૂપે હંમેશાં બાપુએ નીરખ્યાં હોય તેવું લાગે છે. જીવનમાં–સાહિત્યક્ષેત્રે મેળવેલી સિદ્ધિઓ માટે ઘણી વાર પુરોગામીઓ માટેના ઋણનો સ્વીકાર કરી પોતાના જીવનનુ નિરભિમાનપણું વ્યકત કરવું એ બાપુને મન સહજ વાત બની જાય છે. એ એમના જીવનમાં વણાઈ ગયેલ હકિકત હોય તેમ ઘણી વાર લાગે છે.

નવલિકા એ બાપુના સાહિત્યજીવનની દીર્તિદા બની એ ખરૂં, પરંતુ સાહિત્યક્ષેત્રે રાજમુગટ અને પૃથ્વીશ નામની નવલકથાઓ પ્રગટ થઈ ત્યારે પ્રવેશ કર્યો ગણી શકાય–૧૯૨૨–૨૩ આસપાસ. તે સમયમાં બન્ને નવલકથાઓને આવકાર પણ સારો મળેલો. તે સમયે ઉચ્ચ કક્ષાનું સાહિત્ય–માસિક–"સાહિત્ય"–પ્રગટ થતું, તેના વિવેચકે પણ તેનુ સન્માન કરેલુ. બાપુને પોતાના સર્જન પ્રત્યે, પોતે જ પોતાના વિવેચક બનીને, તેની ક્ષતિઓનો અભ્યાસ કરવાની એક જાતની ખાસિયત હતી. એ રીતે આ પ્રથમ નવલકથાઓ પ્રગટ થયા પછી, પંદર સોળ વર્ષ પછી ૧૯૩૭-૩૮માં 'મલ્લિકા' 'અજિતા,' 'પરાજય' એ સામાજિક નવલકથાઓ બહાર પડી ત્યારે નવલકથાનુ પૂર્ણ વિકસિત સ્વરૂપ લઈને આવ્યા હોય તેવી શ્રદ્ધા સાથે રીતસરનો આ ક્ષેત્રે પ્રવેશ કરે છે. એની પાછળ જેમ બાપુના જીવનમાં શ્રદ્ધાનુ મનોબળ ડોકિયા કરે છે, તેમ સાહિત્ય સર્જન અર્થે શ્રમ લેવાની તાકાત, તેને માટેનુ વર્ષોનુ મનોમંથન, ધીરજ, અને નિષ્ઠાનો પરિચય મળી રહે છે. શ્રદ્ધા પછી બાપુના જીવનના બે મહાન ગુણો–શ્રમ અને નિષ્ઠાને ગણાવી શકાય. પૂરો શ્રમ લેવાની તાકાત ન હોય, તો નવલકથા ક્ષેત્રે જે સિદ્ધિ મેળવી તે કયાંથી મળે ? ચૌલુકય યુગની, ચૌલાદેવીથી શરૂ થતી નવલકથાવલિ, અને ગુપ્તયુગની આમ્રપાલીથી શરૂ થતી ઐતિહાસિક નવલકથાવલિએ બાપુને

યશ અને દ્રવ્ય અપાવ્યા ત્યારે પોતાના લોહીના ગુણમા જે બીજાઓને યશ આપવાની ભાવના રહેલી તેનો આ ઉદ્‌ગારોમા બાપુએ પરિચય આપેલો "એ તો મુનશીજી જેવાઓએ લોકોને ઐતિહાસિક નવલકથાઓનો રસ ચખાડ્યો છે એટલે વળી આપણુ ટટ્ટુ ચાલ્યુ મહેનત કરવામા પાછી આપણે કચાશ પણ નથી રાખી"

મુનશીજીની 'જય સોમનાથ' અને બાપુની 'ચોલાદેવી' એક જ સમયે બહાર પડે, વિવેચકો તેનુ યોગ્ય રીતે એક જ સમયની નવલકથાઓ હોવાને કારણે જુદા જુદા દષ્ટિબિંદુથી સરખામણી કરે ત્યારે પણ બાપુએ કહેલુ, 'ઈશ્વરનો પણ કેવો પતાપ,! વિધિનો પણ કેવો યોગ! કે મારી નવલકથાને મુનશીજી જેવાની સાથે ઊભા રહેવાની તક મળી જાય!

લેશ પણ સંકોચ કે અહંભાવ વગર, બાપુનુ આવુ કથન હંમેશા પોતાના ગુરુજી મીઓને ઋણ ચૂકવવા તૈયાર હતુ

એ નવલકથાઓની હારમાળા પ્રગટ થવા માડેલી ત્યારે એવી હવા પણ જામેલી કે 'જાણે વર્કશોપ તોય તેમ ઉપરાઉપરી નવલકથાઓનો ઉતાર આવવા માડ્યો છે!' જેમ પ્રશંસાના શબ્દોએ બાપુને પોતાના કાર્યરત જીવનમાંથી કદી ચલિત નથી કર્યા, તેમ ટીકાત્મક ભાષાએ પણ બાપુને કોઇ દિવસ હતાશા આપી નથી તેઓ એક જ વાત માટે સદાય જાગ્રત રહેતા 'પોતે કલ્પેલા, સાહિત્ય સર્જનના ધોરણથી નીચે ઉતરીને, લોકરંજન અર્થે કોઈ સસ્તુ સર્જન તો નથ કરી રહ્યા ને?' જીવનમા આ એક જ ભાવનાને સાહિત્ય સર્જન માટે પ્રાધાન્ય આપેલુ

સાહિત્યકાર પોતાના સર્જન ઉપર મુસ્તાક રહીને, પોતાનો જીવન–વ્યવહાર ચલાવવા, પુસ્તકોના વેચાણમાથી બે પૈસા રળતો હોય તે લેખક માટે ગૌરવ લેવા જેવી વાત છે, એમ બાપુની માન્યતા હતી લેખક આ રીતે, બીજા કોઈ વ્યવસાયનો આશરો લીધા વગર પેટિયુ કાઢે તે–નર્મદ જીવનની–૧૯૩૩મા શતાબ્દી ઉજવાઈ, તે પછીનો આ ફેરફાર એ ગુજરાતી પ્રજા માટે પણ ગર્વ લેવા જેવો એક બનાવ ગણી શકાય ગુજરાતી વાચતી પ્રજા–પોતાના લેખકને લેખિની દ્વારા જીવવાની તક આપે છે તે પ્રજાના માનસમા આવેલો જબરો ફેરફાર ગણાની શકાય તેવું બાપુ માનતા પોતાની કલમનો સઘળો યશ પ્રજાને જ–ગુજરાતી વાચતી પ્રજાને–પ્રજામાથી મેળવ્યુ તે ફરી પાછુ પ્રજાને જ આપવુ એ બાપુની જીવનભરની ભાવના રહેલી લેખકની એ રીતે ઘણી જવાબદારી રહી છે તેવી માન્યતા બાપુ ધરાવતા હવે સઘળો આધાર લેખક ઉપર જ છે નિસર્ગથી ભિન્ન શ્રી અને સરસ્વતી એ સનાતન સત્ય, કાળિદાસના સમયથી ચાલ્યુ આવ્યુ છે પરંતુ આજના વધુ પડતા જીવન કલહમા લેખક પોતાની કલમદ્વારા, જીવનનુ પેટિયુ રળી લેતો હોય તો એ સરસ્વતી પુત્રની આપણે માટે અધિક સન્માન માટેનુ કોઇ જાતનુ–ટીકાનુ–કારણ ન બનવુ જોઇએ જીવનમા થોડીક વધુ સગવડતા મેળવવા માટે જ લેખકે 'બે પૈસાનુ' મહત્ત્વ સ્વીકારવુ જોઇએ એ "બે પૈસા"નું મહત્ત્વ સ્વીકારતો લેખક જો પોતાનો જીવનપથ ભૂલી જશે તો જતે દિવસે એનુ સર્જન–ગમે તે પ્રકારનું સર્જન–"પૈસા મળે છે માટે લખવા માડો" એવી રીતે અંકિત થઈને લેખક પોતે જ પોતાના હાથે પોતાનું પતન વહોરી લેશે એવી બાપુની માન્યતા હતી

# અસ્મિતા – ભારતની

દેવેન્દ્રકુમાર કા. પંડિત

પચકોડા અને સિંધુ નદીની વચ્ચેના 'યુદ્ધજોજન' દેશના મહારાજા પુરૂને ખબર થયા કે, 'જગત વિજેતા એલેકઝાંડર તમારા દેશનું સ્વાતંત્ર્ય નષ્ટ કરવા ચઢી આવે છે

પગથી માથા સુધીનું વિશાળ ધનુષ્ય અને બાણનો ગજ પીઠ પાછળ ભાથામા કાયમ રાખનાર, હીરાજડિત મુગુટધારી મહારાજા પુરૂએ જવાબ કહાવ્યો

'એલેકઝાંડર જગત વિજેતા છે વિજયના ગર્વમાં એને ખબર નથી કે, ભારત અને ભારતવાસીઓ એ નોખી જ ચીજ છે મોત કરતા એને સ્વાતંત્ર્ય વધુ વહાલું છે મારા વીસ હજાર ઘોડેસ્વાર, ત્રીશ હજાર પાયદળ અને ત્રીશ હાથીથી હુ એલેકઝાંડરનો ગર્વ મોડીશ. રોમ, સીરિયા, મીસર અને ઈરાન જેવું ભારત નથી કે સહેલાઈથી વશ થાય'

એલેકઝાંડરને ભારતની ધરતી પર કદમ માડતા જ સણસણતો જવાબ મળ્યો

મહારાજા પુરૂએ પોતાનો દેશ કબજે લઈ આખુ ભારત કબજે લઈ લેવાની અલકઝડરની મેલી મનીષાની તે સમયના ભારતના તક્ષશિલા ને અભિસાર સમા મોટા રાજ્યના રાજવીઓને દૂત મોકલી જાણ કરી પણ દેશના કમનસીબે આવા રાજા પરદેશી આક્રમણને ખાળવા એક નહાતા બની શકયા તે આ વેળા પણ ન બન્યા પણ પુરૂના પરાજયની રાહ જોતા આ આક્રમણથી રાજી થયા આ બેઉ રાજ્યો પાસે ત વેળા કે જે વળા આજના સમયથી હજારો વર્ષ પહે લાની છે તે વેળાએ માલ્વ નામે ઓળખાતી શૂરી લડાયક કોમ તેઓના સૈન્યમા હતી

સહાય માટે આવવાનો કોઈનો પ્રત્યુત્તર ન મળ્યો પણ આથી મહારાજા પુરૂ હિંમત હારે તેવા ન ન હતા. પોતાના સૈન્ય અને સેનાધ્યક્ષોની દેશભક્તિમા એ પૂરા શ્રદ્ધાયુક્ત હતા એમણે દુર્ગમા અનાજની, પાણીની સગવડ કરી આક્રમણખોરો પર સળગાવી ફેંકવા સારા પ્રમાણમા લાકડા ભેગા કર્યા

મહારાજા પુરૂના દુર્ગને કુદરતે એવુ તો મજબુત રક્ષણ આપું હતું કે કોઈ પણ માનુષી બળથી તે કદી તૂટી શકે તેમ હતો જ નહિ દુર્ગની પૂર્વમાં જોસભેર એક પહાડી નદી વહી જતી હતી એટલે, એ બાજુથી કોઈ આક્રમણનો ભય ન હતો પશ્ચિમ અને દક્ષિણ બાજુએ પણ ટેકરાવાળી ખરબચડી પહાડીઓને લીધે માર્ગ કાઢવો મુશ્કેલ હતો—માત્ર ઉત્તર બાજુ ખૂલી હતી ત્યા આગળ વિશાળ ને ઊંડી ખાઈ હતી ઉપરાંત તે બાજુ દુર્ગ પર ભારતિય સૈનિકો ધનુષ્ય–બાણ લઈ દુશ્મનને ખાળવા ઊભા હતા.

એલેકઝાંડર મહારાજા પુરૂને હરાવી પછી ભારત વર્ષની ભૂમિ પર આગળ જઈ શકે તેમ હતો એટલે યુદ્ધ રોકવા એણે એશીઆના અન્ય દેશો પરની ચઢાઈ વખત અજમાવેલ લાચ રૂશ્વત દઈ સેનાનીઓને ફોડ વાના પ્રયાસો કર્યા પણ અહીંથી તો એને જવાબ મળ્યો. 'આ ભારતભૂમિ છે અહીં તો કોઈ વિશ્વાસઘાતી કે દશદ્રોહી જનેતાએ જાગા જ નથી'

એલેકઝાંડર એ પછી યુદ્ધ શરૂ કરી દીધુ. ઉત્તર બાજુથી તેણે હલ્લો કર્યો પણ દુર્ગ પરથી ભારતીય સૈનિકોએ ધનુષ્યના છેડા ભો સરસા ગોઠવી હાથથી પ્રત્યાચા ખેંચી એવી તો જોરદાર તીર વર્ષા ગ્રીક સેના પર કરતા હતા, સળગાવલા લાકડા એવા તો અચૂક ફેંકતા, પત્થરમારો એવો તો જોરદાર કરતા હતા કે ગ્રીક છાવણીમા હાહાકાર બોલી ગયો એના તબૂઓ ભડકે બળવા માડયા

બરાબર ચાર દિવસ આ તૂમુલ યુદ્ધ ચાલ્યુ પણ ગ્રીક સેના દુર્ગ પર કશુ નુકસાન પહાચાડી ન શકી

કુશળ લડવૈયા એલેકઝાંડરે આ ચાર દિવસમા જોઈ લીધુ કે દુર્ગની એક કણી ખેરવવી પણ અશકય છે એટલે એણે સાહસભરી એક યુક્તિ ખોળી કાઢી

રાત્રિના સમયે જ્યાર ભારતીય પ્રણાલિકા

પ્રમાણે યુદ્ધ બંધ પડતું ત્યારે દુર્ગની ખાઈની સમીપ એલેક્ઝાંડર એક દીવાલ બાંધવાનો આરંભ કરતો. આ બહુ દુર્લભ કામ હતું. ભારતીય સેનાને આ વાતની ગંધ સરખી આવે તો તેઓ એ જ ક્ષણે બધાનો નાશ કરે પણ અહીં ગ્રીકોની ચતુરાઈ ને હોશિયારી કામ કરતા હતાં

નવ દિવસમા ખાઈના સામે કાંઠે બરાબર દુર્ગની સમાંતર એક દીવાલ દુર્ગ જેટલી જ ઊંચી થઈ ગઈ

ને એ જ કુશળતાથી એલેક્ઝાંડરે રાતના સમયે એ દુર્ગ અને પેલી દીવાલ વચ્ચે આવેલી ખાઈ પર પૂલ બાંધી દીધો

અચાનક આ સમાચાર મહારાજ પુરુને મળ્યા સાંભળી એ ખૂબ વ્યથીત થયા ને બોલ્યા . 'આ પૂલ પર આખા ભારતનું ભાવિ છે જો, એ પૂલ પર થઈ એલેક્ઝાંડર અહીં પ્રવેશ્યો તો સમસ્ત ભારતની સ્વાધીનતા નષ્ટ થશે!'

મહારાજ તે જ વખતે સૈનિકો લઈ પૂલવાળા સ્થળે ગયા ત્યાં જઈ ભારતીય સેનાએ અભૂતપૂર્વ બાણવર્ષા કરી. ગ્રીકોનો કારમો સહાર જોયો તોય ગ્રીક સૈના મુડદા પર પગ મૂકી આગળ વધતી હતી તો પણ એને ધારી સફળતા મળી જ નહિ.

આ વેળા ભારતીય અને ગ્રીક સેના સેળભેળ થઈ ગઈ મહારાજાએ જોયુ ને વિચાર્યુ કે, ભારતીય સેના દૂર ખસી તીર મારો ચલાવે તો ગ્રીક પાછા હટે ના રોકાઈ જાય

તેમણે તુરત પોતાની સેનાને આજ્ઞા આપી કે 'ગ્રીક સેના પર નજીકથી તીરવર્ષા બરાબર થઈ શકે નહિ માટે પાછળ જઈ દૂરથી ધનુષ્યમાથી તીર છોડો કે આક્રમણખોરો મૃત્યુને શરણ થાય'

તેમના સેનાપતીઓ કે જેઓ બાર અગિયાર હજાર સૈનિકે એક પ્રમાણે હતા તેઓ આ આજ્ઞા સાંભળી મહારાજ પાસે આવી બોલ્યા 'મહારાજ ! આ બરાબર થતુ નથી. આજે ક્ષણે ભારતિય સેના જે જુસ્સાપૂર્વક લડે છે તેથી ગ્રીકો ખતમ થશે આપણે પાછા હટી તેઓને આગળ વધવાનો મોકો ન આપીએ.'

પણ કમનસીબે સેનાધ્યક્ષોની આ વાત પુરુએ ન સ્વીકારી ને પોતાની સેનાને પાછા હટી દુર્ગના ઉચ્ચતમ સ્થાનો પર જઈ ત્યાંથી ગ્રીકો પર તીર-વર્ષા કરવા આજ્ઞા આપી

ભારતીય સેના પાછી હટી, મહારાજ એક બાજુ ઊભા રહી સેનામા ઉત્સાહ ભરવા જોરશોરથી આજ્ઞાઓ આપી રહ્યા હતા. એલેક્ઝાંડરે આ તકનો લાભ લીધો ને તેણે પોતાના તંબુના યત્રમાંથી એક એવો તો જોરદાર પત્થર મહારાજ પર ફેંક્યો કે મહારાજ પુરુની ખોપરી તૂટી ગઈ ચારે બાજુ લોહીની ધારા છૂટી ને એ ત્યા ઢળી પડ્યા ને જરાવારમા એનું પ્રાણ પખી ઊડી ગયુ

આ સમાચાર ગ્રીક સેનામા થયા ને તેઓ બમણા ઉત્સાહીન બની આગળ ધપ્યા ભારતીય સેનામા આજ વખતે મહારાજના મૃત્યુનો શોક વ્યાપી ગયો ને નિરાશા ફેલાઈ વળી સેનાધ્યક્ષે સેનાને ઉત્તેજીત કરવા ભરપુર પ્રયાન કર્યા પણ તે નકામા ગયા.

એલેક્ઝાંડર ભારતીય સેનાની આ હતાશા જોઈ અને વધુ ખૂનરેજી રોકવા ભારતીય સેનાને કહ્યુ : "હવે લોહી વહાવવુ છોડી દો તો તમારી તમામની ઈજ્જત કરવામા આવશે, તમારા શૌર્ય પર હુ ખુશ થયો છુ."

મહારાજ પુરુના રાણીએ યુદ્ધ બંધ કરવા ભારતીય સેનાને આદેશ આપ્યો

એલેક્ઝાંડરે બીજો દાવ નાખ્યો ને રાણીને કહાવ્યું 'હુ મૃત મહારાજના કુમારને ગાદીએ બનાવી પાછો જઈશ

આ દાવની ધારી અસર થઈ અને તેઓ ચાલાકીથી દુર્ગમા પ્રવેશ્યા ને દુર્ગનો કબજો લઈ પ્રથમ આદેશ યુદ્ધમાથી બચેલા સાત હજાર ભારતીય સૈનિકોને એવો કર્યો કે, દુર્ગમા કેટલીક વ્યવસ્થા કરવાની હોવાથી તમામ ભારતીય સૈનિકોએ અહીંથી નવ માઈલ દૂર પહાડી પર જઈ વસવુ

તે કોઈ આ ફરમાનનુ હાર્દ સમજી શક્યા નહિ ને પહાડી પર લાલકુટુંબ દુર્ગ છોડી ગયા કે

મેઘગર્જના કરતા સેનાધ્યક્ષે ભારતીય સૈનિકોને કહ્યું : 'વીરો! તમારા પર એટલા સારુ આક્રમણ કરવામાં આવ્યું છે કે તમે સૌએ સ્વદેશ વિરુદ્ધ હથિયાર ઉઠાવવા ના પાડી છે. હવે તો ગ્રીકોને આપણે બતાવી દઈએ કે, અવા દેશદ્રોહના માર્ગે જવા કરતાં ઝૂઝી મરી જવું એને અમે ઉચ્ચ કર્તવ્ય માનીએ છીએ. એ અમારો ઉજળો સંસ્કાર વારસો છે યાદ રાખો 'જનની જન્મભૂમિ સ્વર્ગાદપી ગરિયસી'

એ વીરનાદે પહાડી પર છવાયેલ મધરાતના નભોમંડળમા પડઘા પડયા. અસંખ્ય વીજળી સળાવા લેતી હોય તેમ પહાડી પર સેંકડો સમશેરો ચમકવા લાગી લોહીની નીકો ચાલી ઘવાયેલાઓના હાથ—પગ ને માથાં આમ તેમ ઉડવા માંડયા. જખ્મી થઈ પડી પડી જતા અશ્વોનો હણહણાટ નભોમંડળને ભરી દેતો હતો

પ્રભાત થતાં તો મુડદાંનો ગંજ ખડકાઈ ગયો ભગવાન સવિતા નારાયણે આ વિશ્વાસઘાતી હુમલો નજરે ન જોઈ શકવાથી તેમને વાદળ આડે મોં સંતાડયું સ્વદેશ સામે હથિયાર નહિ ઊગાવવાના નિશ્ચય સાથે સાત હજાર ભારતીય વીરોએ પોતાનું બલિદાન આપ્યું. ને ભારતીય ઈતિહાસને પાને માભોમ સારુ શહિદ થનારાઓની નામાવલીમાં પોતાના નામો લખાવના ગયા જે આજે ઈતિહાસના પાનાં પર સોનાના અક્ષરે લખાએલ પડયા છે

## અનુભવની વિદ્યાપીઠનો સાહિત્યકાર

તખલ્લુસના નામથી આખી દુનિયામાં ખ્યાતિ મેળવનાર મેક્સિમ ગોર્કી એક સુનારનો પુત્ર હતો, અને શિશુકાળમા જ અનાથ બનતા તેનુ બાળપણ વમમું વીત્યું. દાદીમાએ તેને પાળ્યો, પોષ્યો, ભણાવ્યો. પણ નિશાળ છોડીને નોકરી કરવાની વાસ્તવિકતાએ ફરજ પાડી કુમળી વયમા જ તેને જીવનની વિષમતા સામે ઝઝૂમવુ પડયું. સાથે સાથે વાચનનો શોખ તેણે જાળવી રાખ્યો અને પરિણામ એ આવ્યુ કે તેના મગજમાં અનુભૂતિઓ હમેશને માટે અંકાઈ ગઈ લેનિનની જેમ ગોર્કી પણ ક્રાંતિના આરે ઊભેલા જમાનામાં જીવતો હતો રાષ્ટ્રની સ્વાધીનતા ઝૂબેશમા તેનો ફાળો અપ્રતિમ રહ્યો છે. રાજકારણમા લેનિન, તેમ સાહિત્યમા ગોર્કી અમર છે

ગોર્કીએ રશિયામાં અને પરદેશોમા બેસુમાર રઝળપાટ કરી અને તેથી માનવસ્વભાવનો તેને અચ્છો પરિચય થઈ ગયો અનેક સ્તરના અનેક માનવીઓના સમાગમમા ત આ ા, અને તેથી જ પદદલિત વર્ગ તરફની તેની સહાનુભૂતિ શબ્દદેહ ધારણ કરે છે અને પૈસાદાર સ્વાર્થી વર્ગ ઉપર પ્રહાર કરે છે દરેક દેશપ્રેમી લડવૈયાની જેમ ગોર્કીને પણ અમુક વર્ષો જેલમાં ગાળવા પડ્યા હતા અને લિયો ટોલ્સટૉય જેવા તેનો બચાવ કરવા બહાર પડયા હતા આ ત્રણ મહાનુભાવો એક સાથે જે જમાનામા રશિયામા દેહસ્વરૂપે વિચરતા હતા તે તેનો સુવર્ણયુગ હતો ગોર્કીએ પોતાના સાસ્મરણો પણ આલેખ્યા છે જે વાચીને તત્કાલીન જમાનાનો હૂબહૂ ચિતાર મળી રહે છે

મધ્યમ વર્ગ, કચડાએલો અને શ્રમજીવી વર્ગ, જેની પાસે દંભ, આડંબર, પૈસો કે કીર્તિ કાંઈ નથી—તેણે ગોર્કીના અંતસ્તલને એવુ હલબલાવી મૂક્યું કે ગોર્કી સાહિત્યના અમર પાત્રો બનાવવાનું તેમને ફાળે આવ્યું જગતની એવી ભાષા ભાગ્યે જ હશે જેમાં તેનાં પ્રખ્યાત નવલકથા 'ધી મધર' અનુદિત ન થઈ હોય! વીસમી સદીના કેટલાયે પ્રથમ પંક્તિના વિધવિધ ભાષાના અને દેશના સાહિત્યકારો ઉપર મેક્સિમ ગોર્કીની અસર થોડા અથવા વિશેષ પ્રમાણમા અચૂક થઈ છે.

ઈતિહાસમા જુદે જુદે સમયે જુદા જુદા દેશમાં એવા સાહિત્યરત્નો પાકયા છે જેમની કલમનો વિજય યુદ્ધક્ષેત્રના ગમે તેવડા મહાન વિજય કરતા વિશેષ મૃત્યુંજય નીવડયો છે ગોર્કી આજે પણ જીવે છે અને તેનું સાહિત્ય આજે પણ પ્રેરણાદાયી બની રહે છે. યુદ્ધક્ષેત્રના વિજયને યાદ રાખવો પડે છે અને તારીખ ગોખવી પડે છે

—શિ.

# બોધામૃત

અનુવાદક પ્રકાશ ગજ્જર

## જીવન—રૂપક ..

જિંદગીને આમ તો
વિવિધ રૂપકો અપાય છે
એમા આ ચાર મુખ્ય છે.
જીવન પ્રવાસ છે
જીવન યુદ્ધ છે
જીવન યાત્રા છે
જીવન સ્પર્ધા છે
આમાથી તમને ગમે તે રૂપક સ્વીકારો,
પણ પછી એ મુજબ જ ચાલતુ રહ્યુ
જીવન પ્રવાસ છે,
તો એ પૂરો કરી મ ઝિલ મેળવવી રહી.
જીવન યુદ્ધ છે,
તો લડીને વિજય મેળવવો રહ્યો,
જીવન યાત્રા હોય તો
અ તિમ તીર્થ મેળવવુ રહ્યું
ને જિંદગી જો સ્પર્ધા હોય
તો એ જીતવી જ રહી.

વો. કાય

## ભક્તિના રૂપ

આ ઉપાસના, આ ભકિત—
આત્માની બીજા અડધિયા માટેની શોધ,
વર્ષા માટે ધરતીનો પોકાર,
જાણે તાજી પ્રગટાતી યજ્ઞશિખા
જાણે સિંધુની શોધમા બિન્દુ,
વટોળ વચ્ચે શાતિ ઝખતુ હૃદય,
મધરાતે મદદ માટે પોકારાતો સાદ,
જાણે ગોવાળને શોધતુ ખોવાયેલ ઘેટું,
જાણે બ્રહ્માડ સામે સાશ્ચર્ય શિશુ,
જાણે પ્રભાતસાૌંદર્યે મુગ્ધ કવિની વાણી,
કર્મલીન મજૂરનો એકાદ સ ગીતસ્વર
ઝીલવા ઊભા રહેવાનો વિશ્રામ,
જાણે પ્રેમભૂખ્યા હૈયાની શોધ,
પ્રેમભર્યા હૃદયનુ પરમ પ્રેમને સમર્પણ,
જાણે અન તતાના સાગર પ્રતિ
સમયનુ વહન,
જાણે નાનકડી જાતનું વિરાટ બ્રહ્માડમા
આવેષ્ટન, અવગાહન—ડૂબકી,
જાણે માનવીનુ
ભગવાનની વિરાટ યજ્ઞવેદીની
અન ત સોપાનમાલા પણ આરાહેણુ !

ડવાઈટ બ્રેડલી.

## કેન્દ્રસ્થ ચિંતવન..

એક વહેલી સવારે હૃદય વિષાદે ઘેરાયુ હતુ
મગજ સાવ બેચૈન હતુ
ત્યા હાથમા કલમ લઈ
મે જીવનનુ આ દર્શન કંડાર્યુ

કદી પલટાય નહીં એવુ સત્ય,
કદી હતાશ ન થાય એવી આશા,
કદી ચળે નહીં એવી શ્રદ્ધા,
કદી ડગે નહી એવી શાતિ,
ઈશ્વરે જેનુ વચન આપ્યુ છે એ શકિત,
એના પ્રેમે વાસ્તવિક બનાવેલું જીવન,
આ બધાની સિદ્ધિ
હુ એ પરમને શરણે મૂકુ છુ.
હવે સુખ આવો કે દુ:ખ,
ખોળાધરી ને બાહેધરી એ પરમની

આટલી ભાવનાઓ શબ્દોમા
કડારતાની સાથે જ મારો વિષાદ ઓગળી ગયો
ને અતરમા શાતિ અને સવાદિતાના ગાન
ગુજ્યા

નેન્સ ફેર

## સાચી મહાનતા

માનવી ખરેખર કેટલો મહાન હોય ?
જેટલા મહાન એના સપના,
એટલો એ વધારે મહાન
જેટલો વધારે પ્રેમ એ દર્શાવી શકે,
જેટલો એ વધારે પ્રેમ એ ઝીલી શકે,
એટલો એ વધારે મહાન
જેટલા ઉચ્ચ મૂલ્ય એ જાળવી શકે,
પોતાને મળેલા સુખ વહેચી શકે,
એટલા પ્રમાણમા એ મહાન
એના વિચાર જેટલા ઉંચા હોય,
જીવનનુ જેટલુ મૂલ્ય એણે રચ્યુ હોય,
એટલા પ્રમાણમા એ મહાન
એનો આત્મા જ્યાથી પ્યાસ છિપાવે છે
એ કુવારા જેટલો જ એ મહાન
જેટલી અતરદષ્ટિ એણે કેળવી હોય,
જેટલા સત્યને એ વ્યકત કરતો હોય,
એટલી એની મહત્તા
અન્યને જેટલો વધારે સહાયક થાય
જેટલા ઉજ્જવળ ભાવિને એ શોધતો હોય,
જેટલુ ઉન્નત જીવન એ જીવતો હોય–
એટલો જ એ મહાન!

—સી. ઈ. ફ્લાન

## હથોડા જેવા બનજો..

હથોડા વિષે
એ ઘડી વિચાર કરવા જેવુ છે
હથોડો
કદી પોતાનુ મસ્તક ગુમાવતો નથી
હાથો છોડીને કયાય જતો નથી
એ કર્મના ઘા માર્યો જ કરે છે
લોખડની બીજી બાજુને પણ
એ જુએ તપાસે છે, ટીપે છે
ને લોખડને સમમેળ કરે છે
એ ભૂલ પણ કરે છે
પણ તરત જ ફરી ટીપવાનુ શરૂ કરે છે
ઘા મારીને કોઈ કાઈ સિદ્ધ કરતુ હોય,
તો એ હથોડો જ!

—ટ્રેઝર ચેસ્ટ

## આજનો દિવસ.

નીલભૂરા તેજે છલકાતો
એક નવા દિવસ ઊગી રહ્યો છે
એને શુ નિરર્થક વહી જવા દેવાનો?
અનતતાના સમયસિધુમાથી
આ દિવસબિંદુ જન્મ્યુ છે
ને રાતના આ જ દિવસબિંદુ
પાછુ અનતતાના સમયસિધુમા ભળી જશે
આ અનન્ય દિવસને
આ પહેલા કોઈની આખે જોયો નથી
ને એકવાર એ રાત્રિમા ઓગળી જાય,
પછી એને કોઈ આખ
જોઈ પણ નહી શકે
નીલભૂરા તેજે છલકાતો
એક નવો દિવસ પ્રગટી રહ્યો છે
એને શુ નિરર્થક વહી જવા દઈશુ ?

—કાર્લાઇલ

# ચોરની પ્રતિજ્ઞા

બિંદુ મિશ્રા

"મહારાજ ! ભિક્ષા વહોરતા જાઓ !"

"તેં કોઈ વ્રત લીધું છે ?"

'ના, વ્રત એકેય નથી લીધું"

"જો વ્રત લે તો જરૂર વહોરવા આવું"

"ચાલો ને વ્રત આપો, પછી તો ભિક્ષા વહોરશો ને ?"

"ચાલ ત્યારે દારૂ ન પીવાનું વ્રત લે."

',મહારાજ ! દારૂ પીધા વગરતો ન ચાલે"

'એ તો પછી જુગાર ન રમવાનું વ્રત લઈશ?"

'જુગાર રમ્યા વગર તો મ ા દિ ા કેમ જાય ?'

'તો પછી ચારી ન કરવાનું વ્રત લે !"

"એ તો મારા વ્યવસાય છે મહારાજ ! એ કેમ છોડાય ?"

'તો પછી ખોટું ન બોલવાનું વ્રત લે !"

પેલો માણસ વિચારમ પડી ગયો એકેય વ્રત ન લેવું ને મહારાજ મા વારવા કેમ આવે ? ન આવે તો ય કાંઈ નહિ પણ મે એક વચન વ્રત લેવાની હા પાડી દીધી એટલે કોઈક વ્રત તો મારે લેવું જ રહ્યું ને ! અને સાચું બોલવામાં કયા કાંઈ ખોવું પડે છે ?

"ચાલો મહારાજ સાચું બોલવાનું વ્રત લીધું, બસ ! હવે ચાલો વોરવા !"

મહારાજે પ્રેમથી ભિક્ષા વહોરીને એ તો પગ-વાળ્યા, ચાલી નીકળ્યા સવાર પડ્યું ને પેલા ચોરને સાચું બોલવાના વ્રતમાં શું ગુમાવવું પડે છે તેની તરત જ પ્રતિતિ થવા માંડી.

સા તો ખોટું ન બોલવું એની તકે દારૂ નાખી માંડ કરી. તાજ પીને દારૂની આદત મોડી પીઠા તરફ ખેંચવા વિચાર થઈ પડયો કે દારૂ પીવા પછી ભાન ન રહેને ખોટું બોલાઈ જાય તો ! નથી પીવા દારૂ સાધુ પાસે નકામો ફસાઈ પડયો આતો કેદખાનું ઊભું કર્યું

રાતના નવેક વાગ્યાનો સુમાર થયો ને જુગારી મિત્રોનું ખેંચાણ અંદરથી થવા લાગ્યું પણ એ રમત તો જુઠું બોલાવે જ ચાલો ત્યારે ગુણિકાને ઘેર પણ નથી જવું એ બધું એકનું એક ને !

પણ ચોરી કર્યા વગર મમ મમનું શું ? એ તો કરવી જ પડશે ને ચોર અરધી રાતે રાજાના ઘરમાં જ ખાતર પાડવા ચાલી નીકળ્યો જેથી જીંદગીનું સાજુ ને પછી બહાર આવી જઈએ તો જૂઠું બોલવું પડે ના ! અઢળક દ્રવ્ય મેળવ્યા પછી ચોરી કરવા જવું છે જ કોને ?

એ તો ચાલ્યો રસ્તે ચોકીદાર મળ્યા, "કોણ છો ?" તો કહે 'હું ચોર છું." ચાકીદાર હસી પડયા "માજો ગાંડિયો લાગે છે" અને એવા જ સાચા ઉત્તરો આપતો રાજાના મહેલ પાસે પહોંચ્યો બારી ખુલી ગઈ. ચડયો ઉપર.

સારી વસ્તુની શોધ કરતા એક સુંદર દાબડો જેયો એને ખોલતા અંધારે અજવાળા પાથરતા સાત રત્નો ઝળકતી દીઠા, ચોરને થયું કે ચાર જ ઘણા છે આખો ભવ ખાતે નહિ ખૂટે એટલે ચાર રત્નો લઈ ઓની આવ્યો હતો એવો જ ઊતરી ને ચાલતો થયો.

સવાર પછેડો ઓઢીને રાજા નગરચર્ચા જેવા નીકળેલો એણે પછેડો સંકેલીને ચોરને પડકાર્યો :

"કોણ છો ?"

"ચોર છું !"

"કયા ગયો હતો ?"

"રાજાના ઘરે ચોરી કરવા"

"શું ચોરી આવ્યો ?"

'ચાર રત્નો"

"ક્યાં છે ?"

'જુઓ આ રહ્યાં !" કહીને બતાવ્યાં રાજાએ નામઠામ મેળવીને જવા દીધો સવારે રાજાના મહેલની બારી ખુલી જોઈને દેકારો મચ્યો. ચોરી થઈ લાગે છે પ્રધાનજી આવ્યા તપાસ કરી તો રાજા તો જુદા જ ઘસઘસાટ ઘોરે છે ચીજ વસ્તુ તપાસતાં દાબડો નજરે પડ્યો એમાં ત્રણ રત્નો જોતાં પ્રધાનજીનું મોઢું પાણી મૂકી ગયું ર નો સંતાડી લીધાં

રાજાજીને જગાડવામાં આવ્યા પ્રધાનજીએ જાહેર કર્યું કે સાત રત્નો ચોરાયાં છે ચોર ને ખોળવા આભપાતાળ એક કર્યાં ચોર મળતો નથી

પેલો ચોર એક રત્ન લઈને વેપારીને ત્યાં ગયો કહે કે આમાંથી આપી શકાય ત્યાં સુધી મારે ઘર સીધું સામાન પહોંચાડતા કરજે અને બહાર નીકળીને ખોટું ન બોલવું પડે એ ખાતર ઘર પડ્યા પાથર્યા રહે પણ ખોટું ન બોલવાનો દૃઢ આગ્રહ બાંધ્યો હતો

છેવટ ચોર ન જ પકડાયા ત્યારે રાજાએ દરબાર ભરી પેલા નામઠામ સાથે ચીઠ્ઠી લખીને ચોરને દરબારમાં બોલાવ્યો

ચોરભાઈ કહે આખર પકડાઈ તો ગયા જ હવે શું ?

ચોર દરબારમાં આવ્યો ત્યારે દરબાર સમસ્ત એને નીરખી રહ્યો રાજા કહે

શું તારૂં કામકાજ ચાલે છે ?"

"ચોરી કરવાનું"

"હમણાં છેલ્લી ચોરી ક્યાં કરી !"

'રાજાના મહેલમાં જ !'

શું ચાર્યું ?'

"ચાર રત્નો."

'ક્યાં છે એ રત્નો ?"

'ત્રણ મારી પાસે આ રહ્યાં ને ચોથું' પેલા શરાફ બેઠા ને ! તેમને આપ્યું છે"

શરાફને તો પરસેવા છૂટી ગયા કહે મારી પાસે મૂકી ગયો છે પણ હું કહેતા જ ભૂલી ગયો" ને થર થર થર માંડ્યો કાંપવા

'આ દાબડામાં સાત રત્નો હતાં ને તેં ચાર જ કેમ લીધાં ?"

'મને થયું કે ચાર તો જીંદગી આખી ખાતાં નહિ ખૂટે પછી વધારે લેવાં જ શા માટે ?"

'તો પછી બાકીનાં ત્રણ ક્યાં ગયાં ?"

"મહારાજ ! ચોરીની પહેલી તપાસ કોણે કરી ? પ્રધાનજીએ"

બસ તે એમની પાસેથી જ નીકળશે"

પ્રધાનના હોશ કોશ ઊડી ગયા તે દિવસે સુપ્રિમ કોર્ટ સુધી ગયા દાનું શરણું શોધવાની સગવડ નહિ એ તો પગમાં જ પડી ગયા રાજાજીની

પણ તું ચાર હોવા છતાં બધું સાચેસાચું કેમ કહી દે છે ?"

'સાચું બોલવાની મેં પ્રતિજ્ઞા લીધી છે એટલે હવે તો પ્રાણાંત પણ જૂઠું કેમ બોલાય ? ખુશીથી મોકલો મને કેદખાને"

રાજા કહે હવે તને નહિ પણ આ પ્રધાનજીને ને પેલા શરાફને જ ત્યાં મોકલવા રહ્યા ને તેને પ્રધાનજીની ખુરશી ઉપર

'મહારાજ પ્રધાનજીને આદત પડી ગઈ હશે ચોરીની તો એ કેદખાનાને પણ અમના વહિવટ જેવું કરી મેલશે માટે એને ક્ષમા આપો. એ જ સાચી એને સજા છે"



# એક લોકકથા

પ્રાચીન કાળની આ વાત છે. એ કાળમા લડાઈઓ ન થતી. સહુ લોકો સંપીને રહેતાં. એ યુગમાં એક ગામમા એક છોકરી રહેતી. એ છોકરી રૂપરૂપના અંબાર જેવી હતી.

ઘણા યુવાનો આ રૂપસુંદરી પાછળ ઘેલા બનેલા. પરંતુ કોઇ પણ યુવાન એની સમક્ષ પરણવાની વાત કરે કે તુરત એ છોકરી મૂંડો હલાવીને ના ભણી દેતી; અને કહેતી કે, હુ કોઇની સાથે પરણવાની જ નથી.

છોકરી ભલભલા યુવાનોને પણ આ રીતે નન્નો સભળાવી દેતી, એ જોઈને એના બાપને એક દિવસ બહુ ખીજ ચડી એણે પુત્રીને પૂછ્યુ. 'આનુ કારણ શુ ? કટૈયાકુંવર જેવા યુવાનો તારા હાથની માગણી કરે છે, છતા તુ એમને ના જ પાડ્યા કરે છે, એનુ કારણ શું છે ? તેં કોઈ છૂપો પ્રેમી શોધી કાઢ્યો છે કે શું ?'

'પિતાશ્રી !' છોકરીએ દીન વદને કહ્યુ: 'મારા પર રોષ ન કરશો, હુ તમારી દયા યાચુ છુ મારે કોઈ સાથે છૂપો પ્રેમસબંધ નથી. પણ હવે તમને સાચી વાત કહી જ દઉ સૂરજદેવે મને કહ્યુ છે કે, તુ કોઈ સાથે પરણવાનો વિચાર જ કરતી નહિ તું મને વરી ચૂકી છો મને પરણીને જ તું સુખી થઈશ'

પુત્રીની આ વાત પિતા તરતજ સમજી ગયા પછી એમણે ફરી વાર કદી આ વાત ઉખેળી નહિ

આ યુવતી રોજ નદી કિનારે પાણી ભરવા જતી ત્યા એક દેખાવડો યુવાન હમેશા એની રાહ જોયા કરતો, યુવાન ખરેખર રૂપાળો હતો, માત્ર એના ગાલ ઉપર એક ડાઘ હતો, એટલું જ.

એક દિવસ આ યુવતી પાણી ભરવા ગઈ ત્યારે તક ઝડપીને પેલા યુવાને એને કહ્યુ: 'સૂરજદેવની સાક્ષીએ, સહુ જોઇ શકે એ રીતે ખુલ્લેખુલ્લા હુ તારી સાથે વાત કરવા માગું છુ.'

'બોલી નાખ ત્યારે' યુવતીએ જવાબ આપ્યો.

'તેં ભલભલા શ્રીમંત યુવાનોના હાથ પાછા ઠેલ્યા છે. પણ હુ તો ગરીબ છું.–બહુ જ ગરીબ છુ મારે રહેવાને ઘરબાર નથી, ખાવાને રોટલો નથી; પહેરવાને કપડાં પણ નથી મારે કોઈ કુટુંબીઓ નથી, કેમકે સહુ સગાસાગવા મરી પરવાર્યાં છે. મારા ઉપર ઉપકાર કરીને તુ મારુ ઘર માંડ.'

યુવાનની વિનમ્રતા જોઈને યુવતીને ખરેખર દયા આવી ગઇ. એણે કહ્યુ.

'તારી વાત તો સાચી છે. ભલભલા તવંગર જુવાનોને મેં નિરાશ કર્યા છે. પણ હવે તારા જેવો એક ગરીબ જુવાન મારા હાથની માગણી કરે છે તેથી મને બહુ આનંદ થાય છે. હુ તને પરણીશ મારા મા-બાપ તને કપડા કરાવી આપશે. પછી તું ગરીબ નહિ ગણાય.'

આ સાભળીને યુવાન રાજીરાજી થઈ ગયો

પછી યુવતીએ કહ્યુ 'પણ સાભળ જરા મને સૂરજદેવે આજ્ઞા કરી છે કે, મારે પરણવુ જ નહિ હુ સૂરજદેવની વઈ ચૂકી છું. તો હવે તુ સૂરજદેવ પાસે જા અને એમને સમજાવ કે, તમે જેને આજ્ઞા કરી છે એ છોકરી આજ્ઞાનુ બરાબર પાલન કરે છે, એમા એ જરાય ચલિત થઈ નથી, પણ હવે એ મને પરણવા માગે છે....મેં એના હાથની માગણી કરી છે ...'

અને પછી એ યુવતીએ વધુ સૂચના આપી. 'સૂરજદેવને એમ પણ કહેજે, કે મારા મોઢા ઉપરથી આ ડાઘો દૂર કરી આપો તો આ લગ્નમા આપે સંમતિ આપી છે એમ

મારી પ્રેયસી સમજશે સમજ્યોને? સૂરજદેવ આ ડાઘ ભૂસી નાખવાની ના પાડશે, અથવા તુ સૂરજદેવનું સ્થાનક શોધી નહિ શકે, તો એ અપશુકન ગણાશે અને પછી હુ ફરી વાર તારુ મોઢુ પણ નહિ જોઉં '

યુવાન તો આ સાભળીને ડઘાઈ જ ગયો એ બોલ્યો 'તારી પહેલી વાત સાભળીને તો મારુ હૃદય થનગની ઊઠયુ હતુ, પણ આ બીજી શરત સાભળીને મારુ હૈયુ બેસી જાય છે સૂરજદેવનું થાનક હું શી રીતે શોધી શકીશ? એ સ્થાનક પર પહોચવાની કેડીની કોને ખબર હશે?'

'હિંમત રાખ, યુવાન હિંમત રાખ!' આટલુ કહીને છોકરી તો પોતાને રસ્તે ચાલી ગઈ

યુવાને સૂરજદેવને ઢૂઢવાની એકલે હાથે તૈયારી કરવા માંડી ડુગરા ઉપર ચડીને એણે છેલ્લી વાર પોતાની વસાહતના ટીંબા ભણી નજર કરી લીધી, મારી પ્રેયસીને ફરી વાર જોવા પામીશ કે નહિ એવી શકા પણ એના હૃદયમા ઉપજી

'સૂરજદેવ, મારા ઉપર દયા કરજો! એવી પ્રાર્થના કરીને યુવાન તો દેવધામનો માર્ગ શોધવા ચાલ્યો

દિવસોના દિવસો સુધી એણે પથ કાપ્યા કર્યો ઘાસના અફાટ મેદાનો ઓળગી ગયો, મોટી મોટી નદીઓ પાર કરી ગયો ઊચી ઊચી ગિરિમાળાઓ ઉલ્લઘી ગયો અને પથ લબાતો ગયો તેમ તેમ દિવસે દિવસે એની પાસેથી ખોરાકનો જથ્થો ખૂટતો ગયો

રસ્તામા હરણુ સામુ મળે એને આ યુવાન પૂછતો સૂરજદાદા કયા રહે છે?' ચાલતા આડે રીંછ ઊતરે તો એને પૂછતો ભાઇ, સૂરજદાદાનુ થાનક બતાવીશ? પણ જગલમા કોઇ કરતા કોઈને એ થાનકની ભાળ નહોતી

આખરે એક વાઘણુ સામી મળી એણે એક મોટા સરોવર તરફ આગળી ચીંધીને માર્ગ બતાવ્યો 'એ સરોવરની પેલી પાર સૂરજદેવ રહે છે'

પથ કાપીને મોડે મોડે આ યુવાન સરોવરના કાઠે જઈ પહોચ્યો એ જળરાશિ જોઇને જ એની છાતી જાણે કે બેસી ગઈ સરોવરનો સામો કાઠો તો કયાય દેખાતો જ નહોતો

આ એકાકી યુવાન આ અનત જળ રાશિ ભણી નિગૂઢ નજરે તાકી રહ્યો હતો ત્યા હસનુ એક જોડુ તરતુ તરતુ કાઠે આવી પહોચ્યુ

હસોએ યુવાનને પૂછયુ ભાઈ તુ અહીં શા માટે આવ્યો છે?

યુવાને જવાબ આપો 'હુ અહીં મૃત્યુ પામવા આવ્યો છુ દૂર દૂર મારા દેશમા એક સ્વરૂપવાન કન્યા રહે છે હુ એને પરણવા માગુ છુ, પણ એ સુદરી તો સૂરજદેવની થઈ ચૂકી છે એને પરણવા માટે સૂરજદેવની રજા લેવા હુ નીકળ્યો છુ સૂરજદેવનુ થાનક હુ શોધી શકતો નથી કટલાય મહિના થયા સૂરજદેવને શોધતો ફરુ છુ, પણ કયાય એનો ભેટો થતો નથી હવે તો હુ અહીંથી પાછો પણ જઈ શકુ એમ નથી ને આ વિશાળ સરોવર ઓળગી પણ શકુ એમ નથી એટલે, મારે તો હવે પ્રાણત્યાગ કરીને મરી છૂટવા સિવાય બીજો માર્ગ રહ્યો નથી

નહિ નહિ તારે જીવ કાઢી નાખવાની જરૂર નથી હસોએ યુવાનને હિંમત આપી 'આ સરોવરને સામે ઓવારે સૂરજદેવ રહે છે અમારી પીઠ પર બેસાડીને અમે તને ત્યા પહોચાડી દઈશુ

આમ કહીને હસોએ તો આ પ્રેમી યુવાનને પાતાની પીઠ પર બેસાડી દીધો ને સરોવરને સામે ઓવારે ઊતારી પણ દીધો પછી હસોએ કહ્યુ 'તુ સૂરજદેવના થાનકની લગોલગ આવી પહોચ્યો છે આ રસ્તે થોડુ

ચાલીશ એટલે સામે જ દેવનુ ધાનક આવશે '

યુવાને તો હસોની આ સૂચના મુજબ પથ કાપવા માડ્યો અને તુરત સામેથી એક તેજસ્વી માણસ સામો આવ્યો એણે સામા મળતા જ યુવાનને પૂછ્યુ

'રસ્તામા તે હથિયારો પડેલા છે એ જોયા કે ?'

'હા ' યુવાને જવાબ આપ્યો 'મે જોયેલા ખરા '

'પણ તુ એને અડક્યો નહિ ?'

'ના, એ હથિયાર મારા નહોતા, એટલે હુ કેમ કરીને હાથ અડાડી શકુ ?'

'તુ પ્રમાણિક માણસ લાગે છે ' પેલા આગતુકે કહ્યુ અને પછી પૂછ્યુ 'તુ કઈ તરફ જાય છે ?'

'સૂરજદેવને મળવા '

પેલા અજાણ્યા માણસે કહ્યુ 'મારુ નામ શનિશ્ચર છે હુ સૂરજદેવનો દીકરો છુ અસ્તાચળને સમયે સુરજદેવની દિનચર્યા પૂરી થશે, પછી એ તને દર્શન દેશે ' આમ કહીને શનિશ્ચર આ યુવાનને થાનકમા લઈ ગયો

થાનકમા સુરજદેવના પત્ની રન્નાદે બેઠા હતા રન્નાદેએ યુવાનનો આદરસત્કાર કર્યો અને એ ભૂખ્યા વટેમાર્ગુને ખાવાનુ પણ આપ્યુ

અસ્તાચળ પછી સુરજદેવ પધાર્યા એમને શનિશ્ચરે ખબર આપ્યા કે, આ યુવાન તો પ્રમાણિક માણસ છે અને બહુ મહત્ત્વના કામે આવ્યો છે ત્યારે સુરજદેવ બહુ પ્રસન્ન થયા એમણે કહ્યુ કે આ થાનકને તારુ પોતાનુ જ ઘર ગણજે ને મનફાવે એટલા દિવસ અહીં મોજથી રહેજે મારા પુત્ર શનિશ્ચર સાથે ભાઈબધી કરજે '

બીજે દિવસે રન્નાદેએ પણ યુવાનને કહ્યુ 'મારા શનિશ્ચર સાથે તુ મનફાવે ત્યા ફરવા જજે, પણ મારા દીકરાને સરોવર નજીક ઢૂકવા દેતો નહિ તને ખબર છે, સરોવરમા એવા પક્ષીઓ થાય છે કે એ માણસને મારી નાખે છે ?

યુવાન તો ઘણા દિવસ અહીં સુખચે નથી રહ્યો શનિશ્ચર સાથે એ ફરવા પણ જતો

એક દિવસ આ બને ભાઈબધો સરોવર નજીક જઈ પહોચ્યા, અને ત્યા મોટા મોટા પક્ષીઓ ઊડતા જોયા

'ચાલો, આપણે પક્ષીઓ પાસે પહોચી જઇએ અને એમને ઉડાડી મૂકીએ ' શનિશ્ચરે કહ્યુ

'નહિ, નહિ,' યુવાને પોતાના મિત્રને વાર્યો, 'ત્યા જવામા જોખમ છે '

પણ સૂરજદેવનો પુત્ર એમ વાર્યો વળે એમ નહોતો એ તો દોટ મૂકીને સરોવર ભણી દોડી ગયો

યુવાન પણ એની પાછળ દોડયો યુવાન જાણતો હતો કે શનિશ્ચરનુ રક્ષણ કરવુ એ મારી ફરજ છે, તેથી એ ઝડપભેર પોતાના મિત્રથી આગળ નીકળી ગયો પક્ષીઓ શનિશ્ચરને ચાચો મારી રહ્યા હતા એ બધા જ પક્ષીને આ યુવાને એકએક કરીને ઉડાડી મૂકયા

આ સમાચાર સાભળીને શનિશ્ચરના માતા રન્નાદેવી તો રાજી રાજી થઈ ગયા રાતે સૂરજદેવને આ વાતની ખબર પડી ત્યારે તેઓ પણ અત્યત ખુશ થયા એમણે કહ્યુ, 'વત્સ, તે મારા દીકરાને જીવનદાન દીધુ છે એ ઉપકાર હુ કદી નહિ ભૂલુ હુ તારા ઉપર પ્રસન્ન થયો છુ માગ માગ, વર માગ '

'દેવ' યુવાને નમ્ર અવાજે કહ્યુ 'દેવ હુ આપની પાસે વરદાન માગવા જ આવ્યો છુ મારે એક છોકરી સાથે પરણવુ છે, પણ એ છોકરી કહે છે કે, હુ તો સુરજદેવને વરી ચૂકી છુ એ કહે કે, સુરજદેવે હવે મને કોઈ પણ યુવાન સાથે પરણવાની ના પાડી છે '

'તારી વાત સાચી છે ' સુરજદેવ બોલ્યા, 'એ ભલી બાઈ લાબુ આયુષ્ય ભોગવશે

એનો ધણી અને એનાં બાળકો પણ દીર્ઘાયુ થશે. હવે તું વહેલો વહેલો તારે વતન પહોંચી જા, પણ એ પહેલાં મારી સાથે ચાલ, હું તને દુનિયા દેખાડું.'

આમ કહીને સુરજદેવ આ યુવાનને આકાશને છેડે લઈ ગયા. ક્ષિતિજ પરથી એમણે ગોળાકાર અને ચપટી દુનિયાનુ દર્શન કરાવ્યું.

પછી સુરજદેવે કહ્યું: 'તારા લોકો માટે એક સદેશો લેતો જજે કોઈ માણુસ માદો પડે, કોઇ આપત્તિમા આવી પડે ત્યારે એની ધર્મપત્નીએ એવી માનતા માનવી કે મારો ધણી સાજોસારો થઈ જશે તો સૂરજદેવ માટે થાનક બધાવીશ. એ માનતા માનનારી સ્ત્રી જો પવિત્ર સતિ અને સાચા બોલી હશે તો હું એના પર પ્રસન્ન થઈશ ને એણે માનેલી માનતા ફળશે પણ એ સ્ત્રી જો અપવિત્ર હશે. અને ખોટાબોલી હશે તો હુ કોપાયમાન થઈશ .. તું આ દુનિયા જેવુ ગોળાકાર રહે ઠાણુ બનાવજે, પણ એ પહેલા તો તારે સો વાંસનુ હૂફાળું ઘર જ બાધવુ પડશે એ ઘર આકાશ જેવુ કરજે. એમાના અરધા ભાગ પર લાલ રગ લગાડજે, એટલે એ મારી મૂર્તિ બની રહેશે. બાકીનો અરધો ભાગ કાળા રંગે રગજે, એટલે એ કાળું ઘર રાતનુ પ્રતીક બની રહેશે.'

આટલુ કહીને સૂરજદેવે આ યુવાનના ચહેરા પર એક અકસીર ઔષધ ઘસ્યુ અને તુરત પેલો ડાઘ દૂર થઈ ગયો. પછી સૂરજ દેવે એને બાજ પક્ષીના બે પીછા આપ્યા અને આદેશ આપ્યો 'જે સ્ત્રી મારે માટે થાનક બાંધે એના ધણીએ પોતાના માથામા આ બે પીછા ખોસવાના રહેશે'

પછી સૂરજદેવે આ યુવાનને ધરતીનો સાવ ટૂંકો માર્ગ ચીંધ્યો એ માર્ગે યુવાન ઝડપભેર પોતાને ગામ આવી પહોંચ્યો.

યુવાને પોતાનો ડગલો ઊતાર્યો ત્યારે ગામ આખાનાં લોકો આશ્ચર્યચકિત થઇ ગયા. એણે મહામૂલાં સુંદર વસ્ત્રો પહેર્યાં હતાં. એનુ તીરકામઠું, એની ઢાલ અને બીજા હથિયારો સાવ જુદી જ જાતના જણાયાં. પણ લોકોને આ યુવાનનો ચહેરોમહોરો તો પરિચિત હતો, એટલે એમણે તુરત એને ઓળખી કાઢ્યો અને બૂમો પાડવા લાગ્યાં:

'મોઢા પરના ડાઘવાળો છોકરો પાછો આવ્યો છે. હવે એ ગરીબ નથી રહ્યો. એના મોઢા પરથી પેલો ડાઘ ભુંસાઈ ગયો છે!'

જેના પ્રેમથી પરવશ બનીને પોતે આવડી લાબી મજલ ખેડેલી એ યુવતી આ યુવાનની આતુર નયને પ્રતીક્ષા કરી રહી હતી. યુવાને પોતાના માથામાથી બાજ પક્ષીનાં પીછા ખેચીને યુવતીને ચરણે ધર્યા અને કહ્યું કે સૂરજદેવે આ સોગાદ મોકલી છે.

યુવતી તો રાજીરાજી થઈ ગઈ. બેય જણા ધામધૂમથી પરણ્યા પછી એમણે સૂરજદેવનુ ઋણ અદા કરવા માટે એક થાનક બાધ્યુ

સૂરજદેવે એમને લાબી આવરદા બક્ષી, આરોગ્ય પણ બક્ષ્યુ તેઓ કોઈ દિવસ માંદા-સાજા થયા નહિ

બન્ને જણા વૃદ્ધાવસ્થાને આરે પહોંચ્યાં પછી એક વહેલી પરોઢે એમના બાળકો મા-બાપને ઊંઘમાથી ઉઠાડવા ગયાં: 'ઊઠો ઊઠો સવાર પડયુ!'

પણ માબાપે હોકારો ન આપ્યો રાત દરમિયાન ગાઢ ઊંઘમા જ, જરા પણ કષ્ટ કે પીડા અનુભવ્યા વિના એમના પડછાયા અનંતમાં ભળી ગયા હતા.

*

# મને ક્ષમા કરો !

પ્રેમસ્વરૂપ શ્રીવાસ્તવ

એક દિવસ દેવલોકમાં સૃષ્ટિના અનેક આત્મા એકત્રિત થયા. સૌએ પોતાપોતાની મુશ્કેલીઓનું વર્ણન કર્યું. ત્રિલોકપતિએ શક્ય હતું તેટલા પ્રમાણમાં એ બધાને સંતોષવાનો પ્રયાસ કર્યો. સૌ પછી ચાર રસ્તાનો આત્મા બોલ્યો : 'ભગવાન, મને ઘોર અન્યાય થયો છે.'

'કઇ રીતે ?'–ત્રિલોકપતિએ જરા આશ્ચર્યથી પૂછ્યુ.

ચાર રસ્તાના આત્માના ચહેરા પર રોષ છવાઈ ગયો. એણે થોડી કડવાશથી કહ્યું: 'દેવ, હું યુગો થયાં પદદલિત રહ્યો છું. જરૂરિયાતની દૃષ્ટિએ મારું ઘણું મહત્ત્વ છે, પણ જ્યારે માનવ–સમૂહ મારી છાતીને ખૂંદીને પસાર થાય છે ત્યારે એને મારો આદર કરવાનો જરા પણ વિચાર નથી આવતો. રાતદિવસ લોકોનો કોલાહલ સાંભળીને મારા કાન પાકી ગયા છે. એક ક્ષણનો વિશ્રામ પણ મારે માટે દુર્લભ છે. ક્યારેક એક બાજુથી લોકોનો આર્તનાદ સંભળાય છે તો બીજી બાજુથી શહનાઈનો અવાજ આવે છે. જીવનની અનેક વિવિધતા માટે મને હવે રસ નથી રહ્યો. આમ છતાં યે મારી જો અવહેલના ન થતી હોત તો હું આ બધું સહન કરી શકત. મારા મહત્ત્વ પ્રત્યેની ઉપેક્ષા ઊલટાની વધતી જાય છે. મેં જીવનનાં કોણ જાણે કેટલાંયે ચઢાણ અને ઊતરાણ જોયાં. હવે આ સ્થિતિમાં વધુ સમય રહેવાનુ મારે માટે સંભવિત નથી.'

ત્રિલોકપતિ આછા હાસ્ય સાથે બોલ્યા: 'ખરેખર, તમને ઘણી મોટી મુશ્કેલી છે. બોલો, હું તમને શું મદદ કરી શકું ?'

'હું જરા પણ વિલંબ વિના આ મુશ્કેલીમાંથી મુક્ત થવા ચાહું છું.'

'તો પછી મારે ત્યાં જ તમે નિવાસ કરો. અહીં હંમેશાં સુખ જ મળશે'–ત્રિલોકપતિએ પોતાના મનની વાત કરી

ચાર રસ્તાના આત્માએ ત્યારથી ત્યાં જ રહેવા માડ્યુ.

દેવલોકમાં અતિ સુન્દર ઉદ્યાન હતાં. ત્યાંનાં વૃક્ષ ક્યારેય ફળફૂલ રહિત નહોતા રહેતાં. પાનખરને માટે ત્યાં અવકાશ જ નહોતો. બારે માસ ત્યાં વસન્તઋતુની માદકતાનો વિલાસ પ્રવર્તતો હતો. સરોવરોના પુષ્પગંધથી સુવાસિત જળ સદૈવ સ્ફટિક જેવાં સ્વચ્છ રહેતાં અને એના કિનારા પર અપરૂપ પક્ષીઓનાં યુગ્મ કલ્લોલ કરતાં રહેતાં.

નગર–પથ સુવર્ણ નિર્મિત હતા. એના પર કેસરનો છંટકાવ થતો. ચિર–યૌવનથી પરિપૂર્ણ યુવક અને યુવતીઓનો સમૂહ એના પર ફર્યા કરતો હતો ત્યાંના ખૂણે ખૂણે અનન્ત સૌંદર્યનો જાણે મેળો જામ્યો હતો. ગગનચુમ્બી હેમ–પ્રાસાદોમાં અતુલ ઐશ્વર્યની ઝાંખી થતી. ત્યાં ચાર રસ્તાના આત્માને રાતદિન માનવલોકમાં જે કરુણ હાહાકાર સંભળાતો એ અહીં સાંભળવા નહોતો મળતો. સર્વત્ર જીવન જ હતું. નામ માત્ર માટે પણ મૃત્યુ ક્યાંય દૃષ્ટિગોચર નહોતું થતું. બધા સુખી હતા, સંતુષ્ટ હતા.

ચાર રસ્તાના આત્માએ ત્યાંની ખૂણે ખૂણાની ઝાંખી કરી. રસના અમાપ સાગરમાં મનભરીને ડૂબકીઓ મારી. એણે અનુભવ કર્યો–જન્મ ધારણ કરવાનુ પુણ્યફળ તો હવે જ મળી રહ્યું છે.

આ રીતે કેટલાક દિવસ પસાર થયા પછી એક દિવસ ચાર રસ્તાનો આત્મા પુનઃ ત્રિલોકપતિની પાસે ગયો. આ વખતે

એના ચહેરા પર ખિન્નતા અને દીનતાના ભાવ અંકિત થયેલા હતા

ત્રિલોકપતિને આશ્ચર્ય થયું કેમ કે એનું આ રૂપ એમને બિનકુલ અસ્વાભાવિક લાગતું હતું એમણે આતુરતાથી પૂછ્યું 'અપાર સુખ-રાશિની વચ્ચે પણ તમારા મુખ પર સંતોષ નથી દેખાતો એ આશ્ચર્યની વાત છે!'

'આ અપાર સુખ-રાશિ જ મારી ખિન્નતાનું કારણ છે ભગવાન મને ક્ષમા કરો'–ચાર રસ્તાના આત્માએ ધ્રૂજતા અવાજે કહ્યું

'કેમ?' એમણે હસીને પૂછ્યું

'મને જડ બનાવી દે એવું આ સુખ નહિ જોઈએ હું પહેલા જ્યા હતો ત્યા જ જીવન છે જ્યારે સુવર્ણ મુકુટ ધારણ કરેલા ચક્રવર્તી સમ્રાટોની રાજયાત્રા નીકળતી હતી ત્યારે મારા કાન જયનાદ સાંભળતા હતા જ્યારે કોઈ હતભાગિનીની માતાની ગોદ સૂની બનાવનાર બાળકનું શબ સ્મશાન તરફ લઈ જવાતું હતું ત્યારે મારા શ્રવણપટ પર કરુણ વિલાપ અથડાતા હતા મારી આંખો સવારે રાજ્યાભિષેક થતો જોતી હતી અને સાંજે લાકડાની ચિતા સળગતી જોતી હતી ઉત્થાન અને પતન, પ્રકાશ અને છાયા, જીવન અને મૃત્યુ ભગવાન મારી આંખો આ બધું જોવા અભ્યસ્ત છે એ પરિવર્તનમા જ જીવન છે અહીં ચિર યૌવન છે, સદા વસન્ત છે, અમર સૌન્દર્ય છે એટલે જ અહીં જીવન નથી અહીં મારો શ્વાસ રૂંધાય છે કરુણામય મારા ભ્રમ માટે મને ક્ષમા કરો મને ત્યા જ પહોંચાડી દો'–આટલું કહેતા તો ચાર રસ્તાનો આત્મા રડી પડયો

પણ ત્રિલોકપતિ ગંભીર સ્વરે બોલ્યા તમે ફરીવાર બરાબર વિચાર કરી લો ત્યા ધૂળ અને માટી છે, અસહ્ય તાપ છે હાહાકાર !

ચાર રસ્તાનો તડપતો આત્મા વચ્ચે જ બોલી ઊઠ્યો ભગવાન એ માટીનું જ મારું શરીર બન્યું છે અસહ્ય તાપ અને હાહાકાર તો મારા હૃદયના ધબકાર છે હું એના વિના એક પળ પણ જીવતો રહી શકું તેમ નથી'

અને ચાર રસ્તાનો આત્મા પુનઃ પોતાના પૂર્વ શરીરમા પ્રવેશી ગયો.

---

## સાભાર સ્વીકાર

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય,
ફુવારા, ગાંધી રસ્તો અમદાવાદ ૧

(૧) કૃષ્ણાવતાર ખંડ ત્રીજો (પંચ પ વો) (શ્રી કનૈયાલાલ મ શ ૬૨૪ પાના કિંમત રૂ ૧૨) (૨) અનુબંધ (લેખક પિનાકિન દવે પાન ૩૬૦ મૂલ્ય રૂ ૯) (૩) શિવદ્ધિ પન્થા (લેખક રામુભાઈ શુક્લ પાન ૧૨૬ મૂલ્ય ૨/૨૫) (૪) બે ઘર (લેખિકા જયા ઠાકોર પાન ૨૦૩ મૂલ્ય રૂ ૪) (૫) અંતે ઘર ભણી (લેખક દુર્ગેશ શુક્લ પાન ૨૭૩ મૂલ્ય ૫/૫૦) (૬) સૂની સોપારી (લેખક ડૉ મધુસૂ. પારેખ પાન ૨૬૧ મૂલ્ય રૂ ૫/૦૦) (૭) શાળાની રંગભૂમિ (લેખક દોલતભાઈ દેસાઈ પાન ૨૨૪, મૂલ્ય ૪/૫૦) (૮) રંગીલું રાજસ્થાન (લેખક અમુભાઈ પંડ્યા પાન ૧૬૯ કિંમત ૩/૦૦) (૯) વાચન પાપગી (લેખક સોમાભાઈ કીશાભાઈ પટેલ રૂ ૩ (પુસ્તક ૧ થી ૫) (૧૦) આપણો રાષ્ટ્રધ્વજ (કપિલા ઠાકોર પાના ૨૬ કિંમત ૦/૬૦)

પૃષ્ઠ ૯૨થી ચાલુ ]

## અંકુશ હઠાવ્યો !

ઝેનબંધીની વાત નથી, ખાંડની પણ વાત નથી, ચોખા અને તેલનુ પણ કાંઇ નથી. કાગળ ઉપરથી સરકારે અંકુશ ઉઠાવી લીધો છે ! આપણે ત્યા સાચી લોકશાહી છે તેની આ સાબિતી. લોકશાહીમાં કાગળનો જ ઉપયોગ સૌથી વિશેષ હોય છે. પોતપોતાની વિચારસરણીના ફેલાવા માટે વિવિધ પક્ષોને પ્રચાર માટે પુસ્તિકાઓ, પત્રિકાઓ, દૈનિકોની જરૂર પડે છે. આપણે ત્યા રાજવ્યવસ્થા મતપત્રકથી થાય છે એટલે મતદારોની યાદી તેમજ મતદાન માટેના પત્રકોમા પણ કાગળ ખૂબ જોઇએ. સત્તા ઉપર હોય તેવા પ્રધાનોને એટલા માટે કાગળ જોઈએ કે તેમને કાગળ લખનારા અસંખ્ય હોય છે અને છેવટે કોકની ભલામણ તો લાચારીપૂર્વક કરવી પડે છે. નિશાળોમા, કૉલેજોમાં અને પરીક્ષાઓમા બધી જ રમત કાગળ ઉપર છે પરણેલાઓને કાગળ ફરજિયાત લખવા પડે છે પરંતુ અપરિણીતોને તો તેથી વિશેષ લખવા પડે છે કેમ કે તેમની સંસારનૌકાના વળાંકનો આધાર કાગળોમા ટપકાવેલા વેદવાક્યો ઉપર નિર્ભર હોય છે. સરકારી કચેરીઓ કાગળ ઉપર નભે છે અને સરકારી નોકરોનુ ભાવિ તુમારશાહીના દીર્ઘજીવીપણા ઉપર આધારિત છે. કાગળની અંકુશમુક્તિના એંધાણ જોઈને જ ટપાલખાતાએ કાગળની લેવડદેવડ કરવા ભાવ વધારી મૂક્યા. કેટલાક લોકોનુ માનવુ છે કે અંકુશમુક્તિથી કાગળના ભાવમા સહેજ વધારો થશે નોટબુકો મોઘી થશે; પાઠ્યપુસ્તકો મોઘા થશે. પરંતુ સરકારે કાગળની ઘેરી ચેતવણી ઉચ્ચારી છે કે કાગળના ભાવ જો બેહદ વધશે તો ફરીથી સરકારને વચ્ચે પડવુ પડશે અહી 'બેહદ'ની કોઈ વ્યાખ્યા આપી નથી. બેહદ કોને કહેવાય? તેલનો ભાવ કિલોના પાચથી છ રૂપિયા હતો, ખાંડનો ભાવ કાળાબજારના છથી આઠ રૂપિયા હતો ત્યારે પણ 'બેહદ'ની વ્યાખ્યા અસ્પષ્ટ હતી. કાગળ કાંઇ ખાવાની વસ્તુ નથી, ઢોર કસમયે ભૂખથી ખાય છે તે તો રદ્દી અથવા ગોળ નોટી ગયા હોય તેવો કાગળ ! નોટબુકના પાંચ-દસ પૈસા વધે અથવા અખબારો અને સામયિકોને બે-ત્રણ ટકા વધુ બેસે તે આમ તો કાંઈ જ વિસાતમાં ન ગણાય. ભારતની જનતા એક વિશાળકાય હાથી જેવી છે—તેને ટાકણી ઘોંચો તો કશાય પણ નહિ; ભાલુ હોય તો જુદી વાત છે. કાગળની અંકુશમુક્તિ માટે સૌ કોઈને ધન્યવાદ !

## છબી

મે માસના આખરી દિવસોમાં નહેરુજીની છબી યાદ આવી જાય છે અને તેની સાથોસાથ બીજુ કેટલુ ! તેમના પુત્રી આજે ભારતની છબી પરદેશોમાં રજૂ કરવા કેટલો અથાગ પ્રયત્ન કરી રહ્યા છે ! દક્ષિણપૂર્વના દેશોની તેમની તાજેતરની યાત્રા એકંદરે ઠીકઠીક સફળ રહી. વિદેશપ્રધાન તરીકે ઈંદિરાજી પિતાની શિષ્યા છે ઓસ્ટ્રેલિયામાં જાહેર પ્રવચનમા કેટલાક Feeler રજૂ કરીને મૌલિકતા પણ બતાવી ! અરસપરસ સહાય અને વેપાર વિનિમય માટે જે રાષ્ટ્ર પોતે મજબૂત નથી, અને પારકી આર્થિક સહાય ઉપર નભે છે તેની છબી રજૂ કરી કરીને-કેવી કરી શકાય? છેવટે તો બાવડાના બળ સિવાય અન્ય કોઈ રીતે દેશની પ્રતિભા ઊભી થઇ શકે નહિ. બીજા વિશ્વયુદ્ધની શરૂઆતમા હીટલરે જર્મનીની તાકાત ઉપર નાઝી પ્રચારની માંડણી કરી હતી; જાપાને પર્લહાર્બર ઉપર ત્રાટકીને, પૂર્વમા પોતાનું વ્યક્તિત્વ પ્રગટ કર્યું હતુ. આપણને તો રશિયા અને અમેરિકા એમ બે રાષ્ટ્રની મદદ મળે છે પણ પાકિસ્તાનને ત્રીજા રાષ્ટ્ર ચીનની પણ મદદ મળે છે અને તે પોતાની તાકાત રોજ બરોજ વધારી રહ્યુ છે. લશ્કરી તાકાત વિનાની ભારતની કોઈ પણ છબી અર્થ વગરના છે.

## AIR-ગુજરાતી બુલેટીન

ઓલ ઇન્ડિયા રેડિયો દિલ્હીથી ગુજરાતીમા સમાચારોનુ પ્રસારણ એટલી કઢંગી રીતે થાય છે કે ગુજરાતી ભાષા સાચી રીતે જાણનાર, અને ભાષાશુદ્ધિ અને ઉચ્ચારનો આગ્રહ રાખનારને

બપોરે એક વાગે અને રાત્રે આઠ વાગે રેડિયો સ્વીચ બંધ કરી દેવી જ પડે ગુજરાતી એના ઉન્સરોમા જે બે નગુ ભાઇઓ અને બે-ત્રણ બહેનો છે તેઓ હિન્દી, અંગ્રેજીમા સમાચાર પ્રસારણ નહિ સાંભળતા-જોતા હોય? બહેનો નિશાળમા વિદ્યાર્થીનીઓ પાઠ વાચતી હોય તેથી સારો દેખાવ કરી શકતી નથી વાક્યોના ભાગ કરી નાખવા, ખોટા શબ્દો ઉપર ભાર મૂકવો, ખોટી લઢણથી બોલવુ, જોડાક્ષરોના કૃત્રિમ ભાગ કરવા, સળગ વાક્યો નહિ, પણ અમુક શબ્દજૂથો પ્રમાણે બોલવુ આ છે દિલ્હીના પુરુષ વક્તાઓની નિર્બળતા પરિણામે દિલ્હી કેન્દ્ર ઉપર ગુજરાતી માટે તો 'શુ સા પેસે ચાર' જેવો તાલ જોવા મળે છે મધુર અને છટાદાર બોલી જાણનારા સેંકડો નહિ, બલકે હજારો ગુજરાતીઓ હસ્તી ધરાવે છે ત્યારે AIRને આગણે આવો મરમો દુષ્કાળ કાં?

### સળગતી સરહદ

ભારતની પૂર્વ સરહદ આસામ તરફની રહી છે ટેકરી વિસ્તારના બળવાખોરો બધી જ રીતે સ્વતંત્ર થવા ઇચ્છે છે ખાસી, ગારો અને જૈંતિયા વિસ્તાર ખાસ વિચારણા માગી લે છે અહી ચીન અને પાકિસ્તાનના હાથ ખૂબ લાંબા થઇ શકે છે અને પર્વતીય વિસ્તાર હોવાથી તેમજ જંગલનો પ્રદેશ હોવાથી, ગેરીલાયુદ્ધ સિવાય બીજી પદ્ધતિ ટકી શકે તેમ નથી લશ્કરી દૃષ્ટિએ આસામનો વિસ્તાર જરૂરી અગત્ય ધરાવે છે અને ભારતના દુશ્મનો આ વાત સારી રીતે જાણે છે એટલા માટે તો પશ્ચિમી સત્તાઓએ, આ માથાકૂટ કાયમ રાખવા રેવરન્ડ પાદરી સાહેબની સેવાઓ ઘણા વર્ષો સુધી લીધી હતી ભારત સરકારે પણ કોઇ બીજો નીજો માર્ગ શોધવો પડશે મૂરખાઓની સામે સીધા ઉપાય નકામા છે જંગલીઓ સામે સજ્જનતા ખપમા આવતી નથી અહી ચીન અને પાકિસ્તાન જે કરી રહ્યા છે તેનો અભ્યાસ કર્યા પછી જ બીજા પગલાઓ લઇ શકાય આ પ્રદેશને સ્વાયતત્તા આપવામા જોખમ મોટુ છે તેના કરતા રાહ જોવાની નીતિ ખોટી નથી, કેમકે તેમા ગુમાવવાનુ કાઇ નથી છમકલા માટે તો આપણે બધી જ સરહદ પર ગમે ત્યારે આમેય તૈયાર રહેવાનું છે

## સાચી સંસ્કૃતિ

મને તો કયારેક એમ લાગે છે કે આપણે 'સંસ્કૃતિ' શબ્દનો અર્થ જ ભૂલી ગયા છીએ આજે તો સાસ્કૃતિક ઉત્સવના કાર્યક્રમો જ સંસ્કૃતિના મૂળ અંગરૂપ બની ગયા છે ગીતાગાન, સંગીતવાદન, અભિનય અને નૃત્ય, જલપાન અને અલ્પાહાર એ જ શું સંસ્કૃતિ છે? સંસ્કૃતિ મનુષ્યના સામાજિક જીવનવ્યવહારમા ભલે વ્યક્ત થતી હોય પણ સંસ્કૃતિનુ નિવાસસ્થાન તો મનુષ્યનુ અંતઃકરણ છે સંસ્કૃતિનો જેમ નિકાલ થાય તેમ આપણા મન અને આપણી વાસનાઓમાથી હિંસા અને આશંકાના તત્ત્વનો ઘટાડો થાય છે એનુ સ્થાન સ્નેહ અને સાહસની ભાવના લે છે સંસ્કૃતિ આપણી ચેતનાને પરિષ્કૃત કરે છે અને એટલે આપણા વિચાર, આચાર, વ્યવહાર પણ પરિષ્કૃત થાય છે, સુંદર બને છે

આપણુ સામાજિક જીવન, પાડોશીઓ સાથેનો આપણો સંબંધ, આપણા સાસ્કૃતિક ઉત્સવો-સમારભો-એ બધુ આપણી સંસ્કૃતિની બાહ્ય વસ્તુઓ છે અંદરની વસ્તુ તો એ કે આપણે ખરેખર સંસ્કૃત થયા છીએ કે નહિ? આપણે આપણી જંગલી અને પાશવી વૃત્તિઓનો ત્યાગ કરીને આપણા સંસ્કારોને સુંદર બનાવ્યા છે કે નહિ? આપણી જીવનચર્યા આપણા દેશ અને જાતિની પરંપરાઓને આગળ લઈ જાય છે કે નહિ? આપણા શરીર અને ઘરને કઇ રીતે સમજાવીએ છીએ એ તો 'ફૅશન'નો વિષય છે ત્યારે આપણે આપણા મન-હૃદયને અને આપણા સમગ્ર જીવનને કઈ રીતે સજાવીએ છીએ-એ સંસ્કૃતિનો વિષય છે —ક્ષિતિમોહન સેન

શિ.

[૧] અનુબન્ધ
લેખક • પિનાકિન્ ન. દવે
પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.
પાના : ૩૬૦, મૂલ્ય : રૂા. ૭–૦૦

ગઈ સદીને પશ્ચાત્ભૂમા રાખી, એક ગામડામા બનતી બ્રાહ્મણ કુટુંબની આ સામાજીક કથા છે. સાહિત્ય જગતમા શ્રી પિનાકિન્ દવે પોતાની પ્રથમ પૌરાણિક નવલકથા 'વિશ્વજીત'થી ઝળકયા હતા. સર્જક તરીકેની પોતાની કીર્તિને અને પ્રતિભાને એક વધુ કળશ અહીં ચડાવ્યો છે. આ એક હેતુલક્ષી નવલકથા છે અને લેખક જીવન માંગલ્યના પુરસ્કર્તા બની રહે છે. ત્રણ બ્રાહ્મણ પેઢીની આ વાર્તામા લેખકે ઘણુ બધુ સમાવી લેવા પ્રામાણિક પ્રયત્ન કર્યો છે અને ગઈ સદીથી શરૂઆત કરી ચાલુ સદીના આરંભકાળ સુધી લગભગ આવી ગયા છે.

પ્રથમ જ પ્રકરણમા ચમકી જતા દિનમણિશંકર સમસ્ત વાર્તાના પાયારૂપે રહે છે. પાંસઠ વર્ષની વયના આ વિધુરને વિચિત્ર સંજોગોમા લગ્નનો યોગ સાંપડે છે અને લખમી સાથેના ગૃહસંસારથી તેમને જે પુત્ર સાંપડે છે–રામચંદ્ર–તે જ આ કથાનો નાયક બની રહે છે. દિનમણિશંકરના મૃત્યુ પછી લખમી જ રામચંદ્રના સંસ્કારનો ભાર ઉપાડી લે છે તે કાશીથી ભણીને પંડિત બનીને આવે છે અને કથાકાર તરીકે પિતાનો વારસો જાળવે છે ત્યારે લખમીબાને પોતાનુ જીવ્યુ ધન્ય લાગે છે. નાની દ્વારા આ રામચંદ્ર સંસારની આધિ, વ્યાધિ અને ઉપાધિમા ખોવાઈ જાય છે સવિતા નામની કન્યા સાથે તેને ગાઢ પ્રણય થાય છે પણ લખમીબાને તે મંજૂર નથી કેમકે લખમીબાની દૃષ્ટિએ દિનમણિશંકરના કુળમા બાળી ઉલ્ટા ઘરની કન્યા સંભવી શકે નહિ. રામચંદ્રની માતૃભક્તિ પ્રણય આગળ ઝૂકી જાય છે અને પોતાના જ પાંગરામા સાવિત્રીના વહુ તરીકે પોતાની એકવારની પ્રેયસીને અતન નારખ્યા કરવાનુ અને તેના દુઃખી જીવનથી દુઃખી બનવાનુ અને કેવળ લાચારી પૂર્વક સવિતાની પ્રેમાંજલિઓ સ્વીકારવાનુ તેના નસીબમા હોય છે.

ખાસ કરીને તત્કાલિન ગામડાનુ વાતાવરણ, કરણાગની ખટપટ, અંધશ્રદ્ધા, ફાટી નીકળતો મહામારીનો રોગચાળો ઈત્યાદિ તેમ જ સમાજમા હમેશા પજાપાથર્યા રહેતા દુષ્ટ તત્ત્વોનુ નિરૂપણ ખૂબીપૂર્વક અને વાસ્તવિક રીતે થયુ છે. રામચંદ્રના મિત્ર કાનજીનુ પાત્ર ભારે આકર્ષક ભૂમિકા રજૂ કરે છે. કથાનુ કેન્દ્ર છે શિવાપુર ગામ. કાંઈ બહુ મોટુ નથી. 'નદી કિનારાના ટેકરાઓ પર વસેલા છૂટાછવાયા કેટલાક ફળિયાનુ ગામ–માટીરોડાના ભીંતડા–ઘરની પાછળ વાડા અને વાડો પૂરો થાય ત્યા વાવા' આવુ આ નાનકડુ સાદુ ગામ અને એવા જ સાદા અના પાત્રો.

શ્રી અનંતરાય રાવળ અને રામપ્રસાદ બક્ષી જેવા બે અગ્રગણ્ય પીઢ વિવેચકના આશીર્વાદ આ કથાને સાંપડ્યા છે એ તેના કલાકૃતિ તરીકે સફળતાની પ્રતીતિ કરાવે છે બન્ને વિદ્વાનોએ લેખકની સર્જકશક્તિને બીરદાવી છે શ્રી બક્ષી કહે છે : 'આ નવલકથા માત્ર કથા નથી–કાવ્યતત્ત્વ સામગ્રાથી સંપન્ન કલાકૃતિ છે.' રાવળ સાહેબે કહ્યુ છે : 'વિશ્વજીત પાડેલી તેના સર્જક વિશેની સારી છાપને દૃઢ બનાવે છે અને તેણે પ્રગટાવેલી વધુ સર્જનના આશાને ફળવતી કરે છે'

શ્રી પિનાકિન્ દવેએ અહી તળપદી ભાષાનો ભિન્નરોચકપ્રયોગ કર્યો છે પરંતુ ક્યાંકક્યાંક કોંસમા સાચા શબ્દો મૂકી બીનજરૂરી શ્રમ લીધો છે. જેમ કે ભો (ભય), પોરો (વસામો), નીવેડો (અંત), હેઠ (હેઠ), ફડે (પડ્યો), વખ (વિષ), અડબોથ (તમાચો)–આ બધા જ તળપદા શબ્દો ગુજરાત–સૌરાષ્ટ્રમા અતિ પ્રચલિત હોવાથી વાચકની સ્યા ખાવાના પોતા લેખકને પ્રાપ્ત થતા નથી તે સિવાય નવલકથાના શૈલી અને ભાષા પ્રાસંગિક અને દિલ્હર બન્યા છે કેટલાક વર્ણનોમા કવિ તરીકે શ્રી પિનાકિન્ દવેને જોઈ શકાય છે.

કથાના અંત ભાગમાં લેખકે ભારેખમ હૈયે સંસારના સાર-અસારની ગુણમાઠી ચર્ચા ઉપાડી છે. નાયક પોતાના પુત્ર ગોવિંદને શિરે સંસારનો અને પાર્વતીનો ભાર મૂકી, સંન્યાસી બની કાશી ચાલ્યો જાય છે તેને પોતાના ગુરુનો સાદ સંભળાય છે આજે એ જાય છે-પણ વર્ષો પૂર્વે કાશીથી પંડિત બનીને આ ગામમાં જ તે હોશભેર આવ્યો હતો 'સંસાર કોઇક ફૂલઝાડ હોય અને એના પરથી આનંદના ફૂલો વીણવાના હોય એમ ધારી એ આવ્યો હતો પણ સંસાર તો છ પગો ચાચડ હતો તે સહુને કરડતો ખરેખર તો એનું મન અત્યંત પાકી ગયેલા ફળની જેમ ફાટી ગયું હતુ-અંદરના વિષાદના ભારથી? કે પછી વિરાગનુ વજ્ર વછૂટયું હતુ? બિરતિનો કાટો વાગ્યો હતો?'

આના પ્રશ્નાર્થ ચિહ્ન સાથે નવલ પૂરી થાય થાય છે તેની શરૂઆત રામચંદ્ર કાશીથી, પંડિત બની શિવાપુરમાં પ્રવેશે છે ત્યાથી થાય છે અને અંતમાં, એ જ રામચંદ્ર પુત્રો-પત્ની-ઘરબાર અને ગામ છોડીને ચિત્તની શાંતિ પામવા પાછો કાશી રવાના થાય છે શ્રી પિનાકિન્ દવેએ પોતાની સમર્થ પ્રતિભાનો પરચો અહી આપ્યો છે હવે ચાલુ સદીમાં આ નવલકથાના વિસ્તરણની આશા રાખવી રહી નવલકથાની એક શ્રેણી આપવી પડે તેવી લાલચ તેમણે વાચકોને કરાવી છે।

[૨] વાચન પાપગી (૧-૧૦)

લેખક સોમાભાઈ કીશાભાઈ પટેલ

પ્રાપ્તિસ્થાન ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવા

કિંમત રૂ નવ

કક્કો-બારાખડી શીખતા બાળકો માટે દસ પગલાની આ વાચનમાળા નવીન દૃષ્ટિ અને અભિનવ પ્રયોગ પૂરો પાડે છે પ્રથમ પુસ્તિકા ૮૮ પાનાની છે બાકીની ચાર ચોસઠ પાનાની છે વાચવા અને લખવાના મહાવરા માટે, બાળકની દૃષ્ટિથી રચેલી આ ખાસ શરૂ પોથી છે શબ્દોની પસંદગી પણ સહેલેથી શરૂ કરી ક્રમશ અઘરી જોડણીને આવરી લે છે છપાઈ વિવિધરંગી અને સુઘડ હોવાથી, તેમજ દરેક પાનામાં શબ્દની સામે જગા રાખી હોવાથી, બાળક આપમેળે લખતો થાય તે આશય છે આપણે ત્યાં બાળકો માટે, બહુ ઓછુ, વૈજ્ઞાનિક દૃષ્ટિથી લખાય છે ભવિષ્યની પેઢીના ઘડતરમાં, પાયાનું ચણતર પૂરું પાડતા આવા પ્રકાશનો આવકારદાયક છે શ્રી સોમાભાઇએ આ ઉપરાંત પહેલા ધોરણ માટે ૩૫ જેટલી પુસ્તિકાઓ રચી છે તેમના પ્રયાસો સ્તુત્ય અને જરૂરી છે

[૩] રંગીલું રાજસ્થાન

લેખક અમુભાઇ પંડ્યા

પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ

પાના ૧૭૦

કિંમત રૂા નવ

રાજસ્થાન વિશે આ એક માહિતી ભરપૂર વર્ણનાત્મક ઉપયોગી પ્રકાશન છે, અને રાજસ્થાનમાં જોવાલાયક દરેક શહેર અને સ્થળને આવરી લે છે, જેમ કે જોધપુર બિકાનેર, જયપુર, અજમેર, ઉદેપુર તેમજ ગલતાધોધ, તીર્થરાજ પુષ્કરજી, શ્રીનાથજી, અર્બુદાચલ સનસેટ પોઈન્ટ ઇત્યાદિ પ્રવાસની નોંધો ઉપરથી જ આ પુસ્તકનું પ્રકાશન થયું છે, અને તથી જેમણે રાજસ્થાનનો પ્રવાસ કરવાની તક ન મળી હોય તેમને અહીં પુસ્તકરૂપે મળી રહે છે શ્રી અમુભાઇ પોતે એક આદર્શ અને સનિષ્ટ શિક્ષક હોવાથી વર્ણનોમાં તેમની સ્વચ્છ દૃષ્ટિનું દર્શન થાય છે દેશ અને દુનિયા વિષે આપણો વિદ્યાર્થી બહુ ઓછું જાણતા હોય છે પાઠ્યપુસ્તકોની બહાર જાણે કે તેની દૃષ્ટિ વિહરતી નથી ભારતના દરેક રાજ્ય વિષે આ પ્રકારના પુસ્તકો ગુજરાતીમાં તમ જ અન્ય ભાષામાં હોય ત જરૂરી છે માત્ર તેમનુ અસ્તિત્વ જ નહિ, પણ આવા પુસ્તકોને અભ્યાસક્રમમાં આવરી લેવા એટલુ જ જરૂરી છે જો આવતી કાલની પેઢીને સંસ્કાર ઇતિહાસ અને શિક્ષણનું ભાથુ આજે આપણે નહિ આપીએ તો તે કોને દોષ દેશે?

# મોડર્ન આર્ટ !

—ને ચિત્ર પ્રદર્શનમાં
હલચલ મચી ગૈ.
ઘોંઘાટ, કોલાહલ ને કાગારોળ વચ્ચે
લોકો પોકારતા'તા :
"રે કોણ છે એ ચોર–નરાધમ,
જેણે આ ચિત્રો ચોર્યા?"
એ સમે — પૂર્ણ શાંતિથી
સંચાલકો—વિવેચકો બોલી ઊઠયા
'મિત્રો, ઉશ્કેરાટનો સમય નથી આ,
ચિત્રો ગયા ને ?
ભલે ગયા.
અમને સંતોષ છે એ વાતનો કે
અમારી પાસે
એક દિન આવવું જ પડશે ચોરોને,
એ ચિત્રોને સમજવા !'

ભૂપેન્દ્ર મો. દવે



## અમારાં પ્રકાશનો

આવા હતા બાપુ—૧-૨-૩-૪—૨-૦૦
ગાંધી ગુરુ — — ૧—૨૫
ગીતાંજલિ એક અધ્યયન — ૧-૨૫
અલ્લાહના બંદાઓ — ૦—૩૭
મસ્તીની પળોમાં — — ૦—૭૫
ગાંધીજી સાથે જીવનયાત્રા — ૦—૨૦
ગુરુદેવ સાથે જીવનયાત્રા — ૦—૨૦
શ્રી રામકૃષ્ણ પરમહંસ
સાથે જીવનયાત્રા — — ૦—૨૦
શ્રી રમણ મહર્ષિ સાથે
જીવનયાત્રા — — ૦—૨૦
શ્રી રામદાસ સાથે જીવનયાત્રા— ૦-૧૫
શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા— ૦—૧૫
મા આનંદમયી સાથે જીવનયાત્રા ૦—૧૫
રામતીર્થની રત્નમાળા — ૦—૩૫

# વૈષ્ણવજન



સાંસ્કૃતિક સમન્વય અંગેનું માસિક—જુલાઈ. ૧૯૬૮

# વૈષ્ણવજન

વર્ષ : ૭ ] જુલાઈ–૧૯૬૮ [ અંક : ૪

## અનુક્રમણિકા





## સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

૫ દરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

•

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંપાદક તે વિચારમાં સંમત છે જ તેમ માનવું નહિ

•

[લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

લવાજમ

દેશમાં [વરસનું] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

"વૈષ્ણવજન"
૨–રામકૃષ્ણનગર
રાજકોટ–૨

પ્રકાશક, મુદ્રક, માલિક . ધીરેન ગાંધી · સંપાદક · નવીન ગાંધી . ૨, રામકૃષ્ણનગર, રાજકોટ–૨
મુદ્રણ—પ્રકાશન સ્થાન સુરૂપ મુદ્રિકા. રેઈસકોર્સ રોડ, રાજકોટ

# મુકંદ

## વિષમ, મોટાં, ભારે સ્ટીલ કાસ્ટિંગ્સ માટે...



**મુકંદ એટલે પોલાદ**

સ્ટેનલેસ સ્ટીલ

મુકંદ આયર્ન ઍન્ડ સ્ટીલ વર્કસ લિમિટેડ, કુર્લા, મુંબઈ ૭૦ એ એસ

# વૈષ્ણવજન

## તારું ગીત ક્યારે સંભળાવશો ?

ગુરુદયાલ મલ્લિકજી

ભગવાનના દરબારમાં તો ઘણા ગુણીજનો ગાનારા છે. ત્યાં આપણા ગુરુદેવની શી ગણના ? ઉસ્તાદોનો જલસો હોય ત્યાં આપણા ગીતની શી કદર થાય ? એ જ રીતે પ્રભુના દરબારમાં ગાતાં સંકોચ થાય જ. પરંતુ ગુરુદેવ કહે છે જો આપણે અંતરની પ્રેરણાથી ગીત ગાઈએ તો એને સાંભળવા પ્રભુ ઉત્સુક છે જ. પ્રભુના ભક્તો પાસેથી એવું સાંભળ્યુ છે કે હિમાલય પર્વત પર અમુક એવા મહાપુરુષો વસે છે તેઓ ત્યાં રહીને જ જગતમાં કોઇએ શુદ્ધ કામ કર્યું હોય, શુભ ભાવના સેવી હોય તો એની તેઓને તરત જ જાણ થાય છે. અને તેઓ ત્યાં રહીને શુભ કાર્ય કે ભાવનાને ઉત્તેજન આપે છે . એ જ પ્રમાણે ભગવાન પણ સાચા ભક્તના અંતરના અવાજને સાંભળે જ છે અને તે સાંભળવા ઉત્સુક રહે છે. આપણે રેડિયો વગેરે દ્વારા સારું સંગીત સાંભળી મુગ્ધ થઈએ છીએ. પણ જો આપણું પાંચ છ વર્ષનું નાનું બાળક ગીત ગાવા લાગે તો આપણે એથીયે વધારે આનંદ પામીએ છીએ. તે વખતે આપણે કંઈ એના ગીતને ઉસ્તાદોની સાથે સરખાવવા બેસતા નથી. બાળકના ગીતની મધુરતા કંઈ ઓર જ હોય છે. એ જ રીતે આપણું જેવું તેવું ગીત સાંભળવા પ્રભુ આવે જ છે. આવા સાચા ભક્તો પોતાનાં સાદાં, સરળ ગીત દ્વારા પણ પ્રભુ સાથે આત્મૈક્યતા સાધે છે અને પ્રભુને 'બંધુ' ગણી સંબોધે છે. આવી બંધુતા સર્જન દ્વારા, કલા દ્વારા સાધી શકાય. એ પોતાની જ સૃષ્ટિ સર્જી દે છે. આ બધું સહજ ભાવે બને છે.

જગતમાં ઘણી વાર અનુભવ થાય છે કે સહજ વસ્તુમાંથી જ ઊંડું દર્શન પામી શકાય છે. ગીતની એકાદ લીંટી સાંભળીને કોઈને થઈ આવે છે કે, જેની શોધમાં હું આજ લગી હતો તે મને આ એક જ પંકિત દ્વારા મળી ગયુ. આપણે વર્ષો સુધી પ્રયત્ન કરીએ, તેથી કંઈ વળતું નથી. પણ પ્રભુ કોઈ વાર આપણને એવી અજબ રીતે દોરે છે કે જે અપ્રાપ્ય છે એ સુપ્રાપ્ય બની જાય છે.

કાબૂલમાં એક સાહિત્યકાર હતો. એંશી વર્ષની એની ઉંમર હતી. પચીસેક પુસ્તકો એણે લખ્યાં હતાં. તે દરરોજ ખરા દિલથી કુરાને શરીફના પાઠ કરતો અને તે મુજબ વર્તવા પ્રયત્ન કરતો હતો. આમ એ પચાસ વર્ષથી કરી રહ્યો હતો પણ એનો આત્મા સંતોષ પામતો ન હતો. દરરોજ એને થાય કે, અરર, આજેય પ્રભુનાં દર્શન ન થયા! એક વખતે તેને સ્વપ્નમાં સંભળાય છે કે, 'અમુક વ્યક્તિને ઘેર તું જા, ત્યાં તને મારાં દર્શન થશે.' પણ એ માણસ એનો હરીફ હતો. એને ઘેર શી રીતે જવાય? તેને થયું કે આ પ્રભુનો નહિ પણ સેતાનનો અવાજ હશે. આમ એને બીજી વાર અને ત્રીજી વાર સ્વપ્ન આવ્યું અને એ જ આદેશ થયો. તે તો પેલા હરીફને ઘેર ગયો. પેલા ભાઈને પણ એને જોઈને ખૂબ નવાઈ લાગી. બંને ભાવપૂર્વક મળ્યા અને પેલા સાહિત્યકારની અંદરની બધી ગ્રંથીઓ ખુલી ગઈ અને એને પ્રભુના ચરણનો જાણે સ્પર્શ થયો હોય એવો આનંદ થયો.

આમ આપણા અંતરમાં જ્યાં સુધી ભેદભાવ કે દ્વેષભાવ છે, ત્યાં સુધી પ્રભુનાં દર્શન [illegible] અશક્ય છે. એક વખત એક ભક્તરાજ મંદિરને દ્વારે ઊભો હતો. એવામાં એક મ[illegible] ઉતાવળે આવીને મંદિરમાં દાખલ થતો હતો. તેને ભક્તરાજે અટકાવ્યો અને કહ્યું, 'તમે મંદિરમાં [illegible] નહિ. તમને પ્રભુનાં દર્શન નહિ થા[illegible].' થોડીવાર પછી પેલા માણસનો નાનો ભાઈ મંદિરમાં પ્રવેશવા આવ્યો. તેને પણ ભક્તરાજે અટકાવ્યો. જ્યારે બંને ભાઈઓએ ભક્તરાજને એનું કારણ પૂછ્યું ત્યારે તે બોલ્યા : 'તમારા બંનેમાં હમણાં ક્રોધ ભરાયેલો છે. તમે એક બીજા પર ગુસ્સે થયા છો. માટે તમે [illegible] ને જણ ગુસ્સાને મનમાંથી કાઢીને સદ્ભાવ હૃદયમાં લાવશો તો તમે પ્રભુનાં દર્શનના અધિકારી થશો.' તેથી આપણે જો એ બધા વિકરૂપ ભાવોને મનમાંથી કાઢી નાખી ઈશ્વરના આદેશને અનુસરીએ તો અવશ્ય આપણે પ્રભુનાં દર્શનના પાત્ર બની શકીએ અને પ્રભુ પણ આપણું ગીત સાંભળવા સદા ઉત્સુક જ રહે.

મને ગુરુદેવના જીવનનો પ્રસંગ યાદ આવે છે. ગુરુદેવ સાત વર્ષના હતા ત્યારથી કવિતા લખતા હતા. ગુરુદેવનો અવાજ પણ ખૂબ મધુર હતો. એમણે પહેલી કવિતા મહર્ષિની પાસે ગાઈ સંભળાવી. મહર્ષિ ખૂબ આનંદ પામ્યા અને બોલ્યા : 'રવિ, હું તને ઉપનિષદના કેટલાક શ્લોકો સમજાવીશ. એ પરથી તું કવિતા રચજે. પછી એ કવિતા રવિવારે બ્રહ્મોસમાજમાં ગાજે.' ગુરુદેવ તો *હોંશે હોંશે કવિતા રચે અને સૌની વચ્ચે* રવિવારે ગાઈ સંભળાવે. બધા એનાં ખૂબ વખાણ કરે તેથી ગુરુદેવને આનંદ થતો. પણ ધીમે ધીમે એમનો આનંદ ઓસરતો ગયો. તેઓ તેર વર્ષના થયા ત્યારે એકવાર એકાંતમાં બેઠા હતા, એવામાં તેમને અંતરમાંથી અવાજ સંભળાયો : 'રવિ, તું બધા માટે કવિતા રચે છે પણ મને ક્યારે તારું ગીત સંભળાવશે?' ગુરુદેવે એ પ્રભુનો અવાજ ઓળખ્યો અને ત્યારથી એમણે નિર્ણય કર્યો કે અંદરની પ્રેરણા સિવાય કદિ સર્જન કરવું નહિ. તેથી જ ગુરુદેવના જીવનમાં આપણે જોઈએ છીએ કે કેટલોક સમય એવો આવે છે જ્યારે ગુરુદેવ ધોધબંધ કાવ્યો લખતા હોય અને વચ્ચે વચ્ચે એવા ગાળા આવી જતા જ્યારે એકાદ પણ કાવ્ય ગુરુદેવ લખતા ન હોય.

આવું જ ભક્તોના જીવનમાં પણ બને છે. તેઓ નિજત્વને, અહમ્‌ને ભૂલી જઈને પ્રભુના આદેશને ઝીલવા સદા તત્પર રહે છે અને પ્રભુ પણ એમને પ્રેરણા આપી એમના દ્વારા જીવનસંગીતને વહેતું મૂકે છે.

# પરિભ્રમણ

આશુતોષ

## મહેફિલ

જે અનેક મહેફિલો પૃથ્વીના પટાંગણે જામે છે તેમાં કોઈ અનેરી હોય તો મૃત્યુની મહેફિલ. તેની તારીખ કે સમય, સ્થળ કે દેશ કાંઈ જ નક્કી નથી હોતું. અને છતાં એ મહેફિલ જામી પડે છે અને તેમાં ભાગ લેવા અનેક શોકાતુર માનવહૈયાં ઊમટી પડે છે. સદ્‌ગત અમેરિકન પ્રમુખના નાનાભાઈ રોબર્ટ કૅનેડીની બાબતમાં આવું જ કાંઈ બન્યું. વિજયનો મહોત્સવ મૃત્યુમાં પલટાઈ ગયો, મિત્રો-પ્રશંસકોને ડાઘુ બનવું પડયું; પિસ્તોલની ગોળીએ તેમની પ્રમુખ બનવાની શક્યતાને ટાળી દીધી. કેવળ પ્રમુખપદના ઉમેદવાર તરીકે જ હજુ તો લોકચાહના તેમની તરફેણમાં ઢળવી શરૂ થઈ હતી. તો બીજી તરફ ૮૮ વર્ષનાં નેત્ર વિહોણી હેલનકેલર જેમણે સંસારની આપત્તિઓને આભૂષણમાં પલટાવી દીધી, તેમણે યમરાજાના દૂતને સહારો આપવા ના ન પાડી. બચપણથી જ આંખ, કાન, અને જીભ ગુમાવી બેઠેલા આ નારી રત્ને પુરુષાર્થની જે ગાથા રચી તેનાથી જગતમાં કોઈ અજાણ્યું નથી. દૃષ્ટિ ગુમાવી હોવા છતાં તેમણે જગતને નવી દૃષ્ટિ આપી જાણી; બધીર હતાં તેમ છતાં સૌને સાંભળ્યા; અને મૂક હોવા છતાં તેમની વિદ્વતા અને ડહાપણને વાચા આપી જાણી. પંગુતાને તેમણે ગણકારી જ નહિ; વિશ્વના ખૂણે ખૂણે ફર્યા અને છેવટે કુદરતના અગોચર ધામમાં પણ પહોંચ્યાં. ઘર આંગણે ગુજરાતે ગડુભાઈ ધ્રુવ અને વાર્તાકાર ડૉ. જયંત ખત્રીને ગુમાવ્યા, 'જ્યોતિર્ધર'ના તંત્રીને સૌ કોઈ ઓળખે છે. ખાસ કરીને અમદાવાદને ગડુભાઈની સામાજિક સેવાઓનો પરિચય છે. મૂક સેવા કરી જાણવામાં માનનારી જૂની પેઢીના તેઓ એક પ્રતિનિધિ. વાર્તાક્ષેત્રમાં નવીન અભિગમથી અને નિજી શૈલીથી પ્રસિદ્ધિ પામનાર, ધંધે ડૉક્ટર છતાં ગુજરાતની ટૂંકી વાર્તા માટે સમય ફાજલ પાડનાર ડૉ. ખત્રીને કૅન્સરે ભરખી લીધા. તેમની પાસે નવલિકા માટે આગવી દૃષ્ટિ હતી. તેમનો છેલ્લો વાર્તાસંગ્રહ 'ખરા બપોર' હમણાં જ બહાર પડ્યો. બધી જ મહેફિલોને અંત આવે છે એક મૃત્યુની મહેફિલ એવી છે જેને ક્યારેય અંત આવતો નથી

## પુનશ્ચ

ચોમાસું બેસવાની સાથે જ પૂર્વ ભારતમાંથી બ્રહ્મપુત્રાના કેરની ખબરની શરૂ થઈ છે. આસામમાં ચોમાસું હંમેશને માટે ઝેર બની રહ્યું છે-રહેવાનું છે. તેની સામે ભારતના બીજા ભાગોમાં ચોમાસાની અનિયમિતતા-નિષ્ફળતા પણ લટકતી તલવારની જેમ હંમેશા લાખ્ખો કરોડો લોકોના હૈયામાં અજંપો જન્માવતી રહેશે. હવે મોટામાં મોટો કોયડો એ છે કે પૂર્વ ભારતની સહનશીલી પશ્ચિમમાં કેમ પહોંચાડવી? બ્રહ્મપુત્રાના પાણી કૃષ્ણા, ગંગા, ગોદાવરી, તાપી, નર્મદા અને સાબરમતીમાં કેમ પહોંચાડવાં? અણુશક્તિથી આ કામ પાર પડી શકે? અણુશક્તિના શાન્તિમય ઉપયોગમાં આવી ઘણી બાબતોનો સમાવેશ થતો સાંભળ્યો છે. નદીઓને અરસપરસ સાંકળીને જલમાર્ગની વાતો સાંભળી છે બિહારમાં કોસી નદી જે રુદ્ર સ્વરૂપ દેખાડતી આવી છે તેની વિચારણા ઘણીવાર થઈ છે. ભગીરથ કાર્યો અને વિરાટ યોજનાઓ શ્રમ અને દ્રવ્ય ઉપરાંત ઘણો સમય માગી લે છે. આ દુઃખ ઉપર છેલ્લા વર્ણ દશકાથી રોદણાં રોવાયા છે. પ્રતિવર્ષ થોડું થોડું કરીને વીશ વર્ષમાં કેટલી પ્રગતિ થઈ શકી હોત? જેમ નર્મદાના પ્રશ્ન ઉપર ગુજરાતને ધીમે ધીમે પાનો ચડતો જાય છે તેમ સમગ્ર રાષ્ટ્ર માટે ઉપયોગી સવાલો તરફ ધીમી નીતિ છોડી ઉગ્રતાથી કર્તવ્યપરાયણ બનવાની જરૂરતા અનિવાર્ય બની છે. ભારતના નકશામાં લશ્કરની મદદથી

પણ વિરાટ યોજનાઓ પચાસ કરોડ લોકોના શ્રેય માટે હાથ ઉપર લઈ શકાય

## વનરાજ

સિંહોની સંખ્યા ઘટતી જાય છે એવો ગુજરાત સરકારનો છેલ્લો અહેવાલ સાચો ગણવો ? એશિયાભરમાં કેવળ સૌરાષ્ટ્રનો ગીરપ્રદેશ સિંહની ઓલાદ માટે આશ્રયસ્થાન રૂપે રહ્યો છે ત્યારે આ સવાલ ભારે અગત્ય ધારણ કરે છે તુમારશાહીની રીતે આ ભવ્ય પ્રાણીને સાચવી શકાશે ? ગીરના જંગલ સિવાય, અન્યત્ર સિંહને વસાવવાની યોજનાનું શું થયું–સફળ બની ? સિંહની સંખ્યા ગણત્રી થાય છે તે સાચી અને બરોબર થાય છે ? દર વર્ષે સિંહની પજવણીમાંથી બચવા માલધારીઓ તેમને મારી નાખે છે– અને જંગલમાં તો આ વાતની ખબર પણ પડતી નથી – તવી સંખ્યા કેટલી ? આવું બને ત્યારે, અને સિંહના શિકાર ઉપર પ્રતિબંધ હોવાથી, ભીનું સંકેલવાના કેટલા કિસ્સા બને છે ? આ પ્રશ્ને વિશેષ વિચારણા આજ જ થવી જોઇએ ગુજરાત સરકારની મર્યાદા હોય તો ભારત સરકારે આ પ્રશ્ન હાથ ધરવો જોઇએ અને એથી વિશેષ યુનોની મદદ લઈને પણ ગીરવિસ્તારમાં મનુષ્ય માટે પ્રવેશબંધી જાહેર કરી, અને માલધારીઓને બહાર ખસડી વનરાજોની સંખ્યા વધે તે માટે operation Lion અમલી બનાવવું જોઈએ ગુજરાત સરકારની સિંહ દર્શન યોજનાને અંત જો આ પ્રાણીનો વંશ ઉત્તરોત્તર નાશ પામશે તો પછી તિજોરીમાં આવતા થોડાક હજાર રૂપિયાની કિંમત કાંઈ નથી સિંહને બચાવવા અખિલ ભારત પંચ નીમવું જોઇએ

## ઉંદર પકડો !

નવરા લોકોએ માખીઓ મારવાની જરૂર નથી–તેમને માટે એક ધીકતો ધંધો મુંબા ઉપર રાહ જોઇ રહ્યો છે ઉંદર પકડીને મુંબઇની હેલ્થ ઇન્સ્પેક્ટરને સુપરત કરી આપો એટલે પૈસા મળશે હવે તો ભારતમાં ઉંદર કામધેનુ સમાન ગણાય તેવા દિવસો દૃષ્ટિગોચર થવાના જણાય છે મદ્રાસની એક સંશોધન સંસ્થાના અહેવાલ મુજબ ઉંદરની પૂંછડીમાંથી, સ્ત્રીઓ માટે ઘડિયાળના પટ્ટા બનશે–તેના માસને સુકવવાથી, કૂતરાઓ માટે આદર્શ વિટામીનયુક્ત ખોરાક બનશે અને ઉંદરના ચામડામાંથી અનેક વસ્તુઓ બનશે ઇશ્વરકૃપાથી ભારતમાં ઉંદરની સંખ્યા અતિ વિશાળ છે અને દરરોજ પકડવામાં આવે તો પણ તેની સંખ્યા ઘટવા સંભવ નથી નવી ઉત્પત્તિ થતી જ રહેશે વળી ઉંદરના મુખ્ય ઘરાકમાં બિલાડીનો સમાવેશ થાય છે તેને દૂધપીતી અને શાકાહારી બનાવી શકાશે ઘૂવડ ઉં. રનો શિકાર કરે છે કેટલાક ચામાચિડિયા પણ ઉંદરખાઉ હોય છે પણ તેમનું કાર્યક્ષેત્ર રાત્રે અંધારામાં હોવાથી ખાસ વિક્ષેપ પડવાનો નથી બાકી રહ્યા શ્રી ગણપતિ તેમનું વાહન ઉંદર છે તેમને વિનંતી કરવાની રહી કે જમાના પ્રમાણે તેઓ હવે વાહન બદલે–જેટ યુગમાં હવે ઉંદર ઠીક લાગે ? ઉંદરને બદલે સસલું ગતિમાં પણ વધુ અને અને રૂપાળું પણ લાગે ! દુંદાળા દેવ ઘણા ભોળા છે અને આપણી પ્રાર્થના અવશ્ય સાંભળશે એક મોટો રાષ્ટ્રીય ઉદ્યોગ રાહ જોતા ઊભો છે ચીનને આપણી પાંખમાં લેવા તેને ઉંદરનું અથાણું ભેટ તરીકે મોકલી શકાય અને દેડકા બચાવી શકાય પશ્ચિમના લોકો કૂતરાઓ પાળતા હોવાથી, ઉંદરના સૂકાવેલા માસની મોટી માગ રહેશે અને એક મોટું નિકાસ બજાર ઊભું થઈ શકશે મોડું કરવાની જરૂર નથી – આજથી જ ઉંદર પકડવાની શરૂઆત કરો !

## રાષ્ટ્રીય ઐક્ય

શ્રીનગર ખાતે રાષ્ટ્રીય એકતા સમિતિ ત્રણ દિવસ માટે મળી ગઇ કેટલાક સૂચનો અને ઉદ્દેશો તેણે જાહેર કર્યા છે એક સ્થાયી એકતા સમિતિ રચવામાં આવી છે કોમવાદ સામે જલદ પગલા લેવાની પણ જોગવાઇ સૂચવવામાં આવી છે અમેરિકાને જેમ મોડેમોડે બંદૂક સામે અણગમો થયો અને રોબર્ટ કેનેડીના અવસાન પછી અસહિષ્ણુતા અને હિંસાખોરી તરફ ત્યાંનો દરેક નાગરિક વિચાર

કરતો થઈ ગયો છે રાષ્ટ્રને માથે ઘોર આપત્તિ ટપકી પડે તેવો સમય રાષ્ટ્રીય જાગૃતિ માટે આદર્શ ગણાય ભારત ઉપર ચીન તથા પાકિસ્તાને આક્રમણ કર્યું ત્યારે આપણી પ્રજાએ ઉચ્ચ ખમીર બતાવ્યું હતુ તેવી જ રીત શાંતકાળમા લોકવૃત્તિને સન્માર્ગે ઘડવા કોઈ સંકલિત પ્રયત્ન થાય તો એથી રૂડુ બીજુ કાઈ ન હોઈ શકે સવાલ એ છે આવા ધ્યેયને અમલી બનાવવા જે તત્ર જોઈએ તે આપણે ત્યા છે ખરૂ ? આટઆટલી 'સેનાઓ' અસ્તિત્વમા આવી, ઠેરઠેર ગામી ઝમકના ફાટી નીકળે છે, અને શિસ્તને જોખમમા મૂકે એવા તો અસંખ્ય બનાવો બને છે આજે સગ-મરી તત્રમા જે એક ગજબનાક ત્રુટિ છે — નિષ્ઠાનો અભાવ – તેના વિના રાષ્ટ્રીય ઐક્ય કેમ સધાશે ? નોકરીઓમા સરકારે પોતે જ પછાતવર્ગો અને અનુસૂચિત જાતિઓ માટે ભેદભાવ રાખ્યા છે આવા ઉમેદવારો નોકરીમા રહ્યા પછી ત ચાનો ચાલુ જ રાખે છે અને માનસિક રીતે વર્ગ દ્વેષના દરદી હોવાથી, જાહેર સેવાના તેમના દોષોનુ અને લઘુતાગ્રંથિનુ અનિષ્ટ દર્શન કરે છે જાણે અજાણ્યે સરકાર વર્ગવિગ્રહને પોષી રહી છે, અને જ્ઞાતિના પત્નીસમાજને અમર બનાવી રહી છે એકતા સમિતિએ આ પણ વિચારવુ પડશે

## ચીની લજામણી

લજામણીનો છોડ ભારતમા થાય છે—ચીનમા થતો હશે કે નહિ તે ખબર નથી દેખીતી રીતે જ સૌ કોઈને પ્રશ્ન થાય કે ચીન જેવા નફફટ રાષ્ટ્રને લજામણી સાથે શુ લેવાદેવા ? આપણી સરકાર અવશ્ય તેમ માનવતી હોય કેમકે તાજેતરમા નાગા બળવાખોરો પાસેથી ચીનની બનાવટના જે શસ્ત્રો દારૂગોળો મળ્યા તેના ફોટાઓને ભારતભરના અખબારોમા જાહેરાતી પ્રસિદ્ધિ આપીને સરકારે ધાર્યુ કે ચીનાઓ આ જોઈને શરમાઈ પડી જશે અને નાગાઓ પાસથી શસ્ત્રો પાછા લઈ લેશે પણ એવુ કાઈ બન્યુ નહિ ત્યારે આપણી સરકારે એવી તો કડક યાદી પાઠવી કે કદાચ ભગવાન માઓત્સુ ને- માફી માગવી પડે પણ ચીનનો જવાબ લાક્ષણિક હતો જેની મતલબ એમ હતી કે નાગા લોકો સાથે લોહીનો ગુણ હોવાથી અને ચીનના લોકોપણ નાગાજ હોવાથી તેમને મદદ કરવાની ચીનની નૈતિક જવાબદારી હતી—છે અને રહેશે હવે તો જયપ્રકાશ નારાયણ જેવી વ્યક્તિને, હાથમા લજામણીનો છોડ લઈ, ચીની અધ્યક્ષ પાસે મોકલવા જોઈએ કદાચ પ્રત્યક્ષ અખતરાથી માઓ પીગળે ચીને જો આપણને વિરોધ યાદી મોકલી હોત તો ભારત લજામણીના છોડ પેઠે શરમિંદુ બન્યું હોત તો પણ અધ્યક્ષ માઓ બેધડક કહેશે 'ભલે ભાઈ છોડ અહીં વાવો પણ ચીનની ધરતીમા એ છોડ ઉગી નીકળ્યા પછી કોઈ માણસ અડે, અને મૃત્યુ માણસનુ થાય ચીની લજામણીને કાઈ ન થાય તો જવાબદારી ચીનની નથી !' માઓની વાણી તો પ્રખ્યાત છે તો શુ ? એક આખરી પ્રયત્ન એમ ને ? કડકમા કડક વિરોધ યાદીના વાકયો માટે દુનિયાભરના દેશો પાસેથી ટેન્ડરો માગવા એમ કહુ ને ? ભલે મજૂર છે !

## વાતચીત–વાટાઘાટ–વાર્તાલાપ

અમેરિકા અને ઉત્તર વિયેટનામના પ્રતિનિધિઓ વચ્ચે પેરિસ ખાતે વાટાઘાટો ચાલી રહી છે તેના અનેક રંગો જોવા મળે છે બન્ને બાજુના પ્રતિનિધિઓની જીભ સાબૂત છે વળતુ અક્કડ છે અને ભાગ્યે કામ ન છે મળે છે—ઝૂઝવા પડે છે— શાબ્દુ યુદ્ધ કરે છે કામ કરે છે ખરખર તેઓ … કરે છે—વળતી નવીન ખબરઅંતર કુશળસમાચાર, વાર્તાલાપ કે યુદ્ધની વાટાઘાટ તો કાઈ જ ખબર પડતી નથી યુદ્ધોના મુકામની જેવાને પણ વાતમા સાર લાગતો નથી ઉત્તર વિયેટનામ યુદ્ધમા જ નહિ, … ઓમા … આનદ થાય છે અમેરિકન પ્રમુખપદની ચૂટણી આસપાસ બન્ને પક્ષો કબૂલિયાના ગાળા પૂરી રહ્યા છે ધીરજથી, ખતની, કુનેહથી, કૂનેહથી

[ અનુસધાન પૃષ્ઠ ૧૨૭ પર

# ખાનદાનીની ખેવના

રતુભાઈ અદાણી

આજથી વીસેક વર્ષ પહેલા જૂનાગઢમા નવાબનું રાજ હતુ હિન્દુસ્તાન આઝાદ થયુ પણ દેશના ભાગલા પડ્યા જૂનાગઢના નવાબે લોકલાગણીને ઠોકરે મારીને પાકિસ્તાનમા ભળવાની જાહેરાત કરી લોકોએ એની સામે બળવો પોકાર્યો આરઝી હકૂમતની રચના થઇ નવાબને જૂનાગઢ છોડીને નાસી જવું પડયુ જૂનાગઢમા લોકરાજની શરૂઆત થઈ

બીજે વરસે જૂનાગઢના ભેસાણ નામના એક મહાલમા વરસાદે ખૂબ ખેચાણ્યુ લોકો અકળાયા એમને રાહત આપવા માટે રાજ તરફથી ઠેર ઠેર તળાવ અને રસ્તાના રાહત કામો શરૂ થયા

નવાબના રાજમા મહાલે મહાલે વહીવટદાર હતા નવા રાજમા તાલુકે તાલુકે મામલતદાર અને મહાલે મહાલે મહાલકારી આ ના જૂનાગઢના કલેક્ટર ભેસાણના મહાલકારી ઈજનેર અને બીજા રસાલા સાથે આ રાહત કામ કેમ ચાલે છે એ જોવા નીકળ્યા

ફરતા ફરતા આ રસાલાની ગાડી એક ગામના સાદરમા આવી વરસાદ તૂટી પડ્યો ગામના કુવા પાસે પાણીનો એક ખાડો વરસાદના પાણીમા એ ઢકાઇ ગયો કલેકટરની ગાડી ખાડામા ફસાઈ પડી અમલદારો નીચે ઉતર્યા ગાડીને ધક્કા મારવાનુ કે ગાડી બહાર કાઢવાનુ એમને ફાવે નહીં સૌ એક બીજા સામુ જો ઇ રહ્યે

'મારી સામુ જોઈને ઊભો છો શુ? ગામમા જઈને ચાર ખેડૂતોને બોલાવી લાવ!' મહાલકારીએ પટાવાળાને હુકમ કર્યો

પટાવાળો ગામમા ગયો વરસાદ વરસ્યો હતો એટલે ખેડૂતો બધા ગામમા જ હતા ચોરા ઉપર ડાયરો જામ્યો હતો

પગાવાળાએ ચોરા ઉપર આવીને મોટા સાહેબની ગાડી ફસાયાની વાત કરી અને દસ બાર ખેડૂતોને મદદે આવવા કહ્યુ

"ગાડી કયા ફસાણી છે?' એક આગેવાને સવાલ કર્યો

કૂવા પાસે" પટાવાળાએ જવાબ આપ્યો

'ત્યારે દસ બાર શુ, પચ્ચીસ આદમી આવે તો ય ગાડી ન નીકળે ' બીજો જુવાન બોલી ઊઠ્યો

પણ ગાડી કાઢવી તો પડશે ને!' પટાવાળાએ મૂઝવણ જણાવી

ગાડી કાઢવી હોય તો બળદની ચાર-પાચ જોડ જોશે! આગેવાને કહ્યુ

તો બળદ તમારા નવરા જ બેઠા હશે ચાર પાચ બળદની જોડ લઇને હાલો સાહેબ રાહ જોઈને ઊભા છે' જૂના જમાનામા લોકોને વેઠે બોલાવવા ટેવાયેના અને પેધેલા પટાવાળાએ અક્કલ ચલાવી

અબઘડી આવીએ પણ રૂપિયા દસ રોકડા આપવા પડશે સાહેબને જઈને પૂછી આવો આગેવાને રોકડો જવાબ આપ્યો

પટાવાળો લાચાર હતો એણે આવીને મહાલકારીને વાત કરી કે ગામના લોકો ગાડી કાઢી દેવાના રૂપિયા દસ માગે છે

વાત સાભળી સાહેબ ધૂઆફૂઆ થઈ ગયા એમણે નવાબના રાજમા વહીવટદાર તરીકે અમલ કર્યો હતો આખને ઈશારે એક નહી પણ સો માણસો વેઠ માટે હાજર થઈ જતા હતા એ જ લોકો આજે ફસાયેલી

મોટર કાઢવા માટે દસ રૂપિયા વિના આવવાની ના પાડે? ઘડીભર એમના માન્યામા આવ્યુ નહી. થોડી વાર વિચાર કરીને તેઓ પોતે હાથમા પકડેલી લાકડી ઘૂમાવતા ઘૂમાવતા, પટાવાળાને લઇને ગામમા ગયા.

"એલા કોઇ ગભરાશો નહી. સાહેબ આવે છે એની,સાથે હુ ફોડી લઇશ." મહાલકારીને આવતા જોઈને આગેવાને સૌને સાબદા કરી દીધા.

"પટાવાળા સાથે તમને કહેવરાવ્યુ એ તમે સાભળ્યુ નહી'? મોટા સાહેબની મોટર તમારા ગામના પાદરમા ફસાઈ પડી છે. ઊઠો અને બે-ચાર બળદની જોડ લઈને મારી સાથે ચાલો." મહાલકારીએ રોફ છાટીને હુકમ કર્યો

"અમે આવવાની કયા ના પાડી છે?" આગેવાને ઠાવકાઈથી જવાબ આપ્યો.

"તો કોની રાહ જુઓ છો? બ્રાહ્મણને બોલાવીને મૂરત જોવરાવવું છે?" સાહેબનો ગુસ્સો કયાય માતો ન હતો

"મૂરત તો જોવરાવવાની જરૂર નથી, પણ રૂપિયા દસ આપવાની હા પાડો એટલે અબઘડી મોટર કાઢી દઇએ." આગેવાને કહ્યુ

"તમારા ગામમા કોકની મોટર ફસાણી હોય તો હડી કાઢીને મદદ કરવી જોઈએ. એને બદલે તમે તો જાણે મોટર કાઢવાનો ધધો માડ્યો હોય એમ ભાવ ઠરાવો છો?" મહાલકારીએ સલુકાઈથી સમજાવવા મહેનત કરી.

"કોક અજાણ્યાની મોટર ફસાણી હોય તો તો દોડીને મદદે પહોચી જઇએ પણ આ તો સરકારની મોટર છે." આગેવાને ઠડે કલેજે જવાબ આપ્યો.

"તે સરકારે તમારો ગુનો કર્યો? ગઇ કાલ સુધી વેઠ કરતા હતા એ ભૂલી ગયા?" સાહેબના અવાજમા ફરી ગુસ્સો અવવા લાગ્યો.

"વેઠ કરી છે એ ભૂલી નથી ગયા એટલે જ સરકાર પાસેથી મહેનતાણાની માગણી કરીએ છીએ, સાહેબ! જય હિદ થયુ* ત્યારે અમને કહેવામા આવ્યુ છે કે 'હવે કોઇને વેઠ કરવી નહી પડે. દરેકને એની મજૂરીનો બદલો મળી રહેશે હવે તમારાથી અમ પાસે વેઠ કરાવાય નહી. નાહક ખોટી થાવ મા, રૂપિયા દસની હા પાડો એટલે હમણા મોટર ઉપાડીને બહાર મૂકી દઇએ.' આગેવાને ચોખ્ખી વાત કરી દીધી

મહાલકારી માટે બીજો કોઇ ઉપાય ન હતો કડવો ઘૂંટડો ગળી ગયા અને દસ રૂપિયા આપવાની હા પાડી, તરત જ ડાયરો વિખાયો વીસ-પચ્ચીસ જુવાનો અને ચાર-પાચ જોડી ધીગા ધોરી પાદર જઈ પહોચ્યા

થોડી વાર સૌ ત્યા ઊભા રહ્યા એટલે મહાલકારી તાડુકયા, 'કોની રાહ જુઓ છો? અમારે મોડુ થાય છે ઝટ કરો"

"રૂપિયા દસ રોકડા અમારા હાથમા મૂકો એટલે સાતવારમા (ચપટીવારમા-તરત) મોટર બહાર" આગેવાને ચપટી વગાડતા કહ્યુ

આ સાભળીને મહાલકારી અને કલેકટર, બન્નેના ગુસ્સાની કોઇ સીમા ન રહી

"અમે અમારા કામે નથી નીકળ્યા, અછતને કારણે તમારા માટે શરૂ કરેલા રાહત કામો જોવા નીકળ્યા છીએ મોટર ફસાણી એમા અમારો કાઈ વાક ખરો? ખરુ જોતા તમે ગામના પાદરમા આવો ખાડો રાખ્યો છે એ તમારો વાક ગણાય મોટર બહાર

---

*નવાબ ભાગી ગયા અને જૂનાગઢમા આરઝી હકૂમતનો વિજય થયો. ત્યારથી ત્યા લોકશાસનની સ્થાપના થઈ. ત્યારે 'જય હિન્દ થયુ' એમ કહીને લોકો પોતાનો હરખ જાહેર કરતા હતા

કાઢવામા મદદ કરવી એ તમારી ફરજ ગણાય. છતા ય તમે દસ રૂપિયાની માગણી કરી અને મહાલકારી સાહેબે હા પાડી. હવે તમને એટલો ય ભરોસો નથી કે આગળથી પૈસા માગો છો ? આવી વાત કરતા તમને શરમ આવવી જોઈએ" કૂવાની પાળ ઉપર બેઠેલા કલેકટરે પોતાનો રોષ ઠાલવ્યો.

"આપની વાત સાચી છે સાહેબ આપ નવા છો. મહાલકારી સાહેબ તો જૂના છે. રાજના ભાગનો બાજરો લઇ જવા માટે અમારા ગાડા વેઠે લઇ જતા દરેક ગાડાખેડુને નાસ્તાના આઠ આઠ આના આપવાનો રિવાજ હતો પણ ઘણી વખત અમારે ઘરને પૈસે નાસ્તો કરવો પડ્યો છે મજૂરી કે ગાડાભાડુ તો ઘેર ગયુ, પણ આ સાહેબોએ અમને નાસ્તાના ય પૈસા નથી આપ્યા દૂધના દાઝ્યા છાશ ફૂકીએ છીએ, સાહેબ! રૂપિયા દસ અમારા હાથમા આવ્યા વિના અમે અમારા બળદ મારવા નથી માગતા" ગામના આગેવાને હિંમતપૂર્વક રજૂઆત કરી

કલેકટર વખત પારખી ગયા ગુસ્સામા ને ગુસ્સામા એમણે રૂપિયા દસ કાઢીને આગેવાનના હાથમા મૂકયા

ગામ લોકોએ જાણે રમત રમતા હોય એમ માદણામાથી ગાડી ઊચકીને બહાર મૂકી દીધી.

કલેકટર, મામલતદાર અને રસાલો સૌ ગાડીમા ગોઠવાઇ ગયા ગાડી ચાલવાની તૈયારીમા હતી. ગામના આગેવાને ગાડી પાસે જઈને રામરામ કર્યા અને દસ રૂપિયા કલેકટરના ખોળામા મૂકી દીધા.

"કેમ ?" કલેકટરે આશ્ચર્યથી પૂછ્યુ.

"વેઠના જમાનામા આ સાહેબે અમને બહુ હેરાન કર્યા છે. એ એમનો વખત હતો. હવે અમારો વખત આવ્યો છે. પૈસાની અમને ભૂખ નથી અને ગામને પાદર ગાડી ફસાણી હોય ત્યારે પૈસા માગીએ એમા અમારી ખાનદાની ન ગણાય. અમારી ખાનદાનીની અમને ખેવના છે. પણ અમારે તો સમય પલટી ગયો છે એનુ સાહેબને ભાન કરાવવુ હતુ. ખોટુ લાગ્યુ હોય તો માફ કરજો ત્યો 'રામરામ' ' ગામના આગેવાને કલેકટરને આશ્ચર્યમા નાખી દીધા

મોટર રવાના થઇ. મહાલકારીના ધૂધવાટનો પાર ન હતો ધીરે ધીરે ધૂધવાટ બહાર નીકળવા લાગ્યો "એક જમાનો હતો આ ખેડૂતો ઊચી આખ કરી શકતા ન હતા અને આજે એમને બોલાવ્યા થતા નથી."

કલેકટરે મહાલકારીને આશ્વાસન આપ્યુ, "આપણે પણ સમય પારખતા શીખવુ જોઇશે. હવે જમાનો બદલાઇ ગયો છે.



# જાતે જનમારે આ સુધારો અમને અરઘે નહીં

સૌરાષ્ટ્રના મંત્રી મંડળ તરફથી પંચાયતના આગેવાનો અને કાર્યકરો માટે એક પ્રસંગે ભોજન સમારંભ યોજવામાં આવ્યો હતો. જમનારાઓની સંખ્યા મોટી અને સ્થળની સંકડાશ, એટલે બફે –લંચ : જાતે ભોજન સામગ્રી લઈ ઊભા ઊભા, ફરતા ફરતા જમવાની ગોઠવણ કરવામાં આવી હતી.

ભોજનનો કાર્યક્રમ શરૂ થઈ ગયો થોડી વારે ભીમબાપા અને બીજા થોડા આગેવાનો ભોજન ખંડમાં દાખલ થયા. ડીશમાં વાનગીઓ લઈને, થોડા મિત્રો ઊભા ઊભા, થોડા ફરતા ફરતા, તો કોઈ ક્યાંક બેસવાનું શોધીને બેઠા બેઠા કોઈ એક હાથે તો કોઈ બે હાથે ભોજન કરી રહ્યા હતા.

ભોજનના વ્યવસ્થાપકે ભીમબાપા અને એમની સાથેના આગેવાનોને ખાલી ડીશ આપવા માડી.

"આને શું કરવી છે ?" ભીમબાપાએ સવાલ કર્યો.

"આપને માફક આવે એ અને એટલું આપ જાતે આમાં લઈ લો. છોભીના પડી ગયેલા વ્યવસ્થાપકે ખચકાતા ખચકાતાં ખુલાસો કર્યો.

"અમને જમાડવા બોલાવ્યા છે કે મશ્કરી કરવા ?" ભીમબાપાએ બીજો સવાલ કર્યો.

ભીમબાપાના આ સવાલનો જવાબ આપવો એ બાપડા વ્યવસ્થાપકના ગજા બહારની વાત હતી. એ ડીશ ધરીને ઊભો જ રહ્યો.

એવામાં મુખ્યમંત્રી ત્યાં આવી પહોંચ્યા અને એમણે ભીમબાપા માટે ડીશ લઈને એમાં ભોજનની વાનગીઓ પીરસવા માડી

"હવે જાતે જનમારે મને આવા ખેલ કાં શીખવાડો ?" મુખ્યમંત્રી પાસે થોડા નજીક જઈને ભીમબાપાએ એમની લાક્ષણિક શૈલીમાં પ્રહાર કર્યો.

"શેનો ખેલ, બાપા ?" મુખ્યમંત્રી પણ આભા બનીને ભીમબાપા સામે જોઈ રહ્યા.

"ખેલ નહીં તો બીજું શું ? ઘરમાં છોકરું બે હાથે ખાવાનું શરૂ કરે તો બાપા તરત એને ટોકે. ડાબા હાથે ખાવાની ટેવ ભુલાવવા માવતર દઈને ચીંટીયો ભરે. ટોપી ઉતાર્યા વિના છોકરું જમવા બેસે તો ધડ દઈને એને તમાચો પડયો જ હોય ! ઊભા ઊભા કે હાલતા હાલતાં કોઈ ખાવા જાય તો જંગલી કહીને એને મા બાપ બેય ઝૂડી કાઢે. અને અહીં દાઢા જેવડા બધાય ટોપી–પાઘડી ઉતાર્યા વિના ડાબે હાથે તો કોક બેય હાથે, ઊભા ઊભા અને ફરતા ફરતા નથી ઝાપટવા મંડયા છે. એમાં એમને તો કોઈને ભોંઠપ નથી લાગતી ! પણ મને ય તમારે આ નાતમાં ભેળવવો છે ? જીંદગી આખીના સંસ્કાર ભૂલી જાતે જનમારે મારે આવો ખેલ શીખવો નથી."

ભીમબાપાએ સચોટ રીતે પોતાનું મંતવ્ય પ્રગટ કર્યું.

"હવેના જમાનામાં તો બધેય ઠેકાણે આ સુધારો દાખલ થવા માંડયો છે, બાપા !" બાજુમાં ઊભેલા એક અધિકારીએ હસતા હસતા જવાબ આપ્યો.

'બળ્યો તમારો સુધારો.' ભીમબાપા ઉકળી ઊઠયા.

મુખ્યમંત્રીની સૂચનાથી થોડીવારમાં જ બાજુની પરશાળમાં થોડા આસન પથરાઈ ગયા. થાળીની પંગત ગોઠવાઈ ગઈ. અને ભીમબાપા તેમ જ એમની હેડીના બીજા આગેવાનો પાઘડી ખીંટીએ ટાંગી, હાથ મોઢું ધોઈ, આસન ઉપર પલાંઠીવાળી, જમવા બેઠા.

ભોજન કાર્યક્રમ પૂરો થયો.

"તમને જમવાનું ફાવ્યું નહીં અને તકલીફ પડી એ માટે દિલગીર છું." વિદાય લેતા ભીમબાપા પાસે મુખ્ય મંત્રીશ્રીએ વિવેક કર્યો.

તકલીફ તો ઠીક અને જમવાનું પગાણે ફવ-રાવી લીધું. પણ જાતે જનમારે આ સુધારાનું નાટક અમને અરઘે નહીં. એટલે ફરી વાર આવું જ કરવું હોય તો મેરબાની કરીને મારા જેવાને બોલાવશો મા." ભીમબાપાએ એમની લાક્ષણિક શૈલીમાં ટકોર કરી હસતા હસતા હાથ જોડીને વિદાય લીધી.

# હું વરી ચૂકી છું....

મહારાષ્ટ્રમાં મંગલવેઢા નામનું નગર. એમાં એક વારાંગના. નામ શ્યામા. એના રૂપનો કોઇ પાર નહિ, ને એના સૌંદર્યની કોઈ સીમા નહિ. જાણે આભની અપ્સરા અવનિ પર ભૂલી પડી. જેવી દેહની નમણાશ એવી જ કંઠની હલક. ગાવા બેસે એટલે જાણે વસંતમાં કોઇ કોયલ ટહૂકી.

એની કૂખે એનું જ રૂપ લઇને એક કન્યા જન્મી. માનો જ વાન ને માનો જ મોરો. એ જ રૂપ અને એ જ કંઠ. નામ રખાયું કાન્હુપાત્રા.

કળિ મટી કુસુમ બન્યું. કન્યા મટી કુમારી બની અને આખા નગરમાં એના સૌંદર્યની અને કંઠની કીર્તિ ફરી વળી.

એક રાતે નગરના નબીરા એને ઘેરે આવ્યા.

શ્યામા સામે સોનાના સિક્કાઓ ધરાયા અને બદલામાં કાન્હુપાત્રાના દેહની માગણી થઈ.

શ્યામા આ સુવર્ણના પ્રકાશે મનમાં ઉલ્લાસ પામી. પોતાની દીકરીના રૂપ માટે આટલા બધા સોનાનું નૈવેદ્ય ધરાય એ વાત તેને કોઇ મોટા અવસર સમાન જણાઇ.

બાજુના ઓરડામાં કાન્હુપાત્રા એક પલંગ પર આળોટતી પડી હતી.

શ્યામા તેની પાસે અંદર આવીને કહેવા લાગી: 'બેટી, સામે પગલે લક્ષ્મી આપણા આંગણે આવી છે. તારા રૂપ માટે આટલુ બધું સુવર્ણ !'

વીજળીનો આચકો લાગે એમ કાન્હુપાત્રા ચમકી ઊઠી. ને પલંગ પરથી બેઠી થઇ ગઈ.

'મા, મારે વારાંગના થવું નથી; અને આ દેહ તો એક જણને સમર્પિત થઇ ગયો છે.'

'અરે નાદાન છોકરી, મને પૂછ્યા વિના તેં તારા દેહનું સમર્પણ કરી દીધું? મને કોઈ દિવસ તેં એ પુરુષ વિશે નામનો અણસારો પણ કર્યો નહિ!'

'મા, મા! એ તો મારા મનમાં ચોવીસે કલાક ઘર કરીને બેઠો છે! એક પળ વાર પણ તે મારા હૃદયમાંથી ખસતો નથી.'

'એ ખુશનસીબ પુરુષનું નામ?'

'પંઢરપુરનો ભગવાન વિઠોબા! મા, મા, હું એને આખો દિવસ આશા ભરી નજરે નિહાળ્યા કરું છું.'

'અરે ગાંડી, એ બધા ભ્રમ છોડી દે! ભગવાન તે વળી કોઈ દિવસ આપણો પ્રાણનાથ થતો હશે?'

'નહિ થતો હોય તો મારે માટે થશે, મા!'

કાન્હુપાત્રાની સર્વ વાતોનું એક જ ધ્રુવપદ બન્યું. 'હું તો વિઠ્ઠલને વરી ચૂકી છું. એક ભવમાં બેભવ થાય નહિ.'

માએ પુત્રીને ઘણું ઘણું સમજાવ્યું, પણ પુત્રીએ પોતાનો આગ્રહ જરા પણ છોડયો નહિ. એ એમાં અવિચલ જ રહી.

નબીરાઓનું સોનું પાછું સોંપાયું. ભગ્ન હૃદયે તેઓ પાછા ગયા.

બીજા દિવસે સવારમાં કાન્હુપાત્રાએ માની ચરણરજ લઇ કહ્યું:

'મા, આજે હું પંઢરપુર વિઠ્ઠલના દર્શને જાઉં છું.'

માને પુત્રી માટે દ્વિધા ઉત્પન્ન થઇ. પુત્રીને શો જવાબ આપવો એની તેને સમજણ પડી નહીં.

ખૂબ વિચાર કર્યા બાદ સાચી જનની તરીકે એણે પુત્રીનું સુભાગ્ય ઇચ્છીને આશીર્વચન આપ્યા:

'જા બેટા, હું તો માનવ અવતારનો ઉદ્ધાર કરી શકી નહિ. હું વાસના અને માયાના કાંપમાં ડૂબી; પણ તારી દશા એવી ન થાય એવું હું મનથી ઇચ્છું છું. જા, વિઠ્ઠલના ચરણે તારું જીવન સમર્પિત કરીને તારા આત્માનો ઉદ્ધાર કર.

અનેક યાતનાઓ વેઠી તે પંઢરપુર પહોચી. મંદિરમા વિઠ્ઠલના દર્શન કરવામા એવી તો એ તલ્લીન બની ગઇ, કે સમયનુ પણ એને ભાન રહ્યું નહી.

અન્ય લોકોએ એને કહ્યુ : 'અરે, ગાડી બાઇ! દર્શન કરતા તે કઇ આટલી બધી વાર થતી હશે? ચાલ, જલદી કર. બીજાને પણ દર્શન કરવા હશે કે નહી?'

કાન્હુપાત્રાએ જવાબ આપ્યો. 'અરે, ભગવાનના દર્શન કઇ એમ થોડીવારમા ઓછા થાય? એ માટે તો દિવસના ચોવીસ કલાક પણ ઓછા પડે!'

પૂજારી આવ્યો ને તેણે કાન્હુપાત્રાને જલદીથી ત્યાથી ઊભા થવા જણાવ્યું.

કાન્હુપાત્રાએ કહ્યુ 'ભાઇ જ્યા સુધી મારા દેહમા પ્રાણ હશે ત્યા સુધી મારાથી વિઠ્ઠલને છોડાશે નહી.'

'એટલે!'

'એટલે કે, હુ વિઠ્ઠલના ચરણની આજીવન દાસી બનવા ઇચ્છુ છુ'

પૂજારીએ આશ્ચર્યથી પૂછ્યું : 'તુ કોણ છે?'

'હુ એક વારાંગનાની પુત્રી છુ બોલો, એવી એક વેસ્યાની પુત્રીને અહી રહેવાનો અધિકાર મળશે?'

પૂજારીએ કાન્હુપાત્રાના મસ્તક પર હાથ મૂકી કહ્યુ : 'બેન, ભગવાનના દરબારમા કોઇ ઉચ્ચ નથી; કોઇ નીચ નથી. કોઈ અધમ નથી સર્વ એક સમાન છે. તને અહી અવશ્ય રહેવાનો અધિકાર રહેશે.' અને કાન્હુપાત્રાએ ત્યા જ પોતાનો નિવાસ બનાવ્યો,

વેર્જના કામલોલુપ સુલતાનના કાને કાન્હુપાત્રાના સૌન્દર્યની વાત પહોચી. સુલતાને એને પોતાના જનાનખાનાની બેગમ બનાવવાનો વિચાર કર્યો.

સૈનિકોને ફરમાન થયું કે, જાવ, એને પકડીને મારી સામે હાજર કરો.

સૈનિકો પંઢરપુર આવ્યા. એમણે આ કાન્હુપાત્રાને પકડી લીધી

કાન્હુપાત્રાએ એક અરજ ગુજારી' સુલતાનના સૈનિકોને કહ્યું : 'મને એક વાર, ભગવાનના દર્શન કરવા દો!'

સૈનિકોએ અરજ માન્ય રાખી અને તને મંદિરમા જવા દીધી કાન્હુપાત્રા મંદિરમા ગઇ અને બહાર સૈનિકો એની આવવાની રાહ જોવા લાગ્યા.

બહુ વખત ગયો તોયે કાન્હુપાત્રા મંદિરમાથી બહાર આવી નહી, એટલે સૈનિકો અંદર આવ્યા. પણ એમને એક નવુ જ દૃશ્ય જોવા મળ્યું

મંદિરની ફરસ પર કાન્હુપાત્રાનો અચેતન દેહ પડયો હતો પણ એ અચેતન મુખ પર ભગવાનને ચરણે પોતાના જીવનને સમર્પિત કરી દીધાના પરમ સંતોષનુ એક ગર્વિલુ હાસ્ય ફરકી રહ્યુ હતુ

સૈનિકો આ દૃશ્ય જોઈને સુલતાન પાસે આવ્યા અને બોલવા લાગ્યા' 'નામવર, કાન્હુપાત્રા એક એવા શક્તિશાળી પુરુષના આશ્રયે જઇને વસી છે, કે એને હવે દુનિયાની કોઇ તાકાત મેળવી શકે એમ નથી.'

આટલુ કહીને સૈનિકોએ જે કઇ બનવા પામ્યું હતું તે વિગતવાર સુલતાનને કહી સંભળાવ્યું.

સુલતાનનુ મન પણ આવી ભક્તિપરાયણ નારીના સમર્પણને અભિનંદી રહ્યુ.

આજે પણ એ સ્થાનમા કાન્હુપાત્રાની મનોહર મૂર્તિ કઇંક વારાંગનાઓના હૃદયોને શીલ અને સદાચારની ભાવનાથી સભર બનાવી રહી છે.

# પારસમણિના સ્પર્શે....

પૃથ્વીસિંહ ઝાલા

સંતો પારસમણી કરતાય આધક હોય છે..!

પારસમણી તો લોઢાને સોનું જ કરી શકે, પારસમણિ ન બનાવી શકે જ્યારે સંતો તો શઠને પણ સંત બનાવી શકે છે. શયતાનમાં પણ સાધુતા પ્રગટાવી શકે છે..

આવા એક સંત આજે ગુજરાતમાં સદેહે વિચારી રહ્યા છે એ સંત છે સ્વામીનારાયણ સંપ્રદાયના પ્રતાપી સંત યોગીજી મહારાજ. એમના પારસ સ્પર્શે અનેક યુવાન કોલેજીયનોએ સાધુ જીવન સ્વીકાર્યું છે. એમની પાવન વાણીએ અનેકના અંતરમાં ભક્તિ ભાવના ઊભરાવી છે.

આવા પ્રતાપી સંતના સૌજન્યનો એક આ મહેકતો પ્રસંગ છે. પૂ. યોગીજી મહારાજ અને પુરુષોત્તમ વલ્લભસ્વામી એકવાર અડવાળથી નારાયણ ધરે સ્નાન કરવા માટે જઈ રહ્યા હતા

દ્વિષભરેલા બે દુષ્ટ સાધુઓ પાછળ પાછળ ચાલતા હતા. તેમના મનમાં યોગીજી મહારાજનું માથુ ફોડી નાખવાની મનોકામના હતી પણ સમૈયાની ભીડને લઈને એ શક્ય ન બન્યું..

યોગીજી મહારાજ સ્નાન કરી પાછા વળ્યા ત્યારે અપમાન કરવા અપશબ્દો વરસાવવામાં પેલા સાધુઓએ કશી કમા ન રાખી

સંતને તો માન–અપમાન સરખા હતા એટલે અપશબ્દોને પુષ્પવર્ષાની જેમ હસતા હસતા ઝીલીને ચાલ્યા ગયા

હમેશનો કુવિચાર એક સાધુને કુકર્મભણી દોરી ગયો ને સત્પુરુષના દ્રોહને પરિણામે જે સાધુ મટી સંસારી બની ખૂબ દુખી થયો છે બીજો સાધુ પણ એકવાર યાત્રાએ નીકળ્યો ત્યારે રસ્તામાં કાચ વાગતા પાકી જવાથી અતિશય પીડા પામ્યો જરાય આગળ ચલાય એવી હાલત ન રહી અને નજીકના મંદિરમાં જ રાત્રીનિવાસ કરવો પડે એવી હાલત ઊભી થઈ...

એ મંદિર યોગીજી મહારાજનું હતુ; એમને અપમાનિત કરવામાં ને એમનું ભુંડુ કરવામાં પોતે કશુય બાકી નહોતુ રાખ્યું...ને આજે હવે ત્યાંજ આશરો મેળવવા જઈશ તો તે ધક્કો મારીને કાઢી નહિ મૂકે? મનમાં જબરુ મંથન ચાલ્યું.. . પરંતુ વરસતા વરસાદમાં પગની પીડા અતિ અસહ્ય બનતી ચાલી. મંદિરમાં આશરો લીધા વિના છૂટકો નહતો, એટલે નિરૂપાયે મંદિરના દરવાજા ખટખટાવ્યા .....

થોડીવારમાં બારી ખુલી...જોયું તો યોગીજી મહારાજ જાતેજ સામા લેવા આવ્યા હતા... વેદનાને લીધે લંગડાતા સાધુને ટેકો આપીને યોગીજી મહારાજ મંદિરમાં લઈ ગયા આગ્રહ કરીને જમાડ્યા. ને પછી જાતે પથારી કરીને સૂવાની વ્યવસ્થા કરી આપી...

આ બધી કામગીરી દરમ્યાન યોગીજી મહારાજે પેલા સાધુને અપશબ્દ બોલનાર તરીકે પિછાણી ગયા હતા ....છતા અંતરમાં કશોય કુભાવ ન જાગ્યો ને સાધુની વેદનાનો ઉપચાર કરવા માંડયો..

વાતવાતમાં જાણી લીધુ કે તેમને બીજી સવારે કારીયાણી જવુ છે એટલે વહેલી સવારે ગાડુ પણ જોડાવી દીધુ ..

અપશબ્દ બોલનાર! સાધુનુ હૈયું રડી ઊઠયુ ... રે મેં આ સંતનુ આટઆટલુ અપમાન કર્યું, અહિત કર્યું તોયે સંતે તો માગી સેવા કરી.

આંખમાં ચોધાર આંસુ સાથે એ સંતના ચરણમાં ઢળી પડ્યા. "રે સંત આપ તો ખરેખરા સંત છો... મે આપનુ આટ આટલું અહીત કર્યું તોય આપે તો મારા જીવનને પ્રેમથી જ છલકાવી દીધુ."

પૂ. યોગીજી મહારાજે ઝડપભેર બેઠા કરી પોતાના વખાણ કરતા અટકાવી દીધા ને નમ્ર હાસ્ય સાથે કહ્યુ "ભાઈ, મેં તો કશોય ઉપકાર કર્યો નથી."




અનુવાદક : પ્રકાશ ગજ્જર

## વિશ્વાસની વાડ ...

પ્રત્યેક દિવસની આસપાસ
વિશ્વાસની વાડ કરજો.
વહેલી પ્રભાતે જ એનો આરંભ કરજો.
સંધ્યા ટાણે એ વાડ વાળી લેજો.
ને એ બેયની વચ્ચેની જગાને
પ્રેમળ શ્રમથી ભરી દેજો.
પછી એમાં નિવાસ કરતા જજો.
વિશ્વાસની વાડને પેલેપાર નજર નાખીને
આવતી કાલને જોવાનો પ્રયત્ન કરશો નહીં.
આ સવાર સાંજની વાડ વચ્ચે રહે રહે
તમારી પાસે સુખદુઃખ, આનંદ વિષાદ,
માધુર્ય-કટુતા, જે કાંઈ આવે
એનો પ્રેમથી સ્વીકાર કરજો.
પ્રત્યેક દિવસની આસપાસ
વિશ્વાસની વાડ કરજો જ.

—મેરી બર્ડ્સ

## આ સ્મરણ....

આકાશમાં કાળાં વાદળ ઢંકાણું હોય,
સુખનો સૂરજ દેખાતો ન હોય,
ત્યારે આ સ્મરણ મદદ કરશે.
કે આવતી કાલે
આ બધી મુશ્કેલીઓ વીતી ગઈ હશે.
ને આજ ભલે ગમે એટલી ધૂંધળી હોય,
આવતી કાલ એનાં તેજ
અને ઉષ્મા લઈને ઊગવાની જ છે.
કાલ નવી શક્તિ મળશે,
નવી હિમ્મત મળશે.
કશોક નવો રસ્તો દેખાશે જ.
કારણ કે પ્રત્યેક નવું પ્રભાત
એ નવા જીવનનો આરંભ છે
ને પ્રત્યેક નવો દિવસ
એ ખરેખર નવો દિવસ હોય છે.
આકાશમાં કાળાં વાદળ ઢંકાણાં હોય,
સુખનો સૂરજ ના દેખાતો હોય
ત્યારે આ સ્મરણ મદદ કરશે.

—અનામ.

## જીવનબાગ

જીવન એક બાગ છે.
ને પ્રત્યેક દિવસ એક પુષ્પ.
પ્રભાતે એ ખીલે છે;
સંધ્યાએ બીડાઈ જાય છે.
જીવન એક બાગ છે.
એમાં સુખનાં સૂરજકિરણો આવે,
તો દુઃખની વર્ષા પણ આવે.
પણ એ બેયના દ્વારા જ તો
શક્તિ અને સૌંદર્ય સર્જાય છે.

જીવન એક બાગ છે.
એમાં આપણે બીજ વાવીએ,
સુખનાં, સંતોષનાં, શ્રદ્ધાનાં.
કરુણામય પ્રેમલ કાર્યો દ્વારા
એ બીજ વવાતાં રહો.
જીવન એક બાગ છે.
કુંવારી ભોમકા જેવી
સમૃદ્ધ અને ફળદ્રુપ એની ભૂમિ છે.
આપણે એમાં આશિષ કાર્યો વાવીએ,
બૃહત્તર આશિષ લણતા જઇએ.

—લેવર્ન લારસન.

## જિંદગીના તાણાવાણા...

આપણા જીવનનું વસ્ત્ર
માત્ર સુખના સોનેરી ને સુંદર
તાણાવાણાથી વણાતું નથી.
એમાં માત્ર તેજસ્વી અને મનોહર
તાંતણા જ ઉપયોગમાં નથી લેવાતા.
સોનેરી અને રજત તંતુઓ સાથે
કદીક દુઃખના કાળા તાંતણા પણ વણાય છે.
થોડા ધૂંધળા તંતુ પણ જોવા મળે છે.
એવા સુખદુઃખના સારાખોટા
તાણાવાણાના વણાટમાંથી
એક નવી જ રચના સર્જાય છે.
એમાંથી એક મનોહર ડીઝાઇન ઊગે છે.
રોજ રોજ, પળે પળે, વર્ષે વર્ષે
આપણે જિંદગીનું વસ્ત્ર વણ્યા કરીએ છીએ.
સુખના સોનેરી તંતુ વધારે શોભે છે
તે પેલા દુઃખના કાળા તંતુને લઇને.
એ વિના દિલહર રચના થાત જ નહીં.
માટે જ તો જીવનવસ્ત્રમાં
પ્રત્યેક તાણો ને વાણો મહત્ત્વનો છે ને!

—જ્હોન ગ્રિડાર્ડ

## ગાન ગાઇએ...

હાર, હતાશા, અસૂયા ને અંધકાર છે, એ સાચું
પણ આપણે એમના કરતાં ઘણી ઘણી
સારી વસ્તુનાં ગાન ગાઈએ, મારા દોસ્ત!
ભાવનાના સૌંદર્યે આજનાં દુઃખ દૂર કર્યાં,
તેમ આવતી કાલની વેદનાય પૂરી થશે.
જિંદગીના સૂરજતેજની
જેમને ખાસ જરૂરત છે
એવા સહપ્રવાસીઓ માટે
આપણે વધારે સારાં ગાન ગાઇએ, દોસ્ત!
વધારે સારી વસ્તુમાં હવે શ્રધ્ધા રોપીએ.
એમની આશા સેવીએ.
સ્મિત સહિત સ્વાગત માટે તૈયાર થઈએ.
રાતનાં નહીં, પ્રભાતનાં ગાન ગાઇએ.
ને થોડી ઘણી વેળા પછી પણ
એ પ્રભાત પ્રગટશે જ,
એટલી શ્રદ્ધા રાખીએ, મારા દોસ્ત!
શોકની છાયાને આપણે ભગાડી દઇએ.
આ માટે જે છે એનાથી
વધારે સારી વસ્તુના ગાન ગાઈએ
ને ઇશ્વર એ શ્રદ્ધાગાનના પડઘા પાડશે જ.
ચાલો મારા દોસ્ત!
ગળામાં ને મનમાં મીઠાશ કેટલી છે?

—રોજર મેક્ડીન્સી

## સંધ્યા ટાણે...

આ મનોહર સંધ્યાટાણે....
લ્યો, રાત ઢળવાની તૈયારી થઇ.
ધરતી શાંતિના મખમલમાં લપેટાય છે.
મલયલહરો એને હિંચકા નાખે છે.
દુન્યવી શોર અને ચિંતા ઓસરે છે.
આ મનોહર સંધ્યાટાણે ...
પહેલી સાંધ્યતારલી દેખાય છે.
એક પછી એક તારલા ઊગીને
નિજને સ્થાને ગોઠવાઈ જાય છે.
એક એક તારાનું આછું તેજ
ધરતી ઉપરના પથભૂલેલા માનવીને
માર્ગદર્શનની વાણી સંભળાવે છે.
આ મનોહર સંધ્યાટાણે...
લ્યો, બધું શાંત થઇ ગયું.
દિવસનુ કામ પૂરું થયું.
રાત્રિ પોતાની પ્રશાંત બાંહોમાં
ધરતીને આવરી લે છે.
પરમ શાંતિના મખમલમાં
બધું જંપી જાય છે.

—મેમી ઓડમ

# ભણતરનો પરતાપ તો ભારે

ગામડામાં ઉનાળાની રજા ગાળીને કૉલેજમા અભ્યાસ કરતો એક જુવાન રેલગાડીમાં જૂનાગઢથી અમદાવાદ જાય. અનાયાસે એના જ ગામના એક ભરવાડનો ગાડીમા એને ભેટો થઇ ગયો. એને પણ અમદાવાદ જાવું. ઠેઠ સુધીનો સથવારો મળ્યો એટલે ભરવાડે નિરાત અનુભવી.

રેલગાડી જેતલસર સ્ટેશને પહોચી. ચા પાણી પીવા માટે જુવાન ડબ્બામાથી ઉતરીને પ્લેટફોર્મ ઉપર સામેના એક સ્ટોલમા ગયો. ભરવાડને પણ એણે સાથે લીધો.

સ્ટોલમા ગયા તો ત્યા ઉના ઉના ભજિયા તળાય બેયના મોઢામા પાણી છૂટ્યું. બન્ને જણ એક ટેબલ રોકીને બેઠા ભજિયાની મોજ માણવા.

હજી ભજિયાનુ અર્ધું પડિકુ બાકી છે ત્યા વેરાવળ–અમદાવાદના ડબ્બા ઉપડ્યા શન્ટીગમા. ગાડી ઉપડી ધારીને ભરવાડે ભજિયા પડતા મૂકી ડાગ લઈ ને દોટ મૂકી.

"કયા ઉપડ્યા કાનાભાઇ?" જુવાને શાન્તિથી બેઠા બેઠા રાડ પાડી

"ભાળતા નથી આપણી ગાડી ઉપડી ?" કાનોભાઇ જવાબ દેવા થભી ગયો.

"મને લીધા વિના ગાડી ઉપડે નહી પાછા વળો અને આ ભજિયા પૂરા કરો." જુવાનને ટીખળ કરવાનુ મન થયું

"ગાડી ઉપડે નહી શુ ? કાળી આ હાલી !" ડબ્બાને દોડયા જતા જોઇ રહેલો કાનોભાઈ ત્યા ને ત્યા ખીલાની જેમ ખોડાઇ ગયો.

ભલે ઉપડી. ગાર્ડને જેવી ખબર પડશે કે હુ ગાડીમા નથી એટલે તરત ગાડી પાછી વાળશે. ગરમ ગરમ ભજિયા પડતા મૂકીને દોડાતું હશે ! પાછા વળો અને આ ભજિયા પૂરા કરો." જુવાનને ટીખળમાં મજા આવી.

ડબ્બા તો દૂર ચાલ્યા ગયા. હવે તો હડી કાઢીનેય પહોચાય એવુ રહ્યું નહી. કાનાભાઇને થયું કે રખડી પડયા. ખસિયાણો બનીને એ પાછો ફર્યો.

"તમે ઉચાટ કરો મા અને ટાઢે કોઠે આ ભજિયા પૂરા કરો. પછી ચા મગાવીએ" જુવાને ગરમ ગરમ ભજિયું મોમા મૂકીને કાનાભાઇ સામે પડીકું ધર્યું.

બળ્યા તમારા ભજિયા અને બળ્યો તમારો ચા. સવાદ કરવા ગયા એમા ગાડી ખોઇ. મારે કાલ સવારે અમદાવાદ પોગવુ પડે એમ છે" કાનાભાઇએ લાબો નિસાસો નાખ્યો.

ગાડી ભલે ઉપડી ગઈ, હુ અહી બેઠો છુ એની ગાર્ડને ખબર નહી હોય એટલે એણે ગાડી ઉપાડી મેલી પણ જેવી એને ખબર પડશે કે હુ ગાડીમાં નથી એટલે તરત ગાડી પાછી વાળવી પડશે મારેય કાલ સવારે કૉલેજમા હાજર થવા અમદાવાદ પહોચવુ પડે એમ છે મારુ થાશે એ તમારુ થાશે. ઉચાટ કરો મા ને ભજિયા પૂરા કરો." જુવાનને ભજિયા કરતા ટીખળમા વધુ સવાદ આવવા લાગ્યો.

"તમારે અને ગાડીવાળાને એવી તે કઇ ઓળખાણ કે ગાડા પાછી વાળે? ગાડી પાછી વળે ઇ વાત માન્યામા આવતી નથી. આપણે રખડી પડયા ઈ સાચુ" કાનાભાઈએ ભજિયું લેતા લેતા કહ્યુ.

"ઓળખાણ તો બીજી શુ હોય! પણ ભણેલા અને અભણમા કાઇ ફેર ખરો કે નહી ? તમ જેવા અભણને પડતા મૂકીને ગાડી ઉપડી જાય પણ ભાર નહી ગાડીનો કે મારા જેવા ભણેલને મૂકીને હાલી જાય. હમણા તમને ગાડી પાછી વળી દેખાડુ." જુવાને ભજિયા પૂરા કરીને બે કપ ચાનો ઓર્ડર આપ્યો.

"વાત તો માન્યામા આવતી નથ. પણ

અત્યંત મુંઝાઈ પડ્યા અને હિમાલયમાં જઈને અપવાસ કરીને મરણને ભેટવા માટે નીકળી પડ્યા. ગાંધીજીએ તેમને આવા આમરણ અનશન ઉપર ન ઉતરવા માટે ઘણું સમજાવ્યા પણ તેમનો સંકલ્પ દૃઢ હોવાથી તેઓ ન માન્યા અને હિમાલય સીધાવ્યા.

પરચુરે શાસ્ત્રીના અપવાસ શરૂ થયા, ચાર, પાંચ, સાત અપવાસ થયા પણ અપવાસની વેદના હિમાલયના પહાડમાં એકાંતમાં તેમનાથી સહન ન થઈ.

શરીરે ચારેકોર ફોલ્લામાંથી પરૂ નીકળવા માંડ્યા. નાકનું ટેરવું અને હાથ પગની આંગળીના ટેરવાં પણ ખરવા જેવા થઈ ગયા. સમાજમાં કયાં જઈને પડવું તે તેમને સૂઝયુ નહિ. અચાનક સેવાગ્રામ આશ્રમમાં તેઓ જઈ પહોંચ્યા. ગાંધીજીને તેની ખબર પડી ને બાપુજીએ પરચુરે શાસ્ત્રીને આશ્રમમાં જ "અતિથિ દેવો ભવ" સમજી અપનાવ્યા. આશ્રમવાસીને પણ પોતાનો ધર્મ સમજાવ્યો અને આશ્રમમાં એક જુદી ખાસ તેમને માટે મઢુલી બંધાવી તેમના ભોજનની રહેવાની બધી સગવડ તો થઈ પણ તે ઉપરાંત જેમ રૂઢીચુસ્ત વૈષ્ણવ પ્રાત: કાળે મંગળાના દર્શન કરવા, હવેલીમા કે મંદિરમાં રોજ દોડી જાય છે તેમ ગાંધીજી સેવાગ્રામ આશ્રમમા હોય તેટલા દિવસ અચૂક પ્રાતઃકાળે રક્તપિત્તિયા પરચુરે શાસ્રીના ગડગુમડ ધોતી વખતે કેમ જાણે ગોવર્ધન નાથની કે લાલજીની પૂજા કરતા હોય એવા ભાવથી તેમની સેવા કરતા મેં ઘણીવાર જોયા છે.

આનુ નામ પરાઈ પીડ જાણવી ગણાય.

આપણે બીજાનુ દુઃખ જોઈએ છીએ પણ એ ઓછું કરવા માટે બહુ બહુ તો એ આશ્વાસનના શબ્દો કહીએ છીએ અથવા આંગળી ચીંધવાનું પુણ્ય મેળવી સંતોષ માનીએ છીએ. પણ આ પરપીડ સાચી રીતે જાણી ન ગણાય.

ગાધીજીએ કોઇને પોતાના શિષ્ય માન્યા નથી, જેની સાથે તે પરિચયમાં આવતા હતા તે બધા કાર્યકર્તાઓને તેઓ પોતાના અંગત કુટુંબીજન હોય કે સાથી જ હોય એમ આ જન્મ વર્ત્યા છે.

જેમ કુટુંબમાં કોઈ કુટુંબીજન માટે ઘસાઈ છૂટવું એ મોટેરાંનો ધર્મ ગણાય છે એમ ગાંધીજી કુટુંબીજન કે આશ્રમવાસી સાથે સમદૃષ્ટિથી જીવ્યા છે.

બાળકોબાજી ભાવે વિનોબાજીના ભાઈને ક્ષય થયો. ક્ષયમાં સપડાયા તો તેની સારામાં સારી સુશ્રુષા આશ્રમમાં કેમ થાય? હવા ખાવાના સ્થળે પંચગીની જવાની જરૂર લાગે તો ત્યા કેમ મોકલાય તેની ગાંધીજી સતત ચિંતા કરતા હતા અને પંચગીનીમાં સારા સેનિટેરીયમમાં મોકલ્યા ત્યારે તેમને સંતોષ થયો.

જ્યારે સેવાગ્રામ આશ્રમમાં બાળકોબાજી ક્ષયને કારણે મીરાબ્હેનની કુટીરમાં રહેતા હતા ત્યારે ગાધીજી રોજ સાંજે દોઢ માઈલ ચાલીને તેની સુશ્રુષા કેવી થાય છે તે પ્રત્યક્ષ જોવા જતા હતા.

દક્ષિણ આફ્રિકામા જ્યારે પૂજ્ય કસ્તુરબા લોહીવાથી સખત પીડાતા હતા ને પથારીમા પણ બેસવું બાને ભારે થઇ પડતું ત્યારે બાની સારવાર કોઇ પતિ પણ ન કરે એવી તન્મયતાથી બાપુએ અંગત ધ્યાન લેવા કરી અને આ રોગ કાઢવો હોય તો મીઠું છોડવું જોઈએ એમ બાને સમજાવ્યુ પણ બાને આ ઉપાય બહુ જલદ લાગ્યો. છેવટે બાને મીઠું છોડવા માટે પ્રોત્સાહન મળે એટલા માટે ગાંધીજીએ પોતે મીઠું સદંતર છોડી દીધું. એ તો આત્મકથા વાચનાર જાણે છે.

મહાદેવભાઈ બહુ પ્રયત્ન કરવા છતા "ચા"ના વ્યસનમાથી મુક્ત થયા નથી એમ બાપુ જાણતા હતા એટલે ગાધીજી અને મહાદેવભાઈ ટ્રેઈનમા સાથે મુસાફરી કરતા હતા ત્યારે મોડી રાત સુધી નવજીવન યગ ઈન્ડિયાનુ કામ કરવા માટે મહાદેવભાઇને ટ્રેઈનમા જાગવુ પડયુ હોવાથી સવારે મહા દેવભાઈ ઊઠે તે પહેલા એક વખત ખુદ ગાધીજીએ મહાદેવભાઇની ખાસિયત સમજી ખાસ ખાનસામાને કહીને ટ્રેઇનમા ચા અને બ્રેડની એક સેવકસાથીને શોભે એ રીતે સગવડ કરી રાખી હતી

મહાદેવભાઈ ઊઠયા અને ટેબલ પર બ્રેડ ચાની કીટલી જોઇ તે તો સ્તબ્ધ થઈ ગયા આવી તો અનેકવાર બાપુએ મહાદેવ ભાઈની સેવા કરી છે આનુ નામ બીજાની પીડા જાણી ગણાય

બિહાર અને ઓસરીમા ગરીબોની ઝુપડીઓમા ગામડાઓમા હરતા ફરતા બાપુએ જોયુ કે બહેનો પાસે પહેરવાની એકજ ફાટેલી તૂટેલી સાડી રહે છે, આ દુ ખ નિવા રવા પોતે તરત સમર્થ થઈ શકે તેમ નથી રેટિયાના પ્રવેશ આવા ગરીબ ઝુપડામા કરાવવામા પણ ઠીક ઠીક સમય અને શકિતની જરૂર પડે ત્યા સુધી પોતાના અ તરનો કચવાટ ઓછો કરવા માટે અને આ ટાઢ ઠરતી અર્ધકપડે રહેતી બહેનોની સાથે આત્મીયતા કેળવવા માટે ગાધીજીએ લાબુ અ ગરખુ, મોટી. પાઘડી., પહેરીવાળો. કાઠિયાવાડી. ફેંટનો. ત્યાગ કર્યો અને એક ઢીંચણ સુધીનો નાનો લ ગોટ સ્વીકાર્યો આનુ નામ પારકી પીડા પોતાની કેમ કરી શકાય એવો જ્વલ ત દાખલો છે

ગુરુદેવ ટાગોરે શાતિનિકેતન સ સ્થા ચલાવવા માટે ફ ડ એકત્ર કરવા દિલ્હી ગયા હતા પૈસા એકઠા કરવા માટે ગુરુદેવને નાટકમાં ઉતરવું પડે છે એ જાણી ગાધીજીનુ દિલ ખળભળી ઊઠયુ રાત્રે ઉઘ ન આવી. મહાદેવભાઈને શ્રી ઘનશ્યામદાસજી બીરલા પાસે બાપુએ મોકલ્યા અને ગુરુદેવ ટાગોરને સ સ્થા માટે જોઇતા પૈસા નાટકમા ઉતર્યા વિના મળી ગયા આનો સ તોષ અને રાજીપો ગુરુ- દેવ કરતા બાપુને કેટલો બધો થયો હશે ?

દક્ષિણામૂર્તિના સ ચાલક શ્રી નાનાભાઈ ભટ્ટ સત્યાગ્રહની લડતને કારણે જેલમા છે દક્ષિણામૂર્તિના સ ચાલનમા પૈસાની જરૂર છે એવો એક હરભાઈ નો જેલમા બાપુને કાગળ મળે છે અને દક્ષિણામૂર્તિ સ સ્થાની હુડી તરત સ્વીકારવા માટે કલકત્તામા એક શુભેચ્છક ભાઇને ચિઠ્ઠી લખી ને તે હુડી તરત સ્વીકારાઈ ગઈ એનો પરમ સ તોષ, અને ઋણ નાનાભાઈ કે દક્ષિણામૂર્તિના સેવકો જીવનભર ભૂલ્યા નથી

આવા અનેક નાના મોટા કામો ગાધી જીને હાથે થયા છે પણ એનો અભિમાન તો શુ લેશ માત્ર મનમા પણ ગાધીજીએ તેની નોધ નોધી રાખી નહોતી એમ મહાદેવભાઈની સાથે થયેલ પ્રત્યક્ષ વાતો પરથી જાણુ છુ

"પરદુ ખે ઉપકાર કરે તોયે મન અભિ માન ન આણે રે' , એના બીજા દાખલા પણ યાદ આવે છે આ બધા અહીં ન નોધતા છેટલો એક દાખલો ટાકી પૂરૂ કરીશ

૧૯૨૯ મો એન્ડ્રુઝ અમદાવાદ આવ્યા હતા, દીનબ ધુ એન્ડ્રુઝને ઓસ્ટ્રેલીયા કે ફીજી જવુ હતુ, ઓસ્ટ્રેલીયા જવા માટે સ્ટીમરના ભાડા જેટલા પૈસા પાસે નહોતા બાપુએ સ્વહસ્તે નાનકડો કાગળ કેટલાક અમદાવાદના દાતાઓમા ફેરવ્યો એ ચિઠ્ઠી અત્યારે મારી પાસે નથી પણ એમા 'બેગીંગ બાઉલ" ફેરવુ છુ એવા શબ્દો કાગળમા મે વાચ્યા હતા તે બરાબર યાદ છે દીનબધુની ભીડ તરત ભાગી અને જોઈતા ત્રણેક હજાર રૂપિયા ભેગા થયા ને એ એંડ્રુઝના હાથમા તરત જ મુકાયા

એ મેં આશ્રમના વ્યવસ્થાપક તરીકે નજરો નજર જોયુ છે.

જેમ શારિરીક પીડા માણુસને સહન કરે છે તેમ કેટલીક માનસિક પીડા પણ માણુસને થાય છે. સભામાં સમયસર નેતા પહોંચતા નથી અને તેથી હજારો શ્રોતાજનો ભેગા થયા હોય તે વક્તાની–નેતાની–રાહ જોતાં બેઠા રહેવું પડે જેની અકળામણ સભાજનોને થાય છે તેમ ગાંધીજી જાણુતા હતા. તેથી ગાંધીજી જાહેરસભામા બરાબર વખતસર પહોંચી જવાનો આગ્રહ રાખતા હતા.

૧૯૧૭માં ગોધરામાં રાજકીય પરિષદની બેઠક ભરાઈ હતી. ગાંધીજી પ્રમુખ હતા. લોકમાન્ય તિલક મહારાજ પણ પરિષદમાં આવવાના હતા. પણ લોકમાન્ય પોણો કલાક મોડા આવ્યા. સભાનુ કામકાજ તિલક મહારાજના આગમન પહેલાં શરૂ કરવું તે અવિવેક ગણાય. પણ તેનો ઉલ્લેખ ગાંધીજી ભર સભામાં કર્યા વગર રહ્યા ન હતા.

સભામાં જે દસેક હજાર માણસો ભેગા થયા હતા તેનો પોણો કલાક પણ આવી રીતે બગડે તો એટલું સ્વરાજ મોડું આવશે. અને સ્વરાજ્ય મારો જન્મ સિદ્ધ હક્ક છે એ મંત્ર દષ્ટાને એવી ગાધીજીએ ટકોર કરી હતી.

ગાંધીજી રાજકારણમાં પ્રવેશ્યા પછી નેતાઓ પણ મિટીંગમાં ઠીક સમયસર હાજર રહે એવી પ્રથા પડી ગઈ હતી.

૧૯૨૧–૨૨ની આ વાત છે.

ગુજરાત વિદ્યાપીઠનુ મકાન હજુ બંધાયુ નહોતું. ભૂલાભાઈના બંગલામા વિદ્યાપીઠના મહામંત્રીની ઓફિસ અને મહાવિદ્યાલયના વર્ગો ચાલતા હતા ત્યાં વિદ્યાપીઠના કાર્યવાહક સમિતિની બેઠકમા ગાંધીજીને પહોચવાનુ હતું. કોઈ કારણુવશાત્ શ્રી અનસુયાબહેનની મોટર આશ્રમમાં સમયસર પહોંચી નહિ, ગાંધીજી આશ્રમના દરવાજા પાસે આંબલી નીચે આવ્યા. પ્રોફેસર ભણુશાલી અને હું આશ્રમની સામી બાજુ રાષ્ટ્રીયશાળા વિભાગમાં વાતો કરતા ઊભા હતા. ગાંધીજીએ અમારી પાસે આવીને ભણુશાલી પાસે સાયકલ માગી. નનકડી પોતડી પહેરેલ અને પછેડી ખભે વિંટાળીને સાયકલ ઉપર સમયસર વિદ્યાપીઠની કાર્યવાહીમાં ગાંધીજી પહોંચી ગયા હતા. એ પહેલી ને છેલ્લીવાર ગાંધીજીને સાઇકલ ઉપર મેં નજરો-નજર જોયા હતા.

આનુ નામ પર પીડા જાણુવી એમ કહી શકાય.

સામાન્ય રીતે દિવસના નાના મોટા કામની નોંધ એક પાનામાં ગાંધીજી ટાંકી રાખતા હતા, અને અદના કાર્યકર્તા કે નાના બાળકને પણ જે સમય આપ્યો હોય તે સમયનુ બહુ જ ચીવટપૂર્વક પાલન કરતા હતા.

સીડની–ઓસ્ટ્રેલીયાથી એક ભાઈને ગાંધીજીએ મળવા માટે અમુક દિવસ સવા-ત્રણ વાગ્યાનો ટાઇમ આપેલ. આ ઓસ્ટ્રેલીયન ભાઈ નાગપુર એરોપ્લેનમાં ઉતરી સેવાગ્રામ બપોરના સવા ત્રણ વાગ્યાનો સમય સાચવવા પૂરજોસથી મોટર દોડાવતાં પહોંચ્યા. ત્રણથી સવા ત્રણુનો સમય આશ્રમના બાળકોને બાપુજીએ આપ્યો હતો. આ મહેમાન ત્રણ વાગે પહોંચ્યા તેમની આગતા સ્વાગતા આશ્રમમાં થઈ પણ મુલાકાત તો સવાત્રણ વાગે નિશ્ચિત સમયે થઈ હતી. અને આશ્રમના બાળકો સાથે ગાંધીજી ગેલ કરે છે એ ઓસ્ટ્રેલીયન મહેમાન જોઇને સાનંદાશ્ચર્ય પામ્યા હતા.

આવી નાની નાની બાબતોમાં જાગૃત રહી વૈષ્ણુવજનનો આદર્શ જીવનમાં ઉતારવા ગાંધીજી મથ્યા છે.

*

# સીમા અને અનંત

ક્ષિતિમોહન સેન

સીમાની અંદર અસીમની ખોજ કરવાની વાત આજની નથી. કવિગુરુ રવીન્દ્રનાથે પણ આ પ્રાચીન ઉક્તિને પોતાના કાવ્યમાં નવી રીતે વ્યક્ત કરી છે :

ઘરેર ઠિકાના હલો ના ગો,
પ્રાણ કરે તબુ જાઈ જાઈ.

પાંચસો વરસ પહેલાં સાધક કવિ રવિદાસ, કબીર, વગેરે પણ ગાઈ ગયા છે :

નામ ના જાનુ ગાવકા,
પ્રાણ કહે જાઉં જાઉં.

અને એથીય હજાર વરસ પહેલાં આ તત્ત્વ ઉપનિષદના ઋષિઓ દ્વારા સુપર્ણા નામના અપૂર્વ મંત્ર દ્વારા વ્યક્ત કરી ગયા છે. એથીય પ્રાચીન કાળમાં સંહિતાના ઋષિએ વેદના મંત્રમાં ગાયું છે' કથં વા તો નેલયતિ, કથં ન રસતે મનઃ

અર્થાત્, માણસના મનમાં શાંતિ શા માટે નથી? શા માટે તેને સંકીર્ણ સીમામાં સંતોષ પ્રાપ્ત થતો નથી? અસીમ આકાશમાં તે વાયુની માફક વહી જવા ઝંખે છે

જુદા જુદા દેશમાં જુદા જુદા સમયે આ એક જ સત્ય પ્રગટ થતું રહ્યું છે, સુંદર કવિતાઓ દ્વારા, ગીતો કે કથાઓ દ્વારા વ્યક્ત થતું રહ્યું છે એટલા માટે જ સંતો અને સાધકો કથાનો આટલો આદર કરે છે એક જ કથા જુદા જુદા યુગમાં વિવિધ રૂપે રજૂ થઈ છે

એક દેશમાં એક ગુરુ પાસે અમુક શિષ્યો અધ્યયન કરવા આવતા. એ બધા સૂફી હતા. એક જ પાઠશાળામાં રાજપુત્ર અને ખેડૂતનો દીકરો ભણે એ ત્યારના જમાનામાં અસંભવિત નહોતું.

લાંબા વખત સુધી ગુરુ પાસે રહી ઈચ્છિત વિદ્યા પ્રાપ્ત કરી રાજપુત્ર રાજાના મહેલમાં ગયો અને ખેડૂતનો દીકરો પોતાની ઝૂંપડી તરફ ચાલ્યો. એ પછી એમની મુલાકાત થતી નહિ. આમ છતાં બન્ને મિત્રો પોતાના આશ્રમજીવનના દિવસોની યાદ કરી મનમાં આનંદનો અનુભવ કરતા હતા.

ઘણા સમય પછી રાજકુમાર તીર્થાટન કરતો મઝારે (મુસલમાન તીર્થ) પહોંચ્યો. બનવાકાળ તે પેલો ખેડૂતનો દીકરો પણ ત્યાં આવી ચડ્યો. એ જૂના મિત્રો ફરી એકબીજાને મળ્યા. પુરાતન વાતો યાદ કરી એકબીજાના ખબરઅંતર પૂછ્યા. બન્ને ઘણા જૂના મિત્રો હોવા છતાં, હાલમાં એક સમ્રાટ હતો અને બીજો ખેડૂત, એટલે બન્ને વચ્ચે થોડો ફરક તો રહે જ. રાજકુમારે અચાનક ખેડૂતને પૂછ્યું 'તું હમણાં શું કરે છે?'

ખેડૂતે શાંતભાવે જવાબ દીધો : 'મારા બાપુ ખેતી કરતા હતા. એમના મરણ પછી એ બધી જવાબદારી મારી ઉપર આવી પડી છે. ખેતી કરું છું, ઢોરઢાંખરનું જતન કરી ગુજરાન ચલાવું છું.'

રાજકુમારે પૂછ્યું : 'તારા પિતા તો આ દુનિયા છોડીને ચાલ્યા ગયા છે, એમની યાદગીરી જાળવવા તેં શું કર્યું છે?'

ખેડૂતે સહેજ સંકોચ સાથે જવાબ દીધો : 'હું તો ગરીબ રહ્યો, આરસપહાણ કે સંગેમરમરનો મકબરો બાંધવાનું તો મારું ગજું ક્યાંથી હોય? મેં મારા પિતાની કબર ઉપર માટી વાળી એક ગુલાબનો છોડ વાવ્યો છે. રોજ ફૂલ ખીલે છે અને એની પાંખડીઓ નીચે ખરી પડે છે. મારા ગરીબ બાપના સ્મરણાર્થે મેં મારી ત્રેવડ પ્રમાણે કર્યું છે.'

રાજકુમાર બોલ્યો : 'હાય રે, નસીબ!'

ખેડૂત બોલ્યો : 'તમારા પિતા હયાત છે કે?'

રાજકુમારે જવાબ આપ્યો: 'એમને મરણ પામ્યે ઘણા વરસો થયા છે. હવે રાજપાટ બધુ મારા હાથમા આવ્યુ છે.'

'તમારા પિતાની યાદગીરી જાળવવા તમે શુ કર્યુ ?' ખેડૂતે પૂછ્યું.

'મારે તો ધનની કઇ ખોટ નથી. વીસ હજાર કારીગરોને રોકી વીસ વરસે મેં એક મોટો મકબરો બનાવ્યો છે. લાખો રૂપિયા ખર્ચ્યા છે'

ખેડૂત જરા હસીને બોલ્યો: 'તમે એમને કેવી મુસીબતમા નાખી દીધા છે એ તો કયામતના દિવસે ખબર પડશે જ્યારે ખુદાતાલા ઈન્સાફ માટે બોલાવશે, ત્યારે મારા પિતા અને એમના જેવા ગરીબ દુ:ખી લોકો તો ધૂળ ખસેડીને બહાર નીકળી આવશે અને અલ્લાહ આગળ હાજર થઈ જશે. જ્યારે તમારા પિતા હજારો મણ આરસના બોજા નીચે દટાઇને બહાર નીકળવા તરફડયા કરશે વીસ હજાર કારીગરોએ લાગલાગટ વીસ વરસ સુધી જાતજાતના સાધનો વડે વજ્ર સમુ જે કારાગાર બનાવ્યું છે, એ તોડે પછી જ બહારે નીકળી શકે કહો ભાઈ. એમાથી બહાર નીકળતા કેટલા યુગો વીતી જશે ?'

ખેડૂતની વાત સાભળીને રાજકુમાર ભોય પર બેસી પડયો તેનો ગર્વ ઓગળી ગયો. તે અસહાયની માફક પોતાના મિત્ર ભણી જોઇ રહ્યો

આ રાજકુમાર અને ખેડૂતની કથા અનેક સૂફી સતસાધકો પાસેથી સાભળવા મળે છે જુદા જુદા માણસો જુદા જુદા વખતે આ કથા આપણને સભળાવે છે એવું તાત્પર્ય શુ ?'

વિધાતા દરેકને કોઇ ને કોઇ વખતે બોલાવે છે. જેઓ અકિંચન છે, તેઓ હળવા ફૂલ બની સત્યનું આ આહવાન સાભળી જવાબ આપી શકે છે. જેઓ બોજા હેઠળ દબાયેલા હોય તેમના કાને અવાજ પડવા છતા જવાબ આપી શકતા નથી આ ભાર આપણી સાધનામા ખૂબ વિઘ્ન સમાન છે એના સ્વરૂપો ઘણા છે ધનનો ભાર, મનનો ભાર, સામાજિક મર્યાદાનો ભાર, જ્ઞાનનો ભાર, અભિજાત્યનો ભાર વગેરે.

નદીના કાઠા ઉપર જેમ એક પછી એક કાપના થર ચઢતા જાય છે, તેવી રીતે ભારતની સાધનાભૂમિ પણ આવા અનેક જાણીતા અને અજાણ્યા થરથી બનેલી છે.

ભારતમા યુગેયુગથી અગણિત માનવપ્રવાહ આવતો રહ્યો છે. એમણે પોતાની સાધનાથી ભારતીય સાધનાની ભૂમિ ઉપર એક એક સ્તર ચડાવ્યા છે પરવાળાના ટાપુની રચના પ્રમાણે આમા ફરક એટલો જ છે કે સ્તરની રચના બાદ પરવાળા મરી જાય છે, પરંતુ ભારતના વિભિન્ન શ્રેણીના સાધકકુલ યુગયુગાતરની પોતાની સાધના વડે અહી અમર થઈ ગયા છે. વૈદિક આર્યો અહી આવ્યા એ પહેલા ભારતમા દ્રાવિડ સાધના હતી એ પહેલા પણ વિભિન્ન સાધના હતી વૈદિક આર્યો પછી અવૈદિક આર્યો અને આર્યોની જુદી જુદી શ્રેણી આ દેશમા આવી છે—એમાના કોઈએ કોઇનો નાશ કર્યો નથી

ભારતમા વેદપૂર્વ, વૈદિક આર્ય, અવૈદિક આર્ય, વિભિન્ન શ્રેણીના અને વિભિન્ન મત ધરાવતા અનાર્યો, ઊચનીચ, સારાનરસા માનવો તથા તેમની સસ્કૃતિ પાસેપાસે રહી છે હમેશ જુદાજુદા મતવાદ આ પ્રમાણે પાસેપાસે રહેવાથી ભારતનું હૃદય દિવસે દિવસે પરમત સહિષ્ણુ અને ઉદાર બનતુ ગયુ છે.

વૈદિક આર્યોના ભારતમા આગમન પહેલા, કેવા મોટા ધર્મમત આ દેશમા પ્રસર્યા હતા એ કહેવુ અઘરુ છે એ બધા જ આજે ઉપરાઉપર થર ચડીને ભારતીય સાધનાની ભૂમિ બની ગયા છે. એ સૌનો સમ્મિલિત ધર્મ એ જ આજે ભારતનો ધર્મ છે એને વૈદિક, અવૈદિક અથવા કોઇ વિશિષ્ટ શ્રેણીનુ નામ આપી શકાય તેમ નથી કહેવુ હોય તો એમ જ કહેવાય કે 'ભારત'નો અર્થાત્ 'હિન્દ'નો ધર્મ 'હિન્દુધર્મ' છે શ્રેણીના નામ પ્રમાણે એનુ નામાભિધાન કરવુ અસભવિત હોવાથી જ દેશના

નામે નામકરણુ થયુ' છે. આવુ ઉદાહરણુ જગતમા કયાય મળશે નહિ.

વેદના મુખ્ય અ ગો યજ્ઞ અને કર્મકાડ છે. એમના શિક્ષણુ અને સ સ્કારનું ક્ષેત્ર યજ્ઞભૂમિ છે એમનુ કામ્ય સ્વર્ગસુખની પ્રાપ્તિ છે. જન્માતરવાદ, અહિ સા, યોગ, વૈરાગ્ય, નિર્વાણુ, ભક્તિવાદ, ગુરુવાદ વગેરેથી માડીને દેવદેવીઓની મૂર્તિઓ, શિલાલિંગની પૂજા, નદી–વૃક્ષ–તીર્થાદિનુ મહાત્મ્ય વગેરે મોટા મોટા મતવાદ વેદના પ્રથમ યુગમા કયાય જોવામા આવતા નથી. ભારતની બહાર, બીજા દેશોના આર્યોમા પણુ આવુ કયાય જોવા મળે છે? તો પછી ભારતીય આર્યોમા આ ધર્મ, આ ગુણુ કયાથી આવ્યો? આ સત્ય જ ભારતીય ધર્મતત્ત્વના ઐતિહાસિકો માટે ચર્ચાનો મુખ્ય વિષય છે આ બધા મતવાદ મોટા ભાગના અવૈદિકતિર્થિ'કાના છે. તીર્થ'તીર્થે એકત્રિત થઇને ધર્મની આલોચના કરતા. પર તુ, વિષય જુદો હોવાથી આપણે જવા દઇએ

ભારતનો મધ્યયુગ, ભાષાસાહિત્ય એ હિન્દુ-મુસ્લિમોની સ યુક્ત રચના છે. આ દેશમા મધ્યયુગમા હિન્દુ–મુસલમાન બન્ને ધર્મમા અનેક ભક્તો અને મનીષીઓ જન્મ્યા છે એમાના કોઈ કોઇ લોકો સાપ્રદાયિક વિધિ માનતા, તો ઘણુા માનતા નહિ. ન માનનારાઓમા નામદેવ, કબીર, રવિદાસ, દાદુ વગેરે અનેક મનીષીઓ નિરક્ષર હતા, નાનક વાચતા લખતા જાણુતા હોવા છતા પ ડિત નહોતા. આમ છતા એમની ભાવગ'ભીરતા આપણુને નવાઇ પમાડે છે. પ ડિતો અનેક જોવા મળે છે, પણુ મનીષી દુર્લભ છે બાઉલ ભજનિકો, દરવેશ વગેરે શ્રેણીમા જે ગભીર મર્મ જોવા મળે છે, એ અનેક પ ડિતોમા પણુ વિરલ હોય છે આ બધા મહાગુરુઓ કેવી રીતે આવા મહાન ભાવ માનવીના અ તરમા સ ચારિત કરી શકયા, એ સમજવુ દુષ્કર છે આથી, આપણે જોઇએ છીએ કે ગુરુ શાસ્ત્ર વગર પણુ બની શકે છે. પણુ ગુરુ સિવાય શાસ્ત્ર વ્યર્થ છે જૂની માટીના રસને વૃક્ષ સરસ બનાવી દે છે, તેમ સત્યને સદ્ગુરુ સહજબોધ્ય બનાવે છે.

આવા ગુરુઓ ન હોય તો શાસ્ત્રની કશી કિ મત નથી, તેઓ પ ડિત નથી એટલુ સારુ છે. માતૃભાષામા જ એમનુ સઘળુ આદાનપ્રદાન ચાલે છે. પરભાષાની કૃત્રિમ સાધના વડે આગળ વધવાની એમનામા કુબુદ્ધિ જન્મી નથી. કબીરે કહ્યુ છે, સ સ્કૃત એ કૂવાનુ પાણી છે, જ્યારે ભાષા વહેતો પ્રવાહ છે–

**સ'સ્કૃત કૂપ જળ કબીરા, ભાષા બહતા નીર;**
**જબ ચાહો તબ હી કૂદો, શાંત હોય શરીર.**

વ્યાકરણુના અનેક ત્રિકમપાવડા ઘસી નાખો ત્યારે કૂવાનુ પાણી હાથ લાગે છે; પણુ એમા ન મળે વહેતા પ્રવાહની ગતિ કે નથી ગીતનો કલકલ ધ્વનિ.

× × ×

કથા તથા ઉદાહરણુ વડે અઘરા વિષયને સહજ સરળ બનાવવાની પદ્ધતિ ભારતની છે. ખાસ કરીને સૂફીઓમા આ પદ્ધતિ સવિશેષ જોવા મળે છે. તેમની ભાષા અને ભાવપ્રકાશની રીત આપણુા દેશની રીતિનીતિ સાથે એટલી બધી મળતી આવે છે કે ઘણુા લોકો એને ભારતની નીતિ માને છે.

ભારતના સાધકો અને કબીર, રવિદાસ વગેરે ભક્તોની ભાવપ્રકાશની રીત લગભગ એકસરખી જ છે; અને એથી એ આપણુને આપણુી પોતાની લાગે છે.

આ સ તપદ્ધતિ અને બાઉલ ભજનિકોની પદ્ધતિમા પાડિત્યની આવશ્યકતા નથી, જરૂર છે લોકસાહિત્યની, જનસાહિત્યની, એટલે તો અહી પ ડિતો મૂર્ખાઓ પાસે શિક્ષણુ લે છે આવા અનેક ઉદાહરણો જોવા મળ્યા છે.

અબ્દુર રહીમ ખાનખાના પોતાના નોકર પાસેથી કવિતાનો છ'દ મળી જતા એટલા ખુશ થઈ ગયા હતા, કે તેમણે નવા છદમા (બારોવા છદ) રામાયણુ લખ્યું હતું.

રહીમ ફારસી ભાષાના સુપ ડિત હતા. અરબી, ફારસી, તુર્કી–આ ત્રણેય ભાષામા તેમનુ

પાંડિત્ય અગાધ હતું. એ ઉપરાંત હિન્દી અને સંસ્કૃતના પણ તેઓ મહાપંડિત હતા, રહીમની સંસ્કૃતમાં માલિની છંદમાં લખાયેલી કવિતાઓ સ્તવમંત્રની માફક બ્રાહ્મણો પણ જળઝીલણી પૂર્ણિમાના દિવસે ગાય છે.

એ આઠ કવિતાનું નામ 'મદનાષ્ટક' છે.

કલિત લલિત માલા વા જવાહિર જડા થા,
ચપલ ચખન બાલા, ચાંદનીમેં ખડા થા,
કટિ તટ બિચ મેલા, પીત મેલા નરેલા,
અલિ બન અલબેલા, જાર સેરા અકેલા.

રહીમ અકબરના દરબારના સભાસદ હતા. એ કદિવસ સભામાં વાત નીકળી કે ભારતની પદ્ધતિ એવી છે કે એમનાં બધાં દેવદેવીઓ જુવાન છે. એ–સૌમાં બ્રહ્મા પિતામહ છે. બ્રહ્માની પત્ની લક્ષ્મી અને સરસ્વતી- સરસ્વતી વાચાળ છે, જ્યારે લક્ષ્મી ચચળ છે.

પણ લક્ષ્મી ચંચળ શા માટે?

મોટા મોટા પંડિતોએ કંઈક વિચાર કરી જોયા, પણ આનું કારણ સમજાયું નહિ. એ વખતે મધુસુદન સરસ્વતી શ્રેષ્ઠ પંડિત તરીકે પંકાતા. તેઓ પણ આનું કારણ જણાવી શક્યા નહિ. છેવટે આ સમસ્યાનો ઉકેલ લાવવાની જવાબદારી રહીમ ઉપર આવી પડી.

રહીમે કહ્યું કે, બ્રહ્મા પિતામહ છે. એટલે સૌથી વૃદ્ધ છે. એમની પત્ની જો નાની વયની હોત તો એ ચંચળ બને એમાં કશી નવાઇ નથી.

પુરુષ પુરાતન કી વધૂ,
કયું ન ચચલા હોય?

*

## ગરીબના નામે ઉડાઉગીરી

દાંડીકુચમાં ગાંધીજીએ સાથીઓ પાસે વાટ ખર્ચનો હિસાબ માંગ્યો. લોકો આતિથ્યની ભાવનાથી વધારે પડતું ખર્ચ કરે એ એમને ન ગમ્યું. તેઓ ભાષણમાં બોલ્યા.

'વાઈસરોય હિંદની સરેરાશ આવકનો પાંચ હજારગણો પગાર લે છે. હું ૨૧ હજાર તો ન આપું એકવીસ સો પણ ન આપું. પણ આ વિરોધ કયારે કરી શકાય?

'હું ગરીબ થઈને રહેતો હોઉં ત્યારે ને?

'ગરીબને નામે નીકળીએ અને કુચમાંના દરેક માણસ દીઠ ગરીબની કમાણીથી પચાસગણું લેતા હોઈએ તો એ કહેવાનો મને અધિકાર છે શું?

'હિંદની દૈનિક આવક ૭ પૈસાની તેનુ ૫૦ ગણું ખાતા હોઇએ એ અસંભવિત નથી. દેશમાં જ્યાંથી મળતી હોય ત્યાંથી તમે સારામાં સારી દ્રાક્ષ લઈ આવો, નારંગી લઈ આવો, બાર જોઇએ ત્યાં ૧૨૦ લાવીને ઢગલો કરો. દૂધ ૧ શેર જોઈએ ત્યાં ૩ શેર લાવી મુકો.

'ઘી, દૂધ તમે આપો તેટલું', તમને દુઃખ લાગશે કહી અમે લઈ લઈએ! જમરૂખ અને દ્રાક્ષ ભેટ આવ્યાં, તો તેની કંઈ ના ન કહેવાય, એમ કરી ખાઇ લઇએ અને પછી ટાઢું બોળ પેટ કરી વાઈસરોયને વિલાયતી ઇંડિપેનથી કાગળ લખીએ કે તમે પાંચ ગણો પગાર લો છો, એ કેવું શોભે?

–ગાંધીજી

# શ્રદ્ધેય જીવનની ઝાંખી

(શ્રી ધૂમકેતુના સંસ્મરણો)

દક્ષિણકુમાર મો જોશી

ડો ઝીવાગોના સર્જક, નોબેલ પારિતોષિક વિજેતા, બોરિસ પાસ્તરનાકે પોતાના એક મિત્રને પત્રમા લખ્યુ, "મનુષ્ય માત્રને જીવનમા ભીંસ–સંઘર્ષનો અનુભવ વત્તા ઓછા પ્રમાણમા કરવાનો હોય છે આ સંસારમા મોટા ભાગના વ્યવહારકુશળ, સમાધાનકુશળ માણસો જીવનમા એક વખત સંઘર્ષની મથામણ અનુભવ્યા પછી બહાર નીકળે છે ત્યારે ઠરીને ઠામ થઈ જીવનવ્યવહાર ગોઠવવાનુ પસંદ કરે છે જ્યારે સાહિત્યકાર એ એક એવી વિરલ વ્યક્તિ છે, જેનો ઝિંદાદીલ આત્મા, એને ઠરીને ઠામ થઈને બેસવા નથી દેતો એ તો એકવાર જીવન મથામણમાથી બહાર નીકળ્યા પછી પણ પોતાની સાહસવૃત્તિને અધીન ફરી પાછો જીવન સંઘર્ષને ભેટવા–ઉલટા પાણા પગ ઉપર કરતો હોય તેમ જીવનની ભીંસને સામથી ભેટવા દોડે છે!

એ પરિસ્થિતિનો સાહિત્યકારને લેશ પણ રંજ નથી, ઉલટાનો એ વાતનો એને આનંદ છે એ એના જીવનનુ અમોઘ બળ છે એ જ એના જીવનની ચેતના–પ્રેરક બળ છે"

સામે ચાલીને, વિઘ્નો આગળીએ વળગાડીને લઈ આવવાની વાત–ઉલળ પાણા પગ ઉપર કર્યાની વાત અમારા બાપા ગોરધન દાદાએ અમને નાનપણમા ગોંડલ હતા ત્યારે આવી રીતે કહેલી

'ગગા! માવતરના ગુણ–અવગુણ છોરુમા વખતે વીરપુર ગામ કાયમ માટે કુટુંબ કબીલા હાર છોડીને ગોંડલની દિશમા હાલી નીકળ્યો!

"ગગા! મારી આવી વાત છે એનો દીકરો ગૌરીભાઈ પછી લખવાની લગનીમા રાજની નોકરી ફગાવી અમદાવાદના વાણિયા–વેપારીની નોકરી કરવા હાલી નીકળે એમા નવાઈ શી?"

"વટનો કટકો" એમા અભિમાની, ગર્વિષ્ઠ બનવાની વૃત્તિ નથી રહેલી જીવનમા અમુક રીતે પોતાનુ ગૌરવ જાળવવાની વૃત્તિ બાપુના જીવનમા રહેલી છે તે એમનો વારસાગત ગુણ કોઈના ઉપર પોતાની જાતનુ–પોતાના જીવનનુ દબાણ ન થાય તેવી રીતે ખસીને માર્ગ કરી આપવાની આગવી વૃત્તિનો અણસાર પણ બાપુના જીવનમા વરતાઈ આવે છે

પોતાના જીવનનુ સ્વમાનશીલ વર્તન, પોતીકી ગૌરવની ભાવના, બીજા માટે જો દબાણ કરતી લાગતી જણાય તો ઉત્તમ માર્ગ બાપુની દૃષ્ટિએ આ ખસીને માર્ગ કરી આપવો! પછી ભલે જીવનની અન્તર્યાત્રા લાગે! કોઈને અતડાપણુ પણ લાગે! બાપુ તો એમ કહે "એ જીવન એ મારુ પોતાનુ છે એના જીવન પ્રત્યે ઉપેક્ષાવૃત્તિ–લાઘવતા બતાવવાની વાત નથી" ખસીને માર્ગ કરી આપવાની વૃત્તિ બાપુના સાહિત્યિક જીવનમા ડોકિયા કરતી ઘણીવાર જણાય છે.

સિવાય, સભા સાથેના ઘનિષ્ઠ સંબંધો જીવનપર્યન્ત જાળવી જાણ્યા હતા ગુજરાત સાહિત્ય સભાની એક સમયે બોલાવેલી રંગભૂમિ પરિષદમાં બાપુએ ઘણો પરિશ્રમ લીધેલો સભાના દરેક સમારંભોમાં નિયમિત હાજરી આપતા. રણજિતરામ સુવર્ણચન્દ્રકનું ગૌરવ પણ બાપુને મન જેવું તેવુ નહોતું ૧૯૨૮મા આ ચન્દ્રકના પ્રથમ વિજેતા અદ્વિતીય લોકસાહિત્યકાર મેઘાણીને મળેલો ત્યારે તેની વધાઈ આપવા અમદાવાદ સ્ટેશને વહેલી સવારમા સહુથી પહેલા બાપુ પહોંચી ગયા હતા તેનું આછુ સ્મરણ છે બાપુના રણજીતરામ ચન્દ્રક અસ્વીકારની વાત વિચારતા, ઉપર જણાવી તે ખરીને બીજા માટે માર્ગ કરી આપવાની વૃત્તિ વિશેષ કામ કરી ગઈ હોય તેમ લાગે છે રણજિતરામ સુવર્ણચન્દ્રકનો અસ્વીકાર કરેલો ત્યારે તટસ્થ વિવેચક શ્રી વિજયરાયે "માનસી"ના વિક્રમ સવત ૧૯૯૧ના અંકમા આ પ્રમાણે લખ્યુ હતુ તે યોગ્ય લાગે છે

વાસરિકા તા ૨૩મી જુલાઈ ધન્યવાદ ભાઈ ધૂમકેતુને કેમકે ઉધરેટા કાર્યકરા એમની કદર કરવા બહુ મોડા જાગ્યા એટલે એમણે રણજિત ચન્દ્રક પાછો વાળ્યો એ સરસ કર્યું અભિનદન ભાઈ વિશ્વનાથ ભટ્ટને, કેમકે એમને એ ચન્દ્રક મળવાનો સમય બરોબર પાકેલ હોઈ તેમને આપવાનો ઠરાવ થયો છે.

બાપુના એ નિર્ણયમાં "હુ" પદનો અહકાર હોવાની વૃત્તિ નથી. જેમ પોતાના કાર્યનું ગૌરવ રાખવું એ હરેક વ્યક્તિનો જીવન-અધિકાર છે — એ હુ-પદની અભિમાનીપણાની નિશાની નથી પણ એ પાછળ તો શ્રમ લઈને – પૂરી તાકાતથી શ્રમ લઈને– જે સિદ્ધિ મળે તે માટેના ગૌરવના અધિકારની ભાવના રહેલી છે જેમ ભાષા માટે, ભૂમિ માટે, ગૌરવ રાખવું એ હરેક વ્યક્તિનો જન્મસિદ્ધ હક્ક છે તેવું જ આત્મ-ગૌરવનું જીવનમાં સ્થાન છે એની પાછળ જાત વિલોપનની ભાવના રહેલી છે બાપુના જીવનનો એ ગુણ હતો

ટૂંકી વાર્તા ક્ષેત્રે ૧૯૨૬મા તણખાના પ્રકાશન પછી, બાપુને સાહિત્યક્ષેત્રે જે અનન્ય સિદ્ધિ મળેલી, તેના ફળરૂપે આ ચન્દ્રક નવેક વર્ષ પછી છેક ૧૯૩૫મા બાપુને આપવા માટેનો સાહિત્યસભાના કાર્યવાહકોએ નિર્ણય લીધેલો

તે સમયે ભારતના ગણ્યા ગાંઠયા અર્ધોએક ડઝન વાર્તાકારોમા બાપુનુ સ્થાન નિશ્ચિત બની ચૂક્યું હતુ બંગાળમા તે સમયે ટાગોર, અને તારાશંકરનું જે સ્થાન હતું, હિંદીમા પ્રેમચદજી, પંડિત સૂદર્શનનુ જે સ્થાન હતુ તેની હરોળમાં જ બાપુની વાર્તાઓએ સ્થાન ક્યારનુ ય મેળવી લીધુ હતુ. જાત – વિલોપનની ભાવના, પોતાના જીવનગૌરવ પાછળ ડોકિયાં કરી રહી છે તે બાપુના તે સમયના તણખા મડળોની પ્રસ્તાવનામાથી પ્રતીતિ થાય છે

"આ લેખકના દોષો પંડિત વિવેચકો કરતા પણ એને પોતાને વધારે જાણીતા છે, છતા સાહિત્ય પ્રત્યેની કેવળ પોતાની જ માની લીધેલી ફરજ– જેને ખરી રીતે તો અધશ્રદ્ધાની બેવકૂફી જ કહી શકાય તે બેવકૂફી આ સઘળુ કરાવી રહી છે

"આ પ્રયત્ન એ તો હજી સમુદ્રના કિનારા પર છીપલા ને શખલા ભેગા કરીને છોકરા રમે તેવો નિર્જીવ પ્રયત્ન છે"

સાહિત્યકારના જીવનનુ ગૌરવ, સાહિત્યિક સંસ્થાઓ કર, એ જેમ પ્રજાની ચેતનાનુ દ્યોતક છે, એક દૃષ્ટિએ જોઈએ તો પ્રજાની પોતાની જ ગૌરવની નિશાની તરીકે લેખી શકાય

રણજિતરામ સુવર્ણચંદ્રકના અધિકારી બન્યા પછી, ફરી એકાદ દશકા પછી પોતાની આત્મકથા માટે સૂરતની નર્મદ સાહિત્ય સભાએ સુવર્ણચન્દ્રક માટે બાપુને અધિકારી ગણ્યા હતા તેનો બાપુએ સ્વીકાર કરેલો. એ સ્વીકાર પાછળની બાપુની ભાવના, સાહિત્યિક સંસ્થાઓ માટેની આદરની ભાવનાનુ દર્શન કરાવી જાય છે સાહિત્યિક સંસ્થાઓ સાથેના સબધો, લેખક જીવનના, લેખનના કાર્યમાં વિક્ષેપ કરે તેવા ન હોવા જોઈએ એવી માન્યતા બાપુ ધરાવતા બાપુની એ ચોક્કસ માન્યતા હતી કે જીવનમાં ગમે તે ક્ષેત્રમાં પ્રથમ સ્થાન મેળવતો મનુષ્ય, પોતાની એ ક્ષેત્રની ઉપાસના વડે જ એ સ્થાન મેળવી શકે એ પ્રથમ

સ્થાન—સાહિત્યના ક્ષેત્રે પણ એ જ ઉપાસનાને અધીન હોવું ઘટે. એમા પછી આખ શરમને સ્થાન હોવું ન જોઈએ જેને ખરા અર્થમા—"સાચક"—સચ્ચાઈથી રંગેલા, હૃદયના અતળ ઉંડાણ સુધી, તેવી ભાવના બાપુની જીવનભરની રહેલી

જીવનની સચ્ચાઈની વાત યાદ આવે છે, ત્યારે સાહિત્ય સર્જન અર્થે પરિશ્રમ—સતત પરિશ્રમ કેટલા પ્રમાણમા કરવો ઘટે તે વાત બાપુનું જીવન કરાવી જાય છે નાનપણથી જ સાહિત્યની જે ઘેલછા લાગેલી, જે જમાનામાં કાગળ અને પેન્સિલ આજના જેટલા સસ્તા પણ નહોતા, તે સમયના ૧૯૦૦–૧૯૧૪ના ઘણા લખાણો પોતાના જીવનના આનંદ માટે લખેલા મળી આવે છે એમા કવિતા છે, આત્મ સભાષણો છે, કાલ્પનિક, પોતાની કલ્પનાના ઐતિહાસિક પાત્રોના સભાષણો છે કુદરત પ્રેમની વિરહતી સૃષ્ટિના સભાષણો છે. અધુરી મુકાયેલી નવલકથાઓ પણ છે. આવા ૧૨૦૦–૧૫૦૦ ફુલસ્કેપ કાગળોના લખાણો વર્ષો પછી બાપુને સાહિત્ય ક્ષેત્રે ગણનાપાત્ર સિદ્ધિ મળે છે તે પછી પ્રગટ કરવાનો લોભ બાપુએ રાખ્યો નથી આ ઉપરથી એક વાતની પ્રતીતિ થાય છે પરિશ્રમ લીધા પછી પણ, નિજાનંદ ખાતર જે લખ્યુ હોય, તે બધુ પ્રગટ કરવું એ પણ જરૂરી નથી સાહિત્યકારે કેટલીક વાર જીવનમા સયમનો પણ આશરો લેવાનો હોય છે એ કલાકારનો—સાચા કલાકારનો સયમ છે કેટલીક વાર લેખકે પોતાના સર્જનની મૂલવણી પોતે જ કરીને, પ્રજા સમક્ષ મૂકવાની તમન્ના પોતાના લખાણો માટે રાખવી જોઈએ એ વાતની પ્રતીતિ બાપુનુ જીવન કરાવી જાય છે

*

સાસાનિયન અમલ દરમ્યાન ઇરાનમા 'ઝિ' ('શાબાશ') શબ્દ બોલવાનો હકક રાજાનો હતો. રાજા પણ એ શબ્દ બહુ ઓછો વાપરતા, કારણ કે, જેને માટે એ શબ્દ વાપરે, તેને પછી રાજાએ મબલક ભેટ–બક્ષિસ આપવી ઘટે

એક દિવસે રાજા નૌશેરવાને (ઈ સ. ૫૩૧–૫૭૯) એક ડોસાને સફરજનનુ ઝાડ વાવતો જોઈને કહ્યુ, પણ ડોસા, તુ તો બહુ બુઢ્ઢો છે તુ આ ઝાડના ફળ ખાવા કેવી રીતે જીવતો રહેવાનો હતો?"

'જેમ બીજાએ વાવેલા ઝાડના ફળ મે ખાધા, તેમ મે વાવેલા ઝાડના ફળ બીજા ખાશે!' ડોસાએ જવાબ આપ્યો

તે જવાબ સાભળી રાજાના મુખમાથી તરત જ શબ્દ નીકળ્યો, 'ઝિ' (શાબાશ!)

ડોસો સમજી ગયો કે રાજાના મોમાથી અચાનક એ શબ્દ નીકળી પડ્યો એટલે પોતાને ભારે બક્ષિસ મળવાની તેથી તેણે ઉમેર્યું, 'હુ તો માનતો હતો કે, હુ જે ઝાડ વાવુ છુ તેના ફળ બીજા જ ખાશે પણ આ ઝાડ તો એવુ શુકનિયાળ છે કે, તે પૂરુ વવાયું તે પહેલા જ તેણે ફળ આપવા માડ્યા!"

રાજા ફરીથી બોલી પડ્યો, 'ઝિ' (શાબાશ!)

*

સિવાય, સભા સાથેના ઘનિષ્ઠ સબંધો જીવનપર્યન્ત જાળવી જાણ્યા હતા ગુજરાત સાહિત્ય સભાની એક સમયે બોલાવેલી રગભૂમિ પરિષદમા બાપુએ ઘણો પરિશ્રમ લીધેલો સભાના દરેક સમારભોમા નિયમિત હાજરી આપતા. રણજિતરામ સુવર્ણચન્દ્રકનું ગૌરવ પણ બાપુને મન જેવુ તેવુ નહોતું ૧૯૨૮મા આ ચન્દ્રકના પ્રથમ વિજેતા અદ્વિતીય લોકસાહિત્યકાર મેઘાણીને મળેલો ત્યારે તેની વધાઈ આપવા અમદાવાદ સ્ટેશને વહેલી સવારમા સહુથી પહેલા બાપુ પહોચી ગયા હતા તેનું આછુ સ્મરણ છે બાપુના રણજીતરામ ચન્દ્રક અસ્વીકારની વાત વિચારતા, ઉપર જણાવી તે ખસીને બીજા માટે માર્ગ કરી આપવાની વૃત્તિ વિશેષ કામ કરી ગઈ હોય તેમ લાગે છે રણજિતરામ સુવર્ણચન્દ્રકનો અસ્વીકાર કરેલો ત્યારે તટસ્થ વિવેચક શ્રી વિજયરાયે "માનસી"ના વિક્રમ સવત ૧૯૯૧ના અકમા આ પ્રમાણે લખ્યુ હતુ તે યોગ્ય લાગે છે

વાસરિકા તા ૨૩મી જુલાઈ ધન્યવાદ ભાઈ ધૂમકેતુને કેમકે ઉધરેટા કાર્યકરા અમની કદર કરવા બહુ મોડા જાગ્યા એટલે એમણે રણજિત ચન્દ્રક પાછો વાળ્યો એ સરસ કર્યું અભિનદન ભાઈ વિશ્વનાથ ભટ્ટને, કેમકે એમને એ ચન્દ્રક મળવાનો સમય બરોબર પાકેલ હોઇ તેમને આપવાનો ઠરાવ થયો છે.

બાપુના એ નિર્ણયમા "હુ" પદનો અહકાર હોવાની વૃત્તિ નથી જેમ પોતાના કાર્યનું ગૌરવ રાખવુ એ હરેક વ્યક્તનો જીવન–અધિકાર છે – એ હુ – પદની અભિમાનીપણાની નિશાની નથી પણ એ પાછળ તો શ્રમ લઈને – પૂરી તાકાતથી શ્રમ લઈને– જે સિદ્ધિ મળે તે માટેના ગૌરવના અધિકારની ભાવના રહેલી છે જેમ ભાષા માટે, ભૂમિ માટે, ગૌરવ રાખવું એ હરેક વ્યક્તિનો જન્મસિદ્ધ હક્ક છે તેવું જ આત્મગૌરવનું જીવનમાં સ્થાન છે એની પાછળ જાતવિલોપનની ભાવના રહેલી છે બાપુના જીવનનો એ ગુણ હતો

ટૂકી વાર્તા ક્ષેત્રે ૧૯૨૬મા તણખાના પ્રકાશન પછી, બાપુને સાહિત્યક્ષેત્રે જે અનન્ય સિદ્ધિ મળેલી, તેના ફળરૂપે આ ચન્દ્રક નવેક વર્ષ પછી છેક ૧૯૩૫મા બાપુને આપવા માટેનો સાહિત્યસભાના કાર્યવાહકોએ નિર્ણય લીધેલો

તે સમયે ભારતના ગણ્યા ગાઠ્યા અર્ધોએક ડઝન વાર્તાકારોમાં બાપુનુ સ્થાન નિશ્ચિત બની ચૂકયું હતુ બંગાળમા તે સમયે ટાગોર, અને તારાશંકરનુ જે સ્થાન હતું, હિંદીમા પ્રેમચદજી, પડિત સુદર્શનનુ જે સ્થાન હતુ તેની હરોળમાં જ બાપુની વાર્તાઓએ સ્થાન કયારનુ ય મેળવી લીધુ હતુ. જાત – વિલોપનની ભાવના, પોતાના જીવનગૌરવ પાછળ ડોકિયાં કરી રહી છે તે બાપુના તે સમયના તણખા મડળોની પ્રસ્તાવનામાથી પ્રતીતિ થાય છે

'આ લેખકના દોષો પડિત વિવેચકો કરતા પણ એને પોતાને વધારે જાણીતા છે, છતા સાહિત્ય પ્રત્યેની કેવળ પોતાની જ માની લીધેલી ફરજ – જેને ખરી રીતે તો અધશ્રદ્ધાની બેવકૂફી જ કહી શકાય તે બેવકૂફી આ સઘળુ કરાવી રહી છે

"આ પ્રયત્ન એ તો હજી સમુદ્રના કિનારા પર છીપલા ને શખલા ભેગા કરીને છોકરા રમે તેવો નિર્જીવ પ્રયત્ન છે"

સાહિત્યકારના જીવનનુ ગૌરવ, સાહિત્યિક સસ્થાઓ કર, એ જેમ પ્રજાની ચેતનાનુ દ્યોતક છે, અક દૃષ્ટિએ જોઇએ તો પ્રજાની પોતાની જ ગૌરવની નિશાની તરીકે લેખી શકાય

રણજિતરામ સુવર્ણચંદ્રકના અધિકારી બન્યા પછી, ફરી એકાદ દશકા પછી પોતાની આત્મકથા માટે સૂરતની નર્મદ સાહિત્ય સભાએ સુવર્ણચન્દ્રક માટે બાપુને અધિકારી ગણ્યા હતા તેનો બાપુએ સ્વીકાર કરેલો. એ સ્વીકાર પાછળની બાપુની ભાવના, સાહિત્યક સસ્થાઓ માટેની આદરની ભાવનાનુ દર્શન કરાવી જાય છે સાહિત્યિક સસ્થાઓ સાથેના સબધો, લેખક જીવનના, લેખનના કાર્યમાં વિક્ષેપ કરે તેવા ન હોવા જોઇએ એવી માન્યતા બાપુ ધરાવતા બાપુની એ ચોક્કસ માન્યતા હતી કે જીવનમાં ગમે તે ક્ષેત્રમાં પ્રથમ સ્થાન મેળવતો મનુષ્ય, પોતાની એ ક્ષેત્રની ઉપાસના વડે જ એ સ્થાન મેળવી શકે એ પ્રથમ

સ્થાન—સાહિત્યના ક્ષેત્રે પણ એ જ ઉપાસનાને અધીન હોવું ઘટે એમાં પછી આબ શરમને સ્થાન હોવું ન જોઈએ જેને ખરા અર્થમાં—"સાધક"—સચ્ચાઈથી રંગેલા, હૃદયના અનન્ત ઉંડાણ સુધી તેવી ભાવના બાપુની જીવનભરની રહેલી

જીવનની સચ્ચાઈની વાત યાદ આવે છે, ત્યારે સાહિત્ય સર્જન અર્થે પરિશ્રમ—સતત પરિશ્રમ કેટલા પ્રમાણમાં કરવો ઘટે તે વાત બાપુનું જીવન કરાવી જાય છે નાનપણથી જ સાહિત્યની જે ઘેલછા લાગેલી, જે જમાનામાં કાગળ અને પેન્સિલ આજના જેટલા સસ્તા પણ નહોતા તે સમયના ૧૯૦૦–૧૯૧૪ના ઘણાં લખાણો પોતાના જીવનના આનંદ માટે લખેલા મળી આવે છે એમા કવિતા છે, આત્મ સભાષણો છે, કાલ્પનિક, પોતાનીક પનાનાં ઐતિહાસિક પાત્રોના સંભાષણો છે કુદરત પ્રેમની વિરહતી સૃષ્ટિના સભાષણો છે અધુરી મુકાયેલી નવલકથાઓ પણ છે. આવાં ૧૨૦૦–૧૫૦૦ ફુલસ્કેપ કાગળોના લખાણો વર્ષો પછી બાપુને સાહિત્ય ક્ષેત્રે ગણનાપાત્ર સિદ્ધિ મળે છે તે પછી પ્રગટ કરવાનો લોભ બાપુએ રાખ્યો નથી આ ઉપરથી એક વાતની પ્રતીતિ થાય છે પરિશ્રમ લીધા પછી પણ, નિજાનંદ ખાતર જે લખ્યુ હોય, તે બધુ પ્રગટ કરવુ એ પણ જરૂરી નથી સાહિત્યકારે કેટલીક વાર જીવનમાં સંયમનો પણ આશરો લેવાનો હોય છે એ કલાકારનો—સાચા કલાકારનો સંયમ છે કેટલીક વાર લેખકે પોતાના સર્જનની મૂલવણી પોતે જ કરીને, પ્રજા સમક્ષ મૂકવાની તમન્ના પોતાના લખાણો માટે રાખવી જોઈએ એ વાતની પ્રતીતિ બાપુનુ જીવન કરાવી જાય છે

*

સાસાનિયન અમલ દરમ્યાન ઇરાનમાં 'ઝિ' ('શાબાશ') શબ્દ બોલવાનો હક્ક રાજાનો હતો રાજા પણ એ શબ્દ બહુ ઓછો વાપરતા, કારણ કે જેને માટે એ શબ્દ વાપરે, તેને પછી રાજાએ મમનક ભેટ-બક્ષિસ આપવી ઘટે

એક દિવસે રાજા નૌશેરવાને (ઈ સ ૫૩૧–૫૭૯) એક ડોસાને સફરજનનુ ઝાડ વાવતો જોઈને કહ્યુ, પણ ડોસા, તુ તો બહુ બુઢ્ઢો છે તુ આ ઝાડના ફળ ખાવા કેવી રીતે જીવતો રહેવાનો હતો ?"

'જેમ બીજાએ વાવેલા ઝાડના ફળ મે ખાધા, તેમ મે વાવેલા ઝાડના ફળ બીજા ખાશે !' ડોસાએ જવાબ આપ્યો

તે જવાબ સાભળી રાજાના મુખમાથી તરત જ શબ્દ નીકળ્યો, 'ઝિ' (શાબાશ!)

ડોસો સમજી ગયો કે રાજાના મોઢામાંથી અચાનક એ શબ્દ નીકળી પડ્યો એટલે પોતાને ભારે બક્ષિસ મળવાની તેથી તેણે ઉમેર્યુ, 'હુ તો માનતો હતો કે, હુ જે ઝાડ વાવુ છુ તેના ફળ બીજા જ ખાશે પણ આ ઝાડ તો એવુ શુકનિયાળ છે કે, તે પૂરુ વવાયુ તે પહેલા જ તેણે ફળ આપવા માંડ્યા !'

રાજા ફરીથી બોલી પડ્યો, 'ઝિ' (શાબાશ!)

*

# કલાકારની વ્યથા

મુનિશ્રી 'ચિત્રભાનુ

ઉનાળાની લાંબી રજાઓમા વડા અધિકારીઓનો મુકામ આબુ પર હતો વસતના આ દિવસોમા આનદની રસલહાણ લૂટવા સૌ ભેગા થયા હતા ત્યા રજપૂતાનાનો એક નામી ગવૈયો પણ હવાફેર કરવા આવ્યો હતો એની ખ્યાતિ ખૂબ હતી એના ગળામાથી સગીત ઝરતુ અને શોક પણ આનદમા ફેરવાઈ જતો આવો એનો મધુર કઠ હતો પણ સાથે સાથે એ પણ ખરુ કે, એ કોઈના ય દ્વારે સભળાવવા નહોતો જતો જેને સાભળવું હોય તે એને દ્વારે જાય અને જે એનુ મન સપાદન કરી શકે તે ગીત સાભળી શકે બાકી પૈસાથી તો એને કોઈ રીઝવી ન શકે

મૂલ્ય લઈ માણસોને સભળાવવા કરતા વિના મૂલ્યે નિસર્ગને સભળાવવાનુ આ ધૂની ગવૈયાને વધુ ગમતુ અને તેથી એને પોતાને મન થતુ ત્યારે એ પોતાનો તાનપૂરો લઈ કોઈ ઘટાદાર વનકુજમા બેસી જતો એનો શ્રોતાવર્ગ એટલે વહેતા ઝરણા અને કૂદતા હરણા

સગીતકલાહીન કનેજીઓ પાસે ગાવામા એ કલાનુ અપમાન માનતો અને તેથી જ તે આવા નિસર્ગને જ શોધતો ફરતો

ગવૈયાની આવી ખ્યાતિ સાભળી રેલવેના અધિકારીઓને થયુ કે, આ ગવૈયો કાઇક સભળાવે તો રજામા કોઈ ઓર મજા આવી જાય

અધિકારીઓ એને ઉતારે પહોચ્યા પ્રસશાના ફૂલોથી એને વધાવ્યો એના સગીતના, એના કઠના ભારોભાર વખાણ કર્યા અને એને રીઝવ્યો

આ ગવૈયાના સન્માનમા એક વિશાળ મડપ ઊભો કરવામા આવ્યા બહારથી ચોડા અગ્રગણ્ય ગ્રહસ્થોને નિમ ત્યા સુદર ગાદી તકિયા ગોઠવાઇ ગયા ગવૈયાની ભવ્ય બેઠકની આસપાસ પાચપાચ હજારના પગારદાર અમલદારો અને પ્રધાનોએ બેઠક લીધી

કલાકારના મનનો મોર સોળે કળાએ નાચી ઊઠ્યો એના ગળામાથી સૂર નીકળે અને હવા પણ થભી જાય રેશમી શૂટમા સજ્જ થયેલા અમલદારો ડોલી રહ્યા હતા કોઈ હાથ હલાવે, કોઇ ડોક ધૂણાવે દરેક જણ સૌ પોતાના જાણપણાનો ડોળ કરી રહ્યુ હતુ જે એકાદ જાણકાર હતો એ તો આનદ સમાધિમા મગ્ન થઈ ગયો હતો

એમ ગીત પૂરુ થયુ ગાયકે બીજુ ગીત માલકૌશમા ઉપાડયુ ગીત બરાબર મધ્યમા આવ્યુ ગાયક આરોહમા ઊચે ને ઊચે ચગી રહ્યો હતો ત્યા એક અમલદારે જાણે પોતે રાગનો પૂર્ણ જાણકાર ન હોય એવો ભાવ મુખ પર લાવી કહ્યું 'ઉસ્તાદજી! યહ નહિ માલકૌશ ગાઓ '

ગીત અટકયુ નરઘા બધ થયા સગીત થભી ગયુ વાતાવરણમા સ્તબ્ધતા છવાઈ ગઈ પણ આ શું? ગાયક કેમ એકદમ ઊભા થઇ ગયા? આનદ ગભીરતામા ફેરવાઈ ગયો એકે પૂછયુ 'ઉસ્તાદજી! કયા આપકા અપમાન હુઆ? હમે માફ કીજીએ'

મડપની બહાર રહેલી મોજડી પહેરતા ઉસ્તાદે કહ્યુ 'ભૈયા! ગધેકા અપમાન કયા! મૈ માલકૌશમે તો ગા રહા થા! ઔર આપ કહતે હૈ કી માલકૌશમે ગાઓ જો આદમી જિસ ચીજકો પહચાનતા નહિ ઉન્હે ઉસ ચીજકો બતાના વહ ગધેકા કામ હૈ ઔર યહ કામ મૈ યહા અબ તક કર રહા થા!'

[ પૃષ્ઠ ૧૦૩થી ચાલુ

## સ્વાવલંબન

અન્નક્ષેત્રે બે ત્રણ વર્ષમા સ્વાવલબી બની જવાની જાહેરાતો લગભગ બધા જ પ્રધાનોએ કરી દીધી છે ઘઉ અને અનાજનો મબલખ પાક થતા છે અને હરિયાળી અને અન્યન વધારાનો જથ્થો ખરીદવા પૂરતી વ્યવસ્થા નથી એમ પણ સમાચાર ઝ કે છે કેટનાક મૂરખાઓ મબલખ પાકને આખે જોવા માગે છે–તો કોઇ કહે છે બજારમા ભાવો તો દેખાતા જ નથી–સામાન્ય માનવીને લાભ શો? પણ બધા જ લાભ નરી આખે જોઈ શકાય ખરા? અનુભવીને માણી શકાય તેવી આ વાત છે એક ઉદાહરણ રસ્તે ચાલ્યો જતો ભિખારી બોલતો હતો 'ભાઈ, જેને આપવુ હોય તે આપી દો!' કોઇએ પૂછ્યુ કે 'આમ કેમ બોલો છો?' ભિખારીએ ગર્વભેર ઉત્તર આપ્યો હુ એક બે મહિના માટે જ ભીખ માગુ છુ – પછી તો હુ પણ સ્વાવલબી થવાનો છુ!'

## અહો ધ્વનિ!

ઊઘમા શા કારણથી એક વિશિષ્ટ પ્રકારના તાલબદ્ધ સગીતનો અવાજ નાસિકા વાટે નીકળે છે તેનુ વૈજ્ઞાનિક કારણ સદેલાઇથી મળતુ નથી સામાન્ય રીતે કાઈ ઘસઘસાટ ઊઘમા નસકોરા બોલાવતુ હોય તો આપણે ત્યા કહેવાનો રિવાજ છે – કેટલો સુખી જીવ છે! કેમકે દુખી અને માંદા અથવા ચિંતા કરતા માણસોને આવી નિદ્રા આવતી નથી પરતુ બ્રિટનમા આશરે પદર લાખ પુરુષોના કમબખ્તી બેઠી છે કેમકે તેમની પત્નીઓએ આ કારણસર છૂટાછેડા માગ્યા છે એ તો સમજી શકાય કે પતિ કુભકર્ણના જેમ ઘોરતો હોય અને પત્ની અનિદ્રામા તરફડતી હોય તો ઘર્ષણ થવાનુ જ ભારતના કુભકર્ણનો ઇતિહાસ બ્રિટનમા શિખવવામા આવે તો ત્યાની મહિલાઓ વધુ સહિષ્ણુ અવશ્ય બનશે કેમકે તો તેમને ખ્યાલ આવે કે તેમના પતિદેવો હજાર દરજ્જે ચઢિયાતા અને સારા છે વિજ્ઞાને એવી શોધ કરી છે કે માણસ ઘોરતો હોય તો ઉચ્છ્વાસની હવા નળી દ્વારા પાયજામાને લગાડેલા રબ્બરના દડામા પ્રવેશતા, તે ટાઇમપીસના એલાર્મની જેમ ઝણઝણી ઊઠે હવે તેથી આગળ વધીને એવી શોધ કેમ ન થાય કે નસકોરાના તાલ અને અવાજ સાથે જ બાજુમા રાખવામા આવેલા નાનકડા પિયાનોના સપ્તક ઉપર તનુ રૂપાતર થઇ, તેમાથી સુમધુર સગીત ઓરડામા રેલાઇ રહે! આજે વિજ્ઞાન એટલુ આગળ વધી રહ્યુ છે કે હવે તો હૃદયસહિત શરીરનો કોઇપણ ભાગ બદલી શકાય છે તો નસકોરા વાટે નીકળતી હવા અને અવાજનું રૂપાતર શ્રવણમધુર સુરાવલિમા કરવુ તદ્દન શક્ય છે તો છૂટાછેડાની વાત બાજુએ રહી નસકોરા બોલવતા પતિદેવોની માગ એટલી વધી જશે કે તે પ્રકારે ઊઘવાની ટેવ પાડવા વર્ગો ખોલવા પડશે

## ગુજરાતની ક્રાતિ

કોઇપણ જાતના આડબર વિના ગુજરાત સરકારે અઢાર હજાર ગામડાના ખેડૂતોને સ્પર્શતી જમીનના વાપરહક્કની જાહેરાત બહાર પાડી બહુ જ શાત રીતે એક વિરાટ અને સમાજવાદી પગલુ ભર્યુ છે જે સસ્તા ભાવમા ખેડૂતોને જમીનનો ઘાટ ભોગવટો મળશે તે આ જમાનામા નર્યુ આશ્ચર્ય છે જમીનના ભાવોની આજે વાત થાય તેમ નથી એટલે પાણીના મૂલે આ જમીનના માલિક બનવાની તક ભાગ્ય જ કોઇ જતી કરશે વળી જમીન ઉપર પોતાની માલિકી હોવાથી, વધુ વાવેતર માટે ખેડૂતોને પ્રોત્સાહન મળશે અન્ન ઉત્પાદનની માત્રા પણ વધશે લાગે ગાજે આ એક ક્રાતિકારી ફેરફાર છે અને બહુજનહિતાય સરકારે હિંમતથી પગલુ ભર્યુ છે જેની અસર બીજા રાજ્યો ઉપર પડ્યા વિના રહેશે નહિ ગુજરાતને અન્નની જે ખાધ ભોગવવી પડે છે તે આનાથી ભરપાઈ થાય અને તદુપરાત ગુજરાત વધુ અન્ન બચાવી શકે તો તે જેવીતેવી સિદ્ધિ નહિ ગણાય

## ઠિંગુજીઓ ચેતે

પોલેન્ડમા વેર્સો ખાતે એક વિચિત્ર કલબની સ્થાપના થઇ છે જેના સભ્યો બધા જ ચારી ઉંચાઇ ધરાવતા લઘુઓ છે. નહુ લાંબા માણસોને તેમના પ્રશ્ન હોય છે. આ મંડળીની રચનાનો હેતુ લાંબા માણસોને જે અગવડ પડે છે તે નિવારવાનો છે દાખલા તરીકે, મોટરમા, ટ્રામ અને ટેકસીમા, આગગાડીના ડબામા તેમનુ માથુ ઉપર લટકાય અથવા કોઇને ઘેર જતા બારણામા તેમને બહુ જ નીચા નમવુ પડે તે ઘણીવાર અસહ્ય બની જાય છે. પત્ની જો ટૂંકી મળે તો પણ કજોડું થાય છે. આવી જ રીતે દિલ્હીમા થોડા વખત પહેલા એકવ ડિયા બાવાના પુરુષોનુ મંડળ રચાયું હતુ જેમણે બધા જ જાડા અને પહેલવાન લાગતા પુરુષો સાથે સંબંધ નહિ રાખવા, હાથ નહિ મિલાવવા અનુરોધ કર્યો હતો. દેખીતી રીતે સમાજમા વામણાઓ પણ વસે છે અને ઠિંગુજીઓનુ એક મંડળ શા માટે ન રચવુ તે માટે કારણો નથી. આ બધા જ મંડળો રચાઇ રહે ત્યારપછી યુધ્ધે ન ચડવાની પ્રતિજ્ઞા પર તેમણે સહી કરવી પડશે.

બગદાદની પોતાની નવી રાજધાની બાંધવા માટેનો સામાન મેળવવા ખલિફ અલ-મનસૂરે નૌશેરવાનના મહેલને તોડી પાડવાનો હુકમ કર્યો. ખાલિદે ઇસ્લામની વિજયપતાકા રૂપે એ મહેલને કાયમ રહેવા દેવાની સલાહ આપી પણ ખલિફાએ માન્યુ નહી.

ત્રણ દિવસ લાગલાગટ ટાંકણા તથા તીકમ ચલાવ્યા છતા, મહેલ તૂટ્યો નહી, ત્યારે ખલિફાએ ખાલિદને કહ્યુ કે, 'હવે, તારી વાત માનવી ઠીક છે, એમ અમને પણ લાગે છે, કારણ કે મહેલમાથી જે માલસામાન મળે તેની કિંમત કરતા તેને તોડવાની કિંમત વધારે પડે તેમ છે!'

એટલે ખાલિદે જવાબ આપ્યો, 'હવે તો એ મહેલ તોડી જ પાડીને જ પો! નહી તો, દુશ્મન જે બાંધકામ કરી શક્યો, તેને તોડવાની શકિત પણ તમારામા નથી એવુ એ મહેલ પોકારી પોકારીને કહેશે!'

*

બે લડાઇઓ યાદગાર ગણાય છે એક અલ-અબ્બાસ અને કારમેથિયનો વચ્ચેની હજાર આગળની લડાઇ-જેમા ૧૦ હજાર સૈનિકો માર્યા ગયા અને એકલો તેમનો આગેવાન નાસી છૂટયો અને બીજી ઇ સ ૮૯૫ ની સફારિદ અને સામાનિદ વચ્ચેની લડાઇ, જ્યા ૫૦ હજાર સૈનિકો બધા જ નાસી છૂટયા અને તેમનો આગેવાન અમરુ જ કેદ પકડાયો

કેદ પકડાયો તે રાતે ભૂખ્યા અને થાકેલા અમરુ માટે તેના રસોઇયાએ એક તાવડીમા માંસ તળતા હતા તેવામા એક કૂતરે અંદરથી એક હાડકુ ખેંચવા પોતાનું મો તેમા નાખ્યું જરા દાઝયો એટલે કૂતરો જલદી મો પાછુ ખેંચવા લાગ્યો પણ તાવડીનુ કડુ તેના ગળામા ભરાઇ ગયું તેથી બીને તે નાઠો તાવડી તથા તેમા અમરુના વાળુ માટેનુ ખાવાનુ પણ ગયું

અમરુએ એ જોઇને પહેરેગીરોને કહ્યુ કે "આ ઉપરથી ધડો લેજો! જેના રસોડામા રોજ સવારમા ચારસો ઊંટ ઉપર લદાઇને ખાવાનો સામાન આવતો, એ અમરુની સાંજની વાળુ એક કૂતરો ખેંચી જાય છે!"

(૧) નવી પેઢીને

લેખક : ફાધર વાલેસ
પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ
પાના : ૨૪૩ : કિંમત રૂ. ૩-૫૦)

તેત્રીસ લેખો અને તે પણ ફાધર વાલેસના એક જ પુસ્તકમાં તૈયાર મળે તો તેની કિંમત કેટલી? સાડાત્રણ રૂપિયા નહિ, પણ અમૂલ્ય 'ગુજરાત સમાચાર'માં આવેલા તેમના ચિંતનપ્રધાન અને બોધદાયી લેખો અહીં ગ્રંથસ્થ થયા છે પણ આ બધા નવી પેઢીને ઉદ્દેશી લખાયા હોવાથી, તેમાં આપેલી સામગ્રી એટલી અણમલ છે કે દરેક વડીલે યુવાનોને ભેટ આપવા આ પુસ્તકની પસંદગી અવશ્ય કરવી જોઈએ. પુરોવચનમાં કાકા કાલેલકરે યથાર્થ કહ્યું છે "નવી પેઢી માટેની આ લેખમાળામાં સૌથી તરી આવે છે સ્વામીજીની શુદ્ધ અને વિશાળ સહાનુભૂતિ. સદાચાર અને દુરાચારનો ભેદ એમના મનમાં સ્પષ્ટ છે. દુરાચારને તેઓ લેશમાત્ર ટેકો આપવાના નથી અને એવા દુરાચારના મોઢમાં સપડાએલાઓને દૂર રહેવાની સૂચના તેઓ કરવાના નથી. ન્યાયને નામે તેઓ પ્રેમધર્મનો દ્રોહ ન જ કરી શકે. પ્રેમમાં જે ઉદારતા, ક્ષમા અને ધીરજ છે એ જ એની અમોઘ શક્તિ છે." ફાધર વાલેસ નવી પેઢી સાથે એટલું તાદાત્મ્ય કેળવી શકે છે કે આ બધી જ પ્રેરણાનું મૂળ છેવટે તે પેઢી જ બની રહે છે તેમ આ લેખો વાંચતા લાગે છે. વિષયની પસંદગી એટલી મૌલિક છે અને ફાધર વાલેસની ગુજરાતી ભાષામાં જે એક પ્રકારની ચિત્તાકર્ષક રોચકતા રહેલી છે તેને લીધે તેમનું લખાણ વાંચીને મન હંમેશા પ્રસન્નતા અનુભવે છે. 'કુમાર'માં આવતી 'જીવનઘડતર'ની તેમની લેખમાળા એક વિશેષ ઉદાહરણ છે. ફાધર વાલેસના લખાણમાં જીવનના અનુભવનો, જીવનદર્શનનો નિચોડ હોય છે. તેઓ મર્મજ્ઞ, ચિંતક, કવિ, કલાકાર, ઋષિ, વત્સલ વડીલ એવા અનેકગુણધારી વિદ્વાન છે. તેઓ ગણિતના વિશેષજ્ઞ છે એવું તેમના લખાણોમાંથી તો લાગતું નથી—સમાજસેવાની ભેખધારી ભીષ્મ જેવા વધુ લાગે છે.

(૨) 'બે ઘર'

(લેખિકા : જયા ઠાકોર
પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.
પાના : ૨૦૩ : મૂલ્ય રૂ. ૪-૦૦).

આ એક લઘુ નવલ છે અને તેમાં એક કોયડાને વણી લીધો છે. વસ્તુની દૃષ્ટિએ નવીનતમ કાંઈ નથી—એક પુરુષ અને બે સ્ત્રીઓ. સુવિધિને એક પત્ની તો છે જ—રાગિણી. પણ કલાની કોઈ ઊણપ પૂરવા તે સુરબાળાને પણ પરણે છે. પછી તો સર્જનનો સંઘર્ષ. રાગિણીનું આર્યપત્ની તરીકેનું આત્મવિલોપન. સુરબાળાનો આત્મા કલાકારનો હોય છે. તે નર્તનને વરી હોય છે, અને તેની મહત્ત્વાકાંક્ષા તે ક્ષેત્રમાં પૂર્ણતા મેળવવાની હોય છે. પતિને તે સાધન માને છે સુવિધિને આ મોડે મોડે સમજાય છે અને ત્યારે તે રાગિણી તરફ ફરીથી ઝૂકી રહ્યો હોય છે રાગિણીથી તેને પુત્ર થયો હોય છે તેનું નામ આનંદ; (જેનું નવલકથામાં બલિદાન લેવાય છે) અને સુરબાળાથી પુત્રી થઈ હોય છે તેનું નામ મિન્ની. પોતાની Career બનાવવા સુરબાળા પરદેશ જવા માગે છે ત્યારે ઉદારતાથી મિન્નીને રાગિણીને સુવિધિને સોંપતી જાય છે. અહીં કથાનો અંત છે.

આવો કિસ્સો વાસ્તવિક નથી લાગતો. છતાં પૈસાદાર ધનિક કુટુંબમાં એ તદ્દન અશક્ય પણ નથી. આખી નવલ ચર્ચાત્મક મુદ્દા આસપાસ ઘૂમરી લીધા કરે છે જીવંત વાર્તાલાપ અને વાર્તાકૌશલની હથોટી પ્રાપ્ય હોવાથી જયા ઠાકોર મેદાન મારી ગયા છે. બધા જ પ્રસંગો સ્વાભાવિક પ્રવાહીતામાં ગોઠવાતા જાય છે. બે નારીના નાથનું

માનસશાસ્ત્રીય પૃથક્કરણ કરવામા, અને સાવેસાથે બન્ને ભિન્ન રુચિની સ્ત્રીઓનુ વ્યક્તિત્વ ઉપસાવવામા લેખિકા સફળ થયા છે

(૩) 'શાળાની રગભૂમિ'
(લેખક દોલતભાઇ મો દેસાઈ
પ્રકાશક ગૂર્જર ગ્રથરત્ન કાર્યાલય, અમદાવાદ
પાના ૨૨૪ કિ ૪ ૬૦)

શીર્ષક સૂચવે છે તેમ શાળાની રગભૂમિ માટે આમા ચૌદ સુદર નાટિકાઓ છે જેમાથી પ્રથમ આઠ ચરિત્રાત્મક છે અને તેથી પ્રેરણાદાયક પણ બની રહે છે–આ છે ભગીરથ, અશોક, મહારાણા પ્રતાપ શિવાજી વિવેકાનદ ટિળક, જોન–ઓફ–આર્ક લઇ પેસ્ચર બાકીના ૭ પરચુરણ વિષયોમા 'મુક્તિગાથા' ભારતની સ્વતત્રતાનો ઈતિહાસ કહે છે ગામડ પડ્યુ મા બહુ જ અસરકારક તળપદી ભાષામા ભાગતા ગામડાનુ શહેર તરફ સ્થળાતર બતાવ્યું છે આ અગ્રેજી અમલ'મા ૧૮૫૭ના બળવાનો ભારેલો અગ્નિ દેખાય છે 'પાટનગર બોલે છે'મા અમદાવાદનો ભવ્ય ભૂતકાળ અને વર્તમાનની ઝાખી આનદ ઉપજાવે છે 'પૃથ્વીનું સ્વર્ગ'મા કાસ્મીરની કહાણી સદીઓના કડીબધ ઈતિહાસને રજૂ કરે છે તાસ્કદ કરાર થયા ત્યા સુધી પરીમા એક કાલ્પનિક નાટક છે

આ નાટિકાઓ લખી છે એક સનિષ્ઠ શિક્ષક શ્રી દોલતભાઈનો આચાર્ય તરીકેનો અનુભવ વર્તાય છે વળી આ નાટકો શાળાના બાળકો માટે છે તેથી સાહિત્યની દૃષ્ટિએ નહિ પણ શિક્ષણ અને બાલમાનસ તેમજ વિદ્યાર્થીની કક્ષાની દૃષ્ટિએ એની મૂલવણી થવી જોઈએ એમ બેધડક કહી શકાય કે ઊગતી પેઢી માટે નાટકો–રૂપકો આવી રીતે યોજવાનો પ્રયોગ જવલે જ થયો છે અહી તો લેખકે જબરી સિદ્ધિ મેળવી છે ભણાવવાનો મહાવરો હોવાથી તેમની ભાષા શૈલી અને રજૂઆત ભારે અસરકારક અને તખ્તાને અનુરૂપ રહ્યા છે ઇતિહાસ અને ઐતિહાસિક પાત્રોને આવી રીતે શાળામા બાળકો સમક્ષ રજૂ કરવામા આવે તો આનદ સાથે જ્ઞાન પણ પ્રાપ્ત થાય છે શ્રી દોલતભાઇએ દશ્યો અને સવાદો તેમજ ગીતો મૂકવામા ભારે કાળજી રાખી છે અને નિરર્થક લબાણ ટાળ્યું છે આ પુસ્તકને તાકીદે શાળાઓમા સ્થાન આપવુ જોઇએ

(૪) 'શિવશ્ચ પન્થા'
(લેખક શ્રી દામુભાઈ શુકલ
પ્રકાશક ગૂર્જર ગ્રથરત્ન કાર્યાલય, અમદાવાદ
પાના ૧૨૬ કિ ૨ ૨૫)

એક શિક્ષકનુ વધુ એક સુદર પ્રકાશન નવચેતન શાળાના મુખપત્રમા શૈક્ષણિક દૃષ્ટિ રાખી, વિદ્યાર્થીઓને ઉદ્દેશી જે કઈ લખાય છે તેમાથી ચૂટીને, અહી કેટલાક લેખો ગ્રથસ્થ થયા છે શ્રી દામુભાઇ શુકલ એક પીઢ, સફળ અને ઘડાયેલા શિક્ષક છે અને શિક્ષણક્ષેત્રે તેમની આગવી અને મૌલિક વિચારધારાને તેમણે આ લેખમા વાચા આપી જાણી છે વિષયો પણ એવા સરસ લીધા છે અને તેને ૭ વિભાગમા વહેચીને પુસ્તકમા વિષયની જાણે ફૂલગૂથણી કરી છે માત્ર વિદ્યાર્થીને જ નહિ પરતુ વિદ્યાર્થીના બાપને પણ આ લેખો ઉપયોગી નીવડે તટલા સમર્થ છે રજાઓનો ઉપયોગ' 'નારી જવાની વૃત્તિ', 'ક્રોધને જીતો' 'નવરાશનો ઉપયોગ', એકાગ્રતા' મોટામા મોટુ સાહસ', 'વાર્ષિક પરીક્ષા અગ્રેજીનો ઉદ્ભવ' ઇત્યાદિ લેખોમા મનનીય વિચાર સામગ્રી પીરસાઇ છે 'પ્રશ્નો પૂછવાની કળા'મા લેખકે એક નવો જ મુદ્દો ઉપસ્થિત કરી બતાવ્યો છે તમના શબ્દોમા 'વર્ગમા સારા પ્રશ્નો પૂછી ન શકનાર શિક્ષક વિદ્યાર્થીનો દિવસ બગાડે છે પણ પરીક્ષામા સારી રીતે પ્રશ્નો પૂછી ન શકનાર શિક્ષક વિદ્યાર્થીનુ વરસ બગાડે છે'– કેટલુ સચોટ વિધાન? તવી જ રીતે તેમણે 'કેળવણીની ખામી'મા વિચારતા કરી મૂકે તેવો પ્રશ્ન કર્યો છે આઠમાનુ વાર્ષિક પરિણામ લગભગ ૮૬ ટકા હોય છે તેમાથી ઘટતું ઘટતું અગિયારમાનુ પરિણામ લગભગ ૫૦ ટકા ઉપર આવી જાય છે, એનુ કારણ શુ? એને માટે જવાબદાર કોણ? વિદ્યાર્થી? શિક્ષક? કે પરીક્ષાની પદ્ધતિ?" આ નાનકડા પુસ્તકને ૧૨૬ પાના છે અને કિમત ફકત સવા બે રૂપિયા છે પરતુ આવડા મર્યાદિત વ્યાપમા જે બોધદાયક અને ચિતનપ્રધાન સામગ્રી પીરસી છે તે જોતા 'શિવશ્ચ પન્થા' વાચનારનુ ભલુ કરવા જેટલી ક્ષમતા તો ધરાવે છે જ પણ વિદ્યાર્થી માટે તો શિવ–મગલસ્વરૂપ છે તેમ કહેવામા આવે તો અતિશયોક્તિ ગણાશે

# મમ્મી ભારે વિશ્વાસપૂર્વક કહે છે કે અમૂલસ્પ્રે શિશુ આહાર વૃદ્ધિ માટે અધિક સારો છે. હાં . પણ એને એટલો વિશ્વાસ શાથી ?

ASP/AS 2

## વિશ્વાસ કેમ ન હોય ? અમૂલસ્પ્રે-ફૉર્મ્યુલાજ સારી છે. દરેક ડબ્બા પર છાપેલું છે.




અમૂલના નવીન શિશુઆહાર અમૂલસ્પ્રેમાં બાળકના વિકાસ માટે જરૂરી તમામ તત્ત્વો છે. મગજ અને [illegible] સારો વિકાસ માટે [illegible] પ્રોટિન, શક્તિ માટે કાર્બોહાઇડ્રેટ્સ અને સ્નિગ્ધ પદાર્થ નિરોગી લોહી અને મજબૂત હાડકાં માટે ખનિજતત્ત્વો એકધારી વૃદ્ધિ વ્યાધિ સામે પ્રતિકાર રૂપ [illegible] સારી ભૂખ અને શારીરિક સુખ [illegible] માટે સાત વિટામીન. ધ્યાન રાખજો, આપના બાળકની વૃદ્ધિ છ માસમાં તેના જન્મ સમયના વજનથી બમણી અને એક વરસમાં ત્રણ ગણી થવી જોઇએ. એ સિદ્ધ કરવા [illegible] તમામ પોષકતત્ત્વો અમૂલસ્પ્રેમાં રહેલાં છે.

અમૂલસ્પ્રે [illegible] આધુનિક [illegible] છે [illegible] અમૂલસ્પ્રે માના દૂધની [illegible] એક આદર્શ [illegible] છે. આપના બાળકને એના જન્મના પહેલા [illegible] અમૂલસ્પ્રે આપવું [illegible].



મ[illegible] શ્રીમતી [illegible] કહે છે: 'મારા બાળકને જન્મ [illegible] પહેલા [illegible] અમૂલસ્પ્રે [illegible] છે. એ એને [illegible] છે અને એનો વિકાસ અદ્ભુત [illegible] છે.'

## અમૂલસ્પ્રે

માના દૂધની અવેજીમાં ઉત્કૃષ્ટ વૈકલ્પિક આહાર

# અમારાં પ્રકાશનો

# વૈષ્ણવજન



સાંસ્કૃતિક સમન્વય અંગેનું માસિક–ઑગસ્ટ ૧૯૬૮

# વૈષ્ણવજન

વર્ષ : ૭ ]  ઑગસ્ટ –૧૯૬૮  [ અંક : ૫

## અનુક્રમણિકા





### સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું અંક શિલકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંપાદક તે વિચારમાં સંમત છે જ તેમ માનવું નહિ

[લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિલ્પ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું

લવાજમ

દેશમાં [ વરસનું ] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ.

"વૈષ્ણવજન"
૨–રામકૃષ્ણનગર
રાજકોટ–૨

પ્રકાશક, મુદ્રક, માલિક : ધીરેન ગાંધી : સંપાદક : નવીન ગાંધી : ૨, રામકૃષ્ણનગર, રાજકોટ–૨
મુદ્રણ–પ્રકાશન સ્થાન : સુરૂપ મુદ્રિકા, રેઈસકોર્સ રોડ, રાજકોટ.

## એક દીવાથી બીજો દીવો પેટાય છે... એક નાનકડી જ્યોત ઘર આખામા અજવાળુ કરી મૂકે છે...

આપ રોજ એક એક પૈસો કે એક એક રૂપિયો બચાવતા જાઓ તો એ નાનકડી બચતમાથી મોટી રકમ બનીને રાષ્ટ્રના ઉપયોગી કાર્યોમા મદદરૂપ થાય છે



# નાની બચત

નાનેરા પ્રયાસોનુ મોટેરૂ પરિ મ

ગુજરાત સરકારના માહિતી ખાતા તરફથી પ્રકાશિત

# શ્રી કૃષ્ણ જયંતી

ગાંધીજી

'શ્રીકૃષ્ણે જે આદર્શ આપણી આગળ રાખ્યો છે તેને આચરણમાં મૂક્યો હોત તો આજની શોચનીય સ્થિતિમાં આપણે ન હોત"

આજે આપણે કૃષ્ણજયંતીનો અર્થ નથી સમજતા, નથી આપણા બાળકોને ભગવદ્ગીતા ભણાવતા એક મિશનરીએ મને કહ્યું કે તમારા ઘણા બાળકો ભગવદ્ગીતા શું છે એ પણ નથી જાણતા ભગવદ્ગીતા એવો અસામાન્ય ગ્રંથ છે કે જેને પ્રત્યેક ધર્મનો મનુષ્ય આદરથી વાંચી શકે છે અને પોતાના ધર્મના તત્ત્વ તેમા જોઈ શકે છે. જો આપણે પ્રત્યેક જન્માષ્ટમીને દિવસે શ્રીકૃષ્ણના ચરિત્રનુ સ્મરણ કરતા હોત અને ગીતાપાઠ કરી તેનો અમલ કરવાની પ્રતિજ્ઞા કરતા હોત, તો આજની શોચનીય સ્થિતિમા આપણે ન હોત શ્રીકૃષ્ણે જે આદર્શ આપણી આગળ, પૃથ્વીની આગળ રાખ્યો છે તે પ્રમાણે ચાલવામા કશી અડચણ ન પડવી જોઈએ એમણે આખી જિંદગી લોકસેવા કરી, લોકનુ દાસત્વ કર્યું. ચાહત તો તેઓ સરદાર બની શક્યા હોત પણ ઠકુરાઈ ભૂલીને તેમણે તો સારથી બનવાનું પસંદ કર્યું એમનો આખો જન્મ એક કર્મની ગીતા છે જગતમા એમણે ભલા ભૂપની પરવા ન કરી અભિમાની દુર્યોધનના મેવા તજી વિદુરની ભાજી પસંદ કરી બાળપણથી તે ગોસેવક હતા, એટલે તેમને ગોપાળ કહીએ છીએ પણ એમનુ નામ લેનારા આપણે મિથ્યાચારી બની બેઠા છીએ ગોસેવા આપણે જાણતા નથી, ગાય અને ગોવંશને આપણે કષ્ટ આપીએ છીએ હિન્દુનો દાવો કરનારા ગોવધ કરતા અને ગોમાંસ ખાતા આચકો નથી ખાતા આપણા ઢોરોની એટલી કંગાળ સ્થિતિ કરી મૂકાઈ છે કે આપણા બાળકોને જોઇતું, દૂધ નથી મળતુ, માંદાને દૂધ નથી મળતું શ્રીકૃષ્ણના કાળમા ગોપાલન હતું એટલે દૂધ માખણનો તોટો નહોતો

'આ યુગમા રેંટિયો જ એક આપણું સુદર્શનચક્ર થઇ શકે છે'

શ્રીકૃષ્ણમા આળસ નહોતું તેઓ આઠે પહોર જાગ્રત, અતંદ્રિત કાર્ય કરનારા હતા આપણે આજે આળસુ અને પ્રમાદી બન્યા છીએ જો આપણે તંદ્રા ન તજીએ તો શ્રીકૃષ્ણનુ નામ લેવુ નિરર્થક છે ભગવદ્ગીતામા શ્રીકૃષ્ણે ભક્તિનો માર્ગ બતાવ્યો છે, તેમા કહ્યુ છે કે મારે નિમિત્તે કર્મ કર લોકમાન્યે સ્પષ્ટ કર્યું છે કે ભક્ત અને જ્ઞાની બનવા માગીએ તો કર્મ જ એક માર્ગ છે પરંતુ ભગવાને બતાવ્યુ છે કે એ કર્મ સ્વાર્થને વશ નહી પણ

પારમાર્થિક હોવું જોઇએ. સ્વાર્થને માટે થતું કર્મમાત્ર બંધન રૂપ છે. યજ્ઞાર્થે થતું કર્મ બંધનમુક્ત કરનારું છે. એવું કયું કર્મ હોઇ શકે કે જે હું કરું, તમે કરો, બાળક કરે, બાળા કરે, હિન્દુ કરે, મુસલમાન કરે, અને છતાં જે પારમાર્થિક હોય ? મેં બતાવવાનો પ્રયત્ન કર્યો છે કે કળિયુગમાં આવો યજ્ઞ રેંટિયાથી જ થઇ શકે છે. આ યુગમાં એ જ એક આપણું સુદર્શન ચક્ર થઇ શકે છે, કારણ એ દ્વારા આપણે કર્તવ્યશીલ થઈ શકીએ, ભગવાનનું નામ લઈ શકીએ અને પરમાર્થ કરી શકીએ.

જો આપણે તંદ્રા ન તજીએ તો શ્રીકૃષ્ણનું નામ લેવું નિરર્થક છે.

તમે આ યજ્ઞમાં જેટલો હિસ્સો આપી શકો તેટલો આપો. ભગવાને પોતાની કૃતિમાં અને ગીતાજીમાં બતાવ્યું છે કે ભકત બનવું હોય તો આપણે બ્રાહ્મણ અને ભંગી વિષે સમબુદ્ધિ રાખવી જોઇએ. જો આ વાત સાચી હોય તો હિન્દુ ધર્મમાં અસ્પૃશ્યતા ન જ હોઈ શકે. તમે, જેઓ અસ્પૃશ્યતાને સંઘરી રહ્યા છો તેઓ, પણ આજની પુણ્યતિથિએ એ વાત ભૂલી જઈ અસ્પૃશ્યોની સેવાની પ્રતિજ્ઞા કરો. જે મનુષ્ય કૃષ્ણનું શરણ લે છે, ભગવદ્ગીતાને પોતાનો માન્ય ગ્રંથ સમજે છે, તેની પાસે હિંદુ મુસલમાન વગેરે ભેદ નથી રહેતો. માણસ કોઈ પણ ભાવથી ઇશ્વરની પૂજા કરે છે તે કૃષ્ણને પહોંચે છે. આ ભકિતમાર્ગ, કર્મમાર્ગ, પ્રેમમાર્ગમાં કોઈ પણ મનુષ્યના દ્વેષને સ્થાન નથી હોઈ શકતું.

*

## "ગીતાજી કંઠસ્થ કરો"

એક છોકરી હતી, તેને કોઇ સંતપુરુષ પાસે સાંભળ્યુ હશે કે ગીતાજી એક સર્વોત્તમ ગ્રંથ છે માટે તેનુ પારાયણ કરવું. તે બાળાને આ વાત ગળે ઉતરી ગઇ. દરરોજ સવારે નિત્યકર્મ કરી ગીતાજીનુ પારાયણ કરવા માંડ્યુ. તે માત્ર શબ્દો જ વાંચતા જાણતી હતી, અર્થ નહોતી સમજતી. એક દિવસે તે પારાયણ કરી રહી હતી ત્યાં જ એક મહાત્મા તેના ઘર પાસેથી પસાર થતા હતા. તેને કાને બાળાનો અવાજ ગયો. તેઓ તેની પાસે ગયા અને પૂછયુ "બહેન, તું પારાયણ કરે છે પણ તેનો અર્થ સમજે છે કે નહિ ?" તે બાળાએ સરળતાથી જવાબ આપ્યો : "મહારાજ શબ્દો વાંચતાં જ આવડે છે, અર્થ નથી સમજાતો પણ મને શ્રદ્ધા છે કે એવા કોઇ પવિત્ર માણસ જરૂર મને મળશે કે તેઓ અર્થ સમજાવશે." મહાત્મા તેના જવાબથી પ્રસન્ન થયા અને તેને ગીતાજી સમજાવવા માંડી. બાળા મુમુક્ષુ હતી એટલે ઝડપથી સમજવા લાગી, પછી તેનો ગુઢાર્થ પણ પૂછવા લાગી. આમ તે બાળાનું જ્ઞાન વધવા લાગ્યુ. આ પવિત્ર ગ્રંથ બાળા સમજતી ન હતી. છતાં ભકિતભાવથી પારાયણ કર્યું, અને તેના જ્ઞાનની વૃદ્ધિ થઇ. જો તે પારાયણ ન કરતી હોત તો તેની પાસે કોણ સંતપુરુષ આવત !

બાપુ પણ કહેતા ને કે ગીતાજી કંઠસ્થ કરો. તેઓનો ઉદ્દેશ પણ ઉપરની વાતો પ્રમાણે હોય તો શું ખબર પડે ! તે પવિત્ર ગ્રંથના શબ્દો ઉચ્ચારતા વાતાવરણ શુદ્ધ બને છે. અર્થ સમજતા અંતર શુદ્ધ બને છે અને ગુઢાર્થ સમજાતા ઇશ્વરમાં તન્મય બનાય છે. બાપુ તેના સાક્ષી હતા.

—જિજ્ઞાસુ

## વિશિષ્ટ ટહેલ

લોકમિલાપ ટ્રસ્ટ ભાવનગર તરફથી રાષ્ટ્રપિતા ગાંધીજીની એકસોમી જન્મજયંતી, ૧૯૬૯મા પરદેશોમા 'ભારત દર્શન' નામથી ઓળખાનારા પ્રદર્શન દ્વારા યોજવાની અભૂતપૂર્વ યોજના રજૂ થઈ છે જેમા ભારતીય જીવન અને ચિંતન વિષેના પુસ્તકો નામાંકિત અને આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવતા સભ્યોની સમિતિ ચૂંટી કાઢશે એક પુસ્તકસેટની કિંમત રૂા ૭૫૦૦ થશે અને દરેક યજમાન દેશ ખરીદી લેશે પ્રવાસનો આરંભ ૧લી જાન્યુ ૧૯૬૯થી થશે ઈથીઓપિયા કેન્યા ઝામ્બિયા, નાઇજીરિયા ઉત્તર પૂર્વ દક્ષિણ અને પશ્ચિમ આફ્રિકા પતા યા બાદ દક્ષિણ અમેરિકા બ્રાઝિન ગિયાના મેક્સીકો ત્યાર-બાદ યુ એસ એ ના સાત શહેરો અને કેનેડાના બે શહેરો-પછી ઈંગ્લેન્ડ તથા પશ્ચિમ અને પૂર્વ યુરોપ ત્યારબાદ સોવિયેત સંઘ જાપાન ફિલિપાઈન્સ ફિજી, ન્યુઝીલેન્ડ, ઓસ્ટ્રેલિયા ઈન્ડોનેશિયા મલેશિયા-આમ આખી પૃથ્વીની પરકમ્મા પૂરી કરશે આ વિરલ સાહસ માટે પુસ્તકોની અગાઉથી ખરીદી જે તે દેશોમા સમયસર તેની રવાનગી, ૫૦ હજાર માઇલની સફરનુ વિમાન ભાડું, ઈત્યાદિમા એક લાખ રૂપિયાનુ રોકાણ શરૂઆતમા કરવાનુ રહેશે જેનુ વળતર મુસાફરીના અંતે પુસ્તકોના વેચાણમાથી મળી રહેશે લોકમિલાપ ટ્રસ્ટ એક વરસ માટે વગરવ્યાજે આ રકમ પ્રજાકીય પુરુષાર્થથી ઊભી કરવા માગે છે આખા દેશમાથી ફક્ત એક હજાર વ્યક્તિઓ એકસો રૂપિયા મોકલે તો આ વિકટ કાર્ય સરસ બને એકલા ગુજરાતે લોકમિલાપની ટહેલ વિનાવિલંબે તત્કાળ પૂરી કરી દેવી જોઈએ, કેમકે ગુજરાતે જ ગાંધીજી આપ્યા હતા

## એક લાખ!

બિહારમા એક લાખમી પોસ્ટ ઓફિસ બડી ધામધૂમથી રામસુભગસિંગે ઉઘાડી બતાવી આઝાદી પછી પોસ્ટ ઓફિસોની સંખ્યામા જે જંગી વધારો થયો છે તે વાતનુ પ્રધાનશ્રીએ ભારે ગૌરવ કર્યું એટલુ જ નહિ આ યાદગાર બનાવની સ્મૃતિમા એક ખાસ ટિકિટ પણ ટપાલખાતાએ બહાર પાડી, પ્રધાનશ્રીએ આ પ્રસંગે જે ભાષણ કર્યું તેમા જ્યારે એવો નિર્દેશ કર્યો કે હવે તો ટપાલની ટિકિટ ઉપર પોસ્ટમેનને તેમજ અદના આદમીને પણ સ્થાન મળશે ત્યારે વકતા તેમજ શ્રોતા સહુની આખમા હર્ષના અશ્રુ આવી ગયા હતા અફસોસ એક જ વાતનો છે કે પોસ્ટઓફિસની સંખ્યા વધતી જાય છે તેમ પોસ્ટલ સેવાનું ધોરણ નીચુ ઉતરતુ જાય છે કામ વધ્યું છે પણ કામગીરી નિરાશાજનક છે સ્ટાફ સંગઠો વધ્યો છે પણ કાઉન્ટર ઉપર જાહેર પ્રજાની હાડમારી આખમા લોહી લાવી દે છે ૧૫મી મે ના રોજ ટપાલના નવા દર અમલમા આવ્યા પણ નાસિકનુ સિક્યુરિટી પ્રેસ નવા દરના પોસ્ટલ સ્ટેશનરી દેશના ખૂણેખૂણે પહોંચાડવા આજ સુધી નાકામિયાબ પૂરવાર થયુ છે આઝાદી પહેલા અંગ્રેજોના વખતમા પોસ્ટ ઓફિસો થોડી હતી પણ તેની કાર્યક્ષમતાનુ ધોરણ જે આજે આવવુ નથી

## પાકના નવા વિદેશ પ્રધાન

સોવિયેટ વડા પ્રધાન કોસિગિન કરાચીની મુલાકાત વખતે અચાનક દિલ્હી આવેલા ત્યારબાદ ભારત ખાતેના પાકિસ્તાની હાઈકમિશનર અર્શાદ હુસેનની વિદેશ પ્રધાન તરીકે નિમણુક થતા એવી હવા ઊભી થઇ હતી કે હવે બધુ ઠીક થઇ રહેશે વળી આની પાછળ સોવિયેટ શુભેચ્છા કામ કરી ગઇ હશે એમ મનાતુ હતુ પરંતુ નવા વિદેશ પ્રધાન તેમના દેશ માટે ઘણા જ ચાલાક નીવડ્યા છે સોવિયેટ પાસેથી લશ્કરી મદદ મેળવવા તેઓ સફળ થયા છે બીજા શબ્દોમા ભારત તથા સોવિયેટ વચ્ચે ફાચર મારવામા તેઓ મેદાન મારી ગયા છે અમેરિકા રશિયા અને ચીન ત્રણેને પડખામા રાખી શકનાર પાકિસ્તાન અજેય ગણાવુ જોઇએ આ

ત્રણે રાષ્ટ્રોના શસ્ત્રો ભારત સામે વપરાય તેને માટે નવી જાતની રક્ષણાત્મક પદ્ધતિ શીખી લેવી પડશે પાકવિદેશ પ્રધાનના ઉચ્ચારણો અભ્યાસ માગી લે છે ઈન્દિરાજીએ સાચુ કહ્યુ છે કે ભારત શક્તિશાળી બને તે કોઇને ગમતુ નથી માટે જ મહારાષ્ટ્રો પાકિસ્તાનને શસ્ત્રો આપવા ઉત્સુક છે જેથી બન્ને પડોશીઓ કાયમને માટે લડયા કરે

## ઈરાકનો સત્તાપલટો

મધ્યપૂર્વમા તેલની સપત્તિએ આરબ રાજ્યોમા કાયમની અસ્થિરતા રાખી છે કેમકે પશ્ચિમી રાષ્ટ્રોની અહી મોનોપોલી છે—તેલિયા દેશોને તો માત્ર રોયલ્ટી જ મળે છે રાજાશાહીને ફગાવી બગદાદ કરારમાથી ઈરાકને બહાર લાવનાર કર્નલ કાસેમે યુગપલટાની શરૂઆત કરી બીજા બળવા પછી આરેફ સત્તા પર આવ્ય છેલ્લા બળવામા તો તમને લડનની ટિકિટ કપાવી રવાના કર્યા એમ જ કહી શકાય ઇરાકમા બે સળગતા પ્રશ્નો છે એક તેલનો અને બીજો જમીનસુધારણાનો ઇઝરાઈલ સાથેના યુદ્ધે બધા જ આરબ રાષ્ટ્રોને ઢીલા કરી નાખ્યા છે ઇરાક તેમાનું એક છે સત્તા ઉપર આવતી નવી વ્યક્તિઓ કયા સુધી ટકી રહેશે તે કહી શકાય નહિ આરબ રાજ્યો મજબૂત નથી—નિર્બળ છે અને તેમની વચ્ચેની એકતા ઉપરછલ્લી છે માટે જ ઇઝરાઇલ અક્કડ રહી શકે છે

## બડભાગી ઘડિયાળો

જપાનમા ટોકિયોના એક ઉદ્યાનમા અત્યષ્ટિ વિધિ રાખવામા આવી હતી એક ધર્મગુરુ પણ હાજર હતા એક તરફ નકામા બનેલા દીવાલ પર ટાગવાના ઘડિયાળોનો ખડકલો હતો તમના માલિકો પણ હાજર હતા અને અદબથી ઊભા રહી ગયા હતા જીવનભર આ ઘડિયાળોએ સમય દર્શાવવાની સેવાઓ આપી હતી તેમના દેહ જર્જરિત બનતા નવા ઘડિયાળોએ તેમનું સ્થાન લીધુ હતુ પરતુ આ અમૂલ્ય સેવાની યાદમા ધર્મગુરુ પાસે સ્તોત્રો બોલાવી શાસ્ત્રોક્ત રીતે તેમની અગ્નિ સસ્કાર વિધિ કરવામા આવી હતી માલિકોએ પણ પ્રાર્થનામા ભાગ લીધો હતો અને છેવટે ધર્મગુરુએ ચિતાને આગ ચાપી હતી તેમના લાકડાના દેહો જોતજોતામા આગમા વિલીન થઇ ગયા ! ઘડિયાળનું લોલક જેમ ફરે છે તેમ મનુષ્યની આવરદા ઘટે છે બન્નેનો સબધ અતૂટ છે માટે જ કાલચક્રનું આટલુ બહુમાન જાપાનીઓ આટલા લાગણીશીલ હોવાનું જાણમા નહોતું

## પૂર્વ યુરોપમા હલચલ

ઝેકોસ્લોવેકિયામા જે બની રહ્યુ છે, અને પોલેન્ડમા પણ જે બન્યું હતુ તેનાથી એક વાતને પુષ્ટિ મળે છે કે સોવિયેટ સઘની લાગવગ અમુક હદ સુધી જ પૂર્વ યૂરોપને ખપે છે સોવિયેટ સૈનિકોની હાજરી સામે પણ આ દેશે અવાજ ઉઠાવ્યો છે અને અમુક પ્રમાણમા તેઓ પાછા ખેચાઇ રહ્યા છે દરેક દેશને પોતાને અનુકૂળ સમાજવાદ સ્વીકારવાનો છે— કનાયથી આયાત કરેલો નહિ ઝેક મિજાજ રશિયાને અસર કરી ગયો છે અને દેખીતી રીતે જ યુગોસ્લેવિયા તેમજ અમેરિકાએ તેની પીઠ થાબડવી શરૂ કરી છે હગેરીમા કર્યુ હતુ તેમ આજે રશિયા બળનુ પ્રદર્શન કરી શકે તેમ નથી પશ્ચિમની વિચારસરણી પણ અમુક અશે પૂર્વ યુરોપમા અસરકારક ચિન્હો બતાવી રહી છે ત સ્વીકારવુ પડશે રાષ્ટ્રો છાવણીમા જોડાવા કરતા પોતાનુ પાત જાળવી રાખવા પ્રયત્ન કરે તે આવકારદાયક છે ઝેક રાષ્ટ્ર નાનકડુ છતા મહાસમર્થ છે ઔદ્યોગિક ક્ષેત્રે તેની પ્રગતિ આશ્ચર્યકારક રહી છે

## રાજસ્થાનમા વનમહોત્સવ

આ વર્ષે દક્ષિણ રાજસ્થાનના ડુગરપુર જિલ્લામા લગભગ ૩૮૦૦ ચો માઈલ જેટલા વિસ્તારમા ૫૦ થી ૬૦ લાખ બીજ રોપીને જુલાઇના પહેલા અઠવાડિયામા વનમહોત્સવ ઊજવાયો આમા બધી જ પડતર જમીનનો ઉપયોગ કરવામા આવ્યો અને આ વિધિમા એક લાખ પડતર જમીનનો ઉપયોગ કરવામા આવ્યો અને આ વિધિમા એક લાખ જેટલા લોકોએ શ્રમદાન કર્યુ આવી સુદર કામગીરી પછી ત્યા અનરાધાર વર્ષા થઇ છે અને તેણે બધુ જળબબાકાર બનાવી દીધુ છે છેલ્લા કેટલાક વર્ષોથી દુષ્કાળે આ પ્રદેશમા બિહામણું સ્વરૂપ દેખાડયા પછી, વનરાજી અને વૃક્ષોની જરૂ

રિયાત તરફ રાજ્યનુ ધ્યાન ખેચાયુ હતુ. અહી એક જમાનામા જગલ અને વૃક્ષો હતા જ. તેનો ધીમે ધીમે નાશ થતો ગયો, અને તેને સ્થાને ખાડા, ટેકરા અને પથરાળ ભૂમિએ દેખા દીધી. તાજેતરના વરસાદમા આ ભગીરથ પુરુષાર્થ ઉપર પાણી ફરી વળ્યુ છે કે કેમ તેના સમાચારની રાહ જોવી પડશે.

## કોઈ માધવ લ્યો,

કૃષ્ણ કનૈયાએ માખણુ આરોગવા મટકી ઉપર આક્રમણ કર્યું ત્યારના ઘડીથી આજસુધી મટકાનો મહિમા ગવાતો આવ્યો છે. ગોપી તો ઘેલી છે એટલે મટકીમા દહી છે છતા બોલે છે 'માધવ લ્યો, કોઈ માધવ લ્યો!' કળિયુગમા આ આર્તનાદ વરનીમા સભળાયો, અને ૧૯૬૪થી આજ દિન સુધી અમલમા છે. કાળબળે કરીને દહીનુ સ્થાન આકડાઓએ લીધુ છે બધ મટકીમાથી રાતના ૯ વાગે અને ૧૨ વાગે એમ બે વાર આકડાઓ બહાર પડે. ન્યૂયોર્ક બજારનુ આ ભારતીય રૂપાતર આજે તો રાષ્ટ્રીય ધધો બની ચૂક્યુ છે. ગામેગામ ભાગ્યવાણીના છાપાઓ તેના ઉપર ચાલે છે. રાત્રિના નવ અને બારની વચ્ચ તાર અને ટેલિફોન ઉપર રમઝટ બોલતી હોય છે. દરેક વર્ગના, દરેક ઉંમરના, દરેક જ્ઞાતિના વ્યક્તિઓ આ વળગાડથી મુક્ત હોતી નથી. શરત જીતનારને નવગણા પૈસા મળ છે. ઉઘાડ અને બધ બે ભાવો ઉપર લગાવે તો ૯×૯×૮૧ મળે આના ઉપર હજારો લોકો નભ છ અને લાખોને રોજગારી મળે છે. તાર અને ટેલિફોનના સારી આવક સરકારને પણ થાય છે વરનીમટકા આર્યસસ્કૃતિનુ ભૂષણુ છ અને માધવ સ્વરૂપ છે. શા માટે મુબઇ સરકાર તેના પાછળ પડી છે? આશ્રય દુશ્મનને પણ આપવો પડે–ગુજરાતમા આવે તો અતિથિભાવના લાજે નાહ તટલુ અવસ્ય ખ્યાલમા રાખવુ પડે!

## કેનેડા

કેનેડામા છેલ્લી ચૂટણીમા લિબરલ પાર્ટીને ૨૬૪માથી ૧૫૪ બેઠકો મળી છે તેનો જશ લિસ્ટર પિઅર્સનની જગ્યાએ આવેલા અવિવાહિત લક્ષાધિપતિ વડા પ્રધાન પિયરે ટ્રુડાને ફાળે જાય છે. તેઓ પોતે ક્વિબેક પ્રાતમાથી આવે છે પણ ત્યાં તેમની લોકપ્રિયતા એટલી નથી. 'એક રાષ્ટ્ર અને એક પ્રજા'ના સૂત્ર ઉપર તેઓ ચૂટણી લડયા હતા અને ફ્રેન્ચભાષી કેનેડિયન પ્રજાજનો બધા જ પ્રાતોમા સરખા હકની હિમાયત કરી હતી. કેનેડાની પરદેશ નીતિમા નવો ઝોક આવવા સભવ છે–ખાસ કરીને ચીન સાથેના સબધો વિષે અમેરિકાથી અલગ ચોકો રચવાનુ હવે કેનેડા પસદ કરે, તો નવાઇ નહિ.

## ભીષણુ માનવસંહાર

નાઇજિરિયામા આતરવિગ્રહે કરણુ પલટો લીધો છે મધ્ય થ ફેડરલ સરકારના લશ્કરે બળવા ખોર કર્નલ ઓજુકવુના રક્ષણાત્મક લડાઇ લડતા સૈનિકોને મારી હઠાવ્યા છે અને બાયફ્રન ભૂમિનો દરિયાઇ સબધ પણુ તોડી નાખ્યો છે. ઇબો જાતિના લોકોને બહારની મદદ ક્યાયથી મળી શકે તેમ નથી. આતરરાષ્ટ્રીય રેડક્રોસને જનરલ ગવને ચોખ્ખુ કહી દીધુ કે જે મદદ આપવી હોય તે અમારી મારફત આપો. હવે જો આવી મદદ ઓજુકવુ સ્વીકારે તો ઇબો સપ્રદાયને રહેસાઇ જવુ પડે ઘેરાયેલા બાયફ્રા પ્રદેશમા ખોરાક, અનાજ ખૂટી પડયા છે— દરરોજ હજારો લોકો મરણ પામે છે. વિમાનમાથી પેરેશ્યૂટ મારફત ખાદ્ય સામગ્રી પહોચાડવાની નૈતિક હિમત કોણુ કરે? વીસમી સદીની આ એક કરૂણતા છે જેમા યુનો જેવી સસ્થા, રેડક્રોસ અથવા તો મિત્ર રાષ્ટ્રો નિસહાય બની હજારો નાગરિકોને મૃત્યુના મુખમા હોમાઈ જતા જોઇ રહે છે, પણુ કાઇ કરી શકતા નથી

## એકડે એક

બ્રિટન, રશિયા અને અમેરિકા પાસે સબમરીનોનો જગી કાફલો છે. ત્યાર પછી ચીન અને ફ્રાન્સ આવે છે. તદુપરાત અણુશક્તિથી ચાલતી સબમરીનો રશિયા–અમેરિકા પાસે છે અને ફ્રાન્સ બનાવી રહ્યુ છે. એવે ટાકણે ભારતને તેની પ્રથમ ડૂબકકિશ્તી રશિયા તરફથી હજુ હમણા મળી તે શકવર્તી બનાવ છે. થોડીક બીજી પણ મળવાની છે. પાકિસ્તાનને અમેરિકાએ એક આપી છે. પણ તેની પાસે ટચુકડી પચાસ ટનની સબમરીન ઘણી છે. તેનાથી તે બદરોમા પાચમી કતારિયાઓને ઘૂસાડી શકે. વળી કરાચીથી સૌરાષ્ટ્રનો સાગર કાઠો ખાસ દૂર નથી.

બંગાળના અખાતમાં અને ચીન તરફના ખતરાને લક્ષમાં લેતા, આપણે જે એકડો ઘૂંટવો શરૂ કર્યો છે તેમાં ઘણી ઝડપ કરવી પડશે.

## નફોતોટો

પૂર નિયંત્રણ યોજના પાછળ સમય, પૈસો અને શક્તિનો જે વ્યય થાય છે તેની પુનર્વિચારણા જરૂરી બની છે. જે પ્રદેશોમાં મહાકાય નદીઓ વહે છે ત્યાં ધ્યાન કેન્દ્રિત કરવાની વિશેષ જરૂર છે. ગયા વર્ષના ચોમાસામાં પૂરની નુકસાની ૮૦ કરોડની થઇ હતી, જે આ વર્ષે વધી જવા સંભવ છે. છેલ્લા ૧૪ વર્ષમાં પૂર નિયંત્રણ યોજના પાછળ દોઢસો કરોડનું ખર્ચ થયું છે જ્યારે નુકસાની એક હજાર કરોડની થવા જાય છે! આ વર્ષની મોસમમાં બ્રહ્મપુત્રામાં ત્રણ વાર પૂરના પાણી ભય સપાટી વટાવી ગયા; પશ્ચિમ બંગાળ, બિહાર, ઓરિસ્સા અને રાજસ્થાનમાં નુકસાની કરી. કેન્દ્ર અને રાજ્યો આ બાબતમાં સહકારથી કામ કરે તો પાયમાલીનું પ્રમાણ ઘટાડી શકાય. દુષ્કાળ અને અતિવૃષ્ટિ બે અંતિમ બિંદુઓ છે, બન્ને ખેડૂતોને પાયમાલ કરી ચૂક્યા છે.

યુનેસ્કો દ્વારા મેકોન્ગ નદીને નાથવાના જે ભગીરથ પુરુષાર્થ હાથ ધરાયો છે તેનો ઉલ્લેખ રસપ્રદ નીવડશે. ૨૬૦૦ માઇલ લાંબી આ નદીનો ઉગમ ટિબેટના ટેકરાઓમાં ૧૬૦૦૦ ફીટ ઊંચેથી થાય છે, ત્યાંથી તે ચીનના યુ ના પ્રાન્તમાં થઇ બર્મામાં અને ત્યારબાદ લાઓસ, થાઇલેન્ડ, કમ્બોડિયા અને વિએટનામમાં થઇ દક્ષિણ ચીની સમુદ્રને જઇ મળે છે. બીજી ઘણી નદીઓ તેને મળે છે. આ ચારે દેશોમાં તેના પાણીને નાથવા ચાર વિરાટ યોજનાઓ અને વીજળી ઉત્પાદન મથકો શરૂ કરવા પ્રયાસો ચાલુ છે. મેકોન્ગ નદીનો નીચવાણ પ્રદેશ ક્ષેત્રફળના દૃષ્ટિએ આ ચારે રાજ્યોના કુલ ક્ષેત્રફળનો એક તૃતિયાંશ થવા જાય છે અને તેમાં બે કરોડ લોકો માછલી ઉપર જ નભે છે. તેમનો મુખ્ય ખોરાક ચોખા અને માછલી છે. એક દિવસ માટે પણ માછલીની આવક બંધ થઇ જાય તો શું ખાવું તે પ્રશ્ન ઊભો થાય તેવી પરિસ્થિતિ છે. જેથી કોઈ પણ યોજનાને મૂર્ત સ્વરૂપ આપતા પહેલા ઘણા નાજુક પ્રશ્નો વિચારવાના રહે છે. મેકોન્ગ નદીમાં પૂર આવે છે ત્યારે લાખો ગરીબ લોકો દુના કાતિલા થઇ જાય છે, અને કમ્બોડિયા તથા વિયેટનામના પંદર હજાર ચોરસ માઇલમાં વિનાશક પૂર ફરી વળે છે. વળી મેકોન્ગની એક શાખા ટોન્લે સેપ કમ્બોડિયાના સરોવરમાંથી નીકળે છે અને મેકોન્ગને જઈ મળે છે. મેકોન્ગમાં પૂર આવે છે અને તેના પાણીની સપાટી ત્રીસ ફૂટ ઊંચે ચડે છે ત્યારે ટોન્લેસેપ નદી ઊંધી વહેવા લાગે છે અને જે સરોવરમાંથી નીકળે છે તેમાં જ તે પાણી ઠાલવે છે. સરોવરની અંદર હોડકામાં રહેતું માછીમારોનું આખું નગર ત્રીસ ફૂટ ઊંચે ચડે છે, અને પાણીમાં ડૂબેલા વૃક્ષોની ટોચ સાથે હોડકાની દોરી બાંધે છે. આ વિરાટકાય નદીને નાથવા સાત સાત વર્ષથી યુનેસ્કો, યુનોની વિકાસ યોજના (UNDP), ચારે રાજ્યોની સરકારો હજારો નિષ્ણાતોની મદદથી માહિતી એકઠી કરી રહી છે, અને બ્લ્યુપ્રિન્ટ બનાવી રહી છે. અહીં ચારે રાજ્યોની હદ નજીક નજીક હોવાથી, ભૌગોલિક અને ભૂપૃષ્ઠ રચનાને કારણે, કોઇ પણ યોજનાના નદીના પ્રવાહ ઉપરના સંભવિત પરિણામને બહુ ચોકસાઈપૂર્વક તપાસવાનું રહે છે. વળી નિષ્ણાતો વચ્ચે મતભેદો હોવાથી, તેમજ બધ અને બેરેજના તાદૃશ મોડેલોમાં અચોકસાઈ રહેવાથી, યુનોની નિર્ણાત સમિતિએ દરેક પ્રદેશના ખાસ જાણકાર નિષ્ણાતોને સ્કોલરશીપ આપી, ફ્રાન્સની 'સોગ્રેહ' લેબોરેટરીમાં સંશોધન અર્થે મોકલ્યા. મેકોન્ગ નદી ઉપર યોજનાના દરેક કેન્દ્રમાંથી કુડીબંધ વિગતો, આંકડાઓ, નકશાઓ ત્યાં મોકલવામાં આવ્યા. કોમ્પ્યુટરમાં બધી માહિતી એકઠી કરી આખી યોજનાનું ગણિત-પ્રમાણિત મોડેલ બનાવવામાં આવ્યું, જે આખી દુનિયાને માટે માર્ગદર્શક બનશે અને નદીના બધા માટે એક નવી જ શક્યતા અને દિશા સૂચવવા ઉપરાંત ક્રાંતિકારક બની રહેશે. અત્યાર સુધીમાં સાડાબાર લાખ પૌંડનું ખર્ચ આ કામ માટે થયું છે. યોજનાનું ખાતમુહૂર્ત તો બાકી છે, તે પૂર્ણ થશે ત્યારે વીજળી, સિંચાઈ, ઉદ્યોગીકરણ ઇત્યાદિથી ચારે રાજ્યોની આબાદી વધી જશે અને ગાંડીતૂર મેકોન્ગને અંકુશમાં રાખી શકશે.

આપણે ત્યાં નર્મદા, કોસી, ગંગા, બ્રહ્મપુત્રા માટે આ દૃષ્ટિએ અને આવી રીતે વિચારવું જોઈએ. યુનોની સહાય પણ, જરૂર પડયે, લેવી જોઇએ. ચૌદ વર્ષમાં કાંઇ ન કર્યું તો બીજાં ચૌદ વર્ષમાં કાંઈક તો કરીએ. નફા તોટાનો હિસાબ લાંબે ગાળે થાય-જ્યારે પ્રતિવર્ષના નુકસાનીના આંકડા અદૃશ્ય થઇ ગયા હોય!

# કોણ ભણ્યું ! હું કે તું !

કનૈયાલાલ વ્રજલાલ વાઘાણી

કોઈ એક સંત એક ગામમાં નદી કાંઠે આવી વસ્યા. સંતને જગ્યા ગમી ગઈ એટલે એક પર્ણકુટી બાંધી ત્યા વસવાટ કર્યો.

સંતની પર્ણકુટી દુ:ખિયાનુ ધામ બની ગઇ ભૂખ્યા દુખ્યાને ભોજન માટે વટેમાર્ગુંનો આશરો. સત તો નિર્લેપભાવે સૌની સેવા કરતા હતા.

ગામના લોકો પણ સંતની ઝૂપડીએ સવાર સાજ આવવા લાગ્યા. સંત કદિં કોઇની પાસે લાબો હાથ કરતા નહિ.

લોકો પણ વિચાર કરવા લાગ્યા કે સંત ગરીબગુરબાને, સાધુબાવાને જમાડે છે કોઇ પાસે કઈ માગતા નથી તો આ ધન આવે છે કયાંથી !

"ભાઇ ! ઈ તો સિદ્ધ છે. મા અન્નપૂર્ણા ઇને હાજરા હજૂર છે."

"ભાઇ! મા લખમીમા ઈસંતને હાજરા હજૂર છે, લખમીજી જ્યા હાજરા હજૂર હોય ઇને શેનો તોટો. રોજ રાતે મા લખમી ધન આપી જાય છે."

"ભાઈ ! ઈતો જગ્યાધારી હતા ઇના અનેક સેવકો એને મનીયાડર મોકલે છે. ઈ શુ કામ માગે !"

આમ લોકો એ સંત વિશે અનેક પ્રકારની વાતો કરતા.

એક વખત સંત ગામમા સીધુ ખરીદવા ગયા. ગામમાથી આવ્યા અને જોયુ તો પર્ણકુટીના ઠામવાસણ ચોરાઇ ગયા હતા.

સંત પહોચ્યા પોલીસ થાણે ફરિયાદ કરવા.

"બાવાજી ! તમે અહીં કેમ !"

"ભાઇ ! ઝૂપડીમાંથી રસોઈના વાસણ ચોરાયા છે ફરિયાદ કરવા આવ્યો છુ"

કારકુન ખડખડાટ હસ્યો.

"બાવાજી ! એમાં શું થયુ ! તમારે કયાં તુટો છે ગામમા ફાળો કરો ભીખ માગો. કયાં પરસેવો પાડી મેળવ્યા હતા."

"ભાઇ ! મારી ફરિયાદ લખો."

"બાવાજી ! ચેરીમેરી દો તો લખુ. બાકી તો આજે ફુરસદ નથી."

પાસે ઊભેલા એક જણે કહ્યું.

"તુયેય ખરો છો; બાવાનેય છોડતો નથી ! ઇ બચાડા જીવના ઠામ ચોરાયા. ભીખ માગી માડ પૂરું કરતા હોય. ઇના તું માગ ઈ કયાથી આપે !"

"વેવલો થા મા. ઇ બાવા તો ભરબજારે ભીખ માગે, મારાથી એમ મગાશે. આફરડો ભીખ માગી લાવશે."

"ભાઈ! તો તારી આ ભીખ નથી તો શુ !"

'આ તો લાગમા આવે તયેં આફરડા ગરજે આપે અમસ્થા કોઈ અહીં ન આવે. લાગો શું કામ છોડું !"

સંત કશું બોલ્યા વગર ચાલ્યા ગયા. એ પાછા ફરિયાદે કદિ પણ ન ગયા.

આ વાતને એકાદ વર્ષ વીતી ગયુ હતું. શ્રાવણ માસ હતો. સંતની કુટીર પાસે મેળો જામ્યો હતો. અનેક લોકો સંતના દર્શને જતા હતા.

ઘણા લોકો સતને ચરણે કઈ ધરવા ઇચ્છતા હતા પરન્તુ સત કશું પણ લેવા ના પાડતા હતા

"ભાઈ! મારો રામ મને આપે છે સૌને આપવા વાળો ઈ છે મારે કઈ ન જોઈએ"

આ મેળા વખતે પે'લો કારકુન પણ આવ્યો હતો સતની ઝૂપડીમા ગયો અને સતને જોઇ ઝખવાણો પડી ગયો

સત પાસે જઈને બેઠો "કેમ ભાઇ! મજામા છોને!" સતે તેને પૂછ્યુ

"બાપુ! મારો અપરાધ માફ કરો"

"ભાઇ! અપરાધ કોનો કોણ ભૂ'યુ હતુ! હુ કે તુ! ઠામ ચોરાયા અને હુ ફરિયાદે આવ્યો, શું મારા રામ ઉપરથી મારો ભરોસો ઊઠી ગયો હતો કે હુ તમારી પાસે ફરિયાદ કરવા આવ્યો! મને મારા રામનો ભરોસો ન રહ્યો અને હુ ત્યા આવ્યો ભાઈ! એ મારી ભૂલ હતી, તમારી ભૂલ નહી"

એ કારકુન ગળગળો થઈને સતના ચરણોમા પડી ગયો આસપાસ બેઠેલા લોકો તો તાજુબ થયા

"મહાત્મન્! એક વાત પૂછુ!"

"સુખેથી પૂછો!"

"આ બધુ કયાથી આવે છે લોકો આપની સિદ્ધિના વખાણ કરે છે"

સત ખડખડાટ હસી પડયા "ભાઇ! રામનુ છે અને રામ આપે છે હુ તો સામાન્ય જીવ છુ મારી પાસે કોઈ સિદ્ધિ નથી મારા રામનુ નામ એ જ સિદ્ધિ'

"તો આપના ઉપર મનીઓર્ડર કયાથી આવે છ!

"ભાઇ! મારા પૂર્વાશ્રમનો પુત એ મોકલે છે"

"મહાત્મન્! એ શુ કરે છે!"

"ભાઇ! એ સેશન્સ જજ છે"

સેશન્સ જજ શબ્દ સાભળતા એ કારકુનને પસીનો છૂ'યો માગેલી ચેરીમેરી યાદ આવી

'આપનો પૂર્વાશ્રમ શુ હતો!'

"ભાઈ. ડી વાય એસ પી"

એ કારકુન ફાટે ડોળે સત સામે જોઇ રહ્યો

"શું આપ શ્રી ચદ્રશેખરજી!"

"પૂર્વાશ્રમમા એ, અત્યારે ફકીર"

કારકુનની આખમાથી ટપ ટપ ટપ આસુડા ટપકવા લાગ્યા

જે ડી વાય એસી પી નીચે પોતે નોકર હતો તેની પાસે ચેરીમેરી માગી એ વિચારે ખૂબ ગભરાયો

'ભાઈ! ગભરાઓ નહીં તમારી ચેરીમેરીએ મારી સાન ઠેકાણે આવી હુ ભૂ'યો હતો મને રામનો ભરોસો ન રહ્યો કે હુ ફરિયાદે આવ્યો "ભાઈ! કોણ ભૂ'યુ હતુ! હુ કે તુ!'

એનુ નામ ફકીર જેની મેરૂ સરખી ધીર જગમા એનુ નામ ફકીર

મનમા ન મળે તારુ મારુ
અતરમા અમીર છ
સો સો નદિયુ ઉર સમાણી
સાગર જેમ ગભીર — (કવિ કાગ)

*

# ખરી ભક્તિ

હિંમતલાલ પ્રભુદાસ બગથલાકર

એક હતો રાજા. રાજા ખૂબ ધાર્મિક,તિનો હોવાથી સતસમાગમ વધુ પસદ કરતો દરરોજ દરબાર ભરાય ત્યારે સત્સગની ચર્ચા જ હોય. એક વખત એક મહાત્મા દરબારમા આવી ચડયા તેમના પ્રભાવથી રાજા ખૂબ ખુશી થયો. રાજાએ મહાત્મ ને ખૂબ આદર સત્કાર કરીને થોડા દિવસ પોતાને ત્યા રોકયા દરરોજ સત્સગ કરે છે અને દિવસો પસાર થાય છે.

એક દિવસ વાત નીકળતા મહાત્માએ કહ્યુ કે "હે રાજા કોઇ મનુષ્યને કોઇપણ ભક્તના નામથી સબોધે છે તો તેનો ચોરાસીનો ફેરો ટળી જાય. ભલે પછી મશ્કરીમા કહે કે ખરી ભક્તિ ઈને કહે ગમે તેમ પણ જો ભકત કહેવામા આવે તો તેનો ફેરો ટળી જાય."

રાજા પોતે જ ખરેખર ભક્તિવાન હતો છતા પણ રાજાને કોઇ ભકતનુ સબોધન કરતુ નહીં આથી રાજાને મનમા દુ.ખ થયુ કે હુ ભક્તિમય જીવન ગાળુ છુ છતા હુ 'ભકત' બન્યો નથી તે ખામી છે રાજા આ વિચારથી મનોમન દુ ખી થતો રહ્યો

રાજાનો દરરોજ નદીએ નહાવા જવાનો નિયમ રાજા દરરોજ સવારે હાથમા લોટો, ધોતિયું અને ડોકમા માળા પહેરીને નહાવા નીકળે. પરતુ કયારેય કોઈના મુખેથી ભકતનો ઉચ્ચાર સાભળવા મળે નહી. એવામા એક દિવસ બન્યું એવુ કે ગામના એક પટેલના દીકરાની વહુને આણુ તેડી લાવેલ તે બાઇના પિયરીઆ સસ્કારી અને દરરોજ નાહી-ધોઇ પાચ માળા ફેરવવાના નિયમવાળા આથી આણુ વળીને આવેલ બાઈને અહી સાસરીઆમા થોડી મૂઝવણ પડી કારણ કે સાસરિયા આવા સસ્કારી ન હતા તેથી બાઇ દરરોજ છાની રીતે આ ક્રિયા કરતી—આજે રાજાને નહાવા નીકળવુ અને બાઇને પાણી ભરીને આવવુ. રાજાને આવા વેશમા જોતા ભક્તિમય જીવનમા ઉછરેલી એ બાઇએ રાજાને કેઈ ભકત જાણીને 'જે શ્રીકૃષ્ણ ભકતરાજ' એમ કહ્યુ રાજા આશ્ચર્ય પામ્યા કે મારા આવા નગરમા કોઈએ મને ભકત ન કીધો અને આ બાઈએ 'જે શ્રીકૃષ્ણ' કર્યા માટે જરૂર સસ્કારી કુળની કન્યા હોવી જોઇએ એમ માની બાઈને વળતા 'જે શ્રીકૃષ્ણ' કહી નામ ઠામ પૂછીને રાજા તો નહાવા ગયા. રાજાના આનદનો પાર ન રહ્યો. પોતાની મહાત્માએ કહેલી ઇચ્છા આજે પૂરી થઇ.

રાજાએ તો નાહીને દરબારમા પાછા ફરીને તુરત જ પેલી બાઇના સસરાને બોલાવવા પહેરેગીરને મોકલ્યો.

આ બાજુ બન્યું એવુ કે પેલી બાઇની સાથે બીજી જે પાણિયારી હતી તેને બાઇના સસરાને વાત કહી કે 'વહુએ તો રાજાને ભકત કીધા' સસરો ધુવા પુવા થઇ ગયો કે હવે આવી બન્યું. રાજા જેવા રાજાને વહુ ભગત કહે પછી શુ બાકી રહે. વહુને ખૂબ સભળાવ્યુ. ત્યા તો પહેરેગીરે આવી રાજાનો આદેશ જણાવ્યો—સસરાના તો બાર વાગી ગયા. જેમ તેમ કરીને દરબારે પહોચ્યો. પણ ત્યા પહોચતા જ તેની તરફનો રાજાનો વિનયી સ્વભાવ જોતા આનદ થયો રાજાએ તો પટેલને આવી સસ્કારી કન્યા મેળવવા બદલ ધન્યવાદ આપ્યા. અને બાઈને પોતાની બહેન માનીને બે સાતી જમીન, બે જોડી બળદ અને સાધન સરજામ આપવા પ્રધાનને હુકમ કર્યો. બાઇને પણ દરબારમા બોલાવીને દાગીના અને વસ્ત્રો આપી તેની કદર કરી કે 'બેન સત્યમય અને કર્મપરાયણ જીવન એજ સાચુ જીવન છે તારામા એ સસ્કાર જોઇ હુ ખૂબ ખુશી થયો છુ.' તે દિવસથી રાજાએ હુકમ કર્યો કે જે ભક્તિમય જીવન ગાળે તેનો વેઠ-વેરો માફ કરવામા આવશે.

જ્યાં થોડા માસ વિત્યા ત્યા તો રાજાના નગરમા અને રાજ્યમા ભકતોનો રાફડો ફાટ્યો. કોઇપણ ઘેર જઈને જોવા રહો કે તરત જ સામેજ ખીટીએ માળાઓ ટીગાતી નજરે પડે. સાજ પડયે દેવમદિર ખીચોખીચ ભરાઇ જાય. આમ લગભગ પ્રજા ભક્ત બની ગઇ.

એક દિવસ રાજાને શાણા પ્રધાને વાત કરી કે 'બાપુ આપણા અન્ન ભડારો ખૂટયા, તેજુરીમા નાણા ઓછા થયા છે કોઈનુ મહેસૂલ આવતુ નથી, સૌ ભકત બની બેઠા છે–

રાજાને પણ ચિંતા થઈ કે હવે શુ કરવુ. આખુ નગર અને પ્રજા ભક્ત કેમ હોઈ શકે! ખરા ખોટાની ખાત્રી તો થવી જ જોઇએ! પ્રધાનને એ માટે યોગ્ય રસ્તો કરવા સૂચના આપી શાણા પ્રધાને રસ્તો શોધી કઢયો ગામ આખામા ઢઢેરો પિટાવ્યો કે 'કાલે નાના મોટા સૌને રાજા તરફથી જમવાનુ આમત્રણ છે. સૌએ દરબારના ડેલે હાજર થવુ. જે જમવાનો અનાદર કરશે તેને આકરી સજા થશે' ઢઢેરો પિટાતા સૌ બીજે દિવસ હાથમા માળા લઇ દરબારી ડેલે જમવા ઉપડયા.

શાણા પ્રધાને સૌને આવી જવા દઇને ડેલાના દરવાજા બધ કરાવ્યા અને જાહેર કર્યું કે "ભાઇઓ અને બહેનો– સૌએ જમતા પહેલા બાજુમા ઉકળતી એક તલની કડાઇ–રાખવામા આવી છે તેમાથી એક એક ખોબો ભરી પ્રભુનુ નામ લઈ માથે ચડાવીને પછી જ જમવા જવાનુ છે જેઓ તેમ કરવા ઇચ્છતા ન હોય તેમણે પોતાની માળા અહી મૂકીને બહાર નીકળવાની છૂટ છે"

પ્રધાનની જાહેરાત સાભળતા ભકતોના મોતિયા- મરી ગયા સૌ એક બીજાના મો સામુ જોવા લાગ્યા. અદરો અદર ચર્ચાઓ થઈ અને હિંમત ન પડતા માળાઓ મૂકવાનુ ઉચિત માની તક-ભકતો માળા મૂકીને રવાના થવા લાગ્યા. બાકી રહ્યા માત્ર બે માણસો–એક પેની સસ્કારી બહેન અને બીજો તેનો ધણી

બાઇ કહે 'લ્યો ભરો ખોબો અને પ્રભુનું નામ લઈ ચડાવો માથે' પણ ધણીની હિંમત પડતી નથી ત્યારે બાઈ પોતે જ કડાઈમાથી ખોબો ભરી માથે ચડાવે છે. તે જોતા તેના ધણીને પણ હિંમત આવી તેણે પણ ખોબો ભર્યો અને માથે ચડાવ્યો

તેનની કડાઈ ટાઢીજ હતી માત્ર સૌને ગભરાવવા અને સાચુ–ખોટુ જાણવા માટે જ આ યોજના કરવામા આવી હતી

સાચા નિરભિમાન દપતિનો વેહવેરો કાયમને માટે માફ રાખી શાણા પ્રધાને આખા નગરના તક સાધુ જેવા ભકત બનેનાઓની વેહવેરાની સઘળી રકમ વસૂલ કરવા હુકમ કર્યો થોડા જ દિવસોમા રાજાના ભડારો ફરીને અન્ન અને અર્થથી ઊભરાઈ ગયા

અસત્ય વહેલા મોડુ પ્રગટ થયા વિના રહેતુ નથી દેખાદેખી ઝાઝો સમય નભતી નથી અતે સત્યનો જ સદા જય છે

*

જામી (૧૪૯૨) ભકત અને સત હતા, પણ તેમની જીભ બહુ કકરી હતી એક વખત તે ગાતા હતા —

"તુ મારા તડપતા દિલ અને ઉજાગરાભરી આખ સમક્ષ એટલો સતત કાયમ રહે છે કે, દૂરથી આવનાર કોઇ પણ મને તુ જ છે એમ લાગે છે!"

જોડે ઊભેલા કોઈ મશ્કરાએ પૂછ્યું, 'ધારો કે કોઇ ગધેડો આવે તો?

જામીએ જવાબ આપ્યો, "તો પણ તે તું જ છે, એમ હુ માનુ!"

× × ×

વૈદ્ય વિષે —

"જો તુ રાજવૈદ્ય તરીકે એક વર્ષ વધુ જીવે, તો મને ખાતરી છે કે, તુ એકલો જ જીવતો હશે અને બાકીના બધા મરી પરવર્યા હશે!"

# લોકસાહિત્યમાં પોપટ

ખોડીદાસ પરમાર

લોકજીવનનો હોંશીલો માનવી જો જગતથી લોકાચાર અને લોકસંસ્કારિતા જોવા બેસે તો તેમાંથી તેને થોડેથોડે રૂપરચનાઓ અને ગ્રામજીવન અનુભવવેણુની તો માણ્યું ને માણ્યું જ સાંપડે ! હજીય પ્રકૃતિપરાયણ ગ્રામજીવનમાં તેના રૂઢિગત ગ્રામ્ય સંસ્કારો વિશેષ જળવાયા છે જ, પણ આધુનિક શહેરી જીવનમાં વિજ્ઞાનયુગની અસર જરૂર પ્રવેશી છે. આધુનિક યુગનો માનવી હવે હૃદયના ઉમળકાથી નહિ પણ બુદ્ધિતેજના ચમકારાથી બધી જ વસ્તુઓ જોવાનો પ્રયત્ન કરે છે જ્યારે ગ્રામમાનવીમાં હજીય જીવતપ્રકૃતિના રૂપસંસ્કાર જોવાની થોડીઘણીએ દૃષ્ટિ છે તો ખરી જ. જીવતપ્રકૃતિની સોડમાં વસેલા ગામડામાં હજીયે તેના શોભાસંસ્કાર અને જૂની રૂઢિની મનોદશા પડતપાની જેમ વણાતી ગ્રીલાતી રહે છે, અને જીવન વધારે પ્રકૃતિની નજદીક હોવાથી ગ્રામલોકોને ઋતુએ ઋતુના અણસાર અને પ્રકૃતિમય જીવંત પશુપંખીની આનંદવિભોર ગત રૂડી પેરે પાનો ચડાવે છે. ચોમાસાની ગત નીલવણું મોરલો કળા જાય છે અને પછી તો લબકઝબક ગળે ગળકુ દેતો ષડજ સ્વરે મેઘને આરાધે છે.

"સખી મોરલે આરાધ્યો મલ્લાર,
અષાડ ધડૂકિયો રે."

તો શ્યામરંગી કોકિલ માણેકમઢી રાતીચોળ આંખો ચળકવકળ કરતો કુંજઘટામાં બેઠો બેઠો ફૂજુરાણીને પંચમસ્વરે ગાઈ રીઝવીને બોલાવે છે.

"લીલી વાડીમાં લીલો આંબલો રે,
ન્યાં રે કોયલડીનો વાહ;
કોયલ બોલે ટહૂકડયે રે."

ને ગોરડિયા ઘઉં ખાવા આવતા કુંજડા શિયાળાના સપ્તરંગી આકાશમાં ઓડીબારના તણુંપાખિયા જેવી હારમાં ઊડતા ઊડતાએ મીઠો કલરવ મચાવે છે. ત્યારે ગ્રામબાળકો આ કુંજડહારને ગામ ઉપર એક આંટો ફરવા કહે છે. અને ન ફરે તો તેને સમ દે છે. "કૂંજડી, કૂંજડી વધુ એક આંટો ન ફરે તો તારી માના સમ, તારા બાપના સમ." આમ જીવતજાગત પ્રકૃતિપરાયણ જીવનમાંથી ગ્રામજનો ઋતુએ ઋતુનાંએ ઘણું અને આનંદ-ઉપભોગ જરૂર મેળવી લે છે. અને તેનું જીવન ભર્યું ભાદર્યું બની રહે છે.

ગ્રામજીવનમાં સાદાઈની સાથે સુંદરતા અડોઅડ બેઠી છે. શણગારની સાદાઇ સાથે સૌંદર્યમૂલક શોભનસજાવટની ગત તેઓ ગામઠી રીતે પણ સુંદર રીતે જાણે છે અને તેથી જ લોકનારીઓ ગૂઢા રંગના લૂગડા ઉપર કાચભરતની રંગીન ફૂલવાડી ઝબકાવે છે. અને માટીચણ્યા અને ગારે લીપ્યા ખાબડગોબડ ઘરની માથે પણ ગ્રામનારીઓની કલામય અંગૂલિઓ અવનવી ભાત અને રૂપ રચે છે! તેથી ઘરના પગથારથી જ ગૃહજીવન અને રૂપનમણાશની અનુભૂતિ જોનારને થાય છે

લોકજીવનમાં પંખી અને ખાસ કરીને પોપટનું સ્થાન ઘરના પગથારે ઉપર ટાંગેલા પાંજરાથી શરૂ થઈ રૂપેરંગે અને રમણે વિહરતું સીમશેઢાનો ભરડો લઈને રૂપ અને વાણીના કિલ્લોળે કરીને તે લોકોના હૃદયઉમળકાના ગીત સુધી પહોંચી જાય છે. જેમ કે:

"પડહારેથી ને પોપટ બોલીઓ,
પોપટ બોલે મીઠડાં વેણ રે
ફૂલભર્યો વીંઝણો, પરમારોની છાય ઢળે"

આમ લીલવરણુ પાંખો ને રાતુડી ચાંચવાળો પોપટ ઘણાય ઘરમાં તેમજ મુક્ત રીતે ઊડતો વાડી, ખેતર અને સીમ, વગડાનો ફીનખાબ પરના સોનતારના ભરત જેવો શણગાર છે જે લોકજીવનમાં એટલો તો ઓતપ્રોત થઈ ગયો છે કે જમાઈરાજના

પ્રતીકરૂપ બની લગનના માડવામા પણ પહોચી ગયો છે ! રૂપશોખીન ગ્રામલોકોમા અક્ષરજ્ઞાન ઓછુ છે, છતા તેનામા હૈયા ઉકલત ભનીભાતની છે, તેથી જ જીવત પ્રકૃતિમાથી રૂપે, ગુણે અને સ્વભાવે સારા પશુપખીને જીવતમાનવીની અડોઅડ ઊભા રાખીને એકબીજાની રૂપની, ગુણની અને ખધાઈની ઉપમા માનવીને આપી છે ને ! નાજુક લીલુડો પોપટ એ આખને ઠારે અને બોલીથી રૂપિયાને રીઝવે તેવો કૌતુકભર્યો હોવાથી ઘણાય રસિક અને શોખીન માનવીએ તેને પીજરકેદ કર્યો છે ! ગામડામા બધા જ લોકો કાઇ પખીને પાળતા નથી, માત્ર શોખીન અને કસ ાર લોકો પાળે ખરા સામાન્ય માણસો તેમજ લોકવરણુ વગેરે તો વગડે વિહરતા પખીને જોઇને ખુશ થાય છે તેઓ માને છે કે પખી તો ઝાડવે જ રૂડુ દેખાય, તેને પાજરે કેદ કરવાથી તે અણોહરુ ને દૂબળુ પડી જાય છે જેમ કે–

"કા રે પોપટડી પોપટ દૂબળા ?<br>દિ' હાળે ચારો ચણવા જાય રે<br>રાતે પોપટ પાજરે"

તો વળી પખીના રસિયા જીવ તેને પાળે પણ ખરા રાજદરબાર અને ઠકરાતોમા ઘણા બધા પશુપખીઓને શોખીન રાજવીઓ પાળતા જેમ રૂડા ઘરબાર અને પશુ ઘરનુ નાક ગણાય તેમ ઘરમા રૂપમધુરા પખી હોય તે પણ ઘરની શોભા લક્ષ્મી ગણાય છે, તેમ રાજવળામા તેમ જ ઘણાય લોકોનું માનવુ છે તેથી સુદર મઝાના પાજરા કરાવી તેમા પોપટ પાળે છે એક લોકગીતમા આ વર્ણવાયુ જ છે

"લાશ ભણે લખમી કિ'યા ઘરે જાશુ રે,<br>કિયા ઘરે જાશુ રે<br>જે ઘેર બાધ્યા પોપટ કેરા પાજર્યા રે"

આમ આ ગીતમા લક્ષ્મી અને ઉદ્યમ પણ પખીથી ઉજ્જવળ અને પનોતા ઘરમા જવાની વાત કરે છે તે પરથી ઘેર પોપટનું પાજરુ તે શુકનવતુ ઘર એમ આ ગીત ઉપરથી કહી શકાય છે. પણ તે વધારે રાજદરબાર અને ઠકરાતો, કોઈક ઉજળિયાત શોખીનના ઘરમા અને વસવાયાના ઘરમા હશે, બાકી ખેડૂત અને કાઠિયાવરણમા ભાગ્યે જ તેઓ પોપટ પાળે છે અને તેથી જ આ રૂપાળા પોપટને ગ્રામલોકોએ તે શુકનવતો મનાતો હોવાથી તેના રૂપશોભનો ઘરની દિવાલ ઉપર ચીતરી, બાર સાખ ઉપર કડારી, ભરતમા ભરી મોતીમા પરો- વીને અરે, ઠેર ઠેર તેનું રૂપસર્જન કરીને ઘર આખામા વિલસતો કરી દીધો છે ગ્રામલોકોના ઘરમા તેમજ કસબકારીગરીમા જ્યા ત્યા શોભન શૈલીના પોપટના પ્રતીકો દેખાયા જ કરશે આમ પોપટ જીવનમા તાણાવાણાની જેમ વણાય ગયો છે પોપટ રૂડોરૂપાળો અને કઠેથી માનવીની ભાષા બોલતો હોવાથી લોકનારીઓ પટ પટ મીઠી જબાને બોલતા બાળકોને પોપટની જ ઉપમા આપે છે કે "તે કેવો રૂડો પોપટ ઘોડયે બોલે છે !" વળી પોપટ પોતે બોલે છે પણ સમજતો નથી તેથી તેવી જાતના જ્ઞાનને લોકો 'પોપટિયું જ્ઞાન' કહે છે તો કોક ભણાવેલી પડિતાઇ પોપટ બોલી જાય છે, તેથી તે જાણે કે ડહાપણ રખ્ખો હોય તેમ લાગે છે વળી પેટે જન્મેની દીકરીને માવતરે ઉછેરીને મોટી કર્યા પછી ચતુર જમાઇ તેને પોતાની કરી, પ્રેમમા ભોળવીને લઈ જાય છે તેથી જમાઇને પોપટથી બીજી કઈ વિશેષ ઉપમા આપી શકાય ? તેનુ રૂપ, રગ ચતુરાઈ અને છેવટે વાણી પણ મનલુબ્ધ કરે તેવી છે, તેથી તે પારકો જણ્યો પણ પોતાની દીકરીને મોહમા નાખીને ધૂતી જનાર છતા મનને ગમે તેવો હોવાથી પોપટરૂપે જ કલ્પી લીધો છે અને પછી તો તેના ગીતો પણ ગવાયા છે

"એક આવ્યો પરદેશી પોપટડો,<br>એની રમતા'તા માડવા હેઠય,<br>ધૂતારો ધૂતી ગિયો"

તો વળી બીજીબાજુ નાના નાના ભૂલકાને સસ્કાર સાથોસાથ મનોરજન મળી રહે તેવી વાર્તામા પણ પોપટ નાયક તરીકે ગૂથાયો છે નાના બાળકોએ ઘરઆગળે તો પોપટ, કાગડો, ચકલા ને પારેવાને

જ જોયા હોયને ? તો તેની ટચૂકડી બાળવાર્તામાં નાયક છે રૂપાળો પોપટ અને તેનો હરીફ છે વરવો કાગડો. આમ વાર્તામાં પોપટભાઈને તો ખૂબ કમાનાર દીકરા જેવો જ ડાહ્યોડમરો બતાવ્યો છે. અને આવી વાર્તાઓમા તેની દરેકે દરેક ચોક્કસ પ્રકારની પક્ષીરૂપ ટેવ અને ખાસિયત રજૂ કરીને વાર્તાને સુંદર રીતે રજૂ કરી છે।

"ગાયોના ગોવાળ, ભાઈ ગાયોના ગોવાળ,
મારી માને આટલું કે'જે, તેટલું કે'જે,
પોપટ ભૂખ્યો નથી, પોપટ તરસ્યો નથી,
પોપટ કાચી કેરી ખાય, પોપટ પાકી કેરી ખાય,
પોપટ આંબાની ડાળ્યે બેઠો રાજ કરે."

અને પછી ચતુરાઇથી ખૂબ ખૂબ ધન કમાઇને ઘેર આવે છે, અને માતાને કહે છે "ચાંચ ખંખેરું કે પાંખ ?" અને માતા તો પાંખ જ ખંખેરવાનું કહેને ? એમજ કોઇ સાસરવાસી બેનડી પણ પોતાના કમાઉ ભાઈના વખાણ કરે છે, જેમ કે,–

"પોપટ બોલે મારા મહિયરનો,
કો તો બેનીબા કાંબિયુ ઘડાવી દઉં,
કડલાની બબ્બે જોડયુ રે,
પોપટ બોલે મારા મહિયરનો."

વળી ગ્રામકન્યાઓને જીવનપયોગી શિક્ષણના પાઠ પણ મોટા ભાગે લોકસાહિત્ય અને લોકજીવનમાથી જ પઢાવાય છે. જીવનમા તેમજ ભરતચીતરમા ઉપયોગી રંગની ઓળખ પ્રકૃતિના જીવતતત્વોની એંધાણી આપીને સમજાવાય છે, તેથી તે પાકો એટલા તો રૂઢ થઇ જાય છે કે કદી પણ ભૂલાતા નથી. જેમ કે લીલો અને રાતો રંગ કેમ જાણુશો, તો તેની સાદ્રશ્યતા આ રહી પોપટપંખીમા ।

"લાવજો રે કાંઈ રાતા ફૂલ,
હૃદા કમળમા રામ રમે,
રાતો ગોરીનો ચૂડલો,
રાતી રે પોપટની ચાંચા હૃદા કમળમા."

"લાવજો રે કાંઈ લીલા ફૂલ,
હદા કમળમાં રામ રમે,
લીલા તે વનના ઝાડવા,
લીલી રે પોપટની પાંખ. હદા કમળમા."

ગ્રામલોકો અભણ છે. છતા પ્રકૃતિ સાથે અહોનિશ જોડાયેલા હોવાથી તેમજ પ્રકૃતિનુ તેણે સાચુ નિરીક્ષણ કર્યું હોવાથી પોપટ અને સૂડાના ભેદ તે રૂડી પેરે જાણે છે. તેઓ પોપટની માદા તરીકે કદીય મેનાને નથી ગણતા, જ્યારે કોઇ શિષ્ટજનો મેનાપોપટના જોડાને જ નરમાદા તરીકે વર્ણવે છે ખરા ! મેના એ તો કાબરની જાતની 'કાળી કાબર' જેવી છે, તેને પોપટની માદા તરીકે લેખી જ ન શકાય, હા, તે પોપટ જેવુ અને જેગ બોલે છે ખરી. પણ ગ્રામલોકો તો પોપટની માદાને પોપટી જ કહે છે.

"તમપે ડાયા બોલ્યા પંખીડા રે,
માળો મેલી નવ જાય વા'લા
ઘરમા બેઠી બોલી પોપટી રે,
પોપટડા ઘરવાસ્ય વા'લા."

આમ પોપટ–પોપટીનુ જોડુ છે. તો લોકોએ સૂડા પોપટમા પણ ભેદ જોયા છે

"પોપટ પઢો સીતારામ, શ્રી ભગવાન,
પઢે એટલા પોપટ, ન પઢે એટલા સૂડા."

આ સર્વવ્યાપી ઉકિતમા પોપટ તેમજ સૂડાનો ભેદ સુંદર રીતે દેખાડયો જ છે. જેમકે પોપટ હોય તો પઢે સૂડો પઢી શકતો નથી. માત્ર ગળામાથી તીણો અવાજ જ કરી શકે છે, જ્યારે પોપટ તો પાંજરે બેઠો બેઠો માનવી જેવી જ વાણી પઢે છે.

"સખી પાચમે પોપટ પાળ્યો રે,
રંગ લીલોને કાઠલો કાળો,
રઘુપતિ રામ રુદામા રે'જો રે"

પોપટના નાના બચ્ચા તેમજ માદાને કાઠલો નથી હોતો, તે બચ્ચા પકવ ઉમરના થાય ત્યારે જ તેને કાઠલો દેખાવા માંડે છે ત્યા સુધીમા તે પુખ્ત

થઈ જાય છે પછી જ માંસલજીભથી બોલતા પઢતા શીખે છે. તેથી લોકોએ તારવી કાઢયું કે કાંઠલાવાળો જ પોપટ બોલે, કાંઠલા વગરનો નહિ, તેથી આ કાંઠલા વગરનો તે સૂડો. એટલે "પઢે ઇ પોપટ, ન પઢે ઇ સૂડા." આમ પોપટ–સૂડાના ભેદ પાડી નાખ્યા છે.

ભારતીય જનસમાજમા પોપટ બહુ જુના કાળથી જાણીતો અને માનીતો હોય તેવુ લાગે છે. વેદકાળમા પણ પોપટ જાણીતો છે તેથી તેના ઘણા ઉલ્લેખો તેમા મળે છે. તો તે પછી ઉપનિષદ, રામાયણ, મહાભારત તેમજ પુરાણોમા તેની ખૂબ ખૂબ વાતો છે. શુકની ઉત્પત્તિ તેમજ તેના જ્ઞાનની ડહાપણ ભરેલી વાતો પુરાણોમા ઘણી છે. ત્યારથી પોપટને લોકો પવિત્ર અને શુકનિયાળ ગણીને મારતા નથી પણ પઢાવે છે બુદ્ધકાળમા તેમજ તે પછીના કાળમા તો પોપટ દશ્યકલામા ઠેકઠેકાણે આલેખીત થયો છે. નન્દના રાજ્યમા લોકો પોપટને પાળીને પઢાવતા, ઇ. સ. પૂર્વે ભારતમા ચઢી આવેલો આલિકસુંદર ભારતમાથી મોર અને પોપટના રૂપ અને વાણીથી મુગ્ધ થઇને સાથે લઇ ગયો હતો. વળી ઇ. સ. પૂર્વેના સ્તૂપ, વિહોરોમા તેમજ સાચી, ભારહુત, કાર્લા વગેરેના શિલ્પમા પોપટ અવનવા ધાટે અને શોભનરૂપે કંડારાયો છે. શુગ તેમજ કુશાણ કાળમા નિર્મિત થયેલી યક્ષિણીઓ તેમજ ફૂલવધૂઓ પોપટને હાથની આગળી પર બેસાડીને પઢાવતી ઘણા ઠેકાણે કડારાઇ છે. તો અજંતાની ગુફાના ચિત્રોમા પોપટ વિધવિધ રીતે આળેખાયો છે. કવિ કાલીદાસે તો તેને રૂડી રીતે વર્ણવ્યો છે. ગુપ્તકાલીન, શિલ્પ, ચિત્ર, સાહિત્યમા ઠેર ઠેર શુકના ઉલ્લેખો સર્વ-સામાન્ય છે. તો સસ્કૃત સાહિત્યમા તેમજ રાજખટ-પટમા બિચારા પોપટને રાણીની કે કેદીની અથવા ઘણી રીતે જાસુસી કરવાનુ તેને માથે આવ્યુ છે ? પોતે કોઈની જાસુસી કરે છે તેની તેને ખબર નથી રહી, કારણ કે તે તો પોપટ છે, સાભળેલુ પઢી છે, તે વિચારી તો શકતો નથી; તેથી જ પઢી જાયને ? બાણભટ્ટની કાદબરીમા શુક મુખ્ય ભાગ ભજવે છે. તો પડિત મડનમિશ્રને ઘેર તો મેના અને પોપટ સંસ્કૃતમાં વાદવિવાદ કરે છે. અપભ્રંશ શૈલીની પોથીઓ, આબુ, મોઢેરા વગેરે ગુજરાત શૈલીના શિલ્પોમા વગેરે સ્થળે પંખીના પ્રતીક તરીકે કે પોપટરૂપે પોપટ ઠેર ઠેર દેખાય છે. મુસલમાન સુલતાન સમયમા તેમજ મુઘલકાળમા પોપટ પાળ-વાનો રિવાજ ખૂબ જ પ્રચલિત હશે તેમ લાગે છે. સ્ત્રીઓ તેમજ પુરષો હાથના ઉપરના ભાગ પર પોપટને લઈને ફરવા જતા હશે, તે જમાનામા તો તે દશ્ય ઠેર ઠેર જોવા મળતુ હશે તેથી, આજે પણ હાથે કાઇક વાગ્યુ હોય અને હાથને ઊચો લઇને કોઈ ફરતુ હોય તો લોકો પૂછી નાખે છે, "કા, આ શું પોપટ પાળ્યો છે !" તે તે જમા-નાથી આ ચાલ્યુ આવતુ હોય તેવું લાગે છે. તે સમયમા મુઘલ દરબારમા જાતભાતના પશુપખી બાદશાહો પાળતા તેનો ચેપ લોકોમા ઉતરી આવેલો તેથી લોકો સુદર મઝાના પાંજરા ઘડાવી અને બંધા-વીને પોપટને તેમા પાળતા. હોશથી પઢાવીને રૂપાળી વાટકીઓમા ખાવા પીવા આપતા. જેમ કે.–

"પોપટ તારે કારણે લીલા વાસ વઢાવું
તેનુ કરાવુ પોપટ પાંજરું સાચા રતને જડાવુ"
'નરસિંહ.

આમ તે વખતે પોપટના માનપાન વિશેષ વધી જાય છે. વળી મુઘલ બાદશાહ જહાગીર તો પક્ષીઓનો ખાસ શોખીન હતો તેણે પોપટના ઘણા ચિત્રો પોતાના ચિત્રકારો પાસે કરાવ્યા હતા તો વળી પ્રેમાનદ, શામળ વગેરે ગુજરાતી કવિઓની રચનામા પણ પોપટ ખૂબજ ખ્યાત છે. શામળ ભટ્ટે ગુજરાતી કરેલી 'સૂડા બોતેરી'મા તો પોપટ નાયિકાને ડહાપણભરી વાતો કહે છે. જ્યારે મત્ર તત્ર જ જાણનારી એટલે રૂપવશીકરણે મઢેલી વારવનિતાઓ જુવાન અને રગીલા લોકોને પોતાને ઘેર બોલાવી, પોતાના લોભામણા દેહનો રૂપમતર છાંટીને તે માનવીને પોપટ જેમ જીભેથી પઢતા કરી, પોતાના રૂપજોબનમા વશ કરીને પોતાને ઘેર પુરી દેતી "વિનેચટની વારતા"મા શામળે આ જ લખ્યું છે, રૂપ–જીવિની ગણિકાએ એક જુવાનને પોપટ બનાવી

દીધો છે આમ રૂપ વિલાસી માણસને રૂપ ઘેલો કરે ત્યારે તે જાણીજોઈને પઢતો પોપટ જ બની જાય ને બધું જ ભૂલીને રૂપની વિલાસીતા પાછળ પોપટની જેમ રૂપલક્ષણામાં પઢયા કરે છે. પોતે કેદમાં છે કે મુક્ત તેનો પણ તેને ખ્યાલ નથી રહેતો !

વળી સૌરાષ્ટ્રની લોકકળા, લોકસાહિત્યમાં બે પંખીઓ ખાસ રંગત રમણે ચડયા છે. એક છે હીરાગર પીંછાળો મોરલો અને બીજો લીલુડો અને પોપણ પાદ જેવો રૂપાળો પોપટ. લોક કલાકારોએ તેને શિલ્પમાં કંડાર્યો છે, લાકડાના ટેકણોમાં, ઝરુખામાં, ડેલીના બારસાખે, કમાડના કડા ઉપર, હિંચકાની સાંકળમાં દરેક ઠેકાણે સુશોભીત ઘાટે ઘડીને પોપટને ટેર ટેર શુકનવંતો બેસાડીને શોભાવ્યો છે. તો લોકનારીઓએ તેને અવનવા ઘાટઘૂટ અને રૂપ આપીને ઘાઘરા-કાપડામાં પોપટવેલ માંડીને ભર્યો છે. ચાકળે-ચંદરવે રૂપમધુર રંગે ઊડતા અને રાતી ચાંચે પીળી આંબાની શાખ ઠોલતા પોપટને ભર્યા-ચીતર્યા છે તો મોતીના પરોણામાં પણ ઝાડ પોપટની વેલમાં પોપટની સુંદર રચના કરી છે. દરેક પ્રકારની લોકચિત્રણા અને ભાત, આળેખમાં પોપટ વિધવિધ રચનાએ અને નોખનરાળા રૂપે જોવા મળે છે

મોર પોપટ કરતા રૂપાળો અને જાજરમાન રાજવી જેવો છે, વળી તે કદમાં પણ મોટો હોવાથી બહુ ઓછા તેને પાળે છે વળી મોર તો ભક્ષ સાથે અભક્ષ પણ ખાય છે. જેવા કે વીંછી, પડકા વગેરે જ્યારે પોપટ માત્ર વનફળ અને થોડા દાણાદૂણી પણ ખાય છે, વળી તે નાજુક, હરિયાળો અને માનવી જેવી જ મીઠી ભાષા પઢી શકે છે તેથી લોકોના હૃદય સુધી તે પહોંચી ગયો છે અને તેથી ગીતોમાં, વાર્તામાં, કહેવતોમાં, રમતોમાં તે સ્થાન પામી ચૂકયો છે.

પોપટ નાજુક અને મધુરભાષી હોવાથી શોખીન અને રસિકજનોએ તેને પીંજરકેદ બનાવી દીધો છે રૂડારૂપાળા પોપટને પંડિતાઈ, વાક્છટા, ચતુરજમાઈ, કમાવ અને હુંશિયાર દીકરાના પ્રતીક તરીકેની લોકોએ પસંદગી ઢોળી છે. વળી પોપટને કામદેવનુ વાહન પણ ગણ્યો છે, તેથી લોકો મશ્કરીમાં નરસિંહને પણ પોપટ કહે છે.

પોપટ નાજુક અને તરવરિયો હોવાથી છોકરાઓ પોતાની રમતોમાં, લોકો તેના સાધનોમાં, તેમજ બાળકોના રમકડામાં પણ પોપટના ઘાટ ઘડીને બાળકોને તે રમવા આપે છે. છોકરા, છોકરીઓ રમત રમતા પહેલા એકબીજા નેતાના ભેરુબંધ થવા માટે, બબ્બેની જોડી બાંધીને પઢવા જાય છે, પઢીને બબ્બેની જોડીમાં બંને પક્ષના નેતા સામી આવીને બોલે છે.

"પોપટ પઢી વળ્યા, સૂડા લઢી વળ્યા,
કોઈને સૂડો જોઈએ કે પોપટ ?"

તો છોકરીઓ પણ સામસામે ઊંચા હાથ રાખી, પછી એકબીજીના હાથ વચ્ચેથી નીકળતી ફરતી ગાય છે :–

"ભૂખરીયો પાણો વેચવા ગ્યા'થા,
સિપાઈના છોકરે સોટી મારી.
હાલો દાદા ફરયાદી કરવા,
હુકા પોપટડી, હુકા પોપટડી,
હુક મારુ ડીલ વળે."

તો વરત ઉખાણામાં પણ પોપટ ચડાના જોડકણા છે જ.–

"કાકા રે મેં કૌતક દીઠુ, સૂકા લાકડે બેઠું છે,
ચાંચ છે પણ ચણતું નથી, ઈ જનાવર મરતું નથી."
"સોપારી કાતરવાનો સૂડો"

આમ ભરત, ચીતર, ગીત, રમકડા, ઉખાણા વગેરેમાં પોપટ વિધવિધ રૂપે, આકારે અને રંગે વિહરે છે. ભર ઉનાળે સાખ પાકે ત્યારે આંબા વાડિયામાં કલરવ કરતા પોપટને દરેક ગ્રામજનોએ જોયો જ હશે. જેવા કે :–

"પેલા પેલા જુગમાં રાણી, તું રે હતી પોપટીને
અમે રે પોપટ રાજા રામના.
ઓતરા તે ખંડમાં, આંબલો પાકયો ને
સૂડલે રે મારી મુંને ચાંચ રાણી પીંગળા."

જ્યાં કલરવ કરતા અણુપઢ પોપટને સૌ ટોળે અને ઠૂગે મોઢે જુવે છે અને કેરી ખાતા ખાતા કલશોર મચાવી મૂકે છે. મીઠા અવાજ સાથે ગળા માથી ખાઝુકડ તીણો ચીહોટીઓ અવાજ કાઢીને બીજા સાથે લડે–ઝઘડે પણ ખરા અને તીણી ચાંચો મારતો પોપટ બહાદૂર પણુ છે જ. જૂના અવાવરુ મ દિર કે મકાનના પોલાણોમા, જૂના તોતીગ સૂકા-લીલા ઝાડના બખોલમા ઘાત કરીને ત્યા પોપટ પોપટી બચ્ચા ઉછેરે છે. માણુસ તેના બચ્ચાને પકડવા જાય તો કેસુડાની કળી જેવી રાતી અને વાકડી ચાંચે ટપ દઈને બટકુ જરૂર ભરી જ લે. છતા સૌ પખીઓ કરતા લોકો રૂપ અને ભાષાની મધુરતા માટે પોપટને પાળે છે અને પોપટ પણ માણુસ સાથે હળી જાય છે રૂપે કઠે નમણા પોપટને લોકો મારતા નથી, પોપટ મારવાથી પ્રાશક લાગે છે તેમ તેઓ માને છે. તેમજ રળિયામણો પોપટ તો સુન્દર શોભારૂપ છે તેને મારવાનો જીવ રો ચાલે ? તેથી લોકગીતમા ગવાયું છે ને ?

"પોપટડો નવ મારીએ રે,
પાજરાનો રખવાળ મારા વા'લા"

*

## શ્વાસ ખેંચી બહાર આવ્યાં ત્યાં....

જીવનમા કેટલીક વાર એવા નાટકીય પ્રસ ગો બની જાય છે જયારે માનવી દ્વિધામા મુકાઈ જાય છે અને એવે વખતે પરિસ્થિતિ ઘણી જ ગભીર બની જાય છે

એક વખત એક અ ગ્રેજ ગૃહસ્થે પોતાના કેટલાક મિત્રોને જમવા માટે આમ ત્રણ આપ્યું. સમય થતા પતિ–પત્ની બ ને રસોડામા આવ્યા. અને તૈયાર થયેની વાનીઓ તપાસવા લાગ્યા. એક શાક તપાસતા સાહેબને લાગ્યું કે તેમાથી કઈક કડવી વાસ આવે છે તેણે પોતાની પત્નીને આ વાત કરી. બાઈએ તુરત થોડુક શાક લઇ પાસે ઊભેલા કૂતરાને આપ્યું. કૂતરો શાક ખાઇ ગયો અને થોડી વાર થયા છતા કઈ અસર થઈ નહિ એટલે બ ને સતોષનો શ્વાસ ખેંચી બહાર આવ્યા.

મહેમાનો આવ્યા જમવાનુ ચાલુ થઇ ગયું. લગભગ અર્ધા કલાક પછી રસોયો ગભરાતો અ દર આવ્યો અને સાહેબને ધીમેથી ખબર આપ્યા કે કૂતરો મરી ગયો છે. સાહેબના મોઢા પરથી લોહી ઊડી ગયું. હવે શુ કરવુ ? અર્ધું જમાઇ ગયું હતું બ ને પતિ–પત્ની મૂંઝવણમા મૂકાઇ ગયા. પર તુ ખુલાસો તો કરવો જ જોઇએ હજુ તો સાહેબ બધી વાતનો રહસ્યસ્ફોટ કરવા માટે ઊભા થતા હતા ત્યા જ દરવાન અ દર આવ્યો અને સાહેબને કહ્યુ 'જે મોટર નીચે કૂતરો ચગદાઈ ગયો તેનો નબર મે લઇ લીધો છે માટે કંઈ કારવાઇ કરવી હશે તો કરી શકાશે'

શિયાળાની કડકડતી ઠડીમા પરસેવાથી નહાઈ રહેલા સાહેબને એ શબ્દો સાભળી જે શાતિ મળી તેનુ વર્ણન કરવુ મુશ્કેલ છે.



# શાર્દૂળકર્ણની વાર્તા

વાસુદેવશરણજી

મહાત્મા ગાંધીએ નવા યુગમા પોતાના સ્વતત્ર દૃષ્ટિકોણથી હરિજનોને માનવીને યોગ્ય એવી મહત્તા આપી એમના વિચારો પાછળ એમનુ પોતાનુ વિજ્ઞાન હતુ તેઓ પોતે જ દ્રષ્ટા હતા પરતુ પ્રાચીન સમયમા પણ આ જાતના વિચારોનુ મથન સમાજમા થયુ હતુ જે નીચે લખેલી વાર્તા પરથી જણાઈ આવે છે

ગુપ્તયુગની આ કથા નાત-જાત અને ઊચ-નીચના ભેદ ઉપર તીવ્ર સમાલોચના કરે છે વિચાર અને બુદ્ધિના કઠોર પ્રહારોથી કથાલેખકે ભેદભાવના આ ગઢને પાડવાનો વારવાર પ્રયત્ન કર્યો છે આમા ગુપ્ત સમયના સામાજિક વિચારોના સઘર્ષનો સાર મળી આવે છે એના વિચારો જો કે લગભગ પદરસો વર્ષ જૂના છે છતા આજે પણ તે એટલા જ તીવ્ર અને અડીખમ જેવા લાગે છે એવું લાગે છે છે કે અસ્પૃશ્યતાના કોયડાએ કેટલી યે વાર આ દેશના મસ્તકને ઢઢોળ્યુ છે, જેનું પ્રમાણ સદીઓના ઊડાણમાથી બહાર આવતા રાષ્ટ્રીય સાહિત્યમા આજે પણ મળી રહે છે ગુપ્તયુગ ભારતીય સસ્કૃતિનો 'સુવર્ણયુગ' હતો બુદ્ધધર્મ અને ભાગવતધર્મે એ સમયે સ્પર્શાસ્પર્શની આ ભાવના પર ગભીર પ્રહારો કર્યા તે છતા બ્રાહ્મણધર્મમા એક પથ એવો પણ હતો જે અસ્પૃશ્યતાને જ ધર્મનો સાર માનતો હતો એ પથને અનુસરનારા ચૌક્ષ ભાગવત કહેવાતા અને તેઓ સ્પર્શાસ્પર્શની ભાવનાના હાઉથી ઘણા જ ભય પામેલા હતા 'ચતુર્ભાણી' નામના ગ્રથમા તેઓની ઘણી જ હાસી ઉડાવવામા આવી છે આ ઉપરથી જણાય છે કે એ યુગના સમાજમા પણ તેમને માટે લેશમાત્ર સહાનુભૂતિ ન હતી બીજી તરફ એ ભાગવતો હતા જેઓ ભગવાન વિષ્ણુને દરેક જીવત પ્રાણીના હૃદયમા રહેલા દિવ્ય તેજ રૂપે જોતા હતા અને જેઓની દૃઢ માન્યતા હતી કે ઈશ્વરને શરણે જવા માટેના દ્વારા સૌને માટે ખુલ્લા છે, આ લોકોના સાચા દૃષ્ટિકોણની ઘોષણા ભાગવતના આ શ્લોકમા મળી રહે છે

किरात हूणान्ध्र पुलिन्द पुल्कसा आभीर कङ्का यवना खसादय
यडेन्य च पापा यदुपाश्रयाश्रया शुध्यन्ति तस्मै प्रभविष्णवे नम ॥

અર્થાત્ કિરાત, હૂણ આન્ધ્ર, પુલિન્દ, પુલ્કસ, આભીર, કક (મધ્ય એશિયાની એક પરદેશી જાતિ) યવન અને ખસ, વગેરે જાતિઓના અને એમના જેવી અનેક જાતિઓના લોકો સમાજમા હીન માનવામા આવે છે જે ભગવાન વિષ્ણુના શરણમા જતા જ શુદ્ધ થઈ જાય છે, એવા શક્તિશાળી દેવાધિદેવ સર્વવ્યાપી નારાયણને વદન હો! ભાગવતોને આ પ્રયત્નમા કેટલી હદ સુધી સફળતા મળી એ એક ઐતિહાસિક છણાવટનો પ્રશ્ન છે

મહાભારતમા પણ નાગરાજ અને યુધિષ્ઠિરના સવાદના રૂપમા પણ ભાગવતોના આ દૃષ્ટિકોણનુ ઝીણવટભર્યું વર્ણન મળી આવે છે

અજગરે પ્રશ્ન કર્યો 'હે રાજન, બ્રાહ્મણ કોણ છે?'

યુધિષ્ઠિર 'હે નાગરાજ, સત્ય, દાન ક્ષમા, ચારિત્ર્ય, સહૃદયતા, તપ, દયા (તિરસ્કારનો અભાવ) જેનામા જણાય તે જ બ્રાહ્મણ છે'

નાગરાજને આનાથી સતોષ ન થયો એણે યુધિષ્ઠિરનો સાચો મત જાણવા પ્રશ્નનુ મુખ ફરી ખોલ્યુ, એણે કહ્યુ હે યુધિષ્ઠિર,

વિશ્વના ચાર વર્ણને પ્રમાણ તરીકે માનવામાં આવે છે શૂદ્રમા જો તમે ઉપર વર્ણવેલા સત્ય, દાન, સહૃદયતા, અહિંસા, દયા વગેરે ગુણો હોય તો શુ તે બ્રાહ્મણ બની જશે ?'

યુધિષ્ઠિર 'શૂદ્રના આચરણમા એ લક્ષણો હોય તો તે શૂદ્ર નથી રહેતો, તેમ જ બ્રાહ્મણમા જો તે લક્ષણો ન હોય તો તે બ્રાહ્મણ નથી રહેતો હે નાગરાજ ! જેનામા ચારિ ય (વૃત્ત) છે તે જ બ્રાહ્મણ છે જેનામા ચારિત્ર્ય નથી તે શૂદ્ર છે'

નાગરાજે વિચારોની અદર ધર્મરાજને ફરીથી આવરી લેતા કહ્યુ 'તમારા મતે જો ચારિત્ર્યથી જ બ્રાહ્મણ થવાતુ હોય તો પછી ચારિત્ર્યહીન કે કર્મહીન જાતિઓની કઈ કિંમત જ નથી રહેતી'

પ્રશ્ન સાધારણ નથી એ નાતજાતના વૃક્ષ પર હમેશાને માટે ઉગમવાવાળો કુહાડો છે આ તીક્ષ્ણ પ્રશ્નથી પણ યુધિષ્ઠિર મૂઝાયા નહિ એમણે એ જ ધીરજ અને સાહસથી ઉત્તર આપ્યો 'હે નાગરાજ, અહીં નાતજાત જેવુ છે જ કયા ? એવી કઇ જાતિ છે જેમા વર્ણનુ મિશ્રણ નથી થયુ ? વર્ણોના આ મિશ્રણને કારણે જ, મારા મતે, જાતિઓની યોગ્ય ઓળખની આ વાત ઉપસ્થિત કરવી જ નકામી છે એટલે જેઓ તત્ત્વદર્શી છે તેમના મતે તો ચારિત્ર્ય જ મુખ્ય છે જન્મ પછી વર્ણોના જાત-કર્મ વગેરે સસ્કાર કરવામા આવે, પરતુ જો કોઈમા ચારિ ય જ ન હોય તો હુ તો તેને 'વર્ણસકર'ની હાલતમા જ પડેલો માનીશ એટલે જ મે પહેલા કહ્યું કે જે વ્યક્તિમા શુદ્ધ ચારિત્ર્ય (સંસ્કૃત વૃત્ત) છે એ જ બ્રાહ્મણ છે (વનપર્વ-અજગર પર્વ અ ૧૭૭/૧૫-૩૨, પૂના)

શાર્દૂલકર્ણની કથા બૌદ્ધ દષ્ટિકોણનુ તારવેલુ નવનીત છે એમા બે પક્ષોના વિચારોનુ ઘર્ષણ બતાવવામા આવ્યુ છે એક તરફ વેદોના મહાપૂજારીની પુત્રી છે અને બીજી તરફ માતંગ અથવા અછૂત જાતિનો એક યુવક છે યુવતી યુવકના પ્રણયમા બધાઇ જઇને પોતાના હૃદયને સમર્પી દે છે વાત બનેના પિતા પાસે પહોચે છે એ વખતે સેકડો અને હજારો વર્ષથી જડ કરી ગયેલા વિચારો પર ગભીર પ્રહાર પડે છે આકાશની વીજળીના ચમકતા અગારની જેમ બે પરસ્પર વિરુદ્ધ વિચારો અથડાવા લાગે છે આજ શાર્દૂલકર્ણની કથાનો મહિમા છે એના લેખકે ઘણા જ સાહસથી નિષ્પક્ષપાતપણે તેમ જ સ્પષ્ટ નાટકીય શૈલીમા બને બાજુના વિચારોના અઘાત-પ્રત્યાઘાતને સ્તુતિપાત્ર રીતે રજૂ કર્યા છે કથા આ પ્રમાણે છે

એવુ સાભળ્યું છે કે એક વખત ભગવાન બુદ્ધ શ્રાવસ્તી નગરીના જેતવનમા વિહાર કરી રહ્યા હતા ત્યારે તીર્થજી આનદે ભિક્ષાપાત્ર હાથમા લઈને મહાનગરી શ્રાવસ્તીમા ભિક્ષા માટે પ્રવેશ કર્યો ભિક્ષામા મળેલુ ભોજન લઈને તેઓ કોઇ એક કૂવા પાસે પહોચ્યા તે જ સમયે કોઈ અછૂતની પ્રકૃતિ નામની કન્યા ત્યા પાણી ભરી રહી હતી આનદે તેને કહ્યું 'બહેન, પાણી પીવું છે' આ સાભળીને પ્રકૃતિએ કહ્યુ 'આનદ, હુ અછૂતની કન્યા છુ' આનદે જવાબ આપ્યો બહેન હુ તને તારા કુળ કે જાતિ વિષે નથી પૂછતો તુ પાણી આપીશ તો તે પીવા ચાહુ છુ'

અને અછૂત કન્યા પ્રકૃતિએ આનદને પાણી પીવડાવ્યું, આનદ તો પાણી પીધા પછી જેતવન ચાલ્યા ગયા, પરતુ તેમના શરીર, મુખ, રૂપ અને સ્વર પ્રકૃતિના મનમા વસી ગયા એ વિચારવા લાગી 'કઇ રીતે આર્ય આનદ મારા સ્વામી બને ?'

એ ચડાળોના વાસમા પોતાને ઘેર પહોચી અને ઘડાને એક બાજુ મૂકી માતાને કહેવા લાગી 'મા, સાભળ, ગૌતમબુદ્ધના

આનંદ નામના શિષ્ય છે. હું તેમને મારા પતિ બનાવવા ચાહું છું, શું તું મારે માટે એમને લાવી શકીશ?' મા બોલી: 'હા પુત્રી, હું જરૂર લાવી શકું. પછી ભલે તે ગમે તેવો સાધુ હોય, પરંતુ કૌશલ દેશનો રાજા પ્રસેનજિત ગૌતમબુદ્ધનો મહાન ભક્ત છે. જો તેને આ વાતની ખબર પડી જાય તો ચાંડાલકુલને મોટી હાનિ પહોંચશે. બીજી તરફ ગૌતમબુદ્ધ આસક્તિ વગરના છે, એમના પર બીજાના મંત્રોનો પ્રભાવ નથી પડતો.' માનાં આવાં વચનો સાંભળીને પુત્રી બોલી: 'સાધુ આનંદ મને નહિ મળે તો મારા પ્રાણ નહિ બચે.' માએ કહ્યું: 'પુત્રી તું તારા જીવનની રક્ષા કર, હું આનંદને લાવી આપીશ.' અને ચાંડાલ કન્યા પ્રકૃતિની માએ ઘરના આંગણાને લીંપીને મંત્રો વડે જાદુ શરૂ કર્યો. એની એ વિદ્યાથી આનંદનો જીવ ઉદાસ થઇ ગયો અને તેઓ વિહારથી નીકળીને ચાંડાલોના વાસ તરફ ચાલ્યા. એમને આવતા જોઈને માએ પુત્રીને કહ્યું: 'પુત્રી, જો આનંદ આવી રહ્યા છે, પાથરણું પાથર.' આનંદ પણ તેના ઘર પાસે આવીને ઓટા પર બેસી ગયા અને આક્રંદ કરતાં કહેવા લાગ્યા. 'હે ભગવાન, મારા પર દુઃખ આવી પડયુ છે, મને સંભાળો' આનંદનો આર્તનાદ સાંભળીને ભગવાન બુધ્ધે પોતાના મંત્રબળથી ચાણ્ડાલના મંત્રોને વ્યર્થ કરી નાખ્યા. તરત જ આનંદ ત્યાંથી વિહાર તરફ ચાલતા થયા. પુત્રીએ માને કહ્યું: 'મા સાધુ આનંદ તો પાછા જઈ રહ્યા છે' માએ કહ્યું: 'હા પુત્રી, બરોબર છે, આપણા મંત્ર કરતાં જ્ઞાની ગૌતમના મંત્રો વધારે શક્તિશાળી છે. આખાયે વિશ્વ પર એનો પ્રભાવ છે અને એને કોઈ મારી શકતું નથી.'

આનંદ વિહારમાં પહોંચીને ભગવાન પાસે બેસી ગયા. સવાર થતાં ચાણ્ડાલ કન્યા પ્રકૃતિ શ્રાવસ્તી નગરીના દરવાજા બહાર જઇને બેઠી અને આનંદના આવવાની રાહ જોવા લાગી. દૂરથી આનંદને આવતા જોતાં જ તેની પાછળ પાછળ ચાલવા લાગી. જ્યાં તેઓ રોકાતા ત્યાં તે પણ રોકાતી. કોઇ ઘરમાં આનંદ ભિક્ષા લેવા જતા તો તે બહાર ચૂપચાપ ઊભી રહેતી અને તેમના આવવાની રાહ જોતી. દીર્ઘજીવી આનંદ ચાણ્ડાલ કન્યા પ્રકૃતિને આ પ્રમાણે પોતાની પાછળ ફરતી જોઈને ઘણા જ ક્ષોભિત અને દુઃખી થઈને તુરત જ જેતવન પાછા ફર્યા અને ભગવાન બુદ્ધની સેવામાં ઉપસ્થિત થઈને કહ્યું: 'ભગવાન માતંગ પુત્રી, પ્રકૃતિ મારી પાછળ પાછળ આવે છે મને તેનાથી બચાવો!'

ભગવાને કહ્યું: 'ડરો નહિ આનંદ.' અને પ્રકૃતિને સંબોધીને કહ્યું: 'હે માતંગ કન્યા, તું ભિક્ષુ આનંદ પાસેથી શાની ઇચ્છા રાખે છે?' પ્રકૃતિએ કહ્યું: 'હું તેને મારા પતિ બનાવવા ચાહું છું.' ભગવાને પૂછયુ: 'તારા માતા-પિતાએ તને એ માટે રજા આપી છે?' તેણે કહ્યું: 'હા ભગવાન, મને એમણે રજા આપી છે.' ફરી ગૌતમે કહ્યું: 'મારી હાજરીમાં એ રજા મેળવ!' આ સાંભળતાં જ પ્રકૃતિ ભગવાન બુદ્ધને પ્રણામ કરીને ઘેરે ગઈ અને માતા-પિતા પાસે જઈને કહ્યું: 'હે પિતા, ગૌતમની પાસે આવીને તેમની હાજરીમાં મારું આનંદને દાન કરો.'

પ્રકૃતિના માતા-પિતા એને લઈને ભગવાન પાસે ગયા. ત્યારે ભગવાને પૂછયુ: 'શું તમારી કન્યાને આનંદ સાથે લગ્ન કરવાની રજા આપી છે?' બન્નેએ હા પાડી. એટલે ગૌતમે કહ્યું: 'તો તમે તમારી પુત્રી પ્રકૃતિને અહીં મૂકીને તમારા ઘરે ચાલ્યા જાઓ.' તેઓ ચાલ્યા ગયા પછી તેમણે પ્રકૃતિને પૂછયુ: 'શું તું આનંદને ચાહે છે?' પ્રકૃતિએ કહ્યું: 'હા ભગવાન ચાહું છું.' ભગવાને કહ્યું: 'તો તું પણ આનંદ જેવો વેશ ધારણ કર.' પ્રકૃતિએ કહ્યું: 'હું પણ આનંદ જેવો વેશ પહેરીશ. મને પણ દીક્ષા

આપો' ભગવાને તેની નિર્મળ મનોવૃત્તિ જોઇને કહ્યુ 'હે ભિક્ષુણી જાઓ બ્રહ્મચર્ય ધારણ કરો' આટલુ કહી તેમણે પ્રકૃતિને સિર મૂડન કરી, ગેરુઆ રગના વસ્ત્ર પહેરાવી ભિક્ષુણી બનાવી દીધી

શ્રાવસ્તી નગરીના બ્રાહ્મણ, ક્ષત્રિય વગેરે વર્ગોએ આ વાત સાભળી કે ભગવાન બુધ્ધે એક ચાણ્ડાલ કન્યાને દીક્ષા દીધી છે આ સાભળીને તેઓમા ખળભળાટ મચી ગયો તેઓ વિચારવા લાગ્યા 'શુ એક ચાણ્ડાલ કન્યા ભિક્ષુ, ભિક્ષુણી ઉપાસિકા કે ઉપાસક જેવુ આચરણ કરી શકશે? એ બ્રાહ્મણ તેમ જ મોટા મોટા ધનિકોના ઘરમા કઈ રીતે પ્રવેશ કરી શકશે' આ વાત કોશલના રાજા પ્રસેનજિતે પણ સાભળી એમને પણ એવી જ શકા ગઈ તેઓ ભગવાન પાસે આવ્યા અને વદન કરી એકાતમા બેસી ગયા શ્રાવસ્તીના બ્રાહ્મણ ક્ષત્રિય અને ગૃહપતિ પણ ભગવાનની પાસે બેસી ગયા એમના આવવાનો ઉદ્દેશ જાણીને ગૌતમે કહ્યુ તમે સૌ આ માતગ કન્યાની પૂર્વજન્મની વાત સાભળવા ચાહો છો? સૌએ 'હા' પાડયા પછી તેમણે વાત શરૂ કરી

અહીં સુધી તો આ વાર્તાની ભૂમિકા થઇ જેને કથાનો વર્તમાન કાળ કહી શકાય હવે વીતેલા સમયની અસલ કથા આ પ્રકારે શરૂ થાય છે

'હે ભિક્ષુ પૂર્વજન્મમા માતગોના રાજા ત્રિશકુ અનેક માતગો સાથે ગગા કિનારે રહેતા હતા ત્રિશકુએ પોતાના પૂર્વજન્મમા સાગોપાગ વેદો નિઘટુ, વ્યાકરણ તેમજ બીજા શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હતો એવા માતગરાજ ત્રિશકુને ત્યા શાર્દૂલકર્ણ નામના પુત્રનો જન્મ થયો ત્રિશકુએ પોતાના પુત્રને પણ વેદોનો અભ્યાસ કરાવ્યો પુત્ર યુવાન થતા પિતાને ઇચ્છા થઈ કે કોઇ ચારિત્ર્યવાન ગુણવાન અને રૂપવાન કન્યા સાથે આના લગ્ન કરુ એ સમયે પુષ્કરસારી નામના બ્રાહ્મણ અત્યત વિદ્વાન અને ધર્મિષ્ઠ હતા તેમને પ્રકૃતિ નામની પુત્રી હતી, જેનામા રૂપ, કુળ ચારિત્ર્ય, વગેરે તમામ ગુણો હતા માતગ રાજને થયુ 'મારા પુત્રના લગ્ન આ બ્રાહ્મણની કન્યા પ્રકૃતિ સાથે થાય તો તે જ મારા પુત્રને યોગ્ય પત્ની બની શકે' રાત્રે આ પ્રમાણે વિચારીને ત્રિશકુ સવાર થતા જ એક સુંદર રથ પર અનેક ચાણ્ડાલોને સાથે લઈ પુષ્કરસારી બ્રાહ્મણને ગામ પહોચ્યો અને ગામ બહારના સુમનસ્ક નામના બાગમા ઉતર્યો ત્યા બ્રાહ્મણ પુષ્કરસારી પોતાના શિષ્યોને વેદાભ્યાસ કરાવવા આવતા વહેલી સવારે તેઓ આવ્યા કે તુરત ત્રિશકુએ નિયમ પ્રમાણે તેમનુ સ્વાગત કરીને કહ્યુ 'મારે આપને ઘણી જ અગત્યની વાત કહેવાની છે આપ કૃપા કરીને આપની પુત્રી પ્રકૃતિનુ લગ્ન મારા પુત્ર શાર્દૂલકર્ણ સાથે કરી દો અને આપ જે મૂલ્ય ચાહો તે લઇ લો' આ સાભળી બ્રાહ્મણ પુષ્કરસારી ગુસ્સાથી લાલપીળા થઈ ગયા અને બોલ્યા 'હે ચાણ્ડાલ ધિક્કાર છે તને આ જાતના અશુદ્ધ વચનો મારા જેવા વેદજ્ઞને તારે ન કહેવા જોઈએ તુ નીચ ચાણ્ડાલ જાતિમા જન્મ લઇને વેદજ્ઞ બ્રાહ્મણનુ અપમાન કરવા ચાહે છે? હે અક્કલહીન, તુ તારુ પોતાપણુ નથી જાણતો અને પોતાને મહાન માને છે તુ વાળની અણી પર રાઇનો દાણો રાખવા ઇચ્છે છે તેમ જ હવાને પાશમા બાધવા માગે છે આવી ન કહેવા યોગ્ય વાત તારે કહેવી ન જોઇએ હુ દ્વિજ છુ નીચ અને ઊચનો સબધ ન થઈ શકે હે શૂદ્ર તુ લોકોની નજરમા તિરસ્કારને પાત્ર અને અધમ છે ચાણ્ડાલો ચાણ્ડાલ સાથે અને બ્રાહ્મણો બ્રાહ્મણ સાથે જ સબધ સ્થાપે છે બ્રાહ્મણ અને ચાણ્ડાલનો સબધ ન હોય!'

પુષ્કરસારીના આવા વચનો સાભળીને માતગરાજ ત્રિશકુએ જવાબ દીધો 'અજ વાળા અને અધારામા જેવો ભેદ આપ જુઓ

છો એવો ભેદ બ્રાહ્મણ તેમ જ બીજી જાતોમા મને દેખાતો નથી બ્રાહ્મણ આકાશ કે હવા માથી પેદા નથી થયા, કે ન તો એ પૃથ્વીને ચીરીને નીકળ્યા છે જેવી રીતે બ્રાહ્મણ ઉદર માથી જન્મ લે છે તેવી જ રીતે ચાણ્ડાલો પણ જન્મ લે છે કયા કારણસર તમે એકને ઊચ અને બીજાને નીચ માનો છો? બ્રાહ્મણનુ શબ પણ એજ પ્રમાણે અશુદ્ધ હોય છે જેવુ બધી જાતોનુ જે પાપમય કર્મો છે તે બ્રાહ્મણો પણ કરે છે ભયકર કૃત્યો કરતા હોવા છતા તેઓ પોતાને પવિત્ર કહ્યા કરે છે મારી નજરે તો બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર એ બધી માત્ર જ્ઞાતિઓની સજ્ઞાઓ છે સાચી રીતે તો માનવી માત્ર એક જ છે'

આ સાભળી પુષ્કરસારી વધારે ગુસ્સે થઈને કહેવા લાગ્યા 'જગતમા એક જ સામાન્ય જાતિ છે, જુદી જુદી નહી, આ તે વગર વિચાર્યે કહ્યુ જગતના આ વિભાગોની રક્ષા રાજ કરે છે ચાર વર્ણ છે જેને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર કહેવામા આવે છે લગ્નના ધર્મ પ્રમાણે બ્રાહ્મણને ચાર, ક્ષત્રિયને ત્રણ, વૈશ્યને બે અને શૂદ્રને માત્ર એક જ પત્નીનો હકક છે શૂદ્રનો પુત્ર શૂદ્ર જ હોય છે'

માતગરાજ ત્રિશકુએ કહ્યુ 'બધા મનુષ્યોના પગ, જાઘ નખ, માસ, પીઠ તેમ જ બધા ભાગ એકસરખા હોય છે રજ માત્ર પણ એક બીજા કરતા વધારે હોતા નથી એટલે ચાર વર્ણ માનવા એ યોગ્ય નથી જેમ રસ્તામા રમતા બાળકો માટીનો ઢગલો બનાવી તેના નામ રાખે છે કે 'આ દૂધ છે,' 'આ દહી છે,' 'આ ઘી છે' પરતુ તેમના કહેવાથી કઈ માટી અન્ન નથી બની જતી એવી જ રીતે માત્ર કહેવાથી ચાર વર્ણ ન થઈ શકે આખ, કાન, મોઢુ, માથુ, ડોક, હાથ, છાતી, પગ, અવાજ, રગ, એમા કોઈ ભાગ એવો નથી જે બધામા ન હોય, તો જાતિઓના આ નાના ભેદોનુ શું કારણ છે? બધા માણસો હાડકા અને ચામડીના બનેલા છે એમની ઇન્દ્રિયો અને પેટ એક જેવા છે તમને એમા જો તફાવત જણાતો હોય તો જણાવો જો તફાવત ન હોય તો વર્ણ ચાર છે એમ કહેવુ યોગ્ય નથી જેવી રીતે ગાય, ઘોડો, ગધેડો વગેરે પશુઓમા ચહેરો, મોઢુ, રગ, વગેરેનો તફાવત છે તેવી જ રીતે શું બ્રાહ્મણ અને શૂદ્રમા ફેર છે? જેમ આબો, જાબુડો, ખજૂરી વગેરે વૃક્ષોમા ફળ, પાદડા, ફૂલ વગેરેનો તફાવત છે, તેવો જ શું બ્રાહ્મણો અને શૂદ્રોમા પણ છે? જેમ ફૂલોમા રૂપ અને ગધનો તફાવત છે તેવો જ શું બ્રાહ્મણ અને શૂદ્રોમા છે? જરા યોગ્ય રીતે વિચારી જુઓ બ્રાહ્મણ અને શૂદ્રોમા જન્મનો મૂળ ભેદ શો છે? બધા તો કાળા ગોરા, કાણા, કૂબડા હોઈ શકે છે શું બ્રાહ્મણો એકલા જ સ્વર્ગમા જાય છે? બીજા નથી જતા? માત્ર જાતિની શી વિશેષતા છે? જે પહેલાના મનુષ્યો હતા તેમા બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર જેવો કોઈ ભેદ ન હતો બધા પરસ્પર સમાન દરજ્જાના અને એક હતા

આ પ્રકારના અનેક બુદ્ધિશાળી વિચારોની દલીલોથી અછૂત રાજા ત્રિશકુએ બ્રાહ્મણ પુષ્કરસારીને મૂગા કરી દીધા તેમણે સ્વીકાર કર્યો કે ચારિત્ર અને બુદ્ધિના ગુણ જ મુખ્ય છે, જાતિ નહિ સોનેરી યુગના સમાજમા આવી જાતના મૌલિક ચિંતનનો એક બળવાન પ્રવાહ વહેતો હતો એ સત્ય આ કથા પરથી સાબિત થાય છે

અતે બ્રાહ્મણ કન્યા પ્રકૃતિએ શાર્દૂલકર્ણ સાથે લગ્ન કર્યા [ ગાધીમાર્ગમાથી ]

*

# શ્રદ્ધેય જીવનની ઝાંખી

(શ્રી ધૂમકેતુના સંસ્મરણો)

દક્ષિણકુમાર જોષી

પ્રથમ દૃષ્ટિએ સફેદનો આભાસ આપતો સફેદ રંગ એ મેઘધનુષ્યના સાત રંગોનુ બનેલું મિશ્રણ છે. માનવ જીવનનુ પણ એવું જ છે.

સુખના, દુઃખના, આશાના, નિરાશાના, આનંદના, ઉદ્વેગના, ક્ષોભના ભિન્નભિન્ન ધબકારથી જીવાતુ ઉલ્લાસમય જીવન બાપુ જેવા સાહિત્યકારને મળી રહે છે. એમાં શ્રદ્ધા, શ્રમ અને નિષ્ઠા ભળે છે ત્યારે પોતે જીવનભરની ઉપાસના માની છે–તે સાહિત્યોપાસના એ બાપુના જીવનનો તાણો વાણો બની જાય છે.

અંતરમા સંઘરી રાખેલો વિષાદ એ સાહિત્યકારનુ, જીવનના કોઈ પર કલા સર્જકનુ અણમોલ ધન છે. એ એનુ પ્રેરણાબળ છે. એ મહામોલું ધન, સંઘરી રાખેલા સિક્કા ધનની જેમ, કેવા અને કેટલા પ્રમાણમા પોતાની સર્જન પ્રક્રિયામા ઉપયોગમા લેવું, એમા જ સર્જનની સિદ્ધિનો આધાર છે. વિષાદના ભારથી, સર્જનની પ્રક્રિયા દબાઈ જવી ન જોઈએ, જેને લાગણી વેડા કહી શકાય એમા રૂપાંતર થવું ન ઘટે. અંતરમા બેઠેલી લાગણી, પરિશુદ્ધ બની, તે બાપુ જેવા સાહિત્યકારનુ સર્જકબળ લેખી શકાય. પાણીમાં નાખેલી ફટકડી જેમ પાણીને પરિશુદ્ધ કરે છે તેમ જેને બીજા નામે જીવનની આત્મીયતા કહી શકાય એ જ મુખ્યત્વે બાપુના સાહિત્યનુ પ્રેરકબળ છે એક રીતે ગણો તો એને જીવનની નિકટતા, આત્મીયતાને રંગે રંગાએલી જીવન-સચ્ચાઇનો રંગ લેખી શકાય.

વિષાદના ભારથી એવું સર્જન ઘણા માને છે તેમ પછી લાગણીવેડાનો દોષ નથી ધરાવતું.

જીવનમાં આત્મજનોની આવી પડતી ચિર:વિદાય જે વિષાદ મૂકી' જાય છે તે એકાદ ટાગોર અને જીબ્રાનને સાહિત્ય સર્જન પ્રત્યે દોરી જાય છે. એવા સર્જનો અમર બને છે. બંગાળી નવલકથાકાર તારાશંકરે ચાળીશેક વર્ષો પહેલાં જે ઉત્તમ નવલિકાઓ સર્જી તે તેની પુત્રીની વસમી' વિદાયને જાણે અંજલિરૂપે મૂર્તિમન્ત કેમ કરી ન હોય તેવું લાગે છે!

માતાના મૃત્યુ પછી, ૧૯૧૦--૧૯૧૪ સુધી બાપુ કવિતા પ્રત્યે વળ્યા. અનેક કાલ્પનિક સંવાદો રચ્યા તે સમયમાં અંતરમાં સંઘરી રાખેલો વિષાદ તે વખતની રચાએલી કવિતામા જોવામા આવે છે.

મ્હારે ફરવુ પૃથિવી પટમા, સર્વ સૌંદર્ય જોવુ,
કિંતુ કોઇ મમ સ્વજન ના, જ્યા બધુ ચિત્ત કહેવુ!
મ્હારે ત્યારે ફરવુ સઘળે, ક્યાંય પાછુ ન જાવા,
વિશ્રાન્તિ શુ ઘડીભર, હવે ક્યાંય લેવી રહી ના?

.... ... . ....     .. . .     ... . ...     .. ..

ખોયું શુ મ્હે મમ હૃદયનું, એક વિશ્રામ સ્થાન?
કોઈ શુ ના સ્વજન અથવા હોય! મ્હારુ હવે તો!
ના દાઝે શુ જિગર જગમા, કોઈનુ હુ દુઃખી તો?
ના કોઇને જગત કડવુ, મૃત્યુ મ્હારુ થતા તો

તે સમયનુ 'હ'કાર–ન્હાનાલાલ કવિનો 'હ'કાર એ ઉત્તમ ગુજરાતીનો પ્રયોગ ગણાતું. ૧૯૧૬ની આ કવિતામાં તે સમયની જ જોડણી રાખી છે બાપુના હૃદયમાં બેઠેલી માતાની સ્મૃતિનુ સ્થાન બાપુની એક કવિતા ત્યાર પછીના ૧૯૩૩–૩૫ના સમયની, અમદાવાદમા લખાએલી તેની સાથે સરખાવવા

જેવી છે ઉપરની કવિતા. (થોડીક લીટીઓ અસ્પષ્ટ છે)

ન મોહ ઇચ્છા વવુ બે ઘડીની
ન શોક અથવા તજવા ઘડીની
પરંતુ જે બે પળ આહી ગાળું
ન કોઈને કો દી દુભાવનારૂં
ન વાકય વા કર્મ બને ય મારૂં
ને પુષ્પ જેવા જ સુગ્ંધ સ્થાને
સઈ ઘડી બે ઘડી શાંતિ માટે,
પાછી ફરી મા, મૃદુ શાંત સાદે
મને ભુલાવે ફરીને જગાવે.

.. ...... . . ... . .. . .

....... . ... . .. . ... .

તથાપિ એક શિશુ એ ભુલાતુ
ને માતાનુ સ્મિત મળી ફરીને સુહાતું.

પ્રથમ પુત્રી સંધ્યાના ૧૯૧૮ પછી અવસાન થતાં, બાપુ ટૂંકી વાર્તા પ્રત્યે વળ્યા હોય તેમ લાગે છે. પુત્રી વિરહની જગવિખ્યાત પોસ્ટ–ઓફિસની જેવી વાર્તા ત્યાર પછીના વર્ષોમાં પ્રગટે છે.

પુત્રી વિરહ બાપુની તે સમયની કવિતામા આ રીતે જોવા જેવો છે:

તુ મુજ દુઃખ વિશ્રામ, સુખમય હતી આ જીદગી
કલરવ તારો હાવ ! કર્યાં સૂણુ હું બાપલા !

.. .. ..... . . . ... . ... . .... .... .

ત્હે નામ પ્રમાણે હાય ! દગો દીધો કા બાપલા !
કોયલ ટુહુ કરી જાય, ટૂહૂકારો મનમા રમે

.. . .. .. .

સુર તવ હજુ સુણાય ચિત્તથી ખસે ન બાપલા !
મનહર નભનુ ધનુષ્ય રંગ પુરી કઇ અવનવા
રે તાળી દઈ વહી જાય કા કર્યું ત્યમ બાપલા !

એને અંજલિ આપતા થોડીક પ્રાપ્ત થતી કવિતાની લીટીઓ આ પ્રમાણે છે :

પ્રથાપ્યુ ગુસ રૂપ તાત ! ત્હારૂ હોજો બાપલા !
અનિલ હજો શુભમદ, નભરસ્તે હો બાપલા !
પ્રાણ ગયો તુજ પ્રાણ, ખાલી ખોખુ કાં રહ્યુ
પૂજ કોને પ્રાણ મૂર્ત વહી ગઇ બાપલા !

બાપુના સાહિત્યસર્જનને બે–ત્રણ તબક્કામાં વહેંચી નાંખીએ તો ૧૯૩૮ પછીનો સમય તે નવલકથા–સર્જનનો.

કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચન્દ્રાચાર્યનુ જીવન પૂરૂં કરવાનુ કાંઈક કપરૂં કામ બાપુને માથે લટકી રહ્યું હતું. કામ કપરૂં એ રીતે હતું કે શ્રીહેમચન્દ્રાચાર્ય મૃત્યુ વિષે આગાહી કરે છે એને બાપુ મહાન–પુરૂષો વિષે ઘણી વાર લોકવાયકા ચાલે છે તેવી એકાદ ગડભાંગ બાપુના મનને સતાવી રહી હતી. પરંતુ મહાકાળ ભગવાનનુ–જેને બાપુ ઘણી વાર વિધિનો સંકેત કહેતા હતા તેવું—અમારા ગોરધન' બાપાનુ તે સમયે અવસાન જાણે આ જીવન ચરિત્ર પૂરૂં કરવા માટે જ આવી પહોંચેલું ! બાપા વિષે ગોંડલના અમારા પડોશીઓ–ભરવાડ, કોળી, ખાટ, સુથાર, સુમરા, ઘાંચી, મોચી ખરખરે આવેલા ત્યારે બધાએ એક જ વાત કહેલી કે બાપાએ પોતાના મૃત્યુની આગાહી પંદર દિવસ પહેલા જ કરેલી ! બાપુને હૈયે આ વાત બેસી ગઈ : એક સામાન્ય અદનો માનવી, પોતાની જીવન સચ્ચાઈના જોરે પોતાનુ મૃત્યુ ભાખી શકે તો શ્રી કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચન્દ્રાચાર્યના મૃત્યુની આગાહી વિષે, શંકા – કુશંકાને સ્થાન જ કયા છે ?

શ્રી હેમચન્દ્રાચાર્યના જીવનમાંથી ગુજરાતના ઈતિહાસનું જે ભાથું મળ્યુ, જે સમયે બાપુને પિતાનો વિરહ સતાવી રહ્યો છે, તે જ સમયે ઐતિહાસિક નવલકથાઓ તરફ વળે છે તે એક સૂચક વાત છે. વિરહના ભારથી અકળાઇ જતા મનને સાંત્વન આપવા બાપુની સર્જક પ્રતિભા ગુજરાતના ઈતિહાસની સિલસિલાબંધ નવલકથાઓ આપી જાય છે !

જીવન પ્રત્યે, જીવનના પાત્રો પ્રત્યે, નાના મોટા પ્રસંગોમાં જીવન દર્શનની જે આત્મીયતા તન્મયતા બાપુના જીવનમાં વણાએલી તેમાંથી સાહિત્ય સર્જનોની સરવાણી ફૂટતી લાગે છે.

એ જીવન પ્રત્યેની એકાગ્રતા કેટલી હદ સુધી લંબાઈ શકે તેના બાપુના જીવનનો એક પ્રસંગ યાદ આવે છે

હિમાલયના પહાડી પ્રદેશમા, ત્યાના લોકમેળામા એક સમયે જોયેલુ એક પાત્ર, બાપુની કલ્પનાનો જબરો કબજો મેળવી લે છે એ ચિત્તત્રમા વણાએલુ પાત્ર, પોતાની એકાદ વાર્તામા મઢી લેવા બાપુ વ્યાકુળ બને છે મેળો તો હવે વિખરાઈ ગયો! એ જીવન્ત પાત્રનુ શુ નામ હશે–ખરૂ નામ શુ હશે–તેનો પત્તો મેળવવા હિમાલયની કેડીનો, ચૌદ પંદર માઈલનો, પહાડી પ્રવાસ બાપુ ખેડે છે! બાપુ જેને પોતાની એક ખાસિયત ગણાવતા, તે એ હતી કે કોઈ જીવન્ત વ્યક્તિને વાર્તામા મઢવાની હોય ત્યારે એનુ ખરૂ નામ શુ છે એનો પત્તો મળવો જોઈએ એ વાતનો એક શર બાપુએ એક લેખમા પણ કર્યો છે

ચૌદ પંદર માઈલનો વિકટ પ્રવાસ ખેડ્યા પછી, પાત્રનુ નામ મળતુ નથી એટલે બાપુની કલમને કલ્પનામા બેઠેલી વાર્તા હાથતાળી દઈને ચાલી જાય છે વાર્તા સર્જાતી જ નથી! આટલી હદ સુધી જીવન પ્રત્યેની આત્મીયતા બાપુએ કેળવી જાણી હતી!

એક રીતે જોઈએ તો એ બાપુનો વાર સાગત ગુણ હતો એ સમજવા અમારા બાપા (દાદા)ના જીવન સુધી ડોકિયુ કરવુ પડે એમા અતિથિ સત્કારની જે ભાવના આજે લુપ્ત થઈ ગઈ છે, જીવનની આત્મીયતા આપણે ખોઈ બેઠા છીએ તેનો કાઈક અણસાર મળી જાય છે

વીરડિયા કણબીનુ ગોરપદુ અમારા બાપા કરતા તે સમયની ચાળીશેક વર્ષ પહેલાના સમયની વાત છે ગોડલ ગામે આજુના ઉમરાળી ગામથી સધ્યા ટાણે અમારે ઘેર ગાડુ લઈને એ કણબી આવી પહોચે છે ડેલીની બહાર બાપા માળાના જાપ કરતા બેઠા છે

ત્યા કણબી યજમાનને આવેલા જોઈને બાપા હર્ષના આવેશમા બોલી ઊઠે છે

'લે અરજણ તુ આવી ગ્યો!"

હજી તો આવનાર ઘરમા બેસે તે પહેલા જ તેના માટેનો વાળુનો પ્રબધ કરવા માટે બાપા તલપાપડ થતા હોય છે "અરે! ગગા! દક્ષણુ!

'તારી માને કે'જે આગ્રા મોણુ વાળા રોટલા ટીપી નાખે! તેલ-મરચાનું રહાવાળુ રીંગણાનુ શાક બનાવી નાખજે ને રોટલા ઉપર રેડવા ઉપરથી માળિયમાથી તાજી તાવણનુ ઘી ને ગ'ળ આપજો!"

ત્યા તો અરજણ કણબી ગાડામાથી ઉતારીને બે ગોળના માટલા બાપ આગળ મૂકે ત્યારે પાછા એને ધાબડીને બાપા બોલે! ખરો માળો બકડો! ગયું વરહ શશી ગયું પણ આ માણી કુદરતે આ વખત લાવો' લા આપી મરખુ કરી દીધુ તુ ગઈ સાલ નકામો ઢીલો થઈ ગ્યો 'તો ઇ તો નબળુ સબળુ એમ જ ચાલ્યા કરે! બધા વરહ થોડાક સરખા જાય છે!'

બાપુ એ સમયે ત્યા હાજર હોય એટલે ગાડાના બળદને ખવરાવવા માટે નદીને સામે કાઠે જઈને કડબ લઈ આવવાનુ બાપુને કહેતા દક્ષણુને હારે લેતો જા એટલે બે પૂળાઈય ખલે નાખતો આવશે! હુ તો પરામા ઘાચીની ઘાણી ઉપરથી ખોળ મણેક હમણા ફાળિયામા બાધીને લઇ આવુ"

જીવન પ્રત્યેની આત્મીયતા આવી કાઈક નાની વાતોમા સમાયેલી હોય છે બિલાડીના ટોપની જેમ એક રાતમા એ કાઈ ઊગી નીકળતી નથી એ તો જીવનમા રગે રગમા વ્યાપેલો ગુણ છે

એમા દોષ આપણો નથી જીવનના બદલાતા મૂલ્યાકનોએ આપણા જીવનમા માનસિક અને આર્થિક દરિદ્રતા આપી છે ત્યારે આવું એકાદ દૃષ્ટ જો જીવન પ્રત્યે નિષ્ઠા પ્રગટાવવામા મદદરૂપ થાય તેવુ હોય તો તો નોધવા જેવી વાત લાગે છે

ઠાકુર અનુકૂલચંદ્રજી એક વખત કલકત્તામાં હરિતકી બાગાનમાં ઊતર્યા હતા તે અરસામાં પ્રખ્યાત કવિરત્ન હેમચંદ્ર તેમને ખૂબ દારૂ ઢીંચીને મળવા આવ્યા અને લથડિયાં ખાતાં ઠાકુર સમક્ષ પહોંચતાવેંત બોલ્યાઃ 'સાંભળો છો ઠાકુર, મેં દારૂ પીધો છે.'

પોતાની કરુણતાપૂર્ણ દષ્ટિ હેમકવિ પર ઠેરવીને ઠાકુરે મધુર સ્વરે જવાબ આપ્યોઃ 'તેથી શું થયું ભાઈ? દારૂ તો તમે પીધો છે, દારૂએ તમને પીધા નથી ને?'

આ ઉત્તર સાંભળી હેમચંદ્ર ગળગળા થઈ ગયા અને બોલ્યાઃ 'મને આવી દશામાં જોઈને આપને મારી પ્રત્યે ઘૃણા નથી થતી?'

'ના રે ના. ઘૃણા શા માટે કરું? જમણા હાથમાં ઘા થયો હોય તો શું ડાબો હાથ ઘૃણા કરે છે?'

ઠાકુરના આ પ્રેમપૂર્ણ શબ્દો સાંભળી હેમચંદ્રનો અંતરનો સદ્ભાવ જાગ્રત થઈ ગયો અને તેમણે શીઘ્ર કવિતા રચી, તત્કાળ ઠાકુર સામે ગાઈ સંભળાવી. પોતાના હૃદયની એ પ્રાર્થનાની બાર પંક્તિઓમાંની છેલ્લી બે ગાતાં તેમણે પ્રાર્થ્યું', 'પ્રભો દીનબન્ધો! શું હું એકલો અટૂલો દુઃખના અંધકારમાં સબડયા કરીશ? મારી આ દયાપાત્ર દશામાં શું કોઈ મને સ્નેહના દાન નહિ દે?' આ પંક્તિઓ ગાતી વખતે હેમકવિની આંખમાંથી ચોધાર આંસુ સરવા લાગ્યાં; ત્યાં હાજર રહેલા સૌની આંખો અશ્રુભીની થઈ.

દયામય અનુકૂલચંદ્રજી પ્રેમવિહ્વળ બનીને ઊઠયા અને દોડીને હેમકવિને ભેટી પડયા. એટલે હેમકવિ બોલી ઊઠયાઃ 'નહિ નહિ, ઠાકુર મને આપ ના અડશો. હું ગળાબૂડ દારૂ પીને આવ્યો છું, મારા કપડાંલત્તાં અને આખા શરીરમાંથી દારૂની બદબો આવી રહી છે. મારા સ્પર્શથી આપનું પવિત્રશરીર મ્લાન થઈ જશે. મારી ઘૃણા કરો. મારા પર થૂંકો.'

પરંતુ ઠાકુરે એમને છોડયા નહિ અને તેમને વધારે દબાવતા બોલ્યા 'ઘૃણા કોની કરું? શા માટે કરું? પરમ પિતાના રાજ્યની ગંદકી કાઢવી એ મારું કામ છે; થૂંકવાનું મારું કામ નથી. તમારી ઘૃણા કરી હું ક્યાં જાઉં? કોને ગળે લગાવું?'

અનુકૂલચંદ્રજીના આવા સહૃદય વર્તનથી હેમચંદ્ર વિહ્વળ સ્વરે બોલવા લાગ્યાઃ 'આપ મને અડયા! જેને બધા દૂર, દૂર છી–છી કરે છે તેને આપે આલિંગન કર્યું? આપની જેમ જીવનમાં કદી મને કોઈએ પોતાનો સમજીને અપનાવ્યો નથી. દારૂ ખરાબ ચીજ છે, તે છોડી દો એમ બધા જ મને કહે છે. વારુ! ઠાકુર! શું હું નથી સમજતો કે દારૂ ખરાબ ચીજ છે? તેની વિરુદ્ધ શું હું પોતે કોઈનાથી ઓછો ઉપદેશ આપી શકું તેમ છું? મારામા એ છોડવાની શક્તિ હોત તો જોઈએ શું? લોકો આ મોટી વાત કેમ સમજતા નહિ હોય?'

હેમચંદ્રના હૃદયના સંતાપ પર શાંતિનો પ્રલેપ લગાડતાં ઠાકુરે કહ્યુંઃ 'ના ભાઈ, કોઈના કહેવાથી તમારે શા માટે દારૂ છોડી દેવો? તમે પીઓ, ખૂબ પીઓ, ગળા સુધી પીઓ. માત્ર આટલું ધ્યાન રાખજો દારૂ તમને પી ન જાય!'

આ શબ્દો સાંભળીને હેમચંદ્ર હસીને બોલ્યાઃ 'આવું હો છો એટલે તો આપ સારા લાગો છો.'

પછી તો હેમચંદ્ર ઠાકુરશ્રી જોડે તેમના આશ્રમમાં ગયા. ત્યાંયે ઠાકુરે તેમને દારૂ મંગાવી આપવાની વ્યવસ્થા કરી આપી આથી ઠાકુર તથા આશ્રમની લોકો નિંદા કરવા લાગ્યા અને વર્તમાનપત્રો પણ આશ્રમની બદનામી કરવા માંડયાં, પરંતુ ઠાકુરે પોતાનો પ્રેમમાર્ગ ન છોડયો તે ન જ છોડ્યો.

આખરે એક દિવસ ઠાકુરે પોતે પોતાના હાથે પ્યાલી ભરીને હેમચંદ્રને દારૂ પીવા આપ્યો. આદતને લીધે હેમકવિ એ ગટગટાવી ગયા પણ આખી રાત ઊંઘ આવી નહિ બીજી સવારે તે ઠાકુર પાસે જઈ પોતાનું હૃદય ઠાલવતાં બોલ્યા : 'ઠાકુર! દારૂ પીતો હતો હું અને બદનામ થતા હતા આપ અને આપનો આશ્રમ...જેમના શ્રીચરણોમાં બેસીને સૌ કોઈ અમૃતપાન કરવા આવે છે એવા અમૃતદાતાને હું જીવનવિનાશક શરાબ પીને બદનામ કરું છું! આટલું જ નહિ પણ હવે તો આપના અમૃતમય હાથે શરાબ પીવા લાગ્યો! નહિ નહિ, આજથી હું કદી શરાબને અડકીશ નહિ.'

*

ઇરાન અને મધ્ય એશિયામા પોતાને ખુદા–પરમાત્મા માનનાર વેદાંતીઓ જેવા સંતોની બૂરી ગત થતી.

એવા એક બ્રહ્મજ્ઞાનીને ખલિફા પાસે પકડી આણવામા આવ્યો. ખલિફાએ તેને કહ્યું, 'ગઇ સાલ એક જણ પોતે ખુદાનો પેગંબર હોવાનો દાવો કરતો આવ્યો હતો, તેને અમે ફાંસી દીધી હતી.'

પેલા બ્રહ્મજ્ઞાનીએ જવાબ આપ્યો, 'બહુ સારું કર્યું; કારણ કે ગઇ સાલ કોઇને મેં મારા પેગંબર તરીકે પૃથ્વી ઉપર મોકલ્યો ન હતો!'

*

ઉમર થઇ હોવાથી એક બુઢ્ઢો બહુ વાંકો વળી ગયો હતો તેને જોઇને એક મશ્કરા જુવાને કહ્યું, "ચાચા, નીચા નમી કંઇ ખોવાયેલુ શોધતા લાગો છો!"

"હા બેટા, જુવાની ખોવાઇ ગઇ છે, તે હુ શોધુ છુ!" બુઢ્ઢાએ જવાબ આપ્યો.

*

એક બુઢ્ઢાને કમાનની પેઠે નીચો વળી ગયેલો જોઇ એક જુવાને તેને પૂછયુ "આવું સુંદર કામઠું શી કિંમતે મળે?"

"બેટા, ધીરજ રાખીશ તો તને એ મફત જ મળશે!" બુઢ્ઢાએ જવાબ આપ્યો.

*

સાદીએ એક મિત્રને પૂછ્યું, "ભાઇ, જુવાનીમા તો તુ ખાસો ગોરો હતો: આ બળેલા રોટલા જેવો કાળો કઇ રીતે બની ગયો?"

"અરે, મારા ચહેરાએ પોતાની વીતી ગયેલી સુંદરતાના શોકમા કાળાં વસ્ત્ર ધારણ કર્યા છે!" મિત્રે જવાબ આપ્યો.

*

તબ્રિઝની મુલાકાતે ગયો હતો ત્યારે સાદીને તેની કોમ વિષે પૂછવામાં આવ્યું. 'હું શિરાઝી છું,' તેણે જવાબ આપ્યો.

"આ શિરાઝીઓનો શા રાફડો ફાટ્યો છે! તબ્રિઝમાં કૂતરાંઓ કરતા શિરાઝી વધુ છે."

સાદીએ જવાબ આપ્યો, "નવાઇની વાત! કારણ કે શિરાઝમાં તબ્રિઝી કૂતરા કરતાં ઓછા છે!"

# ક્રાંતિની ચિનગારી

રશ્મિન મહેતા

"હિન્દુસ્તાન સ્વતત્ર થાવ
હિન્દુસ્તાનમા ગણતત્રની સ્થાપના જરૂર થાવ
હિન્દુસ્તાનીઓ એક બનો
હિન્દુસ્તાનની પોતાની એક સર્વમાન્ય ભાષા હોવી જોઈ એ"

આ શબ્દો છે એક મહિલાના, દેશભક્ત મહિલાના, અને તે પણ મૃત્યુથી પહેલા ઉચ્ચારાયેલા

એ મહાન દેશભક્ત મહિલાનુ નામ હતું શ્રીમતી ભિખાઈજી કામા એમનો જન્મ ઇ સ ૧૮૬૧મા થયો હતો

ભારતના ત્રિરગી રાષ્ટ્રધ્વજની કલ્પના સૌ પ્રથમ એમને આવી હતી અને તે પણ વિદેશની ધરતી ઉપર રાતોરાત તેમણે પોતાની કિમતી સાડીઓ ફાડીને એમાથી રાષ્ટ્રધ્વજ બનાવ્યો હતો અને ૧૯૦૭ના ઓગસ્ટ માસમા જર્મનીમા આવેલા સ્ટૂટગાર્ટમા હેર સિગરના પ્રમુખપદ હેઠળ મળેલી 'વર્લ્ડ સોશિયાલિસ્ટ કોંગ્રેસ'મા એ ધ્વજ ફરકાવ્યો હતો

એ ધ્વજ ફરકાવતા એમણે કહ્યુ હતું કે આ તો કામચલાઉ રાષ્ટ્રધ્વજ છે સ્વતત્ર ભારતનુ બધારણ જે ધ્વજ ઠરાવશે તેને અમે માન્ય રાખીશુ

એમણે બનાવેલા પ્રથમ રાષ્ટ્રધ્વજમા ત્રણ રગો હતા ઝગઝગતો લાલ રગ શક્તિ, કેસરી રગ વિજય અને લીલો રગ ધૈર્ય અને ઉત્સાહના પ્રતિક તરીકે તેમણે વાપર્યો હતો

સૂર્ય અને ચદ્રની આકૃતિ પણ એ એ ધ્વજમા વાપરવામા આવી હતી કેસરી રગની પટ્ટીમા આઠ તારા પણ ચોઢયા હતા

શ્રીમતી કામાએ જ્યારે સ્વતત્ર ભારતના પ્રતીક તરીકે એ રાષ્ટ્રધ્વજ ફરકાવ્યો ત્યારે એ અધિવેશનમા હાજર રહેલા પાચસોથી છસો જેટલા વિદેશી પ્રતિનિધિઓએ પણ ઊભા થઈને ધ્વજને વદન કર્યું હતું

એ અધિવેશનમા ભારતના પ્રતિનિધિ તરીકે માત્ર બે જ વ્યક્તિઓએ ભાગ લીધો હતો અને તે બને ય ગુજરાતી હતા ગુજરાત તેનુ ગૌરવ લઈ શકે છે એ બે ગુજરાતીઓમા એક હતા શ્રીમતી ભીખાઇજી કામા અને બીજા હતા બેરિસ્ટર સરદારસિંગજી રાણા

ભિખાઇજીમા પહેલેથી જ દેશભક્તિની તીવ્ર ભાવના હતી એટલે જ એ કહેતા હતા કે 'અત્યાચારનો સામનો કરવો એ ઈશ્વરની આજ્ઞા માનવા બરાબર છે" એમનામા અદમ્ય ઉત્સાહ હતો પોતાના દેશવાસીઓ માટે એમના દિલમા ખૂબ જ માન હતું અગ્રેજોની ગુલામીમાથી ભારતીય પ્રજાને મુક્ત કરવાની એમને ખૂબ ધગશ હતી એ માટે વિદેશી ધરતી પર રહીને પણ એમણે જોરદાર ઝુબેશ ચલાવી હતી

એ મહાન ઝુબેશ ચલાવવા બદલ એમને બહુ ભારે કિંમત ચૂકવવી પડી હતી એમણે કદી પોતાના કથળતા જતા સ્વાસ્થ્યની ચિતા કરી નહોતી એટલુ જ નહિ પરતુ પોતાના સાસારિક ગૃહસ્થ જીવનનું પણ બલિદાન આપ્યુ હતું

લગભગ ત્રીસ વર્ષ સુધી એ વિદેશોમા જ રહ્યા હતા અલબત્ત, પોતાની તબિયત સુધારવા માટે જ એ મુબઈ છોડીને વિદેશ

ગયાં હતાં. "કામા ઓરિએન્ટલઇન્સ્ટિટયુટ"ના સંસ્થાપક શ્રી કે. આર. કામાના સુપુત્ર શ્રી રુસ્તમ કામા સાથે તેમનું લગ્ન થયુ હતુ. ચાર સંતાનોની માતા બન્યા પછી એમની તબિયત લથડી હતી. આથી ડોકટરોની સલાહ માનીને તેઓ પોતાની તબિયત સુધારવા ઇંગ્લેન્ડ ગયાં.

મધ્યમવર્ગના પારસી કુટુંબમાં ૨૪મી સપ્ટેમ્બર ૧૮૬૧ને રોજ જન્મેલા ભીખાઇજીને નાનપણથી જ દેશની પરતંત્રતાનું એમના દિલમાં ઊંડું દુઃખ હતુ. અલેકઝાંડ્રા ગર્લ્સ સ્કૂલમાં તેમણે શિક્ષણ લીધેલું તેમના પિતા સોરાબજી ફરામજી પટેલ વેપારી હતા

રાણી વિકટોરિયાના એ યુગમાં સ્ત્રીઓ સ્વાધીનતા ભોગવતી નહોતી રાજકીય જીવનમાં તો તેઓ ભાગ્યે જ ભાગ લઇ શકતી હતી. એવા જમાનામાં શ્રીમતી ભીખાઇજીએ જે કામગીરી બજાવી તે ખરેખર પ્રશંસાપાત્ર છે

સામાજિક કાર્યોમાં પણ એમને પહેલેથી જ રસ હતો. એટલે તો તેમણે સ્ત્રી–સંગઠનની પ્રવૃત્તિ ચલાવી. રોગીઓની સેવાનુ કામ ઉપાડયુ. એમણે લોકોને આઝાદી મેળવવાની જરૂરિયાત પોતાની જોશીલી જબાનમા સમજાવી 'અખિલ ભારતીય રાષ્ટ્રીય કોંગ્રેસ"ના પ્રથમ અધિવેશનમા પણ તેમણે ઉત્સાહપૂર્વક ભાગ લીધો હતો.

તબિયત સુધારવા ઇંગ્લેન્ડ ગયેલા ભિખાઇજીએ પોતાના ઓપરેશન પછી આરામ લેવાને બદલે ક્રાંતિકારીઓનો સંપર્ક સાધ્યો સૌ પ્રથમ તેઓ જાણીતા ક્રાંતિકારી શ્રી શ્યામજી કૃષ્ણ વર્માને મળ્યા. એ મુલાકાતે દિલમા સુષુપ્ત હાલતમા પડેલી ક્રાન્તિની ચિનગારીને આગમા પલટાવી દીધી. ક્રાન્તિની જ્વાલા જલી ઊઠી.

પછી તો જાણીતા 'હાઇડ પાર્ક'મા ભિખાઇજીની વાણીમાંથી તણખા ઝરવા લાગ્યા. એમને સાંભળનારાઓ આશ્ચર્યમુગ્ધ બની જતા. કારણ કે એ આગઝરતી વાણી હતી એક સ્ત્રીની; એક પરાધીન દેશની મહિલાની.

ભિખાઇજીનાં દેશદાઝભર્યાં ભાષણોથી અંગ્રેજ સત્તાવાળાઓ રોષે ભરાયા. એમણે ભિખાઇજીને બ્રિટનમાંથી હાંકી કાઢવાની ધમકી આપી. પણ એમ ધમકીઓથી શાંત થઈ જાય એવી કાચી માટીની આ મૂર્તિ નહોતી.

તક મળતાં જ ભિખાઈજી ઈંગ્લિશ ચેનલ ઓળંગીને ક્રાન્તિની ભૂમિ ફ્રાન્સમાં પહોચી ગયાં. ત્યા તેમણે લાંબો વસવાટ કર્યો એમનુ ઘર ક્રાન્તિકારીઓ માટે પ્રવૃત્તિનુ કેંદ્ર બની ગયુ કેટલાયે ક્રાન્તિકારીઓને એમણે આશરો આપ્યો બનતી મદદ કરી.

૧૯૦૫મા શ્રીમતી કામાએ પેરિસમાંથી 'વંદેમાતરમ્' નામનુ અંગ્રેજી અઠવાડિક શરૂ કર્યું. તેમા તેમણે તીખા અને તમતમતા લેખો લખ્યા. દસ વરસ સુધી તેમણે એ અઠવાડિક ચલાવ્યુ અને ભારતમાના બ્રિટિશ વહીવટની ટીકા કરવા એ મુખપત્રનો તેમણે બહુ ઉપયોગ કર્યો એ સામયિક દ્વારા તેમણે ભારતની આઝાદીની માગણીના અવાજને વધારે બુલંદ બનાવ્યો પાંચગથી એ સાપ્તાહિક જીનિવાથી પ્રગટ કરવામા આવતું હતુ. એ સામયિકથી વિદેશોમા બહુ સારી છાપ ઊભી થઇ જેમ જેમ એ સામયિકનો ફેલાવો વધતો ગયો તેમ તેમ સમસ્ત યુરોપના ક્રાંતિકારીઓ પણ ભિખાઇજીને મળવા આવવા લાગ્યા. એ ક્રાંતિકારોના દિલમા ભારતની આઝાદીની માગણી પ્રત્યે સહાનુભૂતિ જગાવવામાં "વંદેમાતરમ્"એ બહુ મોટો ભાગ ભજવ્યો.

ધીમે ધીમે ફ્રેન્ચ ક્રાન્તિકારીઓ ઉપરાત રશિયન ક્રાંતિકારીઓએ પણ ભિખાઇજીને મદદ કરવા માડી.

યુરોપના બીજા દેશોનો પ્રવાસ ખેડીને ભિખાઈજીએ વિદેશોમાં ભારતનુ દષ્ટિબિંદુ સમજાવ્યુ. એ જ્યાં જ્યા ગયાં ત્યાં દેખાવમાં દૂબળી–પાતળી છતાં દઢ મનોબળ અને પ્રબળ ઈચ્છાશક્તિ ધરાવનાર આ ક્રાંતિકારી ભારતીય મહિલાએ સૌનુ ધ્યાન ખેંચ્યુ. સૌની સહાનુભૂતિ જીતી લીધી અને એમ વિદેશોમાં પણ ભારતવાસીઓની ન્યાયી માગણી પ્રત્યે અનુકૂળ મત કેળવાતો ગયો.

આ બધું અંગ્રેજો સહન કરી શકયા નહિ. એ સમય હતો પ્રથમ વિશ્વયુદ્ધનો. ચારે બાજુએથી યુદ્ધનુ દબાણ વધી રહ્યું હતું. બ્રિટિશ સરકારે વારવાર શ્રીમતી કામાને સોપી દેવા માટે માગણી કરી હતી, પરંતુ ફ્રાન્સની સરકારે એ માગણીને અવગણી હતી. એટલું જ નહિ પણ અંગ્રેજોનો રોષ વહોરી લઈને પણ ફ્રાન્સની સરકારે ભિખાઈજીને આશ્રય આપ્યો હતો.

છેવટે સંધિ થઈ. એ વખતે શ્રીમતી કામાની વય ૭૦ વર્ષની થઈ હતી. શરીર સાવ લથડી ગયુ હતું. એટલે બીમાર હાલતમાં ભિખાઈજી સ્વદેશ પાછાં ફર્યાં. સ્ટ્રેચર પર સુવાડીને સીધાં જ એમને ઇસ્પિતાલ લઈ જવામાં આવ્યાં. થોડાક મહિના પછી ૧૯૩૬ના ઓગસ્ટ માસમાં, મુંબઈની એક ઇસ્પિતાલમાં તેઓ અવસાન પામ્યાં.

મરતાં મરતા તેમણે પોતાના અંતેવાસીઓને કહ્યું હતું: "અન્યાયી સત્તાના ટુકડે ટુકડા કરી નાંખવાની પ્રભુની આજ્ઞાને માથે ચડાવજો."

પોતાની સમાધિ પર તેમણે આ શબ્દો લખાવવાની ઈચ્છા દર્શાવી હતી: "જે પોતાની સ્વતંત્રતા ગુમાવે છે, તે પોતાનુ ચારિત્ર પણ ગુમાવી દે છે."

વિદેશોમાં રહીને પણ શ્રીમતી ભિખાઈજી કામાએ ભારતીય સ્વાતંત્ર્ય-સંગ્રામને વેગ આપવા માટે જે ફાળો આપ્યો તેની યાદમા—

આજે નમાવી શિશ સો સો વાર
ધરીએ ફૂલ અમે આસુભીના.

*

પરદેશ ભણીને આવેલો એક વણિક યુવાન કન્યા જોવા જતો હતો. કન્યા સહેજ શ્યામ હતી, ભણેલી ને સસ્કારી તો હતી. પણ મા–બાપના મનમા ડર તો હતો કે રંગને લીધે એ નાપસદ થશે. એમણે પોતાના મિત્રને મૂઝવણ કહી. મિત્ર વ્યવહારકુશળ હતો, કન્યા અને કન્યાના પિતા માટે લાગણી ધરાવતો હતો. એણે એ આખી બાબત પોતાના હાથમા લઇ લીધી. કન્યાને જોવા જતા પહેલા એણે એ યુવાનને પૂછ્યું: 'તુ ત્યા જઈને શુ જોશે?'

જવાબ મળ્યો: તારી શી સલાહ છે?' મિત્રે સલાહ આપી: 'હું તો એટલુ કહુ કે ચમાર હોય તે ચામડ જુએ ને વાણિયા હોય તે સંસ્કાર જુએ. તુ એ રીતે પરીક્ષા કરજે.' મિત્રની સલાહ સફળ નીવડી.

*

ગામમા માખીનો બહુ ત્રાસ. સૂતા, બેસતાં, જમતા, માખી એવી હેરાન કરે કે લોકો ત્રાહિ ત્રાહિ પોકારી જાય. એનો લાભ લઇ, નવો વેપાર ખેડવા કોઈએ જાહેરાત કરી. 'માખીનો ત્રાસ દૂર કરવા ચાર આનાની ટિકિટ ચોડી અમને પૂછાવો.' ટપાલનો તો દરોડો પડ્યો. ચાર ચાર આનાની ટિકિટો સાથે સંખ્યાબંધ કવરો આવી પડ્યાં. પેલા વેપારીએ પાચ નવા પૈસાના કાર્ડમાં છપાવ્યુ 'જમણે હાથે જમો, સાથે ડાબે હાથે માખી ઉડાડો!' ને એ કાર્ડ સૌને મોકલી આપ્યા!

# મુલક માગ્યા મેહનો

બિંદુ મિશ્રા

કલિંગ દેશમા કારમો દુષ્કાળ પડયો. લોકોએ છેવટ રાજા પાસે દુષ્કાળ નિવારણ માટે ધા–પોકાર પાડયા. પણ રાજા વરસાદ કયાથી વરસાવે ? રાજાજીએ તપાસ કરાવી ગુરૂજનોનો દરબાર ભરીને પૂછયું કે શુ કરીએ તો વરસાદ વરસે ?

ત્યારે વૃદ્ધજનોએ જણાવ્યુ કે "હે રાજા ! આગળના યુગમા રાજા શીલવત બને, પીડિતોના દુ:ખ દૂર કરે, ઘાસની પથારી પર સાત દિવસ સૂએ ત્યારે વરસાદ વરસતો."

રાજાએ તો વાના માતર કર્યા પણ વરસાદ તો ન આવ્યો. ફરી સૌને પૂછતા સલાહ મળી કે "કુરૂદેશનો હાથી શુકનવતો છે. એને હાથ કરો તો વરસાદ વરસે"

પણ કુરૂરાજને હરાવ્યા સિવાય હાથી મળે ? છેવટ નાગડો રચીને બ્રાહ્મણ પાસે દાનમા હાથી મગાવ્યો તો ય વરસાદના વાવડ ન મળ્યા

કલિંગરાજને ગુરૂજનોએ સલાહ આપી કે કુરરાજ પંચશીલ પાળે છે એથી તેના દેશમા વરસાદ વરસે છે માટે પંચશીલની માગણી કરો.

રાજાએ તો પાડતો ને રાજપુરુષો સાથે હાથી પાછો મોકલાવ્યો ને સોનાની પાટી કુરૂરાજને મોકલી કે 'આ સુવર્ણ પાટી પર આપના પંચશીલ લખી મોકલો, જેનુ પાલન કરીને અમે અમારા દેશમા વરસાદ વરસાવી શકીએ."

કુરરાજે કલિંગના વિદ્વાનોને કહ્યુ કે "પંચશીલનું પાલન કરતા મારાથી એક દોષ અચરાઈ ગયો છે કાર્તિકી મેળામા ચાર દિશાએ બાણ છોડતા એક બાણ સરોવરમા પડતા જરૂર કોઇક જળ પ્રાણીની હત્યા થઈ ગઇ હશે, એટલે મે પંચશીલનુ પરિપૂર્ણ પાલન નથી કર્યુ પણ મારા મા પંચશીલનુ અખંડ પાલન કરતા આવે છે એના પાસે જાઓ."

કલિંગના પ્રતિનિધિઓ તો કુરૂ દેશના રાજમાતા પાસે પહોચ્યા, રાજમાતા કહે : "મારો મોટો દીકરો રાજ ચલાવે છે ને નાનો દીકરો અત્યાર ગાદીવારસ છે. એક સમયે એક રાજાએ એક લાખનો સુવર્ણહાર અને ચંદન તેલ રાજાને ભેટ મોકલેલા. રાજાએ મને મોકલાવ્યા. મે રાજરાણીને હાર આપ્યો ને નાની વહુને ચંદન તેલ આપ્યું. આપ્યા પછી યાદ આવ્યુ કે મારાથી ભેદભાદ અચરાઈ ગયો છે. આમ મારાથી પણ એકવાર પંચશીલનો મર્યાદાભંગ થયો છે. માટે જાઓ તમે રાજરાણી પાસે એ પંચશીલનુ પાલન કરે છે."

કલિંગના દરબારીઓ તો ધર્મપાલનની આવી સૂક્ષ્મ સઝથી દિગ્મૂઢ બનતા રાજરાણી કને ગયા ને કહ્યુ કે અમને પંચશીલ લખાવો. રાજરાણી કહે :

"હે કલિંગવાસીઓ ! કેટલાક વરસ પહેલાની વાત છે રાજાજીની સવારી નીકળેલી. એમા એમના નાના ભાઈ અને આજના યુવરાજ પણ રાજાજીના પડખે બિરાજમાન થયેલા. એમનુ રૂપ જોઇને ક્ષણભર હુ ભાન ગૂમાવી બેઠેલી. બીજી જ ક્ષણે હું સ્વસ્થ બની ગઇ. પણ એનો પશ્ચાત્તાપ આજે ય મને કોરી ખાય છે એટલે પંચશીલનુ પાલન મારાથી પણ નથી થયુ. માટે તમે યુવરાજ પાસે જાઓ."

કલિંગના વિદ્વાનો તો એકએકથી ચડિયાતા કર્તવ્યપરાયણ માનવીને મળતા મળતા જ મુગ્ધ બની ગયા ને યુવરાજ પાસે પહોચ્યા યુવરાજ કહે

"અમારા દેશમા આપ ભલે પધાર્યા હવે મારી વાત પણ સાભળો. રાત પડે ત્યારે રાજાને એના મહાલયમા મળનારો છેલ્લો માણસ યુવરાજ હોય છે. અમારા દેશનો એ ચાલ છે કારણ કે આખરની દેશની જવાબદારી યુવરાજ અને રાજવી ઉપર હોય છે મારી એવી ટેવ કે રોજ રાતે મહાલયમા જતા જો રથમાથી ઊતરતી વખતે સરક ઘોડા ઉપર નાખી દઉ તો સારથી રથને મારા સ્થાનકે પાછો

લઈ જાય અને ઘોડાને નીરણ-પૂળો કરી નિરાંતવા ઊભે પણ ઘોડાની સરક બેઠક પર જ રાખી જાઉં તો હું રાજાજી પાસેથી પાછો ફરવાનો છું એમ સમજીને રથ ઊભો જ રાખવાનો હોય. એક દિવસ બેઠક ઉપર જ સરક છોડીને રાજાજી પાસે તે રાતે ગયા. વરસાદ કહે મારું કામ. રાજાજીના આગ્રહથી ત્યાં જ જમીને સૂઈ ગયો અને મારા રથના ઘોડા અને માણસો આખી રાત વરસાદથી ભીંજાતા ને ટાઢથી થરથરતા હું સવારે બહાર આવ્યો ત્યાં સુધી ઊભા રહ્યા. આવી નિર્દય અવગણના મારા માટે અક્ષમ્ય બની રહી. પણ મારાથી અમાનુષી વ્યવહાર આચરાઈ ગયો. એટલે પંચશીલનું પૂરું પાલન હું નથી કરી શક્યો. પણ તમે રાજના ગુરુ પાસે જાઓ"

કલિંગવાળા તો એકબીજાની સામે જોતા પુરોહિત પાસે પહોંચ્યા પુરોહિત આવકાર આપતાં કહ્યું

"હું એક દિવસ રાજદરબારે જાઉં. રસ્તામાં એક સુંદર રથને જતાં જોયો. ખાતરી કરાવતાં જાણવા મળ્યું કે એક મિત્રદેશે અમારા રાજાજીને એ રથ ભેટ મોકલેલો છે મને થયું કે રાજાજીને તો અસંખ્ય રથો છે અને ઘરડે ઘડપણ મારાથી ચલાતું પણ નથી ત્યારે એ રથ મને મળ્યો હોત તો કેવું સારું હતું! હું કચેરીમાં પહોંચ્યો. મને પગે ચાલતા આવતો જોઈને રાજાજી એકદમ દ્રવ્યા એમને ભેટ મળેલો પેલો રથ મને ધરી દીધો. એકદમ મારું ઠેકાણે આવી ગયું કે આવા રાજવીના રાજપુરોહિતનું મન લોભથી ખરડાય તો દેશનું સત્યાનાશ નીકળી જાય ને! મેં એ રથ તો ન સ્વીકાર્યો, પણ મારાથી પંચશીલનું પાલન નથી થયું માટે તમે ક્ષેત્રમંત્રી પાસે જાઓ"

મનની ક્ષણિક અશક્તિ કે આવેગો પ્રત્યે પણ સદા જાગૃત માનવીઓના દર્શનથી કૃતાર્થ થતા કલિંગવાસીઓ ક્ષેત્ર મંત્રીને મળ્યા, ત્યારે ક્ષેત્રમંત્રી કહે

"પધારો પધારો, કલિંગજનો! અમારા ખેતરોમાં એક મામાડાની ઊઠેલી. વાંધો તો માત્ર મોજણી થતાં ખૂંટા યોગ્ય રીતે નહિ ધરબાવાનો હતો. હું જાતે ખેતર માપવા ગયો એક ખૂંટો તો બરાબર હતો. પણ સામેનો ખૂંટો જ્યાં ખોડવાનો હતો ત્યાં ભોણ-ર જેવું હતું એનાથી બહાર ખૂંટો ખોડવા જતાં ખેતરવાળાને નુકસાન થતું હતું અને એનાથી અંદર ખૂંટો ખોડવા જતાં રાજને નુકસાન થતું હતું. મજબૂત દોરને બાંધેલો લાકડાનો મોટો અણીદાર ખૂંટો મેં તો દરમાં જ નાખ્યો. અંદર કોઈ જનાવર હોય તો તેને નીકળી જવા માટે ખોદાવ્યું પણ નહિ અને ખૂંટો અંઘોક અંદર જતાં લોહીની રોડશું અંદરથી ઊડી. અકારણ એક જીવની હત્યા મારાથી થઈ ગઈ. આ રીતે મારાથી પંચશીલનું પાલન પૂરું નથી થઈ શક્યું. માટે તમે રાજના સારથિ પાસે જાઓ"

કલિંગના રાજપુરુષો તો પરસેવાથી નીતરી હાલ્યા. આવી ન્યાયપરાયણતા, નિષ્ઠા કે કરુણાનો ઉચ્ચભાવ કર્મચારીઓમાં પણ ન હોય ત્યાં સુધી બધું ક્યાં સમજીને રાજના સારથિને મળ્યા. સારથિ કહે. "હે કલિંગ દેશવાસીઓ! વરસાદના દિવસો અને હું રાજાજીને વન-ઉપવનમાંથી નગર તરફ રથમાં લઈ જાઉં એમાં નગર એકાદ ખેતરવા રહ્યું ત્યાં વરસાદ તાટક્યો. ગજરથના ઘોડા તો દેવાગી પાણીદાર, મનની પામીને ચલન કરનારા પણ રાજાજી પલળી જશે એવા ભયથી મારાથી ઘોડાને ચાબૂક ફટકારાઈ ગયા. ઘોડા ભડક્યા. ઊડ્યા ને મહા લયને આગળ આવી ઊભા. હવે જ્યારે એ સ્થળેથી રથ નીકળે છે કે ઘોડા ભયભીત થઈને ભાગે છે. આમ જાતવાન પ્રાણીને નાહકનો ત્રાસ આપીને મેં પંચશીલનો ભંગ કર્યો છે માટે તમે નગરશેઠને મળો"

કલિંગવાસીઓ હવે તો કોઈ હતબુદ્ધની માફક યંત્રવત નગરશેઠ પાસે પહોંચ્યા, નગરશેઠ કહે:

"ભાઈઓ! હું માગ ડાંગરના ખેતરે આંટો મારવા ગયેલો ત્યાં એક ડૂંડું ઢળી પડતું જોયું. ખેતરમાંથી પૂળિયું લઈ મેં એ ડૂંડું નમી ન પડે એ માટે બંધાવી લીધું. પાછળથી મને યાદ આવ્યું કે રાજભાગ આપ્યા પહેલાં મારાથી ખેતરમાંથી

પૂળિયું ન લેવાય પણ અફસોસ કરવો નકામો હતો. મારાથી પચશીલનો ભગ થઈ ચૂકો હતો. માટે તમે રાજના ભડારી પાસે જાઓ"

કલિગના ગૃહસ્થાને રાજભડારી કહે "સદ્‌ગૃહસ્થો! રાજભાગ અને ખેડૂતભાગ જુદા પાડવા હુ ડાગરના ખડા ભરાવતો હતા ત્યા માલ્કુ થયું. દરેક તોલે એક એક દાણો જુદો મૂકતો જતો હતો વરસ થી ડાગરને બચાવવા દોડાદોડ થઈ પડી એમા મેના તોલની ગણતરીના જુદા રાખતો જતો હતો તે દાણા ઉતાવળમા કાઇ એક ઢગ લામા મારાથી ફેકાઇ ગયા પછી થયું કે રાજભાગના ઢગલામા જો મારાથી દાણા નખાઈ ગયા હશે તો ખેડૂતોને મે નુકસાના પહોચાડી કહેવાય મારી ઉતાવળથી ન્યાયની તુલા હુ જાળવી શકયો છુ કે કેમ તે વિષે ચોક્કસ ન હોવાથી પચશીલનુ મે પૂરૂ પાલન ન કર્યું કહે ય માટે તમે કોટવાળ પાસે જાઓ"

કોટવાલે કલિગના મહાનુભાવોને આવકાર્યા કારણ પૂછ્યુ અને પછી કહ્યુ

"ગુરુજનો! આપ તો સર્વ રીતે મારાથી શ્રેષ્ઠ છો આપને હુ શુ કહુ? નગરનો મુખ્ય દરવાજો બધ કરતા રાત ત્રણ વાર હુ હાકલ કરૂં છુ એ પછી કોઇ રહી નથી જતુ તની ખાત્રી કરીને પછી જ દરવાજા બધ કરુ. એમા એક વખત એક કઠિયારો ત્રીજી બૂમે એક દુવાન બાઇ સાથે દોડતો આવે. વખત થઇ ગયો હતો, એટલે મે ઉતાવળ આવવા કહ્યુ. પણ બેયને માથે લાકડાના ભારા દરવાજામા દાખલ થતા મે જરા ટોણો માર્યો કે, "અલ્યા, રાતના મોડે સુધી જગતમા રખડયા કરે છે તે આ તારી સગલી માટે?" કઠિયારો બિચારા ગળગળો થતા કહે. "બાપજી! આ મારી પત્ની નથી યતી પણ મારી બહેન છે" સાભળતા વેત મે એની માફી તો માગી પણ દિનમા ડખ રહી ગયો કે મસ્કરી કરવા જતા ઉતાવળથી સમજ્યા વિના મે કઠિયરાના બહેનને કઠિયારાની બાયડી બનાવી આવી ઉદ્દતાઈ કરનારો તે પચશીલ શી રીતે પાળી શકે મહાશયો!"

કલિગના મહાશયોને હવે કાઈ સમજવાનુ બાકી નહોતુ રહ્યું અને સુવર્ણ પાટીમા પચશીલ લખાવવાપણુ ય નહોતુ રહ્યુ

એમણે જઇને પોતાના કલિગરાજને બધી વાત માડીને કહેતા કલિગરાજ અવાક્ થઈ ગયા પછી કહે "સાચુ છે, પચશીલ માગ્યે નથી મળતા પણ રાજા પ્રજાના ચારિત્ર્ય-ઘડતરમાથી જ જના આવા શીલવત નરનારે પાકે ત્યા જ માગ્યા મેહ વરસે"

કલિગરાજના નિર્મળ આત્માના તેજ એના સમસ્ત દેશમા પ્રસરવા માડયા ને કહે છે કે અરાધારે વરસાદે કલિગ દેશના મહાકાળનુ મોઢુ ભાગીને ધરતી અને એના માનવીના જીવનમા મોકળે મને રસકસ પૂર્યા

## શહિદી

જાન્યુઆરી ની કડકડતી ઠડીમા એક અધારી રાત આ પ્રસગ બન્યો હતો લોકોમોટિવ એન્જીનિયર વાસિલી કાલેવ અને તેના માણસો તેલના ટાકીઓ ભરેલી એક ભારે ટ્રેઇન હકારી જતા હતા એમણે જોયું કે છેવાડેની છકા ટાકીનુ તેલ કાઢવાનુ નાળચુ ઢીલુ પડી ગયું હતું અને તેલ બહાર વહી રહ્યુ હતુ

કાલેવ એ નાળચાનુ સ્ક્રૂ બરાબર બેસાડવા ટાકી ઉપર ચડયા ત્યા અચાનક તણખો ઉડીને પડ્યો અને તેના ખાભોચિયામા ભડકો નહયા એના બધા કપડા સળગી ઊઠયા એણે નાળચુ બરાબર સખત ભીડી દીધુ પછી ઠેકડો મારી નીચે ઉતર્યા અને કન્ડકટરને ભારખાનાનો એ ડબ્બો અલગ પાડી નાખવા કહ્યુ પછી એ એન્જિન તરફ દોડયા એને બચાવવા માટે ત્યા પૂરતી રેતી અને બરફ હતા! એને માત્ર તેમા આળોટી પોતાને કારમી વેદના ઉપજાવતી જ્વાળાઓ બૂઝાવી દેવાની હતી, પરતુ એ તો મશાલ માફક જલતા કપડા સાથે એન્જિન તરફ દોડયા અસહ્ય વેદના છતા એ એન્જિનમા ચડી ગયા અને છેવટુ બળ નાખીને એન્જિનની પાછળ હકવાની કળ દબાવી એન્જિને છુટા થયેલા ડબ્બાઓને પાછળ હડસેલ્યા અને પચાસથી વધુ તેલની ટાકીઓને આગમાથી બચાવી લીધી એન્જિનિયરને તુરત હોસ્પીટલમા ખસેડવામા આવ્યા પરતુ મોત ટળી ન શક્યુ થોડા કલાક બાદ એ મૃત્યુ પામ્યા. એમના મૃત્યુ પછી એમને ઓર્ડર ઓફ લેનિનનો ખિતાબ એનાયત કરવામા આવ્યો.

શિ.

## (૧) શ્રી ગુજરાતી સમાજ દિલ્હી, હીરક જયંતિ મહોત્સવ, સ્મૃતિ-ગ્રંથ (૧૮૯૭-૧૯૬૭)

પાટનગર દિલ્હીના આંગણે વસી રહેતા ગુજરાતી સમાજે આ ગર્વિલી સંસ્થાનો હીરક મહોત્સવ ૧૦-૨-૬૮ થી ૧૩-૨-૬૮ સુધી ઊજવ્યો. આ પ્રસંગને અનુરૂપ આ શાનદાર સ્મૃતિ ગ્રંથનું પ્રકાશન થયું છે. એ તો સૌ કોઇના અનુભવની વાત બની ચૂકી છે કે દિલ્હીનો ગુજરાતી સમાજ તેને આંગણે આવતા અતિથિઓનું સત્કાર કરવામાં ભારતભરમાં મોખરે છે, એટલું જ નહિ પણ જે સાંસ્કૃતિક તેમ જ કેળવણી વિષયક જે વિધવિધ પ્રવૃત્તિઓ તે પાટનગરમાં અહોનિશ કરે છે તેથી આ સમાજ દિલ્હીનું એક અંગ બની ગયો છે આ સ્મૃતિગ્રંથમાં ગુજરાતી સમાજનો ઇતિહાસ, સમાજની બંધારણની રૂપરેખા, સમાજની જનસેવા પ્રવૃત્તિ, સમાજ સંચાલિત શ્રી લક્ષ્મી નારાયણ ટ્રસ્ટના આશ્રયે ચાલતી કેળવણી વિષયક પ્રવૃત્તિનો પરિચય અખિલ ભારતીય ગુજરાતી સમાજની સંપૂર્ણ યાદી અને સંમેલન, સ્થાનિક ગુજરાતી સંસ્થાઓ, મહાત્મા ગાંધી સાંસ્કૃતિક કેન્દ્રની યોજના, સમાજની નોંધપોથી, સરદાર વલ્લભભાઇ ભવનનું નિર્માણ, દાતાઓની યાદી, એમ અથથી ઇતિ સુધીનો ઇતિહાસ આ પાનાઓમાં રજૂ થયો છે. સમાજની પ્રગતિમાં શ્રી મનુભાઈ શાહ અને પ્રમુખ શ્રીમતી વિદ્યાબેન શાહનો ઉલ્લેખ નોંધનીય બની રહે છે. ગુજરાતી સમાજે હીરક મહોત્સવ દિલ્હીને આંગણે આ વર્ષની શરૂઆતમાં ઊજવ્યો તે તેની કારકિર્દીની યશકલગી સમાન યાદગાર બનાવ હતો. આ ભગીરથ કાર્ય પાર પાડવા અર્ધો ડઝન સમિતિઓની રચના થઇ હતી જેમાં સ્મૃતિગ્રંથ માટે પણ એક સમિતિ રચવામાં આવી હતી જેના સંયોજક શ્રી હિંમતલાલ આચાર્ય હતા અન્ય સંપાદકોમાં શ્રી છોટુભાઈ પટેલ, નરેન્દ્ર દવે, ચંદ્રકાન્ત મહેતા, જીવણ ચડાલજા મુખ્યત્વે રહ્યા. સ્મૃતિગ્રંથના ગુજરાત દર્શન વિભાગમાં ૧૯ વિદ્વાનોના ગુજરાતની અસ્મિતા, સંસ્કૃતિ, લલિતકલા, નાટ્યકલા, સંગીત, સ્થાપત્ય, પુરાતત્ત્વ, પત્રકારત્વ, કેળવણીના પ્રયોગો ઇત્યાદિ વિષયો ઉપરના લેખો ધ્યાન ખેંચે છે. પાકા પૂંઠાના બાઇન્ડીંગમાં ઊંચી જાતના કાગળ ઉપર અને સફાઇબંધ છપાઇમાં આ ગ્રંથ માયમનું સંભારણું બની રહે છે. આર્ટપ્લેટમાં મઢેલા ફોટાઓ તેમ જ સમાજને લગતા ડઝનબંધ ચિત્રો ગ્રંથનું આગવું આકર્ષણ બની રહે છે. કેવળ આ ગ્રંથના પ્રકાશનમાં રહેલી તપશ્ચર્યાનો વિચાર કરીએ તો સમાજના કાર્યકરો માટે અહોભાવ જન્મે છે. ખર્ચની દષ્ટિએ વિચારીએ તો દિલ્હી ગુજરાતી સમાજની ત્રેવડનો ખ્યાલ પણ રહે છે. સમાજને ગુજરાત તરફથી અમારા અભિનંદન !

## (૨) 'ગુજરાતની કીર્તિગાથા'

સંપાદક : કનૈયાલાલ મુનશી,
પ્રકાશક : ગૂર્જર, અમદાવાદ
પાન : ૨૩૨-મૂલ્ય રૂ. ૧૯-૦૦

દીર્ઘ સમયથી અપ્રાપ્ય એવા આ પુસ્તકની બીજી આવૃત્તિ બહાર પડતાં, ગુજરાત વિષેનો આધારભૂત સંશોધન ગ્રંથ મળી રહે છે. પહેલા વિભાગમાં 'ગુજરાતની ભૂસ્તર-રચના' અને 'પ્રાગૈતિહાસિક ગુજરાત' તથા 'ગુજરાતના પ્રાચીન વિભાગો' સમાવી લેવાયા છે. બીજો વિભાગ પ્રાગ્વૈદિક અને વૈદિક આર્યોની સમજણ આપે છે. ત્રીજા વિભાગમાં વેદોત્તરકાલીન આર્યો અને યાદવોનો ઉલ્લેખ છે. ૧૮૦મા પાનાથી શરૂ થતો 'પૂર્તિ' વિભાગ ડૉ. હસમુખ સાંકળિયાનું પ્રાગૈતિહાસિક ગુજરાત વિષેનું નવું સંસ્કરણ ખાસ ધ્યાન ખેંચે છે, કેમ કે પુસ્તકની શરૂઆતમાં જ આ લખાણને અદ્યતન સમજી તેનો ઉપયોગ કરવાની સૂચના અપાઇ છે. પરિશિષ્ટ ૧માં ભારતયુદ્ધ સુધીના અને પરિશિષ્ટ ૨માં પછીના યાદવોની વંશાવલિ ઇ. સ. ૧૩૧૮ સુધી આવી અટકે છે. અર્વાચીન વાચકને 'પૂર્તિ' વિભાગ અને પોથલના ચિત્રોમાં ગુજરાત વિષે વધુ સામગ્રી મળી રહે છે. ગુજરાતમાં યુનિવર્સિટીઓ અને મહાવિદ્યાલયોની સંખ્યા વધી રહી

છે એટલે ઉચ્ચ જ્ઞાનના જીજ્ઞાસુઓની સંખ્યા પણ વધવાની જ. આવાં પુસ્તકાની પ્રાપ્તિ સંશોધન તથા ઇતિહાસની ખૂટતી કડીઓ મેળવવાના પ્રયાસને પ્રેરે તો સંપાદક અને પ્રકાશકનો પુરુષાર્થ સાર્થક ગણાશે, અને સંશોધનમાં ગુજરાતની દરિદ્રતાનુ મહેણુ ટાળશે. ડૉ. ડી. એન વાડિયા, ડૉ. ઈ. ધી સાંકળિયા, શ્રી. ધનપ્રસાદ ચ. મુનશી, ડૉ. એ ડી. પુસાલકરનો ફાળો આ ગ્રંથની રચનામાં મુખ્યત્વે છે. વિભાગ બીજો શ્રી કનૈયાલાલ મુનશીજીએ લખ્યો છે લગભગ અઢાર પાના (આર્ટપ્લેટ) ભરીને લોથળના અને અન્ય સંશોધનના ચિત્રો આપ્યાં હોવાથી પુસ્તકની કિંમત વધુ રાખવી પડી હશે

(૩) સૂડી સોપારી
લેખક' શ્રી 'પ્રિયદર્શી',
પ્રકાશક; ગૂર્જર અમદાવાદ
પાનાં ૨૯૨: કિંમત રૂા. ૫–૦૦)

'હુ, શાણી અને શકરાભાઈ'ના આલેખક શ્રી મધુસુદન પારેખની કલમની આ પ્રસાદી છે શ્રી પ્રિયદર્શીના મર્મથી હવે કોઈ અજાણ્યું નથી અહી પાસ્સા એકત્રીશ લેખો ગ્રંથસ્થ થયા છે લેખકને વિષય શોધવાની મુશ્કેલી પડતી નથી અને શોધ્યા પછી લખવાની તો જરાયે નહિ, અને તેમા કોક ઠેકાણે હાસ્યના ટૂચકા વેરી દેવા એ તો જાણે નૈસર્ગિક જ! નવલિકા અથવા નવલકથામા 'પ્લોટ' હોય પણ અહી તો એક વાત શરૂ થયા પછી કેવો વળાક લેશે તે નક્કી જ નહિ. ગાધી જયતી વિષે લખતા છેક છેલ્લી ઘડીએ જ જાહેર કરે કે બાપુની છબી ગઇ દિવાળીમા માળિયા પર મૂકી દીધી છે! 'ઇન્ટરવ્યૂ'ની બડાશ કે કનારને છેલ્લી ઘડીએ જ ખબર પડે કે જેની સાથે તે ગાડીમા વાત કરી રહ્યો હોય છે તે જ ઇન્ટરવ્યૂ ઑફિસર છે! વરસતા વરસાદમા પત્નીની છત્રીમા આશરો લેતા પ્રોફેસર સાહેબને 'શીફ્ટ' મળે ત્યા સુધીમા અગ્નિપરીક્ષામાથી પસાર થવુ પડે છે. બાર આનામા ગૂજરી બજારમાથી ખરીદેલી ખુરશી માટે લેખકને ગર્વ છે. 'ધર્મ, અર્થ અને કામ-એ ત્રણ પાયા ઉપર અમારી ખુરશી ઊભી હતી અને ચોથો પાયો એ ખુરશી પર બેસનારને મોક્ષ આપવા હમેશા તૈયાર રહેતો!' શબ્દના તીરથી લક્ષ્યવેધ કરવાની કળા લેખકને એટલી હસ્તગત થઇ છે કે તેઓ ધાર્યું નિશાન લગાવી શકે છે. વાંચીને મન હળવુંથઈ જાય તેવુ પુસ્તક છે. ભોજન સમાપ્તિ પછી સૂડી સોપારી જોઇએ જ.

(૪) "સદાચાર"
(લેખક: શ્રી. જી. વાલેસ,
પ્રકાશક: ગૂર્જર, અમદાવાદ
પાનાં ૧૮૯ કિંમત રૂા બે)

ફાધર વાલેસનું વધુ એક સુંદર પુસ્તક. નામ તેવો જ ગુણ વિદ્યાર્થીઓ તેમજ જીવનની કારકિર્દી શરૂ કરનાર માટે તો પુસ્તક અમૂલ્ય છે દ્રષ્ટાંત સાથે શિખામણ દેવાની ફાધરની રીતથી, 'કર્તવ્ય હૈયા સોંસરવુ નીકળી જાય છે વાચ્યા પછી ન ભૂલાય તેવા તેમના શબ્દો અને વાકયો છે લેખકની નવી પેઢી સાથેની આત્મિયતા અભિન્ન છે એક ઘણું જ ઉપયોગી પ્રકાશન.

(૫) 'મહાન વૈજ્ઞાનિકો' ખંડ. ૪
લેખક' ડૉ. ન મ શાહ.
પ્રકાશક' ગૂર્જર, અમદાવાદ
પાના ૭ ' મૂલ્ય ૧ ૫૦)

આ શ્રેણીમા ચોથુ' પુસ્તક, અને તેનું પુનર્મુદ્રણ. અહી પાચ વૈજ્ઞાનિકો વિષે સીધી, સાદી અને હૃદયગમ ભાષામા પરિચય આપ્યો છે. (૧) જોન મરસર (૨) મારકોની (૩) રાઈટ બધુઓ (૪) ચાર્લ્સ ગુડીઅર (૫) ટોમસ આલ્વા એડિસન. ડૉ. નરસિહ શાહ પોતે એક પ્રખર વિદ્વાન છે. જેથી તેમને હાથે સર્જાતા પુસ્તકો કેળવણીની દ્રષ્ટિએ સંપૂર્ણ જ હોય

(૬) 'ધૂમકેતુના જીવન ઘડતરની વાતો' ભા. ૧૦
લેખિકા ' ઉષા જોશી,
પ્રકાશક ' ગુર્જર, અમદાવાદ
પાના : ૬૨ ' મૂલ્ય : એક રૂપિયો.

શ્રી ઉષાબેનની કલમે વધુ એક ભાગ મળે છે અહી રજૂ થતા પ્રસંગો 'બાપાની વિદાય' જેવો કરૂણ બનાવ પણ આવે છે પ્રખ્યાત ચિત્રકાર શ્રી દેસાઇ સાથેનો ધૂમકેતુનો ઘરોબા જેવો પ્રસંગ આહ્લાદક બની રહે છે 'તમ તમારે વાપરો'મા શ્રી ધૂમકેતુની નિર્મમ અને ન્યાયી વૃત્તિનો પરિચય મળી રહે છે. લેખિકાની શૈલી વધુ રસવન્તી બનતી જાય છે.

## અમારાં પ્રકાશનો

આવા હતા બાપુ=૧-૨-૩-૪—૨-૦૦
ગાંધી ગુરુ — —૧-૨૫
ગીતાંજલિ એક અધ્યયન — ૧-૨૫
અલ્લાહનો બંદાઓ — ૦-૩૭
મસ્તીની પળોમાં — — ૦-૯૫
ગાંધીજી સાથે જીવનયાત્રા — ૦-૨૦
ગુરુદેવ સાથે જીવનયાત્રા — ૦-૨૦
શ્રી રામકૃષ્ણ પરમહંસ
સાથે જીવનયાત્રા — — ૦-૨૦
શ્રી રમણ મહર્ષિ સાથે
જીવનયાત્રા — — ૦-૨૦
શ્રી રામદાસ સાથે જીવનયાત્રા— ૦-૧૫
શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા— ૦-૧૫
મા આનંદમયી સાથે જીવનયાત્રા ૦-૧૫
રામતીર્થની રત્નમાળા —૦-૩૧

છે એટલે ઉચ્ચ જ્ઞાનના જીજ્ઞાસુઓની સખ્યા પણ વધવાની જ આવા પુસ્તકાની પ્રાપ્તિ સશોધન તથા ઇતિહાસની ખૂટતી કડીઓ મેળવવાના પ્રયા સને પ્રેરે તે સપાદક અને પ્રકાશકનો પુરુષાર્થ સાર્થક ગણાશે અને સશોધનમા ગુજરાતની દરિદ્રતાનું મ્હેણુ ટાળશે ડૉ ડી એન વાડિયા ડૉ દે ધી સાકળિયા, શ્રી ધનપ્રસાદ ચ મુનશી ડૉ એ ડી પુસાલકરનો ફાળો આ ગ્રથની રચનામા મુખ્યત્વે છે વિભાગ બીજો શ્રી કનૈયાલાલ મુનશીજીએ લખ્યો છે લગભગ અગાર પાના (આર્ટ પ્લેટ) ભરીને લોથળના અને અન્ય સશોધનના ચિત્રો આપ્યા હોવાથી પુસ્તકની કિમત વધુ રાખવી પડી હશે

(૩) સૂડી સોપારી
લેખક શ્રી પ્રિયદર્શી',
પ્રકાશક ગૂર્જર અમદાવાદ
પાના ૨૬૨ કિમત રૂા ૫–૦૦)

'હું, શા ની અને શકરાભાઇના અલેખક શ્રી મધુસુદન પારેખની કલમની આ પ્રસાદી છે શ્રી પ્રિયદર્શીના મર્મથી હવે કોઈ અજાણ્યુ નથી અહી ખાસ્સા એકત્રીસ લેખો ગ્રથસ્થ થયા છે લેખકને વિષય શોધવાની મુશ્કેલી પડતી નથી અને શોધ્યા પછી લખવાની તો જરાયે નહિ અને તમા કેટ ઠેકાણે હાસ્યના ટૂચકા વેરી દેવા એ તો જાણે નૈસર્ગિક જ! નવલિકા અથવા નવલકથામા પ્લોટ હોય પણ અહી તો એક વાત શરૂ થયા પછી કેવો વળાંક લેશે તે નક્કી જ નહિ ગાધી જયતી વિષે લખતા છેક છેલ્લી ઘડીએ જ જાહેર કરે કે બાપુની છબી ગઇ દિવાળીમા માળિયા પર મૂકી દીધી છે! 'ઇન્ટરવ્યૂ'ની બડાશ ફેંકનારને છેલ્લી ઘડીએ જ ખબર પડે કે જેની સાથે તે ગાડીમા વાત કરી રહ્યો હોય છે તે જ ઇટરવ્યૂ એ કિસર છે! વરસતા વરસાદમા પત્નીની છત્રીમા આશરો લેતા પ્રોફેસર સાહેબને 'નીફ્ટ' મળે ત્યા સુધીમા અગ્નિપરીક્ષામાથી પસાર થવુ પડે છે બાર આનામા ગૂજરી બજારમાથી ખરીદેલી ખુરશી માટે લેખકને ગર્વ છે ધર્મ અર્થ અને કામ એ ત્રણ પાયા ઉપર ટમાગી ખુરશી ઊભી હતી અને ચોથો પાયો એ ખુરશી પર બેસનારને મોક્ષ આપવા હમેશા તૈયાર રહેતો! શબ્દના તીરથી લક્ષ્યવેધ કરવાની કળા લેખકને એટલી હસ્તગત થઇ છે કે તેઓ ધાર્યું નિશાન લગાવી શકે છે વાચીને મન હળવુ થઈ જાય તેવુ પુસ્તક છે ભોજન સમાપ્તિ પછી સૂડી સોપારી જોઇએ જ

(૪) "સદાચાર"
(લેખક સી જી વાલેસ,
પ્રકાશક ગૂર્જર અમદાવાદ
પાના ૧૪ કિમત રૂા ૦)

ફાધર વાલેસનું વધુ એક સુદર પુસ્તક નામ તેવો જ ગુણ વિદ્યાર્થીઓ તથા જીવનની કારકિર્દી શરૂ કરનાર માટે તો પુસ્તક અમૂલ્ય છે દ્રષ્ટાત સાથે શિખામણ દેવાની ફાધરની રીતથી કથિતવ્ય હૈયા સોસરવુ નીકળી જાય છે વાચ્યા પછી ન ભૂલાય તેવા તમના શબ્દો અને વાક્યો છે લેખકની નવી પેઢી સાથેની આત્મિયતાના અભિન્ન છે એક ઘણુ જ ઉપયોગી પ્રકાશન

(૫) 'મહાન વૈજ્ઞાનિકો' ખડ
લેખક ડૉ ન મ શાહ
પ્રકાશક ગૂર્જર અમદાવા
પાના ૭ મૂલ્ય ૧ ૫૦)

આ શ્રેણીમા ચોથુ પુસ્તક અને તેનું પુનર્મુદ્રણ અહી પાચ વૈજ્ઞાનિકો વિષે સીધી સાદી અને હળવી ભાષામા પરિચય આપ્યો છે (૧) જોન મરસર (૨ મરકોની (૩) રાઇટ બધુઓ (૪) ચાર્લ્સ ગુડીઅર (૫) ટોમસ આલ્વા એડિસન ડૉ નરસિહ શાહ પોતે એક પ્રખર વિદ્વાન છે જેથી તમને હાથે સર્જાતા પુસ્તકો કેળવણીની દ્રષ્ટિએ સપૂર્ણ જ હોય

(૨) ધૂમકેતુના જીવન ઘડતરની વાતો' ભા ૧૦
લેખિકા ઉષા જોશી
પ્રકાશક ગુર્જર અમદાવાદ
પાના ૬૨ મૂલ્ય એક રૂપિયો

શ્રી ઉષાબેનની કલમે વધુ એક ભાગ મળે છે અહી રજૂ થતા પ્રસગો બાપાની વિદાય' જેવો કરુણ બનાવ પણ આવે છે પ્રખ્યાત ચિત્રકાર શ્રી દેસાઇ સાથેનો ધૂમકેતુનો ઘરોબા જેવો પ્રસગ આહ્લાદક બની રહે છે 'તમ તમારે વાપરો મા શ્રી ધૂમકેતુની નિર્મમ અને ત્યાગ વૃત્તિનો પરિચય મળી રહે છે લેખિકાની શૈલી વધુ રસવન્તી બનતી જાય છે

## અમારાં પ્રકાશનો

મારા હતા બાપુ=૧-૨-૩-૪—૨-૦૦
ગાંધી ગુરુ — — ૧-૨૫
ગીતાંજલિ એક અધ્યયન — ૧-૨૫
અલ્લાહનો બંદાઓ — ૦-૩૭
મસ્તીની પળોમાં — — ૦-૯૫
ગાંધીજી સાથે જીવનયાત્રા — ૦-૨૦
ગુરુદેવ સાથે જીવનયાત્રા — ૦-૨૦
શ્રી રામકૃષ્ણ પરમહંસ
સાથે જીવનયાત્રા — — ૦-૨૦
શ્રી રમણ મહર્ષિ સાથે
જીવનયાત્રા — — ૦-૨૦
શ્રી રામદાસ સાથે જીવનયાત્રા— ૦-૧૫
શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા— ૦-૧૫
મા આનંદમયી સાથે જીવનયાત્રા ૦-૧૫
રામતીર્થની રત્નમાળા — ૦-૩૫

## 'આરામ'

કંઇ કેટલાયે દિવસનાં
રઝળપાટને અંતે
પકડી પાડ્યા એકદા ગુરુને મેં

ઉકળી ઊઠીને બોલી ઊઠ્યો હું
'ગુરુ, તમે સાંજ-સવાર કેમ
નથી જણાતા બહુ શોધતા યે?'

ને રોજની ફરિયાદ કરી એમણે કે
આ પેટ ખાડો પૂરવા ભમું હું
ઘરે ઘરે ટ્યૂશન આપવાને'

'આરામ તો ક્યાંથી મળે તમોને!'
હમદર્દી મેં બતાવી

તપખીરનો એક સડાકો લેતા
દાઢું હસીને ગુરુ એમ બોલ્યા

'આરામને?
આરામ તો હું સ્કૂલમાં જ કરું છું!'

ભૂપેન્દ્ર મો. દવે



# વૈષ્ણવજન

વર્ષ : ૭ ] સપ્ટેમ્બર –૧૯૬૮ [ અંક ૬

અનુક્રમણિકા





## સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમા અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવુ અંક શિલિકમા હશે તો મોકલાશે

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

•

આ માસિકમા પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંપાદક તે વિચારમા સંમત છે જ તેમ માનવુ નહિ

*

[લેખકોને]

૧ વૈષ્ણવજન'મા સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામા આવે છે

લખાણ ટૂંકુ મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવુ

લવાજમ

દેશમા [ વરસનું ] ૮ રૂપિયા
પરદેશમા સોળ શિલિંગ

"વૈષ્ણવજન"
૨–રામકૃષ્ણનગર
રાજકોટ–૨

પ્રકાશક, મુદ્રક, માલિક ધીરેન ગાંધી સંપાદક નવીન ગાંધી ૨, રામકૃષ્ણનગર રાજકોટ–૨
મુદ્રણ–પ્રકાશન સ્થાન સુરૂપ મુદ્રિકા, રેઈસકોર્સ રોડ, રાજકોટ

સાચી વાત. અમૂલસ્પ્રેમાં અધિક અને સારું પ્રોટીન છે. પરંતુ મને એ કઈ રીતે ઉપયોગી ?

સીધી વાત છે. અમૂલસ્પ્રેમાંનું પ્રોટીન આપના મગજ અને શરીરની ઝડપી અને સારી વૃદ્ધિ થવામાં સહાય કરે છે.

ASP/AS 4

આપના બાળકની વૃદ્ધિ પહેલા વર્ષ દરમિયાન વધુમાં વધુ ઝડપી હોય છે—એ ટૂંકા ગાળામાં એનું જન્મ સમયનું વજન ત્રણ ગણું થવું જોઈએ. આપના બાળકના મગજ અને શરીરની વૃદ્ધિમાં સહાય કરતું અધિક પ્રોટીન અમૂલસ્પ્રેમાં છે. દૂધના શ્રેષ્ઠતમ ઉપયોગના આગ્રહકાર અમૂલ દ્વારા ઉચ્ચતર સ્પ્રે ડ્રાયીંગ પ્રક્રિયાએ એ તૈયાર થાય છે (યુ એસ એ માં તમામ શિશુ આહારો હવે આજ આધુનિક પ્રક્રિયાએ બનાવાય છે) સ્પ્રે ડ્રાયીંગ પ્રક્રિયા દરમિયાન દૂધના પ્રોટીનની ગુણવત્તાના સારા જતન માટે દૂધની અતિઅલ્પ ઉષ્ણતામે ગરમ થાય છે




અમૂલસ્પ્રેમાં સાત વિટામીનો અને કાર્બોહાઇડ્રેટ્સ તેમજ મીનરલ્સ પણ રહેલા છે—અર્થાત ઝડપી અને નિરોગી વિકાસ માટે આપના બાળકને જરૂરી તમામ તત્વો એમાં છે. મહત્વની વાત એ છે કે અમૂલસ્પ્રે પાચનસુલભ છે—એક અઠવાડિયાની વયના બાળક માટે પણ પાચનસુલભ. માના દૂધની બદલીમાં યા પૂરક આહાર માટે પહેલા અને પછીથી જ અમૂલસ્પ્રે વાપરો

પેડર રોડ મુંબઈના શ્રીમતી રી કે ગઝદર જણાવે છે : રાશાને અન્ય શિશુ આહાર છોડાવી અમૂલસ્પ્રે આપવા માંડ્યું. એનું વજન ઝડપભેર વધવા લાગ્યું અને શારીરિક એનો વિકાસ મજબૂત રહ્યો છે



# અમૂલસ્પ્રે

માના દૂધની બદલીમાં ઉત્કૃષ્ટ વૈકલ્પિક આહાર

એટલી બધી શિથિલ બનાવી બેઠા છીએ કે, આજે આપણુને બધુ મફતમા જોઇએ છે, સસ્તામા સસ્તુ જોઇએ છે, સહેલામા સહેલી રીતે જોઇએ છે અને પરસેવો પાડીને મેળવવામા આપણુને નાનમ દેખાય છે

આવી હીણુપતભરી મનોદશા આપણા હિંદુસ્તાનમા મોટાઓથી માડીને નાના સુધી એવી વિચિત્ર રીતે પેસી ગઇ છે કે, લગભગ સૌને શ્રમ કર્યા વિના મેળવવુ છે

હમણા મારી પાસે પરદેશના બે મિત્રો રોજ અભ્યાસ માટે આવે છે

તેમને મે પૂછ્યું 'હિંદુસ્તાનમા તમે શુ જોયુ?'

તો કહે કે, 'હિંદુસ્તાનમા અમે આળસ જોઇ!'

મે આશ્ચર્ય સાથે કહ્યુ 'એ શુ કહો છો!'

તો કહે, 'હા, બીજુ બધુય છે અહી જે છે તે દુનિયામા બીજે કયાય નથી પરંતુ સાથે સાથે અહી જેવી આળસ છે તેવી આળસ પણ દુનિયામા બીજે કયાય નથી અમારા દેશમા તો અમે જો આરામથી બેઠેલા હોઇએ અને નોકરને કહીએ કે 'પાણીનો પ્યાલો ભરી લાવ' તો એ નોકરને માટે પણ શરમજનક ગણાય, અને અમારે માટે પણ શરમજનક ગણાય અમારે ત્યા નોકર પાણીના ગ્લાસ ધોઇને તેમજ સાફ કરીને યોગ્ય સ્થળે ગોઠવી દે ખરા, પરંતુ પીવા માટેનું પાણી તો અમારે ઊભા થઇને જ લેવાનું હોય' જ્યારે અહી તો ગાદી પર પડયા પડયા જ 'એય રામા! કયા ગયો?' એમ સાત વાર બૂમો પાડયા પછી આઠમા અવાજે રામો આવે એટલે એક-બે સુણાવે અને પછી કહે કે 'પાણી લાવ, પાણી અત્યાર સુધી કયા મરી ગયો હતો! સાભળતો નથી?' હવે ખરી રીતે જુઓ તો પાણી બાજુમાં જ પડયું હોય જેટલુ ગળાને દુઃખ આપ્યું એટલુ હાથને અગર પગને દુઃખ આપ્યું હોય તો કશી ઉપાધિ હોત ખરી?

શ્રમ વગર મેળવવાની બદી આપણામા એવી પેસી ગઇ છે કે, આપણો નાનામા નાનો વિદ્યાર્થી પણ કોઇની કોપી કેમ કરી લેવી અને ચોરી કરીને પરીક્ષામા પાસ કેવી રીતે થવુ તેના રસ્તા શોધવા માડયો છે આવા પ્રકારના વિદ્યાર્થીઓ ભલે પાસ થતા હોય, પરંતુ મેટ્રિકમા આવે છે ત્યારે આપમાથી જાતે તો આસુ પાડે છે, પરંતુ વડીલોની પાસે પણ પડાવે છે

સોમાથી પાત્રીસ ટકા માર્કસ લાવવાના હોય તો પણ ચોરી કરવી પડે, એ કેટલુ બધુ હીણુપતભર્યું ગણાય?

હવે તો પાત્રીસ ટકાનું ધોરણ પણ, કહે છે કે, વિદ્યાર્થીઓને વધારે પડે છે એટલે તેઓ માગણી કરે છે કે પાત્રીસને બદલે પચીસ ટકાનુ ધોરણ રાખવુ જોઇએ જે શિખવાડવામા આવે તેનો ત્રીજો ભાગ પણ આવડે નહિ તો પછી શિક્ષણનો અર્થ શો? કોઈ રસોઇઓ આવીને કહે કે હુ રોટલીઓ બનાવીશ તેમા પચીસ રોટલી સારી બનાવીશ અને બાકીની રોટલીઓમાથી કેટલીક કાચી હશે ને બાકીની બળેલી હશે તો એવા રસોઇયાને તમે ઊભો રહેવા દો ખરા?

આના અનુસંધાનમા હુ તમને એક સરસ વાત કહુ

એક વાર જમવા બેઠા હતા ત્યા ભાણામા લાડુ સાથે વડા પીરસાયા

તે વખતે એક પ્રશ્ન ઊભો થયો વડા કરતા લાડુ મોટા હોવા છતા વડાને 'વડુ' (મોટુ) કેમ કહેવામા આવતુ હશે?

કોઈક 'વડા'ને પૂછ્યું ય ખરુ 'લોકો તમને 'વડુ' કેમ કહે છે?'

ત્યારે વડાએ પોતાની આપવીતી કહેવા માડી

પહેલે થે હમ મર્દ, મર્દસે નાર કહાયે,
કર ગંગામે સ્નાન મૈલ સબ દૂર કરાયે,
કર પથ્થર સે યુદ્ધ, ઘાવ બરછી કે ખાયે,
નિકલ ભયે જબ પાર, આજ હમ 'બડે' કહાયે

વડુ કહે છે કે સૌથી પહેલા હુ મગના રૂપમા હતો પુરુષ અવસ્થામા હતો તે પછી 'વડુ' બનવા માટે મારે બે પથ્થર વચ્ચે ભરડાવુ પડયું આ રીતે ભરડાવાને લીધે મારી જાતના ટુકડા થઈ ગયા ત્યારે મારા એ આત્મભોગને યોગ્ય રીતે સન્માનવાને બદલે લોકોએ મને નારીવાચક નામ 'દાળ' કહીને સબોધવા માડયું ત્યાર બાદ લાબા સમય સુધી મારે પાણીમા ભી જાવુ પડયું એટલે, મારી બધી જ ચામડી 'ફોતરા' ના રૂપમા છૂટી પડી ગઇ અને મારૂ અગ એકદમ નરમ થઈ ગયું આ પછી મારે પથ્થર સાથે ખરેખરુ યુદ્ધ કરવુ પડયું પરતુ મારુ ગજુ કેટલુ ? બે પથ્થર વચ્ચે હુ બરાબર વટાઇ ગયું મારુ અસ્તિત્વ જ લગભગ ભુસાઈ ગયું

'ત્યાર બાદ મારી એ હાલત હજી ઓછી જ ડી હોય તેમ અગેઅગમા અગન ઊઠે એવા મરચા–મીઠાના મસાલા સાથે મને ભળવવામા આવ્યું

'પછી ઊકળતા તેલમા તળવામા આવ્યુ અને અણીદાર સોયાના ભાલાનો માર સહન કરવો પડયો

આટલુ બધુ થયું ત્યારે પુરુષવાચક 'મગ'ને બદલે નારીવાચક 'દાળ' એ નામથી સબોધન કરી મારુ અપમાન કરનારુ જગત હવે મને 'વડુ' કહીને માન આપવા માડયુ છે'

વડાની આ આત્મકથા દુનિયામા વડા–મોટા' બનવા માટે માણસે કેટલુ બધુ સહન કરવુ પડે છે તેનો ખ્યાલ આપે છે પરતુ આ સહનશીલતા અને જીવનક્ષેત્રે વિજયી બનવા માટેનુ લડાયક ખમીર, જીવનમા અભય ને પુરુષાર્થ નહિ હોય તો કયાંથી આવશે ?

તમે જે કઈ કામ કરો તેમા પુરુષાર્થને આગળ રાખો પછી પ્રયત્ન કરો અને જુઓ કે તમને સફળતા મળે છે કે નહિ

યાદ રાખજો કે કાયર માનવીને માટે જીવન ક્ષેત્રે સફળતાની કયાય સભાવના નથી તમારે જીવન યુદ્ધ જીતવુ હોય અને માનવતાને વિકસાવવી હોય તો તમારા હૃદયમા અભય જોઈએ અને પ્રયત્નમા પુરુષાર્થ જોઇશે

*

## ગૃહસ્થની આકાક્ષા

ગૃહસ્થો તો દુનિયાભરમા છે એમને બાળબચ્ચા પણ હોય છે જ્યા જ્યા માનવ સમાજ છે ત્યા આ છે જ, પરતુ ભારતના ગૃહસ્થોની આકાક્ષા છે કે કયારેક ને કયારેક આ બધુ છોડીને નીકળી પડીએ વાસ્તવમા ન પુત્ર તકલીફ આપે છે, ન પત્ની કનડે તો છે સમતિની આસક્તિ

રામાયણમા એક પ્રસગ છે રામચદ્રના રાજ્યાભિષેકની તૈયારી ચાલી રહી છે તેવામા નક્કી થયુ કે એમણે ૧૪ વર્ષ વનમા જવુ કૌશલ્યા માતા પૂજા કરી રહી હતી અને પ્રાર્થનામા ભગવાનને કહેતી હતી કે મને સદ્‌બુદ્ધિ આપો. એવામા રામચદ્ર એની પાસે પહોચ્યા માને પ્રણામ કરી કહે છે કે મને તો વનનુ રાજ્ય મળ્યુ છે મને આશીર્વાદ આપો આ સમાચાર સાભળવાની માના મનની તૈયારી કયાથી હોય ? છતા યે એ રામની મા હતી એણે પૂછ્યું કે નિર્ણય કોણે કર્યો ? રામે કહ્યુ કે પિતાજી અને કૈકેયી મા બ નેએ ત્યારે માએ કહ્યુ કે ઠીક છે, તારે જવુ જ જોઇએ અને એણે જવા માટે આશીર્વાદ આપ્યા ને બોલી, 'જરા દુ ખ થાય છે, વધુ તો નથી થતુ કેમ કે આખરે આપણે સહુએ વનમા જવાનું જ છે પણ ક્ષત્રિયો, રાજાઓ, ગૃહસ્થો વાનપ્રસ્થાશ્રમમા વનમા જાય છે અને તારે ભરયુવાનીમા જવુ પડે છે એનુ થોડ દુ ખ છે' તમે જરા ખ્યાલ કરો આજ આવો કિસ્સો હોત તો મા કેટલી રોકકળ કરી મૂકત ? અને શુનું શુ કરત ? પણ એ રામની મા હતી એટલે એણે આશીર્વાદ દીધા, રામ ચાલ્યા ગયા એણે પૂજા ચાલુ રાખી

—વિનોબાજી

# વિસર્જન

આચાર્ય રજનીશજી

એક મંદિરમાં ગયો હતો. પૂજા થઈ રહી હતી. મૂર્તિઓ સામે શીશ ઝૂકી રહ્યા હતાં એક વૃદ્ધ મારી સાથે હતા. કહે: "ધર્મમા લોકોને હવે શ્રદ્ધા નથી રહી. મંદિરમા બહુ ઓછા લોકો જોવા મળે છે."

મેં કહ્યુ—"મંદિરમા ધર્મ ક્યા છે?"

મનુષ્ય પણ કેવો આત્મપ્રવંચક છે! એ કેવી છેતરામણી કરે છે! પોતાના જ હાથે બનાવેલી મૂર્તિઓને ભગવાન સમજીને પોતાની જાતને છેતરી રહ્યો છે. મનના રચેલા શાસ્ત્રોને સત્ય સમજીને એ પાછો તૃપ્તિ માની રહ્યો છે!

મનુષ્યના હાથ અને મનદ્વારા રચિત જે કાઇ છે એ ધર્મ નથી. મંદિરોમાં બેઠેલી મૂર્તિઓ ભગવાનની નહીં મનુષ્યની જ છે અને શાસ્ત્રોમા લખેલું એ માનવીની જ અભિલાષાઓ અને વિચારણાઓનું પ્રતિફલન માત્ર છે, એ સત્યનુ અંતર્દર્શન નથી. સત્યને તો શબ્દસ્થ કરવાનુ મુશ્કેલ છે.

સત્યની કોઈ મૂર્તિ સંભવિત નથી. કારણ કે એ અસીમ, અનંત, અમૂર્ત છે. નથી તો એનુ કોઈ રૂપ, નથી ધારણા, નથી કોઇ નામ. એને આકાર આપતાની સાથે જ એ અનુપસ્થિત થઈ જાય છે.

એને પ્રાપ્ત કરવા માટે સર્વ મૂર્તિઓ અને તમામ મૂર્ત ધારણાઓ છોડી દેવી પડે છે, સ્વનિર્મિત કલ્પનાની તમામ જાળો તોડી નાખવી પડે છે. એ અન્સૃષ્ટ ત્યારે જ પ્રગટ થાય છે જ્યારે મનુષ્યની ચેતના એની મન-સૃષ્ટ કારાગારમાથી મુક્ત થઇ જાય છે.

વસ્તુત: આ તત્ત્વને પામવાને માટે મંદિર બનાવવાના નહીં, વિસર્જિત કરવાના હોય છે. મૂર્તિઓ ઘડવાની નહીં, વિલીન કરવાની હોય છે. આકારનો આગ્રહ ખોવો પડે છે કે જેથી નિરાકારનુ આગમન થઇ શકે. ચિત્તમાથી મૂર્ત દૂર થતાની સાથે જ એ અમૂર્ત પ્રગટ થઇ જાય છે. પહેલા પણ એ ત્યા હતું તો ખરુ જ. કેવળ મૂર્તિઓ અને મૂર્તમા એ દબાઇ ગયુ હતુ એટલુ જ. જે રીતે કોઈ ખંડમા સામાન ભરી દેવાથી એ અવકાશ, ખાલી સ્થાન, રિક્ત જગા, ભરાઇ જાય છે. એ સામાનને હટાવી લ્યો, તો એ જ્યા હતુ ત્યા જ હોય છે. ત્યાથી જ એ જડે છે.

આવુ જ છે સત્ય. મનને ખાલી કરો, ને એ ત્યા જ છે! [અનુ. પ્રકાશ ગજ્જર]

*

'બૂરાઇનો જવાબ બૂરાઇથી કદી ન આપો; બૂરાઇને ભલાઈથી જીતો!' —પોલ

'ભલાઇનો બદલો તો હુ ભલાઇથી જ આપુ; પરંતુ બૂરાઇનો બદલો પણ હુ ભલાઈથી આપવા ઈચ્છુ.' — લાઓ ત્સે

'દ્વેષ પ્રેમથી જીતો; બૂરાઈને ભલાઇથી જીતો; લોભને દાનથી જીતો, અને અસત્યને સત્યથી જીતો' —બુદ્ધ

'જે પ્રજા પાસે દૃષ્ટિ નથી, તે નાશ પામે છે.' એ વાક્યને ઉલટાવીને વાંચો, એટલે આશા અને પડકારનો સંદેશ મળશે: 'જે પ્રજા પાસે દૃષ્ટિ હોય છે, તેનો જ વિજય છે!' —આર્થર સી. ક્રાર્ક

આશુતોષ

## અબોલ પ્રતિમાઓ

મહાકાળ પડખુ ફેરવે છે ત્યારે કઇક પ્રતિમાઓ ખડિત બને છે અને નવી આકાર લે છે વિરાટ સામ્રાજ્યો, મહાન નૃપતિઓ કે લોકપ્રિય નરપુગવોની કાળને પડી નથી. કાળા માથાનો માનવી હોય કે જરીક અમથુ તણખલુ–ઇતિહાસ અને કાળ પાસે બધુ સરખુ છે, આઝાદી આવી અને પર દેશીઓના પૂતળા ગામેગામથી ખસેડી નાખ્યા પાટનગરમાથી પાચમા જ્યોર્જનુ બાવલુ ઉઠ્યે ખસેડાયુ જે ખસેડાયા તેને ઠેકાણે બહાદુરશાહ ઝફર, જવાહરલાલ, સુભાષબાબુ કસ્તુરબા, કમલા નહેરુ, માલવિયાજી, વલ્લભભાઇ, અસફઅલી, મોતીલાલ, આબેડકર એમ અનેક નવા પ્રસ્થાપિત થયા હવે ગાધીજીની પ્રતિમા મૂકવા હીલચાલ ચાલે છે આની સામે કોઈને કાઇ વિરોધ હોઇ શકે નહિ જ્યારે વિદેશીઓએ બાવલા મૂક્યા ત્યારે તેમણે તો એવી જ કલ્પના કરી હશે કે તે બધા દુનિયાના અત સુધી રહેશે કમનસીબે આપણે ઇતિહાસના એક કૃપના હાથા બન્યા હવે જે પ્રતિમાઓ આજે ઊભી કરીએ છીએ તેનુ ભવિષ્ય કોઈ જાણતુ નથી એક એવો દિવસ પણ આવે કે ભારતભરમા DMKનુ રાજ્ય હોય અને આ બધી પ્રતિમાઓ ઉખેડી નાખે જે મહાપુરુષોની યાદ આ રીતે યાવચ્ચદ્રદિવાકરૌ રાખવા માગીએ છીએ તેમણે પોતાના જીવન દરમ્યાન ઘણુ કહ્યુ અને કર્યું તેમની અબોલ પ્રતિમા ઊભી કર્યે વિશેષ કાઈ નથી ખાસ કરીને ગાધીજી માટે તો નર્યો દ્રોહ કરીએ છીએ આજ તેમનુ કહેલુ કોણ આચરણમા મૂકે છે? તેમને ગોળીઓ દેનારા સૌ કોઈનો હાથ હતો – અપરોક્ષ હાથ હવે શા માટે થોડા લાખ રૂપિયાનુ આધણ કરવુ જોઇએ? તમને ભજનારા વગર પ્રતિમાએ તેમને જાણે છે અને ભવિષ્યમા પણ જાણશે કોઈ સમાન ધર્મી દુનિયાના છાના ખૂણે બેઠાને મોહનદાસના નામ ઉપર બે આસુડા સારી લેશે પાટનગરવાસીઓ! બાપુનો મજાગરો ચઢાવવાની કોઇ જરૂર નથી– તેમની પ્રતિમા તો અતરીક્ષમા કુદરતે કડારેલી જ છે!

## લોકમાતાઓ

નફાતોટા વિષે મેકોગ નદીનો ઉલેખ કરી જે લખાયુ હતુ તેની શાહી સુકાણી નથી ત્યા નર્મદા અને તાપી મૈયાઓની હૃદય વિદારક કહાણી આવી પડી છે સુરત–ભરુચ અને નવસારી-વલસાડ બાજુ માઇલોમા પૂરના પાણીએ વિનાશ વેર્યો છે ગુજરાત–સૌરાષ્ટ્રમા જેટલી મોટી નદીઓ છે તે દરેકનો સૂક્ષ્મ અભ્યાસ કરવા હવે સરકાર પ્રેરાશે. છેલા પૂરે જે નુકસાની કરી છે તેનો અદાજ પ્રાપ્ત થતા સમય લાગશે. પણ તે કરોડોમા હશે એ વિષે બે મત નથી જ. બધી જ નદીઓને નાથવાની યોજનાઓ કાગળ ઉપર તો ઘડી જ લેવી પડશે અને પછી અગ્રતા પ્રમાણે યોજનાઓમા તેમને સમાવિષ્ટ કરી શકાય એક ચોમાસુ સારુ તો બીજુ નિષ્ફળ એમ ઘટમાળ ચાલ્યા જ કરવાની એટલે ચોમાસુ જે વર્ષે સારુ હોય ત્યારે નબળા વર્ષની જોગવાઇ કરી લેવા, અને ઓછામા ઓછુ પાણી દરિયામા જાય તેવી ગોઠવણ કર્યા સિવાય દેશની વિરાટ બનતી જતી વસતિને કોળિયો ધાન મળશે નહિ લોકમાતાઓ રૂઠે છે ત્યારે બોધપાઠ આપવા જ એમ કરતી હશે

## સોનાની જાળ

પદરમી ઓગસ્ટે વડાપ્રધાન ઇન્દિરાજીએ પાકિસ્તાનને યુદ્ધ ન કરવાના કરાર માટે ઇજન આપ્યુ જવાબ ધારેલો જ આવ્યો કાશ્મિરનો પ્રશ્ન પતાવો નહીતર યુદ્ધ થશે જ વિદેશનીતિમા આપણે કદી નવુ શીખવા નથી એની એ પુરાણી ઢબે ચાલ્યા જઇએ છીએ હિદુસ્તાન–પાકિસ્તાનનુ

સર્જન બે અલગ વિચારસરણીના આગ્રહને આભારી હતું. સ્વામી આનંદે તેમના પુસ્તક 'નવલા દર્શન'માં આ વિષે વેધક પ્રકાશ ફેંક્યો છે, તેની પ્રજાએ નોંધ લેવી જોઈએ ભારત જેવડા વિરાટ દેશના વડા-પ્રધાનના જાહેર ઉચ્ચારણને પાકિસ્તાન ઠોકરે મારે અને દુનિયામાં અપમાનિત કરે ત્યાંસુધી ખોળો પાથરવાની શી જરૂર છે? ઇઝરાઇલ જેવડા નાનકડા રાષ્ટ્ર પાસેથી કેમ સ્વમાનભેર જીવવુ તે શીખી લેવાની જરૂર છે પાકિસ્તાન થયાને આટલે વર્ષે જો તેનો હિંદુદ્વેષ ઓછો ન થતો હોય તો સોનાની જાળ પાથરવાની બેવકૂફી શીદ કરો છો?

## હિંમતે મરદા

મદ્રાસના વડાપ્રધાન અન્નાદુરાઈ મરદ માણસ છે એટલે ખુદા એમને મદદ કરે છે પોતાના રાજ્યમાંથી કોંગ્રેસનું નિકંદન કાઢવા, ચૂંટણી વખતે લોકપ્રિય ઉપાયો અજમાવ્યા રૂપિયે પવાલુ ભરીને ચોખા આપ્યા-હજીય આપે છે સત્તા ઉપર આવ્યા પછી હિંદીભાષાનો વારો કાઢયો અને તેને દેશ નિકાલ કરી કેન્દ્ર સરકાર બચાડી જોતી રહી હમણા થોડા સમય પહેલા એક ફતવો રાજ્યના ગામેગામ મોકલ્યો તેમા લખ્યું હતુ કે સરકારી કચેરીઓ અને નિશાળોમા દેવદેવીઓની છબી રાખવી નહિ— ઉતારી લેવી. (સંભવ છે કે DMK સિવાયના દેશનેતાઓનો વારો ચાલ્યો આવે છે) વળી વિરોધ કરતા કોંગ્રેસીઓના ટોળા ઉપર લાઠી ચાર્જ કરી, તપાસ પંચ નીમવાની ના પાડી પૈસાની જરૂર પડતા તાજેતરમા 'મદ્રાસ રેફલ' શરૂ કરી અને ગવર્નર દ્વારા પ્રથમ ટિકિટો વેચાણી તેમણે લોટરીના ગુણગાન ગાયા ધર્મરાજા પણ જુગટું રમતા હતા. તો આપણે કોણ? જોતજોતામા કરોડ-બે કરોડ રૂપિયા વગર વ્યાજે ભેગા થઇ જશે અંગ્રેજી દૈનિક 'ટાઈમ્સ'માં તો એક સજ્જને આ દાખલો ટાંકી સુરતના રેલ રાહત ફંડ માટે ગુજરાત સરકારે પણ આવી 'રેફલ' યોજના વિના વિલંબે શરૂ કરવા સૂચન કર્યું છે તર્કશાસ્ત્રની દૃષ્ટિએ આમાં ખોટુ કાંઈ નથી જો ગુજરાત સરકાર પોતાની લોટરી કાઢે તો વરલી મટકામા નાણા રોકતા ઘણા આસામીઓ આ ટિકિટો ખરીદી લેશે, અને નંબર લગાડવા નસીબ અજમાવશે અન્ના આપણા મોટાભાઇ છે. તેમનું જેટલુ સારૂ હોય તેટલુ અવશ્ય સ્વીકારીએ તેઓ હિંમતવાન છે અને તેમને ઠેકડા મારતા જોઇ, કૂદતા શીખી લેવુ જોઇએ!

## અશાંત વિદ્યાર્થી

વિદ્યાર્થીઓમા જે અજંપો દેખાય છે તેના ઉપર પાના ભરીને ચર્ચાઓ અખબારોમા આવે છે શાળા અને કોલેજોમા શિસ્તના અભાવ ઉપર પરિસંવાદો યોજાય છે, કટારોમા લેખ લખાય છે અને આ રીતે વિદ્યાર્થીની એક નબળાઇને આળપંપાળ કરવામા આવે છે

વિદ્યાર્થી એ તો એક ચાલુ પ્રક્રિયાનો અંશ છે તે કેવો હોવો જોઈએ તેનો આધાર કેળવણી અને શિક્ષક ઉપર જ હોઇ શકે કેળવણી અને શિક્ષક બન્નેમા ઊણપ હોય તો જ આવુ પરિણામ આવે જેમ લશ્કરી તાલીમ પામેલા સૈનિકમા ગેરશિસ્ત કે નબળાઈ ચલાવવામા નથી આવતી તે જ વાત વિદ્યાર્થીને લાગુ પડે છે પોતાના વર્ગના વિદ્યાર્થીઓ પોતાની આજ્ઞા ઉથાપે, હડતાળ પાડે અથવા પોતાની વિરુદ્ધ થાય તેની જવાબદારી શિક્ષક અથવા શિક્ષણ સિવાય કોની હોઇ શકે? વિદ્યાર્થી રાજકારણથી દોરવાતો હોય તો તેને અલિપ્ત રાખવા તેના વાલી સુધી પહોંચવુ જોઇએ વિદ્યાર્થીના મન ઉપર ઠસાવી દેવુ જોઇએ કે સ્કૂલ અથવા કોલેજોમા જ્ઞાન અને અભ્યાસ અભિપ્રેત છે—રાજકારણ માટે તેઓ બહુ નાના છે પ્રાથમિક કક્ષાથી જ શિસ્ત ઉપર ધ્યાન અપાવુ જોઈએ શિસ્તભંગના પ્રસંગોએ આકરા પગલા લેતા ખચકાવાની જરૂર નથી જેમ લશ્કરમા તેમ નિશાળમા, શિસ્ત વિના, વિદ્યા આગળ ધપાવવી ન જોઇએ અભ્યાસક્રમમા બાળક કુમળુ હોય ત્યારથી જ શિસ્તનો કક્કો શીખવવો જોઇએ શિસ્તનુ ઉલ્લંઘન કરનારને શાળા તેમજ કોલેજમાથી રૂખસદ આપવી જોઈએ કેમ કે એક નઠારો વિદ્યાર્થી આખા વર્ગને બગાડે છે વધુ તો શિક્ષક દરેક વિદ્યાર્થી

સાથે હળીમળી શકે, અને તેના ઉપર અંગત ધ્યાન રાખી શકે તેવી સ્થિતિ નિર્માણ કરવા વર્ગસંખ્યા નિયત રાખવી જોઈએ લોકશાહીના નામે ટોળાવાદને ઉત્તેજવાથી આવતી કાલના ધડવૈયાઓ દયાજનક સામાન્યકક્ષ અંપાત્માઓ નીવડશે જે દેશની સ્વતંત્રતા રક્ષી પણ નહિ શકે

## યમપુરી

ભારત સરકારના આરોગ્યખાતાના નાયબ રાજ્ય પ્રધાન ડૉ. ચંદ્રશેખરે એવું વિધાન કર્યું છે કે કેટલીક હોસ્પિટલો નર્કાગાર સમી બનતી જાય છે તેમણે આવું સત્ય જાહેરમાં કહીને ભારે મૂંઝવણ ઊભી કરી છે. સરકારના બચાવ માટે એક બે ડોકા બારી રહેવા દીધી હોત તો સારુ હતું. ખેર મુંબઈની એક હોસ્પિટલમાં એકને બદલે બીજી છોકરીનું ઓપરેશન થઈ જતા તે મૃત્યુ પામ્યાનો બનાવ તાજો જ છે. ડૉ. શેખર તો ખાસ કરીને કુટુંબ નિયોજનના નિષ્ણાત છે એટલે તેમણે સમજવુ જોઈએ કે હોસ્પિટલોમા દરદીઓનો ધસારો એટલો બધો રહે છે કે આ ગરીબ દેશમા ઇસ્પિતાલોની ત્રેવડ શુ? આપી આપીને કેવી અને કેટલી સારવાર આપે? કેટલાને આપે? ભૂખમરો અને પોષણનો અભાવ હોવાથી દર્દો પણ કેટલા થાય છે? ગુજરાત સરકારે આ દિશામા કાઇક સુધારો કરવા દવાખાના ઓમા Token Fee રાખેની તેનો ઉહાપોહ થયો ભૂખ હડતાલો થઈ હોસ્પિટલ ચલાવવા પુષ્કળ નાણા જોઈએ તો જ સવલતો પ્રાપ્ય બને યમપુરીને યક્ષપુરી બનાવવા કુબેરનો ભંડાર જરૂરી છે એકવાર ભલે બોલ્યા-બીજીવાર ન બોલતા.

## કાંચન અને કેળવણીકાર

શ્રી ઉમાશંકર જોશીએ ૪૦ વર્ષ પહેલાંના અમદાવાદ વિષે મ્યુનિસિપાલિટીના જાહેર સન્માનમા બોલતા કહ્યુ હતુ કે અમદાવાદમા ત્યારે જે વિભૂતિઓ હતી—આનંદશંકર ધ્રુવ, રમણભાઈ, કેશવ હ. ધ્રુવ, નરસિંહરાવ, બ. ક. ઠાકોર તેનો જોગ મળવો મુશ્કેલ હતો અમદાવાદ ત્યારે ખરેખર સંસ્કાર કેન્દ્ર હતુ. તેમને ગુજરાતની ગુણદર્શિતાના દર્શન થયા છે અને અમદાવા એ કવિઓની-સંસ્કાર સેવકોની કદર કરનારી ભૂમિ લાગી છે. અમદાવાદ એક ઔદ્યોગિક શહેર છે અને મિલોના ભૂંગળાનુ વર્ચસ્વ અહી કાયમ રહ્યું છે હવે તો ગુજરાતની યુનિવર્સિટીનું વડુ મથક અહી છે અને સદ્ભાગ્યે શ્રી ઉમાશંકર વાઇસ ચેન્સેલર છે. કેળવણીમાથી જ આગળ જતા પ્રતિભાઓ સાપડે છે. પાટનગરના કેળવણી ક્ષેત્રના તાજેતરના એક બે બનાવો કમનસીબે કેળવણી કાચનની આશ્રિત છે તેવો ભ્રમ પેદા કરે છે. નગીતા અર્થશાસ્ત્રીનુ રાજીનામુ તેમજ એક કોલેજના બાહોશ આચાર્યને સિદ્ધાંત ખાતર પદ ત્યજી દેવુ પડ્યું તે કહાણી 'અભ્યાસ'ના છેલ્લા ત્રણ અંકોમા વિશદતાથી રજૂ થઇ છે. આચાર્યની વ્યાખ્યા શુ? કેળવણીના ક્ષેત્રમા તેની સ્વાયત્તતા કેટલી? કોથળાનુ મોઢુ જેમના હાથમા છે તેમનો હસ્તક્ષેપ કેળવણી ક્ષેત્રે ઈષ્ટ ખરો? જો યુનિવર્સિટી પણ નિર્લેપભાવે કાચનની મહત્તા સ્વીકારતી હેય તો એક કેળવણી ક્ષેત્રના નિષ્ણાતની સહાનુભૂતિમા મગરના આસુ પાડવાનો કોઈ અર્થ નથી.

## મધ્યાહ્નને કોલાહલ

બપોરે એક વાગ્યાના સમાચાર પ્રસારણ બાદ, રેડિયો સ્ટેશન બંધ થવા જોઈએ ભારત જેવા દેશમા આ શાંતિનો સમય છે. આ સમયે જે લોકો ઘરમા રહેવા ભાગ્યશાળી છે તેમને માટે વામકુક્ષીનો આ સમય છે વિવિધ ભારતી અને જય ભારતીના ફિલ્મી બરાડાઓ બપોરના ત્રણ કે ચાર પછી શરૂ કરવા જોઈએ ફોજીભાઇઓ ખાતર ભારતના પચાસ કરોડ લોકો ઉપર આ કાર્યક્રમ ઠોકી બેસાડવામા કઇ ગણતરી હશે તે સમજાતું નથી. થોડીક માનસિક શાંતિ માટે બપોરની એક કલાક ભારતના નાગરિકને ખૂબ આવશ્યક છે રેડિયોનો પ્રચાર આજકાલ એટલો વધી ગયો છે કે ખેતી કરતો ખેડૂત પણ હળ બળદને જોતરતી વખતે ટ્રાન્ઝીસ્ટર લટકાવે છે. મુંબઇ જેવા શહેરમા એક માળામા અસંખ્ય રેડિયોના કોલાહલથી અંદર વસનારાઓની

શી સ્થિતિ થતી હશે તે કલ્પી શકાય. વગી રેડિયો વગાડવામા વિવેક રાખવાનું કોઇના ખ્યાલમા પણ નથી હોતુ. નાનામાં નાના ગામડામા હોટેલમા મોટે અવાજે રેડિયો વગાડવામા ગૌરવ મનાય છે. ગલીએ ગલી, અને ઘરેઘરમા સૌ મનસ્વી રીતે રેડિયોની સ્વીચ ફેરવતા હોય છે અને ટયુનીગ મૂકતા હોય છે. કોઇ માણસ માંદુ હોય, અથવા શરીર અસ્વસ્થ હોય, મન ભમતુ હોય, માથું ફાટફાટ દુઃખતુ હોય તો કોને કહેવા જાય? આ તો નાગરિક હક! રેલવના ડબ્બામા સહયાત્રીઓ ના પાડે તો બીડી પીવાની મનાઇ કરતા પાટિયા ચોડયા હોય છે. પણ એવો દાખલો શોધ્યો જડે ખરો જેમા કોઇ બીડી ન પીતું હોય? એના જેવી આ વાત છે. ઓલ ઇન્ડિયા રેડિયોના શાણા નિયામકો સમજી શકશે કે નાગરિક હકની ગૂચ ઊભી કરવા કરતા, બપોરની બેઠક બધ રાખો. એટલી મહેરબાની કરો-ખુદા ખાતર. ભારતનો ઉદ્ધાર થવાનો હશે તો બીજી કોઈ પણ રીતે થશે- પણ ફરમાઈશી ફિલ્મી સગી તથી તો નહિ જ. અજાણપણે અને નિર્દોષતામા, એક ભારે સામાજીક અનિષ્ટ ફેલાવવામા અને કાચી વયના યુવક યુવતીઓ-વિદ્યાર્થીઓના માનસ વિકૃત કરવામાં રેડિયોના આવા કાર્યક્રમ જવાબદાર છે.

## આવકાર

શ્રી ઉમાશકર જોષીના અધ્યક્ષપદે શરૂ થયેલા ગુજરાતના નવીનતમ સાપ્તાહિક 'નિરીક્ષક'ના બેત્રણ અકો જોયા. ભાવિ માટે મોટી આશા જગાડે છે. જે વાચન સામગ્રી પીરસાય છે તેમાં વિવેક અને રજૂઆતની જહેમત પાનેપાને દેખાય છે. તત્રી નોધોમા મૌલિકતા અને સ્પષ્ટ કથિતવ્ય ધ્યાન ખેચે છે. હાર્દિક આવકાર.

## અલવિદા !

કોને યાદ કરવા અને કોને રડવુ? પંડિત સાતવલેકરજી જેવી વિદ્વાન પ્રતિભા દેશે ગુમાવી. સો વર્ષનું આયખું તેમણે પૂરું કર્યું પણ વેદાંત અને ભારતની સંસ્કૃતિના તત્ત્વદ્રષ્ટા ફરીથી મળવા મુશ્કેલ છે. ગુજરાતે પણ ત્રણ પ્રતિભાઓ ગુમાવી. ન્યાય, કેળવણી અને સાહિત્યક્ષેત્રે ચિરસ્મરણીય સેવાઓ આપનાર હરસિદ્ધભાઈ દિવેટીઆએ વિદાય લીધી છે. ગુજરાત યુનિ.ના પ્રથમ ઉપકુલપતિ. ભારતીય વિદ્યા ભવનમા પણ મુનશીજીના જમણા હાથ જેવા તીવ્ર ન્યાયબુદ્ધિ. ગીતા ઉપર અગ્રેજીમા પુસ્તક લખ્યુ છે. બીજા સસ્કારસેવક ગુમાવ્યા ભરુચ સેવાશ્રમના 'છોટે સરદાર'ના હુલામણા નામથી ઘેરઘેર જાણીના ચદુભાઈ દેસાઈ. આઝાદીના પ્રખર લડવૈયા. છેવટ સુધી સત્તાથી દૂર રહ્યા 'મરદ માથુ આપે, નાક નહિ' એ સૂત્રના પ્રણેતા; સુરત-ભરુચની છેલ્લી રેલમા બીમાર અને બેભાન અવસ્થામા હતા. ત્રીજા ગુમાવ્યા જીવન જીવવાની તીવ્રઅભિલાષા સેવનાર આશાસ્પદ યુવાન સાહિત્યકાર અને કવિ રાવજી પટેલને. 'અશ્રુઘર' અને 'ઝંઝા'એ જેમની પાંગરતી પ્રતિભાને મોહકતાયા આપી હતી તેવા નવલોહિયા જુવાનને યમરાજાએ ઝડપી લીધા. મૃત્યુની મહેફીલ ને કોઇ અટકાવી શકતુ નથી. ગુજરાતમા અને અન્યત્ર અતિવૃષ્ટિ અને પૂરને કારણે સેકડો, અને ઇરાનના ધરતીકપમા હજારો માનવીઓએ જાન ગુમાવ્યા અને તો પણ મહેફીલ અધૂરી જ હશે?

## ઝેક ત્રિઅંકી

ઝેકોસ્લોવેકિયાના બનાવોએ લગભગ બીજા વિશ્વયુદ્ધ વખતનુ વાતાવરણ ઊભુ કરી દીધુ. આ નાટકના બે અકો ભજવાયા છે. દુનિયાભર ા લોકમત આગળ રશિયાને કુણા થવુ પડ્યું છે અત્યારે તો તે કડવો ઘૂટડો ગળી ગયુ છે અને ઝેક નેતાઓ પણ રશિયાને વધુ છછેડવા આજની ઘડીએ તૈયાર નથી. એમ લાગવા કરે છે કે હજુ ત્રીજો અંક બાકી રહી ગયો છ ત ગમે ત્યારે ભજવાય. દુનિયાના લોકમતને ઠડા પડવા દઇને પછી રશિયન રીંછ નવો ખેલ કરે તો નવાઇ નથી. રુમાનિયાએ જે રીતે સામે નહોર ભરાવ્યા તેનાથી વોર્સો કરારના દેશોમા અશાતિ ફાટી નીકળવાનો ભય હતો. રશિયા જેવી મહાસત્તાને નાનકડા રાજ્યો ચ્યાઉ કરે તેમાં ગૌરવનો પણ લોપ થતો હતો. વળી પશ્ચિમિરાષ્ટ્રો અને અમેરિકા પણ વચ્ચે કૂદી પડે અને તેથી પરિસ્થિતિ નવો વળાંક લે. ઝેક અથવા રુમાનિયા જેવડા રાષ્ટ્રનુ ગજુ નથી કે રશિયા સામે બાથ ભીડી શકે. છતા જે અહિંસક પ્રતિકાર ઝેકના લોકોએ કર્યો તે ઇતિહાસમા ખાસ ઉલ્લેખ પામશે.

# શ્રદ્ધેય જીવનની ઝાંખી

(ધૂમકેતુના જીવન સંસ્મરણો)

દક્ષિણકુમાર જોશી

જીવનનાં સનાતન મૂલ્યો, બાપુની લેખિનીનુ પ્રેરણાબળ બની રહે છે. વિશાળ ફલક ઉપરનુ જીવનદર્શન એ પણ બાપુની પ્રેરણાનું ઉદ્ગમ સ્થાન ગણાવી શકાય હિમાલયથી માંડીને કન્યાકુમારી સુધીનો ભૂમિ પ્રદેશ તેનુ લોકજીવન, તેમા વિહરતી કુદરત, એ સઘળા તત્ત્વો, અને તજ્જન્ય અનુભૂતિ બાપુની કલમને શબ્દ દેહે સાકાર કરવા તરફ દોરી જતી ગમે તે સ્તરમા જીવાતુ પ્રજાજીવન કલમમા કંડારી લેવા માટે, એ જીવનમા એકરાગ થઈ જવું — આત્મીય બનવું — એ વાત બાપુને સાહિત્ય સર્જન માટે અનિવાર્ય લાગતી.

બાપુ પોતાના લેખનકાર્ય માટે પોતીકી જીવનદૃષ્ટિ ધરાવતા હતા. એ પોતીકી દૃષ્ટિથી જે લખાતુ તેને જ બાપુ પોતાની જીવન સિદ્ધિ ગણાવતા "તમે આમ લખો, કે તેમ લખો, તમારા પાત્રોને આ રીતે ચિતરો કે તે તે રીતે ચિતરો, યુગ પરિવર્તનને આધીન થઈને લખો" — એવી એવી વાતો બાપુ પાસે લેખનનુ કોઇ કાર્ય કરાવી શકતી નહીં લેખકની પોતાની જાત પ્રત્યેની "ખુદ વફાઇ" (બ ક ઠાકોરના શબ્દમા પોતાની જાત પ્રત્યેની વફાદારી) એ જ બાપુના સર્જનનો મુખ્ય નિર્ધાર હોય તેમ લાગે છે મૌલિક કલાકાર તરીકેનો બાપુનો એ વિજય છે

૧૯૩૦મા અસહકારની લડતના શ્રીગણેશ મંડાયા હતા ત્યારે, બાપુના નિકટવર્તી કોઇક મિત્રે એક સમયે કહેલુ, "તમે ગાંધીયુગના સાહિત્યકાર લેખાયા, તમે ગામડાને તમારી વાર્તાઓમા દાખલ કર્યુ, ગાંધીજીની જેમ વર્ગવિગ્રહ લોપ કરીને પીડિતોને, રીબાએલાને તમારી વાર્તાઓમા જેમ સ્થાન આપ્યુ તેમ એકાદી નવલકથામા આ યુગને કા ન ઉતારો?" બાપુનો જવાબ બહુ જ સૂચક હતો, "સાહિત્યકાર માટે આ યુગના હોવું કે તે યુગના હોવું એ બહુ મહત્ત્વની વાત નથી. એને માટે તો કાર્ય એ જ – લેખન કાર્ય – મહત્ત્વની વાત છે પોતાના સર્જનનુ મહત્ત્વ વધારવા લેખકે યુગ પરિબળનો સિક્કો મેળવી લેવો એ વાત પણ બરોબર નથી.

"યુગ પરિબળના પ્રત્યાઘાતો લોકોમાં ઝીલાય તે પહેલા જ એને ગરમાગરમ ભજિયાની જેમ, ચાલો લખીએ તે વેચાઇ જશે, એમ સમજીને સાહિત્યનુ કેન્દ્રબિંદુ બનાવવા બેસી જવું એ ચવણી સિક્કા જેવી વાત છે એની મૂલવણી — ગાંધીયુગની પ્રજા જીવન ઉપર જે સ્થિરગામી અસર પડી, તેનુ મૂલ્યાકન તો આજથી બે અઢી દાયકા પછી જ થઈ શકે

અત્યારે તો તમને એક બાજુનુ જ દર્શન જોવા મળે છે આઝાદ થવા મથતી પ્રજા, આઝાદી મેળવ્યા પછી પોતાનુ પોત કેવુ પ્રગટાવે છે એના ઉપર જ બધો આધાર છે સ્વતત્રતા એ ખરેખર લોકો માટે સ્વાતત્ર્યની સિદ્ધિ બની રહે છે કે પછી એ સ્વચ્છદતામા પરિણમે છે તે ૨૫–૩૦ વર્ષ પછી જ જાણી શકાય તે સમયે જ ગાધીયુગની માંડણી લેખકે પોતાની નવલકથા, વાર્તાઓ અગર કવિતામા કરવી જોઇએ

બાપુની તે સમયની દૂરગામી જીવન દષ્ટિ સમયના પ્રવાહમા આજે યોગ્ય નથી લાગતી શુ?

ગાંધીયુગની વિચારસરણી, સ્વદેશીની ભાવના, ખાદીનુ અર્થકારણ એ સઘળુ અમારા

દાદાના વખતથી જ, છેલ્લી ચાર પેઢીથી લોહીમાં વણાઇ ગયેલું – બાપુ કહેતા તેમ જીવનનું જીવન – જીવનની જરૂરિયાત જેવું જ બની ગયુ હતું. બાપુએ એક સમયે જૂનું નર્મ – ગદ્યનું પોતાનું સંઘરેલું પુસ્તક અમને બતાવીને કહેલું કે આ પુસ્તક ઉપરનું પૂંઠું એ મા (બાપુના બા)ના હાથે કાંતેલા સૂતરમાંથી બનાવેલ પાણુકોરાનું છે. ખાદીએ આજનું સુધરેલું નામ છે. ખાદી સૌરાષ્ટ્રના ગામડાંમાં "પાણુકોરા" તરીકે જ ઓળખાતી હતી.

એ સંદર્ભમાં વિચારીએ તો બાપુના જીવનની સાદાઈ માટે પણ અમારા વડીલો તરફથી ચાલ્યો આવતો વારસામાં ઊતરી આવેલો ગુણ ગણાવી શકાય. ગાંધીજીના જીવનની જેમ, ભારત દેશના ગરીબ નાગરિકના પ્રતિક જેવું એક તંગડી અને ખભે ઓઢેલી પછેડીમાં વેષ પરિધાનની સઘળી પર્યાપ્તિ થઈ જાય છે — તેમ અમારા બાપાની બાર મહિને કપડાંની જરૂરિયાત દોરીથી બાંધીને પહેરી શકાય તેવા બે પાણુકોરાનાં કડિયાં અને ગોઠણ સુધી પહોંચે તેવાં બે પંચિયાં, બહુ બહુ તો ખભે નાંખવાનું એકાદ ફાળિયુ અને માથે વીંટવા માટેનું ત્રણેકવાર પાણુકોરાનુ કાપડ એટલી જ જરૂરિયાત રહેતી! એ સમયમાં સાબુનો વપરાશ નહીં જેવો જ. નદીએ જાય ત્યારે કપડાં હાથથી છબછબાવી નાંખે, એકાદ સંઘરેલી સાબુની ગોટીનો અઠવાડિયે એકાદવાર ઉપયોગ થાય. કપડાં ચોખ્ખાં લાગે! સફેદ બગલાની પાંખ જેવા નહીં! આછા હળદરના રંગ જેવી પીળાશ-વાળા કપડાં બ્રાહ્મણને શોભી ઊઠે! અમારા કાકાઓ તો ઘરમાં બેઠા હોય ત્યારે પહેરેલ પંચિયા સિવાય શરીર ઉપર બીજુ કોઇ કપડું પહેરે જ નહીં! અમારા મોટા કાકા તો કહેતા કે હિંદુસ્તાનની આબોહવા જ એવી છે કે ઘરમાં બેઠા હોઈએ ત્યારે કપડાંનો શરીર ઉપર ઠઠારો કરવાની ભાગ્યે જ જરૂર રહે છે!

પગરખાં વાપરવાનાં હોય તો ગામડાનાં મોચીના શિવેલા દોઢેક રૂપિયાની કિંમતના તે સમયે મળતાં "ઓખાઇ" વપરાતા. સ્વ-દેશીની ભાવના – પોતાના ગામના મોચીને જ રોજી આપવા સુધીની ભાવના – આ રીતે જોવામાં આવતી. બાપુ અમદાવાદમાં આવ્યા પછી વર્ષો સુધી ઓખાઇ – પગરખાં ગોંડલના મોચી પાસે જ શિવડાવેલાં પહેરતા હતા.

વિરાટ કાય ગાંધીજીવનના એકાદ અંશ જેવું કાઠિયાવાડને ખૂણે ગામડામાં જીવાતું જૂનવાણીઓનું પચાસ – સાઠ વર્ષો પૂર્વેનુ જીવન એકાદ ઝાંખી કરી લેવા જેવું છે. એ શ્રદ્ધેય જીવન, જીવન – સચ્ચાઇથી ભારોભાર ભરેલું લાગે છે.

અમારા બાપા વૈદું કરતા હતા. વૈદનુ કામ તો દર્દીની નાડી પરીક્ષા કરીને દવાની પડીકી આપવાનું હોય છે. પણ આ વૈદ કાંઇક જૂદી માટીના ઘડાયેલા હતા! દર્દી દવાની આશાએ જ મુખ્યત્વે વૈદ પાસે આવતો હોય, ત્યારે બાપા એના જીવનની રખવાળી કરતાં હોય તેમ બોલી ઊઠે :

"માળા, બંધાણી! ઢીંચ્યે રાખ્યશ, તો પછી આ પડીકાં શું કામમાં આવશે?"

બાપાનુ વૈદું, આજીવિકા અર્થે નહીં, પણ પ્રજાજીવનની રખવાળી જેવું હતું જીવનને પરાધીન બનાવી નાંખે, એવી દારૂ જેવા વ્યસનની વાતનો ઉલ્લેખ કરીને બાપા કહેતાઃ "તને માળા છાતીનાં પાંસળાનો દુઃખાવો રહ્યા કરે છે, ત્યારે ઢીંચવાની કયાં જરૂર છે? હું ઈ ના ઈ દારૂથી તારી દુખતી પાંસળી ઉપર માલિશ કર્યું, પછી તને ફેર લાગે છે કે નહીં ઈ વાત કેવા આવજે."

થોડા દિવસ પછી વ્યસનથી મુકત

બનેલો દર્દી બાપાને આવીને કહેતો હોય, "હા અદા! મારો ઈ પાંહળાનો દુખાવો દબાઈ ગ્યો! હવે ઢીંચતો નથ્ય" બાપા ત્યારે બોલી ઊઠે: "બાળા બંધાણી! જેનો ઉપયોગ જેમ થાતો હોય તેમ થાય! આ દારૂ શરદીને મારે છે એમ સમજીને તું નાહકનો ઢીચ્યે રાખતો 'તો! પણ એની જરૂર તો પાંહળીના હાડકાં ઉપર ઘસવાની હતી. હવે તારે એને ઢીંચવાની જરૂર નથી. હવે તને શરદી રહેતી હોય તો હું બતાવું ઈ સૂંઠ ગોળની ગોળીઓ ને સવાર સાંજ ગરમાવાનો ઉકાળો પીવા મંડય" આવો હતો અમારા બાપાનો સમાજ સુધારક તરીકેનો સ્વાંગ! કાઠિયાવાડની એ ધરતી ઉપર ગામડે ગામડે લોકજીવનની રખવાળીને પોતાનુ કર્તવ્ય સમજતાં જેને જૂનવાણી કહેવાય તેવા માણસો વસતા હતા. પાંત્રીસ ચાલીશ વર્ષ પહેલાંની, આવી એકાદ વાત આજે યાદ આવે છે. બાપાનું શ્રદ્ધેય જીવન, બાપુના વારસામાં ઊતરી આવ્યુ હોય તેની પ્રતીતિ કરાવી જાય છે.

દારૂ બંધીનો કાયદો અમલમાં નહોતો તે સમયની વાત છે.

ગાંધીજી દારૂબંધીને જીવનધ્યેય બનાવીને ઝૂઝમતા હતા તે સમય છે. ભદ્રમાં કારંજ પોલીસ સ્ટેશનની બાજુમાં, કારજ બિલ્ડિંગમાં વિલાયતી દારૂની દુકાન હતી. મારા મોટા માશીબા માટે, દવાવાળાની દુકાનેથી, હું, બાપુ સાથે દવા લઈને ઘેર જઇ રહ્યો હતો. મોટા માશીબાને દમનો વ્યાધિ રહેતો હતો, અને છાતીનાં પાંસળીઓનો દુખાવો મટતો નહોતો, મારા મોટા કાકાએ તે સમયે કાઠિયાવાડના દૂર ગીરમાં ડેડાણ ગામેથી, મારા મોટા માશી (બાપુના ભાભી) માટેની દવાઓ અમદાવાદથી મંગાવી હતી. બીજી દવાઓની સાથે, ગામડાના ડૉકટરે સારામાં સારી બ્રાંડીનો છાતી ઉપર માલિશ કરવા ભલામણ કરી હતી. બ્રાંડીની– "x–100" – જે સારી જાત ગણાતી હતી તે લેવા અમે દારૂના પીઠા ઉપર ગયા.

ત્યારે તો કાંઈ સમજણ પડેલી નહીં, પણ બાપુ એવી મતલબનું બોલેલા – "વસ્તુ કોઇ ખરાબ નથી, તેનો ઉપયોગ કઈ રીતે થાય છે એ વાત ઉપર જ બધો આધાર છે." બાજુમાં બેસી રહેલા વ્યસનીઓને બતાવીને કહેલું, "જે દારૂ માલિશ કરવાથી હાડકાંનો દુખાવો મટાડી દે, એ જ દારૂ ઢીંચવાના કામમાં આવે ત્યારે આ પરિણામ આવે છે." બીજા વ્યસનીઓની સાથે, અમારા પાડોશમાં ખાનપુરમાં ભીલવાસમાં રહેતો, નામે નાગર, શાહપુરમાં મિલમાં શાળખાતામાં સંચા ચલાવવા જતો અમારો પરિચિત ભેટી ગયો. એની ભાભી દુઝાણું રાખતી હતી; સવારે દરરોજ છ વાગે બશેર દૂધનો લોટો, ભેળસેળ વગરનો, મિલમાં જતી વખતે અમને આપી જતો.

બાપુને જોઇને થોડોક છોભીલો પડી ગયેલો નાગર અમારી પાસે આવીને ઊભો રહ્યો. બાપુએ તેને થાબડીને કહ્યું "કેમ? આ લત છૂટતી નથી? અમને તો મંછીબાઇ (નાગરની ભાભી) ગાય – ભેંસનું તાજું દૂધ ખવરાવે છે ને તું આ રવાડે કેમ ચડ્યા છો?"

નાગરે કહ્યું: "સાહેબ! સવારમાં વહેલા ઊઠીને ઠંડીમાં મિલમાં જવું પડે છે એટલે શરદી રહે છે અને છાતીના પાંહળામાં દુખ્યાં કરે છે એટલે થોડોક લઉં છું તઇ ઠીક રહે છે."

બાપુએ કહ્યું: "એક ઉપાય બતાવું? કાલે વહેલી સવારે દૂધ આપવા આવજે ત્યારે તને કહીશ."

ઉપર જણાવેલો – અમારા બાપાએ બતાવ્યો હતો તે – શરીરના બહારના દુખતા ભાગ ઉપર બ્રાંડી માલિશ કરવાનો ઉપાય

બાપુએ નાગરને બતાવેલો. અંદરથી ગરમી મેળવવા માટે સૂંઠ ગોળની ગોળીઓ તથા ગરમ ઉકાળો નાગરની શરદી મટાડી શકેલો ત્યારે એક દિવસ નાગરે કહેલું, "હવે સાહેબ! હું લેતો નથી હો! તમારી સૂંઠની ગોળીઓએ મારી શરદીને ભગાડી દીધી. હવે તો જાતે ઊંઘ પણ ધસધસાટઆવી જાય છે."

એ વખતે ઘરમાં શિયાળાનું કોઈ વસાણું મારી બાએ બનાવેલું. બાપુએ કહેલું પણ ખરૂં, "બી! નાગરને થોડુંક વસાણું ખાવા માટે આપજો! એટલે તમારે કાયમ ભેળસેળ વગરનું દૂધ આપ્યા કરશે એ ફાયદો! એને મજૂરી કરવાની હોવાથી શરીરમાં થોડીક વધારે શકિતની જરૂર છે મંછીબાઈને કહેવરાવજો કે થોડુંક વધારે દૂધ આપે એટલે વસાણા માટેનો માવો ઘેર ઉતારી શકાય થોડુંક વધારે વસાણું એમને પણ બનાવી આપજો."

જીવનની આત્મીયતા, વ્યકિત પ્રત્યે, તેના પ્રાણ પ્રશ્નોની, એકરાગતા આપી જાય છે ત્યારે જ આવું જીવન સહજ રીતે વ્યકત થઈ જાય છે! એ જીવનમાં મનુષ્યની નબળાઈ પ્રત્યે પૂર્વગ્રહ રાખ્યા વિના, જીવનની નબળાઈ પ્રત્યે ઊંડી સહાનુભૂતિ વ્યકત થતી હોય છે.

---

## સાધુતા શું છે?

સંત ફ્રાન્સિસની આ વાત છે.

એક દિવસ તે પોતાના શિષ્ય લિયો સાથે સેંટ મેરિનાની યાત્રાએ નીકળ્યા

રસ્તામાં વાવાઝોડું અને વરસાદ શરૂ થયો. તેથી તેઓ ભીંજાયા ને કાદવ કીચડથી લથપથ થઈ ગયા

રાત્રિ થઈ ગઈ હતી. દિવસ ભરની ભૂખ અને થાકથી તેઓ ત્રાસેલા હતા, ગામ તો દૂર હતું ને અધી રાત પહેલા ત્યાં પહોંચવું અસંભવિત હતું. ત્યારે ફ્રાન્સિસે કહ્યું 'લિયો, ખરો સાધુ એ નથી કે જે આંધળાને આંખો આપી શકે, બીમારોને તંદુરસ્તી આપી શકે અને મરેલાને જીવતા કરે." તેઓ થોડીવાર ચૂપ થઈ ગયા અને પછી કહ્યું 'લિયો, ખરો સાધુ એ પણ નથી કે જે પશુ, ઝાડપાન અને પથ્થરોની ભાષા પણ સમજી શકે આખા જગતનું જેને જ્ઞાન હોય એ પણ ખરો સાધુ નથી." પછી થોડીવાર ચૂપકીદી છવાઈ ગઈ. બન્ને જણા વાવાઝોડું, પાણી અને અંધારામાં ચાલતા જ રહ્યા થોડી વાર પછી સેંટ મેરિના ગામના દીવા દેખાવા લાગ્યા સંત ફ્રાન્સિસે ફરી કહ્યું "અને તે પણ ખરો સાધુ નથી, જેણે પોતાનું બધું જ ત્યાગી દીધું છે" હવે લિયોથી ન રહેવાયું એણે પૂછ્યું 'તો પછી ખરો સાધુ કોણ?'

સંત ફ્રાન્સિસે કહ્યું 'આપણે મેરિના પહોંચવાની તૈયારીમાં છીએ. ધર્મશાળાની બહાર જઈને એના બારણા ખખડાવીશું, દ્વારપાળ પૂછશે, 'કોણ છો?' અને આપણે કહીશું કે, 'તમારા જ બે ભાઈઓ સાધુઓ છીએ.' અને જો 'ભિખારીઓ ભિખમગાઓ, મફતલાલો, અહીંથી ભાગી જાવ. અહીં તમારા માટે સ્થાન નથી' એમ કહીને એ બારણા બંધ કરી દે અને આપણે ભૂખ્યા, થાક્યા-પાક્યા, ને કાદવ કીચડથી ભરેલા અધી રાત્રે બહાર ઊભા રહીએ, અને વળી પાછું બારણું ખખડાવીએ. આ વખતે તો એ બહાર નીકળીને લાકડીથી આપણને મારે અને કહે, 'બદમાશો, અમને હેરાન ન કરો.' આમ આ બધું આપણી પર વીતવા છતાં આપણી અંદર કશું ન થાય—ત્યાં તો બધું શાંત અને શૂન્ય બની રહે, અને તેવા દ્વારપાલમાં પણ આપણને પ્રભુ જ દેખાય, તો એ ખરી સાધુતા છે."

સાચે જ બધી પરિસ્થિતિઓમાં અખંડિત શાંતિ, સરળતા અને સમતા ઉપલબ્ધ કરી લેવી તેનું નામ જ સાધુતા છે ...!

—પૃથ્વીસિંહ ઝાલા




## વાદળ પાછળ. .

વરસાદી પ્રભાતનો અર્થ એવો નથી જ
કે આખો દિવસ એવો જશે.
ખરેખર તો આ ઝૂમતાં વાદળ પાછળ
હજીય સૂરજ ઝળહળી રહ્યો છે.
વાદળ સહેજ જ પાંખાં થતાં
સૂરજ પાછો કિરણડોકિયાં કરશે
ને પ્રભાતના પ્રાગટયનુ ભાવિ
એક ઝહળતું સત્યદર્શન બનશે.

જીવનનાં વિષાદવાદળનુ પણ આવુ જ છે.
આજ ભલે ને આપણી ચારે બાજુ
અસંખ્ય વાદળનો ઘટાટોપ હોય,
માગલ્યના સૂરજ ઝળહળશે.
ચિંતાઓના વાદળ ઢગ ઓસરશે.
તેજની ધારાઓ વછૂટશે.

આજ ભલે ખૂબ થાકયા હોઇએ.
પણ કંટાળ્યા વગર મહેનત ચાલુ રાખીએ,
તો આજ નહીં તો કાલ, પરમ,
ગમે તે રીતે, ગમે તે રસ્તે
ભાવિ ઉજ્જવળ જીવન ઉઘાડી આપશે.

-ર્લાન પ્રોટેલ

## જીવન દિશા

કરુણામય અને પ્રામાણિક થવું,
થોડુક કામવું, ને થોડું ઓછું વાપરવું,
પોતાની હાજરીમાત્રથી પણ
આખા પરિવારમા આનંદમંગલ સર્જાય,
જરૂર પડયે પરિસ્થિતિ બરાબર સમાલવી,
ને જરૂર પડયે કડવાશ વિના,
બધુ જ ત્યાગવા તત્પર રહેવું,
મિત્રો, ભલે થોડા રાખવા
પણ કશીય શરત વિનાના,
કોઇની સાથે ખોટી બાંધછોડ નહીં,
જીવનને વેદના વિંટળાઇ વળે
ત્યારે પણ જાતને તરછોડવી નહીં.
એને એકલી છોડવી નહીં,
એના મિત્ર બનીને રહેવું :–
જેની પણ પાસે જીવનની ચેતના છે,
હ્રદયની મૃદુતા છે.
ને હિંમત છે,
એ સૌ માટે,
પોતાને માનવ માનનાર માટે
આ છે કામ, આ છે જીવનદિશા.

-સ્ટીવન્હેન

## દસ દિવ્યામૃતબિંદુ

૧ ચિંતા બંધ કરો. ચિંતા માનવીને મારી નાખે છે.

૨ પ્રત્યેક દિવસનો પ્રારંભ પ્રાર્થનાથી

કરો. એનાથી તમારો આત્મા આયુધસજ્જ થશે.

૩ તમારી ક્ષુધાઓ ઉપર નિયંત્રણ રાખો. નહીં તો તમારું શરીર અને આત્મા જડ થઈ જશે.

૪ તમારી ખામીઓ સ્વીકારો. બધા જ માણસો સંપૂર્ણ–મહાન–ન થઈ શકે.

૫ ઈર્ષ્યા ન કરશો. એનાથી સમય અને શક્તિ વેડફાય છે.

૬ લોકોમાં શ્રદ્ધા રાખો. અશ્રદ્ધા તમને બગાડી મૂકશે.

૭ કાંઈક વિશેષ આનંદપ્રવૃત્તિ–હૉબી–શોધી કાઢો. એનાથી જ્ઞાનતંતુઓ શાંત થશે.

૮ દર સપ્તાહે એક પુસ્તક વાંચો જ. એનાથી કલ્પનાને તાઝગી મળશે ને દૃષ્ટિકોણ વિકસશે.

કેટલોક સમય એકાંતમાં ગાળો. તમને મૌનની શકિતનો અનુભવ થશે.

૧૦ ગમતું મેળવવામાં શકિત વેડફવાને બદલે મળેલાને ગમાડતાં શીખો.

–અબ્રાહમ ફીનર્બર્ગ

## એક મંત્ર....

હું સચ્ચાઈ કેળવીશ.
કારણુ કે આ ધરતી ઉપર
થોડાં હૃદય પણ એવાં છે,
જે મારામાં વિશ્વાસ રાખે છે.

હું વિશુદ્ધ બનીશ.
કારણુ કે કેટલાંક હૃદય
મને ખરેખર વિશુદ્ધ માને છે.

હું સબળ બનીશ.
કારણુ કે ઘણું સહેવાનું આવશે.

હું હિંમતવાન બનીશ.
કારણુ કે ઘણી સાહસની ઘડીઓ આવશે.

હું સહુનો મિત્ર બનીશ–
એકલછીવનો ને દુશ્મનોનો સુદ્ધાં.

મારી પાસે જે કાંઇ છે,
એમાંથી થોડું પણ હું આપીશ.
ને પછી એ વાત સુદ્ધાં ભૂલી જઈશ.

હું વિનમ્ર બનીશ.
કારણુ કે મારી નિર્બળતા હું જાણું છું.

હું મારી દૃષ્ટિ ઊર્ધ્વ રાખીશ.
હું સતત હસતો રહીશ.
હું સતત પ્રેમ વેરતો રહીશ.
હું સતત ઊંચે ચઢતો રહીશ,
અન્યને ઊંચે જવામાં મદદ કરતો રહીશ.

–હાવર્ડ વોલ્ટર

## પૂંછડીએ પ્રભાસ...

એવી કોઈ કાળાશ હું જાણતો નથી,
જે કદી ઉજળી થઈ જ ન હોય.

એવી કોઈ કાળી રાતની મને ખબર નથી,
જેની પૂંછડીએ પ્રભાત ન વળગ્યુ હોય.

એવા કોઇ તોફાનને હું ઓળખતો નથી,
જે પોતાની મેળે જ ન ખેંચાઇ ગયુ હોય!
જે પોતે ચોખ્ખું ન થયુ હોય!

નિરાશાનો એવો કોઈ જ ડુંગર
મેં આજ લગી જોયો નથી,
જે અધવચ્ચેથી ફાટી ગયો ન હોય.

વેદનાના વાદળમાં
ક્યાંય તો ચીરા પડે છે જ.

ને એવી એકે પળ મેં જોઈ નથી,
જે એવી ભયંકર શૂન્યતાથી ભરી હોય,
કે જેને હૈયાની પ્રેમધારા
આનંદથી ન છલકાવી દઈ શકે!

જાહેન એન્ગ્ઝ

## ગયું તે ગયું ...

ત્રણ વસ્તુ,
એક વાર હાથથી ગઇ,
પછી કદી પાછી મળતી નથી,
પાછી મળતી નથી–

જોઈએ તો પ્રાર્થનાઓ કરો,
કે પછી આંસુડાં વહાવો.

ત્રણ વસ્તુ પાછી વળતી નથી :
એક તો બાણમાંથી છૂટેલુ તીર,
ભલે ધનુર્ધરે એ અણજાણતાં છોડયુ હોય.

બીજો જીભનો શબ્દ,
જાણ્યે અજાણ્યે સરકી ગયેલો,
કડવો ઝેર, હિંસક, ઘાતક, ડંખ જેવો.

ને ત્રીજી વસ્તુ ઓળખી તક.
એ તત્કાળ ન વપરાઈ તો તો
હમેશ માટે ગઈ જ સમજવાની.

બોલો ભાઈ!
કોઇ આનંદશબ્દ બોલવાના છે ?
કોઈ મધુરવાણી વહાવવાની છે ?
તો આજે, અત્યારે
રે આ પળે જ એ વહાવી દો.

કાલ કદાચ ઘણું ઘણું મોડું થઇ ગયું હશે.
આ પળ તમારી છે.
એનો ઉપયોગ કરી લ્યો ભાઇ!

અનામ

અનુ૦ પ્રકાશ ગજ્જર

*

શિષ્યે કહ્યું : 'ગુરુદેવ, મને વિદ્યા શીખવો કે જેથી કરીને હું સામાન્ય મનુષ્યોથી પર થઇ શકું અને અમર બની શકું.'

ગુરુએ હસતાં હસતાં ઉત્તર આપ્યો : 'તું જે માગે છે તે વિદ્યા નથી પણ અવિદ્યા છે. હું તો ઇચ્છું છું કે તુ સામાન્ય મનુષ્ય બન. એથી કંઇ વિશેષ નહિ કે કંઇ ઓછો નહિ.' અને શિષ્ય ગુસ્સે ગઈને ચાલ્યો ગયો. એક વિવશ હાસ્ય ગુરુના હોઠ પર આવ્યું અને વિલીન થયું.

એ બાદ એક વર્ષ, બે વર્ષ, ચાર વર્ષ, બાર વર્ષ વીતી ગયાં અને પછી તે પાછો આવ્યો. એના ચહેરા પર વિચિત્ર ઉત્સાહ હતો. વિચિત્ર ઉલ્લાસ હતો. પ્રણામ કરીને એણે કહ્યું : 'ગુરુદેવ, બાર વર્ષ સુધી હિમાલયની કંદરાઓમાં વસતા ઋષિઓની સેવા કરીને હું વિદ્યા શીખ્યો છું.'

'શું શીખ્યો છે?'–ગુરુના હોઠ પર એ જ વિવશ હાસ્ય આવી ગયું હતું.

'જે રીતે સામાન્ય મનુષ્ય ધરતી પર ચાલી શકે છે એ રીતે હું ઉઘાડા પગે પાણી પર હરીફરી શકું છું. મારા પ્રાણને ભયંકર ખતરામાં મૂકીને મેં આ વિદ્યા પ્રાપ્ત કરી છે,–શિષ્યે ભારે ગૌરવથી કહ્યું.

આવા તુચ્છ કામની પાછળ તેં જીવનનો મહત્ત્વનો ભાગ નષ્ટ કર્યો? નદીના કિનારે ઊભેલો હોડીવાળો માત્ર એક પૈસો લઈને દરેક માણસને નદી પાર કરાવી દે છે. તું બાર વર્ષમાં માત્ર નદી પાર કરી શકે–બીજાને એવી રીતે નદી પાર કરાવી શકે નહિ.' દુ:ખ અને પરિતાપથી ગુરુનો ચહેરો ઉદાસ થઇ ગયો.

ગુરુદેવ શ્રી રામકૃષ્ણ પરમહંસના જીવનની આ કથા વિદ્યા–અવિદ્યાનો ભેદ તો શીખવે જ છે પણ એ સાથે સામાન્ય મનુષ્ય રહીને બીજાની સેવા–સહાયતા કરવામાં જ વાસ્તવિક ધર્મ રહ્યો છે એમ પણ શીખવે છે.

# મેથી જોયુ નહીં જાય !

રતુભાઈ અદાણી

ખીજડિયા કરીને એક ગામ વસતી હશે સોએક ખોરડાની પાદરમા નાનકડી નદી વહે ગોદરામા વડ અને પીપરના ઝાડની મોટી ઘટા જમીન ભારે રસાળ ગામ બહુ રૂપાળુ લાગે

પાચેક વરસથી ગામમા પચાયત આવી છે. પડખેના બે ગામ સાથે મળીને જૂથ સહકારી મ ડળીની પણ રચના કરવામા આવી છે ગામની રોનક ફરવા માડી છે

બધાય ગામની માફક આ ગામમા પણ હરિજનવાસ વસતિને છેવાડે વાસમા દસેક હરિજનના ખોરડા હશે પહેલા તો હરિજનથી આડા ય ન ઊતરાય એટલી હદ સુધી લોકો આભડછેટ પાળતા હવે આભડછેટ સાવ ખ ખેરાઈ ગઈ છે એમ તો કહેવાય નહી, પણ પહેલા કરતા ફેર ઘણો પડી ગયો છે પહેલા હરિજનના બાળકોને નિશાળમા દાખલ જ કરવામા આવતા નહોતા હવે તેઓ બીજા બાળકોની સાથે બેસીને ભણતા થયા છે પહેલા હરિજનનો પડછાયો પણ અ ! ગયો હોય તો એમાથી ધીગાણુ થઈ પ તુ હવે ખેતર વાડીમા કામ કરતી વખતે આભડછેટને કોઈ યાદ કરતુ નથી પચાયતમા એક બેઠક હરિજન સભ્ય માટે અનામત છે અને રૂપો મેતર હરિજન સભ્ય તરીકે પચાયતની બેઠકમા બીજા સભ્યોની સાથ બેસવાની હિમત કરવા માડ્યો છે ગામની સાથે સાથે હરિજનવાસની પણ રોનક બદલાવા લાગી છે

રૂપે મેતર હરિજનવાસનો આગેવાન તો હતો જ પચાયતના સભ્ય તરીકે ચૂટાયા પછી એ પોતાને ગામના દસ બાર આગેવાનો માહેનો પણ એક ગણવા લ ગ્યો અને એમ કરવામા એ કઇ ખોટો પણ ન હતો રહી જવા પામેલી આછી પાતળી આભડછેટને કારણે લોકો સાથે હળવા ભળવામા રૂપા મેતરને થોડી કાળજી રાખવી પડતી પણ ગામના એના માન-આબરૂ સારા હતા

રૂપા મેતરના મોટા દીકરાના લગન લેવાણા હરિજનવાસ આખો ય મહેમાનોથી ઊભરાવા લાગ્યો ઢોલ ધડૂકવા લાગ્યા શરણાઈઓ ગૂજવા લાગી લગનના ગીતોથી વાસ આખો હેલે ચડયો છે

રૂપા મેતરને થયુ કે ગામના છોકરા પરણે છે ત્યારે ઘોડે ચડીને ફૂલેકા ફરે છે મારો દીકરો ય ઘોડે બેસીને ફૂલેકુ કા ન ફરે ? મનમા વિચાર ઝબકયો અને એ ઊપડયો લખા શેઠને ઘેર

ગામમા વાણિયાનુ એક જ ઘર નામ એનુ લખમીચ દ શેઠ એમનો મૂળ અને મુખ્ય ધ ધો ધીરધારનો સહકારી મ ડળીની રચના થયા પછી એમના ધ ધાને થોડો ફટકો પડયો ખરો પણ તો ય તે ઠોકરા દૂધ ઘીએ બાળુ કરે એમા હરકત આવી નથી ગામ આખુ લખમીચ દ શેઠને લખા શેઠ તરીકે જ ઓળખે

લખા શેઠને ઘોડીનો ભારે શોખ આગણે જાતવાન ઘોડી રાખે શેઠની ઘોડી આખા પથકમા વખણાય ઘોડી માથે બેસી હાથમા પાણીની છનોછલ ભરેલી તાસળી લઇને ગામ આખાને આટો મારી આવો તો ય એમાથી એક ટીપુ ય ઢોળાય નહી એવી એની ચાલ લખા શેઠ જાતે એને ખરેરો કરે, જાતે એને નિરણ કરે, જાતે એને ચદી આપે, જાતે

એને પાણી પાવા લઇ જાય લખા શેઠને ઘોડી જીવ કરતા ય વધુ વહાલી

ગામમા ગમે એ ઘેર લગન હોય, ફૂલેકામા લખા શેઠની ઘોડી હોય જ લખા શેઠે એને માટે ઘોડીનો ખાસ શણગાર વસા વેલો રૂપાની ઘૂઘરમાળા અને સોનેરી સાજ સાથે વરરાજાને બેસાડીને રૂમઝૂમ ચાલે ચાલતી ઘોડી જોઇને લખા શેઠનો હરખ અને પોરહ કયાય માય નહી

રૂપો મેતર લખા શેઠને ઘેર પહોચ્યો અને ફળિયામા બેસીને એણે દીકરાના ફૂલેકા માટે ઘોડીની માગણી કરી

"એલા તમારે તે વળી ફૂલેકામા ઘોડી હોતી હશે!" લખા શેઠે હિ ડોળા–ખાટે બેઠા બેઠા રૂપા મેતરની વાત હસી કાઢી

"આજ દી લગી તો અમારા છોકરા ઘોડે ચડીને ફૂલેકુ નથી ફર્યા, એ વાત સાચી ફૂલેકાની કયા માડો છો! અમથા ગામતરે જવા માટે ટાયડી ઉપર બેસીને નીકળ્યા હોઈએ અને કોઈ દરબાર સામા મળે તોય અમારે હેઠા ઊતરી જાવુ પડતુ પણ હવે તો જમાનો બદલાઇ ગયો છે તમે આપો તો દીકરાને તમારી શણગારેલી ઘોડી ઉપર ફૂલેકે ફેરવવાની હોશ થઈ છે આટલુ વેણ રાખો" રૂપા મેતરે હાથ જોડીને માગણી મૂકી

'તે હજી દરબારો ગામ મૂકીને હાલ્યા નથી ગયા હો! હુ તો તારુ વેણ રાખીને ઘોડી આપીશ પણ તારા દીકરાને ઘોડીએ ચડી ફૂલેકે ફરતો જોઈને દરબારોનુ માથુ ફાટી જાશે" શેઠે હિચકતા હિચકતા રૂપા મેતરને ચીમકી આપી

"પચાયતમા દરબાર અને હુ હારે બેસીએ છીએ ત્યા કાઇ ભેદભાવ કળાતો નથી દરબારો ય સમજી ગયા છે કે હવે એમનુ રાજ નથી, સ્વરાજ આવ્યુ છે લોકોનુ રાજ આવ્યુ છે ગામના છોકરા ઘોડીએ ચડીને ફૂલેકે ફરે તો મ રા દીકરાનો કાઇ વાક ગુનો ખરો!" રૂપા મેતરે કહ્યુ

અને શેઠ પાસે ઘોડી આપવાની હા કહેવરાવી રૂપો મેતર હરખાતો ઘેર આવ્યો

* * *

સાજે લખા શેઠનો સાથી સોનેરી સાજ અને રૂપાના ઘુઘરમાળથી શણગારેલી ઘોડી લઇને હરિજનવાસ પાસે હાજર થઇ ગયો રૂપા મેતરનો હરખ કયાય માતો નથી એના દીકરાનીયે કસુ તૂટવા લાગી છે

ઢોલીને ઘેર વિવાહ હોય ત્યારે ઢોલ તો કયાયથી લાવવા ન પડે આગળ ચાર પાચ ઢોલ નાસા, બે ચાર શરણાઇઓ, ભાડે આણેલી બે ચાર દીવીઓ અને એની પાછળ લખા શેઠની રૂમઝૂમ કરતી ઘોડી ઉપર રૂપા મેતરનો દીકરો માગી લાવેલી સોનેરી મૂઠની તલવાર લઇને બેઠો છે પાછળ રગબેરગી કપડામા હરખથી ફૂલાતા હરિજનવાસના સ્ત્રી પુરુષો ગોઠવાઇ ગયા છે એમના જીવનમા આજનો પ્રસગ અનેરો હતો બહેનોના ગળામાથી વહેતા થયેલા મીઠા લગન ગીતોએ ગામ આખાને હિલોળે ચડાવ્યુ ફૂલેકુ ફરતા ફરતા ચોરા પાસે આવ્યુ ચોરા ઉપર એક ગલઢેરા અને બેચાર જુવાન દરબારો બેઠા હતા

"એલા આ શેનો તાશેરો છે?" ગલઢેરાએ હોકાને પડખે મૂકી, આખ ઉપર હાથની છાજલી કરીને પૂછયુ

"એ તો ફૂલેકુ છે" એક જુવાન દરબારે જવાબ આપ્યો.

"કોના ઘરનુ ફૂલેકુ છે?" ગલઢેરાની ઝાખી નજર ફૂલેકા તરફ ખોડાઇ ગઈ

"રૂપા મેતરનો દીકરો પરણે છે" બીજા દરબારે ખુલાસો કર્યો

"તે રૂપા મેતરનો દીકરો ઘોડીએ ચડીને ફૂલેકું ફરવા નીકળ્યો છે?" ગલઢેરાએ કરડાકીથી પૃછયુ.

"હા જ તો. અને જેવી તેવી ટાયડી લઈને નહીં, પણ લખા શેઠની ઘોડી ઉપર બેસીને ફૂલેકું ફરવા નીકળ્યો છે." ત્રીજા દરબારે ટમકું મૂકયુ.

"લહા શેઠે રૂપા મેતરને ઘોડી આપી? ગજબ થઇ ગયો ગણાય." ગલઢેરાએ હોકાની ઘૂંટ લીધી.

"ગજબ ગણો તો ગજબ." જુવાન દરબારે ટાઢે કોઠે જવાબ આપ્યો.

"તે તમે બેસી શું રહ્યા છો? કહી દ્યો રૂપા મેતરને કે અમે હજી મરી નથી ખૂટયા તે મેતરનો દીકરો ઘોડીએ ચડીને ફૂલેકું ફરવા નીકળ્યો છે. ફૂલેકું ફેરવવુ હોય તો વરરાજા ઘોડીએથી હેઠો ઊતરી જાય. પગપાળા ભલે આખા ગામમાં ફરે. નહીં તો સારાવાટ નથી." ગલઢેરા ટટાર થઇ ગયા.

"બાપુ! ટાઢા પડો. હવે આપણુ ગામના ધણી નથી, સાંતી સાંતીના ખેડૂત છીએ. રૂપો મેતર વેણુ વાઢી નાખશે તો આપણી ઠેકડી થાશે." સમજુ દરબારે ગલઢેરાને શાંત પાડવા પ્રયાસ કર્યો.

"અરે ભાર છે રૂપા મેતરનો કે મારુ વેણુ વાઢે? ભૂલી ગયા કે ટાયડા માથે બેસીને કોઇ મેતર સીમમાં હાલ્યો જાતો હોય તો ય આપણને દેખીને હેઠા ઊતરી જાવું પડતું હતું? એને બદલે હવે ગામમાં મેતરનો દીકરો આપણી છાતી સામે ઘોડીએ ચડીને ફૂલેકે ફરે? દુનિયા રસાતળ જાવા બેઠી છે કે શું?" ગલઢેરાનુ શરીર ક્રોધથી ધ્રૂજવા માંડયું.

"બાપુ તમારી વાત સાચી. આપણા રાજમાં તો ઘોડે બેસવાની વાત કયાં કરો છો? સારાં લૂંગડા પહેરીને કે મોઢામાં સોપારીનો કટકો રાખીને ય નીકળવાની કોઇ મેતર હિંમત કરતું નહીં. પણ હવે એ દિવસો ગયા. રૂપા મેતરના દીકરાને ઘોડીએ બેસીને ફૂલેકું ફરવાની હવે આપણાથી ના પડાય નહીં." નવા યુગને ઓળખી ગયેલા દરબારે ઠાવકાઇથી વાત કરી.

"તમથી આ જોયુ જાય તો ભલે. મેંથી આ જોયુ નહીં જાય." ગલઢેરા વધુ ઉશ્કેરાઇ ગયા.

"પંચાયતમાં હુંય સભ્ય છું અને રૂપો મેતર પણ સભ્ય છે. અમે હારે ઊઠીએ બેસીએ છીએ. હવે જૂના ભેદભાવ ગયા. હું તો રૂપિયો ને નાળિયેર લઈને બેઠો છું, ફૂલેકું આવે એટલે વધાવવા માટે તમે ય ફૂલેકુ વધાવો એમાં આપણી શોભા છે?" જુવાન દરબારે વાતનો રંગ પલટાવી નાખ્યો.

"આવી કમતિ તમને સુઝાડી કોણે? તમારા બધાનો દી ફરી ગયો લાગે છે, તમને બધાયને સૂઝે એમ કરો પણ મેંથી આ જોયું નહીં જાય" ગલઢેરા દરબાર એક હાથમાં હોકો અને બીજા હાથમા લાકડી લઇ ઊઠયા અને ડેલી ભણી જવા તૈયાર થયા

વાજતે ગાજતે ફૂલેકું ચોરા પાસ આવ્યું. જુવાન દરબારોએ, ગામના આગેવાનોએ અને લખા શેઠે ચોરા પાસે ફૂલેકાને રૂપિયો રૂપિયા અને નાળિયેર આપીને વધાવ્યુ. રૂપા મેતરનો હરખ કયાંય માતો ન હતો. એના ચહેરા ઉપર, ગઇ કાલના જમાના ઉપર, આજના યુગના વિજયનો આનંદ ઊભરાતો હતો.

ગલઢેરા દરબારે હોકો લઇને ધ્રૂજતા પગે ધીરે ધીરે ડેલી તરફ ડગ માંડયા. જતા જતાં બોલતા સંભળાયા: "મારે ય તે જૂની આંખે આ નવા તમાશા જોવા રાખ્યા હશે ને! પણ રૂપા મેતરનો વાંક નથી. જમાનો બદલાઇ ગયો છે."

# આદર્શ મૈત્રી પ્રેમ

પૃથ્વીસિંહ ઝાલા

મોટો એવો એક દેશ હતો.

દુર્ભાગ્યે એ દેશમાં બે મિત્રો ગુલામ તરીકે જીવતા હતા.

એકનું નામ એન્ટોનિયા હતું અને બીજાનું નામ રોજર.

બન્ને એક જ ઠેકાણે કામ કરતા, ખાતા ને પીતા.

ધીરે ધીરે બન્ને વચ્ચે ગાઢ સંબંધ થયો. પછી તો એવી મૈત્રી જામી કે રજાના દિવસોમાં પણ તેઓ પોતાનાં સુખદુઃખની વાતો કરતા ને ક્યારેક ગુલામીનાં અસહ્ય દુઃખે એકબીજાને ગળે વળગી રડતા પણ ખરા!

આ બન્ને મિત્રો સમુદ્રકિનારે આવેલા એક પર્વત ઉપર રસ્તો બનાવવાનું કામ કરવા સવારે જતાં ને સાંજે પાછા ફરતા.

એક દિવસ અચાનક એન્ટોનિયાએ કામ છોડી દીધું ને સાગર તરફ નજર નાખી ઊંડો નિસાસો મૂકયો. ને છેવટે ન રહેવાથી તેણે પોતાના મિત્ર રોજરને કહ્યું. 'ભાઈ, સમુદ્રની પેલી પાર મારી વહાલામાં વહાલી વસ્તુઓ છે. હરપળે જાણે મને એવું લાગ્યા કરે છે કે જાણે મારી સ્ત્રી અને વહાલાં બાળકો સમુદ્ર કિનારે આવીને જાણે એકી નજરે આ તરફ જોઇ રહ્યાં છે અને વિચારે છે કે હું મરી ગયો છું. તેથી તેઓ આક્રંદ કરી રહ્યા છે. જો ભગવાન મને પાંખો આપે તો હાલ ને હાલ હું ઊડીને ત્યાં જાઉં. અથવા તો આંખો સમુદ્ર તરીને એમની પાસે પહોંચી જાઉં.'

એન્ટોનિયા જ્યારે જ્યારે સમુદ્રકિનારે જતો ત્યારે ત્યારે તેને આવા વિચારો આવતા ને એ ઊંડા દુઃખમાં ગરકાવ થઈ જતો....

એક દિવસે તો ત્યાંથી પસાર થતા વહાણને જોઇ તે રોજરને કહેવા લાગ્યો. 'મિત્ર, આટલા કષ્ટમય દિવસો બાદ હવે દુઃખનો અંત આવ્યો હોય એવું લાગે છે. જો, ત્યાં પેલું મોટું વહાણ લંગર નાખીને પડયુ છે. આપણે પણ સમુદ્રમાં કૂદી પડીએ અને તરતા તરતા ત્યાં જઈ પહોંચીએ તો ઘેર પાછા જઈ શકાય, અને તેમ છતાય જો કદાચ ત્યાં પહોંચી ન શકીએ ને અધવચ મરી જઈએ તો એમાં વાંધો શો છે? આ ગુલામી કરતાં તો હજાર દરજ્જે સારું.'

'એન્ટોની, જો તું કોઇપણ પ્રકારે તારી જાતને બચાવી શકે તો હું ઘણો જ ખુશ થાઉં અને ગમે તેમ કરીને જો તું દેશમાં પહોંચી જાય તો મારે પણ આટલું બધું દુઃખ ભોગવવું ન પડે. કદાચ જો તું સહીસલામત તારે ઘેર પહોંચી જાય તો મારાં માબાપની શોધ જરૂર કરજે. વૃદ્ધાવસ્થાને કારણે અથવા તો મારા શોકથી કદાચ તેઓ આ દુનિયા પર જીવતાં પણ નહિ હોય, પણ જો તેઓ જીવતાં હોય તો એમની પાસે જઈને એટલું તો જરૂરથી કહેજે કે.. ..'

રોજરને બોલતો અટકાવી એન્ટોનિયા એકદમ બોલી ઊઠયો: 'અરે ભાઈ, તું શું એમ માને છે કે હું તારી આવી દુઃખી અવસ્થામાં તને એકલો છોડી મૂકી ચાલ્યો જઈશ? એવું તો કદી ન બને, રે કદી ન બને, તું અને હું જુદા નથી, કાં તો આપણે બન્ને છૂટીશું અથવા તો અહીં સાથે જ મરીશું.'

એન્ટોનિયોની વાત સાંભળી રોજર બોલ્યો: "ભાઈ, તું જે કહે છે તે ઠીક જ છે, પરંતુ મને તરતાં નથી આવડતું, એથી કરીને હું તારી સાથે કેવી રીતે આવી શકું?'

"એમા ગભરાવા જેવુ શુ છે રોજર તુ મારી કમર પકડી લેજે હુ ખૂબ જ સારો તરવૈયો છુ, કોઇ પણ જાતની મુશ્કેલી વિના આપણે પેલા વહાણ સુધી તો પહોચી જઈશું ચાલ તૈયાર થા'

'એન્ટોની, એમા તો કોઈ મુશ્કેલી નથી પરતુ કદાચિત્ ભયભીત બનીને હુ તારી કમર છોડી દઉ અથવા તો તેને પકડી રાખીને તને જ ડૂબાડી દઉ તો શુ થાય? ના, ના, એવી ભારે હેરાનગતિ વેઠવાની કાઇજ જરૂર નથી મારા ભાગ્યમા તો જે લખ્યુ હશે તે થશે પરતુ તુ તારે, બચવાનો ઉપાય શોધી લે જલદી કર જા, સમય ન બગાડ આવ, આજે છેલ્લી વિદાય એકબીજાને આપી દઈએ, એટલુ કહીને રોજર આસુ ભરી આખો લઇ એન્ટોનીને ભેટી પડ્યો કયાય સુધી તેઓ એકબીજાને ગળે વળગી રડતા રહ્યા છેવટે રોજરે સ્વસ્થ બની એન્ટોનીને કહ્યું 'મિત્ર! આ રોવાનો સમય નથી હવે ચાલ, આવો સુદર અવસર કાઈ ફરી વાર મળવાનો નથી એટલુ કહેતા કહેતામા તો એન્ટોનિયાના જવાબની રાહ જોયા વિના રોજરે એને એકદમ સમુદ્રમા ફેકયો અને પડતાની સાથે જ રોજરે જીવવાની આશા છોડી દીધી પરતુ કુશળ તર વૈયો એન્ટોની એમ હિમત હારે એવો ન હતો એણે તો રોજરને પોતાની કમર પકડવા કહ્યું ને ધીરે ધીરે તરતા તરતા વહાણુ તરફ જવા માડયુ

વહાણુના મુસાફરોએ આ બન્ને મિત્રોને પહાડ પરથી સમુદ્રમા પડતા જોયા હતા, પરતુ એટલામા પાછળથી ખબર પડી કે ગુલામોની ચોકી રાખનાર માણસ તેઓને પકડવા માટે પાછળ નાવ લઈને આવી રહ્યો છે આવી મુશ્કેલી આવી પડતા રોજર ગભ રાઈને બોલી ઊઠયો, 'એન્ટોની, તુ મને છોડી દે ને આગળ ચાલ્યો જા પેલો નાવ લઈને આવતો માણુસ મને પકડશે એટલામા તો તુ વહાણુ પર પહોચી જઈશ મહેરબાની કરીને મને છોડી તુ તારી જાતને બચાવ, નહિ તો આપણે બન્ને પકડાઈ જઈશુ ને પાછા વધારે સકટમા પડી જીવતા દોઝખમા સબડોશુ'

એટલુ કહીને રોજરે એન્ટોનીની કમર છોડી દીધી પરતુ એમ કાઈ સાચી મૈત્રી દુખમા છૂટે ખરી કે? એન્ટોનિયોએ જ્યારે જેયુ કે રોજર પોતાની કમર છોડી પાણીમા ડૂબી રહ્યો છે, તરત જ એણે પાણીમા ડૂબકી મારી થોડી વાર સુધી તો એ બન્ને ઊચે આવ્યા નહિ કે કયાય દેખાયા નહિ એટલે પેલા નાવડી લઈને આવનાર માણસોને કયા જવુ ને કેવી રીતે ગુલામોને શોધવા તેની સૂઝ પડી નહિ તેથી તેઓ ત્યા જ થોભી ગયા ને પાછા વળ્યા પરતુ બીજી તરફ વહાણુના મુસાફરો આ અદ્ભુત ઘટનાને એકીટશે નિહાળી રહ્યા હતા એમણે તો બે ચાર ખલાસીઓને સમુ દ્રમા ઉતારી એમને શોધી કાઢવા મોકલ્યા, કેટલીકવારસુધી એમણે શોધ કરી પરતુ કયાયે પત્તો મળ્યો નહિ છેવટે દૂરદૂરથી એન્ટોનિયોને એક હાથે રોજરને પકડીને બીજા હાથે પાણીમા તરતો તરતો જહાજની તરફ આવતો સૌએ જોયો ખલાસીઓએ એ બન્નેને મોતની સામે સામનો કરતા જોયા ને વધારે જોરથી હલેસા મારી એ તરફ નાવડી હકારી ગયા જોતજો તામા તેઓ ત્યા પહોચી ગયા ને બન્નેને ઉપર ઊચકી લીધા

એ સમયે એન્ટોની એટલો તો થાકી ગયો હતો કે જો એક પળ માત્રનો વિલબ થયો હોત તો બન્ને મિત્રો સાગરના અગાધ જળમા ડૂબી જાત ખલાસીઓને પાસે આવેલા જોઈને એટલુ જ બોલી શકયો "મહેરબાની કરી તમે મારા મિત્રને બચાવો' કહેતા કહેતા તે બેભાન થઈ ગયો રોજર તો લગભગ બેહોશ

# જ્ઞાન ઉપયોગ કેમ કરવો?

વારાણસીમાં બ્રહ્મદત્ત નામનો એક રાજા રાજ્ય કરતો હતો. એના રાજ્યમાં એક બ્રાહ્મણ રહેતો હતો. એ બ્રાહ્મણ 'વેદભ' નામનો એક મંત્ર જાણતો હતો. મંત્ર અદ્દભુત હતો, પરમ શકિતવાળો હતો. નક્ષત્રોનો યોગ થાય ત્યારે એના અનુષ્ઠાનથી સાત રત્નોની વર્ષા વર્ષાવી શકાતી હતી.

એ વખતે બોધિસત્ત્વ એ જ બ્રાહ્મણની પાસે આ વિદ્યા શીખી રહ્યા હતા. એક દિવસ બ્રાહ્મણ બોધિસત્ત્વને સાથે લઈ પોતાના કામ માટે ચાલ્યો. બંને બુંદેલ ખંડના પૂર્વાચલ તરફ પંથ કાપી રહ્યા હતા. માર્ગમાં એક ઘોર જંગલ આવ્યુ. આ જંગલમા પાચસો 'બાન ચોર' વસતા હતા. તેઓ યાત્રાળુઓને કેદ કરી લેતા અને તેમાથી જે સુખી જેવો લાગે એને મોકલીને બાનના બદલામાં મનમાની સુવર્ણ મુદ્રાઓ મગાવી લેતા. આને લીધે એ બધા 'બાન ચોર'ને નામે ઓળખતા. બોધિસત્ત્વ અને બ્રાહ્મણને એકલા જોઈ ચોરોએ તેમને પકડી લીધા. બંનેએ ઘણી આજીજી કરી છતા એમને છોડયા નહિ. છેવટે બોધસત્ત્વને સુવર્ણમુદ્રાઓ લેવા જવું પડયુ. બોધિસત્ત્વે બ્રાહ્મણગુરુને કહ્યું, 'આચાર્યજી, હું જેમ બને તેમ જલદી મુદ્રાઓ લઈને આવી પહોચું છું. ત્યા સુધી આપ ધીરજ રાખજો. આજે રાત્રે પહેલા પ્રહરે રત્નવર્ષા માટેનો નક્ષત્રયોગ છે. આ દુષ્ટ ચોરોની યાતનાથી ગભરાઈને આપ આપનો મંત્ર પ્રયોગ ન કરતા, નહિ તો આપની સાથે આ પાચસો ચોરોનો પણ નાશ થઈ જશે.'

આચાર્યે સંમતિસૂચક સંજ્ઞા કરી અને બોધિસત્વ મુદ્રા લેવા ચ. યા ગયા.

સૂર્યાસ્ત થયો. પહેલો પહોર વીત્યો અને નક્ષત્રલોકના ચંદ્રનો ઉદય થયો. ત્યારે બ્રાહ્મણ ચોરોના કબજામા દયાજનક સ્થિતિમા પડયો હતો. ઉપર આકાશમાં ચંદ્ર જોઈને એના મનમાં વિચાર આવ્યો કે મારા મંત્રબળનો ઉપયોગ શા માટે ન કરવો? રત્નવર્ષાથી ચોરોને સંતુષ્ટ કરી શકાશે અને હું પોતે પણ આ યાતનામાથી છુટકારો પામીશ. એવું વિચારી એણે ચોકીદાર ચોરને બોલાવીને પૂછ્યુ: 'મને શા માટે કેદ કર્યો છે?'

'માત્ર ધનલાલસાથી.' ચોકીદારે જવાબ દીધો.

બ્રાહ્મણ મોટેથી હસી પડયો. એનું અટ્ટહાસ્ય સાભળી ચોરોનો સરદાર ત્યાં આવી ચડયો. એની સામે જોઈને બ્રાહ્મણ બોલ્યો: 'હે ચોર-સરદાર! તારે ધન જ જોઈએ છે ને! તો પછી મારાં બંધન છોડી નાખ અને મારુ પૂજન કર. મારા મંત્રબળથી હુ તને અખૂટ સંપત્તિનો સ્વામી બનાવી દઈશ.'

ચોરના સરદારે બ્રાહ્મણની વાત માની લીધી. મંત્રવિધાના બળથી બ્રાહ્મણે આકાશ માંથી લખલૂટ રત્નોની વર્ષા કરાવી. ચોરોએ રત્નો ભેગાં કરી લીધાં અને બ્રાહ્મણને મુકત કર્યો. બ્રાહ્મણ પણ ચોરોની પાછળ પાછળ ચાલવા લાગ્યો. થોડે દૂર જતાં રસ્તામાં તેમને ચોરોનું બીજું દળ મળ્યુ. તેઓ આ 'બાન-ચોરો'ને લૂટવા માગતા હતા. પણ 'બાન-ચોરો'એ કહ્યું કે: 'આ બધો આ બ્રાહ્મણના મંત્રબળનો પ્રતાપ છે એ આકાશમાંથી અનર્ગળ રત્નવર્ષા વર્ષાવી શકે છે. તમે એને પકડો. એણે જ અમને આ રત્નો વર્ષાવી આપ્યાં છે.'

ચોરોએ બ્રાહ્મણને પકડયો અને રત્નવર્ષા વર્ષાવવા કહ્યુ. પણ નક્ષત્રયોગ તો વીતી ચૂકયો હતો અને બ્રાહ્મણની મંત્રશકિત એક વરસ માટે સ્થગિત થઈ ગઈ હતી બ્રાહ્મણની વાત

ન માનીને ચોરોએ ગુસ્સે થઈ એને મારી નાખ્યો પછી એમણે પેલા બાન ચોરોને પકડયા અને ઝપાઝપીમા બને પક્ષનો કચ્ચરઘાણ નીકળી ગયો છેવટે માત્ર બે ચોર બાકી રહ્યા

બ નેએ જ ગલમા એક ઝાડ નીચે ખાડો ખોદી રત્નો દાટી દીધા અને પછી એની રખેવાળી કરવા લાગ્યા થોડા વખત પછી એમાથી એક ચોર ગામમા ખાવાનુ લેવા ગયો રખેવાળી કરનાર ચોર વિચાર કરવા લાગ્યો કે 'પેલો આવીને આ રત્નોમાથી અર્ધો ભાગ ફોકટમા લઈ જશે એ આવે કે તરત અચાનક તલવારનો ઘા કરી એને મારી કા ન નાખવો ?

બીજો ચોર પણ રસ્તામા એવો જ વિચાર કરવા લાગ્યો, અને પોતે ભોજન કરી બાકીના ભાતમા ઝેર મેળવી પોતાના સાથીની પાસે આવ્યો એ જેવો આવ્યો કે તરત પેલાએ તલવારનો ઘા કરી એને મારી નાખ્યો અને પછી પેલા ઝેરી ભાત ખાધા એટલે એ પણ મરી ગયો

બે દિવસ પછી બોધિસત્વ જ્યારે મુદ્રાઓ લઈ જ ગલમા પાછા ફર્યા ત્યારે આ બધુ જોઈને ખૂબ દુ ખી થયા બ્રાહ્મણે બોધિસત્ત્વની વાત ન માની ને પોતાની સાથે બીજી એક હજાર જીવની હત્યા વહોરી લીધી

સાચુ જ છે કે અનુચિત માર્ગે વિદ્યાને વાળવાથી અને એ રીતે ઉન્નતિ ચાહવાથી બ્રાહ્મણ પ ડિતની જેમ મહાવિનાશ જ પ્રાપ્ત થવાનો

આ જ પ્રસ ગ પછી તો બોધિસત્ત્વનો એક ઉપદેશ બની ગયો 'જેમ અનુચિત સ્થાનમા વિદ્યા વાપરીને બ્રાહ્મણે પોતાનો અને બીજાઓનો વિનાશ નોતર્યો, એ જ રીતે અનુચિત રીતે જ્ઞાનનો ઉપયોગ વિનાશકારી જ નીવડવાનો !'

---

## લીબુ : દૈનિક કાર્યક્રમમા ?

૧ નહાવાના પાણીમા બે લીબુનો રસ અને થોડુ મીઠુ નાખી સ્નાન કરવાથી ચામડીનો ર ગ ખીલી ઊઠે છે

૨ એક લીબુનો રસ એક ગ્લાસ પાણીમા નાખી એના કોગળા કરવાથી દાત મજબૂત અને સાફ રહે છે

૩ વાયુ પ્રકૃતિવાળા લોકો જ્યારે પાણી પીએ ત્યારે થોડો થોડો લીબુનો રસ ઉમેરીને પીએ તો ભોજન પછીની બેચેની રહે નહિ અને વાયુ થાય નહિ

૪ લીંબુના બે કટકા કરી એના પર સી ધાલૂણ લગાવીને ભોજન પહેલા લેવાથી ભૂખ લાગે છે અને અપચો દૂર થાય છે

૫ દૂધમા લીબુનો રસ નાખી મો પર રોજ માલીશ કરવાથી મોના ડાઘ દૂર થાય છે

૬ રાત્રે એક લીબુના રસમા ૧૫–૨૦ લાલ દ્રાક્ષ પથ્થરના વાસણમા પલાળી રાખી સવારે એનું પાણી પીવાથી કબજિયાતમા ફાયદો થાય છે

૭ લીબુના રસમા સૂકા આમળાનો ભૂકો વાટીને માથામા ઘસવાથી વાળ ઘાટા ચમકતા ને કાળા બને છે

૮ હ ડીના ફિસોમા લીબુનો રસ અને ગ્લીસરીન સરખે ભાગે મેળવી એનું માલિશ મો પર કરવાથી મોની ચામડી સુ વાળી રહે છે ને મો પર ખીલ થયા હોય તો મટી જાય છે

# પીડિતોની માતા



કનૈયાલાલ વૃજલાલ વાઘાણી

સવંત ૧૮૬૯ની સાલમાં ભયંકર દુકાળ પડયો હતો. આ સમયે સૌરાષ્ટ્રમાં આવેલ વાંટાવદર ગામમાં અન્ન વગર ટળવળતા કેટલાંક દુકાળિયા આવી પુગ્યા.

વાંટાવદર ગામ પટેલ માણસુરની ડેલીએ ડાયરો જામ્યો હતો. પટેલની દીકરી રામબાઇને તેડવા તેના સસરા વગેરે આવ્યા હતા. ડેલીએ કસુંબાનો રંગ જામ્યો હતો. ઠુંગાપાણીની તૈયારી થઇ રહી હતી, બરોબર આ ટાંણે પસાયતાએ પટેલને ખબર આપ્યા, "દુકાળિયા આવી પુગ્યા છે."

"ઈ દુકાળિયાને પાદરેથી જ તગડી મૂકો. મારા સાળાઓને બીજું એકેય ગામ ન જડયુ તી અહિંયા પુગ્યા." પટેલે ડેલીએ બેઠા હુકમ છોડયો.

પસાયતા અને કેટલાક જુવાનડા હાથમાં લાઠીયુ લઇને નીકળી પડયા. દુકાળિયાને મારપીટ કરવા લાગ્યા. એ ગરીબ બાપડાના શરીર ઉપરના હાડકાં દેખાતાં હતાં. પાનવગરની ઝાડની પાતળી ડાળીના સોટા જેવા દુબળા શરીરવાળા દુઃખી જીવડાં કરગરી રહ્યાં હતાં. "બાપા! અમને ન મારો, મરવાના વાંકે જીવીએ છીએ. અમારાં ઉપર દયા કરો."

બરોબર આ ટાંણે એક યુવાન કન્યા માથે પાણીની હેલ લઈને આવી રહી હતી. દુકાળિયાને ટળવળતાં જોઇ એ યુવાન કન્યાનું હૈયું હચમચી ગયું.

"આ બાપડા જીવોને મારતાં શરમાતા નથી! કોક જવાંમર્દ ગોતો તો તમને ખબર્યું પાડે. મરવા વાંકે જીવતાં આ પારેવડાંને કાં ફફડાવો!"

"બોન રામબા! માણસુર બાપુનો હુકમ છે. અમે શું કરીએ?"

"બાપુ બન્યા પટેલ એટલે એની માનવતા મરી ફીટી એમને? બાપુને પણ પટલાઈનો નશો ચડયો લાગે છે.

પસાયતા અને જુવાન થંભી ગયા. એ પારેવડાં ફડફડતાં રામબાની આસપાસ ફરી વળ્યા, જાણે કે એ બધાંને જનેતા મળી.

રામબાની આંખમાંથી દડદડ આંસુડાં પડવા લાગ્યાં. "મારા રાખણહારા રામ! તું પણ રૂઠયો! તારા આભના ઓઢણાં શું ફાટી ગયાં! માતા ધરતીના પાગરણ પણ ફાટી ગયાં! આભ અને ધરતીના આશરા ગયા!"

રામબા એ દુઃખિયાં જીવોને પંપાળવાં લાગી. મારખાઇને અધમૂવા થયેલાં, હિબકાં ભરતાં જીવોને બાથમાં લઇ પંપાળવાં લાગી. દુકાળિયાને તો ગાવડી જગદંબા મળી હોય તેમ લાગતું હતું.

દુકાળિયાને લઈને રામબા ડેલીએ આવી પુગી ઉઘાડે મોંએ ડેલીમા પગ મૂકયો

"રામબા! બેન! તમારા સસરા બેઠા છે લાજ કાઢો" રામબાના બાપ માણસુરે કહ્યું

"બાપુ! સસરા ઈ તો બાપ ગણાય ઇની લાજ શેની!" રામબાનો જવાબ સાભળી ડાયરો થભી ગયો

"રામબા! ઘરમા જા"

"બાપુ! હવે ઘરમા જાવું નથી પાણી ભરવા ગઇ'તી ઇ રામ તો મરી ગઈ બાપુ! આ રામબા તો હવે જુદી જ છે બાપુ! હવે રામ, રામ મારા રામે આ રમકડા મોકલ્યા છે ઇને રમાડીને મારા રામને રીઝવીશ મારે સસાર માડવો નથી"

"રામબા ઈ વેવલાવેડા મુકી દે સાસરે ગીયા વગર નો હાલે તને તેડવા આવ્યા છે"

'બાપુ! ઇ વાતમા હવે માલ નથી મેરૂ ડગે પણ આ રામનો નિશ્ચય નો ડગે"

'બાપુ! રામ, રામ" આટલુ કહી રામબા એ પારેવડાને લઈને હાલતી થઇ ગઇ માણસુર પટેલ અને ડાયરો ફાટે ડોળે જોઈ રહ્યો

રામબા તો એ નોધારાનો આધાર બની દુકાળિયાને લઈને ગામેગામ ટે'લ નાખવા માડી

એ ભરયૌવના રામબાના દીલનો રગ અનોખો હતો હાથમા તબૂર લઈને મધુરા કઠે ભજનો લલકારી ભીખ માગી રહી હતી એ સૌરાષ્ટ્રની મીરા અજબ રગ જમાવી રહી હતી એના કઠમાથી વહેતી વાણીમા અનોખુ દર્દ હતું સાભળનારાને ગળગળા બનાવી દેતી

રામબાની ઝોળી ટુકડાથી ભરાવા લાગી એ જગદબા એ પારેવડાને પપાળી પપાળી ખવડાવતી હતી દુકાળિયાને માવડી મળી

રામબા ફરતી ફરતી વવાણીયા ગામે આવી પહોચી ત્યાના લોકોએ રામબાને વવાણીયામા રહી જવા આગ્રહ કરતા કહ્યું 'માવડી! તુ આવુ આટલુ કરછ! શું અહિં રોટલા નો મળે! મા! અહિં રેન ધીરેધીરેથી રામરોટી પુગાડીશુ માવડી! હવે તો અહિ રહે અને પારેવડાને પપાળ્યા કર"

વવાણીયા ગામ લોકોના આગ્રહથી રામબા ત્યા રહી ગયા અને આશ્રમ સ્થાપ્યો ગામલોકો રામબાને પૂરી મદદ કરવા લાગ્યા હરિહરનો સાદ ગુજતો થઇ ગયો

એક દિ' આશ્રમમા એક સાધુ આવ્યો હરિહરનો સાદ પડયો પણ એ સાધુ જમવા જ ન બેઠો રામબાને ખબર આપવામા આવ્યા કે એક સાધુ જમવા બેસતો નથી

રામબા એ સાધુ પાસે આવ્યા અને પૂછયુ 'પ્રભુ! પ્રસાદ લેવા કેમ પધારતા નથી! આપને શુ જોઇએ છીએ તે કહો"

"રામબાઇ! હુ માગુ તે તુ નો આપી શકે મારે શુ કહેવુ!"

'પ્રભુ! આપ માગશો ઇ આપીશ આ રામનુ બોલેલુ નાહ ફરે"

'રામબાઇ! સોનાની જાગ થા મારે પાણીમા નાખુ, તારાથી નો બને એ વાત જવા દે'

"પ્રભુ! મેરૂ ડગી જાય પણ રામનુ વચન નો ફરે

"રામબાઈ! તારુ રૂપ મને જોઇએ છે તુ તારી જાત મને સમર્પણ કરી દે તારાથી ઈ થાશે!"

'પ્રભુ! આપની ઇચ્છા મુજબ થશે આપ પ્રસાદ લ્યો"

રામબાઇએ સાધુને જમાડયો અને પુગી ગઈ રામપ્રભુ પાસે "મારા રામ! અતર્યામી! મા'રાજને પ્રેરણા કરનાર તુ છો, મને પ્રેરણા કરનારો પણ તુ જ છો તારી

પ્રેરણાએ સંસાર છોડયો અને હવે કસોટી કરવા બેઠોનો! તારી બાળકીની આબરૂ તુ સાચવજે. મારી નાવડી તારા ભરોસે છે. પ્રભુ! તારી બાળકીને બટ્ટો ન લગાડીશ."

રામબા પોતાના ઓરડામા હાથમા એકતારો લઇ બેસી ગઇ. એના હરદામાંથી કોઇ અનેરી લાગણીના વહેણ વહેતા થયા

મધરાતનો સમય થયો. આશ્રમના સૌ જીવો થાકયા પાકયા નીદરમા પડયા હતા. સાધુ મહારાજ આવ્યા રામબાને ઓરડે ઓરડાનુ બારણુ ખોલ્યું અને જોયુ તો રામ બાને ડાલમથી ભયંકર સિંહણ રૂપે જોઈ સાધુ મા'રાજ થથરી ગયા ચીસ પાડી ચક્કર ખાઇ પડી ગયા

સાધુની ચીસ સાભળી લોકો જાગી ગયા અને રામબાના ઓરડા પાસે એકઠા થઈ ગયા રામબા તો વિશુદ્ધ ભાવે એ સાધુનુ મસ્તક પપાળી રહ્યા હતા. આવનાર આભા બન્યા. શું બન્યુ તેની કોઇને ગમ ન પડી

થોડીવાર પછી સાધુ મા'રાજ ભાનમા આવ્યા. બેઠા થયા અને રામબાના ચરણોમા પડી આસુ સારવા લાગ્યા.

'મા! જગદબા! હુ તને ઓળખી ન શકયો મા! મને માફ કર. મારી વાસનાના વહેણમા હુ તણાયો અને ભાન ભૂલ્યો. હુ પતીત બન્યો છું. માવડી! મારો અપરાધ ક્ષમા કર."

સાધુજી રામબાના ચરણોમાં પડી ક્ષમા યાચતા હતા એ મહામાયા તો નિર્મળ ભાવે એ રામપ્રભુની આરાધના કરી રહી હતી "મારા રામ! તેં મારી નૈયા તારી તારી બાળકીની પત રાખી."

રામબાના મુખ ઉપર અનેરી જ્યોત જળહળી રહી હતી. સાધુ મા'રાજે આસપાસ ભેગા થયેલાને બધી વાત કહી ત્યારે સૌ દંગ બની ગયા. એ મહામાયા સમી જગદંબાની પુનિત જ્યોતના દર્શન કરવા લાગ્યા.

રામબા તો જીવી ત્યા લગી અનાથોનો નાથ બનીને જ રહી એ માનવતાની મૂર્તિની પ્રતિભા અનોખી બની રહી.

વવાણીયામા રામબાની જગ્યા મોજુદ છે. મહાન વિભૂતિ શ્રી રાજચંદ્રજી પણ વવાણીયામા જ થઇ ગયા છે

રામબા અને રાજચંદ્રજીની દેદિપ્યમાન મૂર્તિથી વવાણીયા વિખ્યાત બન્યુ છે, પુનિત બન્યુ છે અને શ્રી રાજચંદ્રજીના વવાણીયા નામે વિખ્યાત છે.

ખોટા આ ખેલ મેરામ! ખોટા આ ખેલ.
બદો બાજીગર કરતો ખોટા આ ખેલ.
કુંજરનો લઇને વાલો કીડીમા મેલે આતમ
વણપાણી ધરતી રચે ઝાડે અમરવેલરે
લાપુ વાદળીને વા'લો વાયે ઉડાડી લાવે
વણથંભે રાખે માહિ પાણીડા ભરેલ રે
'રામુ' કહે માયા મોટી જાણવા થાવું ન ખોટી
માગવુ સદાય રાખે મનડુ મારેલ રે હોજી.

---

બાબુ પુરુષોત્તમદાસ ટંડન રાજ્યસભાના સભ્ય હતા. એક વાર પોતાના ભથ્થાનો ચેક લેવા તેઓ રાજ્યસભાના દફતરે ગયા. ચેક લઇ તેમણે બાજુમા ઊભેલા એક સભ્ય પાસેથી ફાઉન્ટનપેન માગી અને ચેક 'સર્વન્ટસ ઓફ ઇન્ડિયા સોસાયટી' પર 'એન્ડોર્સ' કરી દીધો પેલા સભ્યથી રહેવાયું નહીં, તેણે કહ્યું: 'ટંડનજી, મુશ્કેલીથી ભથ્થાના ૪૦૦ રૂા. મળ્યા છે, તે સોસાયટીને આપી દીધા તો ખાશો શું?' ટંડનબાબુએ પેન પાછી આપતા કહ્યુ, 'જુઓ ભાઇ, મારે સાત દીકરા છે. અને સૌ મારી સેવા કરે છે મે દરેક પર મહિને સો રૂપિયાનો 'જજિયાવેરો' નાખ્યા છે એ રીતે દર મહિને મને ૭૦૦ રૂ. મળી જાય છે તેમા મુશ્કેલીએ ૩૦૦-૪૦૦ રૂા.નો ખર્ચ થાય છે. બાકીની રકમ સોસાયટીને મોકલી દઉં છુ.

# સદ્વચનો ડૂબતાને તારે

હિંમતલાલ પ્રભુદાસ બ્રહ્મભટ્ટ

સદ્બોધના વચનો તો ટૂંક જ હોય તેના લાબાલચ ભાષણો ન હોય જીવન સુધારવા માટે એક બે શબ્દોના સદ્વચનો પણ બસ થઇ પડે, પણ એ ક્યારે બની શકે! જ્યારે શબ્દોની કિંમત આક વાની શકિત હોય ત્યારે જ

એક નાનું એવુ ગામડુ ગામમા પચરણુડી જેવી દરેક કોમની વસ્તી કણબી, બ્રાહ્મણ, વાણીઆ, સુથાર દરજી લુહાર વગેરે. ગામ કઇક સસ્કારી પણ ખરૂ જ ગામના મુખીની વૃત્તિ સાધુસતો પ્રત્યે ઘણી જ સારી તેમણે ગામમા નક્કી કરાવેલ કે, 'આપણા ગામમા કોઇ સતમહાત્મા આવી ચડે અને બીજે ગામ જતા હોય ત્યારે માનભેર તેમને વાહનની (ગાડાની) સગવડ આપવી અને તે માટે ગામમા વારા ગોઠવી આપેલ

એક સમયે ગામમા કોઈ ધુરંધર જોગી આવી ચડયા તેમની સદ્વચનોભરી વાણીથી ગામ ઘેલુ બન્યું દરરોજ સત્સગ થાય મહાત્માજી કઇક ને કઇક જીવન ઉપયોગી સદ્વચનોની સરિતા વહાવે આમ થોડા દિવસ ચાલ્યું મહાત્માજીએ બીજે ગામ જવાની ઇચ્છા બતાવી મુખીએ આગ્રહ કરી બે દિવસ વધુ લાભ આપવા વિનતી કરી મહાત્મા ગામની ભાવના જાણી રોકાઇ ગયા બે દિવસ વધુ રોકાયા અને જવાની તૈયારી કરી

હવે બન્યું એવુ કે ગામ હોય ત્યા બધા જ સરખા ન હોય જે પટેલનો મહાત્માજીને સામે ગામ ગાડુ લઇ મૂકવા જવાનો વારો હતો તે જરા લોભી પ્રકૃતિનો તેને વિચાર થયો કે, 'કોઇ લાભ વિના મફતમા બળદને હેરાન કરવા અને મારે ખોટી થવુ પડશે' એમ વિચારી તેઓ તો ઉપડયા મહાત્મા પાસે જઇને કહેવા લાગ્યા કે 'હે મહાત્માજી, તમ જેવા સાધુસતોને વળી ગાડાની શુ જરૂર પડે, આ રહ્યુ સામુ ગામ! અમારે જવુ હોય તો તો ચાનીને ઉડીને આખ મીચીને ઉઘાડીએ ત્યા ગામ પહોચી જઇએ એટલુ જ દૂર છે'

મહાત્માજી પટેલની પ્રકૃતિ કળી ગયા

'હોય! પટેલ તમ જેવા મહેનતુ અને ખડતલ મનુષ્યને માટે તે હકીકત ખરી જ હશે પણ હુ તો વૃદ્ધ છુ વળી ગામની ભલી લાગણી છે તેથી તમારા ગામની ભાવના મારાથી કેમ ટાળી શકાય?'

'અરે! મહાત્માજી હુ તો ગરીબ માણસ છુ વળી બળદ પણ સાવ કગાળ જેવા નબળા છે, બહુ જ સમય લાગશે ત્યા પહોચતા'

'ખરી વાત લે ભાઇ આ સાધુની પ્રસાદી' કહીને એક રૂપિયો કાઢી મહાત્માએ પટેલને આપ્યો

પટેલ તો રાજી થઇ ગયો કે, મહાત્માજી ખરેખર ઉદાર છે ગાડાના પૈડા જેવો રૂપિયો કઢીને આપ્યો, હવે મૂકવા જવામા વાધો નથી.

'અરે બાપુ! ભલેને બળદ નબળા રહ્યા તેમા શુ ધીમેધીમે જઇશુ આપણે કયા ત્યા સમય નોધાવવો છે ખરૂ ને બાપુ!'

'હા ભાઇ! જાવ સવારે વહેલા આવી જજો'

પટેલ તો આનદભેર ઘેર ગયા પટલાણીને બનેલી વાત કહી અને વેઠનો વારો લેખે લાગી ગયાનુ જણાવ્યું

બીજે દિવસે મહાત્માજીને સામે ગામ મૂકવા જવા માટે પટેલ હરખભેર આવી પહોચ્યા ગામની ભાવભીની વિદાય લઇ મહાત્માજી રવાના થયા.

પટેલ તો મહાત્માજીને ગાડામા બેસાડી સામે ગામ જવા પથે પડયા મહાત્માજી ધ્યાનમા બેઠા છે પટેલે વાત ઉચ્ચારી 'બાપુ એકાદ વારતા કરો તો રસ્તો કપાય અને વાતો થાય'

'પણ પટેલ, મારી વાત તમોને નહિ ગમે કારણ કે હુ એક વાત કરવાના ચાર આના લઉ છુ'

પટેલ વારતાના ભારે રસિયા. તેમણે તો વારતા સાભળવા માટે ચાર આના આપવા કબૂલ કર્યા.

મહાત્માજીએ વારતા માડી કે, 'બચ્ચા સાજ પડે તબ રાત રહેના.'

પટેલ કહે 'એ શુ' બાપુ મહાત્માજી કહે, 'બેટા કોઈ ગામ ગયા હોઈએ ત્યારે જતા કે આવતા જ્યા રાત પડવાનો સમય થાય ત્યા રાત રોકાઈ જવુ.'

પટેલ કહે, 'હે મહારાજ પછી ?'

મહાત્માજી કહે 'બસ વારતા પૂરી થઇ લાવ ચાર આના

પટેલ કહે 'બસ આવડી જ વારતા'

'હા, ભાઈ સદ્‌વચનો રૂપી વારતા તો ટૂકી જ હોય.'

'ઠીક ત્યારે લ્યો ચાર આના પણ હવે કઈ બીજી સારી વાર્તા કહો.'

'તો બીજા ચાર આના થશે કબૂલ છે ?'

'કબૂલ છે બાપુ'

મહાત્માજીએ બીજી વારતા માડી કે, 'પચકા કહના માનના'

પટેલ કહે 'એ વળી શુ ! મહાત્માજી કહે, 'બેટા કોઈ બાબતમા પાચ માણસો કઇ સલાહસૂચન આપે તો તેનુ પાલન કરવુ જોઇએ કારણ કે પચ એ પરમેશ્વર કહેવાય માટે તેની વાતને સ્વીકારવી જોઇએ'

'હ મહારાજ આગળ ચલાવો'

'પૂરી થઈ વાત બેટા. લાવ બીજા ચાર આના.'

'બસ આવડી જ વારતા !'

'હા બેટા ઉપદેશ તો ટૂકો જ હોય એ જ ખરી વારતા ગણાય'

'ઠીક ત્યારે લ્યો આ ચાર આના બાપુ હજી કઇક વાત કહોને?'–

પટેલને નિરાત હતી કે હજી તો મહારાજના જ પૈસા પાછા આપુ છુ. ઘરના નથી જતા

'તો હજી ત્રીજા ચાર આના થશે કબૂલ છે.'

'હા, કબૂલ છે'

મહાત્માએ ત્રીજી વારતા માડી 'ઘરકી ઔરત કો કભી સચ્ચી બાત મત કહેના'

'હ બાપુ પછી !'

'પૂરી થઇ વાત.'

'બાપુ બહુ ટૂકી વારતા કહો છો આનો અરથ સમજાવોને ?'

'સાભળ, ઘરની સ્ત્રીને કોઈપણ સમયે વાત કહેતા વિચાર કરવો અને અમુક વાતો બૈરાઓને કહેવા જેવી નથી હોતી કારણ કે સ્ત્રીઓનો સ્વ ભાવ માયાળુ ગણાય. એટલે ક્યારેક બૈરાબૈરા વચ્ચે એ વાત બહાર ચાલી જાય માટે ન કહેવા જેવી હકીકત ઘરની સ્ત્રીથી પણ ગુપ્ત રાખવી તેમા જ કુટુબનુ અને સૌનુ સુખ રહે છે. નહિતર ક્યારેક અનર્થ ઊભા થાય છે'

'લાવ બેટા ચાર આના.'

'લ્યો બાપુ, પણ હજી એક વારતા કહો ત્યા ગામ પહોચી જઇશુ ખરૂ ને ?'

'ભલે, પણ ચાર આના થશે કબૂલ છેને ?'

'હા, હા, બાપુ થવા દોને પણ સરસ વારતા કહેજો.'

મહાત્માએ ચોથી વારતા માડી 'રાજ કે પાસ કભી જૂઠ મત બોલના.'

'હ પછી.' મહાત્મા કહે, 'બસ પૂરી થઇ વારતા.'

અરે બાપુ! આવડી જ વારતા. ઠીક પણ અર્થ તો કહો.'

'સાભળ ત્યારે, કોઇ પણ વખતે રાજ્યથી કામકાજ કરવાનો કે અણધાર્યો પ્રસગ આવી પડે તો પણ રાજા આગળ કદી જૂઠુ ન બોલવુ. કારણ કે રાજા એ દેવનો અવતાર ગણાય. તેની પાસે જૂઠુ ન બોલાય અને જૂઠુ બોલીએ તો તેનું ફળ ભોગ વવુ પડે માટે હમેશા રાજ્યના કામકાજમા સત્ય

હકીકત જ રજૂ કરવી જોઇએ અને તો જ સાચો ન્યાય મળી શકે અને અ તે લાભ થાય લાવ બેટા, ચાર આના' 'પટેલે ચાર આના આપ્યા મહાત્માજીએ વાત પૂરી કરી મહાત્માને પોતાનો રૂપિયો મળી ગયો અને ગામના પાદરમાં પહોંચી ગયા મહાત્મા જીને ઉતારીને પટેલ તો થોડી વાર બળદને વિસામો આપીને મહાત્માજીની રજા લઇને પોતાને ગામ આવવા પાછા વળ્યા પણ વાતો કરતા કરતા ગયેલ તેથી ધાર્યા કરતા પહોંચવાના સ્થળે મોડા પહોંચેલ અને ત્યા થોડી વાર રોકાયા તેથી પાછા ફરતા સાંજ પડવા આવી હતી

સાંજનો સમય થતા પટેલ એક ગામના પાદરમાંથી પસાર થઈ રહ્યા હતા ત્યારે વિચાર થયો કે પોતાને ગામ પહોંચતા અંધારૂં થઇ જશે ગાડુ અને બળદ નબળા છે કદાચ ન કરે નારાયણને કંઈ વિઘ્ન ઊભુ થાય તો ! ત્યા મહાત્માજીએ કહેલી પહેલી વારતા યા આવી કે 'સાંજ પડે તબ રાત રહેના' પટેલે તો એ ગામના પાદરમા રાત રહેવાનુ વિચારી લીધુ ગાડુ એક વડલા નીચે છોડયું અને બળદને નીરણ નાખી પોતે પછેડી ઓઢીને લબા થું રાત જામતી જાય છે બન્યું એવુ કે પટેલ જે ગામના પાદરમા ગાડુ છોડીને સૂતા તે આખુ ગામ મુસ્લીમોનું હતુ પણ ખાનદાન માણસો રહે ગામમા કોઈ બાવાજી આવેલ અને વૃદ્ધ હશે ને માંદગીમા પડયા હતા તે મૃત્યુ પામ્યા ગામલોકોએ વિચાર્યુ કે 'હિન્દુ મહાત્માને આપણે અડીએ તો તેમનો દેહ અભડાય હવે શું થાય અંતિમ ક્રિયા કેમ કરવી ?' આમ મૂઝવણમા મૂકાતા પાચ માણસોની વાત એક થતા સૌ કોઇ હિન્દુ મળે તો ગોતવા નીકળ્યા ફરતા ફરતા જ્યા પાદરમા આવે છે ત્યા ગાડુ પડેલ જોયું અને ગાડામા પટેલ લાંબી પછેડીની સોડ તાણીને સૂતેલ તેને જગાડયા પૂછતા માલુમ પડયું કે 'હિન્દુ' છે તેથી સૌએ તેને મહાત્માજી મૃત્યુ પામ્યાની વાત કરી, અંતિમ ક્રિયા કરવા જણા વ્યું પટેલ કહે 'હુ ના આવુ એ મારાથી ન થાય' ગામના માણસો કહે 'પણ ભાઇ અમે તેની સમાધિ માટે ખાડો ખોદી આપીએ વગેરે તૈયારી કરી આપીએ પછી શુ ? તમારે તો તેમને સમાધિ જ અપાવી દેવી' પટેલને યાદ આવ્યું કે પેલા મહાત્મા જીએ બીજી વારતામા 'પંચ કા કહેના માનના' એમ કહેલ છે માટે ના ન પાડવી જોઇએ પટેલે કબૂલ કર્યું. પણ શરત કરી કે, મહાત્મા પાસે જે હોય તે મારુ. ગામના માણસો કહે 'હા ભાઇ તમારુ પછી કાંઈ ! માટે ચાલો' પટેલ તો ગામમા ગયા મહાત્માને નવડાવી, સ્વચ્છ ધોતી પહેરાવી સમાધિનો ખાડો તૈયાર હતો તેમા મહાત્માને સમાધિ માટે બેસાડયા પણ પટેલે મહાત્માને નવડાવતી વખતે માથામા પાઘડી જોયેલ કારણ કે જટા ખૂબ મોટી હોવાથી છૂટી પડેલ નહિ તે જટા પાણીથી પલળતા છૂટી ગઈ, અને એક કોથળી નીકળી પટેલે તે લઈ લીધી બીજા અન્ય સાધનો સમાધિમા પધરાવીને મહાત્માને સમાધિ આપી દીધી પટેલ તો ગાડે આવ્યા અને જ્યા કોથળી ખોલે ત્યા તો અંદર સોના મહોરો ! પટેલને પેલા મહાત્માજીના બોધ વચનો યાદ આવ્યા અને મનોમન નમી પડયા

સવાર થતા પટેલ ઘેર આવવા રવાના થયા પણ ઘેર આવીને પટલાણીને શુ કહેવુ તેની ગૂચ વણમા પડયા કારણ કે મહાત્માના સદ્વચનો તેમને તાજા થતા હતા અને ગામ પહોંચતા શુ કહેવુ તે નક્કી કરી લીધુ

ઘેર પહોંચી જેવુ તેવુ ખાધુ અને પટેલ તો સોના મહોરનો શો ઉપયોગ કરવો તેનો જ વિચાર કરવા લાગ્યા પટલાણીને એક તરફ બોલાવી કોથળી આપી પટલાણી તો રાજીના રેડ બની ગયા અને ક્યાથી મળી તે હકીકત પૂછી પટેલ કહે કે 'હુ મહાત્માને મૂકીને પાછો ફરતો હતો ત્યા સાકડા મારગમા એક મસ્ત ગધેડો સામો મળ્યો અને શુ તે ગધેડાનું જોમ ! મારો બેટો કાન ઊંચા કરીને દોડયો બળદ સામો મે તો ઉપાડયું આર ને જેવો પાસે આવ્યો તેવુ એક નાખ્યું-કપાળમા અને લોહીનો ઢગલો થયો પણ ગધેડાના માથામાથી સોના મહોરો ખરી પડી મે તો ઝટ ઝટ વીણી લીધી નાખી કોથળીમા ગધેડાને ઢસરડીને નાખ્યો એક

બાજુ અને અવતો રહ્યો ઘેર જો જે કોઈને કઇ કહેતી નહિ હો!

પટલાણી તો ગધેડાની વાતથી તાજ્જુબ થઇ ગયા બીજા જ દિવસથી પટેલે તો અવનવા સાધન સરજામ અને સારા બળદ લીવા ને ખેતર માંડ્યું સુધારવા ગામમા આની ખાસ કઇ અસર ન પડી પણ પડોશમા એક વાણિયાનુ ઘર વાણિયાણી રોજ ઘેર બેસવા આવે તે તો પહેલના ઘરની સ્થિતિ પૂરેપૂરી જાણે એક દિવસ બપોરે લાગ જોઈને પટલાણીને વાતવાતમા પૂછ્યું

'પટલાણી કહો ન કહો પણ તમોને કયાથી કઇ મળ્યુ જ હોવુ જોઇએ—નહિતર તમારી સ્થિતિ એકદમ સુધરે નહિ કહો તો ખરા કયા તડાકો પડયો ?'

'કાંઈ નહિ બેન, શુ વાત કરુ એવુ કઇ નથી પણ બાઇ તારી હારે જીવ મળી ગયો છે તે કહુ છુ જોજે કોઇને વાત ન જાય નહિતર પટેલ મને માર્યા વિના ના મૂકે ખબર છે ને'

'અરે! એ શુ બોલ્યા આટલા વરહમા આપણે કોઇ દિ' કોઇને વાત કરી છે ઈ તો તમારે ને મારે બેનપણા એટલે સુખદુ ખની વાતો થાય'

'તો સાભળ બેન! તમારા ભાઇ એક મહાત્માને મૂકવા ગયલા અને પાછા ફરતા રસ્તામા મારો રોયો એક મદમસ્ત ગધેડો મળ્યો બેન ઈ આખલા જેવા ગધેડો તો મૂકી બળદ સામે દોટ તમારા ભાઈ ખિજાવાને મૂકયું એક આડુ કપાળમા રોયો ગધેડો તો મરી ગયો પણ તેના કપાળમા સોનામહોરો હોય તે તમારા ભાઇને ખબર તે વી ll લીધી, બીજુ શુ? બાકી ઈ તો આખલા જેવો મસ્ત બને અને સોનામહોર પાકે ત્યારે જ નીકળે એમને એમ નહિ જોજે કોઇને વાત ના કરતી હો બેન!'

વણીઆણીને તો નવાઈ લાગી પણ નજરે જોએલ પૈસા અને સ્થિતિના ફેરને ખાતરી થઈ કે વાત સાચી લાગે છે હાડીતાર એની બજર બજર સુધી વાતે કરીને ઘેર ગઇ પણ નક્કી કરી લીધુ કે આજ શેઠ આવે એટલે ગધેડો લેવરાવુ બાકી આમ વેપારમા કે'દી બે પાદડ થવાય?

સાજ પડી વાણીઓ તો ઘેર આવ્યો પણ શેઠાણીનુ પરિવર્તન ન બોલે ન કઇ ખાવાની વાત કરે બસ મોઢુ છે મેઢુ ચડાવીને વાણીઆએ આમ થવાનુ કારણ પૂછ્યું તો શેઠાણી કહે છે કે, 'મને એક ગધેડો લાવી આપો મને તો ઘરમા એકના એકલા ગમતુ જ નથી તમારે તો આખો દિ દુકાને રહેવુ અને મારે ઘરમા દિવસ કેમ કાઢવા?'

વાણીઓ હસી પડયો 'અરે મૂરખ, માણસો ગાય રાખે, ભેસ રાખે, અરે બકરુ રાખે, પોપટ રાખે કે સસલુ પાળે પણ ગધેડો પાળવાની રીત તને કોને બતાવી એ તે કાઇ આ શુ કામ છે?'

શેઠાણી કહે 'એ તમારે જોવાનું નથી મને ઠીક લાગે તે જનાવર રાખીશ મારે કોઈનુ કામ નથી લાવો તો હા નકર ના' શેઠાણીની હઠ જોતા શેઠે વિચાર્યું કે સ્ત્રીહઠ જબરી હોય છે એ પોતાનો કક્કો નહિ મૂકે માટે રાત્રે કુભાર વાડે ઉપડયા અને પ્રજાપતને ગધેડો આપવા કીધુ પ્રજાપત કહે, '૩૦ રૂપિયાવાળા છે—૨૦ વાળા છે—૧૦ વાળા છે અને પાચનો પણ છે બોલો કયો આપુ'

શેઠ કહે 'બાઇ પાચનો જ લાવને' પ્રજાપતે માયકાગલો ગધેડો બતાવ્યો શેઠ તો કાન પકડીને ચાલ્યા પણ પાચ રૂપિયાનો ગધેડો તો એવો હોય ને? પાછલા પગ કમાનો વળતા આવતા હતા આગના ભચકાતા હતા શેઠ તો માડ માડ ઢસરતા ગામને પછવાડ ફરીને ઘેર પહોચ્યા શેઠાણી ગધેડો જોઇ રાજી થઇ કજીયો પતી ગયો

શેઠાણીએ તો બીજા દિવસથી ગધેડા માટે ગદમ બાધી શેઠને જણાવી દીધુ કે દરરોજ ૧૦ શેર ગદમ અ વરો ચોડી ચોડી ચણાની દાળ પણ લાવ ને આમ ગધેડાનુ રોજનુ અદાજી ખર્ચ ૨/ થવા લાગ્યું શેઠ કહે 'આ તે શુ આવ્યું છે

ગધેડાનો આટલો ખરચ પોસાય!' શેઠાણી કહે 'તમને ના સમજ પડે.'

દિનપ્રતિદિન અવનવા આહારથી મરવા પડેલો ગધેડો મસ્ત થવા લાગ્યો. અને ખાસે બાંધ્યા બાંધ્યા પગ પછાડવા લાગ્યો. શેઠાણીને થયું હવે સોનામહોર પાડવા આવી છે.'

એક દિવસ તો ગધેડાના કપાળમાં ટકોરા માર્યા. ઠન ...ઠન . ઠન. ગધેડે આ પ્રહારથી માથું ધુણાવ્યું કારણ કે તેના માટે આ રીત નવી હતી શેઠાણી સમજી ગયા કે 'ગધેડો હજી ના પાડે છે સોના-મહોર પાડી નથી.'

થોડા દિવસ જવા દીધા, ખોળ, કપાસિયા, ગોળ આપવા લાગ્યા અને દરરોજ સાંજે બાફેલ બાજરો આપવા લાગ્યાં. એક દિવસ સાંજે બાજરાનું તગારૂ લઇને નીકળતા શેઠાણી બોલ્યા 'હવે સોનામહોર પાડી કે કેમ?' ગધેડાને રોજનું બંધાણ થઈ ગયું હોવાથી બાજરો દેખી આનંદમા આવી જતા માથુ ઉપરથી નીચે હલાવવા લાગ્યો- અને પગ પછાડ્યા બસ આવી બન્યુ. શેઠાણી સમજી ગયા કે 'ગધેડો રાજી થઇને હા પાડે છે' શેઠાણીના આનંદનો પાર ન રહ્યો હેતથી બાજરો ખવડાવ્યો.

રાત પડી. શેઠ ઘેર આવ્યા અને સુઇ ગયા. શેઠાણીએ તો મોડી રાત્રે ગધેડાને છોડયો ખીલેથી. માંડ માંડ ફોસલાવીને ઘરમા પૂર્યો. અને ઉપાડયુ સાબેલુ. સોનામહોરની ભૂંડી લાલચમા ફસાયેલી શેઠાણીએ તો ઉપરાઉપર ત્રણચાર ઘા નાખ્યા કપાળમાં. ગધેડો રાડો પાડતો ટાંગા તરફડાવવા લાગ્યો. ઓચિંતા અવાજથી શેઠ જાગ્યા. તો ઘર લોહી લુહાણ. એક બાજુ ગધેડો છેલ્લા શ્વાસ ખેંચે છે– શેઠાણી ગધેડાના માથામા ફાનસ લઇને જુએ છે– શેઠ તો આ દૃશ્ય જોઇને ગભરાઈ જ ગયા કે 'ભૂંડી કરી ખવડાવી પીવડાવી મસ્ત બનાવ્યો તે શુ આ માટે?' ગભરાતા ગભરાતા શેઠાણીને પૂછતા સોનામહોરની વાત જાણી શેઠ કહે 'અરે મૂરખી ગધેડાના માથામાં તે સોનામહોર કયાંથી હોય?' કે' અરેરે! આ નિર્દોષ ગધેડાને કમોતે માર્યો. હવે સવાર થતા આખા ગામમા હોહા થઇ પડશે મારૂં નાક કપાશે. રાજ્યમાં ખબર પડશે તો મોતની સજા જ થવાની. રાજા આકરા છે નિર્દોષ પ્રાણીને કેમ મારી શકાય?" શેઠે તો ઉતાવળમા ગધેડાને દાટવાનો ખાડો ખોદ્યો. હાથમા ફોલ્લા પડ્યા. પણ છુટકો ન હતો. જેમ તેમ કરી ગધેડાની અંતિમક્રિયા કરી શેઠાણી તો વારે તો લોહી ન નીકળે તેવા બની ગયાં.

કહ્યુ છે કે 'ભીંતને પણ કાન હોય છે' તેમ રાત્રે ચોરી કરવા નીકળેલ પોલીસ પટેલને આ ગંધ આવી ગઇ. પટેલના ઝેરના ઘરમાં. તપાસ કરતા ગધેડાની મોત હોવાની ભગી. વાત પહોંચી રાજ્યના રાજા પાસે. શેઠાણીને પકડી લાવવા હુકમ છૂટયો.

શેઠાણીને રાજા સમક્ષ ખડા કરવામા આવ્યા ગધેડાને મારવાનું પ્રયોજન પૂછતા પોતે નિર્દોષ હોવાનું જણાવી પટલાણીની શિખામણ હોવાનું જણાવ્યું પહેરેગીરો પહોંચ્યા પટેલને ત્યાં. પટલાણી તો હેબતાઈ ગયા અને રડવા લાગ્યા પણ રાજ્ય પાસે રોદણા ન ચાલે પટલાણીને રાજા પાસે હાજર કરવામા આવ્યા રાજાએ હકીકત પૂછતા પટેલે પોતાને કહેલ વાત શેઠાણીને કરેલ તેથી પોતે નિર્દોષ છે એમ દયાની માગણી કરી પટેલને બોલાવતા આખી ઘટનાનો ભેદ ખૂલી ગયો કારણ કે પટેલે જે સત્ય હકીકત હતી તે રજૂ કરતા રાજાએ પટેલની ભૂલ હોવા છતા માફ કરી અને શેઠાણીને ગધેડાનું મોત નિપજાવવાના ગુના બદલ ઉચિત શિક્ષા ફરમાવી. અને કહ્યુ કે, 'સમજમા જીવવા માટે મનુષ્યે બીજાની વાત સાંભળીને તેનો અંતકરણ પૂર્વક વિચાર કરવો જોઇએ. બને ત્યા સુધી બીજાના કૌટુંબીક જીવનમા ઊંડા ઉતરવા પ્રયત્ન સરખો ન કરવો જોઇએ બલ્કે પોતાની જીવન નૈયાને કેમ સફળતાથી નિષ્ઠા, સત્ય અને અહિંસાના આદેશો આચરી પાર ઉતારી તેના જ સદ્‌વિચારો કરવા જોઇએ' અતિ લોભ એ પાપનુ મૂળ ગણ્યું તે આટલા માટે જ કારણ કે ધનરૂપા

ર્જન માટે લોભ જાગતાં મનુષ્ય ન કરવાનુ કરી બેસે છે. એની આ શેઠાણી પ્રતિકરૂપ બને છે.'

પટેલની સત મહાત્માના સદ્‌વચનોની લોભી વૃત્તિથી જાળવણી કરવા બદલ કદર કરી. સૌને જણાવ્યું કે 'લોભી બનો પણ આ પટેલ જેવા કારણ કે એક રૂપિયાના ચાર સદ્‌વચનો કેમ ભૂલી શકાય? ગાડાના પૈડા જેવો રૂપિયો મહાત્માને આપેલ તેથી વચનો સાંચવવા જોઇએ ને? સાચો અને સમજણ ભર્યો એ લોભ કહી શકાય! 'સદ્‌વચનો ડૂબતાને પણ તારે છે એ જ આનું નામ.

*

'આદર્શ મૈત્રી પ્રેમ' (પૃષ્ઠ ૧૭૪થી ચાલુ)

જ હતો. થોડી વારે જ્યારે તેણે ભાનમાં આવી આંખો ખોલીને જોયુ તો એન્ટોની બેહોશ થઇ પડયો છે. એ જાણતાં જ તે વ્યાકુળ થઇ ગયો ને એકદમ એન્ટોનીને બાઝી પડી આંસુ સારતો બોલી ઊઠયો: "મિત્ર! મે જ તારો પ્રાણ લીધો છે. તેં મારી ગુલામી છોડાવવા અને પ્રાણ બચાવવા આટલી બધી મહેનત કરી; પરંતુ મારી તરફથી હું કાંઈ મદદ તને કરી શકયો નહિ. અરે, હું કેટલો પાપી છું! નહિ તો તને મૃત્યુ પામેલો જોઇ મારો જીવ કેમ જતો નથી! તને ખોઈને હવે જીવવામાં સાર શો?'

એમ કહી તે એકદમ ઊભો થઈ સમુદ્રમાં જેવો પડવા ગયો કે તરત જ ખલાસીઓએ તેને બળ પૂર્વક ઝાલી લીધો ત્યારે વિલાપ કરતાં રોજરે કરુણ સ્વરે સૌને વિનંતી કરતાં કહ્યું. 'અરે ભાઈઓ; શા માટે તમે મને રોકો છો? મારા ખાતર જ તેના પ્રાણ ગયા છે.' એટલું કહી તે ફરી એન્ટોનીના શરીરને ભેટી પડતો બોલ્યો: 'એન્ટોની, હું જરૂર તારો સાથ કરીશ! જ્યા તું ત્યાં હું, અરે ખલાસીઓ તમને પરમેશ્વરની આણ છે, જો હવે તમે મને રોકો તો! કૃપા કરી મને મારા મિત્રનો સાથી બનવા દો, મારા મિત્રનો વિરહ હું કદી સહી શકું તેમ નથી.'

પરંતુ એટલામાં તો એન્ટોનિયોએ એક દીર્ઘ શ્વાસ મૂકયો. રોજર તો એ જોઈ આનંદથી નાચી ઊઠયો ને ઊંચા સ્વરે બોલી ઊઠયો: 'અરે, મારો મિત્ર જીવે છે રે, જીવે છે ઇશ્વરની કૃપાથી હજુ સુધી તેના પ્રાણ ગયા નથી.'

ખલાસીઓએ પણ એન્ટોનીને ભાનમાં લાવવા પ્રયાસ કરવા માંડયા. એન્ટોનીએ ધીરે ધીરે આંખો ખોલી ને સામે આંસુ સારતા રોજરને જોતાં જ તે બોલી ઊઠયો; 'રોજર તું બચી ગયો! ચાલ ભગવાનની પ્રાર્થના કર.' રોજર તો એટલો ખુશખુશ થઇ ગયો કે તે હોડીમાં નાચવા મંડી પડયો.

હોડી વહાણ પાસે આવી પહોંચી. વહાણના સૌ મુસાફરો એ ખલાસી પાસેથી એ બન્ને સાચા મિત્રોની વાતો સાંભળી. તેઓ પણ ખુશખુશ થઈ ગયા ને તેમની પર સ્નેહ વરસાવવા લાગ્યા'

વહાણ ઊપડયુ, માલ્ટા તરફ. છેવટે બન્ને મિત્રો પોતપોતાને ઘેર પહોંચ્યા ને સુખચેનથી જીવન વિતાવવા લાગ્યા......'

શિ.

(૧) નવલા દરશન

લેખક સ્વામી આનંદ
બાલગોવિંદ પ્રકાશન અમદાવાદ
પાના ૨૩૮
મૂલ્ય રૂ ૧૦

સ્વામી આનંદનુ પુસ્તક હોય એટલે નવી નતા ભારોભાર હોવાની તેમના પુસ્તકનુ પ્રકાશન એક મોટો બનાવ છે કેમ કે સ્વામીજીની ઇચ્છા પ્રમાણેની જોડણી અને પ્રૂફ રીડીંગ સાથે પુસ્તક બહાર પાડનાર પ્રકાશકની ધીરજ પણ ધન્યવાદને પાત્ર છે અહી ગ્રંથસ્થ થયેલા લેખો 'સંસ્કૃતિ' અને 'ભૂમિપુત્ર'મા પ્રગટ થયા છે તે સ્વીકારીએ તો પણ સદર સામયિકો જનતાનો જૂજ વર્ગ વાચે છે માટે પુસ્તકરૂપે તેની ઉપલબ્ધિ સ્વામીજીનો આપણા ઉપર મહાન ઉપકાર છે કેમકે ગુજરાતી ગદ્ય ખેડનારાઓમાથી કોઇ સ્વામી આનંદના પેંગડામા પગ ઘાલી શકે તેમ નથી લલિત સાહિત્યમા સુંદર ગદ્ય આપનારા સાહિત્ય સ્વામીઓ આપણને મળ્યા છે પરંતુ નિબંધ-ચિંતન ઇત્યાદિમા પોતાની પ્રતિભાથી ગદ્યને પણ સમર્થ બનાવતી પ્રતિભાઓ તો વિરલ અહી કોઇને અન્યાય કરવાનો ઈરાદો નથી છેલ્લા દસકામા ગુજરાતી સાહિત્યના વિવેચન ગદ્યે નોધપાત્ર સિદ્ધિ કરી છે અને ભાષાની ક્ષમતાને વિવેચકોએ ઉચ્ચસપાટીએ મૂકી છે કટાક્ષ અને હળવા ગદ્યમા શ્રી ધનસુખલાલ તથા જ્યોતિન્દ્ર દવેને ઘણા શિષ્યો મળ્યા છે પંડિત યુગના સાક્ષરોએ શાસ્ત્રીય ગદ્ય આપી જાણ્યુ છે શ્રી મુનશી-મેઘાણીના જોશીલા અને ધૂમકેતુના કાવ્યમય ગદ્યથી પણ આપણે પરિચિત છીએ મનોવિશ્લેષણ આલેખતુ આજના સર્જકનું ગદ્ય ઊંડાણ બતાવે છે ગદ્યમા નવસર્જન કરી શકનારા ઓમા, નર્મદ પછી ગાધીજી અને કાલેલકરે ભાષાની શક્તિને બહાર આણી, અને લલિતેર સાહિત્યમા કેટલી મીઠાશ હોય છે તે બતાવ્યું આમા અપવાદ તરીકે સાક્ષર આનંદશંકરની પંડિતાઇ આજે આપણને સ્વામી આનંદના ગદ્યમા એક નવી ઘાટી સાપડે છે જેનાથી ગુજરાતી ભાષાનુ પોત અંકેરૂ બની જાય છે નવા શબ્દો આયોજીને અને તળપદ ભાષા પ્રયોગોને સ્વામીજી એવી રીતે ગૂથી જાણે છે કે તેથી ભાષાની ઝલક એક વિશિષ્ટ રૂપ ધારણ કરે છે

સ્વામી આનંદ ભારતને ખૂણેખૂણે ફર્યા છે પ્રાતેપ્રાતના લોકોની માહિતી ખાસિયતો, રીતરીવાજો ટેવ-મિજાજ ઈત્યાદીના જાણકાર છે આની પ્રતીતિ તો પ્રથમ પ્રકરણ 'માનવી અને ભૂગોળમા મળી રહે છે 'માનવીની શહાદત' વાળુ બીજુ પ્રકરણ જે વિશાળ દૃષ્ટિથી જગતની સંસ્કૃતિને અને ઇતિહાસને નીરખ્યા છે તેનુ દ્યોતક છે 'પ્રજાકીય કેળવણી અને પાદરીઓ'મા આજના ફેરર પ્રકરણનો જવાબ મળી રહે છે ચોથા પ્રકરણનું નામ 'નવલા દરશન' છે જેમા નાશક, ધૂળિયા મરોલી, અમદાવાદ અને કાઠિયાવાડના પ્રવાસમા જે દર્શન સાપડયા તેનુ તથા પછીના પ્રકરણ 'પ્રવાસ-પોથી મા પણ જમાનાનાં બદલાતા મૂલ્યોનુ શબ્દ ચિત્ર રજૂ કર્યું છે છઠ્ઠી ચૌદ પ્રકરણોમા સૌરાષ્ટ્રના આજના કેળવણીકર શ્રી નાનાભાઇનો પરિચય સ્વામીજીએ તેમની દૃષ્ટિએ આપ્યો છે જેટલો અહોભાવ અને ગુરુપદ શ્રી સ્વામીજી નાનાભાઇ માટે દાખવે છે તે વાચીને કોઈ સૌરાષ્ટ્ર વાસીને અતિશયોક્તિ લાગે તો આશ્ચર્ય નથી નાનાભાઇ તો આપણા! તુલસીદાસની પેલી કહેવત મુજબ બાપના ગામમા મહત્ત્વ શુ રહે? પરંતુ ધર્મની રાજકારણની-ધાર્મિક સંપ્રદાયોની-ઝીણા-ગાધી વિચારભેદની હિંદુ-મુસ્લિમ માનસની જે સૂક્ષ્માતિસૂક્ષ્મ ચર્ચા અહી રજૂ કરી છે તે ઊંડો અભ્યાસ માગી લે છે શાતિચંદ ઉપર 'સમજણ અને

સમભાવ'નુ પ્રકરણ આખેઆખુ સ્કૂલ અને કોલે જેમા પાઠ્યક્રમમા ગોઠવવા જેવુ છે છેલ્લુ પ્રકરણ 'સત્ય શિવ' વાચી આજે ભારત અને પાકિસ્તાન બે ભાગમા વહેચાયેલા પ્રદેશોના હિંદુ અને મુસલ માન નાગરિકોને મનમા ભોઠપ અને શરમ અનુ ભવ્યા સિવાય બીજી કોઈ લાગણી થશે નહિ

'નવના દરશનમા નામ તેવા ગુણ છે ભાષા અને ગદ્યની દષ્ટિએ તો પુસ્તક બેનમૂન છે જ પરતુ જે કેટલીક માહિતી સ્વામીજીએ આપી છે તે એટલી ચોકાવનારી છે કે વાચનાર સડક થઈ જાય! અફસોસ, સ્વામીજીએ પ્રથમ પાને જ ચેત વણી આપીને હાથ બાધી દીધા છે, — આ પુસ્તકમાથી ઉતારો કરવાની કોઈને રજા નથી—' અરે, બાપજી! રજા આપવી હતી ને! બચારા જીવ બધા વાચી વાચીને ગનાન મેળવત! તમે તો ગરના પણ ગુરુ કે'વાઓ માવતર!

(૨) 'કૃષ્ણાવતાર'
લેખક શ્રી કનૈયાલાલ મુનશી
પ્રકાશક ગૂર્જર, અમદાવાદ
પાના ૬૨૪
મૂલ્ય ૧૨–૦૦

ગુજરાતના નવલસમ્રાટ શ્રી મુનશીજીનો 'કૃષ્ણાવતાર'નો ત્રીજો ખડ પ્રાપ્ત થતા 'પાચ પાડવો અને દ્રૌપદીના સ્વયવર સુધીની કથા મળી રહે છે પ્રથમ ખડ કસના વધ સાથે અને બીજો, રુક્મિ ણીના હરણ સાથે સમાપ્ત થાય છે આ નવલકથાઓ વાચતા 'પાટણની પ્રભુતા', 'ગુજરાતનો નાથ'ના યુવાન મુનશી આપ ી સમક્ષ હાજર થતા લાગે છે વાસ્તવમા તો આજે એંસી વરસે અને કેટલાયે વર્ષોના ગાળા પછી શ્રી મુનશીએ કલમ ઉપાડી છે છતા તેમની સર્જનશક્તિમા, શૈલીમા, નિરૂપણમા, પાત્રાલેખનમા તલભારનો ફેર પડયો નથી પ્રેરણા માટે આજે સૌ મહાભારત, રામાયણ અને ગીતા તરફ ફરી રહ્યા છે કેમકે સસ્કૃતિનો અમૂલ્ય વારસો આપણે ખોઈ દેવા માગતા નથી કૃષ્ણનું જીવન ભારતના કરોડો દેવાઓને નવપલ્લવિત કરી રહ્યુ છે ભૂતકાળમા અને આજે કૃષ્ણને ઈશ્વરના દિવ્ય સ્વરૂપ તરીકે સૌ ઓળખે છે પણ મુનશીના કૃષ્ણ મુખ્યત્વે માનવ સ્વરૂપે રહે છે અને ક્રમશ તેમનો વિકાસ એવી ખૂબીથી દર્શાવ્યો છે કે એઓ કયારે મા વેતર થઈ બેસે છે તેનો ખ્યાલ વાચકને રહેતો નથી

ઇતિહાસ જેવો પ્રિય વિષય અને મુનશીજીની કલ્પના એ બેનો યોગ થાય પછી કોઈ વાતની મણા રહેતી નથી અત્યાર સુધીની મુનશીની નવલકથાઓ કરતા 'કૃષ્ણાવતાર' જુદી પડે છે અહી કૃષ્ણ ી સાથે સાથે મહાભારતના સેકડો પાત્રોને ન્યાય મળવ નો છે અને આ બધાજ એક બીજાથી એટલા ભિન્ન છે કે બીજા કોઈ સર્જકને હાથે તેમનુ સર્જન થયું હોત તો તેમા એક સુત્રતાનો દોષ અચૂક આવત અહી આવતા એક હજારને એક પાત્રોને ન્યાય તોળવામા સર્જકે ન્યાયધીશ પણ બનવુ પડ છે 'પાચ પાડવે'મા દ્રુપ પુત્રી કૃષ્ણા (દ્રૌપદી) કથામા કેન્દ્રસ્થાને રહે છે રાધા, રુકિમણી અને શૈબ્યના પ્રીતિપાત્ર કૃષ્ણને દ્રૌપદીનુ વાગ્દાન થવાના પ્રસગ ઉપસ્થિતિ થાય છે પાડવો લાક્ષાગૃહમા બળી મરે છે એવુ દુર્યોધનનું નિષ્ફળ કાવતરુ, રાક્ષસાવર્તમા આશ્રય લેતા પાડવો, ભીમના પરાક્રમો રાક્ષસોના રીત રિવાજ, દ્રૌપદીના સ્વયવરમા જવાનો દુર્યો ધનનો આગ્રહ દુર્યોધનની પત્ની ભાનુમતીની મથા મણ સત્રાજીતની પુત્રી સત્યભામાની કૃષ્ણને મદદ, દ્રૌપદીના સ્વયવરમા પાડવોનો છૂપાવેશે પ્રવેશ, છેવટે અર્જુનનો સ્વયવરમા વિજય અને ત્યા ત્રીજા ખડની સમાપ્તિ થાય છે

પ્રથમ ખડમા કથા મથર ગતિએ વહે છે બીજા ખડમા કૃષ્ણ જીવનના ચમત્કારિક પ્રસગોની પડછે જરાસધનું વિરાટ વ્યક્તિત્વ આલેખાયું છે અહી ત્રીજા ખડમા દ્રુપદ અને દ્રોણ વચ્ચેના વૈમનસ્યથી ઉદ્દભવતી પરિસ્થિતિમા એક પિતૃપ્રેમી પુત્રીનું વ્યક્તિત્વ શબ્દ દેહ પામે છે દ્રૌપદીના સ્વયવરમા શુ થશે અને શુ નહિ અને કૃષ્ણ પોતે કયા પ્રકારનો ભાગ ભજવી રહ્યા છે તેને સતત કુતૂહલ તરીકે રાખી, લેખક કથાને અત આશ્ચર્યજનક

પીરસેલા આવે છે સંવાદ વાર્તાલાપ અને કથાનકના ધસમસતા પૂર વચ્ચે વાચકને જે પ્રાગલ્ભ્યથી લેખક ઘસડી જાય છે તે કેવળ અનુભવી શકાય તેવી વાત છે. મુનશીની કૃષ્ણકથા બુદ્ધિ ... છે તેમના સ્ત્રી પાત્રો માટે આફરીન પોકારી જવાય છે. સૌંધી સિદ્ધિ તો તેમણે, જે રીતે મહાભારતની કથા પચાવી જાણી છે, અને ... ચમત્કારી વાતાવી જેમાં તર્કબુદ્ધિ ... છે એવા કોટ, પાટલૂન અને ટાઈ પહેરતા વાચક વર્ગને ગળે સડસડાટ ઊતરી ... તેવી રીતે ... રજૂઆતને સુવારી ... છે. આની પછી આવનારા ... ભાગ ... 'સત્યભામાનું કથાનક' 'વેદશિરોમણિ વ્યાસ' વિશે ... એટલી ઉદ્દીપ્ત રહે છે કે ... તેના ... માટે સાબદા રહેવું ઘટે.

*

## સાભાર સ્વીકાર

(સન્નિષ્ઠ પ્રકાશન અમદાવાદ)

| | | |
|---|---|---|
| ૧ ... લોકશાહી | (શ્રી ગણેશ વા માવળંકર) | ૦–૬૦ |
| ૨ સાર્ત્રનો અસ્તિત્વવાદ | (શ્રી મધુસૂદન વિ બક્ષી) | ૩ ૦૦ |
| ૩ વિટામીનો | (શ્રી નરસિંહ મૂ શાહ) | ૦ ૭૫ |
| ૪ પ્રાચીન વૈદિક સમયની સ્વરાજ્ય પદ્ધતિ | (શ્રી ... દામોદર સાતવળેકર) | ૦ ૦ |
| ૫ આરઝૂ (કાવ્યસંગ્રહ) | (શ્રી જશવંત લ દેસાઈ) | ૧–૧૦ |
| ૬ સ્વતંત્ર ભારતના પહેલા સ્પીકર દાદાસાહેબ માવળંકર | (શ્રી દા ન શિખરે) | ૪ ૫૦ |
| ૭ ગુજરાતના ધરતીકંપો | (શ્રી નરસિંહ મૂ શાહ) | ૧ ૨૫ |
| ૮ માનસિક સ્વાસ્થ્ય | (એડહમ્યુરોન આઈ લાકડાવાળા) | ૧ ૨૫ |
| ૯ રામમનોહર લોહિયા | (શ્રી બી જે કાપડી) | ૨–૦૦ |
| ૧૦ વિમર્શ | (પુ ગ માવળંકર) | ૩–૫૦ |

(વિવેકાનંદ પ્રકાશન ગૃહ અમદાવાદ)

| | | |
|---|---|---|
| ૧ મેરેદ કસૂંબલ રંગ ચડે | (શ્રી જોરાવરસિંહ જાદવ) | ૮ ૦૦ |

(પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ મુંબઈ–૧)

| | | |
|---|---|---|
| ૧ લોકસભામાં એક દિવસ | (શ્રી તારકેશ્વરી સિંહા) | ૦–૫૦ |
| ૨ અન્ય ગ્રહોની યાત્રા | (શ્રી વિજયગુપ્ત મૌર્ય) | ૦ ૫૦ |

(શ્રી લક્ષ્મી પુસ્તક ભંડાર અમદાવાદ)

| | | |
|---|---|---|
| ૧ એક પળ ઋતુ બે | (શ્રી કીર્તિકુમાર ... પંડ્યા) | ૬–૦૦ |

## આપઘાત!

મોર્ડન પત્ની.
[ જેને 'પતિ' કરતાં 'પાવડર' સાથે મુહબ્બત છે! ]
લોલૂપ સગાંઓ,
સ્વાર્થાંધ મિત્રો,
ને
આ કપટી જમાનો!
આ સર્વથી ત્રાસી જઈને
એકદા મેં કર્યો વિચાર
આપઘાતનો!
પ્હોંચી ગયો હું સમુદ્ર કિનારે.
વિચાર કર્યો કે,
રત્નાકરના આ અગાધ જલરાશીમાં
ડૂબી મરું?
પણ રે નસીબ!
ભારતનો હું પ્રથમકક્ષ તરવૈયો મૂઓ છું.
લાશને ભાળીને,
લોક ઉચ્ચરશેઃ
'ભારતના શ્રેષ્ઠ તરવૈયાની આ દશા?
તરી શક્યો ને આ છીછરા પાણીમાં'!'
ને મર્યા પછી યે મને શાંતિ ને વળે.

ભૂપેન્દ્ર દવે

# વૈષ્ણવજન

વર્ષ : ૭ ] ઓકટોબર –૧૯૬૮ [ અંક ૭

## અનુક્રમણિકા





## સૂચના

### [ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

૫ દરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

•

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંપાદક તે વિચારમા સંમત છે જ તેમ માનવું નહિ.

•

### [લેખકોને]

'વૈષ્ણવજન'મા સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામા આવે છે

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવુ

### લવાજમ

દેશમા [ વરસનું ] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

"વૈષ્ણવજન"
૨–રામકૃષ્ણનગર
રાજકોટ–૨

પ્રકાશક, મુદ્રક, માલિક ધીરેન ગાંધી સંપાદક નવીન ગાંધી ૨, રામકૃષ્ણનગર, રાજકોટ–૨
મુદ્રણ–પ્રકાશન સ્થાન સુરૂપ મુદ્રિકા, રેઈસકોર્સ રોડ, રાજકોટ

# વધુ ઉજ્જ્વળ ભાવિની ચાવી

## -દેના બેંકમાં બચત ખાતું

બચત ખાતું.................................વ્યાજ ૪%

સગીર બચત ખાતું.............................વ્યાજ ૪%

રિકરિંગ ડિપોઝિટ.............................ચક્રવૃદ્ધિ વ્યાજ ૫¼% થી ૭%

**૧૩ રાજ્યોમાં ૧૮૫થી વધુ શાખાઓ દ્વારા દેશની સેવા બજાવે છે**

કુલ વર્કિંગ ફંડ
**રૂ.૧અબજ ૭૦કરોડથી**
વધુ



**દેના બેંક લિમિટેડ**
રજિસ્ટર્ડ ઑફિસ દેવકરણ નાનજી બિલ્ડિંગ્સ,
૧૭ હૉર્નિમેન સર્કલ ફોર્ટ, મુંબઈ-૧

પ્રવીણચંદ વ ગાંધી,
ચૅરમૅન

DB/G/45

## હે રામ !

ગુરુદયાલ મલ્લિકજી

જે છેલ્લા શબ્દો માનવી અતકાલે ઉચ્ચારે છે, તેમા એના જીવનના સર્વ આદર્શો અને ઉદ્દેશોનો સાર સમાયેલો છે.

"હે રામ !" એ બાપુજીના છેલ્લા શબ્દો હતા તેથી આપણે એમ અનુમાન કરી શકીએ કે એમણે પોતાનુ જીવન રામની શોધમા જ વ્યતીત કર્યું હતું બાપુજીને રામના દર્શન થયા હશે કે કેમ એ તો રામ જ જાણે પરતુ એટલુ તો નિશ્ચિત છે કે રામની ઝાકી કરવાની ઇચ્છા એમના અતરમા અહોરાત સળગતા અગ્નિની જેમ પ્રજ્જ્વલિત હતી

સવારે ઊઠતા, "હે રામ !" બપોરે આરામ કરતા, "હે રામ !" સાજે પ્રાર્થના સમયે, "હે રામ !" રાતે સૂતી વખતે, 'હે રામ !" કામ કરતા, "હે રામ!" જમતા, હે રામ !" ઊઘમા, "હે રામ !" જાગતા, "હે રામ !" એમના આખા જીવનમા આ જ મત્રનો જપ સતત ચાલતો હતો

પરતુ દરેક વખતે "હે રામ !" ના ઉચ્ચારણ પાછળ જુદો જ ભાવ રહ્યો હશે સવારના, "હે રામ !" પાછળ અર્પણનો ભાવ હશે . "હે રામ, આજનો દિવસ અને એમાથી સર્વ ક્રિયાઓ હુ તને અર્પણ કરુ છુ" આરામ કરતી વખતે ઉચ્ચારેલા "હે રામ !" ની પાછળ ભાવ હશે "હે રામ, મારો આ સમય હુ તને ખાસ બોલાવવા માટે જ રાખુ છુ, કારણ કે હુ જ્યારે 'હે રામ' બોલું છું, ત્યારે મને ખરો આરામ મળે છે કામ કરતી વખતે, 'હે રામ !' એટલે, "હે રામ, તારી હાજરીમા જ હુ બધુ કામ કરી રહ્યો છુ. એટલે મારાથી જેટલી સારી રીતે થઈ શકે એમ કરી રહ્યો છુ"

આ પ્રમાણે "હે રામ !" નુ દર વખતે ગાધીજીને સારુ પ્રભુના નામસ્મરણની માળાનો એકેક મણકો હતો, અને એ માળા હમેશ ચાલુ જ હતી

એક વખત એક ભાઇને બાપુજીની નજીક એકવાર સુવા મળ્યુ. એ ભાઈ ભક્ત હતા તેમણે મને કહ્યુ. 'રાતે બાપુના શ્વાસે શ્વાસે મે 'હે રામ !" "હે રામ!" નો ધ્વનિ સાભળ્યો" આ કઈ એમની કલ્પના નહોતી એમણે વારંવાર કાનને સરવા કરીને પ્રત્યેક શ્વાસે સાભળ્યુ હતું.

આશુતોષ

## ગાંધી શતાબ્દી

o o o o o o o o o o
o o o o o o o o o o
o o o o o o o o o o
o o o o o o o o o o
o o o o o o o o o o
o o o o o o o o o o
o o o o o o o o o o
o o o o o o o o o o
o o o o o o o o o o
o o o o o o o o o o

[નોંધ :– ગાંધીના અવતારને સો વર્ષ થયા તે નિમિત્તે દેશમાં તેમ જ દુનિયાભરમાં ૨ જી ઓકટોબર ૬૮થી શાનદાર ઊજવણી શરૂ થઇ છે સરકાર, પક્ષ, સંસ્થાઓ, સમિતિઓ અને વ્યક્તિઓમાં કોઇની સચ્ચાઇ કે રજનતા વિષે લવલેશ શંકાનું કારણ નથી ભારતના પ્રમુખ, વડાપ્રધાન, કેબિનેટ પ્રધાનો, બધા જ રાજ્યોના રાજ્યપાલો, મુખ્ય પ્રધાનો–સૌએ શ્રદ્ધાંજલિ અર્પી છે જુદા જુદા ક્ષેત્રોના મળીને ભારતના બાવન કરોડમાંથી બે કરોડ લોકો ખચિત આ શતાબ્દીમાં ભાગ લઈ રહ્યા હશે. સવાલ એ છે બાકીના પચાસ કરોડ, બાપુની અમર ભાવનાને અમર બનાવવાથી વેગળા રહ્યા તેનું શું ? જયપ્રકાશજી ફરિયાદ કરે છે તેમ ગાંધીજીના જ અનુયાયીઓ તેમના સિદ્ધાંતોને નેવે મૂકી, આચરણ કરે છે ઉપર, જે સો મીંડાં દેખાય છે, તે ગાંધીજીના સો વર્ષના પ્રતીક ગણીએ તો તેમાં એકડો ખૂટે છે ! હજારો વર્ષ જોવા ન મળે, એવી એક વીરલ, વિશ્વવંદ્ય વિભૂતિને આપણે માનવ અવતાર રૂપે સ્નેહ–ગુલામીની શૃંખલામાંથી સ્વતંત્રતા અપાવતી જોઈ–અને આપણા જ હાથે વધેરેલી નગરીની નિલિન થતી જોઈ માનવ ઈતિહાસની સૌથી ધૃણાજનક શરમકથાના પ્રાયશ્ચિત તરીકે આ શતાબ્દી વર્ષમાં જન જાગૃતિનો સંચાર કરી, બાપુનું કર્યું–કરાવ્યું ધૂળમાં મળતું અટકાવીએ; અને મીંડાં આગળ ખૂટતો એકડો પૂરો પાડીએ !]

## મઝગાંવ ડૉક્સ

ભારતીય નૌકાદળને લિએન્ડર વર્ગની એક ફ્રિગેટ નિર્ધારિત સમય કરતા ૭ માસ વહેલા આપીને મઝગાંવે સારી કાર્યક્ષમતા દેખાડી છે. હવે પછીની ફ્રિગેટ એક વર્ષ વહેલી અને ૧૯૭૧ થી તો દર એક મળતી રહેશે. આપણા સાધનસામગ્રી અને નાણાની મર્યાદા જોતા, આ સમાચાર આશાસ્પદ છે. સંરક્ષણ સામગ્રીના ઉત્પાદનક્ષેત્રે જે હરણફાળ ભારત ભરી રહ્યું છે તેનો અંતિમ હેતુ તો સ્વાવલંબી થવાનો છે મઝગાંવમાં મિસાઈલ લઇ જઇ શકે તેવી ફ્રિગેટ ઉપરાંત પેસેન્જર કાર્ગોશીપ, માઈન–સ્વીપર, મોટર લૉન્ચ, બાર્જીસ પણ બને છે. ચાલુ વર્ષનું ઉત્પાદન ૧૧૦૦ લાખ રૂપિયાનું થવા જાય છે. પરદેશી હૂંડિયામણ કમાવા માટે આ કેન્દ્ર સફળ થયું છે કેમ કે નફાની દૃષ્ટિએ, ૬૫–૬૬ના વર્ષની સરખામણીમા ૧૨૫% અને ૬૬–૬૭ની દૃષ્ટિએ ૪૦% વધારો થયો છે પ્રતિવર્ષ પ્રગતિનો આંક ઉત્તરોત્તર વધતો જાય છે. આજે એકથી વધુ મઝગાંવની દેશને જરૂર છે પણ તે તો ત્યારે બને જ્યારે ક્ષુલ્લક ઝગડા, ભાષાવાદ, પ્રાંતવાદ ઇત્યાદિ છોડી દઈને, ચીન–પાકિસ્તાનની સંયુક્ત તાકાતનો મુકાબલો કરવા દેશ કમર કસે. અમેરિકા અને રશિયાની મદદથી આપણે ઘણું બધું મેળવ્યું છે તો ચીનના આક્રમણે આપણી ઊંઘ હરામ કરી તે પણ એક આશીર્વાદ છે ભારત કરતાં ચીનની સ્થિતિ સારી નથી છતા આખી દુનિયા સામે તે એકલે હાથે ઝઝૂમે છે, તેવી તાકાત પણ કેળવવી જોઈએ

( અનુ પૃષ્ઠ ૨૧૯ પર )



[ ડોશીમા લાકડી ઠબકારતાં નજીક આવીને બોલ્યા : 'આમા મહાત્માજી કોણ છે ભાઈ?' ]

# 'તૃષ્ણા કેમ મટે ?'

રામનારાયણ ના. પાઠક

એકવાર ગાધીજી ગુજરાતના પ્રવાસે નીકળ્યા હતા. ગામે ગામ લોકો તેમની રાહ જોઈને ઊભા હતા. એક ડોશીમા સડકને કાંઠે હાથમા લાકડી લઈને સવારના બેઠા હતા. કોઈએ કહ્યુ : 'ડોશીમા, અહી ગાધીજી રોકાવાના નથી.' તોય ડોશીમા બેસી રહ્યા. બપોર થવા આવ્યા તે વખતે પૂર ઝડપે દોડતી ગાધીજીની મોટર નીકળી. માજી ઊભા થયા. ગાધીજી રોકાવાના ન હતા પણ બનવાકાળ તે મોટર પસાર થતી તેજ વખતે ટાયર ફાટ્યું. સૌ નીચે ઊતર્યા. ડોશીમા લાકડી ઠબકારતા નજીક આવ્યા. હાથની છાજલી આંખ આડી ધરીને એમણે ગાધીજીને જ પૃચ્છ્યું : 'આમા 'મહાત્માજી કોણ છે ભાઈ.'

'બોલો માજી, તમારે શું કામ છે?' ગાધીજીએ પૂછ્યું

માજી સમજી ગયા. પગે લાગીને બોલ્યા : 'મારે એક સવાલ પૂછવો છે.'

'પૃછો માજી'

'બાપજી, તૃષ્ણા કેમ મટે?'

બાપુજીએ તરત જવાબ વાળ્યો : 'મનના ઘોડા ઘડતા બધ થઈએ એટલે તૃષ્ણા ટળી જાય, માડી.' સતોષપૂર્વક પગે લાગી માજીએ રજા લીધી. આવો પ્રશ્ન પૂછનાર એકસો ચાર વરસના વૃદ્ધ, અને તેનો સતોષજનક ઉત્તર આપનાર લોકસત. એ ભારતવર્ષની વિશેષતા છે. આપણી આ ભૂમિમા એનું ખાતર પૂરાયેલુ છે.

ગુરુદેવ ટાગોરે પોતાની કાવ્યમય ભાષામાં

આ જ વસ્તુ એકવાર કહી હતી : "આજ સુધી પયગંબર કરનારા ભક્તજનો માગતા કે 'અમારી સર્વકામના પૂર્ણ થજો.' પરંતુ હે પ્રભો, મારી એટલી જ પ્રાર્થના છે કે 'તારી ઇચ્છા એ મારી ઇચ્છા થાઓ.'"

મીરાંબાઈએ ભક્તિભીની વિહ્વળતામાં એ જ ગાયું હતું :

"રામ રાખે તેમ રહીએ ઓધવજી,
રામ રાખે તેમ રહીએ.
એની ચિઠ્ઠીના ચાકર થઈએ ઓધવજી,
રામ રાખે તેમ રહીએ."

ભક્તકવિ તુલસીદાસજીએ રામચરિત માનસમાં એ જ વાત કહી છે :

"તબ લગી કુસલ ન જીવ કહું,
સપને હું મન વિશ્રામ ।
જબ લગી ભજત ન રામ કહું,
શોક ધામ તજી કામ. ॥

વૈરાગી રાજા ભર્તૃહરીએ પણ એવા જ ઉદ્‌ગારો કાઢ્યા હતા :

"તૃષ્ણા ન જીર્ણા, વયમેવ જીર્ણાઃ ॥"

ભગવાન બુદ્ધના મહાનિર્વાણ સમયે શિષ્ય સમુદાય વીંટળાઈને બેઠો હતો. આનંદે ગદ્‌ગદ્ કંઠે પૂછ્યું, 'આપનો અંતિમ શબ્દ અમારા જીવનનાવને પાર ઉતારવામાં સુકાનરૂપ બનશે માટે કંઈક કહો.'

ભગવાને કહ્યું, 'ચુમાલીસ વર્ષના સહવાસ અને ઉપદેશ પછી હવે શું કહેવાનું બાકી રહેલું છે ? જ્યાં તમારો આગ્રહ છે તો કહીશ.

'દુઃખ માત્રનું મૂળ ઇચ્છા છે.'

અઢી હજાર વર્ષ પહેલાં દુઃખનું મૂળ શોધનાર ભગવાન બુદ્ધના અવતાર જેવા બાપુએ એનો રામબાણ ઉપાય પેલા વૃદ્ધ માજીને બતાવ્યો તે જ છે. નિત્ય નવી જરૂરિયાતો વધારવી અને તેને પૂરી કરવા જીવલેણ હરીફાઈમાં ઉતરવું, એ સુખનો માર્ગ નથી. અસંતોષના દુઃખમાં રીબાતી માનવજાતને માત્ર ભૌતિક સગવડ અપાવનાર સામ્યવાદ નહીં, પણ ભૌતિક સગવડ ઉપરાંત આધ્યાત્મિક સંતોષ આપનાર સામ્યધર્મ એ જ તરણોપાય છે, એવી શ્રદ્ધા ઉપરના પ્રસંગો દૃઢ કરે છે.

---

## રજકણ

જ્યાં સુધી કોઈ પણ કામમાં તું જાતને ગાળી નાખે નહિ ત્યાં સુધી કોઈ પણ કામ તેનું સૌંદર્ય તને આપી શકે નહિ—આપવા ધારે તો પણ ! રહસ્યનું દાન થતું નથી· એને તો મેળવવાનું હોય છે.

*

માણસ જ્યારે એમ ધારે છે કે પોતાનામાં શક્તિ છે પણ દુનિયામાં શક્તિ પિછાનવાની શક્તિ નથી, ત્યારે એનું જીવન એક અખંડ ફરિયાદવહી જેવું બની જાય છે. આવી નિર્બળતાએ ઘણાના જીવન કરુણ રીતે હાસ્યજનક બનાવ્યા.

*

માણસ મોટું દુઃખ સહન કરવાની શક્તિ ધરાવે છે, કારણ કે મોટું દુઃખ એને એક પ્રકારનું નવું સામર્થ્ય પણ આપે છે. પરંતુ હંમેશના સામાન્ય જીવનની ક્ષુલ્લક વૃત્તિમાંથી જન્મતી નાની નાની કષ્ટપરંપરા મનુષ્યને ક્ષુદ્ર ને સામર્થ્ય વિનાનો બનાવી દે છે.

*

ભલે લાકડાં હજારો મણ હોય જેમ એક તણખામાં એ સઘળાને બાળી નાખવાની શક્તિ છે, તેમ અભ્યાસ, તર્ક, બુદ્ધિ, એ સઘળાને કલ્પનાની એક જ ઝીણી ચિનગારી કોણ જાણે ક્યાંના ક્યાં ઉરાડી મૂકે છે.

—ધૂમકેતુ

# બે રૂપક

બાલ ગાડગીલ

જ્યારે વિનાશક બૉમ્બની શોધ કરવામાં ભાન ભૂલેલો એક વૈજ્ઞાનિક પોતાની પ્રયોગશાળામાં તલ્લીન થઈને કામ કરતો હતો. છેલ્લાં કેટલાક વર્ષો થયાં એ આ શોધ-કાર્ય પાછળ લગનપૂર્વક પરિશ્રમ કરી રહ્યો હતો. ભૂખ-તરસ, પત્ની-પુત્ર, ઘરબાર કશાની એને ચિન્તા નહોતી. નિરાશા અને અપયશ મળવાના ભયથી એ રાત-દિવસ કામ કરી રહ્યો હતો. એની શારીરિક શક્તિ પણ ક્ષીણ થઈ ગઈ હતી. અન્તે એક દિવસ અર્ધી રાત્રે એને બૉમ્બ બનાવવામાં સફળતા મળી. એ આનંદમાં તાળીઓ પાડતો નાચવા લાગ્યો. અગાઉની ઘણી રાતો એણે જાગીને જ પસાર કરી હતી. એ મોટેથી હસી રહ્યો હતો.

ટેબલ પર મૂકેલા કાચ પરથી એક કીડી નીકળી. એણે પોતાનું મસ્તક ઊંચું કરીને એ વૈજ્ઞાનિકની તરફ જોયું અને કહ્યું: 'શાના આનંદમાં તમે આટલા નિરંકુશ બનીને હસી રહ્યા છો?'

'મેં વિશ્વનો સૌથી વધુ વિનાશક બૉમ્બ બનાવ્યો છે. આ બૉમ્બ ફાટતાં જ ૫૮૪ માઇલના વિસ્તારમાં જે કંઈ હશે એ બધું બળીને ખાખ થઈ જશે. મોટી મોટી ગગનચુંબી ઇમારતો, બધાં પ્રાણીઓ, વનસ્પતિ કશાનું નામનિશાન નહિ રહે. અને માનવી? માનવી તો ક્યાંય જોવા જ નહિ મળે....હા હા...હા...આ છે મારી અભૂતપૂર્વ શોધ.'

'ખરેખર, તમારી આ શોધ મહાન છે. આવા ભયંકર વિનાશક બૉમ્બનું નિર્માણ આજ સુધી બીજા કોઈએ કર્યું નથી, એ પણ સાચું છે.' કીડીએ આટલું કહીને ઉમેર્યું: 'પણ મને એ બતાવો કે મારા જેવી નાની કીડીના નાનકડા પેટની ભૂખ શાન્ત કરવા માટે સાકરનું એક કણ તૈયાર કરવાની શક્તિ તમારામાં આ જન્મમાં છે?'

વૈજ્ઞાનિક એકદમ ગંભીર થઈને વિચારમાં લીન થઈ ગયો. દિવસ અને રાત લોહીનું પાણી કરીને જે સમસ્યાનો ઉકેલ એણે શોધી કાઢયો હતો એથી પણ અધિક મોટો સવાલ કીડીએ ઉપસ્થિત કર્યો હતો અને વૈજ્ઞાનિક વિનાશક બૉમ્બ તૈયાર કરવા માટે જે ગંભીરતાથી ચિંતન કરતો હતો એ જ રીતે એ કીડીના આ પ્રશ્નનો પણ વિચાર કરી રહ્યો.

× × ×

એક ગધેડો એના માલિક કુંભારને ત્યાં કામ કરી કરીને થાકી ગયો હતો. એ સાવ મડદાલ જેવો થઈ ગયો હતો. છતાં યે કુંભાર એના પ્રત્યે બેપરવા હતો. ગધેડો સાવ બૂઢો થઈ ગયો હતો. એના અંતિમ શ્વાસ સુધી ગધેડો તો કામ કરતો જ રહ્યો, કુંભાર પણ એ જ ઇચ્છતો હતો. કુંભારની નિષ્ઠુરતાને લીધે ગધેડો દુઃખી અને ઉદાસ રહેતો હતો.

હંમેશની માફક ગધેડો પોતાની પીઠ પર બોજો ઉઠાવી રહ્યો હતો ત્યારે અચાનક એને કુંભારના ક્રોધભર્યા શબ્દો સાંભળવા મળ્યા. કુંભાર એના નાલાયક, આળસુ, કામચોર પુત્રને કહી રહ્યો હતો: 'કંઈ પણ કામ કર્યા વિના બેઠા બેઠા ખાધા કરે છે તે શરમ નથી આવતી? ગધેડો નહિ તો.'

કુંભારના આ શબ્દો ગધેડાના હૃદયને વીંધી ગયા. એણે ચીસ પાડીને કહ્યું: 'જીવનભર તમે મને કષ્ટ આપ્યું છે અને મારા પરિશ્રમનું ફળ લીધું છે. હવે આ કૃતઘ્નતાભર્યા શબ્દોથી મારા હૃદયને શા માટે બાળી રહ્યા છો? જીવનભર તમારા અને તમારા કુટુંબ માટે જીવન સમર્પણ કરીને, લોહી અને પસીનો એક કરીને કામ કરનાર પરિશ્રમી ગધેડો ક્યાં અને ક્યાં તમારો નાલાયક, આળસુ અને કામચોર છોકરો? બંનેની સરખામણી જ કેમ કરીને થઈ શકે? ભવિષ્યમાં હું આ રીતે કૃતઘ્નતાભર્યા શબ્દો નહિ સાંભળી શકું, સમજ્યા? જીભ સંભાળીને બોલજો. ઈન્સાન નહિ તો!' [મરાઠી પરથી]

# 'માતૃદેવો ભવ'

રા. ના. પાઠક

એકવાર બાપુ નંદીદુર્ગમાં માંદગી પછીનો આરામ લેતા હતા. પહાડી ઉપર એક બેઠા ઘાટના બંગલામાં બાપુનો ઉતારો હતો. દક્ષિણના આગેવાનો, મ્હૈસુર રાજ્યના અધિકારીઓ, સ્થાનિક સદ્ગૃહસ્થો, કાર્યકરો, હવા ખાવા આવેલા પ્રવાસીઓ એમ પચરંગી લોકોથી બાપુનો દરબાર શોભી રહ્યો હતો. એ વખતે એક યુવાન સ્ત્રી બારણે આવીને ઊભી રહી. દરવાજે ઊભેલા સ્વયંસેવકે તેને પૂછ્યું : "કોનું કામ છે?"

"મારે મહાત્માજી પાસે જવુ છે." આમ કહી, રજાની વાટ ન જોતાં એ બહેન સીધી બાપુ બેઠા હતા ત્યાં પહોંચી ગઇ. હાથમા ફૂલોની લૂમ હતી એ બાપુના પગ આગળ મૂકી, નમસ્કાર કરી ઊભી રહી. બાપુએ પાસે બેઠેલા દુભાષિયાને કહ્યુ : "આ બહેનને પૂછો, કંઇ કહેવુ છે ?"

સાનમા સમજી ગઈ હોય તેમ એ બહેન બોલી :

"મહાત્માજી, મને સંતાનની ઇચ્છા છે. ઘણી માનતાઓ કરી, બાધા આખડી રાખી, કંઈ ફળ્યું નહી, છેવટ આપનું નામ સાભળી આશીર્વાદ લેવા આવી છું."

સાંભળીને આખો દરબાર હસુ હસુ થઇ થઈ રહ્યો. બાપુને કોઇ સાધુ-ફકીર માનીને આ બાઈ સંતાનની માગણી કરે છે એ જોઇ સૌને હસવુ આવ્યું. રાજાજીના ચહેરા ઉપર પણ હાસ્ય ફરકયું.

બાપુ ગભીર હતા તેમણે અંતરની ઊંડી લાગણીથી દુભાષિયા સામે જોઇ કહ્યું : "એમને કહો, કોઇ રખડતા, અનાથ બાળકને ખોળે લઇ, સંતાન તરીકે ઉછેરવાથી તમારી કામના પૂર્ણ થશે." આમ કહી બાપુ બાઇની સામે એકીટશે નીરખી રહ્યા. બાપુનું હૃદય એમના વિશાળ, પ્રેમળ નેત્રોમા વાંચી શકાતું હતું. એ હૃદયની ભાષા, એ બહેન જાણતી હોય તેમ, બાપુના શબ્દોનો અર્થ કાને પડે તે પહેલા માથું નમાવી "સંતોષમ્" કહી એણે રજા લીધી.

દરબારીઓ સ્તબ્ધ બનીને એ ચમત્કાર જોઇ રહ્યા.

બાપુ દરેક સ્ત્રીમા માતૃત્વનાં દર્શન કરતા હતા. એ ભાવના વડે તેમણે વારસામાં મળેલી જોરાવર વિષય વાસના ઉપર કાબુ મેળવ્યો હતો. 'સ્ત્રી એ પ્રજોત્પત્તિ પૂરતી જ પત્ની છે, બાકીના સમયમા માતા છે.' આ મહાન કલ્યાણકારી વિચારનો પ્રયોગ તેમણે પોતાના જીવનમા સિદ્ધ કર્યો હતો. જેમણે સેવાપરાયણ જીવન ગાળવું છે તેમણે વ્યકિતગત સતાનની કામના ન રાખવી જોઈએ, એ વિચાર દૃઢ થતા બાપુએ ભરયુવાનીમા બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લીધી હતી

નરસિંહ મહેતાએ વૈષ્ણવના લક્ષણો ગણાવતા 'પરસ્ત્રી જેને માતા રે" કહેલુ. તેમા સુધારો કરીને બાપુએ "સ્ત્રીજન જેને માતા રે" એ લક્ષણ આચરી બતાવ્યું

લંકાના પ્રવાસનો એક પ્રસંગ છે. એ પ્રવાસમા પૂ૦ કસ્તૂરબા સાથે હતા. એકવાર એક સભામાં બાપુને એકલા આવેલા જોઇ ભાવિક માણસે બાપુને પૂછ્યું :

"આજ તમારી બાને સાથે નથી લાવ્યા ?"

બાપુએ જવાબ આપ્યો : "મારી બા તો વર્ષો પહેલા સ્વર્ગ સીધાવી છે. પરંતુ આ પણ ત્રીસ વર્ષથી મારી માતા જ છે. અમે નક્કી કર્યું છે કે એણે રસોઈ કરવી, કપડાં ધોવા વગેરે મારી સેવાના કામ કરવા અને મારે લોકોની પાસે આવી માનપાન મેળવવા. આમ અમે કામના ભાગ પાડી લીધા છે. સેવાના મેવા, 'બાના ભાગમા ને કીર્તિના કુશકા મારે ભાગ' કહીને બાપુ ખડખડાટ હસી પડયા,

"માતૃદેવો ભવ" એ ઋષિ વાકયને જીવનમાં ઉતારીને બાપુએ સ્ત્રીજાતિની અને જગતની અપૂર્વ સેવા કરી છે. વીસમી સદીની દુનિયાને બાપુની એ એક પાવનકારી ભેટ છે.

# તારા સિવાય તને કોઈ નુકસાન નહીં કરે

વિજયાલક્ષ્મી પંડિત

દુનિયામાં જે મહાન વિભૂતિઓ જન્મી તેમાં મહાત્મા ગાંધી પણ એક હતા. હું વિધવા થઈ તે અરસામાં એમના તરફથી મને જીવનનો સર્વોત્તમ સંદેશ મળ્યો. લગભગ ઘણાંને જીવનમાં એવી મુશ્કેલીઓમાંથી પસાર થવું પડે છે કે જ્યારે માનવતા પરનો તેનો વિશ્વાસ ડગી જાય. મારે પણ એવા દિવસો જોવા પડયા છે. મારા પતિનું મૃત્યુ થયું હતું. એમની વિદાયથી હું વ્યાકુળ હતી, ત્યાર પછી મેં અનુભવ્યું કે હિન્દી કાયદા પ્રમાણે હવે મારું કશું અસ્તિત્વ નથી, ત્યારે મને આઘાત લાગ્યો. આઝાદીની ચળવળમાં વર્ષો સુધી બીજી બહેનોની સાથે અને પુરુષો સાથે ખભેખભા મેળવીને મેં ભાગ લીધો છે. આઝાદી મળી ત્યાં સુધી એમની સાથે કામ કરતી અને મુસીબતો વેઠતી આવી છુ, પરંતુ સ્ત્રીઓનુ સ્થાન પુરુષ સાથેના અમારા સંબંધોથી જ નક્કી થાય છે. હવે હું પુત્રવિહોણી વિધવા હતી, કુટુંબની સંપત્તિ પર મારો કે મારી ત્રણ પુત્રીઓનો કશો ભાગ નહી, એ અપમાનજનક પરિસ્થિતિથી મને દુઃખ થયુ. એ નકામા કાયદાનુ સમર્થન કરનારા મારા કુટુંબના માણસો પ્રત્યે મને ક્રોધ આવ્યો

એ વખતે મારે પ્રશાંત સંપર્ક સંમેલનમાં જવાનુ હતુ ત્યાં જતાં પહેલાં ગાંધીજીને મળવા ને પ્રણામ કરવા ગઇ એમણે પૂછ્યુ 'સગાસંબંધીઓ સાથે તેં મેળ કરી લીધો ?'

મને આશ્ચર્ય થયુ મે ઉત્તર આપ્યો: 'મેં કોઈની સાથે ટંટો નથી કર્યો પણ નકામા કાયદાનો આશરો લઈને જે લોકો મારે માટે અપમાનજનક પરિસ્થિતિ પેદા કરે છે એમની સાથે હુ કશો મેળ રાખી શકતી નથી.'

ગાંધીજીએ એક પળ બારીની બહાર જોયુ ફરી મારી તરફ વળીને હસીને બોલ્યા: 'જઈને એમની વિદાય લે. શિષ્ટાચારનો એ આગ્રહ છે આપણે ત્યાં હજી આવી વાતોનુ મહત્ત્વ છે'

'એ હજી પણ મંદ મંદ હસતા હતા. એમણે ફરી કહ્યુ · 'તારા સિવાય બીજું કોઈ તને નુકસાન નહીં કરી શકે. તારા હૃદયમાં ઘણો ગુસ્સો છે. એને જો નહીં રોકે તો એ તને નુકસાન કરશે'

હું ચૂપ રહી એ બોલતા ગયા– 'તું એટલા માટે પરદેશ જાય છે કે પોતે દુઃખી છે અને દુ ખોથી બચવા માગે છે શું તું ખુદથી તારી પરીક્ષા કરી શકશે ? જ્યારે તારા હૃદયમા ગુસ્સો છે ત્યારે તને બહારથી સુખ મળી શકશે ? આ પર વિચાર કર થોડી વિનમ્ર થા. તારા પતિના અવસાનથી તને ઘણું દુ.ખ થયું છે. તારામા પોતાના હૃદયને સ્વચ્છ કરવાનુ સાહસ નથી શું એટલા માટે તુ તારા આત્માને વધારે આઘાત પહોંચાડશે ?'

એમના શબ્દો કાનમાં ગુંજી રહ્યા ઘણી અશાંત થઈ થોડાક દિવસના દ્વંદ્વ પછી મેં મારા જેઠને ટેલિફોન કરી કહ્યુ કે, 'પરદેશ જવા પહેલા હું તમને મળીશ'

અને જ્યારે હું એમને મળી ત્યારે પાંચ મિનિટમા જ મને લાગ્યુ કે મારા મળવાથી સૌને સંતોષ થયો છે. મેં મારી ભવિષ્યની યોજના કહી અને એ નવાં પગલાં માટે મેં એમના આશીર્વાદ માગ્યા એનો મારા પર ભારે પ્રભાવ પડયો; માથેથી ભારે બોજ ઊતરી ગયો હોય અને શાંતિ મળી હોય એવું મને લાગ્યું.

આ નાનકડી ઘટનાથી મારામાં એક

મોટુ પરિવર્તન થયુ દોઢ વર્ષ પછી સયુક્ત રાષ્ટ્ર સઘમા હિદી પ્રતિનિધિ તરીકે ન્યુયોર્ક ગઈ દક્ષિણ આફ્રિકામા હિંદીઓ પ્રત્યે જે દુર્વ્યવહાર થાય છે તેની ફરિયાદનુ અમારે મન ઘણું મહત્ત્વ હતું આ બને પક્ષ તરફથી કડવી ટીકાઓ થઇ મારા વિરોધીઓએ જે રીતે વ્યક્તિગત આક્ષેપ મારી ને હિદી શાનની વિરુદ્ધ કર્યાં એનાથી મને ઘણુ દુખ થયુ મે પણ ઈટનો જવાબ ઇટથી આપ્યો એ વાક્યુદ્ધ પછી મને એકાએક ગાધીજી યાદ આવ્યા શું એ આવા વર્તાવને ટેકો આપે ? એમને મન તો સાધન પણ સાધ્ય જેટલુ જ પવિત્ર હતુ— બલકે વિશેષ મહત્ત્વનુ હતુ પોતાના સ્વાભિમાનને આઘાત પહોચાડતા ખોટી રીતના ઠરાવને પસાર કરાવ્યાથી પણ શો લાભ ?

જતા પહેલા તે રાત્રે મે નક્કી કર્યું કે ગમે તે થાય પણ સયુક્ત રાષ્ટ્રસઘમા કોઈ હલકી વાત નહી કરુ ત્યાર પછી વ્યક્તિગત જવાબ આપ્યા વિના અને સસ્તા વિજયની કોશિશ કર્યા વિના હુ દલીલ કરતી રહી વિરોધીઓનુ વલણ પણ બદલાયુ, અને ત્યાર પછી એ મામલા સબધી જ બોલતા

છે ને દિવસે સમિતિ ભવન છોડતા પહેલા હુ વિરોધીદળના નેતા પાસે ગઈ અને કહ્યુ 'મારા શબ્દો અથવા વર્તાવથી તમને દુખ થયુ હોય તો મને ક્ષમા કરજો'

એમણે સપ્રેમ હાથ મેળવ્યા અને કહ્યું 'મારે કશી ફરિયાદ નથી'

એ સમજૂતિ સારી રહી અને એથી મને શાતિ મળી એ તો એથીયે સારુ થયુ ગાધીજીના ઉપદેશે અહી મારુ રક્ષણ કર્યું— એમના શબ્દોએ નિત્ય નાની બાબતોમા પણ સાચો દષ્ટિકોણ અપનાવવામા મને સહાય કરી છે

એક વખત બ્રિટનમા ભારતની પ્રતિનિધિ હતી ત્યારે બ્રિટનના વડા પ્રધાન અને શ્રીમતી ઇડન મારા મહેમાન હતા મે કાળજીપૂર્વક ભોજનની વાનગીઓની યાદી તૈયાર કરી દીવા અને ફૂલના રગોની યોજના કરી મહેમાનો આવ્યા પછી બે વાર પીણા આવ્યા પછી મે ખાવાની વાનગીઓ લાવવા સકેત કર્યો, પણ નકામુ અમારે રાહ જોવી પડી અને જ્યારે ત્રીજી વાર પીણુ આવ્યુ ત્યારે બહાનુ કાઢી હુ રસોડે ગઈ

ત્યાનુ દશ્ય જોઇને મને ગભરાટ થયો એક ખૂણામા નોકરડી ભયભીત ઊભી હતી, અને બીજી બાજુ નોકર ચૂલા પર રસોઇયો મથામણ કરતો હતો, અને પરેશાન થતો હતો

મને પગ નીચેની જમીન સરકતી લાગી પણ કાબૂ મેળવી મે પૂછયુ 'રસોઇ કેમ તૈયાર નથી ?

'હજૂર ! બધુ તૈયાર છે કૃપા કરી બધા જમવા બેસી જાવ' રસોઇયાએ કહ્યુ

હુ ગુસ્સામા હતી કહેવા જતી હતી— 'નીકળી જા અહી થી, તને રજા છે' પરતુ ત્યા જ ગાધીજીના શબ્દો યાદ આવ્યા જેનાથી મને ઘણી વાર શાતિ મળી હતી સમતોલપણુ ખોયું હોત તો મને જ નુકસાન થાત

મે સયમ જાળવી કહ્યું 'ઝડપથી કાઈક મેજ પર મૂકો' બધા ખાવા લાગ્યા વાનગીઓની યાદી પ્રમાણે ચીજો ન હતી પણ જ્યારે મે મહેમાનોને બધી વાત કરી ત્યારે બધા ચકિત થઈ ગયા કોઈએ કહ્યુ

તમારો રસોઇયો દારૂના નશામા આવુ સરસ રાધી શકે છે ત્યારે સ્વસ્થ દશામા તો કેવું ય સરસ રાધતો હશે !

મને ઘણુ હસવુ આવ્યુ અને શાતિ પણ મળી જ્યારે મારુ ચિત્ત સ્થિર થયુ ત્યારે મે વિચાર્યું કે રસોઈ ગમે તેવી ભારે હોય તો પણ જીવન સર્વસ્વ તો નથી જ

હૃદયને ઘૃણાથી મુક્ત રાખવું એ સમતોલ રાખવા જેવુ જ મહત્ત્વનુ છે ભલે ગમે તેવુ કામ હોય ગાધીજીના આ શબ્દો 'તારા સિવાય તને કોઈ નુકસાન નહી કરી શકે —ઘણા જ સારગર્ભિત છે

# બાપુજી હાર્યા... !

ધીરેન ગાંધી

બાપુને દરેક કામમા એકાગ્રતા એટલી બધી રહેતી કે જે વખતે જે કામ કરતા તેમા તદ્રૂપ થઈ જતા. બાપુ સૂતા હોય અને ઘોઘાટ કરો તો તેમને એની અસર કે અડ ચણ નહિ થાય. ગમે તેટલો શોરબકોર થતો હોય છતા ગમે તેટલા ગભીર પ્રસંગ પર લખાણુ લખવાનુ હોય તોયે બાપુની કલમ પાણીના રેલાની પેઠે ચાલે જ જાય જરાય વિઘ્ન ન પડે. એમ કહેવાય છે કે બાપુજી એકવાર મોટરમા મુસાફરી કરી રહ્યા હતા તે વખતે તેમને આરામ કરવાનો સમય થયો બાપુજી ઘસઘસાટ ઊઘમા પડયા મોટરને સખત અકસ્માત થયો. મોટર ગબડી મોટરમા બેઠેલા ગબડયા અને બાપુ પણ ગબડયા પરતુ બાપુની ઊઘને કઇ અસર ન થઇ તેઓ તો પોતાના ધારેલા વખતે જ ઊંઘમાથી ઊઠયા.

આવી શકિત બહુ ઓછા લોકામા જોવામા આવે છે. ઘણાખરા માણસો પોતાને કઈ કામ કરવુ હોય તો એ પહેલા તેને આગળથી વાતાવરણ સર્જવુ પડે છે જો વાતાવરણ બરાબર જામે નહિ તો કામમા એકાગ્રતા અનુભવી શકતા નથી અને એનો બળાપો કર્યા કરે. અને એક કામ પરથી બીજા ગંભીર કામ પર જવું હોય તો તો તેને માટે અમુક વખત એ બે ગાળા વચ્ચે અવશ્ય હોવો જોઈએ, તો જ તે કામ કરવામાં સુગમતા અને એકાગ્રતા અનુભવી શકે.

મને નાનપણનો એક નાનકડો પણ જીવનમાં હજીયે યાદ રહી જાય તેમ જ ઉપયોગી થઇ પડે તેવો આશ્રમમા બનેલો પ્રસગ યાદ આવે છે એ પ્રસંગ યાદ આવતા બાપુમાં રહેલી અજબ શકિતનુ ભાન થાય છે. એ શકિત વડે તેઓ દરેક કામમા કઇ પણ પૂર્વ તૈયારી કર્યા વિના ઓતપ્રોત થઇ જતા. જે સમયે જે કામ મુકરર કર્યું હોય તે પછી થવુ જ જોઇએ એ આગ્રહ અને તેમા લીન થવુ એ બાપુના જીવનમા વણાયેલુ હતું

આશ્રમમા સાજની પ્રાર્થના ૭ વાગે થતી. પ્રાર્થના પહેલા બાપુ રોજ ફરવા જતા. ફરવાનુ પૂરુ થતા પ્રાર્થના થતી ફરતી વખતે અમે બાપુના 'વહાલા પખીડા'ઓ અચૂક સાથે હોઈએ તેમની સોડમા ભરાઈને અનેરી પાંખો ફફડાવતા અને બાપુ અમને જીવનમા કેવી રીતે ઊડવુ તે શીખવતા એક દિવસે પ્રાર્થનાના સ્થળે અમે બધા બાપુ સાથે તાતેક મિનિટ વહેલા પ્રાર્થનાના સમય પહેલા આવી ગયા પ્રાર્થનાનુ સ્થળ હતું છતા પ્રાર્થનાને વાર હતી તેથી અમે બધા બાપુ સાથે રમતમા પડયા

શી રમત ખબર છે ?

પ્રાર્થનાના સ્થળ પાસે બાવળના ઝાડ છે તેના બીયા વીણીવીણીને એકઠા કરવા લાગ્યા અને વારાફરતી અમે પૂછવા લાગ્યા.

"બાપુજી, એકી કે બેકી ?"

બાપુજી કહે, "એમ નહિ, જો મારું સાચું પડે તો બધા બીયા મને આપવા પડે અને ખોટુ પડે તો મારે વીણીને આપવા. બોલો છે કબૂલ?"

અમે આનદમા આવી ગયાં અને બોલી ઊઠયા, "કબૂલ, કબૂલ."

"બોલો બાપુજી, એકી કે બેકી ?"

"બાપુજી, મૂઠીને દાબતા જરા આંખ મીંચીને બોલ્યા, "બેકી, ચાલ ઉઘાડ તારી મૂઠી"

ઈન્દુએ મૂઠી ખોલી, બીયાં ગણ્યાં. ૨૨ નીકળ્યા. ઈન્દુ હાર્યો.

બાપુજી – "કેમ હાર્યાને? આપી દે બીયા કેમ હવે રમવુ છે કોઇને મારી સાથે ?"

ત્યા શાતિ બોલી ઊઠી, હવે મને કહો, એકી કે બેકી ?"

બાપુજી કહે "નહિ એમ નહિ, હવે પૂછવાનો મારો વારો છે"

"બોલો કોણ કહેશે ? જો જો જે કહેશે ને હારશે તો એણ જેટલા બીયા મારી મૂઠીમા હશે તેટલા મને આપવા પડશે બોલો, એકી કે બેકી?"

બલભદ્ર તરત બોલી ઊઠયો, એકી"

ગણીને બાપુ ખડખડાટ હસતા બોલી ઊઠયા, "ખોટુ, ખોટુ લાવ ૨૮ બીયા"

બલભદ્ર બીયા વીણવા બેઠો

શાતિ કહે, "હવે તો મારો વારો ખરોને! બાપુજી, તમે ભલે બધીવાર જીતી ગયા પણ આ વખતે તો હુ તમને હરાવીશ બોલો એકી કે બેકી?"

બાપુ ચારે બાજુથી મૂઠી દબાવતા બોલ્યા, "એકી" શાતિએ તો ગણીને જ બીયા મૂકયા હતા તેથી આગળીનો અગૂઠો બતાવતી બોલી "લ્યો, હાર્યાને! ખોટુ, ખોટુ, લાવો ૩૨ બીયા અરે, શારદા, નીમુ, ઇન્દુ, મનુ, રામ ભાઉ, બલભદ્ર, બાપુજી હાર્યા! હાર્યા!"

બલભદ્ર, તારે બીયા વીણવાની જરૂર નથી આપણા બાપુ પાસે ૪ બીયા માગણા રહ્યા"

બધા છોકરાઓએ 'બાપુ હાર્યા! બાપુ હાર્યા! એમ જોરથી બોલીને વાતાવરણ ગજવી મૂકયુ.

ત્યા પ્રાર્થના શરૂ થવાને બે મિનિટ બાકી છે એવું સૂચન કરવા માટે ઘટના ટકોરાનો રણકાર થયો

ઘટના અવાજે બધુ હાસ્ય, બધી રમતની મસ્તી અલોપ થઈ અને આખા વાતાવરણ પર શાતિની છાયા ફરી વળી

રમત રમતા હતા તે સ્વપ્નુ બની ગયુ એ બે મિનિટ પછીના ઘટે ઈશ્વરની ભકિતમા બધાને લીન કરી મૂકયા

આ પ્રસગનુ મૂલ્ય મને આજે સમજાય છે દરેક કાર્ય ભલે એકબીજા થી તદ્દન જુદા હોય છતા તેમાયે સમદષ્ટિ રાખવી,આવનાર કામની ગભીરતા ભૂલવી અને રમતિયાળ કામમાથી ગભીર કામમા સરી જવુ એ શુ જેવી તેવી સાધના છે?

આવી સાધના માટે કેટકેટલી તપશ્ચર્યા કરવાની આપણા ભાગ્યમા લખાઇ હશે?

---

આચાર્ય વિશ્વશ્રુતિના ત્રણ શિષ્યોએ શિક્ષણ પૂરુ કરીને ગૃહસ્થાશ્રમમા પ્રવેશ કરવા માટે અનુમતિ માગી આચાર્યની આખમા આસુ ભરાઇ આવ્યા પણ એમણે અનુમતિ આપી દીધી

એ સમયે સધ્યા થઈ રહી હતી ત્રણે શિષ્યો પોતપોતાની તૈયારી કરવા લાગ્યા એકાએક આચાર્યના મગજમા એક યોજનાએ આકાર લીધો એમણે જઈને માર્ગમા કાચના ટુકડા વેરી દીધા અને તેઓ એક વૃક્ષની પાછળ છુપાઈ ગયા

એમણે ત્રણે શિષ્યોને જતા જોયા પહેલો શિષ્ય કાચના ટુકડા કુદાવીને આગળ વધી ગયો બીજો શિષ્ય જરા અટકયો પણ ધ્યાન રાખીને નીકળી ગયો ત્રીજો શિષ્ય પોતાનો સામાન એક બાજુ મૂકીને કાચના ટુકડા વીણવા લાગ્યો

આચાર્યે આ ત્રીજા શિષ્યને જવા દીધો પણ પહેલા બે શિષ્યોને અટકાવી દીધા અને કહ્યુ 'વત્સ તમારુ બનેનુ શિક્ષણ હજુ પૂરુ થયુ નથી શિક્ષણનો ઉદ્દેશ હજુ તમે નથી સમજ્યા'

# કૌન બનાવે વાટ ?

કાકા કાલેલકર

હિંદુધર્મમાં અથવા બધા ધર્મોમાં ગુરુની આવશ્યકતા અને ગુરુનું મહાત્મ્ય બતાવ્યા છે.

જેઓ આધ્યાત્મવિદ્યામાં પ્રવીણ છે તેઓ કહે છે કે જે શબ્દો દ્વારા થઈ શકતી નથી, તે ગુરુના આશીર્વાદથી, તેમની દીક્ષાથી, તેમના સંપર્કથી મળે છે. ગુરુ જ્ઞાનમાં નિષ્ણાત હોય છે. તે શ્રોત્રીય અને બ્રહ્મનિષ્ઠ હોવો જોઇએ. ગુરુ કારુણ્યની મૂર્તિ હોય છે. જ્યારે ગુરુ શિષ્યની યોગ્યતા જોઇને સંતુષ્ટ થાય છે ત્યારે તેને પોતાનુ સર્વસ્વ આપી દે છે. જરા સરખો પણ ભેદ રહેવા દેતા નથી.

એથી શિષ્યના મનમાં ગુરુ પ્રત્યે અસીમ શ્રદ્ધા નિષ્ઠા હોવાં જોઈએ. ગુરુ પ્રત્યે ભગવાનના જેવી જ ભક્તિ હોવી જાઈએ. (यस्य देवे पराभक्तिः यथा देवे तथा गुरौ।) જેને ગુરુ ન મળ્યા તેનું જીવન અકૃતાર્થ રહ્યુ.

મહારાષ્ટ્રની સંત-કથાઓમા નામદેવ નામના એક મોટા સંતનુ વર્ણન આવે છે. આ નામદેવે ભાગવત ધર્મ પ્રચારનુ જેટલું કાર્ય મહારાષ્ટ્રમા કર્યું તેટલું જ પંજાબમા જઇને કર્યું. શીખોના ગ્રંથ–સાહેબમાં નામદેવની વાણી આદર સાથે લેવામા આવી છે.

નામદેવને ભગવાન પાંડુરંગના દર્શન થયા. સાક્ષાત્કાર થયા, તો પણ સંતોએ તેમને કાચા જ કહ્યા. જ્યારે તેમને ખબર પડી કે ગુરુ વના મનુષ્યનો ઉદ્ધાર નથી થતો, ત્યારે ભગવાનની જ પ્રેરણાથી તેમણે વિસોબા ખેચરને પોતના ગુરુ બનાવ્યા. વિસોબા દ્વારા દીક્ષા અને ઉપદેશ મેળવ્યા પછી જ સંતોએ નામદેવને પાકા સંત કહ્યા.

નામદેવના સમકાલીન અને મહાર પૂના સૌથી મોટા આદ્ય સંતકવિ જ્ઞાનેશ્વરે પોતાના મોટાભાઈને ગુરુ બનાવ્યા. તેમની વાણીમાં ગુરુનો અપાર મહિમા બતાવવામાં આવ્યો છે. મહારાષ્ટ્રમા બીજા એક મોટા સંતકવિ એકનાથ થયા. તેઓ જનાર્દન સ્વામીના શિષ્ય હતા. તેમણે પણ અનેક પ્રકારે ગુરુ હાત્મ્ય ગાયું છે. (આ બાબત જાણવા જેવી છે કે જનાર્દન સ્વામી દત્તાત્રેય અથવા અવધૂતના ઉપાસક હતા. પરંતુ તેમણે પોતાના શિષ્ય એકનાથની અભિરુચિ જાણીને તેને કૃષ્ણભક્તિની દીક્ષા આપી અને કર્યું કે, ગુરુનુ તથા શિષ્યનું આરાધ્ય એક જ હોવું જોઇએ એવુ આવશ્યક નથી.)

શીખપંથનો આધાર ગુરુના માહાત્મ્યના પાયા ઉપર જ છે. ગુરુ તો ગોવિંદ કરતાં પણ મોટા છે. કારણ કે ગુરુની કૃપાથી જ ગોવિંદ મળે છે. તેથી ગુરુભક્તિને જ પ્રાધાન્ય આપવુ જોઇએ.

ખ્રિસ્તી ધર્મના પાયામાં પણ ગુરુમાહાત્મ્ય જ છે. તેઓની ભૂમિકા એ છે કે ઈશુખ્રિસ્ત પર વિશ્વાસ રાખવાથી જ મનુષ્યનો ઉદ્ધાર થઇ શકે છે વ્યક્તિને ભગવાન સુધી પહોંચાડનાર જે ગુરુ છે તે ઇશ્વરનો દૂત કે પયગંબર કહેવાય છે.

આ થઈ ગુરુ માહાત્મ્યની એક બાજુ. બીજી બાજુ સાધક માને છે કે ગુરુ મળે તો તો સારું જ છે પરંતુ ન મળે તો મનુષ્ય પોતાના પ્રયત્નથી ભગવાનને પ્રાપ્ત કરી શકે છે. બુદ્ધ ભગવાને પોતાના શિષ્યોને ભારપૂર્વક કહ્યુ–आत्मदीपो भव। પોતે જ પોતાની જ્યોત બનો અને પોતાના જ પ્રકાશમાં નિર્વાણના પંથ પર ચાલો. બુદ્ધ ભગવાને પોતાની સાધનાના દિવસોમાં અનેક જ્ઞાની અને યોગીઓની પાસે જઇને, દીક્ષા લઇને જ્ઞાન મેળવ્યું હતુ અને સાધના કરી હતી. પરંતુ તેઓ પોતાના જ બળપર 'સમ્યક્ સંબુદ્ધ' બન્યા.

બુદ્ધ ભગવાને ગુરુની આવશ્યકતા બતાવી નથી. પરંતુ બુદ્ધનુ શરણ લેવાની આવશ્યકતા તેમના શિષ્યોમા માનવામાં આવી છે. તેઓ કદાચ કહેશે કે સ્વંય બુદ્ધે જ બુદ્ધ, ધર્મ અને સંઘ આ રત્નત્રયીનો સ્વીકાર કરવાનું આવશ્યક બનાવ્યું છે.

જે હોય તે, બુદ્ધના ઉપદેશમાં આત્મનિર્ભરતા ની જ ઝાંખી દેખાય છે. પાછળથી મહાયાન જેવા બૌદ્ધ પંથમાં ગુરુશરણનું માહાત્મ્ય વધ્યું છે ખરું.

આ દિવસોમાં હું તુકારામની વાણી વાંચું છું. તેમાં થોડા જ અભંગોમાં કહ્યું છે કે તેમને સ્વપ્નમાં ગુરુકૃપા તથા ગુરુમંત્રની પ્રાપ્તિ થઈ હતી અને તેમના ગુરુ ચૈતન્ય સંપ્રદાયી હતા. તુકારામે એમ પણ જણાવ્યું છે કે સ્વપ્નમાં નામદેવ અને સ્વયં ભગવાન પાંડુરંગ બંનેએ તેમને દર્શન આપ્યાં અને નામદેવે તેમને કવિત્વ કરવાનો આદેશ આપ્યો.

આ પ્રમાણે તુકારામને કોઈ વ્યક્તિને ગુરુ બનાવવા જવું ન પડયું. તેમને જે કંઈ જ્ઞાન પ્રાપ્ત થયું તે તેમના પોતાના પુરુષાર્થથી જ. આત્મચિંતન એ જ તેમની સાધના હતી. તેમને આપણે આત્મદીપ કહી શકીએ. બુદ્ધ ભગવાન અને તુકારામ બંને એક રીતે આત્મદીપ છે. અને કદાચ એટલે જ સામાન્ય જનતા પર તેમનો પ્રભાવ પડયો છે. ગુરુડમના-ગુરુપણાના (ગુરુડમ માટે આપણો શબ્દ કદાચ ગુરુપણું છે. મરાઠીમાં તેને બુવાબાજી કહે છે. પરંતુ આર્યસમાજવાદીઓએ પોપડમના જોર પર ગુરુડમ શબ્દ ચલાવ્યો છે) જંજાળ અને ઢોંગ બંનેના ઉપદેશમાં નથી.

કહેવાય છે કે ગુરુ ગમે તેવો હોય પણ શિષ્યમાં જો અનન્ય નિષ્ઠા અને શ્રદ્ધાભક્તિ હોય તો એવા ગુરુદ્વારા પણ શિષ્યનું તો કલ્યાણ જ થાય છે. આમ કહેવું જરા એકપક્ષીય લાગે છે. કેટલાય દંભી અને કપટી ગુરુઓએ શિષ્યોને બરબાદ કર્યા છે. આવા કિસ્સાઓમાં શિષ્યની ભક્તિ અનન્ય ન હતી તેથી દોષ એનો જ છે એમ કહેવું સરાસર અન્યાય છે. ગુરુની જવાબદારી શિષ્ય કરતાં વધારે છે. ગુરુનો દોષ પહેલો જોવો જોઈએ.

દંભી કપટી અને લાલચુ ગુરુઓની પોલ તુકારામે ઠેર ઠેર ઉઘાડી પાડી છે. માત્ર તુકારામે જ નહીં, અનેક સંતોએ, ધર્મસુધારકોએ અને સમાજસુધારકોએ આ કાર્ય કર્યું છે. રોગ જેટલો ફેલાયો હોય તેટલો જ તેનો પ્રતિકાર જબરદસ્ત હોવો જોઈએ.

મેં એક પરમહંસને એક પતિવ્રતા સ્ત્રીને કહેતા સાંભળ્યો છે કે ગૃહસ્થાશ્રમમાં પોતાની નિષ્ઠા પોતાના પતિને અર્પણ કરવી હોય છે. પરંતુ પતિ કંઈ પરમાત્મા નથી. એથી અધ્યાત્મના ક્ષેત્રમાં ભગવાનને જ પોતાની બધી નિષ્ઠા અર્પણ કરવી જોઈએ. ગૃહસ્થાશ્રમની સંકુચિતતા છોડીને વૈરાગ્ય ધારણ કર્યા પછી ઈશ્વર જ તમારું સર્વસ્વ છે. બધી નિષ્ઠા એને જ અર્પણ કરવી જોઈએ. એ જ બધું છે.

આધ્યાત્મિક ક્ષેત્રમાં જે જે લોકો દ્વારા આપણે જે કંઈ પાઠ મેળવીએ છીએ તેઓને એક રીતે આપણે ગુરુ કહી શકીએ. દત્તાત્રયને આવા જ પ્રકારના ચોવીસ ગુરુ હતા.

વિદ્યાર્થી અવસ્થામાં જે કોઈ પાસેથી આપણે વિદ્યા પ્રાપ્ત કરીએ છીએ તેને આપણે ગુરુ કહીએ છીએ. આવા વિદ્યાગુરુઓ અનેક હોય છે. દરેક વિદ્યા, કળા અને કૌશલ્ય માટે કોઈને કોઈ ગુરુ તો હોય જ છે. પરંતુ અહીં આપણે આવા ગુરુઓની વાત નથી કરતા, મોક્ષમાર્ગ માટે પૂર્ણત્વની પ્રાપ્તિને માટે ગુરુની આવશ્યકતા ક્યાં સુધી છે તેનું જ આપણે ચિંતન કરી રહ્યા છીએ.

મહાત્માજીએ આ સવાલનો આખો પાયો જ બદલી નાખ્યો. એક વાર તેમણે કહ્યું કે હું ગુરુની શોધમાં છું. તે પહેલાં લોકો માનતા હતા અને કેટલાય જનો અભિમાનથી કહેતા હતા કે રાજચન્દ્ર જ તેમના આધ્યાત્મિક ગુરુ છે. કારણ કે ગાંધીજીએ રાજચન્દ્રજીને કેટલાય આધ્યાત્મિક પ્રશ્નો આદર સાથે પૂછયા હતા. જ્યારે ગાંધીજીએ કહ્યું કે હું ગુરુની શોધમાં છું ત્યારે હિન્દુસ્તાનના કેટલાય લોકોએ ઉમેદવાર તરીકે પોતાનાં નામો રજૂ કર્યાં અને બીજા લોકોએ પોતપોતાના ગુરુઓની ભલામણ કરી. ત્યારે ગાંધીજીને છાપામાં લખવું પડયું કે જે ગુરુની શોધમાં હું છું તે પ્રત્યક્ષ ભગવાન જ છે. પૂર્ણ પુરુષ પરમાત્મા જ મારા ગુરુ બની શકે છે અને હું માનું છું કે ગુરુને મેળવવા અને મોક્ષ મેળવવો એ એક જ બાબત છે.

# ભગવાન--આપણો એજન્ટ ?

દાદા ધર્માધિકારી

લોકમાન્ય તિલકે 'ભગવદ્ગીતાના રહસ્ય'મા એક પ્રકરણ અધ્યાત્મ ઉપર લખ્યુ છે તેમા છેવટે સવાલ પૂછવામા આવ્યો છે કે, 'બીજાના દુખે હુ દુખી કેમ થાઉ છુ ? બીજાને સુખી જોઈ મને કેમ સુખ થાય છે ?' આનો જવાબ નીતિ નહીં આપી શકે, અધ્યાત્મ આપે છે. ઉત્તર એ છે કે, 'હુ અને બીજી વ્યક્તિમા કોઈ મૂળભૂત એવી એકતા છે જેની મને પ્રતીતિ છે' આ તર્ક નથી, તેમ તત્ત્વજ્ઞાન પણ નથી. તે વિશે પ્રશ્ન ઉઠાવવો નિરર્થક છે. તડફડતા એક બકરીના બચ્ચાને જોઈને નવ વર્ષનુ નાનુ બાળક પણ કપી ઊઠે છે. તે માટે રામકૃષ્ણ પરમહસ કે મહાત્મા ગાધી જેવા કોઈ ઉપદેશકની જરૂર નથી હોતી. બાળક, બકરી કે કૂતરાના બચ્ચાને જોઈને જે દુખી થાય છે તેમા તેને તે બચ્ચા પ્રત્યેની પોતાની એકતાની અનુભૂતિ છે. જીવમાત્ર સાથે આ એકાત્મતાની પ્રતીતિ તેનુ નામ અધ્યાત્મ અને આ એકાત્મતાને જીવનમા ઉતારવાનો જે પ્રયોગ તેનુ નામ ધર્મ. એકાત્મતામા વિશેષ પ્રગતિ સાધવા માટેની જે આચરણા તેનુ નામ ધર્મ આમા ઈશ્વરનુ સ્થાન ક્યા ? નિરીશ્વરવાદીઓના બે પ્રકાર છે. એક તે કે જેઓ સ્વચ્છદતાને ચહે છે, વિલાસિતા પક્ષપાતી છે અને અનિયત્રિત અપરિમિત ભોગને વાછે છે

એક વાર બાળકને માતાએ પૂછ્યુ, 'ભગવાન પ્રસન્ન થાય તો તેની પાસે તુ શુ માગે ?' બાળકે કહ્યુ, 'નવુ વરદાન માગુ ' માતાએ પૂછ્યુ 'કયા નવુ વરદાન ?' બાળક બોલ્યુ, 'માસ્તર નહી, સ્કૂલ નહીં, અને પરીક્ષા નહીં ' એ નોક્કસ છે કે જો તમને અને મને ખાતરી થઈ જાય કે દુનિયામા ઈશ્વરે જેવુ કઈ છે જ નહી, તો આપણે ખૂબ પ્રસન્નતા અનુભવશુ કેમ કે ભય અને પ્રલોભનમા ધર્મ કરવાની પ્રેરણાના મૂળ છે સ્વર્ગનુ પ્રલોભન અને નરકનો ભય

વાસ્તવમા આ પ્રેરણા એ ધાર્મિક પ્રેરણા નથી તે પારલૌકિકતામા ધર્મ નથી, આધ્યાત્મિકતા કે ઈશ્વરનિષ્ઠા તો નથી જ એટલે જે ધર્મ સપ્રદાયોમા બધાઈ ગયા તે ધર્મ નથી, પણ ધર્મની સ્મશાનભૂમિઓ છે, ઈશ્વરની સમાધિઓ છે, મદિરમા જે ભગવાન છે તે મારા માપના કપડાની માફક, મારા માપ મુજબ મારા બનાવેલા છે આપણે આપણા માપદડ પ્રમાણે ધર્મસસ્થાઓ ઊભી કરી અને તે મુજબના દેવ સર્જ્યા એટલે જે મારી ઇચ્છા મુજબના દેવ તે મારા મુનીમ કે એજન્ટ જેવા અને મારી ઈચ્છાને અનુસરનારા થયા. જર્મની અને ઈગ્લાડ વચ્ચે યુદ્ધ થાય તો જર્મનીના દેવળોમા પ્રાર્થના થાય કે, 'હે ભગવાન! ઇગ્લાન્ડને હરાવજે.' ઇગ્લાન્ડના દેવળોમા પ્રાર્થના થાય કે, 'હે ભગવાન. જર્મનીને હરાવજે' આપણે એમ પ્રાર્થના કરતા નથી કે, 'હે ભગવાન ! તારી મરજી મુજબ કરજે ' પ્રાર્થના એમ કરીએ છીએ કે, 'ભગવાન ! તુ અમારો એજન્ટ છે, અને તારી મારફત અમારી ઇચ્છા ઓ પૂરી થાઓ ' એટલે મદિરનો ભગવાન તો આપણો પ્રતિનિધિ છે અથવા તો શોભાની મૂર્તિ છે ભગવાન ઉપર આપણે પોતાનો હક્ક માન્યો છે, તેને પોતાની મિલકતની જેમ ગણ્યો છે મસ્જિદ મુસલમાનોની મિલકત છે, મદિર હિંદુઓની મિલકત છે, દેવળ ખ્રિસ્તિઓનુ તો ગુરુદ્વાર શીખોની મિલકત છે બે દિવસ ઉપર છાપામા વાચવામા આવ્યુ હતુ કે મદીરમા એક પૂજારી મૂર્તિને લઈને ભાગી ગયો આ બધા આપણા મદિરોમા બિરાજમાન થયેલા દેવો છે અહીયા જેટલા મદિરો છે તે બધાના દરવાજા ઉપર પહેરેગીર નથી, પણ જે ભગવાન દિગબર છે તેને દરવાનની જરૂર છે શા માટે ? દેવ કરતા મદિરના મૂલ્ય વધારે છે ધર્મ જ્યારે સસ્થામા બધાઈ જાય છે, ત્યારે ધર્મ કરતા સસ્થાનુ મહત્ત્વ વધી જાય છે, અને માત્ર ઈશ્વરના સ્મૃતિચિહ્ન

રૂપે, સમાધિ રૂપે તે ધર્મસંસ્થાઓ જીવે છે એટલે આજે જો સમાજને જીવન્ત રાખવો હોય, વિશેષ પ્રગતિમાન થવું હોય તો મુખ્ય આવશ્યકતા સંપ્રદાયોને મિટાવી દેવાની છે વર્ણભેદ અને જાતિભેદોને આપણે મિટાવી દીધા છે હવે એક ડગલું આગળ ભરીને અને વિશ્વભરમાં સંપ્રદાયોને સદાને માટે વિદાય આપીએ મારો ઇશ્વર કે તારો ઈશ્વર એવું કોઇ જોઇએ જ નહીં ચોરી કરવી એ પાપ છે તો એ વાત કોઇ ગુરુનિંદ, સંસ્થાનિંદ, મંદિર કે મસ્જિદનિંદ કે ગુરુદ્વાર નિંદ નથી કોઇ મને કહે કે ચોરી કરવી એ દોષ છે હું પૂછું, કેમ? ઉત્તર એ છે કે જ્યારે ચોર ચોરી કરે છે ત્યારે તેને સારું લાગે છે પણ ચોરીનો માલ ઘરમાં આવ્યા પછી તેની ચોરી થાય તે તેને ગમતું નથી જે નિયમ સર્વનિષ્ઠ નથી તે ધર્મ નથી અવિરોધી આચાર સમાજમાં અનેક પ્રકારના છે, પણ અનંત અવિરોધી આચાર અનંત ધર્મ નથી તેનું માપદંડ કે કસોટી એક છે ભગવાને મનુષ્યને જો પોતાના અંશમાંથી ઘડ્યા તો મનુષ્ય પ્રત્યેનો દુર્વ્યવહાર એ ઇશ્વર પ્રતિનો દુર્વ્યવહાર થયો દુર્વ્યવહાર શું છે? જે હું મારા માટે ન ઇચ્છું તે હું બીજા પ્રત્યે આચરું તે દુર્વ્યવહાર આ એક કસોટી છે એક મનુષ્ય બીજા મનુષ્યની પ્રતિકૃતિ છે બીજા પ્રત્યેનો દુર્વ્યવહાર તે મારા પોતા પ્રત્યેનો દુર્વ્યવહાર છે એકનું નામ ધર્મ છે બીજાનું નામ નીતિ નીતિ પોતાના થકી અન્તિમ ઉત્તર દઇ શકતી નથી તેથી સદાચારના અધિષ્ઠાનના રૂપમાં ધર્મ તત્વનું વિવેચન કરવામાં આવ્યું આ માટે સંપ્રદાય નિરાકરણ આવશ્યક બન્યું છે

સંપ્રદાયોને નામશેષ કરી નાખવાનું એક બીજું પણ કારણ છે વિજ્ઞાન સાર્વભૌમ છે ધર્મ પણ જો સાર્વભૌમ નહીં થાય તો તે રહી નહીં શકે સાર્વભૌમ વિજ્ઞાન સમાજ ઉપર એક બીજી આફત લાવ્યું છે તે બાહ્ય રૂપમાં મનુષ્યમાં સમાનતા દાખલ કરી છે, પણ અંતરમાં સમાનતા તે લાવી શક્યું નથી—અંતરનું પરિવર્તન કરવા તે શક્તિમાન નથી ધર્મે સૌથી પહેલું એ કામ કર્યું છે કે સમાજ એક ગણવેશધારી સેના જેવો બની જાય, જેને આપ 'રેજીમેન્ટેશન' કહો છો તેવા આકારનો બની જાય જેને દાઢી હોય તે મુસલમાન, જે કિરપાણ રાખે તે શીખ, જે પાણી ગાળીને પીએ તે જૈન, જે જનોઇ ને ચોટી રાખે તે હિંદુ તમે જ કહો સમાજરૂપી સેનામાં સંપ્રદાયોને પિછાણવાનું આ સિવાય બીજું કોઈ લક્ષણ છે ખરું? સમાજસેનામાં વિભાગોની પિછાણ જેટલી ધર્મને નામે છે એટલી બીજા કોઇ પ્રકારે નથી બાહ્ય પોશાકમાં જ કંઈ સુધારા વધારા થયા તે પણ તેના ગણવેશરૂપ ગણાઈ ગયા બળજબરીથી બીજા મનુષ્યને મારા ઉપભોગનો વિષય નહિ બનવું અને બીજું અન્ય માનવીની શક્તિ કે તો શ્રમ કે પ્રતિભાને હું બજારમાં ખરીદી શકું નહીં જે ધર્મ એક મનુષ્યને બીજાના શ્રમને ખરીદવાનો હક આપતો હોય, અને બીજા મનુષ્યને પોતાનો શ્રમ વેચવાની ફરજ પાડતો હોય તે ધર્મ નથી, અધર્મ છે તેથી હું આકરા શબ્દોમાં કહું છું કે તે રામ રાજ્ય નથી હરામ-રાજ્ય છે ધર્મને આચરણમાં ઉતારવાની આ બીજી કસોટી છે ધ્યાન રાખજો કે જો મનુષ્ય મનુષ્યને ખરીદી શકતો હોય તો તે ધર્મને પણ ખરીદી શકશે, અને ભગવાનને પણ ખરીદી શકશે આ પ્રમાણે સંપ્રદાયોએ ધર્મની પવિત્રતાને અપવિત્ર બનાવી મૂકી છે તેથી ફરીને હું કહું છું કે ધર્મને સંગઠન કે સંપ્રદાયમાં બાંધી શકાય નહીં બાંધવો જોઈએ પણ નહીં, બલ્કે સંપ્રદાયનું અસ્તિત્વ જ મિટાવી દેવું જો એ જ્યારે સમાજમાં ઉચ્ચનીચનો ભેદભાવ નહીં હોય કે કોઇ સંપ્રદાય પણ નહીં હોય ત્યારે જ વિશુદ્ધ અધ્યાત્મનો વિકાસ થશે ('પ્રબુદ્ધ જીવન')

*

# જમાનો બદલાઈ ગયો છે

રતુભાઈ અદાણી

૧૯૩૦ ના દિવસો ગાંધીજીની સરદારી નીચે દેશભરમા આઝાદીની લડાઈ ચાલે. ઠેર ઠેર સૈનિકોથી સત્યાગ્રહ છાવણીઓ ધમધમતી હતી

ધોલેરામા પણ આવી એક છાવણી. સૈનિકો બિનજગાતી મીઠુ વેચીને સરકારના કાયદાનો ભગ કરે, પરદેશી કપડા ઉઘરાવીને એની હોળી કરે, મોટી મોટી સભાઓ અને સરઘસો યોજે, સરકારી તત્રનો બહિષ્કાર કરવા લોકોને સાબદા કરે અને વખત મળે ત્યારે આઝાદીનો સદેશો લઇને ગામડા ઘૂમવા નીકળી પડે.

ધોલેરાથી થોડે દૂર નાનકડુ એવુ એક ગામ. વસતિ હશે પાચસોક માણસની મોટા ભાગના માણસો અભણ પણ દરબાર દાનભા ચાર ચોપડી ભણેલા. ગાંધીજી અને બીજા આગેવાનો વિષે થોડુ ઘણુ જાણે ખરા નવજીવનની થોડી ચોપડીઓ વાચી હશે એમ લાગે આઝાદીની લડતમા એમને ખૂબ રસ. ગાંધીજી માટે એમને ખૂબ લાગણી. દેશની આઝાદી માટે સૌએ બનીશકે એટલો ભોગ આપવો જોઇએ એમ માને કોઇ કોઇ વાર ધોલેરા આવે ત્યારે અચૂક છાવણીમા આટો મારી જાય અને લડતના ખબર પછી જાય લડતને બને એટલી મદદ કરવાની એમની ભાવના.

સૈનિકો પોતાને ગામ આવે ત્યારે એમને ડેલીએ લઈ જાય, ભાવથી જમાડે જૂહાડે, રાતે ડાયરો જમાવે, દેશમા ચાલતી લડતના ખબર પુછે, અને આઝાદી મ ટેની પોતાની લાગણી બતાવે. સૈનિકો સાથે દાનભાનો ઘરોબો જામી ગયેલો.

એક દિવસ ચાર-પાચ સૈનિકોની એક ટુકડી ફરતા ફરતા દાનભાના ગામે જઇ ચડી બપોર પડીનો સમય હતો પણ બાલનો તડકો એટલે વાત પૂછો ના. જાણે આકાશમાથી આગ વરસે પખી ઝાડના લપાઈને બેઠા હતા ઢોર ઝાડનો છાયો છોડીને ઊઠવાનુ મન કરતા નહોતા. સૈનિકો પરસેવે નાહી રહ્યા હતા. આખો બળવા માડી હતી. ગળા સુકાવા લાગ્યા હતા. થોડો વિસામો ખાવા સૌ દાનભાની ડેલી તરફ વળ્યા.

ડેલીમા જઇને પગ મૂકે છે ત્યા દસ બાર મહેમાનોનો જામેલો ડાયરો નજરે પડયો. ઓશરીમા નવુ નકોર ભુગણુ પાથર્યુ છે માથે મખમલિયા ગાદલા નાખ્યા છે ઉપર રેશમી ધડકીઓ પાથરી છે ભીતે ગોળ તકીઆ મૂકયા છે ડાયરામા બે ચાર હોકા ફરી રહ્યા છે. વચમા ઘૂટેલા કસુબાની ખરલ પડી છે દાનભા તાણ કરી કરીને હથેલીએ હથેલીએ મહેમાનોને કસુબો પાઇ રહ્યા છે. ડાયરાનો રગ જામ્યો છે.

સૈનિકોને ફળિયામા આવતા જોઇને ઘડીભર તો ડાયરો છોભીલો પડી ગયો. પણ પછી જોયું ન જોયુ કર્યુ. સૈનિકોને પણ થયું કે ડાયરાની વચમા જઇને બેસવાથી એમના રગમા ભગ પડશે. લાબી ઓશરીને બીજે છેડે એક ઢોલિયો પડયો હતો સૈનિકોએ ઓશરીની કોરે બગલથેલા મૂકી, ઢોલિયો ઢાળી એના ઉપર બેઠક જમાવી. એમને ઢોલિયે બેસતા જોઇને આખા ડાયરાની આખો કતરાણી

સૈનિકોને જોઇને સામેથી દોડી જઇ, આવ કાર આપનાર અને એમની ઉપર ઓછા ઓછા થનાર દાનભા દરબાર આજે ડાયરામા રોકાયેલા હતા સૈનિકોને આવેલા જોઇને 'આવો' એટલો આવકાર આપી, તરત જ તેઓ ડાયરાને તાણ કરી કરીને કસુબો પાવામા ખોવાઈ ગયા. દાનભાના નોકર ચાકર પણ સરભરામા હતા.

સૈનિકોએ ગજે બાધેલ નેપકીન છોડીને એનાથી પગ ઉપરની ધૂળ ઝાટકી પરસેવે નિતરતા ઢાવે મોઢા લૂછ્યા. પાણીની ખૂબ તરસ લાગી હતી

બીજા કોઇને તો કઇ કહેવાય એમ હતુ નહી. પણ દાનભાની ચાર પાચ વરસની નાની દીકરી ફળિયામા છગા (કૂકા-પાચીકા) વીણતી હતી. એક સૈનિકે કહ્યું, "બે'ન ! બાપા ! પાણીનો લોટો ભરી આપીશ?"

દીકરી દોડીને ઘરમા ચાલી ગઇ. થોડીવારે એક ચાકર પાણીની બોઘરી અને બે પ્યાલા મૂકી ગયો. સૈનિકોએ પાણી પીને તરસ છીપાવી થોડીવાર વિસામો ખાઇને ઊઠવાની તૈયારી કરતા હતા.

એટલામા ડાયરો વીખાણો સૌ રામ રામ કરીને છૂટા પડયા. દાનભા સૌને ડેલી સુધી વળાવીને પાછા આવ્યા. રોજ તો તેઓ સૈનિકોને હેતથી ભેટે અને એમના ખબર અતર પૂછે. પણ આજ દાનભા બદલાઇ ગયેલા લાગ્યા,

'તમે કાઇ રીતભાતમા સમજો ખરા કે નહી? આખો ડાયરો હેઠે બેઠો હોય અને તમે એમની સામે ઢોલિયે ચડીને બેસો ! કાઇ વિચાર ન આવ્યો?' દાનભાએ આવતા વેત સૈનિકોને ઉધડા લેવા માડયા

'અમે ડાયરામા આવીને સૌની સાથે બેઠા હોત તો તમારા રંગમા ભગ પડત. એટલે જોઇ વિચારીને જ અમે તમારાથી છેટા બેઠા.' એક સૈનિકે ખુલાસો કર્યો

"એ તો ડહાપણનુ કામ કર્યું પણ હેઠા બેસતા શુ થાતુ'તુ? ગમે તેમ તોય અમે રહ્યા ગરાસીઆ. અમારો ડાયરો હેઠો બેઠો હોય અને તમે અમારી સામે ઢોલિયે બેસો! કાળ તો એવો ચડયો'તો કે વાત કરો મા. પણ શુ કરુ? તમે રહ્યા ગાધીજીના માણસો બીજા કોઈ હોત તો ઊઠીને એના ગુડા જ ભાગી નાખત" દાનભા વધારે રોષથી ભભૂકી ઉઠયા.

"જરા ટાઢા પડો, દાનભા! સાવ અજાણ્યા થઇને કા વરતો? અમે તો ઘણીવાર અહી આવ્યા છીએ અને ઢોલિયે બેસવાની કયા વાત કરો છો? અમે તો ઢોલિયામા ઘણીવાર સૂતા પણ છીએ." બીજા સૈનિકે દાનભાને ટાઢા પાડવા પ્રયાસ કર્યો.

"મારી વાત નોખી. આપણો તો જીવ મળી ગયો જણાય. પણ મારે ઘેર મે'માન હોય એનું તો તમારે માન રાખવુ જોઇએ કે નહી? ડાયરાએ મોટુ મન કરીને તમારો અવિવેક સાખી લીધો. એટલે એ વાત તો પતી ગઇ. પણ તમે અમારી બે'ન દીકરીને તુકારે બોલાવો? બીજા કોઇ હોત તો ઊઠીને જીભ જ ખેચી લેત" દાનભા વધુ ગરમ થયા.

"કોઇને તુકારો બોલાવીને અપમાન કર્યાનુ અમને તો યાદ નથી. આજે કેમ તમે સાવ બદનાઇ ગયેલા લાગો છો? જાણે દાનભા જ નહી ! કસુબો વધારે તો નથી લેવાઇ ગયો ને?" સૈનિકોના મોવડી-એ ગભીર બનીને ઠપકાભર્યા અવાજે પૂછયુ.

"બે આપવા લેવા પડયા એમા ધૂળ કસુબો ચડતો તો ! મારી ગગી અહી રમતી'તી તમે એને તુકારે બોલાવીને પાણી લઇ આવવા કીધુ એ ય તે ઘડીક વરમા ભૂલી ગયા?" દાનભાનુ આખુ શરીર ધ્રુજતુ હતુ.

"દાનભા! તમે ય આજે કમાલ કરવા માડી છે. ચાર પાચ વરસની દીકરીને 'બે'ન પાણી ભરી આવજે' એમ ન કહેવાય તો પછી કહેવાય શુ? અમારે હવે તમારી નિશાળનુ ભણતર ભણવુ પડશે એમ લાગે છે" સૈનિકોને હસવુ આવી ગયું.

'ચાર વરસની શુ પણ ચાર દી'ની ગગી હોય તો પણ અમારામા 'બે'ન બા' કહેવુ પડે, સમજ્યા?" દાનભા દાત ભીસીને બોલ્યા.

"આઝાદીની અને નવા યુગની ડાહી ડાહી વાતો કરનારા દાનભાના મનમા જૂના જમાનાના આવા રિવાજો ઘર કરીને બેઠા હશે એવો અમને સ્વપ્ને ય ખ્યાલ નહીં ઢોલિયા ઉપર બેસવામા અને ચાર વરસની દીકરીને એક નામે બોલાવવામા અમે કશું ખોટુ કર્યું નથી, સમજ્યા દાનભા?" સૈનિકોના મોવડીનો અવાજ બદલાઈ ગયો

'તમારી સાથે બેસુ ત્યારે તો હુ ય નવા જમાનાનો થઇ જાઉં છુ. પણ અમારા ડાયરામા બેઠો હોઉં ત્યારે તો જૂના જમાનાને અને જૂના રિવાજને મારે માન આપવુ પડે" દાનભા નરમાશથી બોલ્યા.

"ગાધીજીએ શરૂ કરેની આ લડતને પરિણામે એકની પરદેશી હકૂમત જ નહી, પણ આપણા જૂના વિચારો અને રિવાજો પણ ખતમ થવા બેઠા છે તમારે એ જૂના વિચારો અને રિવાજો જાળવી રાખવા હોય તો તમને એ મુબારક અમે એને પપાળવા નથી માગતા અને તમે ય એને વધુ વખત પંપાળી શકશો નહીં ભૂલશો નહી કે જમાનો બ લાઇ ગયો છે અને નવા યુગના પગરણ શરૂ થઇ ચૂક્યા છે આવ્યા છીએ તો ઘડીભર બેસવાનો વિચાર હતો પણ અ જે તમે નારાજ છો એટલે અમે રજા લઇએ" મોવડીએ દાનભાને ઢઢોળી નાખ્યા અને ઊઠવાની તૈયારી કરી

વાત સાભળીને દાનભા બોઠા પડી ગયા ગડવાની તૈયારી કરતા સૈનિકોને રોળને બોલી ઊઠ્યા

"તમારી વાત, સાચી, હવે જમાનો બદલાઈ ગયો છે'

*

## માનવ જીવન પ્યારુ

મને તો માનવ-જીવન અતિ પ્યારુ,
સુખ-દુખની ગૂથણીએ ગોપેલુ
ક્રીડામય દર્શન ન્યારુ

શોધુ હુ આનદ-પુણ્ય કા
પ્રભુના પુનિત દેવાલયમા!

સ્વર્ગ-શાતિના વૈભવને કા
નિરખુ હુ નીલા આકાશે?

મોક્ષ કાજ હુ ભટકુ શાને,
ત્યાગીને માનવ-સસાર?

તીર્થ-ધામમા સાધુ થઈને કા
શોધુ નિર્ગુણ જ્યોતિ અપાર?

મેળવ્યુ છે મે અનતને
બાળકના મધુર સ્વરોમા,

નિરખ્યો છે દૈવી-પ્રતાપ મે
આહલાદ્યો નિશ્વાસોમા

નિજ કુટુમ્બ ને મિત્રોના ગૃહે,
પ્રેમપૂર્ણ આનદ મળ્યો છે,

મનુજ-પ્રીતિની અમરવેલ પર,
માનવ જીવન-પુષ્પ ખીલ્યુ છે

મૂળ લેખક શ્રી શ્રીમન્નારાયણ

અનુ૦ શ્રી ભૂપેન્દ્ર મો૦ દવે

# પુણ્ય સ્મૃતિઓ

જ્યા બે નદીઓ મળે છે એ સ્થાનને પવિત્ર સગમ ગણવામા આવે છે અને જ્યારે પણ બે મહાપુરુષો મળે છે ત્યારે ઇતિહાસમા એ ક્ષણ સાહિત્યક તીર્થની માફક ચિરસ્મરણીય થઈ જાય છે અહી એવા કેટલાક મહાપુરુષોના મિલનની કથા રજૂ કરવામા આવી છે

એમર્સન જ્યારે કાર્લાઇલને મળવા ઈગ્લાડમા ગયા ત્યારે બેમાથી એકે એ ઔતિક સિક મુલાકાત દર મિયાન એક પણ શબ્દ ઉચ્ચાર્યો નહોતો આ નિ શબ્દ મુલાકાત પછી વિદાય થતા કવિએ કહ્યુ

'મહાશય આપણે ઘણી વાતો કરી'

આ વિશે મૌનસાધક કાર્લાઇલે માત્ર આટલુ જ કહ્યુ 'જી હા, મહાશય આપણો આ વાર્તાલાપ ઘણો સુદર હતો

× × ×

બાપુના બે મહાન અનુયાયી વિનોબા અને જવાહર પહેલી વાર એમના અવસાન પછી મળ્યા એ એક આશ્ચર્યકારક હકીકત છે

બાપુના અવસાન બાદ વર્ધામા યોજાયેલા પ્રથમ સર્વોદય સમેલનમા જ્યારે બને મળ્યા ત્યારે એમ લાગતુ હતુ કે જાણે કરુણાના બે સમુદ્ર મળી રહ્યા છે ત્યારે વિનોબાએ કહ્યુ હતુ

'જવાહરલાલ અને હુ એ છામા ઓછા પચીસ વર્ષ થયા એક જ કુટુબમા રહીએ છીએ પણ આજ સુધી એક બીજાને મળ્યા નથી આજે જ એમનો અને મારો વ્યક્તિગત મેળાપ થયો એ દોષ મારો કે એમનો બેમાથી કોઇનો નથી પણ એ દોષ તો એમનો છે કે જેમનું કુટુબ આટલુ મોટુ વિશાળ હતુ એટલે બને એકબીજાનુ કામ કરતા કરતા પણ વ્યક્તિગત રીતે આજ સુધી એક બીજાને મળ્યા નહિ

આ ગભીર પ્રસગે હુ એમની સાથે કોઈ કામની વાત કરવા નથી માગતો કે એમની સાથે કોઈ સવાલ-જવાબ કરવા નથી માગતો તેઓ અત્યારે બાપુ ની વચ્ચે છે અમે એકબીજા સાથે નકામી વાત કરીશુ રમી શકીશુ તો રમીશુ, ગાઇ શકીએ તો ગાઇશુ આ રીતે થોડો સમય સાથે વિતાવીશુ તો સવાલ-જવાબ કરવા કરતા પણ અમે અમારા હૃદયને વધુ ઓળખી શકીશુ

× × ×

કોલેજ જીવનમા મસ્તીતોફાન માટે જાણીતા બે વિદ્યાર્થીઓ, પડિત મોતીલાલ નહેરુ અને સ્વામી શ્રદ્ધાનદ પ્રસિદ્ધિ પ્રાપ્ત કરીને પ્રથમવાર મળ્યા ત્યારે એ અવસ્થાન વર્ણન કરતા સ્વામીજીના પુત્ર શ્રી ઈન્દ્ર વિદ્યાવાચસ્પતિએ લખ્યુ છે

'સવારના દસ વાગ્યાનો સમય હતો પડિતજી પિતાજીના નિવાસસ્થાને પહોચ્યા પિતાજી એમનો સત્કાર કરવા માટે ઓરડાની બહાર આવ્યા પડિતજી પર નજર પડતા જ આશ્ચર્યથી કહ્યુ હે, તમે છો?' પડિતજીએ પણ પિતાજીની માફક ધ્યાનથી જોઈને કહ્યુ 'અરે તમે છો?' અને બનેએ ખૂબ ઉમળ કાથી હાથ મિલાવ્યા

પિતાજીએ કહ્યુ હુ આજ સુધી નહોતો જાણતો કે પડિત મોતીલાલ નેહરુ તમે જ છો' પડિતજીએ ઉત્તર આપ્યા 'સ્વામી શ્રદ્ધાનદ તમે જ છો એની પણ મને ખબર નહોતી'

અને પછી બને સાથીઓ પોતાની ઉમર અને પોતાના ઉચ્ચ દરજ્જાને ભૂલીને કોલેજ જીવનના મસ્તી તોફાનને યાદ કરવામા પડી ગયા

× × ×

ગાધીજી જ્યારે શાતિનિકેતન ગયા ત્યારે એમનો પરિચય ગુરુદેવના મોટાભાઇ ઋષિતુલ્ય દ્વિજેન્દ્રનાથ ઠાકુર સાથે થયો બધા એમને 'દદા' કહીને બોલાવતા હતા એટલે ગાધીજીએ પણ જ્યારે એમને 'બડે દદા' કહીને બોલાવ્યા તો તેઓ આનદમા આવી ગયા અને કહ્યુ

મારા ભાઈ તમે ઉમરમા મારાથી નાના છો પણ આમ છતા યે મારાથી ઘણા શ્રેષ્ઠ છો તમે અનત ગુણવાળા શ્રીકૃષ્ણ છો અને હુ છુ તમારો ગુણહીન પાગલ બલરામ દદા પણ હુ તમને હમેશા ચાહીશ

'પ્રત્યેક યુગમા જે મોટા મોટા ઋષિઓ થયા એની પરપરામા તમે આવી જાઓ છો એ હુ જાણું છુ'

'મને બડે દદા કહે છે એટલે મે ટામોટાના નાતે હુ તમને આશીર્વાદ આપુ છુ કે તમારી સાધના કદી મરશે નહિ કે ક્યારેય કલુષિત નહિ થાય'

—રામનારાયણ ઉપાધ્યાય

# શ્રદ્ધેય જીવનની ઝાંખી

( ધૂમકેતુના જીવન સંસ્મરણો )

દક્ષિણકુમાર જોશી

જીંદગીના મહાસ્વપ્ન જેવું, લેખક જીવનનો અંગીસદીનો અચળો ઓઢયો ત્યારે અર્ધોએક ડઝન જેટલા ઉપનામો બાપુએ ધારણ કરેલા તેમાનું 'ધૂમકેતુ' તખ્ખલુસ કાયમી બન્યુ. એક સમયે અમે ગોંડલ હતા ત્યારે બાપાએ કહેલુ પણ ખરૂં, "ગગા ! ગૌરીભાઇ 'ધૂમરકેતુ', 'ધૂમરકેતુ' એવુ નામ કેમ શોધી લાગ્યો એનો હુ એક દી વિચાર કરતો'તો. મને ઈ ભરોસો બેઠ્ઠે છે કે આ તારા બાપની લખવાની લપ એનો કોઈ દી કેડો છોડે એમ નથી. એટલે ઈ દીકરાને મનમા લાગ્યું કે આ મારો બાપ (એટલે અમારા દદા) દેશી રાઝમા કોઇ દરબારી માણહની હડફેટે ચડે નહી એટલે પોતાનુ ખરૂ નામ બદલીને લખવાનુ ચાલુ રાખ્યુ. વળી એમ પણ હોય કે નામમા તે શુ થઇ ગ્યુ ? એટલે પૂછડિયા તારાની લોકવાયકા ખોટી ઠરાવવા, પોતે જે લખવાનુ કામ કર્યે જાય છે એની જ ખૂબી છે એમ ઠરાવવા પણ મણિભાઇએ આવુ—'ધૂમરકેતુ'નુ નામ ઠરાયું હોય" બાપા પોતાની લાક્ષણિક ઢબે નામની વચ્ચે "ર" ઉમેરતા ।

એ વખતે ગોડલના દેશી રાજ્યમા ભગવતસિંહજીની રોક–આણ્ જબરી વરતાય. એના જાણવામા આવે કે એનો કોઇ પ્રજાજન છાપાવાળા– એટલે અખબારો, દૈનિકો વગેરે સાથે સબંધ ધરાવે છે તો તેનુ આવી બને ! એ સમયમા રાણપુરથી અમૃતલાલ શેઠનુ "સૌરાષ્ટ્ર" નીકળતુ. દરબારની, તેના હાજીહા હજુરીઓની, અધિકારીઓની માન્યતા એવી ખરી કે લેખક નામનુ પ્રાણી આવા પત્રો સાથે સબંધ ધરાવે, એટલે રાજની ખબર અંતરો પણ એની મારફત જ પહોંચી જાય ! બાપુનુ જીવન-ધ્યેય તો સાહિત્ય સર્જન હતુ. એમા ખબરપત્રી અગર રાજખટપટની ખણખોદ અને છાપાનાં છપાઈને પોતે કોઈ પરાક્રમ કરી રહ્યા છે એવો ધધો તો બાપુને ભાગ્યે જ ખપે ! રાજમુગટ જેવી નવલકથા પણ સૌરાષ્ટ્રમાથી–રાણપુરથી બહાર પડે એ પણ જોવાનુજોગ–તે સમયમા એક જબરૂ સાહસ ગણાય ! એટલે એ સદર્ભમા પોતાની જાત વધુ ઉઘાડી ન પડે એ હેતુથી આ ઉપનામથી લેખક જીવનની શરૂઆત કરી હશે તેવી કલ્પના કરી શકાય.

પછી તો ગોડલનો વસવાટ કાયમને માટે છોડીને અમદાવાદમા આવીને વસવાનુ થયુ તેની પાછળ પણ દેશી રજવાડાની તે સમયની પ્રજાજનની પરતત્રતા જેવુ જીવન ત્યજવાની કોઇ વાત પણ બાપુના મનમા બેઠી હશે ? ૧૯૨૧ના ધારણ કરેલા આ ઉપનામ વિષે જીવનપથમા લખ્યુ છે :

શરૂઆતના વર્ષોમા લખાએલી બાપુની કવિતા એ માનસ આ રીતે વ્યક્ત કરે છે :

"મ્હારે ત્યારે ફરવુ સઘળે ક્યાંય પાછું ન જોવા,
વિશ્રાન્તિ શુ ઘડીભર હવે ક્યાય લેવી રહી ના !"

એમા સાહિત્ય સર્જનની ઉત્કટ મનોદશા, દિલને આનદ આનદ થઇ જાય મનોદશા, વ્યક્ત થાય છે. જીવનમા વિષાદને બાપુએ પોતાનું અતર્ગત ધન માનેલુ –માતાના મૃત્યુ પછીનો વિષાદ જે જીવન-ભર બાપુનુ મહામોલુ ધન બની ગયેલુ. એની પ્રબળ લાગણી પણ જીવનમા ડોકિયા કરતી લાગે છે. સ્વ. ગુણવતરાય આચાર્યે એક સમયે બાપુને પૂછેલું– સીધે સીધો પ્રશ્ન જ કરેલો, એ એક રીતે સાહિત્યિક આત્માઓની નિખાલસતાનું સૂચન કરી જાય છે : "સાહેબ, આ ઉપનામ ગ્રહણ કરવામા જુલિઅસ સીઝરની જેમ હુ આવ્યો, મે જોયું, મે વિજય મેળવ્યો, એવો અહંભાવ હતો કે આત્મશ્રદ્ધા ?"

બાપુનો નિખાલસ જવાબ આવો હતો "ના, એમાંનુ કાંઈ નહી. ઈ સ. ૧૯૧૦મા એક પ્રચંડ ધૂમકેતુ આકાશમા બરાબર મધ્યભાગે દેખાયો–હેલીનો ધૂમકેતુ. એની પૂછડી છેક ક્ષિતિજ સુધી લંબાતી

વીજળીના લીસોટા જેવી હતી. તેથી અંધારી રાત પણ ઝળાહળા થઇ રહેતી. કદાચ આ ધૂમકેતુના દર્શને જ મને સ્ફુરેલી મહત્ત્વાકાંક્ષાઓને યાદ દેવાનું સૂઝ્યું હોય. હકીકતમાં એ ધૂમકેતુએ મારા મન ઉપર જે છાપ મૂકી એ હું કોઈ દિવસ ભૂલી શક્યો નથી" ('સ્ત્રી જીવન': ધૂમકેતુ સ્મૃતિ અંક)

માનસી, ૧૯૩૮ સપ્ટેમ્બરમાં પ્રાધ્યાપક વ્રજરાય દેસાઇએ બાપુના ચિંતન ગ્રંથો–જલબિંદુ–રજકણ અને સાહિત્યિક લખાણોના બીજા બે સંગ્રહોના વિવેચનમાં લખ્યું છે તેમ,

"એ કેવી અલૌકિક સુધન્ય પળ હોવી જોઇએ! એવી તે એ કઇ પળ હશે, જ્યારે વીસેક વરસ પર શ્રી ગૌરીશંકર જોશીને આત્માનું અભિજ્ઞાન થયું, ને તેમણે પોતાનું નામ 'ધૂમકેતુ' પાડ્યું? કેટલું અન્વર્થ નામ છે! ખરેખર, नाचमर्थोऽनुधावति। પોતે તારાકણી, તારાકણીમાંથી તણખા ઝરે, અને એ તણખાનું મંડળ બંધાય અમર શબ્દદેહનું બંધાએલું મંડળ ઝગ્યા કરે, પણ તારાકણી તો કણી જ રહે, ને પોતે સર્જે પણ તેજકણ જ."

ગુજરાતી કવિતાના ગણનાપાત્ર કાવ્ય સમુચ્ચય "ઉત્તરાયન"માં બાપુના જૂના મિત્રોમાંના એક સ્વ. દેશળજી પરમારે, પોતાને વરેલી ઊર્મિમય ભાષામાં નોંધ્યું છે તેમ, આત્મકથાનક જેવી "ઉઘાડ" પ્રસ્તાવનામાં લખે છે:

હું અને જોશી એક બીજાની હૂંફ શોધતા હતા. એક વાર સાંજે ગોંડલમાં ફરવા ગયા ત્યારે નદીને કાંઠે અમારા સાહિત્યજીવનના તખલ્લુસ નક્કી કર્યા. એ થયા "ધૂમકેતુ" અને હું થયો "અશોક": પણ હું સશોક રહ્યો! મારૂં તખલ્લુસ અપ્રતિષ્ઠ જ રહ્યું. "ધૂમકેતુ" તો સાહિત્યકાશના સાચા ધૂમકેતુ બની રહ્યા. છેલ્લા સાઠ–સીત્તેર વર્ષોના ગુજરાતી સાહિત્યના તખલ્લુસ ધરાવતા લેખકોની નામાવલિ તપાસીએ તો લાગે છે કે તખલ્લુસના નામથી જ વધુમાં વધુ કોઇ ઓળખાયા હોય તો ગદ્ય સાહિત્યમાં બાપુ અને કવિતાક્ષેત્રે લાઠીના રાજવી કવિ કલાપી! બન્ને પાછા સૌરાષ્ટ્રના એ પણ જોગાનુજોગ! એમનું સાહિત્ય ક્ષેત્રે પ્રદાન પણ કેવું?—કાળક્રમે જળવાઇ રહે તેવું! "નામમાં તે શું છે? ઇટ્સ કિંમત કામની જ છે"—એ ઉક્તિ જાણે આવા તખલ્લુસ ધારી લેખકો માટે સાર્થક બની જતી હોય તેમ નથી લાગતું શું? એમના લખાણો, એમના તખલ્લુસથી જ જાણે ગુજરાતી પ્રજા પોતાના દિલમાં સ્થાપી રાખવાની હોય—મૂળ નામથી જેમ લેખકને ખેવના નથી; તેમ વાચકને પણ એના સાહિત્યની જ કિંમત છે! એક સમયે બાપુ સાથે હું ગાંધીમાર્ગને રસ્તે જઇ રહ્યો હતો, ત્યારે કોલેજના મારા એક સહાધ્યાયી મિત્રે દૂરથી બૂમ પાડીને મને બોલાવ્યો "એ! કવિ ધૂમકેતુ!" બાપુ તો મારી સામે જ જોઈ રહ્યા! થોડીવાર પછી બોલ્યા: "તારે પણ ભાઈ મઝા થઇ ગઇ! મોડી રાતના ઉજાગરા કરી લખું હું, અને ઓળખે બધા તને! વળી ગુજરાતના લોકો પણ કેટલા ઉદાર છે લખે એ બધા કવિ! એમાં ભેદ જ રોગ પાડવાનો હોય! પછી ભલે કવિતાઓ ન લખી હોય તો પણ ચાલે!" બાપુના અવસાન પછી, એક મુરબ્બી સાહિત્યકાર મિત્રે કહ્યું હતું તેમ, "હવે તમારી અટક જોશી બદલીને ધૂમકેતુ કરી નાખો તો તેમાં શું ખોટું છે? કારણ કે તમે, તમારૂં કુટુંબ આ શિરટોચ સિદ્ધિ–જે સાહિત્યાકાશે તમારા પિતાએ મેળવી છે તે ઉપનામથી જ વધુ ઓળખાવાના. જેમ શ્રીમંત કુટુંબોમાં કુટુંબના વડીલનું નામ સારાભાઇ, મફતલાલ એ ઔદ્યોગિક ક્ષેત્રે જે સિદ્ધિ મેળવી છે તેની સાથે જોડાઇ રહે છે. તેમ આ સાહિત્યમાં જે ઉદ્યમ વર્ષો સુધી સતત તમારા પિતાએ કર્યો છે તેના જ પરિપાક જેવું એમનું નામ તમારી અટક તરીકે ફેરવી નાખો તો તે યોગ્ય જ ગણાય. મુરબ્બી મિત્રે તો એ ફેરફાર અમારા ઉપર ટપાલમાં કાંઈ મોકલે, તેમાં ક્યારનો ય કરી નાખ્યો છે!

મહાકાળ ભગવાનના પ્રલય-તાંડવ જેવો લોકમાતા નર્મદા અને તાપી અને બીજી સાતેક નદીઓએ હાથમાં હાથ મિલાવી ગુજરાતની ધરતી ઉપર પ્રલયના પૂર જેવો પ્રચંડ વિનાશ ઉતાર્યો એ તો હજી આજની જ વાત છે

૧૯૨૭મા આવો જ જળપ્રલય ગુજરાતની ભૂમિ ઉપર રેલાયો હતો ત્યારે આજના જેટલા સાધનો અને સહારો નહોતા જે ધરતી ઉપર જળ સકટ ઊતરી પડયુ હતુ ત્યા આજની જેમ હેલિકોપ્ટરમાથી ખોરાકી ચીજ વસ્તુઓ ફેકવાની કોઇ સગવડ નહોતી જે જ્યા એ ત્યા એવી પરિસ્થિતિ એ નણુ અઠવાડિયા સુધી ઊભી થઇ હતી ગુજરાતની ધરતી ઉપર બારે મેઘ તૂટી પડયા હોય તેવી પરિસ્થિતિ સર્જાઈ હતી અમદાવાદમા સાબરમતી માણેકચોક સુધી ઉભરાઇ ગઈ હતી એકજ દિવસમા સામટો અઢાર ઇચ વરસાદ નોધાયો હતો

અમારા મોટાકાકા રામજીબાપા તે સમયે ગ્રી ગુવાડાની તાલુકા સ્કૂલમા હેડમાસ્તર હતા અમે તે સમયે ગ્રીગુવાડા હતા મારી નાની બેન ઉષાનો જન્મ ગ્રીગુવાડામા થયેલો બાપુને તે સમયે ગ્રીગુવાડાથી અમદાવાદ આવવાનુ હતું રણની મધ્યે આવેલા બેટ જેવો ગ્રીગુવાડાનો દેખાવ થઈ ગયો હતો અમ ાવાદ પહોચવા ગ્રીગુવાડાથી રણ રસ્તે ખારાઘોડા આવવુ પડે અને ત્યાથી ગાડી રસ્તે વીરમગામ થઇ અમદાવાદ પહોચી શકાય ખારાઘોડાથી આગળ વીરમગામ રસ્તે ગાડીના પાટા તૂટી ગયા હતા છેવટ પદરેક દિવસે થોડોક વહેવાર ચાલુ થયો ત્યારે તે સમયે ઊ ટ ઉપર બેસી, ગ્રી ગુવાડાથી ખારાઘોડા સુધીની મુસાફરી બાપુએ 'એક ટૂ કી મુસાફરી" નામની ટૂ કી વાર્તામા સુન્દર રીતે અકિત કરી છે આ વાર્તા તણખા મ ડળમા જ્યારે પ્રગટ થયેલી ત્યારે સ્વ મેઘાણીભાઇએ તેની સરખામણી રશિયન નવલિકાકાર મેક્સિમ ગોર્કીની એક નવલિકા સાથે કરેલી રશિયાના ઠડા પ્રદેશમા-ઠડા મુલકના ઘેટાને માગના ગા ડી ઉપર કરેલી મુસાફરીનો જાત અનુભવ મેક્સીમ ગોર્કીએ તેની નવલિકામા આબાદ રીતે વેતાર્યો હતો

સ્વ. મેઘાણીભાઇ જન્મભૂમિના કલમ-કિતાબમા આની મેઘાણીભાઈ વિશિષ્ટતા અજમાવ્યા કરતા બાપુનુ તણખા મ ડળ ચોથુ પ્રગટ થયેલુ, ત્યારે બાપુએ ટૂ કી વાર્તાઓનો સો નવલિકાનો પથ પૂરો કરેલો ત્યારે મેઘાણીભાઇએ બાપુને "ગુજરાતી નવલિકાનો સેન્ચ્યુરી બેટ્સમેન" એમ નોધ લઇને ગુજરાતી નવલિકા સાહિત્યને ગર્વ લેવાની વધાઈ હર્ષમા આપીને આપેલી !

મોટા સસારના મોટા ભાગના વ્યવહારપટુ ચીલા-ચાલુ મનુષ્યોનુ જીવન, વર્ષા ઋતુની નિષ્ફળ વાદળીઓ જેવુ હોય છે ચોમાસામા દિવસોના દિવસો સુધી આવી વાદળીઓ આકાશમા પરિભ્રમણુ કરતી હોય છે ટપકે ત્યારે જાણે નિરાધારના આસુ જેવા ફોરા માત્ર ! આવુ જીવન કોરી કિતાબ જેવુ હોય છે એથી ભિન્ન રીતે બાપુની જીવન કિતાબમા કયાય કોરૂ પાનુ નહોતુ એમનુ જીવન બોલતી કિતાબ જેવુ હતુ

એ જીવન કિતાબનુ હૈયાની હમદર્દી દર્શાવતુ એક વણુનોધાએલુ પાનુ યાદ આવે છે

તે સમયે ગ્રીગુવાડાથી અમદાવાદ આવ્યા પછી ચીનુભાઇ બેરોનેટના કુટુબ સમક્ષ સહુ નાના મોટા આગળ, જળપ્રલયની વિતક કથા કહેલી ત્યારે એ કુટુબના બધા સભ્યો ગળગળા બની ગયેલા ગ્રીગુવાડાના અને આજુબાજુના ગામડાઓમા લોકો બેહાલ થઈ ગયા હતા— રાચરચીલુ, ઘરબાર કપડા લત્તા બધુ ગુમાવીને, ઉપર આકાશ ને નીચે ધરતી એવી નિરાધારની અવસ્થામા લોકો મુકાઈ ગયા હતા જીવન જેવુ જીવન આટલી બધી કરુણાઇ વચ્ચે ટકી રહ્યુ હતું એ જ મોટામા મોટી સતોષની વાત હતી હવે સહુને નવુ જીવન—ગ્રીગુવાડાના ગામ લોકોને ઊભા કરવા માટે, ખરે સમયે કપડા લત્તાની એવી મદદ પહોચે તે માટેનો પ્રયત્ન જરૂરી બન્યો હતો

ચીનુભાઇ બેરોનેટનુ કુટુબ-તેનો વારસાગત ગુણુ-ઉદાર મદદ માટે જાગીતુ હતુ કુટુબના નાના મોટા સહુએ બીજે દિવસે જ નિશ્ચય કરીને નવા નોખ વસ્ત્રો કરેલા ચ ઠ ઉપયોગના લગભગ આઠસો-હજાર કપડાનો ઢગલો તૈયાર કરીને બાપુને ફરીથી ગ્રીગુવાડાને પથે મુસ્કેલી વેઠીને ઉપડી જવાનુ જણાવેલુ

રેલ રસ્તે ગાડીના પાટા પોગી જમીનમાં ગમે ત્યારે દગો દઈ દે એની સ્થિતિ હતી આગળ ખારાઘોડાથી ઝીંઝુવાડાનો રણ રસ્તો પણ હજી વિકટ હતો પરંતુ આવે સમયે, મુશ્કેલી, એ બહુ વિચારવા જેવી વાત નથી એવો દઢ સંકલ્પ બાપુએ વિના વિલંબે કરી લીધો. ઝીંઝુવાડાને પંથે, ચારેક મોટા ગાસડા તૈયાર કિવેલા કપડાના, લઇને, થોડોક પરમારથ કરવા અમદાવાદથી નીકળી પડયા ! તે સમયે રૂપિયો એ રૂપિયો જ હતો. થાળી જેવડો મોટો ગણાતો. આજની જેમ તેની કિંમત પંદર પૈસા નહોતી. દાનેશ્વરી ચીનુભાઇના કુટુંબે, પૂરા અર્થમા એક હાથે મદદ આપવી અને બીજે હાથ જાણે પણ નહી, એ રીતે ઉદાર મદદનો હાથ લંબાવીને લગભગ રૂપિયા ત્રણેક હજારના સુતરાઉ અને ગરમ કપડા—સિવેલા નવા નોખ ઝીંઝુવાડાના ગામડાઓમા પહોચતા કરવા બાપુ સાથે મોકલી આપેલા. આ વાત બાપુએ પણ ક્યાય નોધ્યાનુ મે જાણ્યુ નથી. દાન લેનારો અને આપનારો જાણે એવી આ વાત થઇ.

*

## રામ નામ

" બીક લાગે ત્યારે રામ, રામ બોલ્યા કરવુ "

બાપુજી નાના હતા ત્યારે તોફાની પણ ખૂબ હતા. રાજકોટમા અમે ફઇબાને મળવા ગયા હતા. ફઇબા એટલે બાપુજીના બહેન રળિયાતબહેન ફઇબા કહે કે ગાંધીજી નાના હતા ત્યારે બહુ તોફાની હતા જમરૂખના ઝાડ પર ચડે, છાપરે ચડે અને આખો વખત મસ્તી જ કરે ઘરના બધાને ભય રહે કે ઝાડ કે છાપરા પરથી પડી જાય તો ભારે અનિષ્ટ થાય. કુટુંબમાં સૌથી નાનો મોહન એટલે બધાનો લાડકો તો ખરો જ. એટલે પિતાજીએ એની સંભાળ લેવા ખાતર રંભા નામે બાઇને રાખી.

પણ મોહન તો રંભાને તોબા પોકરાવે. એ તો બિચારી કંટાળી જાય. પિતાજીને તે કહે "મારાથી મોહનને ન રાખી શકાય, એ તો જ્યા ત્યા નાસતો કૂદતો ફરે છે." પિતાજી કહે, "આમ હારી જઇએ તો કંઈ ચાલે ? થોડા દિવસમાં તારી સાથે ભળી જશે." અને થયુ પણ એવુ જ. થોડા વખતમા મોહન રંભા સાથે ભળી ગયો.

બાપુજી નાનપણમા જેટલા તોફાની હતા, એટલા જ બીકણ પણ હતા. ચોરના, ભૂતના, સાપના ભયથી ઘેરાયેલા હતા. રાતે કયાયે એકલા જવાની હિંમત ન ચાલે. રંભાને આ વાતની જાણ થઇ.

રંભાએ કહ્યુ, "જો આપણે રામનામ લઇએ તો ભૂતપ્રેત આપણને કંઈ ન કરી શકે તને બીક લાગે ત્યારે 'રામ રામ' બોલ્યા કરવુ એટલે તને બીક લાગશે નહીં."

બાપુજીને તો રામનામ કરતાં રંભા ઉપર વધારે શ્રદ્ધા હતી તેથી રંભા જે કહે તે ખરુ એ માની બાપુજીએ તો રામનામ જપવા માંડયુ.

પછી રામનામ એ બાપુજીનો જીવનમંત્ર જ બની ગયો. છેવટે બાપુજી અવસાન પામ્યા ત્યારે પણ એમના મુખમાં છેલ્લો શબ્દ 'હે રામ' જ હતો. રામનામ તો બાપુજીને સારુ અમોઘ શક્તિ હતી. બાપુજી તો કહેતા · "હૃદયથી રામનામનું રટણ કરીએ તો તે અસદ્ વિચારને ભગાડી મૂકે છે. અને અસદ્ વિચાર જ ન હોય તો અસદ્ આચાર કયાથી સંભવે ? મન નબળું હોય તો બાહ્ય મદદ નકામી છે, મન શુદ્ધ હોય તો તેની જરૂર નથી."

ચાલો, આપણે હૃદયથી રામનામનુ રટણ કરીએ

# નવો પ્રદેશ

'શિવપ્રકાશ'

ભાડૂતી ઘરમાં રહેવાનો અનુભવ ઘણી ર કીમતી બની રહે છે અને ખિલાડીના બચ્ચાની જેમ, જેણે સાત ઘર બદલ્યા હોય તેનું સમાજદર્શન ધીંગુ હોવાનું. પોતાનું મકાન ન હોવા બદલ મને અફસોસ કદી થયો નથી કેમ કે દેશ અને દુનિયામાં ચાર્ગેકોર જે આ મકાનોની હારમાળા ઊભી થઇ રહી છે તેમાંથી કોઈ એકમાં રહેવું તે લહાવો ઓછો છે?

જે ઘરમાં હું રહું છું તેની વિશિષ્ટતા ઉલ્લેખનીય તો છે જ. પ્રથમ તો મારે પહેલે માળે રહેવાનું હોવાથી, બારોબારની સીડી મારફત ચડવાનું. બાજુના મકાનના ફળીમાં ઉગેલ પીપળાની ડાળ, મારી અગાશીમાં એવી રીતે ઝળુંબી રહે છે કે સીડીના ટોચના પગથિયા પાસે જ તે આડી ફાટે છે અને ધ્યાન ન હોય તો મસ્તિષ્ક ફૂટવાની ધાસ્તી હરહમેશ રહે છે. ગન્ને ભાડૂતોની સહવારી અગાશી બે કાટખૂણા ભેગા કરીએ તેમ બાનાબાર પવરા એવી છે અને રહેણાક ઓરડા તેમજ રસોડાના બારીબારણાં અગાશીમાં જ પડે છે. હવા ઉજાસ પુષ્કળ છે અને સામે જ પીપળાની ડાળીઓ હવામાં ફરફરે ત્યારે બાગમાં જ ઉદ્યાનનો આભાસ પેદા કરે છે.

અડોશ-પડોશની ઓળખાણ થતા વાર લાગતી નથી. કેમકે ઘરમાં પગ મૂકીએ તે જ દિવસથી 'ક્યાં આવી ગયા ને? સારૂં સારૂં.' 'મૂળ ક્યા ગામના? એમ?... ત્યારે તો નજીક' 'મુઝાશો નહિ જોઇતું કારવતુ માગી લેજો!'—આમ એક પ્રકારનું સહાનુભૂતિનું ઝરણું વહેતું શરૂ થાય છે. પીપળાના વૃક્ષમાં ધામા નાખીને પડી રહેતી ચકલીઓના એક ટોળાને 'પડોશી'નું સભ્યપદ ક્યારે મળેલું તે વાતની મને જાણ નહિ એટલે શરૂઆતમાં તો ઓરડામાં આખો દિવસ 'ચીં ચીં' કરીને અવાજ કરતી ચકલીઓ તરફ ખાસ ધ્યાન ગયું નહિ. પણ ડાનુ બાગનું ખોલીને જમવા બેસું એટલે ચકલીઓ ઉંબરા ઉપર આવીને બેસી જાય; ટગર ટગર જોયા કરે, ડોકીઓ આમથી તેમ હલાવે, ખાવામાં મશગૂલ રહીને, તેમના તરફ ધ્યાન ન આપું તો 'ચીં ચીં' કરી મૂકે. ભાતના દાણા, રોટલીની ઝીણી ટુકડીઓ નાખું એટલે એક પછી એક ચકલીઓ આવીને ચણતી જાય. દિવસ જતા ગયા તેમ ચકલીઓની રમતમાં મારો રસ વધતો ગયો. મેં જોયું કે સૌ પ્રથમ એક ચકલી આવીને તપાસ કરી જાય. કાંઈ મળે એમ છે? ભાત નાખવાની તૈયારી છે?

જો કાંઇ તેને નાખું તો ચાંચમાં લઇને, પીપળા તરફ ઊડી જવાની અને આખા ટોળાને જાણ કરે કે જોગ છે! તરત જ પાંચ છ ચકા, અને અને છ સાત ચકીઓ વારાફરતી આવીને રસોડું ગજવી મૂકે. લોટની કણેકમાંથી નાની નાની ગોળીઓ માંડતા ચકલીઓ મરા પડે અને હું ફેંકતો જાઉં તેમ કાં તો ચાંચમાં ઝીલે, નહીતર લોટની ગોળીઓને દડદડાવું તેની પાછળ ચાર-પાંચ ચકલીઓ એકસામટી દોડે! વધુ નિરીક્ષણ કરતાં મેં જોયું કે ચકલીઓએ મારા જમવાના સમયની ખાસ નોંધ કરી છે. કેમકે આઠ વાગે અથવા નવ વાગે રસોડાનું બારણું ખુલ્લું હોય તો કોઇ ન આવે —દસ, સાડા દસના સમયે જ આ ટોળું આક્રમક બનીને હલ્લો કરવાનું!

'મીઠા ઝાડના મૂળ ન ખવાય' એ કહેવતની ચકલીઓને જાણ નથી. એટલે ના મેં તેમને ચણ અને ખોરાકનો 'કવોટા' આપવો શરૂ કર્યો એટલે તેમણે ઓરડામાં ધામો નાખવો શરૂ કર્યો. કબાટ ઉપર, ઊંચા ગોખલામાં, મકાનના છાપરાના મોભની બખોલમાં તેમણે વગર ભાડે અને વગર પરવાનગીએ જગા ગોઠવી લીધી ખરે ખરી હીંમત જેઓના હોઇએ ત્યાં, ચણ-ચળના હરીફ ટોળા ઉધર જ ન રે! થોડા દિવસ મેં ચકલીઓને ઉડાડી મૂકી, એક

વાંસડો રાખીને પ્રયત્ન કર્યો ઘણીવાર તો કપડાના ટુકડાનો ગોળ દડો બનાવી તેમાં તરફ ફેંક્યુ; પણ આ બધામાં ચકલીઓ વિજયી થઈ. તેમની સ્થિતિ-સ્થાપક, તરવરાટભરી ઉડ્ડનશક્તિ સામે મારે બાહ્ય અનુભવવી પડી.

હવે જ મને સમજાયું કે ચીનમાં ચકલીઓ મારવાનો રિવાજ છે અને ચકલીદીઠ ઇનામ અપાય છે તેમાં માઓનું કેટલું ડહાપણ છે! આ ચકલીઓ ખાય તેનું જ ખોદે છે, ચણ નાખીએ એટલે ઘરમાં જ માળો બાંધે અને આખો દિવસ બહારથી લાવીને સળીઓ–તણખલાં ઘરમાં વેરે. ઘરવાળીને ઘર વાળીચોળીને સાફ રાખવું પડે એટલે એનો કજીયો થાય તે જુદું. એટલે છેવટે વિચાર કર્યો કે જ્યાં માળા કર્યા છે તે બધા જ કાઢીને ફેંકી દઉં એટલે ઘરમાં ચકલીઓ આવતી બંધ થાય. બહારથી નીસરણી લઈને માંડી અને માળો ખસવા જાઉં છું તો અંદર ઈંડાં! હવે આવું પાપ કેમ થાય? કાંઈ વાંધો નહિ થોડા દિવસ મુશ્કેલી ચલાવીને, બચ્ચાં ઊડતાં થાય પછી વાત. એટલે ન છૂટકે ચકલીઓને વધુ સ્વાતંત્ર્ય આપવું પડ્યું.

ઈંડામાંથી બચ્ચાં બહાર નીકળ્યાં. ચકો તથા ચકી તેમને ચાંચો ભરીભરીને ખવડાવવા લાગ્યાં. મેં પણ ભાતના દાણા અને લોટની ગોળીઓનો 'કુવોટા' વધારી દીધો! ચકલીઓને નાનાં બચ્ચાં હોય–કોને કહેવા જાય? જોતજોતામાં બચ્ચાંને પાંખો આવી. બચ્ચાંને કેમ ઉડતાં શીખવે છે તે જોવામાં મને પણ મઝા પડી. હવે તો માની સાથે બચ્ચાં પણ ઉડીને રસોડા સુધી આવવા લાગ્યાં પણ તે આપમેળે ચણી શકતાં નહિ. નાનકડાં બચ્ચાં નાની પાંખો ફફડાવી, ચાંચ પહોળી કરીને લાલચુ નજરે 'મા' તરફ તથા 'બાપ' તરફ તાકી રહે અને ભાતના દાણા ચકી ખવડાવે. બચ્ચાં ઠીકઠીક મોટાં થયાં અને ઉડતાં શીખી ગયાં એટલે એક દિવસ, મેં ઘરમાંથી તેમનો માળો બહાર ફેંકી દીધો. ચકલીઓને ઘરમાં આવતી અટકાવવામાં મેં બરાબર ઝુંબેશ આદરી દીધી. તેમને રહેવું હોય તો બહાર પીપળાની ડાળો ક્યાં ઓછી છે? ચકલી ફરીફરીને ઓરડામાં આવતી, અને તેની પાછળ બચ્ચાં પણ આવવા લાગ્યાં. મેં નક્કી કર્યું હતું કે હવે દયા બતાવવી નહિ–નવી સમડી કે કાગડા ઉપાડી જાય–બધાંને બહાર ઉડાડી મૂક્યાં!

તે દિવસે સાંજે આકાશ ઘેરાઈ ગયું. બફારો પણ સખત થવા લાગ્યો. મોડી સાંજના પવન શરૂ થયો. માવઠાનો વરસાદ થવાનો ચિહ્નો જણાવા પવનનું જોર વધતું ગયું–પીપળાનું વૃક્ષ પવનની થાપટો ખાઈ હાલકડોલક થવા લાગ્યું. અંધારું વધવા લાગ્યું વીજળીની રેખાઓ આકાશને ચમકાવવા લાગી. વરસાદ પણ શરૂ થયો. ઘણીવાર આવો કમોસમી વરસાદ અથવા તોફાન થાય છે તે થોડીવાર રહીને અટકી જાય છે. મેં ઘડિયાળમાં જોયું. મધરાત થવા આવી હતી ફૂંકાતા પવનથી બચવા ઓરડાનાં બારીબારણાં બંધ કરી, બન્ને પગ ખુરશી પર ચડાવી ટૂંટિયું વાળીને હું બેઠો હતો. એવામાં બારણાના ઉપરના કાચ ઉપર 'ટક ટક' કરતું હોય તેવો અવાજ થયો. અત્યારે કોણ હોય? ફરીથી કાચ ઉપર 'ટપીંગ' જેવો અવાજ થયો, અને મારી અચરજ વધી પડી. વળી થોડીવારે રહીને ધીમો ટક ટક અવાજ. ઊભા થઈને બારણું ઉઘાડયું ત્યાં પાંખો ફફડાવતું થરથર ધ્રુજતું ચકલીનું બચ્ચું મારા પગ ઉપર ફસડાઈ પડયું! હવે તો આશ્ચર્યની અવધિ જ થઈ! આવા પવનમાં અને વરસાદમાં વૃક્ષ ઉપરથી ફેંકાઈ ગયેલું આ નાનકડું પંખી–બારણા ઉપર ચાંચવડે આશ્રયની માગણી કરે– તેને કોણે આ શીખવ્યું હશે?

તેને અંદર લઈ, મેં ફરીથી બારણું બંધ કર્યું. તે થોડીવાર આમતેમ ઊડ્યું; છાજલી ઉપર, કબાટ ઉપર, ટેબલપર પડેલાં પુસ્તકો ઉપર, તેની ભયત્રસ્ત આંખો અને નાનકડી ડોક ચોતરફ ફેરવતું તે જાણે મૃત્યુથી છટકવા માગતું હોય તેમ ઘુમરાઈ રહ્યું અને છેવટે થાકીને જમીન ઉપર બેસી ગયું. હવે તે સલામત હતું. હું પણ પછી સૂઈ ગયો.

( અનુ પૃષ્ઠ ૨૧૬ પર )

# વ્યસની

"ગરુડ"

વ્યસની, શરીર અને મનથી વ્યસનનો ગુલામ બની ગયો હોય છે એમાથી છૂટવું અતિ દુષ્કર કાર્ય છે આપણે ત્યા મોટામા મોટા સામાજિક વ્યસનો જોઇએ તો દારૂ અને અફીણ છે આ સિવાય, ચા, બીડી પણ નાના પ્રકારના વ્યસનો જ ગણાય આ ઉપરાત કેટલીક નિર્દોષ ગણાતી ખાદ્ય કે પેય વસ્તુઓ પણ કયારેક વ્યસન સમી બની જાય છે, પણ તેનુ આપણને કેટલીક વખત ભાન જ રહેતું નથી, એટલુ જ નહિ પણ આપણને એ અત્યત સ્વાભાવિક લાગે છે જેમકે ચા કોફી વારવાર લેવાની ટેવ, જમવામા ગળ્યુ, ખારુ ખાટુ કે બહુ તીખુ ખાવાની ટેવ પણ આ બધુ નિર્દોષ ગણાતું હોવા છતા કયારેક નાદુરસ્ત તબિયત, ઘડપણ, વિપરિત સજોગો, કેટલાક પ્રકારના દર્દો વગેરે વખતે દારૂ અને અફીણની જેમ જ અવશ્ય નડે છે જેના નાસ અને દુખ ખૂબ વિપરિત પરિસ્થિતિ, સજોગો કે દર્દ કરતા ય વધી જાય છે

માનવી ફક્ત શ્રમજીવી તાર્કિક કે બુદ્ધિજીવી નથી એ સ્વૈરવિહારી છે, કલ્પનાશીલ છે, આદર્શવાદી છે, ધૂની પણ છે કેટલાક વ્યસન કે એવી ચીજોનો ઉપયોગ આમા કેટલીક માનસિક અવસ્થાને પણ આભારી હોય છે, કે એમ માનવામા આવે છે આની સત્ય-સત્યતા વિષે બેમત હશે પણ માનવી એનો ભોગ્ના બની દાસ થાય અને લાચાર હાલતમા રહે એ સ્થિતિ અસહ્ય છે અને તે ટળવી જ જોઇએ એ વિષે તો બેમત છે જ નહિ

વ્યસનીની દશા ટળી કે ટાળવી કદી અશકય માનવામા આવી નથી પણ એમાય માનવીની ટેક, ટેક, ગૌરવ, અભિમાન કે જુસ્સો કેવા ભાગ ભજવે છે અને બેહાલ બનેલા દેહને વ્યસનના રાક્ષસના હુમલા સામે કેવો ટટ્ટાર રાખે છે તે વિષે ગુજરાતના પુજ-નીય ગ્રામસેવક શ્રી રવિશકર મહારાજે એક પ્રસગે પોતાના સ્વાનુભવના રજૂ કરેલા દ્રષ્ટાત પરથી જણાઈ આવે છે જે નીચે પ્રમાણે છે

'એક ઠાકોર હતા એક વખત તેમની સાથે અફીણ સબધી વાતો થઇ વળી મને ભાષણ કરવાની રહી કુટેવ, એટલે મે તેના પર થોડુ ભાષણ કર્યું ઠાકોરે તે દહાડાથી અફીણ છોડી દીધુ પણ પદર વીસ દહાડા થયા બાદ તેમના તરફ ગયો ત્યારે તેમણે કહ્યુ

'બધાને આવો જ ઉપદેશ દેતા ફરજો જો જો હવેથી કોઈને ઉપદેશ દેતા કોઇકને મારી નાખશો!'

આમ તેમણે આ બધુ મને મિત્રભાવે કહ્યું હતું

મે પૂછ્યુ 'પણ થયુ શુ?'

એટલે એમણે આપવીતી સભળાવવા માડી

'તમારા ગયા પછી મને તો ઝાડા થઈ ગયા અને બોલવા ચાલવાના હોશ પણ રહ્યા નહિ લગભગ બેભાન થઇ ગયો પછી તો મે ઇશારતો કરીને જૈરાને બોલાવ્યા અને ઇશારાથી સમજાવ્યુ કે મને અફીણ ખવડાવો જ્યારે મે અફીણ ખાધુ ત્યારે માડ જરા હોશ આવ્યા'

પણ પછી તો મે પણ ઠાકોરને ઝાટકયા

'લૂપતસિહ ઠાકોર, અફીણ ખાધા વગર મરી ગયા હોત તો દુનિયામા તમારા વિના શુ ખાટુમોળુ થઈ જવાનુ હતુ ? વળી ક્ષત્રિય બચ્ચા થઇને ટેક પણ ન પાળી શકયા ત્યારે ક્ષત્રિય શાના ? અને મરવાને વખતે જૈરાને હાથે જીવતા રહ્યા વળી, હવે તમારે અફીણ

તો ખાવા જોઇશે. અને કમાવા તો જતા નથી. એટલે પૈસા માટે તમારી પાસે જે જમીન છે તે પણ ગુમાવવાના. એના કરતાં મરી ગયા હોત તો આવાં બે વીઘાં જમીનમાં તમારા બૈરા છોકરાં નિરાતે રોટલા તો ખાત! બોલો તમે જીવીને શું વધારે સારુ કર્યું ? વળી તમે તમારી જાતને ક્ષત્રિય કહેવડાવો છો, એ તો ઠીક, પણ અફીણ જેવી ચીજ પણ તમને હરાવી ગઇ ? તેના વિના તમે મરવા પડયા ? અને આટલું બધું કરવું પડયુ ' એટલે તમે તો તમારુ ક્ષત્રિયપણું પણ ગુમાવ્યુ ત્યારે હવે તમે જીવતા હો કે મરેલા બન્ને સરખું જ છે. જો તમે વીર હોત તો મરત પણ તમે હાર્યા અને અફીણ જીત્યુ.'

આટલુ સાંભળતા જ ઠાકોરને તો એટલુ પાણી ચડયુ કે તેમણે અફીણનો દાબડો ફેંકી દીધો. પણ પછી તેમને ન કદી ઝાડા થયા કે ન કદી બેભાન બન્યા.

આવાં વ્યસન સામાન્યત • જેને આપણે મધ્યમ વર્ગના કે શિક્ષિત લોકો કહીએ છીએ તેમાં બહુધા હોતાં નથી. છતા આપણી ખાવા પીવાની કેટલીક ટેવો આવાં વ્યસનથી જરા પણ ઓછી નુકસાનકારક હોતી નથી. પણ અશિક્ષિત ભૂપતસિંહ ઠાકોરને તેમનામા રહેલા ક્ષત્રિયત્વને પડકાર આપી મહારાજે જેમ એને અફીણના વ્યસનમાંથી મુક્ત કર્યા તે પ્રમાણે આપણા ભણેલા કહેવાતા વર્ગ પર એવી દલીલની અમર થાય કે કેમ એ પણ શંકાસ્પદ ગણાય, જો કે જૂના જમાનાનો એ ઉમદા જુસ્સો આપણામાં હોય તો ઇષ્ટ છે. ન હોય તો મધ્યમ કે ઉચ્ચ વર્ગ શિક્ષિત હોવાને કારણે તે ઉપરોક્ત નાના મોટા વ્યસનો કે ટેવોમાં ન ફસાઇ પડે તે માટે આપમેળે તેણે વિચારતાં શીખવુ રહ્યુ કેટલીક વખત આપણું અર્ધદગ્ધ શિક્ષણ જ આપણામાં કેટલીક માનસિક નબળાઈઓ પેદા કરે છે. અને એ નબળાઈઓનો ખોટી રીતે આપણે બચાવ કરતા હોઇએ છીએ. પણ સમય જતાં આ ટેવો દારૂ અફીણની ટેવ જેટલી જ પાયમાલી નીપજાવે છે એ જોવું રહ્યું.

આપણે સગવડભર્યું જીવન જીવીએ એવુ ઈચ્છીએ એ બરાબર છે પણ એ કારણે શારીરિક કે માનસિક નબળાઈઓ પોષાય, અને આપણી ખાવા, પીવા, રહેવા વગેરે ટેવો, રિવાજો 'વ્યસન' રૂપ બની જાય તે જોખમકારક છે દારૂ, અફીણ, ગાંજો વગેરેના જોખમોથી આપણે શિક્ષિતો અજાણ ન હોઇએ એ વિષે કંઈ કહેવાની જરૂર ન હોય, પણ આપણી ટેવો વગેરેમાથી પેદા થતા નાના પ્રકારનાં વ્યસનો સામે લાલ બત્તી ધરવી યોગ્ય છે.

---

( પૃષ્ઠ ૨૧૪થી ચાલુ )

બીજી સવાર ઉગી. પવન–તોફાન–વરસાદ અદશ્ય થઈ ગયા હતા. સુર્યોદય થતા જ પીપળ ઉપરથી ચકલીઓનું ટોળુ અગાશીમા આવી ચીચી કરવા લાગ્યુ. બચ્ચુ. નાનકડી પાંખો ફફડાવી, ચાંચ પહોળી કરી, લાલચુ નજરે તેની મા તરફ તાકી રહ્યુ હતું મે આજે રોજના કરતા વધુ ભાતના દાણા નાખ્યા.

અને ચકલીઓ માટે ઘર ખુલ્લુ જ રાખ્યું –ભલે ફાવે તેમ ઉડે–માળા બાંધે–બચ્ચા ઉછેરે. આપણે પણ પ્રકૃતિને આશ્રયે નથી પળ્યા ? અને ચકલીઓનો આ પડોશ છોડી, બીજે જવુ મને પણ ગમતુ નથીં અગવડતાઓ વેઠીને પણ જો કુદરતનુ સાન્નિધ્ય મળતુ હોય તો માનવીનો મોહ શુ કામનો ? કવિએ સાચુ જ ગાયું છે—'વિશાળે જગવિસ્તારે નથી એકલ માનવી, પશુ છે, પંખી છે વનોની છે વનસ્પતિ'





અનુ પ્રકાશ ગજ્જર

## આરંભનું બિંદુ

નૂતન આરંભનુ બિંદુ અહી છે· તમારી પાસે જે કાંઈ છે, જે કાઇ વત્તી ઓછી શકિત અને વસ્તુઓ છે, નાનામોટા સંપર્કો છે, અનુભવ છે–નૂતન આરંભનુ બિંદુ અહી છે.

તમારી દષ્ટિને ઊર્ધ્વલક્ષી કરવા આંખ ઉઘાડો. બાહ્ય દેખાવ ભલે ગમે તે હોય, એ દેખાવની પાછળના અનંત સમૃદ્ધિથી ભરેલા સત્યનુ દર્શન કરો. ઈશ્વર બધું જ પૂરુ પાડી શકે છે. પણ તમારામાં પેલો જે અભાવનો ભાવ છે એ ખાડાને એ નહીં પૂરી શકે. એને તો તમારે જ દૂર કરવો પડશે. આ અભાવની ભ્રમણામાથી સમૃદ્ધિના સાક્ષાત્કાર પ્રતિ જાગૃત થાઓ.

તમારી પાસે જે કાઇ છે તેને તમારા અંતરના કૃતજ્ઞતાસભર આશિષ આપો. તમારા પૈસાને, તમારા વ્યવસાયસ્થાનને, તમારા મિત્રોને આનંદાશિષ આપો.

તમારી પાસે જે કાંઈ રામરોટી હોય એને મનોમન ભાગો; એને મનોમન બરાબર ભાગો, સમૃદ્ધિના અણુઅણુરૂપે એનાં બીજ બનાવો અમુક સ્થિર રીતે જ તમારી જરૂરિયાતો પૂરી થાય છે એવા સીમિત ખ્યાલને બદલે અમીમ સમૃદ્ધિપ્રવાહના જીવંત વિચારવહેણને તમારામા ધમધમવા દ્યો.

તમારી પાસે જે કાઇ છે તેનો ઉપયોગ કરો કોઈ ચમત્કાર બનશે ...બનશે ... એમ કરીને રાહ ન જોશો જાણે કે આજે જ ઇચ્છિત સિદ્ધિ મળી ગઇ છે એમ નક્કર સમજ સાથે તમારી પાસે જે કાઈ છે તેનો ઉપયોગ કરો. જ્યા છો ત્યાથી શરૂ કરો ને એકી સાથે એક જ ડગ ભરો.

આ વ્યવહાર ચાવી છે. એનો ઉપયોગ આજે જ, અત્યારે પણ શરૂ કરી શકાય છે. તમે પણ અમીમ સમૃદ્ધિના દિવ્ય તત્ત્વપ્રવાહને તમારી અંદર વહેતો કરી શકો છો. તમે પણ તમારી આતરિક શકિતને જગાડીને ઉપયોગમા લઇ શકો છો.

અત્યારે, આ પળે, તમારી પાસે કશું જ નથી, એમ તમને લાગતુ હોય તો પણ તમે આ અજબ ચમત્કારની પ્રક્રિયા અને પરંપરા આરંભી શકો છો. ને એમાથી એટલી બધી સમૃદ્ધિ પેદા કરી શકો છો કે વાપરતાં ખૂટે નહી.

બોલો, તમે આ વાત માની શકો છો?

તો તમારી આંખો ઉઘાડો. દષ્ટિને ઊર્ધ્વલક્ષી કરો. જાણો કે તમારા જીવનને અમીમ સમૃદ્ધિના આશિષ મળેલા છે. જરૂરિ-

વાત એક જ વાતની છે. જે આદર્શ છે તેને વાસ્તવિક બનાવા. જે દિવ્ય સમૃધ્ધિ–સામ્રાજ્યની વાતચીત થાય છે એને આ પળે જ ક્રિયાશીલ બનાવવા માટે

આ પળ જ એ માટેનો ઉત્તમોત્તમ સમય છે. તમે શરૂ કરવા તૈયાર છો !

—એરિક બટરવર્થ

## મારું સ્વપ્ન

મારું સ્વપ્ન છે કે જ્યોર્જીઆ રાજ્યની ઘુમટી ટેકરીઓ ઉપર અગાઉના ગુલામોના અને એમના માલિકોના બાળકો ભેગા મળીને ભ્રાતૃત્વના પાયા ઉપર બેસી શકશે

મારુ આ સ્વપ્ન છે કે અઘોર અન્યાય અને ભયંકર યત્રણાઓની ભૂમિ બની બેઠેલુ મિસીસીપીનુ રાજ્ય એક દિવસ તો ન્યાય અને સ્વાતત્ર્યના રણદ્વીપમા પલટાઇ જશે જ.

મારું આ સ્વપ્ન છે કે એલબેમા રાજ્યના નાના કાળા બાળકો નાના ગોરા બાળકો સાથે ભાઈ બહેન બનીને હાથ મિલાવશે

મારું આ સ્વપ્ન છે કે આ આખુ અમેરિકા રાષ્ટ્ર એક દિવસ જાગશે ને એના ધ્યેયમંત્ર અને સિધ્ધાતોને અનુરૂપ જીવવાનુ શરૂ કરશે. 'વિશ્વમા બધા જ માણસો સરખા જ હોય, સમાન ભૂમિકા માટે એમનો જન્મ હોય છે' આ સ્વયસાક્ષી સત્ય મારા હૈયામા રમે છે .

આ મારા સ્વપ્ન છે, સ્વપ્ન છે .

—ડૉ. માર્ટીન લ્યુથર કીંગ

---

ઘણા જૂના સમયની વાત છે એ વખતે અરબસ્તાનમા ઇબ્રાહિમ નામે એક પ્રભુભક્ત રાજા રાજ કરે. બાદશાહ રોજ રાજમહેલના ઝરૂખામા ઊભા રહે ને પોતાના હાથે દીન દુખિયાને દાન કરે, એટલુ જ નહિ દરરોજ એક અતિથિને જમાડી જમે

એક દિવસની વાત છે, સાજનો સમય હતો ઇબ્રાહિમ પોતાના મહેલ પાસે ઊભો હતો. એટલામા ફાટયા તૂટયા કપડા પહેરેલ એક ભીખારી લાકડીના ટેકે ટેકે ચાલતો ત્યા આવ્યો. બાદશાહે તે વૃદ્ધ ભિખારીનો સત્કાર કર્યો જમવા માટે આમત્રણ આપ્યુ અને બન્ને ભોજન કરવા બેઠા, પેલા વૃદ્ધ ભિખારીએ આરોગવુ શરૂ કર્યું. ખુદાની બદગી કર્યા વગર તેને ભોજન કરતો જોઈ ઇબ્રાહિમને નવાઇ લાગી. તેણે પેલા ભિખારીને પૂછ્યું "તમે ખુદાતાલાની પ્રાર્થના ન કરી ?"

આ સાભળી પેલો ભીખારી બોલ્યો, "કેમ, ખુદાનુ નામ ન લઉ તો ખાવાનુ નહિ આપો? હુ અગ્નિપૂજક છુ ખુદામા હુ માનતો નથી."

ઈશ્વર ભક્ત ઇબ્રાહિમ આથી ક્રોધે ભરાયો. તેના ગુસ્સાનો પાર ન રહ્યો, તે ગર્જના કરી બોલી ઊઠયો. "ઓ પાપી ! હવે જો એક પણ શબ્દ વધારે બોલ્યો, તો મારી નાખીશ. જા, ચાલ્યો જા." એમ કહી ઇબ્રાહિમે પેલા ભિખારીને ધક્કો મારી જમાડયા વિના કાઢી મૂકયો.

દુખ અને ઘડપણથી ખખડી ગયેલો બિચારો ગરીબ ડોસો જેમ તેમ ત્યાથી ચાલી નીકળ્યો

ઇશ્વરની પ્રાર્થના કરી સૂતેલા બાદશાહને તે રાત્રે સ્વપ્નમા ખુદાએ પૂછ્યું, પેલા વૃદ્ધ ભિખારીને ભૂખ્યો કેમ કાઢી મૂકયો"

ઇબ્રાહિમે જવાબ આપ્યો, "ખુદા ! તે આપની નિંદા કરતો હતો, તેથી મારાથી સહન ન થયું આથી મે તેને કાઢી મૂકયો."

"અરરર ! ઈબ્રહિમ, તું કેવો અધ છે ? એ આજે વર્ષો થયા મારી નિંદા કરે છે, છતા મે તેને એક પણ દિવસ ભૂખ્યો રાખ્યો નથી. અને તારુ તેણે કશુ જ બગાડયું ન હતુ, છતા તુ તેનુ વર્તન એક દિવસ પણ સહન ન કરી શકયો મે જેને વર્ષો સુધી નિભાવ્યો, તેને તું એક ટક પણ નિભાવી શકયો નહિ શિક્ષા કરવાનો તારો કયો અધિકાર છે ? ઇબ્રાહિમ મારી તને આજ્ઞા છે કે બધા ધર્મો તરફ સદ્ભાવ કેળવ."

— વ્રજલાલ ર. દાવડા

પૃષ્ઠ ૧૯૨ થી ચાલુ]
ભારતને જે અતિલાંબા દરિયા કિનારાનું રક્ષણ કરવાનું છે તે જોતા નૌકાદળને વિસ્તારવાની જરૂર એટલી મોટી છે કે જરૂરી નાણાનો પ્રબંધ કેમ કરવો તે પણ એક કોયડો છે

## હડતાલ

હડતાળનો રોગ ઘણો ચેપી છે એક ક્ષેત્ર માથી બીજા ક્ષેત્રમા ફેલાતા તેને વાર લાગતી નથી. કેન્દ્રિય કર્મચારીઓની એક દિવસની પ્રતીક હડતાલને સરકારે જે મક્કમતાથી નિષ્ફળ બનાવી તેવી જ રીતે દરેક હડતાલમા સખ્તાઈ બતાવે, તો ચોમેર ફૂકાતા હડતાલના પવનમા ઓટ જરૂર આવે. આજે સમાજદ્રોહી તત્ત્વો નિર કુશપણે ફાલેફૂલે છે તેમા સરકારની નિષ્ક્રીયતા જવાબદાર છે ભાવો દબાતા નથી—વેપારીઓ કાળા બજાર કરી શકે છે તેલ વિષે કડવો અનુભવ એકવાર સરકારને થયો તેને પગલે, વનસ્પતિ ઘીમા હાથ નાખીને સરકારે શુ ફાયદો કાઢયો ? જે કાયદાનું પાલન સરકાર કરાવી શકે નહિ, તેની જાહેરાત શા માટે કરવી જોઇએ ? વનસ્પતિ ઘી ભૂગર્ભમા ચાલ્યું ગયું અને 'ઓન' આપ્યા સિવાય ઘરાકને મળે નહિ ! કર્મચારીઓ તાબેદાર હોવાથી સરકારે જોર બતા યું પણ કાળા બજારિયાઓ સામે તે કેમ નપુસક છે ? સભવ છે કે લોકપ્રિયતા ગુમાવવાનું સાહસ નોકરશાહી સિવાય ઇતર વર્ગમા સરકાર લેવા માગતી નથી પણ તેથી અનિષ્ટો વધવાના જ. વધતી જતી વસતી વધુ માગ કરવાની જ છે ભાવોની સપાટી કદાપિ નીચે આવવાની નથી સામ્યવાદ માટે જે આદર્શ આબોહવા શ્રેષ્ઠ ગણાય છે તે સરકાર પોતે ઊભી કરે છે અને પછી 'ઓર્ડિનન્સ' દ્વારા તેનો મુકાબલો કરવા માગે છે ખરી વાત એ છે કે કર્મચારી મ ડળોના સર્વોચ્ચ નેતાઓ લગભગ સામ્યવાદી ર ગે ર ગાએલા છે અને કર્મચારીઓ કમનસીબે તેમની મદદ વિના પોતાની અનેક ફરિયાદોનુ નિરાકરણ મેળવી શકતા નથી વિરોધપક્ષો દ્વારા શ્રેય સાધવાની કર્મચારીઓની વૃત્તિને પોતાની તરફ વાળવા સરકારે તેમનો વિશ્વાસ સપાદન કરવા કાંઇક તો કરવુ ઘટે

## ઝોન્ડ–૫

ચાંદા મામાને આગણે પૃથ્વી ઉપરના બાળિયાઓ હવે એકબે વર્ષમા તરખાટ મચાવવાના સોવિયેટ રશિયાની છેલ્લી સિદ્ધિ આ સ્વપ્ન બહુ દૂર નથી તે સફળ રીતે બતાવી શકી છે માત્ર ૧૦૦ કિલોમિટર ચદ્રથી દૂર રહીને ઝોન્ડ પાચે પ્રદક્ષિણા કરી છે અને પાછુ પૃથ્વી ઉપર સહીસલામત આવી શકયું છે આ ક્ષેત્રમા અમેરિકા પણ આ વર્ષના અત પહેલા નિર્ણયાત્મક અખતરાઓ કરનાર છે, પણ અત્યારે તો એમ લાગે છે કે બે મહાસત્તા વચ્ચેની હરીફાઇ ઘણી તીવ્ર છે ઝોન્ડ–૫ની ઉપલબ્ધ માહિતી રશિયા પાસે જ હોવાથી, હવે પછીના તબક્કાના ઉડ્ડયન માટે તેની સજ્જતા જડબેસલાક હશે તેમા શકા નથી માણસ ચદ્ર ઉપર પગ મૂકશે એ જગતનો સૌથી રોમાચકારી બનાવ હશે અને તેથી મળનારી પ્રતિષ્ઠા સૃષ્ટિના અત સુધી રહેવાની, માટે જ આટલી રસાકસી બાકી ત્યા મામાને ઘેર લાડવો નથી ! શુ હશે એ પણ કોને ખબર ?

## બીયાફ્રા

ફેડરલ નાઈજીરિયન સૈન્ય અલગતાવાદી બીયાફ્રાને હવે તો ગણતરીના દિવસોમા હ ફાવી દેશે કર્નલ ઓજુકવુ અને તેના બહાદુર ઇબો સપ્રદાયના લોકોનુ શુ થશે તે અત્યારે તો ચિંતાનો વિષય છે. ખુદ આફ્રિકન એકતા સમિતિના નેતાઓ પણ ઉકેલની દિશામા કઇજ ફાળો આપી શકયા નથી જનરલ ગવન એટલો મક્કમ છે અને એટલા ઝનૂનથી લડે છે કે જગતના રાષ્ટ્રો ખેલ જોવામા જ હીત સમજે છે બાપડા ભૂખે મરતા ઘેરાયેલા લોકોને ખાધાખોરાકી આપવા રેડક્રોસ દ્વારા છૂટક પ્રયાસો થાય છે પણ ભાવિ ઇતિહાસકાર આ પ્રકરણની નોંધ કેવી લેશે તે તો હવે જ ખબર પડશે

## રાષ્ટ્રીય ઉપવન

સૌરાષ્ટ્રના ગીર જગલને સપૂર્ણ રાષ્ટ્રીય ઉપવન તરીકે વિસ્તારવાનું કેન્દ્રનું સૂચન ગુજરાત સરકાર ત્વરિત ગતિએ તપાસી જશે અને Natio-

nal park માટેની સુવિધાઓ ઊભી કરવા, પ્રાણીઓ-પક્ષીઓ-જળચરો સુરક્ષિત વિસ્તારમા કુદરતી વાતાવરણમા રહી શકે, વશવૃદ્ધિ કરી શકે અને દેશની વિરલ ગણાતી વન્યપશુ સમૃદ્ધિમા ઉમેરો કરી શકે તેવી સવલતો ઉપરાત વાહન-વ્યવહાર અને સદેશા વ્યવહારથી આ પ્રદેશને સાકળી લેવાની સપૂર્ણ યોજના વિચારી જશે અને ચોથી યોજનામા પ્રાધાન્ય પણ આપશે એવી આશા રાખવી રહી આવો જ બીજો પ્રદેશ આસામમા કાઝીરઘાનો છે જ્યા અતિદુર્લભ એકશૃગી ગેંડા જૂજ સખ્યામા શેષ જીવન જીવે છે વન્ય પશુઓ વિષેની માહિતીપ્રદ ફૂલ લેન્થ ફીચર ફીલ્મ જો ગુજરાત સરકાર ઉતારી શકે તો તે એક જબરજસ્ત સિદ્ધિ લેખાશે મેટ્રો ગો ડ્વીનના ચલચિત્રોની આરભે થોડીક જ સેકડ માટે ત્રાડ પાડતો સિહ જોઇ ભલભલા આફરીન પોકારે છે આપણે તો સાસણગીરમા, પાડાનું મારણ નીરી 'લાયન-શો' સરકસના રીગમાસ્ટરની અદાથી દુનિયાને બતાવીએ છીએ આ કૃત્રિમતા અટકે અને ડાલામથ્થા સોરઠી સિહને ઇતિહાસ અને સસ્કૃતિમા સ્થાન આપવા, કાબેલ મરજીવા નિષ્ણાતોની સહાયથી કચકડાની પટીમા મઢી લેવામા આવે તો પણ સિહની ઓલાદ એક દિવસે લુપ્ત થઇ જાય ત્યારે તેને પુનર્જીવન આપી શકાશે

## મિત્રોની શોધમા

લેટિન અમેરિકા અને કેરેબિયન વિસ્તારના દેશોની ભારતના વડા પ્રધાનની મુલાકાત નવા મિત્રોની શોધ માટે હોય તો એક પ્રયાસ તરીકે આવકાર્ય છે આ પણ આપણી પેઠે વિકસતા જતા દેશો છે અમેરિકી લાગવગ હોવા છતા, આ દેશોમા ક્રાતિ અને પ્રતિક્રાતિની પ્રક્રિયા ચોવીસે પહોર ચાલુ જ હોય છે સરકારોની ઉથલપાથલ કોઈ નવાઇની વાત રહી નથી અમેરિકા અને રશિયા સાથેની મિત્રતાથી આપણે ઘણું શિખ્યા છીએ અને મહાસત્તાનું પડખુ કેવુ આળુ બની જાય છે તે પણ અનુભવે જાણવા મળ્યું છે દુનિયા વિશાળ છે અને દેશો અગણિત બીજુ કાઇ નહી તો આપણો વેપાર વધે અને ચલે તે માટે વણુખેડ્યા દેશો ખેડવાથી થોડુ પ્રવાસ ખર્ચ થાય તેની બૂમાબૂમ યોગ્ય ઠરતી નથી

## ખુલાસો

ઓગસ્ટ અકની આ કટારમા વરલી મટકા વિષે 'કોઈ માધવ લ્યો' વાચીને ચોરવાડના કેટલાક લાગણીશીલ સજ્જનોનો આત્મા દુભાયા છે તેમના કહેવા મુજબ એકલા ચોરવાડ જેવા ગામમા જ રોજનો દસહજાર આસપાસનો જુગાર ખેલાય છે વાસ્તવમા તો આ કોલમ લખનારને પારાવાર દુખ થયું ત્યારે જ તેણે વ્યગનો આશરો લીધો છે આપણી લોકશાહી સરકાર ઘણા અનિષ્ટોને ફાલવા ફુલવા દે છે તેના રોદણા કોની પાસે રોવા? કને યાની મટકીને ઠેકાણે લોકો છડેચોક, અક્કલહુશિયારીથી પોલીસતત્રની મીઠી નજર તળે વરલી મટકાને ખીરદાવે ત્યારે હૈયુ કયા જઇને ખોલવુ તે કહેશો ભાઇ?

---

ચરટનનો હાથી પેટ ઉપર ચલાવનાર બાર હોર્સપાવરની મોટર ખભા ઉપરથી અને પીઠ ઉપરથી ચાલવા દેનાર પ્રેક્ષકોમાના મણસો અને છોકરાથી બે ગાડા ઠસ ભરીને ખભા અને જાઘ ઉપરથી ફેરવનાર ૩૦૦૦ રતલ વજનનો પથ્થર છાતી અને પીઠ ઉપર મૂકી ઘણ વડે તેના ઉપરની શિલા તોડાવનાર ૨ ઇંચ જાડી સાકળ ખભા ફેલાવીને તોડનાર — રામમૂર્તિ જેને લોકો બીજો ભીમ કહેતા તથા હનમાનનો અવતાર માનતા, તે માસાહારી કુટબમા જન્મ્યો હોવા છતા નાનપણથી ચુસ્ત શાકહારી હતો

અલબત્ત, વચમા થોડો વખત તેણે પોતાના મજબૂત શરીર માટે આવશ્યક માનીને માસ ખાવાનું શરૂ કર્યું હતુ પરતુ થોડા જ વર્ષ બાદ તેણે માસાહારનો સદતર ત્યાગ કર્યો હતો તે ઈંડા પણ લેતો નહતો

તે ચા, કોફી, કોકો અને દારૂ — એનુ કોઈ પીણુ પીતો નહી

શિ.

સન્નિષ્ઠ પ્રકાશન, અમદાવાદ તરફથી દોઢેક વર્ષના ગાળામા દસ પુસ્તક–પુસ્તિકાઓ બહાર પડયા છે. ૨૭–૧૧–૬૬ થી આ પ્રવૃત્તિ શ્રી પુરુષોત્તમ ગ. માવળકરે શરૂ કરી છે અને પ્રથમ પુસ્તિકાના નિવેદનમા તેમણે સ્પષ્ટતા કરી છે

'સન્નિષ્ઠ પ્રકાશનનો હેતુ સાત્ત્વિક અને સ્વતત્ર સર્જનોને પ્રકાશનની તક પૂરી પાડવાનો છે એમા કોઈ માળખુ રાખ્યું નથી. જીવન અને સાહિત્યના કોઈપણ ક્ષેત્રમા પોતાની કલમ ચલાવતા જે કોઈ જાણીતા– ઓછા જાણીતા અજાણ્યા ભાઈ બહેનો નિર્વિવાદ અને નિતાન્ત સુદર સર્જન અને વિચાર વિનિમય કરશે તેને પ્રસિદ્ધ કરવાનો હરખ છે'

(૧) પ્રથમ પુસ્તિકા માત્ર ૨૦ પાનાના નિબધ રૂપે ભારતની લોકસભાના પ્રથમ સ્પીકર દાદાસાહેબ માવળકરના પ્રસાદી રૂપે મળે છે. મૂળ પુસ્તિકા 'A great experiment' નો શ્રી ઉપેન્દ્ર ભટે કરેલો આ અનુવાદ છે, અને 'આપણી લોકશાહી' શીર્ષક નીચે, માત્ર ૬૦ પૈસામા ઉપલબ્ધ બને છે

(૨) દ્વિતીય પ્રકાશન સાર્ત્ર અને અસ્તિત્વ વાદના ખૂબ ચર્ચાતા એક અઘરા વિષયને સ્પર્શે છે શ્રી મધુસુદન બક્ષી કૃત 'સાર્ત્રનો અસ્તિત્વવાદ' (પાના ૧૦૪, કિમત ત્રણ રૂપિયા) ફ્રાન્સના મશહૂર ફિલસૂફના તત્ત્વચિંતન અને વિચારસરણીને સરળ શબ્દદેહ આપી રહે છે, અને એક ગૂઢ વિષયને સુવાચ્ય કરે છે.

(૩) શ્રી. નરસિંહ મૂ. શાહ ત્રીજા પુસ્તક 'વિટામિનો' (૨૮ પાના મૂલ્ય ૭૫ પૈસા)મા 'એ' થી 'કે' સુધીના વિટામિનો વિષે અધિકૃત માહિતી આપે છે વિટામિનો વિષેની સામાન્ય જાણકારી કમ છે ત્યારે ચિત્રો સાથની આ પુસ્તિકા કિમતી બની રહે છે.

(૪) હમણા જ દેહવિલય પામેલા પ્રકાડ પંડિત સ્વ. સાતવળેકરજી કૃત 'પ્રાચીન વૈદિક સમયની સ્વરાજ્ય પદ્ધતિ' માત્ર સોળ પાનાની હોવા છતા (કિમત ૬૦ પૈસા) ઋગ્વેદની ઋચાઓ-માથી અદ્ભૂત રહસ્યો રજૂ કરે છે અને તે પણ બહુ જ સરળતાથી, વેદમત્રોમાથી સમાજ જીવનની આરસી રૂપે

(૫) શ્રી. જસવતલાલ દેસાઈના ૪૦ કાવ્યોનો સગ્રહ 'આરઝૂ' પાચમુ પ્રકાશન બને છે. (પાના મૂલ્ય રૂ ૧ ૫૦) એમ લાગે છે કે આધુનિક કવિતાની ક્લિષ્ટ અને અર્થઘન શૈલીથી આપણા કવિ મુકત છે વિષયની પસદગી, શબ્દલાલિત્ય અને છદ માટેનો આગ્રહ તેમના કાવ્યોને એક એવી મધુરપ આપે છે કે ફરીફરીને માણવાનુ મન થાય.

(૬) 'સ્વતત્ર ભારતના પહેલા સ્પીકર દાદા સાહેબ માવળકર' લેખક: દા ન શિખરે, અનુ હીરાલાલ શાહ : પાના ૧૭૦ ; મૂલ્ય : ૪–૫૦. પુસ્તક કહી શકાય તેવુ આ છઠ્ઠું પ્રકાશન જીવન-ચરિત્ર ગ્રથ તરીકે કીમતી છે. કેમ કે અહી જે માહિતી આપવામા આવી છે તેમાની ઘણી નવીન અને પ્રેરણાદાયક છે ગુજરાતને માટે કાકા મહેલનકર જેવી બીજી વિભૂતિ દાદા માવળકર મળે છે, અને ગુજરાતને પોતાનુ કાર્યક્ષેત્ર બનાવી ગાધીયુગમા જે રાષ્ટ્રસેવા બજાવી છે તે જાણવા ભવિષ્યની પેઢીને પણ આ પુસ્તક અમૂલ્ય નીવડશે.

(૭) 'ગુજરાતના ધરતીકપો.' લેખક : નરસિંહ મૂ. શાહ : પાના ૩૨ કિમત ૧–૨૫ ઈરાનમા થએલા છેલ્લા ધરતીકપે જે વિનાશ વેર્યો છે તે સાંભળી દરેકનું દિલ રડી ઉઠે કોયનાના ધરતીકપે આપણી ઊઘ હરામ કરી દીધી હતી ગુજરાતને લાગેવળગે છે ત્યા સુધી આ પુસ્તિકા

એવા વિષયને છછેડે છે જેનુ જ્ઞાન હોવુ અત્યત આવશ્યક છે

(૮) 'માનસિક સ્વાસ્થ્ય' લેખક એહન્દ કસેન આઇ લાનીવાલા પાના ૩૪ કિમત રૂ ૧ ૨૫ સાત નબરના પ્રકાશન જેવુ જ, જે વિષે કોઈનુ ધ્યાન નથી દોરાતુ, તેવો માનસિક સ્વાસ્થ્ય વિષેનો આ લઘુ નિબધ શાળાઓ અને શિક્ષકો માટે તાજાદનો ગણાય

(૯) 'રામમનોહર લોહિયા' લેખક બી જે કાપડી પાના ૪૪ મૂલ્ય બે રૂપિયા આવડી પુસ્તિકાની મર્યાદામા પણ ડૉ લોહિયાની સક્ષિપ્ત જીવન રૂપરેખા ભાઇ શ્રી કાપડીએ સફળતા પૂર્વક રજૂ કરી બતાવી છે ભારતના એક સપૂતને ઓળખવા આ પ્રકાશન ઉપયોગી છે

(૧૦) વિમર્શ' લેખક પુરુષોત્તમ ગણેશ માળાકર પાના ૧૩૪ મૂ ૧ ૩-૫૦ આ ક્રોગીના પ્રયોજકને પોતાનુ આ પુસ્તક જીવન, સમાજ, શિક્ષણ અને રાજકારણ વિ ચિતનાત્મક લલિત નિબધો ગ્રથસ્થ સ્વરૂપે પીરસે છે પ્રો માવળકર એક સફળ કેળવણીકાર છે આશીર્વચનમા કાકાસાહેબે કહ્યુ છે નવી પેઢીના એક સસ્કાર સપન્ન યુવાનની બુદ્ધિનો, કર્તૃત્વનો અને ચારિત્ર્યનો વિકાસ જોવાની તક આ લેખો મારફત મળી' અહીં રજૂ થતા નિબધો તેમજ લેખો 'અભ્યાસ' માસિકમા પ્રગટ થયા છે પણ અહી જે વર્ગીકરણ કરીને ગ્રથ સ્વરૂપે મળે છે તેનાથી વિદ્યાર્થી અને ઊગતી પેઢીને પ્રેરણાસ્તોત્રરૂપે સહજ પ્રાપ્ત થાય છે હમણા સુધી એલ ડી આર્ટ્સ કૉલેજના આચાર્યપદે રહેલા પ્રો પુ ગ માવળકર ગુજરાતના જાહેર જીવન સાથે (તેમજ અમદાવાદના) અનેક રીતે સકળાયેલા છે સનિષ્ઠ પ્રકાશનની તેમની પ્રવૃત્તિ શિક્ષણના ક્રુવતારકને નજર સમક્ષ રાખી ફાવી રહી છે



## 'પુસ્તક–પ્રેમ"

જ્યારે જ્યારે હુ નવુ પુસ્તક જોઉ છુ – વાચુ છુ ત્યારે જાણે એક વિદ્વાન મિત્ર હોય, એમ લાગે છે! વારવાર તેને જોઉ છુ, જાણે કોઇ જૂનો મિત્ર મળ્યો ન હોય!!

અગર જો કોઇ ચક્રવર્તી રાજા મને કહે કે, ઓ! પુસ્તક પ્રેમી તુ પુસ્તકો વાચવા અને જોવાનુ છોડી દે તો હુ તને મારુ આખુ રાજ્ય આપી દઉ તો હુ તેને કહુ કે, હે રાજા એવુ ના કહે! એ મારાથી નહિ બને

અખડ સોનાનો ભડાર ભર્યો છે જેના હૃદયમા એવા પુસ્તકો ને છોડી હે મિત્ર હુ બીજુ દાન શા માટે લઉ?

થોડા ઘણા ગણ્યા-ગાઠ્યા સજ્જનોનો સગ હુ ક્યારેક કયારેક કરુ છુ પરતુ પુસ્તક-મિત્ર તો એવો છે જે કદિ મારાથી છૂટો પડતો નથી!

મારી મહત્ત્વાકાક્ષા કઇ પણ બનવાની નથી, કુબેર ભડારી પણ બનવુ નથી! માગી તો એટલી જ ઇચ્છા છે કે દરરોજ નવા નવા પુસ્તકો વાચુ, જોઉ અને તેનો જ્ઞાનરસ પીતો રહુ!!

[શ્રી ગિરિધર શર્માના હિન્દી કાવ્યને આધારે] વ્રજલાલ ર દાવડા

# શ્રી ઉના તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘ લી૦

ઉના (જિલ્લો જૂનાગઢ)

પ્રમુખ : પરમાણંદદાસ જીવાભાઈ ઓઝા
મેનેજિંગ ડિરેકટર : ચંદ્રશંકર લાભશંકર જાની

| | |
|---|---|
| તાર : સહકાર | ટેલિફોન ઑફિસ–૭ : રેસિડન્સ–૧૮ |
| રજીસ્ટ્રેશન નંબર :૧૫૪૧ | ઓડિટ વર્ગ 'અ' |
| તારીખ : ૨૫–૬–૧૯૫૬ | તા. ૧૮–૧૧–'૬૪ |

સભાસદ સંખ્યા મંડળીઓ–૫૫

| | |
|---|---|
| અધિકૃત શેર ભંડોળ રૂા. ૩.૦૦ લાખ | ભરપાઈ થયેલ શેર ભંડોળ ૨.૮૪ લાખ |
| સરકારશ્રીનું રૂા. ૧.૪૨ લાખ | સભ્ય મંડળીઓનુ શેર ભંડોળ ૧.૪૨ |
| અનામત ફંડ રૂા. ૦.૮૩ લાખ | અન્ય ફંડ રૂા. ૧.૮૧ લાખ |

આ સંઘ તરફથી સભાસદ સહકારી મંડળીઓ મારફત આવેલા ખેતી ઉપજના માલનુ ઓઈલ મિલ અને જીનીંગ ફેકટરી દ્વારા રૂપાન્તર કાર્ય કરવામા આવે છે.

આ ઉપરાંત સંયોજીત સહકારી મંડળીઓ મારફત ખેડૂતોને ખેતી ઉપયોગી દરેક પ્રકારનાં ખાતર બિયારણ, જંતુનાશક દવાઓ, ઓજારો વગેરે પૂરા પાડવામા આવે છે.

ખાંડ, સિમેન્ટ, પતરા, ખજૂર, સૂકો મેવો, ખાદ વગેરે વસ્તુઓના વિતરણનું કાર્ય કરે છે.

---





## હું એક અઠવાડિયાનો હતો ત્યારથી અમુલસ્પ્રે પર છું હવે મારૂં શરીર જુવો. લઠવું છે?

## હું પણ અમુલસ્પ્રે લઉં છું આગળ વધતાં વિચાર કરજો.




અમૂલસ્પ્રે, અમૂલનો નવો શિશુઆહાર, માતાના દૂધને બદલે અથવા પૂરક ખોરાક તરીકે આપી શકાય છે—પહેલા અઠવાડિયાથી પણ યાદ રાખો પહેલા વર્ષમા આપના બાળકનો ઝડપથી વિકાસ થવો જોઇએ ૭ મહિના બાદ વજન જન્મ સમયના વજન કરતા બમણુ અને એકવર્ષમા ત્રણ ગણુ થવુ જોઇએ અમૂલસ્પ્રે સપ્રમાણ અને પાચન કાર્યમા સરળ દુગ્ધઆહાર છે અને તેમા વધુ પ્રોટીન હોય છે જે મગજ અને શરીરના વિકાસ માટે જરૂરી છે

અમૂલસ્પ્રે ઉચ્ચકક્ષાની 'સ્પ્રેડ્રાઇંગ' પ્રક્રિયા પ્રમાણે બનાવવામા આવે છે (યુ એસ એ મા બધાજ શિશુઆહાર આ આધુનિક પ્રક્રિયા પ્રમાણે તૈયાર કરવામા આવે છે ) 'સ્પ્રેડ્રાઇંગ'માં પ્રોટીનની જાળવણી માટે દૂધને ઓછુ ઉષ્ણતામાન આપવામા આવે છે અમુલસ્પ્રેમા મગજ અને શરીરના વિકાસમાટે વધુ પ્રોટીન હોય છે ઉપરાંત તેમા વિટામીન ( સાત પ્રકારના ) કાર્બોહાઈડ્રેટ્સ, અને બીજા ખનીજ દ્રવ્યો હોય છે—ટૂંકમા આપના બાળકના ઝડપી અને તંદુરસ્તીભર્યા વિકાસમાટે જરૂરી બધુ જ હોય છે આપના બાળકને અમુલસ્પ્રે આપવુ શરૂ કરો



શ્રીમતિ છત્તરસિંગ લોકમાન્ય ટીળકનગર મુંબઈ કહે છે ' મારીઆશા ૫૬૨ દિવસની હતી ત્યારથી અમુલસ્પ્રે આપવ નુ શરૂ કર્યુ હતુ ૭ મહિનાની થઈ ત્યાં સુધીમા તેનુ વજન જન્મ સમયના વજન કરતા બમણુ થઈ ગયુ છે"

## અમૂલસ્પ્રે

માના દૂધની બદલીમાં ઉત્કૃષ્ઠ વૈકલ્પિક આહાર

એક દીવાથી બીજો દીવો પેટાય છે... એક નાનકડી જયોત ઘર આખામા અજવાળું કરી મૂકે છે...

આપ રોજ એક એક પસો કે એક એક
રૂપિયા [illegible] તા એ નાનકડી
બ[illegible]થા [illegible] ગી રકમ બનીને રાજ્યના
[illegible] કામમા [illegible]રૂપ થાય છે




# નાની બચત

નાનેરા પ્રયાસોનુ મોટેરૂ પરિ[illegible]ામ

ગુજરાત સરકારના માહિતી ખાતા તરફથી પ્રકાશિત

# વૈષ્ણવજન

વર્ષ ૭ ] નવેમ્બર – ૧૯૬૮ [ અંક ૮



## સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પચીસમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી અમને લખીને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલશું.

ગમે તે માસથી ગ્રાહક થઈ શકાય છે.

•

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લખનારના છે. સંપાદક તે વિચારો સાથે સંમત છે જ એમ માનવું નહિ.

•

[લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, ધર્મ, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો આવકારવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.


લવાજમ

દેશમાં [વાર્ષિક] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

"વૈષ્ણવજન"
૨—રામકૃષ્ણનગર
રાજકોટ—૨

પ્રકાશક મુદ્રક માલિક ધીરેન ગાંધી સંપાદક નવીન ગાંધી ૨ રામકૃષ્ણનગર, રાજકોટ—૨

મુદ્રણ—પ્રકાશન સ્થાન સુરૂપ મુદ્રિકા, રઈસકાર્સ રોડ, રાજકોટ

# નટરાજ નગર



પૂરજોશમાં બાંધકામ ચાલી રહ્યું છે. જે નજરે જોવા જાહેર આમંત્રણ......

કોઈપણ વ્યકિત પોતાના મકાનનું બાંધકામ કરતાં પહેલાં મુખ્ય લાઈટ, પાણી, આબોહવા, બાળકોનું શિક્ષણ અને આજુબાજુની વસાહતનો વિચાર કરતી હોય છે. જે આ કાલાવડ રોડ પર વસેલા નટરાજ નગરમાં મળે છે.

આ વિસ્તારમાં જલારામ પ્લોટસ, સૌરાષ્ટ્ર કલા કેન્દ્ર, શાંતિનિકેતન, હરિહર, સર્વોદય, રાવલનગર, જીવનનગર, કૈલાસનગર, ગુણાતીત વગેરે અનેક હાઉસીંગ સોસાયટીઓ મૂર્ત સ્વરૂપ ધારણ કરી રહી છે.

શિક્ષણ માટે મહિલા કોલેજ, સેન્ટમેરી સ્કુલ, સેન્ટ્રલ સ્કુલ, કોટેચા ગર્લ્સ સ્કુલ તો આવેલ છે તે ઉપરાંત જવાહર વિદ્યાનિકેતન આકાર લઈ રહેલ છે.

## 'નીલકંઠ નગર'

આ નગર આકાર લઈ રહ્યું છે.

વિશેષ માહિતી માટે રૂબરૂ મળો.
ટાઈમ : સવારે ૯ થી ૧૨

**જયંતિલાલ કુંડલિયા**
શાક મારકીટ
રાજકોટ
ફોન નં. ૩૪૪૩

તાર : ડીસ્ટકોબેન્ક                                                    ફોન નં. ૪૬૭૧

# રાજકોટ જીલ્લા સહકારી બેન્ક લિ.

૧....સંયોજિત સહકારી મંડળીઓને ટુંકી મુદત, મધ્યમ મુદત અને રોકડ-શાખના ધીરાણ ઉપરાંત આ બેન્ક તેના ગ્રાહકોને સ્થાનિક અને બહાર-ગામથી વસૂલ થવા માટે મળતા ચેક, બિલ્સ વસૂલ કરી આપવાની તેમ જ શાખાઓ તેમ જ મુંબઇ અમદાવાદ પરના ચેક, ડીમાન્ડ ડ્રાફ્ટ, મેઈલ ટ્રાન્સફર ઇસ્યુ કરી આપવાની હળવા કમીશનના દરથી સવલત આપે છે.

૨....બેન્કના ચાલુ ખાતાના થાપણદારોને એકબીજી શાખાઓ ઉપરના આ બેન્કના ચેક મુક્ત કમીશને વસૂલ કરી આપે છે.

૩....બાંધી મુદતની થાપણો સાડાચારથી સાત ટકા સુધીના વ્યાજથી સ્વીકારે છે.

આ ઉપરાંત આવી બીજી બેન્કીંગ સવલતો માટે આજે જ આ બેન્કમાં તમારૂં ખાતુ ખોલાવો તેમ જ વધુ વિગત માટે સંપર્ક સાધો :—

મુખ્ય ઓફીસ : ધી રાજકોટ જિલ્લા સહકારી બેન્ક લિ.
સહકાર ભવન, ઢેબરભાઈ રોડ, રાજકોટ

:- શાખાઓ :-

(૧) ગોંડલ (૨) જેતપુર (૩) ઉપલેટા (૪) ભાયાવદર (૫) જામકંડોરણા (૬) પડધરી (૭) ટંકારા (૮) વાંકાનેર (૯) મોરબી (૧૦) કોટડા-સાંગાણી (૧૧) જસદણ (૧૨) વિંછીયા (૧૩) માળીયા-મીંયાણા (૧૪) ધોરાજી (૧૫) દેરડી-કુંભાજી.

| માર્કંડરાય ન ત્રિવેદી | ગોવિંદભાઈ જે. પટેલ | વલ્લભભાઈ પો. પટેલ |
|---|---|---|
| મેનેજર | ઉપપ્રમુખ | પ્રમુખ |

## નવા વર્ષે

'તમારા સૌના દિલમાં ઇશ્વર પ્રેમનો ચિરાગ પ્રગટાવો.'

દિવાળીના તહેવારની ઉજવણીમાં હમેશ દિવા જલાવી રોશની શા સારુ કરવામાં આવે છે તે આપણે સહુએ બરાબર સમજી લેવું જોઇએ. રામ અને રાવણ વચ્ચેના યુદ્ધમાં સર્વ દૈવી તત્ત્વોના પ્રતિનિધિ રામે સર્વ આસુરી તત્ત્વોના પ્રતિનિધિ રાવણને પરાજય આપ્યો. એ વિજયથી રામરાજ્યની સ્થાપના થઈ, રામના વિજયની ઉજવણી તેણે જ કરવાની હોય જેના દિલમાં રામ વસેલો હોય કેમ કે માણસોનાં દિલને અથવા આત્માને અજવાળવાને એક ઇશ્વર જ સમર્થ છે અને એ અજવાળાની જ કિંમત છે. બહાર ગમે તેવી ઝગઝગતી રોશની કરો પણ તેનું કોઇ લક્ષણ અંતરમાં ન દેખાતું હોય તો તેનો કશો અર્થ નથી. આજે આપણને માણસના દિલમાં પ્રેમનું અજવાળું પ્રગટાવવાની જરૂર છે. એવું અજવાળું તમે સૌ તમારા દિલમાં પ્રગટાવો.

વિક્રમ સંવતના આજના છેલ્લા દિવસે હું આશા રાખું છું કે તમે સહુ તમારા અંતરમાં રહેલાં આસુરી તત્ત્વો પર આખી સાલ દરમિયાન જીત મેળવતા રહેશો અને દૈવી સંપત્તિના પ્રભુ રામને તમારા અંતરના સિંહાસન પર સ્થાપશો અને શરૂ થતા નવા વરસમાં તમારા સહુનું અને હિંદનું ધરમ રૂડી રીતે ચાલે અને તમે સહુ એક-બીજાની અને એકલા હિંદની નહીં પણ હિન્દ દ્વારા સારા જગતની સેવા કરવાને સમર્થ થાઓ તેટલા ખાતર તમારા સહુના દિલમાં ઈશ્વર પ્રેમનો ચિરાગ પ્રગટાવો.

ગાંધીજી



*



પ્રભુ મેરે અવગુણ ચિત્ત ન ધરો ।
સમદર્શી હૈ નામ તિહારો ચાહે તો પાર કરો ॥

એક નદિયા એક નાર કહાવત મૈલો હિ નીર ભર્યો ।
જબ મિલ કરકે એકબરન ભયે સુરસરિ નામ પર્યો ॥

એક લોહા પૂજામેં રાખત એક ઘર બધિક પર્યો ।
પારસ ગુણઅવગુણ નહિ ચિંતવત કંચન કરત ખરો ॥

યહ માલા ભ્રમજાલ કહાવત સૂરદાસ સગરો ।
અબકી બેર મોહિ પાર ઉતારો નહિ પ્રણ જાત ટર્યો ॥

હે ભગવાન, મારા અવગુણ મનમાં ન આણતા, કેમ કે તમે સમદૃષ્ટિવાળા છો, અને ઈચ્છો તો જેમ પુણ્યશાળીને તેમ પાપીને પણ સંસારસાગરને ઓલે કાંઠે લઈ જાઓ છો.

એક નદી છે, ને એક નાળું છે, જેમાં મેલું પાણી ભર્યું છે, પણ જ્યારે બેય મળીને એકરંગ થાય છે ત્યારે સુરસરિતા (દેવનદી) એવું નામ પડે છે.

એક લોઢું દેવસેવાની સામગ્રીમાં હોય છે, ને એક ખાટકીને ઘેર પડ્યું છે, પણ સ્પર્શમણિ ગુણઅવગુણ ચિંતવતો નથી, અને બેયને સુવર્ણરૂપ બનાવે છે.

સૂરદાસ કહે છે કે, આ સંસાર ખોટો છે અને માણસને ફસાવનારી જાળ જેવો છે. આ જ ફેરે મને એ સાગરને પેલે પાર ઉતારો, જેથી પતિતને પાવન કરવાની તમારી પ્રતિજ્ઞા છે તે ખોટી ન પડે.

દે. વા.

# સુળી પર વિકસે છે.... પ્રેમનું પુષ્પ

ગુરુદયાલ મલ્લિકજી

વર્ષો પહેલાંની વાત છે.

એક મધ્ય રાત્રીની શુભ અને શાંત ઘડીમાં મારા થોડા મિત્રો અને હું એક અલ્લાહના બંદાના સાનિધ્યમાં બેઠા હતા. તેઓ મૌનની મસ્તીમાં મગ્ન હતા અને તેમની મસ્તીનો રંગ અમને પણ લાગ્યો હતો.

એવી રીતે આખી રાત પસાર થઈ ગઇ.

સૂર્યોદય થયો.

ઓલિયા સાહેબ મન-મૌન-મંદિરમાંથી બહાર નિકળ્યા અને ઊભા થયા. અમે તેમને પ્રણામ કર્યા અને વિદાય લેતી વખતે તેમના આશીર્વાદ માંગ્યા.

આશીર્વાદ આપતાં તેઓ અચાનક બોલી ઊઠયા :

"પ્રેમનું પુષ્પ સૂળી પર વિકસે છે."



# સત્ય એ જ ભોમિયો

રા ના પાઠક

જૂના લોકસંતોના ભજનો દિવસે દિવસે ઓછા સંભળાય છે ભજનોને પણ સિનેમાના ઢાળામા ઢાળવાના પ્રયાસો થઈ રહ્યા છે આવા કાળમાયે કોઇ કોઈ વાર આપણા કાન ઉપર એવા ભજનોની એકાદ બે કડી ધીમા અવાજે અથડાય છે આજના ઘોઘાટ વચ્ચે પણ એ સૂર આપણને ઢંઢોળીને જગાડવાનો પ્રયાસ કરે છે

ચાલતી ગાડીએ એક વાર એવા જ એક પ્રેરક ભજનની લીટીઓ કાને પડી

"સંતો ભાઈ, જીવડાની જતના કરો,
તારા રે જીવડાને જોખમ લાગશે"

ઝડપી બનતી જતી મેઈલ ગાડીના ધમધમાટમા અને વધતી જતી દોડધામવાળા લોકોના ભારે ઘોઘાટમા, ભજનિકનો સૂર પૂરો સંભળાતો ન હતો માત્ર ધ્રુવપદ વારવાર રટાતુ હોઈ સ્પષ્ટ સંભળાતુ હતુ



"સંતો [ ] ભાઈ,
જીવડાની જતના કરો,
તારા રે જીવડાને
જોખમ લાગશે"

પણ જીવડાનું આત્માનું, માણસાઈનું, શી રીતે જતન કરવું? આ કઠણ કાળમા જીવડાનું જતન કરવા શીલની ઢાલ શી રીતે મળવી? નીતિ કવચ શી રીતે પ્રાપ્ત કરવું? શીલ સાચવવાનો માર્ગ કોણ બતાવે? આ પ્રશ્ન ઊઠ્યો તેવો જ એનો જવાબ આવ્યો.

"ભોમિયા હશે તે ભોમ બતાવશે"

લોકસંતના હૃદયમા સ્વાભાવિક રીતે નીકળેલો આ કઠિન કોયડાનો સાદો સરળ ઉકેલ નોંધી લેવા નોંધપોથી કાઢી પોથી ઉઘાડતા જ પૂ બાપનું એક વાચનામૃત નીકળ્યુ એમા ભોમિયો કોણ એનો જવાબ હતો!

"ભગવાન એટલે કે સત્ય
એ જ આપણો ભોમિયો"

"સત્ય સ્વભાવિક ન થઈ જાય ત્યાં સુધી જીવન કઠણ લાગે છે અને નિરાશાનો અનુભવ થાય છે પણ જે વ્યક્તિ પૂર્ણ સત્યમય થઈ જાય છે તેને માટે નિરાશા જેવી વસ્તુ જ નથી પછી તો એનામાસત્ય પ્રકાશે છે અને તેના સમગ્ર જીવનને અજવાળે છે!"

કબીર સાહેબે પણ એ જ વસ્તુ પોતાના ભજનોના અંતમા ઘૂટી ઘૂટીને કહી છે

"કહત કબીરા
સુનો ભાઈ સાધો,
સત ગુરુ નામ
ઠિકાના હૈ"

"સત્ય એજ ગુરુ એટલે કે ભોમિયો."

---

'તમારો અંતરનો નાદ તમને જે કહે તે જ સત્ય છે જે લોકો અંગત રીતે સત્યને ઈશ્વર સ્વરૂપ માની તેની શોધમા મંડે છે તેમણે અનેકવિધ વ્રતો પાળવાના હોય છે તમારે સત્ય સાગરમા તરવુ હોય, તેનું બિંદુ બની તેમા એકાકાર થઈ જવુ હોય, તો તમારે સર્વ અહંકાર છોડી શૂન્ય બનવુ જોઈએ"

# અર્જુન અને કૃષ્ણની જોડી

## વિચાર અને ઉચ્ચાર જો સુંદર હોય તો...

'ચિત્રભાનુ'

થોડા દિવસ પહેલાનો જ એક બનાવ તમને કહું.

મોઢામા સિગારેટ રાખીને દમ ખેચતા ખેચતા એક પ્રોફેસર મારી સામેથી ચાલ્યા આવતા હતા. હુ પણ ધીમે ધીમે ચાલ્યો જતો હતો.

પેલા પ્રોફેસર સિગારેટના 'ટેસ'મા મસ્ત હતા. આથી સામેથી ચાલ્યા આવતા મને તેમણે જોયો નહિ અને મારી સાથે અથડાઈ પડયા.

પછી મને કહ્યું : 'સોરી.'

મે કહ્યું : 'કઈ નહિ. એ તો અજાણતા અથડાઇ પડાય. એમા કઇ વાધા જેવુ નથી. પરતુ હુ તો તમને જોઇને 'સોરી' થાઉ છુ.'

'એમ કેમ!' ઉત્સુકતાથી તેમણે પૂછ્યુ.

'રસ્તા વચ્ચે આધળા તો અથડાય, પણ જ્યારે દેખતા અથડાય ત્યારે વધારે કરુણતા છવાય. આંધળો અથડાય એને તો દોરી શકાય, પરતુ દેખતો અથડાય એને કેમ દોરી શકાય? કહો, આપ શુ કરો છો?'

'પ્રોફેસર છુ.' ગૌરવપૂર્વક તેમણે કહ્યુ.

મેં કહ્યું : 'પ્રોફેસરના મોઢામાં આ સિગારેટ શોભે ખરી? તમે જો સિગારેટ પીશો તો પછી વિદ્યાર્થીઓને તમે સંસ્કારધન કયાથી આપી શકશો? આજે તમે સિગારેટ પીતા થશો તો કાલે તમારા વિદ્યાર્થીઓ ચિરુટ પીતા થશે, કારણ કે, ચેલો તો ગુરુ કરતા સવાયો જ હોય ને?'

એ ભાઈ જરા ક્ષોભ પામ્યા અને ચાલ્યા ગયા. પરંતુ મને ઊ ડી ગમગીનીમા મૂકતા ગયા કે, આપણી કહેવાતી કેળવણી આજે કયાં જઈ રહી છે! સંસ્કાર આપવાની મહાન જવાબદારી જેના શિરે છે તે અધ્યાપક વર્ગમા જ સસ્કાર નહિ હોય તો એ વિદ્યાર્થીઓને કયાથી આપશે?

આજે આપણે એવા માણસોની જરૂર છે કે, જેઓ જેટલુ જાણતા હોય તેટલું કરવા માટે, અમલમા મૂકવા માટે સમર્થ હોય. આવા પ્રકારના માણસોથી જ દેશ ઊ ચો આવવાનો છે. એકલા જ્ઞાન કે વાચનથી નહિ આવે.

અમદાવાદના એક ભાઇ મારી પાસે આવીને મને કહેવા લાગ્યા: 'મહારાજ, મે ખૂબ પુસ્તકો વાચ્યાં છે, માણેકલાલ જેઠાલાલ (એમ.જે)ની આખી લાયબ્રેરી પૂરી કરી ગયો છુ.'

આટલી વાત કર્યા પછી એમણે ગજવામાથી છીકણીની ડબ્બી કાઢી અને એક સડાકો તાણ્યો. પછી ખિસ્સામાથી ગંદો રૂમાલ કાઢયો અને નાક સાફ કર્યુ. મને થયું, માણેકલાલ જેઠાલાલની આખી લાયબ્રેરી પૂરી કરી નાખી છે, છતા છીકણીનુ તેમનુ વ્યસન કેમ ન છૂટયું?

એટલે મેં તેમને કહ્યુ: 'તમે તો માણેકલાલ જેઠાલાલની લાયબ્રેરીના પુસ્તકો વાચી આવ્યા છો. તો તમને હુ એક વાત પૂછું. કહો, તમે લાયબ્રેરીનુ કબાટ તો જોયું છે ને? એને પાયા કેટલા છે?'

એણે કહ્યુ: 'ચાર.'

'એ ચાર પાયાના કબાટમા જેમ ચોપડા ભર્યા છે તેમ આ બે પગ ઉપર રહેલા મગજમા પણ તમે ચોપડા ભરી રાખ્યા છે. એટલે વાચવા છતા વ્યસન ન છૂટે તો તમારું આ મગજ પણ બે પગવાળું—બે પાયાવાળું કબાટ જ ગણાયને? ચોપડીઓ મગજમા ભરવી એનુ નામ વિદ્યા નથી; ચોપડીઓના જ્ઞાનને જીવનમા ઉતારવુ એ જ સાચી વિદ્યા છે.'

લાયબ્રેરીએ કબાટ ભર્યું ને આપણે આપણું મગજ ભર્યું, એ બન્ને સરખાં છે; કારણ કે કબાટ જેમ ચોપડીઓના જ્ઞાનને આચરણમા મૂકતુ નથી તેમ આપણે પણ આપણા મગજમા ભરેલા જ્ઞાનને

આચરણમાં મૂકતા નથી આનું જ્ઞાન શા ખપનું? એ તો ગધેડા પર ચદન લાદવા જેવુ થયુ ! એ ઉપાડીને ફરે, પણ સુવાસ કે શીતળતા કશુ ય એને ન સ્પર્શે.

મિત્રો, તમે માત્ર ભણ્યા જ કરશો અને પુસ્તકો વાચ્યા કરશો તેમજ પરીક્ષામા પાસ થયા કરશો, તો એટલુ જ માત્ર તમારા જીવનક્ષેત્ર માટે પૂરતુ નથી વિદ્યાનો હેતુ કેવળ ભણવા માટે, પુસ્તકો વાચવા માટે, કે પરીક્ષામા પાસ થઈને ડીગ્રી મેળવવા માટે તો નથી જ. વિદ્યાનો હેતુ તો જીવનને બધનમાથી છોડાવવા માટેનો છે.

એટલા માટે તો આપણે ત્યાનો વિદ્યાનો મુદ્રાલેખ 'सा विद्या या विमुक्तये' છે. તમારી વિદ્યા જો તમને બધનમાથી ન છોડાવે, વાસનામાથી ન છોડાવે, બદીમાથી ન છોડાવે, વિલાસ તેમજ વિકારોમાથી ન છોડાવે તો એ સાચી વિદ્યા નથી. વિદ્યા એનું નામ છે કે, જેનાથી વિચાર સુધરે, ઉચ્ચાર, સુધરે અને આચાર સુધરે.

ભણેલો માણસ તો એને કહેવાય કે, જેના વિચાર સુદર હોય, જેના ઉચ્ચાર સુદર હોય, જેના આચાર સુદર હોય બગીચામા જેમ ફૂલ ખીલે છે તેમ ભણેલા માણસના મગજમા પણ વિચાર–પુષ્પ ખીલવાં જોઇએ. એના મગજમા ઉકરડો નહિ, બદી નહિ, દુર્ગંધ નહિ, પરતુ સુવાસ હોવી જોઇએ. સાચો વિદ્યાર્થી તો એનુ નામ કે જેના વિચારોમા પણ બદી ન હોય બજારમાથી ખરીદી લાવેલું કેળુ કે જામફળ સડેલુ નીકળે તો શુ તે તમે ખાઈ જશો? —ના તો તો તરત જ તમે એને કાપશો, અને એનો સડેલો ભાગ ફેકી દેશો. તો પછી તમારા વિચારોમા આવેલો સડો કેમ દૂર કરતા નથી? આ પણ એક અજાયબીની વાત છે કે, માણસો સડેલા ફળને કાપીને ફેકી દે છે, જ્યારે સડેલા વિચારોને તે સઘરી રાખે છે અને વધારે ને વધારે સડવા દે છે આજે તો જેનો વિચાર સડેલો હોય છે તે વધારે મલકાય છે કે, હુ મારા વિચારોને કેવા ગુપ્ત રાખી શકુ છુ!

પણ, તમારા વિચારો તો એવા હોવા જોઇએ કે, કોઈ પણ જાણે તોય તમને વાધો ન હોય. સારું છે કે, આજે માણસોના શરીરની જ ફિલ્મ લઇ શકાય છે, પરતુ મનની કે વિચારોની ફિલ્મ લઈ શકાતી નથી; નહિ, તો માણસ એકબીજાની પડખે શાતિથી કે પ્રેમથી બેસી જ ન શકત.

માનવીનુ મગજ જો બગીચાના જેવુ સુદર અને સુવાસિત ન હોય, અને તેમા અનેક જાતની બદીઓ અને ખરાબીઓ ખદબદતી હોય તો, એ શાતિ ક્યાથી પામે? આનદ કયાથી મેળવે?

આ થઈ વિચારોની વાત હવે આપણે ઉચ્ચારની વાત ઉપર આવીએ તમારા વિચારોમા વસેલુ માધુર્ય તમારા ઉચ્ચારોમા પણ વસવુ જોઇએ. તમારા ઉચ્ચારોમા કટુતા હશે, અસભ્યતા હશે, તુચ્છતા હશે, અને અણછાજતા ભાવો હશે તો એ તમારા વિચારોને શોભા આપનાર નહિ નીવડે.

ઉચ્ચાર તો તમારા વિચારોનુ વાહન છે વાહન પર બેસનાર વ્યક્તિ અને વહન કરનાર વસ્તુ પણ પવિત્ર હોવી જોઇએ. વિચાર અને ઉચ્ચાર જો સુદર ને સુયોગ્ય હોય તો ખરેખર અર્જુન અને કૃષ્ણની જોડી જામે

તમારા વિચારરૂપી અર્જુનને ઉચ્ચારરૂપી રથમા બેસાડો, અને તેની લગામ વિવેકરૂપી કૃષ્ણના હાથમા સોપી દો અને પછી તમે જુઓ કે જીવન-સમરાગણમા દુર્વૃત્તિરૂપ કૌરવો પર તમારો કેવો વિજય થાય છે. એટલે વિચાર ને ઉચ્ચાર બેય મધુર હોવા જોઈએ.

તમારા આચારમા એટલી સ્પષ્ટતા હોવી જોઇએ, એટલી સુદરતા હોવી જોઇએ કે જાણે પારદર્શક સ્ફટિક જોઇ લો. જેની પાસે વિચાર સુદર છે, જેની પાસે ઉચ્ચાર સુદર છે, અને જેની પાસે આચાર સુદર છે એવો મનુષ્ય જ જગતમા કંઇ પણ નક્કર કામ કરી શકે છે.

માનવી કઈ અળસિયું બનવા માટે આ જગતમા નથી આવ્યો મ નવી તરીકે ગૌરવભર્યું જીવન જીવવા એ આવ્યો છે. આ દુનિયા પર તમારા પ્રકાશની છબી મૂકી જવા માટે તમે આવ્યા છો.

તમે કેવળ મીણબત્તી જેવા ન બનશો કે જે કલાકની અદર સમાપ્ત થઇ જાય તમે તો મશાલ જેવા બનો કે જે આખીય રાત પ્રકાશ પાથર્યા જ કરે અને અધકારને પ્રકાશથી રગી દે

જગતને ઉજાસ આપનારી મશાલ જેવા બનવુ હશે તો આપણા વિચાર, ઉચ્ચાર અને આચાર ત્રણેય સુધારવા પડશે એ ત્રણેય જો સુધરી જશે તો તમારામા એક પ્રકારની વિશિષ્ટતા આવશે, મધુરતા આવશે

એટલે જ તમને કહુ છુ કે જે ગુણો ભવિષ્યમા વિકસાવવાના છે તે તમે અત્યારથી જ વિકસાવવા માડો અને દુર્ગુણને પ્રવેશવાના સઘળા દ્વાર બધ કરી દો, આ સમયમા એકાદી બદી પણ જીવનમા પેસી જશે, એકાદો દુર્ગુણ પણ જો બીજના રૂપમા રોપાઇ જશે, એકાદો ખરાબ વિચાર પણ મનમા પ્રવેશી ઊગશે તો મોટો થયા પછી અનેક પ્રયત્ને પણ તેનાથી બચી નહિ શકો નાનપણમા ઘર ઘાલી બેઠેલી બદીઓને દૂર કરવા માટે જબ્બરમા જબ્બર જોગી અગર જાદુગર પણ કામયાબ નીવડતો નથી મનમા એક વિચાર પેઠો, એટલે એ વૃક્ષ બનવાનો, અને દિલની દીવાલોને તોડી બહાર નીકળવાનો જ એટલે આપણે તો બાલ્યવયમાથી જ વિચાર, ઉચ્ચાર અને આચારને શુદ્ધ સુદર અને સ્પષ્ટ બનાવવા માટે સાવચેત રહેવુ જોઇએ આ રીતે સાવચેત રહીશુ તો જ વિદ્યાને ખરેખરી રીતે દીપાવી શકીશુ

આમ વિચાર, ઉચ્ચાર અને આચારને એક તાલમા રાખી જગતમા ગૌરવભેર જીવવા માટે ત્રણ મુદ્દાઓ તરફ તમારે ખાસ ધ્યાન આપવુ જોઇશે આ ત્રણ મુદ્દાઓ એટલે અભય, પુરુષાર્થ અને સયમ

## ભાઇ અને મિત્ર

ભાઈભાઈના સબધમા અધિકાર–હકની વાત આવે છે તેથી કરીને ઝઘડા થાય છે મિત્ર મડળ તૂટતુ નથી, ભ્રાતૃ–મડળ તૂટે છે કારણ, મિત્રાચારીમા આપણે કર્તવ્યને મુખ્ય માનીએ છીએ ભ્રાતૃત્વમા પણ કર્તવ્યની ભાવના તો છે જ, છતા એમા હકની ભાવના પણ હોય છે નાનો ભાઈ રોજ મારી વાત માનતો હોય પણ એક દહાડો એક પ્રસગે ન માને તો એ રોજ મારી બધી વાતો માનતો હતો તે યાદ નહી રહે પણ એણે એક વખત એક પ્રસગે મારી વાત નહોતી માની એ જ યાદ રહી જાય છે આપણને એમ થાય છે કે મારી વાત માનવી એ નાના ભાઇ તરીકે એનો ધર્મ હોવા છતા એણે મારી વાત ન માની પણ જો મિત્રે કોઈ એકાદ પ્રસગે મદદ કરી હોય તો આપણે કૃતજ્ઞ થઇને એ સદા યાદ રાખીશુ એટલે કે આપણે ભાઇની આકૃતિ યાદ રાખીશુ અને મિત્રની કૃતિ યાદ રાખીશુ કારણ, એ લોહીનો સબધ નથી, પાણીનો સબધ છે અગ્રેજીમા એક કહેવત છે કે પાણી કરતા લોહી ગાઢુ હોય છે એટલે કે લોહીનો સબધ ગાઢો હોય છે એ પરથી હુ કહુ છું કે લોહી વધારે ગાઢુ હોય છે પણ લોહી કરતા પાણી વધારે વિશુદ્ધ હોય છે આપણે ગગામા નાહીએ છીએ તેમ કોઇ લોહીમા નહાવા નહી જાય પાણીની શુદ્ધિ પાણીમાં જ છે લોહીમા એ નથી હોતી મારા મનમા એ પાકી ગાઠ બેસી ગઇ એટલે મે કોઇની પણ સાથે, પોતાના ભાઇની સાથે પણ ભાઇનો સબધ નથી રાખ્યો હુ કેવળ મિત્રના સબધથી સૌની સાથે વર્તુ છુ અને એના પરિણામે મારી ને મારા ભાઈઓ વચ્ચે ખૂબ પ્રેમનો સબધ છે ભ્રાતૃભાવનાની ચર્ચા કરતા વેદને પણ એવુ કહેતા ડર લાગ્યો એટલે એણે કહ્યુ अज्येष्ठा सह अकनिष्ठास एते साभ्रातरो वावृधु ‘આપણે એવા ભાઈ બનીએ જેમા ન કોઇ મોટો હોય કે ન કોઇ નાનો” ભાઇચારો એ પ્રેમની વસ્તુ છે છતા વેદને એમા ડર લાગ્યો તેથી વેદે કહ્યુ કે ન કોઇ મોટો હોય કે ન કોઇ નાનો મિત્રાચારીમા એ જોખમ નથી

—વિનોબાજી

# આત્મા જ મોટું તીર્થ છે

આચાર્ય શ્રીધર



વર્ષ પછી વર્ષ વીતવાં લાગ્યાં. ગ્રીષ્મ પછી વર્ષા, વર્ષા પછી શરદ અને ફરી ગ્રીષ્મ. મહર્ષિ જાજલિ નિશ્ચલ, શુષ્ક કાષ્ઠની માફક શરદી, ગરમી, ભૂખ–તરસને ભૂલીને તપોલીન થઈ ગયા હતા

એક દિવસ મહર્ષિએ આંખો ખોલી એમની વાણીમાં એમનુ પ્રફુલ્લ મન પ્રસ્ફુરિત થઇ ઊઠયુ : 'મેં ધર્મને પ્રાપ્ત કરી લીધો '

અને ત્યારે આકાશવાણી થઇ :

'જાજલિ, ધર્મના સાક્ષાત્કારની બાબતમાં તું કાશીના તુલાધાર વૈશ્યની સાથે તારી તુલના કરી શકે તેમ નથી એ તત્ત્વજ્ઞાની તો આવી વાત કરતો નથી '

ઋષિ હતપ્રાણ થઇ ગયા અને કાશી તરફ ચાલવા લાગ્યા કાશી પહોચતા તુલાધારે એમનુ સ્વાગત કર્યું અને વિનમ્ર ભાવે સેવા કરવાની તક માગી.

'વૈશ્યશિરોમણિ, તમે ગન્ધ ફળ–મૂળ અને ઔષધ આદિનો વેપાર કરો છો, તો પણ આવી નિષ્ઠા, જ્ઞાન અને ધર્મતત્ત્વ કઇ રીતે પ્રાપ્ત કરી શકયા ? મારી આ જિજ્ઞાસા સંતોષો'–ઋષિએ શાંત ભાવે પૂછ્યુ.

તુલાધાર બોલ્યા · 'કોઇ પણ પ્રાણીનો દ્રોહ કર્યા વિના હું મારી આજીવિકા મેળવું છું. હું ગંધ, રસાદિકોનો વેપાર કરુ છું. મદિરા નથી વેચતો અને વિક્રયમાં કોઈ પણ પ્રકારની ઠગાઇ નથી કરતો '

મહર્ષિની જિજ્ઞાસા તીવ્ર બની : 'હે વણિક શ્રેષ્ઠ અન્ન અને પશુઓથી મનુષ્યોનો જીવનનિર્વાહ થાય છે એમનાથી યજ્ઞયાગ પણ થાય છે એટલે તમારો ધર્મમાર્ગ મૂળમાંથી જ લક્ષ્યને પ્રતિકૂળ છે.'

તુલાધાર બોલ્યા :

'મહારાજ, બીજાને કષ્ટ આપ્યા વિના જીવનનિર્વાહ ચલાવવો એ જ ધર્માચરણ છે. આ ધર્માચરણ માટે દેશવિદેશમાં તીર્થની ખોજ કરવા માટે ભટકવાની જરૂર નથી એના માટે તો આત્મા જ સૌથી મોટું તીર્થ છે. આપ મને યજ્ઞવિરોધી નાસ્તિક કહીને ભલે મારો ઉપહાસ કરો, પરંતુ આ અહિંસાત્મક જીવનનિર્વાહ જ સજ્જનોનો ધર્મ છે.

# જો જો, ઓલવાઇ ન જાય!

બ્રહ્મદેશના રાજા થીબા આત્મજ્ઞાનના ઊંડાણમા જનકવિદેહી જેવા પ્રસિદ્ધ હતા અસીમ રાજસી વૈભવ વચ્ચે રહેવા છતા એમણે સમ્યકદૃષ્ટિ પ્રાપ્ત કરી લીધી હતી એક રાત્રે એક અભિમાની ભિક્ષુ એમની પાસે આવ્યો રાજાએ એનુ સન્માન કર્યું પણ ભિક્ષુના મનમા ખૂબ આતુરતા હતી બેસતા જ એ બોલ્યો 'રાજન, તમારા જ્ઞાનયોગની ખ્યાતિ મે સાભળી છે, પણ મને વિશ્વાસ નથી પડતો કે સુખભોગની પ્રજ્વલિત આગમા રહીને પણ આપ વિરક્ત રહી શકો છો હુ વરસોથી અખડ તપસ્યા કરુ છુ, અને છતા, મને આત્મદૃષ્ટિ હજી સુધી પ્રાપ્ત નથી થઈ આપે એ જ્ઞાન કેમ મેળવ્યુ એ મને બતાવો'

થીબાના ચહેરા પર સ્મિત ફરકી ગયુ એમણે કહ્યુ 'આપ કસમયે આવ્યા છો અત્યારે તો હુ મ ત્રણા કરી રહ્યો છુ આપના પ્રશ્નનો જવાબ થોડા સમય પછી આપીશ એ દર મ્યાન આપ આ પ્રદીપ લઈ જાઓ અને મારા અ ત પુરનો વૈભવ જોઈ આવો પણ યાદ રાખજો કે દીપક ઓલવાઈ ન જાય, નહિતર આપ અટવાઈ જશો અને આપને શોધી કાઢવાનુ પણ અમારે માટે અસભવિત બની જશે'

અ ત પુરની બેસુમાર સમૃદ્ધિ પ્રમોદના સાધનો અને રગરાગ જોઈને જ્યારે ભિક્ષુ પાછા આવ્યા ત્યારે રાજર્ષિ થીબાએ મુક્ત હાસ્ય કરી પૂછ્યુ 'કહો ભિક્ષુ અ ત પુરની સુદરીઓ આપને ગમી ? મદ્યની પ્યાલીઓથી આપને સુખ મળ્યુ ? અપ્સરાઓ જેવી નૃત્યા ગનાના નૃત્યોથી આપનુ મન રીઝ્યુ ?'

'મહારાજ! આ મદનોત્સવ મે ખૂબ સમય સુધી માણ્યો, નૃત્ય જોયા આસવ પીધો, સ ગીત સાભળ્યુ પણ જોઈને યે કઈ જ ન જોયુ ! સાભળીને યે કઈ જ ન સાભળ્યુ ! મારી નજર તો એકસરખી આ દીપક ઉપર જ લાગી રહેતી હતી કે ક્યાક એ બુઝાઈ ન જાય !'

'કેમ ?' મહારાજે બનાવટી આશ્ચર્યથી પૂછ્યુ

'કેમ શુ ? આપે જ તો કહ્યુ હતુ કે જો આ દીપક બુઝાઈ જશે તો હુ માર્ગ ચૂકી જઈશ એટલે જ ખૂબ જતનથી આ દીપકને હવાની લહરથી બચાવવા હું સતત પ્રયત્નશીલ રહેતો હતો

'ત્યારે તો ભિક્ષુ, આત્મદૃષ્ટિની–જ્ઞાન માર્ગની–ચાવી તમને સાપડી ગઈ!'

ભિક્ષુનો ચહેરો શરમથી નીચે ઝૂકી ગયો !

---

જે રાજ્ય હિતકર હેતુઓ માટે પણ માણસોને વામણા બનાવી દે છે, જેથી તેઓ તેના હાથમા આજ્ઞાધારક નમ્ર સાધનો બની રહે, તેને મોડુવહેલુ જણાયા વિના નહિ રહે કે એવા નાના માણસોથી પછી વસ્તુતાએ કશુ મોટુ કાર્ય સિદ્ધ થઈ શકતુ નથી

—જોન સ્ટુઅર્ટ મિલ

*

જ્ઞાનવાન અને પવિત્ર પુરુષો જે વિચાર જગતમા ફેકે છે, તે દરેક વિચાર જગતને અચૂક પલટાવે જ છે

—રાલ્ફ વાલ્ડો એમર્સન

# વાત્સલ્યમયી બા

શુ મ

જગતમા માતા પ્રભુના પ્રતીકરૂપ છે યહુદી લોકોના ધર્મશાસ્ત્રમા એક સ્થળે પ્રભુ પોતે જ કહે છે 'મારી ઈચ્છા થઈ કે હુ જગતમા સર્વત્ર હાજર રહુ એટલે મે માતાઓને જન્મ આપ્યો'

પ્રત્યેક માતા પોતાનાં બાળકોને વહાલ કરે, તેઓની સેવાચાકરી કરે, એ તો સ્વાભાવિક છે પરતુ જ્યારે તે માતા બીજાના બાળકોની પોતાના જ બાળકો હોય એમ સેવા કરે છે ત્યારે એ માતા પોતાના જ બાળકોની માતા રહેતી નથી પરતુ એ તો જગત-માતાનુ પ્રતિબિબ બને છે

બા કસ્તુરબાએ દક્ષિણ આફ્રિકામા, ત્યાર-પછી ભારતવર્ષમા સેકડો નરનારીઓને પોતાના જ બાળકો હોય એમ ગણ્યા હતા અને એ જ ભાવે તેઓની સેવા પણ કરી હતી જેમ મા પોતાના બીમાર બાળકની સેવામા ખાવુ પીવુ બધુ વીસરી જઈને રાતદિવસ મડી પડે છે, તેમ આશ્રમમા કોઈ માદુ પડે તો બાને જાણે સ્વભાવ જ પડી ગયા હોય એમ લગારે ચેન પડે નહી અને તેઓ તેની સેવા કરવામા રોકાઈ જતા જે દિવસથી બાએ આવો ભાવ દાખવવા માડયો ત્યારથી તેઓ પોતાના જ બાળકો ના મા ન રહ્યા પરતુ જગદબા-જગતમાતા ના પ્રતીક સમા બની ગયા

મને એક પ્રસગ યાદ આવે છે ઘણા વરસોની આ વાત છે સેવાગ્રામમા બે દિવસ રહીને હુ શાતિનિકતન જવા નીકળ્યો જતી વખતે મે બાપુને પ્રણામ કર્યા, બીજા બધાને નમસ્કાર કર્યા અને છેવટે હુ બાને પ્રણામ કરવા ગયો મે બાના ચરણસ્પર્શ કર્યા તેમણે મને આશિષ આપી અને હુ ચાલતો થયો

પણ હજી રસ્તા પર પહોચ્યો નહોતો ત્યાં તો બા પાછળથી આવતા દેખાયા! મને બૂમ પાડીને થોભવા કહ્યુ હુ જરા આશ્ચર્યમાં પડયો જ્યારે બા પાસે આવ્યા, ત્યારે મે કુતૂહલતાથી બાને પૂછ્યુ, "બા, કઈ કામ છે?"

બાએ મને નાનકડી પોટલી આપી અને કહ્યું "શાતિનિકેતન તો કાલે સાજે પહોચશો ને? ત્યાસુધી રસ્તામા ખાવાનું તો જોઈએ હુ બે પાઉ રોટી લાવી છુ તે રસ્તામા ખાજો હો! તમને ખબર તો છે કે બાપુએ અહિંયા પાઉરોટીનો પ્રયોગ શરૂ કર્યો છે આ પાઉરોટી મે જાતે બનાવી છે"

આ સાભળીને મારી આખમા હર્ષના આસુ આવી ગયા અને મને સાચે જ એમ લાગ્યું કે અન્નપૂર્ણાદેવી મને અન્નનો પ્રસાદ આપી રહ્યા છે મારી નજરમાં તે વખતે બા એક વ્યક્તિગત બા ન રહ્યા પરતુ પોટલી આપતી વખતે જાણે એમણે જગતધાત્રીનું સ્વરૂપ ધારણ કર્યું હોય એવી પ્રતીતિ થતી હતી

આ વાતનો જો બાહ્યદષ્ટિએ અને બુદ્ધિપૂર્વક વિચાર કરીએ તો આ વાત નજીવી જ લાગે પરતુ એની પાછળ જે સુવિશાળ વાત્સલ્યભાવ સમાયેલો છે એનો વિચાર અને એનુ માપ કોઈક જ કરી શકે એમ છે રસ્કિને પોતાના પુસ્તક 'Sesame and lilies'-સિસમ ઍન્ડ લિલિઝ મા એક સ્થળે કહ્યુ છે કે 'લેડી' શબ્દનો અર્થ 'જે બીજાને રોટલી આપે' એવો થાય છે અને રસ્કિન ઇચ્છે છે કે પ્રત્યેક સ્ત્રીએ આ જ અર્થમા 'લેડી' થવાની અભિલાષા સેવવી જોઈએ આ અર્થમા આપણે કહી શકીએ કે બા 'ભારતભૂમિના પ્રથમ લેડી'- 'First lady of the land'-હતા, જેમ બાપુ 'ભારતભૂમિના પ્રથમ સદ્‌ગૃહસ્થ'-First gentlman of the land-હતા

---

આપણને જેની જેની જરૂર હોય તે વસ્તુ આપણને મળવી, એનું નામ લક્ષ્મી છે, પરતુ તે વસ્તુ વિના ચલાવી શકવું, એનુ નામ શક્તિ છે —જ્યોર્જ મેકડોનલ્ડ

# ગાંધીજીનું અવતાર કાર્ય

કાકાસાહેબ કાલેલકર

ગાધીજીએ પોતાની આધ્યાત્મિક ઉન્નતિ માટે તથા માનવજાતિની શુદ્ધ અને શ્રેષ્ઠ સેવા કરવા માટે જે સાધના કરી તે તેમની પોતાની આગવી સાધના હતી. તેઓએ આ સાધનાનો પ્રચાર ન કર્યો. પોતાના સાથીઓની શક્તિ પ્રમાણે તેઓ તેમને સલાહ અને સહાય આપતા ગયા, પરતુ રાષ્ટ્ર તથા દુનિયાની સામે તેમણે પોતાની ઉત્કટ સાધના ન મૂકી લોકોની શક્તિ તથા યુગની આવસ્યકતા અનુસાર સામાન્ય સાધનાની રજૂઆત કરવાનુ તેમનુ હમેશનુ વલણ હતુ.

ગાંધીજી જાણતા હતા કે ભારતના કરોડો લોકો તો તેમની પાસે સ્વરાજની સેવા તથા સ્વરાજની સાધના જ ઇચ્છે છે

ગાંધીજી પહેલાના રાજપુરુષોએ સ્વરાજ્ય પ્રાપ્તિની ઉત્કટ ભાવના દેશમા ઉત્પન્ન કરી જ હતી. તેના પર એકાગ્ર થઇને અને સ્વરાજનો ઉચ્ચ અર્થ કરીને ગાધીજીએ રાષ્ટ્રને સ્વરાજ માટે તૈયાર કર્યું કોંગો વગેરે દેશોની દુર્દશા જોતા અને પાકિસ્તાનની નિત્ય બદલાતી પરિસ્થિતિ જોતાં આપણુને ખ્યાલ આવે છે કે ગાંધીજીએ અનેક રચનાત્મક સસ્થાઓ ચલાવીને આખા રાષ્ટ્રને એક પાઠ શીખવ્યો કે સ્વરાજ ચલાવવા માટે ક્યા ક્યા રાષ્ટ્રીય સદ્દગુણોની આવસ્યક્તા છે.

આ હતી તેમની રાષ્ટ્ર માટેની સર્વસામાન્ય રાષ્ટ્રીય સ્વરાજ્ય સાધના.

જેમના પર તેમનો પ્રભાવ પડી શકતો હતો એવા દેશના નેતાઓને તેમણે કઇક વિશેષ સાધના દાખવી અને તેનો અમલ પણ કરાવ્યો. પોતાના નિકટના સાથીઓ માટે તથા આશ્રમવાસીઓ માટેની તેમની સાધના એથી પણ કઇક વિશેષ હતી. એ સાધનામા ગાધીજીની આધ્યાત્મસાધનાનુ મૂળતત્ત્વ જોઇ શકાય છે. પરંતુ તેમની અગત સાધના તો સપૂર્ણ આત્મશુદ્ધિ, અખડ જાગૃતિ, વાસનાક્ષય અને વિશ્વાત્માના એક્યના પાયા પર ઊભેલી હતી. અખડ જાગૃતિ અને વિચારમય જીવન—આ હતુ તેમની સાધનાનુ વ્યાકરણ-નિયમોનુ શાસ્ત્ર

ગાધીજીને અગ્રેજ સામ્રાજ્યની સામે લડવુ પડયુ દેશમા જે દીનતા, દ્રોહ અને રૂઢિચુસ્તતા વધી ગયા હતા તેની સામે લડવુ પડયું, એનાથી પણ વધુ તો પોતાની સાથે લડવુ પડયુ. આ આતરિક યુદ્ધનુ વર્ણન તેમના લેખોમા કે ભાષણોમા મળતું નથી, પરતુ એનો ઉલ્લેખ કયારેક કયારેક તેમના પત્રોમા તથા પ્રાસગિક ઉદ્દગારોમા મળી આવે છે

જેવી રીતે રાજનૈતિક, સામાજિક અને સાસ્કૃતિક ક્ષેત્રોમા ગાધીજીએ પાત્રીસ વર્ષમા પાચસો વર્ષ જેટલુ કામ કરી બતાવ્યુ, તે જ પ્રમાણે પોતાના જીવનના પચાસ-સાઠ વર્ષમા તેમણે જેટલી ઉત્કટ આધ્યાત્મિક સાધના સાધી તેને માટે બીજાં-ઓએ તો ઓછામા ઓછા ત્રણ જન્મ લેવા પડે!

જેઓ ગાધીજીની અત્યત નિકટ રહ્યા અને જેમનામા આધ્યાત્મિક પુરુષાર્થને ઓળખવાની દૃષ્ટિ પણ હતી તેઓ કહી શકે કે ગાધીજીએ કેટલી તીવ્ર ગતિથી પોતાના જીવનમા પરિવર્તન આણ્યુ ગાધીજીનુ જીવનશોધન, તેમના સત્યના પ્રયોગો, તેમની અહિંસાની સિદ્ધિ અને પ્રત્યક્ષ વ્યવહારમા તેમનુ વિશ્વાત્મૈક્ય આ બધી બાબતો જોતા તેમની જીવન સાધનાનુ માપ આપણે કાઢી શકીએ

ગાધીજીને સમસ્ત વિશ્વને અહિંસાનુ રહસ્ય સમજાવવુ હતુ તથા માનવજાતિમા આત્મશક્તિ પ્રત્યે વિશ્વાસ જગાવવો હતો, આ માટે ગાધીજીએ પોતાની ખાસ જીવનસાધના તરફ લોકોનુ ધ્યાન ન ખેચ્યું, જો કે તેઓ જે કઇ સાધના કરતા હતા તેમા તેમના સાથીઓનો સાથ પણ લેતા હતા અથવા તેમને સાક્ષી તરીકે તો રાખતા જ હતા.

હવે જ્યારે ગાધીજી ચાલ્યા ગયા, સ્વરાજ્ય પ્રાપ્તિનું નાવીન્ય પણ ઓછું થઈ ગયું, ત્યારે દેશના કેટલાક નેતાઓ તથા તેમના શિષ્યો પોતાના હાથમા પોતાનુ નાનકડુ ત્રાજવુ લઈ ગાધીજીની આધ્યાત્મિક પ્રગતિ નક્કી કરવા નીકળી પડયા છે। જે રાષ્ટ્રો અને જે દેશો સ્વતત્ર છે અથવા ઉન્નતિપથ પર અગ્રેસર, છે તેઓ માને છે કે હવે તેમને માટે ગાધીજીનુ નેતૃત્વ આવશ્યક છે, ભવિષ્યનો રસ્તો ગાધીજીના માર્ગ પર ચાલવાથી જ તેઓ સમજી શકશે, પરંતુ ભારતના કેટલાક લોકો માનવા લાગ્યા છે કે ગાધીજીનો ઉપયોગ હવે પૂરો થયો છે। દર્દી રોગમુક્ત થયા પછી જેમ વૈદ્યને છોડી દે છે અને માત્ર તેની સલાહ જ લખી રાખે છે, તે જ પ્રમાણે આપણા લોકો પણ માનવા લાગ્યા છે કે ગાધીજીનો માર્ગ પરતત્ર ભારત માટે બરાબર હતો તે માટે અમે તેમના ઋણી રહીશુ, પરતુ હવે જમાનો બદલાઈ ગયો છે પરિસ્થિતિ બદલાઈ ગઈ છે ભારતે પોતાનું અસ્તિત્વ દુનિયામા મજબૂત બનાવવાનુ છે હવે અમે ગાધીજીના માર્ગે શા માટે જઈએ? અને માત્ર આધ્યાત્મિક દષ્ટિએ તટસ્થ રહીને ગાધીજીના સત્ય–અહિંસા–પરાયણ અધ્યાત્મ પર વિચારણા કરશુ

ભારતના અધ્યાત્મે પોતાના યોગદર્શન દ્વારા સ્પષ્ટ કર્યું છે સત્ય, અહિંસા વગેરે તત્ત્વો સાર્વભોમ મહાવ્રત છે તેમા દેશ કાળ, જાતિ વગેરે અપવાદને અવકાશ નથી અને આ જ છે ગાધીજીનું અધ્યાત્મ રાજનીતિમા પણ કહે છે। તેમના વિશ્વમા ગાધીજીની ભૂમિકા મજબૂત પાયા પર છે અને દુનિયાના વિશ્વચિંતકો તો કહે છે કે ભવિષ્યની રાજનીતિ, વિશ્વની રાજકીય નીતિ ગાધીજીએ દર્શાવેલ માર્ગે જાય તેમા જ માનવજાતિની સલામતી છે

ગાધીજીની સત્યનિષ્ઠા અધ્યાત્મના પાયા પર ઊભી હતી આવી સત્યનિષ્ઠા ખરેખર લોકોત્તર હતી સત્યનિષ્ઠાનું આવુ લોકોત્તર પાલન જ ઘણી ઉગ્ર તથા અદ્ભૂત પરિણામકારી સાધના છે ગાધીજીની અહિંસા પણ વિશ્વાત્મૈક્યમૂલક પરમકારુણિક સર્વ લોકહિતમા રત હતી આવી સાધના જ મનુષ્યને અસાધારણ શક્તિપ્રદાન કરે છે

આપણે જેટલા મહાત્માઓના વર્ણન વાચીએ છીએ તેમની સાધના વિશે આપણે જે કઈ સાભળ્યું છે, એ બધાની સરખામણીમા ગાધીજીની સાધના જરા પણ ઓછી ન હતી વાસનાવિજયમા સત્યમા અહિંસાની સિદ્ધિમા ગાધીજીએ ખરેખર પોતાના યુગની શિખરસાધના સિદ્ધ કરી હતી તેથી દુનિયાના દરેક દેશોમા, દરેક પ્રકારના લોકોમા તેમની અસર ધીમે ધીમે વધી રહી છે ગાધીજીનુ કાર્ય અવતાર કાર્ય હતું એ બાબતમા જરા પણ શકા નથી તેમના જીવનકાળમા તેનો પ્રારભ જ થયો હતો દુનિયાની પરિસ્થિતિ પર ગાધીજીની પૂરી અસર હવે જ થવાની છે તેમની સલાહનો કદાચ તેમનો દેશ આજે પૂર્ણરૂપે અમલ નહી કરી શકે, પરતુ ભારતને પણ સમય આવતા વિશ્વની સાથે ગાધીજીના રસ્તે જ જવુ પડશે અને તેમા જ ભારતનુ તથા વિશ્વનું કલ્યાણ હશે

●

માણસોને પૂર્વગ્રહ ઓળખતા તથા ત્યાગતા શીખવવુ જોઈએ, દલીલમા રહેલો દોષ કે હેત્વાભાસ જોતા તથા તેનો રદિયો આપતા તેમને આવડવું જોઈએ ગમે તે રીતે તેમને સીધો વિચાર કરતા શીખવાની તાલીમ મળવી જોઈએ —જોલ ટર્નર

*

જ્યા સૌથી ખરાબ રાજકીય ભ્રષ્ટતા હોય છે, તે શહેરોમા દેવળો અને મઠોનો તોટો હોતો નથી જ્યારે રોમ શહેર નૈતિક અને રાજકીય અધોગતિને પથે પળ્યું હતુ, ત્યારે તેમા ૪૦૦થી વધુ દેવળો હતા —પ્રો ટુબ્ઝ

# 'આપણા દી પૂરા થયા'

રતુભાઈ અદાણી

જગલને કાઠે એક ગામ પાસમા ખળખળ નદી વહે નદીના બે ય કાઠા ઉપર લીલીછમ વાડીઓ. વચ્ચે વચ્ચે મજાના આબાવાડિયા ગામ ભારે રળિયામણુ લાગે.

ગામમા વેપારીનુ એક જ ખોરડુ નાનકડા ચોકમા ખીમચદ શેઠ હાટડી માડીને બેઠેલા. આગળ દુકાન અને પાછળ રહેણાક. સાજ પડયે માડ રૂપિયા, બે રૂપિયાનો વકરો થાતો હશે એટલા વકરામા છોકરા ઘૂઘરે રમે એટલી કમાણી થાય નહી પણ હાટડી તો શેઠને મન નવરા બેઠા વખત કાઢવાનુ સાધન હતુ વેપારની સાથે શેઠ ધીરધારનો ય ધધો કરે ધીરધારમા શેઠને કમા ઊ સારી ગામ લોકો ખીમચદ શેઠને શેઠ તરીકે જ ઓળખે

જેવુ ગામ રળિયામણું એવી જ ગામની જમીન પણ નિપજાઉ માથુ વાઢીને વાવો તો એ ય ઊગી નીકળે ખેડૂતો ય બધા કાળી મહેનત કરનારા પણ વાવણી ટાણે એમના ઘરમા દાણો ય હોય નહી. શેઠની દુકાનેથી કઢારે બિયારણ લાવીને સૌ વાવણી કરે ખેડમા ખેડૂતને હાલતા ચાલતા નાણાની જરૂર પડે. પણ ટાણે એમના ગજવામા ફૂટી કોડી પણ હોય નહી. શેઠ પાસેથી કરજ કરીને બધા ય પોતાનો વહેવાર ચલાવે એક વખત શેઠના ચોપડામા ખેડૂતનુ નામ દાખલ થયુ એટલે એનુ આવી જ બન્યુ વ્યાજ ભરવામાથી એ ઊચો આવે જ નહી. ગામ આખાની કમાણી એકલા શેઠના ઘરમા ઠલવાતી જાય છે અને ખેડૂ દિવસે દિવસે ભાગતો જાય છે

"શેઠ ! એકસો રૂપિયાની જરૂર પડી છે ! વેત કરી આપશો ?" રામભાઈ નામના એક જુવાન ખેડૂતે વાળુ કર્યા પછી ખીમચદ શેઠને ઘેર જઈ અચકાતા અચકાતા વાત કરી

"મારી તિજોરી એ તારી જ છે ને ? એકસો શુ કામ ? જોતા હોય તો બસો લઇ જા !" ફળીમા ઢાળેલા ઢોલિયા ઉપર આડે પડખે પડયા પડયા શેઠે જવાબ આપ્યો.

"તમે ઘર જેવો સબધ રાખો છો એટલે તો રાત વરત જોયા વિના હાલ્યા આવીએ છીએ. હમણા તો એકસો કાઢયા નહી ખૂટે ખપ પડશે તો ફરી તમે કયા ના પાડો છો ?" રામભાઇએ પગથિયા ઉપર બેસીને બીડી સળગાવી

"તો સવારે આવીને ખુશીથી લઇ જજે !" શેઠે કહ્યુ. 'સવારે તો મારે નીદવા પારવવા દાડિયા લઇને ખેતરે જાવુ છે અત્યારે જોગ કરી આપો તો સારૂ" રામભાઈએ હળવાશ અનુભવી

"ભલે ત્યારે !" કહેતાકને શેઠ ઊઠયા ઓરડામા જઇને ગાદી ઉપર બેઠા ઈસ્કોતરો ઉઘાડયો. દોત કલમ લીધી ચોપડો ઉઘાડયો અને રામભાઇને અદર આવવા સાદ પાડયો

રામભાઇ બીડીનું ઠુઠુ ઓલવીને ઓરડામા જઇ શેઠની ગાદીથી હાથેક દૂર પછેડીનો ઘા કરીને એના ઉપર બેઠો.

"તું તો ભણેલો છો. લે, કર ખાતામાં સહી" શેઠે રામભાઇ પાસે ચોપડો ધર્યો.

"મારે સવાસો નથી જોતા, સો જ જોઇએ છીએ" રામભાઈએ સવાસો રૂપિયાનું ખાતુ જોઇને ચોપડો પાછો ઠેલ્યો

"તે હુ ય એમ જ સમજ્યો છુ કે તારે એકસો રૂપિયા જોઈએ છીએ. પણ તુ જાણે છે કે હુ દોઢા દરથી ઓછે ધીરધાર કરતો નથી. રાજે હમણા કાયદો કરીને ટકાથી વધુ વ્યાજ લેવાની બધી કરી છે એટલે પચ્ચીસ રૂપિયા વ્યાજના પહેલેથી જ ખાતામા ઉમેરી દીધા છે હવે ધીરધારના ધધામા કાઇ સ્વાદ રહ્યો નથી આ તો તમ બધાય

સાથે ઘર જેવો સબંધ એટલે નાણા લીધાં વિના છૂટકો નહી " શેઠે ચોપડો રામભાઈ તરફ ધરીને વિસ્તારથી ખુલાસો કર્યો.

નાણા લીધા વિના રામભાઇને ચાલે એમ ન હતું કડવુ મો કરીને એણે સવાસોના ખાતામા સહી કરી દીધી

રામભાઇની સહીના અક્ષર ઉપર રજિયામાથી રજ છાટીને શેઠે ચોપડાને દોરાથી બાધી એક બાજુ મૂકયો અને રામભાઈના હાથ માં દસ દસની નોટની થોકડી મૂકી.

"આ તો નવ નોટ થઈ, શેઠ !" રામભાઇએ બીજી વખત નોટુ ગણતા કહ્યુ

"તે બરાબર છે." શેઠ ઝીણી આખ કરીને બોલ્યા.

"સોને બદલે સવાસોનુ ખાતુ પાડી દીધુ અને સોને બદલે નેવુ રૂપિયા ?" રામભાઇ આભો બનીને શેઠ સામુ જોઇ રહ્યો.

'તારા બાપે તને વહેવાર શીખવાડયો લાગતો નથી ભગા ! દી આથમ્યા પછી ઇસ્કોતરો ઉઘડામણના રૂપિયા પાચ, ઓછાડ ખ ખેરામણનો રૂપિયો એક, કાથળી છોડામણના રૂપિયા બે, એમ સોએ દસ રૂપિયાનો લાગો આદિકાળથી હાલ્યો આવે છે. એકલા વ્યાજમા અમારા છોકરા રોટલા ભેળા થાય નહી " શેઠે ઇસ્કોતરો બંધ કર્યો

રામભાઈ આ સાભળીને સમસમી રહ્યો. બાપાએ દેહ છોડયો ત્યારે શેઠનું પાચસોનું કરજ વારસામા મળેલુ. રામભાઈને હતુ કે બે વરસમા કરજ ફેડીને પોતે હળવો થઇ જશે. પણ શેઠે નેવુ રૂપિયા આપી સવાસોનુ ખાતું પડાવી એના ઉપર ટકા વ્યાજ માડયું એથી એના તો છાતીના પાટિયા ભીસાઇ ગયા ગરજ હતી એટલે કરજ લીધા વિના ચાલે એમ ન હતુ. ફરી કરજ લેવા શેઠની ડેલીએ પગ ન માડવાનો નિરધાર કરીને રામભાઈ ખિસામા નોટુ મૂકી ઊભો થઇ ગયો

બનવા કાળ તે વરસ ફરી ગયું રામભાઇને ખાવા પૂરતા ય દાણા પાકયા નહી. ન છૂટકે ફરી એને પોતાનો નિરધાર પડતો મૂકીને શેઠનો આશરો લેવો પડયો.

માણસ તો દીએ ચાલે તો રાતે પોરો ખાય અને રાતે ચાલે તો દીએ પોરો ખાય. પણ વ્યાજને તો થાક જ લાગે નહી. એ તો દિવસે ય ચાલે અને રાતે ય ચાલે. રામભાઇ ધીરે ધીરે વ્યાજમા ભીસાતો ગયો

શેઠે એક દિવસ રામભાઈને બોલાવીને નદીને કાંઠે આવેલી સોનાના કટકા જેવી એની વાડી લેણા પેટે માડી લીધી. રામભાઇ લાચાર થઇ ગયો એનાથી હા કે ના કઇ બોલી શકાયું નહી છોકરા રઝળી પડશે એવા ખ્યાલે એ ભાગી પડયો એની આખ માથી આસુડા ટપકી પડયા.

'ઢીલો થા મા. તેવડ થાય ત્યારે પૈસા ભરી જાજે, વાડી તારી જ છે અને તારા છોકરા એ મારા જ છોકરા છે એમને મારાથી ભૂખ્યા નહી રખાય મારે વાડી માટે સાથી તો જોશે તારી મરજી હોય તો બીજા કરતા તને દશ રૂપિયા મશારો વધુ આપીશ હિમત રાખીને કામે લાગી જા !" શેઠ જાણે રામભાઇ ઉપર ઉપકાર કરતા હોય એમ બોલ્યા

ભોળા રામભાઇએ વાડી ગઇ એ બદલ શેઠને બદલે પોતાના નસીબને દોષ દીધો અને શેઠે પોતાના છોકરાની દયા ખાઈને એને તરત સાથી રાખી લીધો એ બદલે એણે મનમા ને મનમા શેઠનો પાડ માન્યો બીજા દિવસથી એ પોતાની વાડીનો માલિક મટી, શેઠનો સાથી બની કામે લાગી ગયો

× × ×

શેઠનો દીકરો ભણી ગણીને મુબઇ ગયો. ઓળખીતાને ત્યા નોકરીથી શરૂઆત કરી. ધીરે ધીરે ધધામા નજર પડવા માડી. નોકરી છોડીને એણે નાનકડી દુકાન માડી બે વરસમા એનો ધધો જામી ગયો

સ્વરાજ આવ્યા પછી ગામડાઓમા સહકારી મડળીઓ શરૂ થઇ. ખેડુને ટૂકી ને લાબી મુદતનુ

છૂટે હાથે ધિરાણ મળવા માંડયું. ખીમચંદ શેઠનો ધીરધારનો ધંધો બેસવા માડયો. મુબઈમા દીકરાને બધી વાતે સરખાઈ આવી ગઇ છે. એટલે ખીમચંદ શેઠે ગામડાની હાટડી અને ધંધો સંકેલી લીધાં. અને સાથી તરીકે રાખેલા રામભાઇને વાડીની કાળજી લેવાની સૂચના આપીને ધણીધણિયાણી મુબઇ ઊપડી ગયાં.

રામભાઇ પાસેથી શેઠે વાડી લખાવી લીધી ત્યારે એમાં એક કાચો કૂવો, પૈયામા બે ચાર ઝાડ અને ઢોર બાધવાનુ નાનકડુ એવુ એકઢાળિયું, એ સિવાય બીજુ કશુ હતું નહી. રામભાઇ ઘસાઇ ગયો એની સાથે સાથે એની વાડી પણ ઘસાઇ ગયેલી.

પણ શેઠ પાસે વાડી આવ્યા પછી એના રૂપરંગ બદલાવા લાગ્યા, શેઠને બગીચાનો શોખ લાગ્યો. પૈસા પેદા કરવા માટે તો એને પરસેવો પાડવા ક્યાય જવુ પડ્યું નહોતું વાડીમા ખરચ કરવા એણે કોથળીનું મોઢુ છોડી નાખ્યું. શેઠે ખરચ કરવામા કચાશ રાખી નહી. રામભાઇએ મહેનત કરવામા મણા રાખી નહી. ધીરે ધીરે આબા, ચીકુ, કેળ, પપૈયા અને ફળફળાદિથી બગીચો ખીલવા લાગ્યો. મુબઇ ગયા પછી શેઠે વાડીમા પોતાને માટે હવા ખાવાની એક નાનકડી બંગલી પણ બંધાવી.

દર વરસે શેઠ મુબઈથી કુટુબ કબીલો લઇને ઉનાળો ગાળવા વાડીએ આવીને પડાવ નાખે. રામભાઈ બિચારો એમની સરભરામા રાત અને દી ઊભો સૂકાય. વિદાય લેતી વખતે શેઠ રામભાઇના એકાદ ટાબરિયાના હાથમા પાચ રૂપિયાનો કટકો પરખાવે અને ભોળિયો રામભાઈ શેઠે પોતાની કદર કરી એમ માનીને રાજી રાજી થઇ જાય.

દર વરસની માફક શેઠ પોતાના કુટુમ્બ કબીલા સાથે વાડી ઉપર ધામો નાખીને પડયા છે. આ વખતે મુબઇની દુકાનના મુનીમ પણ સાથે આવેલ છે બંગલી વસતિથી ઊભરાઈ ઊઠી છે આગણામા નાની મોટર ઊભી છે.

શેઠ અને મુનીમ એક સવારે બગીચામા લટાર મારવા નીકળ્યા. ચોખ્ખા ધોરિયા, ખડનું તણખલુંય ગોત્યું જડે નહી એવા સાફ ક્યારા અને કેરીઓથી લચી પડતા આબાના હારબંધ ઊભેલા ઝાડ, ક્યાંક ક્યાક સુગધી ફૂલના છોડ, એવો હસીને આવકાર આપતો બગીચો જોઇને શેઠ મનમા હરખાયા કરે છે. એવામા થોડે દૂર દસેક વરસનો એક છોકરો આબાની ડાળ ઉપરથી શાખની એક કેરી તોડતો નજરે પડયો.

શેઠ અને મુનીમ ધીરે ધીરે છોકરાની પાસે ગયા. પોતાની જ વાડીમાથી કેરી તોડી હોય એવી અદાથી છોકરાએ કેરી ગજવામા નાખી અને ચાલવા માડયુ.

"એલા ઊભો રહેજે ! કોણ છો તુ !" મુનીમે રાડ પાડી

"હુ મોહન, રામભાઇનો દીકરો છુ." મુનીમની રાડ સાભળીને છોકરો ઊભો રહ્યો.

"કોઇને પૂછ્યા કરાવ્યા વિના કેરી કેમ તોડી ? શેઠ હાજર છે ત્યારે આવો બગાડ કરો છો ત્યારે પાછળથી શુ નહી કરતા હો ?" મુનીમે પોતાની વફાદારી દેખાડવાનો પ્રયત્ન કર્યો.

"અમારી વાડીમા વળી પૂછવું'તુ કોને ?" મોહન શાન્તિથી જવાબ આપતો હતો.

"વાડી શેઠની છે, તારા બાપની નથી ખબરદાર, ફરી પૂછ્યા વિના ક્યાય હાથ અડાડયો છે તો !" મુનીમે મિજાજ ગુમાવ્યો અને એના પાસેથી કેરી ઝૂટવી લઇને એક તમાચો ચોડી દીધો.

મોહન રડતો રડતો એના બાપ પાસે પહોચ્યો. હીબકા ભરતા ભરતા એણે બનેલી વાત કહી સભળાવી

રાત ને દિવસ જોયા વિના, શેઠના સાથી તરીકે કાળી મજૂરી કરીને બગીચાને ઉછેરનાર ભોળિયા રામભાઇના મગજમા દીકરાની વાત સાભળીને ખટાકો બોલી ગયો. કોદાળી પડતી મૂકીને એ સીધો શેઠની બંગલીએ પહોચ્યો

બગીચામા લટાર મારીને પાછા ફરેલા શેઠ બંગલીના ફળિયામા હિંડોળા ખાટે હીચકા ખાતા બેઠા હતા બાજુમા ખુરશી ઉપર મુનીમે બેઠક જમાવી હતી.

"શેઠ ! કાલથી બીજો સાથી ગોતી લેજો" રામભાઇએ ફળિયામા ઊભા ઊભા ધડાકો કર્યો

"કેમ, રામભાઇ ! એકાએક શુ થયું ?" શેઠે હીચકો ઊભો રાખી દીધો.

"મારા છોકરાને મે કોઈ દી આગળી યે અડાડી નથી અને તમારા મુનીમે કાઇ વાક ગુના વિના એને તમાચો જડી દીધો! મારી મહેનતનો તમે આ બદલો આપ્યો?" રામભાઈએ વરાળ ઠાલવી "કોઈને પૂછ્યા વિના છોકરો કેરી તોડીને હાલતો થાય એ વાક ગુનો નહી? ખોબે ખોબે પૈસા શેઠે વેર્યા છે બગીચો કરવામા લોહીનું પાણી શેઠે કર્યુ છે વાડી શેઠની છે. છોકરાને ઠપકો આપવાને બદલે એનુ ઉપરિયાણુ તાણુતા શરમ નથી આવતી?" શેઠ બોલવા જતા હતા એને રોકી મુનીમે જ તત ડાવવાનું શરૂ કરી દીધુ

"મુનીમજી! તમે તો મહેમાન છો શેઠનો અને મારો સબંધ ઘર જેવો. તમે વચ્ચે પડો મા વાડી શેઠની છે એ તો તમે, શેઠ અને હુ સમજીએ મારા છોકરાને એ વાત સમજાય નહી. પૈસા શેઠે વાપર્યા તો પરસેવો મે નિતાર્યો છે. મારા છોકરા બાપડા રાત ને દી બગીચાની માવજતમા મથ્યા કરતા હોય છે એને વાડી અમારી જ લાગે અને શેઠ મહેમાન લાગે, એમા એનો કયો વાક?"

"છોકરા ન સમજે તો તારે એને સાચી વાત સમજાવવી જોઇએ ને?" જાણે વાડી ઉપરની પોતાની માલિકી કયાક સરી જશે એવા ભયથી શેઠ એકદમ ટટ્ટાર થઈને બોલી ઊઠ્યા

"શેઠ! મારા છોકરાને કઇ સાચી વાત સમજાવુ? આ વાડીનો મૂળ ધણી હુ હતો એ સમજાવુ? તમે નેવુ રૂપિયા આપી, સવાસોનુ ખાતુ પડાવી, એના ઉપર ટકો વ્યાજ લખતા, એ સમજાવુ? મને ભી સમા લઇને મારી સોનાના કટકા જેવી આ જમીન તમે પચાવી પાડી એ સમજાવુ? આ જમીન ઉપર પરસેવો હુ અને મારા છોકરા પાડીએ અને ધણી તમે ગણાવ એ સમજાવુ? બોલો શેઠ! મારા છોકરાઓને કઇ વાત સમજાવુ? ભોળિયો રામભાઇ આજે જુદા જ મિજાજમા હતો

"જૂની વાત ઉખેળવામા માલ નહી, રામભાઈ! તારે નાણાંનો ખપ પડતો અને તુ લેવા આવતો. હુ તને નોતરૂ આપવા આવતો નહોતો તુ મારૂ લેણુ ભરી શક્યો નહી અને લેણા પેટે તે વાડી માંડી દીધી હું આચકવા આવ્યો નહોતો. ઝાઝી વાતના ગાડા ભરાય પણ ટૂકમા કહુ તો વાડી ગણાય મારી અને છે પણ મારી તારા છોકરાને કેરી ખાવી હોય તો માગીને લેવાય, હક્કથી નહી." શેઠે પણ એનું મૂળ રૂપ ધારણ કર્યુ.

"મારા છોકરાને કેરી ખાવી હશે તો હુ બજારમાથી વેચાતી લઇ આવીશ પણ તમારી પાસે માગવા નહી આવુ એ કોઇ મોટી વાત નથી પણ શેઠ! આપણે આપણો હિસાબ સમજી લઈએ કાયદાની રીતે વાડી ભલે તમારી ગણાતી હોય પણ ન્યાયની રીતે વાડી મારી છે આ જમીનનો સાચો ધણી હુ છુ વાડી લખાવી લીધી ત્યારે તમે કહેલુ કે તેવડ થાય ત્યારે પૈસા ભરી જાજે, વાડી તારી જ છે જો એ યાદ હોય અને બોલ્યુ પાળવુ હોય તો કરો હિસાબ નાણા રોકડા ગણી દઈશ અને માનવુ ન હોય તો મારે ન્યાયના બારણા ખખડાવવા પડશે" રામભાઇના એકેએક બોલમા પલટાતા યુગનો પ્રભાવ હતો

"એલા રામભાઇ? તને વળી આ વળગાડ કયાથી લાગ્યો? કોકે તને આ ચાળે ચડાવ્યો લાગે છે નહી તો મારી સામે કોઇ દી આખ ની પાપણે ય ઊચી ન કરનાર રામભાઈ આમ તડતડ કરીને મારુ મોઢુ ન તોડી લે! કાક તો શરમ રાખ!" શેઠના બોલવામા અકળામણ દેખાઇ આવતી હતી

"મને કોઇ વળગાડેય લાગ્યો નથી અને મને કોઇએ ચાળય ચડાવ્યો નથી મારા દીકરાના ગાલ ઉપર ચોટેલા 'તમારા મુનીમના તમાચાએ મારી આખ ઉઘાડી નાખી બહુ દી તમારી શરમ રાખી શરમમા ને શરમમા જમીનનો ધણી મટી નોકર બન્યો હવે શરમ રાખવા ધારુ તો ય રહે એમ નથી મારે કહેવાનું હતુ એ મે કહી દીધુ વિચાર કરી લેજો" રામભાઈએ છેલ્લી ચેતવણી આપીને પછે ડી ખભે નાખી ચાલવા માડ્યુ.

શેઠ સમસમીને બેસી રહ્યા

"કોક પડખે ચડયુ લાગે છે કઈક ઉપાધિ કરાવશે એમ લાગે છે પણ હરકત નહી. એને પહોચી વળશુ" મુનીમે શેઠને દિલાસો આપ્યો

શેઠથી લાબો નિસાસો નખાઇ ગયો નિસાસાની સાથે વેણ સરી પડ્યા "એની વાત સાચી છે જમાનો જ બદલાઈ ગયો છે હવે આપણા દી પૂરા થવા આવ્યા"

# મધુર વાણી

પ્રકાશ ગજ્જર

[આ જગતમાં અણુબોંબે જેટલો વિનાશ કરી શકે એના કરતાં અનેકગણો વધારે વિનાશ માનવી એની વાણી અને વિચાર દ્વારા કરી રહ્યો છે. કોણ જાણે કેમ આ ચોંકાવનારા સત્યથી માણસ અપરિચિત જ રહે છે. અવિચારીપણે ને ઉતાવળથી બોલાયેલા એક જ શબ્દની ચિનગારી કેવી દૈયાહોળીઓ સળગાવી મૂકે છે! માનવીના શબ્દો એને પોતાને પારાવાર નુકસાન કરે છે એટલું પણ જો એ જાણે તોય બેડો પાર થઈ જાય. જીવન સાથે અધ્યાત્મ, ધર્મ અને મનોવિજ્ઞાનને વણવાની કળા સિદ્ધ કરવાની જે સુંદર રીતો પશ્ચિમમાં અજમાવાઇ રહી છે એમાં આશાવાદીપણા ઉપર ખૂબ જ ભાર મૂકવામાં આવે છે. એ મતલબનો એક સુંદર, પ્રેરક લેખ...]

હું ને મારાં પત્ની પોસ્ટ ઑફિસમાં લાઇનમાં ઊભાં હતાં. મેં જોયું તો રજિસ્ટર માટેના કાગળો લેનારો ક્લાર્ક દરેકે દરેક માણસની સાથે હસીને વાત કરતાં કરતાં કામ પતાવતો હતો.

મારો નંબર આવ્યો એટલે એણે હસીને મને આવકાર્યો ને ઝપાટાબંધ કામ પણ પતાવી દીધું. કવર લેવાં, વજન કરવું, નોંધવું, સિક્કા મારવા, રસીદ આપવી આ બધાં યંત્રવત્ કામોની વચ્ચે પણ સહેજેય કંટાળ્યા વગર આ ક્લાર્ક કેવો મધુર વ્યવહાર અને સ્મિત જાળવી રાખી રહ્યો હતો એ જોઈને મને આશ્ચર્ય અને આનંદ થયાં.

અમે બેય જણ અમારા કામની ધમાલની ચિંતામાં હતાં. પણ આ ક્લાર્કની હાજરીમાં એ બધુ જ ભૂલાઈ ગયું ને ત્યાંથી અમે બહાર નીકળ્યાં ત્યારે એક નવીન ઉત્સાહસભર બની ગયાં હોઇએ એમ અમને બેયને લાગ્યું.

જો કે કેટલાક માણસોનો સ્વભાવ આથી સાવ વિરુદ્ધ પણ જોવા મળે છે. એવા લોકોની વાતમાં નિરાશા, હતાશા, નકાર વિષાદ અને જ ભરેલાં હોય. 'પણ,' 'છતાં', 'તોય,' 'જો કે' આ બધા એમના પ્રિય શબ્દો હોય છે. આવા લોકોને દરેક બાબતમાં કશોક વાંક દેખાવાનો જ.

આ એક મોટી ભૂલ છે. છેક આદિકાળથી માણસ પોતાની વાણી અને વિચારો દ્વારા પોતાના સુખદુઃખ સરજતો આવ્યો છે. એની આસપાસનું ભાવજગત્ આ વાણી ને વિચાર દ્વારા જ સરજાતું હોય છે.

મારા એક મિત્રમાં એક ખામી હતી. આ ખામીનું એમને ઘણું દુઃખ હતું. આ વિષે એ વારંવાર દુઃખ વ્યક્ત કર્યા કરતા. મારી સાથે ગાઢ પરિચય થતાં એમણે મને પણ પોતાની ખામીની વાત કરી.

"એમાંથી તમે મુક્ત થઈ શકો તેમ છો." મેં એમને કહ્યું.

"એ અશક્ય છે." એમણે નિરાશ શંકા કરી.

"સાવ સરળ છે." મેં ભારપૂર્વક કહ્યું.

"કઈ રીતે?" એમણે પૂછ્યું.

"આ ખામી વિષે ગમેતેમ બોલવાનું અને વિચારવાનું બંધ કરો. આને દૂર કરવા માટે પગલાં લ્યો."

"કેવાં નક્કર પગલાં?"

"સર્વ શક્તિઓના ભંડાર જેવું આત્મચૈતન્ય તમારી અંદર વસે છે. એનો ઉપયોગ કરો. ઇશ્વરીય પ્રાર્થનામાં પ્રચંડ શક્તિ વસે છે એને ઉપયોગમાં લ્યો."

"એ ઉપયોગની રીત સમજાવો?"

"સાદી રીત છે. સર્વભાવે ઈશ્વરને શરણે સમર્પિત થાવ. આત્માની પરમ પૂર્ણતાનો સ્વીકાર કરો. તમારા માટે ઇશ્વર દ્વારા સર્વ કાંઈ શક્ય છે

એ સત્યને મનમાં ઠસાવી દો આત્મનિંદા કદી કરશો નહી."

"પણ આ બધાની શરૂઆત ક્યાથી કરવી?" એમણે રસથી પૂછ્યું.

"શ્રદ્ધામય પ્રાર્થના દ્વારા તમે જે કાઇ માગશો એ તમને મળશે જ' આ સત્ય વારવાર રટો એને તમારા અણુઅણુમાં ઊંડે ઊતરી જવા દો નિરાશાને ફગાળી નાખો આશાવાદી બનો પ્રાર્થનામય બનો"

આ પ્રમાણે કરવાનું વચન જે ઉત્સાહથી એમણે મને આપ્યું એના ઉપરથી એમની સચ્ચાઇ અને નિષ્ઠાનો ખ્યાલ મને આવી ગયો એ વચન એમણે પોતાના સુંદર વ્યવહાર દ્વારા સાચુ પણ કરી બતાવ્યું

કોઇ એમને પૂછે તો એ કહેતા "મજામા છુ ઇશ્વરની કૃપાથી બધુ બરાબર ચાલે છે" મન માથી સર્વ નિરાશાવાદી અને નકારાત્મક વિચારોને એમણે હાકી કાઢ્યા ઇશ્વરની શક્તિમા શ્રદ્ધા રોપીને એ શ્રદ્ધા એમણે જાળવી જાણી એમની મુશ્કેલી દૂર ક્યારે થઇ એનીય એમને ખબર ના પડી

આ મિત્ર માટે જે શક્ય બન્યું તે તમારા માટે શક્ય કેમ ના બને?

તમારેય જો કોઈ પ્રશ્નના ઉકેલમા ઈશ્વરની મદદ જોઇતી હોય તો આજથી જ શ્રદ્ધા રાખવાનુ શરૂ કરો એની હાજરી એનો પ્રેમ ને તમારે જ્યારે જોઇએ ત્યારે મદદ માટે તત્પર એવી એની શક્તિમા શ્રદ્ધા કેળવવાનું શરૂ કરો

મનનું આત્મચેતના પ્રતિ ઉત્થાન કરો નાનામાં નાની આશિષ મળે તોય ઇશ્વરનો આભાર માનવાનું ચૂકશો નહી. આ રીતે તમારા દૈનિક જીવનમાંથી તમને આધ્યાત્મિક શક્તિ મળવા માડશે

તમારી વાણી, વિચાર અને શબ્દોની શક્તિના અનુભવ થતા જશે તેમ તમને એ શક્તિમા શ્રદ્ધા વધતી જશે, ને એ સાથે એ શક્તિ પણ દૃઢ થતી જશે ઇશ્વરે શબ્દમા વસતી આ પ્રચડ શક્તિની ભેટ તમને આપી રાખેલી છે જ. તમારે એનો ઉપયોગ કરતા શીખવાનું છે

આટલું બરાબર યાદ રાખશો જીવનની આ રમતમા આપણે વિજય મેળવવા ઇચ્છતા હોઇશુ તો હલકી, નિરાશાવાદી ને નકારાત્મક વાતો કર્યે નહી જ ચાલે ભલે ને બાહ્ય દૃષ્ટિએ જોતા આપ ણને સાવ વિરોધી દૃશ્યો જોવા મળે, જીવન છેવટે તો માગલ્યસભર હોય છે એ એમ જ હોય, કારણ કે ઇશ્વર મગલમય છે ને એ સર્વવ્યાપક છે

આપણા વિચાર દ્વારા એ માગલ્ય ઉપર આપણો અધિકાર સિદ્ધ કરીએ તો જ આપણને સાચુ સુખ મળશે આજથી જ આપણે જીવનને હાથ પર લઇએ ઉચ્ચ વિચાર ને વાણી દ્વારા એનું ઉત્થાન કરીએ

---

બાપુજી 'ડૉન' છાપુ ખાસ વાચે છે કોઈએ કહ્યુ, "વિરોધી છાપુ શુ વાચવુ? આપને અને કોગ્રેસને એકની ગાળો જ આપે છે, તે સિવાય બીજુ કશુ જ આ છાપામા નથી

બાપુજી કહે, "ત્યા જ આપણે ભૂલીએ છીએ કેટલીક વાર આપણા વિરોધી થકી જ આપણે ઉપર ચડીએ છીએ આપણા ગુણગાન ગાતા છાપા વાચવાથી આપણી પ્રગતિ થાય જ નહી વિરોધી છાપા વાચી તેમા કશુંય તથ્ય હોય તો આપણે સુધરવુ, અને જો સાવ જુઠ્ઠાણુ હોય તો તેનો રદિયો આપવો, જાહેર નિવેદન કરવુ રામાયણના પાત્રો ાા જો કૈકેયીનુ પાત્ર ન હોત તો એ ગ્રથની બહુ કિંમત ન રહેત પણ આવા તો ઘણાય દાખલા પડયા છે એટલે ટૂકમા હુ તને એ કહેવા માગુ છુ કે, ગુણગાન ગવાતા હોય તે ઓછુ સાભળવુ, અને સભળાયુ હોય તો આ મારાથી થયુ છે તેથી ફુલાઈ ન જવુ, પણ ઈશ્વરની કૃપા માનવી, અને વિરોધી વાતો સાભળી, તેમા તથ્ય હોય તો સુધરવુ ગુસ્સો તો થાયજ નહી આથી માણસ ખૂબ ઊચે ચડે છે"

# શ્રદ્ધેય જીવનની ઝાંખી

(ધૂમકેતુના જીવન-સસ્મરણો)

દક્ષિણકુમાર જોષી

૧૯૩૦-૩૨ના સમયની વાત છે

લાબી માદગીમાથી ઊઠયા પછી, મારા બાને હવાફેર માટે સૌરાષ્ટ્રમા જૂદા જૂદા સ્થળાએ ચાર છ મહિના રહેવાનુ થયેલુ તે સમયે અમારા મોટા કાકાઓ મૂળી, વડિયા, પાળિયાદની ગુજરાતી નિશાળમા હેડમાસ્તર તરીકે હતા એટલે ત્યા થોડો સમય બાને અને સહુ ભાઇને રહેવાનુ થયેલુ

મારો ચોથા પાયમા અગ્રેજી ધોરણનો અભ્યાસ, લાબી સ્કૂલ ગેરહાજરીને લીધે ન બગડે એ હેતુથી મારે બાપુ સાથે અમદાવાદમા જ રહેવુ એવુ ઠરેલુ તે સમયે, જૂદા જૂદા સ્વાગમા બાપુને મે જાણેલા તે થોડુક યાદ આવે છે પિતાની જ ફરજ બજાવતા,—માતાની ગરજ સારતા બાપુ રસોઇ ઘર ચલાવતા હતા સસાર જીવનમા બાની મા ગીને લીધે, કાઈક દુભાયેલા બાપુ ઘણીવાર પોતાના જીવનની કાઇક નવીન વાતો, હુ જાણે મોટી ઉમ્મરનો મિત્ર હોઉ તેમ મારી આગળ કરતા કુટુબના વિપરિત સજોગોમા તે વખતે બાર તેર વર્ષનો હુ બાપુનો મિત્ર બની ગયો હતો !

ચીનુભાઈ શેઠને બગલે ભણાવવા જવાનો બાપુનો સમય સવારે સાતથી અગિયાર સુધીનો બપોરે ત્રણથી પાચનો શેઠની મોટર દૂર શાહીબાગ લઈ જવા સવાર સાજ ખાનપુર આવતી

બાપુ સવારના વહેલા ચારેક વાગે ઊઠી જાય. પાછલી રાત્રિની મીઠી નીદરમાથી ઊઠવુ ગમે નહી તેથી હુ મોડો મોડો ઊઠુ ત્યા સુધીમા તો નહાઈ ધોઈને, દાળ-રોટલા અગર શાક-રોટલા રાધીને બાપુએ તૈયાર કરી રાખ્યા હોય

આખો ચોળતો હુ ઊઠુ ત્યારે મને કહેતા હોય, 'લે ભાઇ રસોઇનું કામ તો પૂરુ થઇ ગયુ ! તુ હવે ફક્કડ ચ્હા બનાવી નાખજે ! આ ત્રણ ચાર 'બાટી' ઘીમા ઝબોળી રાખી છે તેનું ચુરમા જેવુ કરી લે જે ! તુ નિશાળે દશેક વાગે જમીને જા ત્યારે મારા માટે બે બાટીથી વધારે ખાવાનુ રાખતો નહી !

'સાજે પાચ વાગે નિશાળેથી આવ્યા પછી દાળ-ભાત બનાવવાનુ તુ કરી લેજે મારે તો દૂધ ભાત ચાલશે

તે સમયનો, ચાર છ મહિનાનો આ રીતનો જીવન ક્રમ યોજાએલો, બાના મદવાડને લીધે, બાપુ કાઇક વધુ પ્રમાણમા વ્યગ્ર થઈ ગયતા ઘણી વાર ખાનપુરની ઓશરીમા હીચકા ઉપર સાજને સમયે કાઇક લખવાનુ વિચારી રહ્યા હોય ત્યારે કુટુબજીવન ઉપર બાની લબાએલી માદગીને લીધે જે ઘાત આવી પડેલી તેના વિચારમા ડૂબી ગયા હોય ! હૈયાની સચ્ચાઇના, જીવનની વ્યગ્રતાના કોમ્મ આસુ પણ ઘણી વખત આખમાથી ટપકી પડે મને કોક વાર કહેતા, આ માળી મીએ (બાને એ નામથી બોલાવતા) પણ હુ ભણતો હતો ત્યારે સહન કરવાનુ બાકી નથી રાખ્યું ! ગામડા ગામમા કોઈ મામની એને નાનમ નથી લાગી ! કણબાના ખેતરે જઇને છાણા-લાકડા પણ માથે મૂકીને લઈ આવે ! આજે અમદાવાદમા આવ્યા પછી પણ બધુ કામ પોતે જ ખેચ્ચે રાખ્યું છે બહુ કહ્યુ ત્યારે ઠામણા-લૂગડા ધોવા માટે હમણા મણીબાઈને રાખી એણે કામના વછવછાટમા પોતાની જાત જ ઘસે રાખી ! એ ભલી ને એના છોકરા ભલા એ સિવાય એણે કોઈ દિવસ બીજો કોઇ દેખાડો કરીને પોતાની જીદગીનુ મૂલ ઘટવા દીધુ નથી હવે આપણ ટટ્ટુ માડ માડ ચાલતુ હતું ત્યા ઇશ્વરે મી માટે લાગો મદવાડ મોકલી આપ્યો ! હવે એમાથી કુદરત એને ઊભી કરે ત્યારે ખરૂ ! ઓહો ! કુદરતની પણ શુ અકળ લીલા છે !

'કુટુબ જીવનમા વર્ષોથી ચાલી આવતી જાત મહેનતને શ્રમ-દીપને જ મીએ પોતાનું જીવન બનાવી

જાણ્યું છે મીને મન એ શ્રમ એ જ એના જીવનની મોટી શ્રદ્ધા બની ગયેલ છે આપણા ગલઢેરાઓએ એ કરી બતાવ્યું છે, હજી સુધી તો એ દીપ જલી રહ્યો છે હવે તમો કરો એ ખરૂ !'

આ રીતે બાપુ જીવનના સનાતન મૂલ્યોની આકરૂી કરતા હોય એ પણ એક અનુભવ હતો.

સભવ છે કે ઘણાને જીવનના જબરા વિરોધાભાસ જેવી આ લખુ છુ તે વાત લાગે! એમ પણ બને કે અમારા કુટુબની અભિરૂચિ સમય પ્રમાણે અમે બદની શકયા નથી! એમાથી અમારુ જૂનવાણી, જૂનુ માનસ પણ વ્યકત થતું હોય તો ના નહી!

બોલપટનો યુગ ૪૦ વર્ષ પહેલા શરૂ થયો ત્યારે હુ ભૂલતો ન હોઉ તો અમદાવાદમા સીનેમા ડી–ફ્રાન્સમા સત્યવાદી હરિશ્ચદ્ર નામનું પ્રથમ બોલ પટ અમે સહુ સાથે –સકુટુબ– બાપુ બા, સાથે જોવા ગયેલા ત્યાર પછી કોઇ બોલપટ, આજે વર્ષો વીત્યા છતા, સાથે બેસીને જોવાનુ યાદ નથી! બાપુ, અમે સહુ ભાઇઓ કોઇક વાર કોઈક ચલ ચિત્રમા જઇએ ખરા બાપુએ તે સમયના દેવદાસ, અછૂત કન્યા, પ્રભાતના બોલપટો ચલ–ચિત્ર યુગના નવા પ્રતિકો તરીકે સન્માનેલા ત્યાર પછી જે વળતા પાણી આવ્યા, સીને યુગે નવા પરિબળોનો આશરો લીધો, વાર્તાને મારી મચડીને મહત્ત્વ વગરની બનાવી દીધી, લોકોના જીવનમા ધીમુ ઝેર ફેલાવ્યું, યુવાન વર્ગને નવા બાટલાઓમા જૂનો દારૂ પાયો, એ બધુ બાપુને સીનેમા પ્રત્યે એક જાતની ન સ્વીકારવા જેવી–વૃત્તિ તરફ દોરી ગયેલુ.

આ પ્રકારના સીનેમા–નાટકો જોવા માટે રાત જાગીને ઉજાગરા કર્યાનુ અમારા કુટુબે બહુ જાણ્યું નથી એના વિરોધાભાસમા આજથી ચાળીશેક વર્ષ પહેલાની ગુજરાતી જીવનના એક ઊજળા અગ જેવી, ગુજરાતની સાચી સસ્કૃતિનો પડઘો પાડતી, શરદોત્સવની, ગુજરાતની વાત યાદ આવે છે, આજે એ ગરબો જાણે લુપ્ત થઇ ગયો હોય, એની જગા સીનેમાની લઢણના ખોટા બગાળીકરણ કરતા ગાયનોએ સ્થાન લઈ લીધેલુ લાગે છે!

તે સમયે અમદાવાદમા સસ્કારની સૌરભ ફેલાવતા શ્રીમત કુટુબો હતા, તેમા ચીનુભાઇ બેરોનેટનુ કુટુબ આગળ પડતુ ગણાતુ. સાઠોદરા નાગર સ્ત્રી સમાજનો ગરબો માણવો એ જીવનની રસ લાણુ –ગરવી ગુજરાતણનો ગરબો ઘૂમે–એ એ અનુભવ કરવાનો–સતત બાર પદર વર્ષો સુધી એક પણ પ્રસગ અમે જવા નથી દીધો. મોડી રાત્રે બાર એક વાગ્યા સુધીના ઉજાગરા–એ ગરબો જોઈા પછી જીવનને નવી તાઝગી આપી જતા આજે યાદ આવે છે. બાપુ, બા–સઘળા કુટુબીઓને મન આ એક જબરી રસ–લ્હાણ ગણાતી હતી.

બાપુએ સ્ત્રીને મહાન શકિત જગજ્જનની તરીકે ઘણા સાહિત્ય સર્જનોમા બિરદાવી છે મહાશક્તિનું સ્વરૂપ, જેમ બગાળની ધરતી ઉપર દુર્ગા–પૂજાએ લીધુ છે, એમ ગુજરાતની ધરતી ઉપર મહાશક્તિ રૂપે ગુજરાતી ગરબામા પ્રગટ થાય છે એવુ મતવ્ય બાપુ ધરાવતા હતા ગુજરાતની સસ્કૃતિના પ્રતિક જેવો ગરબો એ આપણા લોકજીવનનું આગવુ ધન, ન ગુમાવાય તેવુ ધન છે એમ બાપુ માનતા.

સાઠોદરા નાગર સ્ત્રી સમાજનો ગરબો એ વિશિષ્ટ સમારભ હતો ખાડિયા દેસાઇની પોળમા ચીનુભાઈ શેઠના મકાનમા આઠેક વાગે શરૂ થતા એ ગરબા સમારભની થોડીક યાદ આજે આવે છે સાઠોદરા નાગર સમાજની સન્નારીઓ–લેડી તનુમતી, ઇન્દુમતીબહેન, શકુતલાબહેન, મીનુબહેન, વસુબહેન, ઉમાબહેન વગેરે પદર પદર દિવસ પહેલાથી આ ગરબાની તૈયારીઓ આરભી દેતા. તેની પ્રેકટીસ થતી, રીહર્સલો થતી, ગરબાની ચકાસણી કરીને નવા જૂના ગરબાના સગમ સ્થાન જેવો એ સમારભ બની જતો. તે દિવસે ખાસ પુસ્તિકાઓ ગરબાના સમારભની પ્રગટ થતી. એ પુસ્તિકાઓ પણ સુંદર કળાના નમૂના રૂપે, જૂદા જૂદા સ્વરૂપમા પ્રગટ થતી, જાળવી રાખેલી ઘરમા હજી સુધી પડી છે. એ ચોપડીઓ કુમાર કાર્યાલયની સુંદર મુદ્રણકળાનો પરિચય આપી જાય છે.

ખાડિયા દેસાઇની પોળમા નાની સરખી જગામા હજારેક પ્રેક્ષકોની હાજરીમા એ વિશિષ્ટ ગરબા સમારભમા ન્હાનાલાલ કવિનો "ચદ્રીએ અમૃત મોકલ્યા રે બ્હેન" ગરબો ગવાતો હોય, એના અસલી ઢાળમા એ જીવનનો ન ભૂલાય તેવો અનુભવ હતો. કલાકાર કનુ દેસાઇ, રવિભાઇ વગેરે એ ગરબો ગવાતો હોય ત્યારે સુદર ભાત ભાતના રગની 'લાઇટ ઇફેક્ટ' કરી રહ્યા હોય, શકરરાવ વ્યાસ જેવા સગીતજ્ઞ તબલાનો ઠેકો આપી રહ્યા હોય, બ્હેનોએ પગમા પહેરેલા ઝાંઝર દ્વારા ઠેકા દેવાતો હોય, સુદર વસ્ત્ર પરિધાન જૂદા જૂદા રગોનું બ્હેનોએ કર્યુ હોય ત્યારે જાણે મહાશક્તિ ધરતી ઉપર ઊતરી ન આવ્યા હોય તેવો ન ભૂલાય તેવો અનુભવ આજે યાદ આવે છે! "હરિની રમણાએ અમે ઊતર્યા રે લોલ" એવા મહાકવિના નવીન ગરબીઓ સાથે "લવિંગ કેરી લાકડીએ રામે સીતાને માર્યા જો" એ અસલી લોક ઢાળમા ગવાતા ગરબાઓ અને "મા તુ પાવાની પટરાણી રે કાળિ કાળિકા રે લોલ" એ ગરબા અસલી સ્વરૂપમા તે સમયના માણેલા તે આજે સદાને માટે લુપ્ત થઇ ગયા કે શુ એવુ ઘડીભર લાગી આવે છે!

એ સમારભમા અબાલાલ સારાભાઈના કુટુબીજનો, શેઠ કસ્તુરભાઈના કુટુબીજનો, દાદાસાહેબ માવળકર, ડૉ. હરિપ્રસાદ, સાહિત્યકારો, સગીતકારો, કલાકારો, શહેરના નામાકિત શહેરીઓ, ઉપસ્થિત થતા. શાહીબાગમા કેમ્પ વિસ્તારમા વસતા યુરોપિયનો તે સમયના મોટા સરકારી નોકરિયાતો–ભાષાની સમજણ ન પડે, ગરબાનો તાલ ન સમજાય, છતા ગરબાને તાલે ગરબામા તલ્લીન થઇ ગયા હોય તે અનુભવ વિશિષ્ટ હતો!

એક સમયે અમદાવાદમા આવેલી ઈંગ્લેન્ડની ટેનિસન–ક્રીકેટ–ટીમના સર્વ ખેલાડીઓ પણ ગરબો માણવા આવેલા.

એક સમયે મેઘાણીભાઇ અમારી સાથે ગરબાના ઉત્સવમા આવ્યા હતા. મોડી રાત્રિએ ગરબા સમારભ પૂરો થઇ ગયા પછી ઘેર જતા બાપુને કહી રહ્યા હતા "જોશીભાઇ! આ ગરબો, આપણા જીવનની–ગુજરાતી જીવનની એક વિશિષ્ટ પ્રણાલિકા સચવાઇ રહેશે ખરી ?

"હવે તો ગરબામા અને આપણા ગવાતા ગીતોમા બગ્રાળી રીતે શબ્દોનો ખોટી રીતે ભાગ તોડ કરીને નવીન ઉચ્ચારો શરૂ થયા છે તે આપણુ ગુજરાતીપણુ, ગુજરાતી ભાષાની પોતાની લઢણ ટાળી નાખતી હોય તેવુ મને લાગે છે. ત્યારે અહીં ના ગરબાઓ તેમા અપવાદરૂપ છે હું તો આ ગરબાઓ જોઇને બહુ હરખાયો છુ." બાપુએ તે સમયે કહેલુ યાદ આવે છે "આપણે ત્યા હંમેશા એ રીતે જ બનતુ આવ્યું છે. આપણું શુ છે એનો ચોક્કસ ખ્યાલ પણ આપણે ધરાવતા નથી એનુ જ સીધુ પરિણામ એ આવ્યું કે ગુજરાતી પ્રજાએ પોતાની ભાષાનુ ગૌરવ પણ પોતાના જીવનમાથી લુપ્ત થઇ જવા દીધુ! જીવનમા નવા સસ્કારો ભળે તેનો કોઇને વાધો ન હોય, પરતુ પોતાના સસ્કારો ત્યજી દે, અને શંભુમેળા જેવી પરિસ્થિતિ ઊભી થવા દે એ ગુજરાતી પ્રજાની ખાસિયત બની જતી હોય તેવુ ઘણી વાર લાગે છે."

*

ગરીબ માણસની કોઈ સોબત કરતું નથી, તેને કોઇ આદરથી બોલાવતુ નથી. ધનિકોને ઘેર ઉત્સવ વખતે જો તે જઈ ચડે છે તો સૌ એના તરફ તિરસ્કારની નજરથી જુએ છે. પોતામાં બીજી ઘણા પ્રકારની યોગ્યતા હોવા છતા નિર્ધનતાની લજ્જાને લીધે તે મોટા ધનિક માણસોથી દૂર રહે છે. ખરેખર, મને એમ જણાય છે કે પાચ મહાપાતકો ગણવામાં આવેલાં છે તે બધાથી વધી જાય એવુ ગરીબાઇ એ છઠ્ઠું મહાપાતક છે

# છોડો બંધન માણો મુક્તિ

પૃથ્વીસિંહ ઝાલા

જીવનનો દરેક દિવસ ફૂલની પાખડીઓ જેમ અલગ અલગ છે એ બધી પાખડીઓ મળીને ભાતીગર રંગ અને મધુર સુવાસ આપે છે એ જ રીતે આપણા દિવસો પણ પોતપોતાનો રંગ અને સુવાસ રેલાવીને મનુષ્ય જીવનને આનંદમય બનાવી શકે છે

એક મહાન ભક્ત તો હંમેશા આ મુજબ પ્રાર્થના કરતો કે "હે પ્રભુ! આજનું ભોજન અમને મળે આજનો દિવસ પરમ આનંદમા વીતે, આજને દિવસ સાર્થક બને એવી શક્તિ આપો" તેણે માત્ર 'આજ'ના દિવસની માગણી કરી આવતી કાલની રોટીની ચિંતા પણ ન કરી

જેઓ આજની ચિંતા કરી આવતી કાલની ચિંતા પરમ પિતા પરમાત્માના હાથમા સોંપે છે તેઓની 'આજ' તો સુખથી સારી રીતે વીતે છે તેમા શંકા નથી જ સાથે તેમને આવતી કાલનુ પ્રભાત ઉજ્જ્વળ અને ખુશનુમાભર્યું ઉગશે તેવી મનમા શ્રદ્ધા પણ છે પણ આ શ્રદ્ધા આજે કેટલાના મનમા છે? આ બધી વાતો થતી હશે ત્યાજ આવતી કાલની ચિંતાઓ તેમના મનમા ડોકિયા કરી રહેતી દેખાય છે વળી કહેશે પણ ખરા કે આવતી કાલની ચિંતા ન કરીએ તે કેમ ચાલે?

મુશ્કેલીઓ દૂર કરવા માટે યોજનાઓ ઘડવી એ બુદ્ધિશાળીપણુ બતાવે છે પરંતુ એને માટે વ્યર્થ ચિંતા કરવી, રાતની ઊંઘ બગાડવી એ નર્યું અજ્ઞાન છે તેને કારણે કોઇ દિવસ ચિંતામાથી મુક્ત નહિ બની શકો!

તમે મંદિરમા રોજ જતા હશો! પણ મંદિરના શિલ્પ પ્રતિ કદી ધ્યાન કરી જોયું નહિ જ હોય? એ શિલ્પચિત્રોમા આપણા દેવ દેવીઓના દર્શન થાય છે તેમના ચહેરા પર હંમેશા એક મધુર સ્મિત રમતુ હોય છે ચહેરા પર કલાકારે કદી ચિંતાની છાયા પણ નથી આંકી કારણ આ ચિત્રો દર્શનાર્થીઓને બોધ અને પ્રેરણા માટે જ બનાવ્યા હોય છે. તેઓ જગતને જાણે ઉપદેશ આપી રહ્યા ન હોય કે 'ઓ જગતના લોકો 'કાલ'ની વ્યર્થ ચિંતા ન કરો અમે પોતે તમારી રક્ષા કરનારા બેઠા છીએ આનંદ ઉત્સાહથી જીવન જીવો–માણો!' આ મંદિરોની ચિત્રકળા જોનારા અને તેમાથી બોધ લેનારા આજે કેટલા?

આપણા પૂર્વજોને દરેકને તેમના ઇષ્ટદેવ હતા અને તેમને ઇષ્ટદેવની કૃપા મળતી તેમનામા અજબ ચૈતન્ય જણાતુ કારણ તેઓને દેવોમા શ્રદ્ધા હતી અને ચિંતા ઓછી હતી આજના માનવમા દેવ પ્રત્યે શ્રદ્ધા ઓછી છે જેથી ચિંતા વધી છે ચિંતા અને દુઃખનો આજે પાર નથી એક સંતે કહ્યુ છે કે

'બીતત સો ચિંતત નહિ, આગે કરે નહી આસ,
આઈ સો સિર પર ધરી, જાન હરિકા દાસ'

જે વીતી ગયું છે એનો વિચાર સરખોય કરતા નથી જે આવવાનુ છે એની ચિંતા કરતો નથી તે તો એને ભગવાનની ભેટ માની લઇને સ્વીકારી લે છે એજ ભગવાનનો સાચો ભક્ત છે આવા ભક્તોના જીવન ચિંતારહિત વીતી જાય છે ભક્ત કવિ નરસિંહ પર મુશ્કેલીઓ ને દુઃખ ઓછુ આવ્યુ હતું? છતા તેમણે એ સર્વનો ભગવાનની કૃપા ભેટ માની સહર્ષ સ્વીકાર કર્યો ને પરિણામે ચિંતાના મોટા મોટા પહાડો પણ દૂર થઇ ગયા આવી કપરી વેળાએ આ ભક્તે તો જીવનને

"નિત દર્શન, નિત કીર્તન,
ઓચ્છવ નિરખવા નંદકુમાર ને રે!"

પ્રભુના પરમ મનોહર રૂપનું દર્શન કરવા કીર્તન કરતા રોજનો દિવસ ઉત્સવની જેમ વીતા

વવો ને એ દિવસ પ્રભુના ભક્તિરસમાં જીવનને ડૂબાડી દેવું. વૈદક ઋષિઓ પણ એ જ સત્ય ઉચ્ચારે છે.

'પ્રાચો અગામ નૃતયે હસાય' (ઋગ્વેદ)

"હે પ્રભુ ! અમે નાચતા અને હસતા જીવનમા નિરતર આગળ વધીએ; અમારુ મુખ મ્લાન ન હો, અમારા પગ શિથિલ ન રહો; અમારો ઉત્સાહ કદી ભાગી ન પડે."

આવો આત્મ વિશ્વાસ, આવી શ્રદ્ધા અત્યારના યુગમાં ખાસ જરૂરી છે; પણ આજના કાળમા મોટે ભાગે મનુષ્ય 'કાલ'ની ચિતાથી ઘેરાયેલો છે. આની અસર તદુરસ્તી પર પડ્યા વિના રહેતી નથી. પરિણામે શ્રદ્ધા ને અવિશ્વાસ ગૂમાવી બેસે છે. આથી જ આપણા ઋષિમુનિયો અને સતો આપણ ને વારવાર બોધ આપતા રહ્યા છે કે "આત્માને ઉન્નત બનાવવા હમેશા ચિતન કરવુ જોઇએ." સત ગુરુ નાનક સાહેબે પણ કહ્યું છે કે." "ચિંતા મત કરો;

ચિતા વે કરે; જિન્હે ઉપાયા જગ !"

"હે જગતના લોકો તમે ચિતા શા માટે કરો છો! ચિંતાનો ભાર તો વિશ્વના સર્જનકર્તાને માથે હોય છે કે જેણે જગતને પેદા કર્યું છે."

સત કબીર સાહેબે પણ એજ કાપર ચોટ મારતા કહે છે કે.

કાલ કરે સો આજ કર
આજ કર સો અબ્બ !
પલમેં પરલય હોયગી;
બહુરિ કરેગો કબ્બ ?

મનુષ્ય જીવન પાણીના પરપોટા જેવુ છે. એને સાર્થક કરી લેવા તે આખુયે જીવન સફળ બનાવવાનો કિમિયો છે આજને જ જે સોના જેવુ ઉજ્જવળ અને સમૃદ્ધ બનાવે છે તેણે પોતાના જીવનને અમૂલ્ય ખજાનામા પલટાવી નાખ્યું છે. આજનો આ સદેશ છે જીવવાની. જીવન સૂર્ય સમુ ઉજ્જવળ બનશે ! ઊઠો ! બધન છોડી જીવનની મુક્તિ માણો.

---

## બુદ્ધિ વધી ક્યારે કહેવાય ?

પહેલાં માણસની બુદ્ધિ વધે ત્યારે એ હળવો થતો, એની કીર્તિ વધતી, લોકો એને જોઇ ખુશ થતા. હવે જેમ માણસની બુદ્ધિ વધે, તે વધારે ભણેગણે, તેમ મોઘો થવા લાગ્યો છે. થોડો અતરો પણ થાય છે. પહેલાંના માણસનુ જ્ઞાન જેમ વધતુ તેમ એને શાતિ મળતી. તેની બુદ્ધિ કોઈને ઉપયોગી બનતી ત્યારે તેનુ દિલ પ્રસન્નતાથી છલકાઈ જતું. એથી એને હૃદયનુ સુખ મળતું.

આજે બુદ્ધિ વધે એટલે પૈસા વધારે મળે, એટલે તે ઇદ્રિયોનુ સુખ વધારે. પણ એ ઓછી સંતોષાય છે ? સુખને જેમ પોષો તેમ તે વધતુ જ જાય. જેનુ મોઢું વાસના તરફ હોય છે તેમનાથી વસ્તુઓ ભાગતી ફરે છે. જેના જીવનનો આદર્શ શાતિ છે તે જીવનની જરુરિયાતોની ચિંતા કરતો નથી. પડછાયાની જેમ આવા માણસની પાછળ પાછળ સાધન-સામગ્રી ફરે છે. પૈસા તરફ મોં ન રાખતા હૃદય તરફ, હૃદયની શાતિ તરફ મોં રાખી જીવવુ જોઇએ. આવી સમજ જેનામા આવે તે માણસની બુધ્ધિ વધી કહેવાય.

—રવિશંકર મહારાજ

# છોડો બંધન માણો મુક્તિ

પૃથ્વીસિંહ ઝાલા

જીવનનો દરેક દિવસ ફૂલની પાંખડીઓ જેમ અલગ અલગ છે એ બધી પાંખડીઓ મળીને ભાતીગર રંગ અને મધુર સુવાસ આપે છે એ જ રીતે આપણા દિવસો પણ પોતપોતાનો રંગ અને સુવાસ રેલાવીને મનુષ્ય જીવનને આનંદમય બનાવી શકે છે

એક મહાન ભક્ત તો હમેશા આ મુજબ પ્રાર્થના કરતો કે 'હે પ્રભુ! આજનું ભોજન અમને મળે આજનો દિવસ પરમ આનંદમા વીતે આજને દિવસ સાર્થક બને એવી શક્તિ આપો' તેણે સાત આજના દિવસની માગણી કરી આવતી કાલની રોટીની ચિંતા પણ ન કરી

જેઓ આજની ચિંતા કરી આવતી કાલની ચિંતા પરમ પિતા પરમાત્માના હાથમા સોંપે છે તેઓની આજ' તો સુખથી સારી રીતે વીતે છે તેમા શકા નથી જ સાથે તેમને આવતી કાલનું પ્રભાત ઉજ્જ્વળ અને ખુશનુમાભર્યું ઉગશે તેવી મનમા શ્રદ્ધા પણ છે પણ આ શ્રદ્ધા આજે કેટલાના મનમા છે ? આ બધી વાતો થતી હશે ત્યાજ આવતી કાલની ચિંતાઓ તેમના મનમા ડોકિયા કરી રહેતી દેખાય છે વળી કહેશે પણ ખરા કે આવતી કાલની ચિંતા ન કરીએ તે કેમ ચાલે ?

મુશ્કેલીઓ દૂર કરવા માટે યોજનાઓ ઘડવી એ બુદ્ધિશાળીપણું બતાવે છે પરંતુ એને માટે વ્યર્થ ચિંતા કરવી, રાતની ઊંઘ બગાડવી એ નર્યું અજ્ઞાન છે તેને કારણે કોઈ દિવસ ચિંતામાંથી મુક્ત નહિ બની શકો !

તમે મંદિરમા રોજ જતા હશો ! પણ મંદિરના શિલ્પ પ્રતિ કદી ધ્યાન કરી જોયું નહિ જ હોય ! એ શિલ્પચિત્રોમા આપણા દેવ દેવીઓના દર્શન થાય છે તેમના ચહેરા ઉપર હમેશા એક મધુર સ્મિત રમતુ હોય છે ચહેરા પર કલાકારે કદી ચિંતાની છાયા પણ નથી આંકી કારણ આ ચિત્રો દર્શનાર્થીઓને બોધ અને પ્રેરણા માટે જ બનાવ્યા હોય છે તેઓ જગતને જાણે ઉપદેશ આપી રહ્યા ન હોય કે 'ઓ જગતના લોકો 'કાલ'ની વ્યર્થ ચિંતા ન કરો અમે પોતે તમારી રક્ષા કરનારા બેઠા છીએ આનંદ ઉત્સાહથી જીવન જીવો માણો ! આ મંદિરોની ચિત્રકળા જોનારા અને તેમાથી બોધ લેનારા આજે કેટલા ?

આપણા પૂર્વજોને દરેકને તેમના ઇષ્ટદેવ હતા અને તેમને ઇષ્ટદેવની કૃપા મળતી તેમનામા અજબ ચૈતન્ય જણાતું કારણ તેઓને દેવોમા શ્રદ્ધા હતી અને ચિંતા ઓછી હતી આજના માનવમા દેવ પ્રત્યે શ્રદ્ધા ઓછી છે જેથી ચિંતા વધી છે ચિંતા અને દુ ખનો આજે પાર નથી એક સંતે કહ્યું છે કે

'બીતત સો ચિંતત નહિ, આગે કરે નહી આસ,
આઈ સો સિર પર ધરી જાન હરિકા દાસ'

જે વીતી ગયું છે એનો વિચાર સરખોય કરતા નથી જે આવવાનુ છે એની ચિંતા કરતો નથી તે તો એને ભગવાનની ભેટ માની લઈને સ્વીકારી લે છે એજ ભગવાનનો સાચો ભક્ત છે આવા ભક્તોના જીવન ચિંતારહિત વીતી જાય છે ભક્ત કવિ નરસિંહ પર મુશ્કેલીઓને દુ ખ ઓછું આવ્યુ હતુ ? છતા તેમણે એ સર્વેને ભગવાનની કૃપા ભેટ માની સહર્ષ સ્વીકાર કર્યો ને પરિણામે ચિંતાના મોટા મોટા પહાડો પણ દૂર થઈ ગયા આવી કપરી વેળાએ આ ભક્તે તો જીવનને

'નિત દર્શન, નિત કીર્તન,
ઓચ્છવ નિરખવા નંદકુમાર ને રે!'

પ્રભુના પરમ મનોહર રૂપનું દર્શન કરવા કીર્તન કરતા રોજનો દિવસ ઉત્સવની જેમ વીતા

વવો ને એ દિવસ પ્રભુના ભક્તિરસમાં જીવનને ડૂબાડી દેવું. વૈદક ઋષિઓ પણ એ જ સત્ય ઉચ્ચારે છે.

'પ્રાંચો અગામ નૃતયે હસાય' (ઋગ્વેદ)

"હે પ્રભુ ! અમે નાચતા અને હસતા જીવનમાં નિરંતર આગળ વધીએ; અમારું મુખ મ્લાન ન હો; અમારા પગ શિથિલ ન રહો; અમારો ઉત્સાહ કદી ભાંગી ન પડે."

આવો આત્મ વિશ્વાસ, આવી શ્રદ્ધા અત્યારના યુગમાં ખાસ જરૂરી છે; પણ આજના કાળમાં મોટે ભાગે મનુષ્ય 'કાલ'ની ચિંતાથી ઘેરાયેલો છે. આની અસર તંદુરસ્તી પર પડ્યા વિના રહેતી નથી. પરિણામે શ્રદ્ધા ને અવિશ્વાસ ગૂમાવી બેસે છે. આથી જ આપણા ઋષિમુનિયો અને સંતો આપણને વારંવાર બોધ આપતાં રહ્યા છે કે "આત્માને ઉન્નત બનાવવા હંમેશા ચિંતન કરવું જોઇએ." સંત ગુરુ નાનક સાહેબે પણ કહ્યું છે કે:" "ચિંતા મત કરો;

ચિંતા વે કરે; જિન્હે ઉપાયા જગ।"

"હે જગતના લોકો તમે ચિંતા શા માટે કરો છો! ચિંતાનો ભાર તો વિશ્વના સર્જનકર્તાને માથે હોય છે કે જેણે જગતને પેદા કર્યું છે."

સંત કબીર સાહેબે પણ એજ ડંકાપર ચોટ મારતા કહે છે કે:

કાલ કરે સો આજ કર
આજ કર સો અબ્બ!
પલમેં પરલય હોયગી;
બહુરિ કરેગો કબ્બ ?

મનુષ્ય જીવન પાણીના પરપોટા જેવું છે. એને સાર્થક કરી લેવા તે આખુંયે જીવન સફળ બનાવવાનો કિમિયો છે. આજને જ જે સોના જેવું ઉજ્જવળ અને સમૃદ્ધ બનાવે છે તેણે પોતાના જીવનને અમૂલ્ય ખજાનામાં પલટાવી નાંખ્યું છે. આજનો આ સંદેશ છે જીવવાની. જીવન સૂર્ય સમુ ઉજ્જવળ બનશે! ઊઠો ! બંધન છોડી જીવનની મુક્તિ માણો.

---

## બુદ્ધિ વધી કયારે કહેવાય ?

પહેલાં માણસની બુદ્ધિ વધે ત્યારે એ હળવો થતો, એની કીર્તિ વધતી, લોકો એને જોઇ ખુશ થતા. હવે જેમ માણસની બુદ્ધિ વધે, તે વધારે ભણેગણે, તેમ મોંઘો થવા લાગ્યો છે. થોડો અતડો પણ થાય છે. પહેલાંના માણસનું જ્ઞાન જેમ વધતું તેમ એને શાંતિ મળતી. તેની બુદ્ધિ કોઈને ઉપયોગી બનતી ત્યારે તેનું દિલ પ્રસન્નતાથી છલકાઈ જતું. એથી એને હૃદયનું સુખ મળતું.

આજે બુદ્ધિ વધે એટલે પૈસા વધારે મળે, એટલે તે ઈંદ્રિયોનું સુખ વધારે. પણ એ ઓછી સંતોષાય છે ? સુખને જેમ પોષો તેમ તે વધતું જ જાય. જેનું મોઢું વાસના તરફ હોય છે તેમનાથી વસ્તુઓ ભાગતી ફરે છે. જેના જીવનનો આદર્શ શાંતિ છે તે જીવનની જરુરિયાતોની ચિંતા કરતો નથી. પડછાયાની જેમ આવા માણસની પાછળ પાછળ સાધન-સામગ્રી ફરે છે. પૈસા તરફ મોં ન રાખતાં હૃદય તરફ, હૃદયની શાંતિ તરફ મોં રાખી જીવવું જોઇએ. આવી સમજ જેનામાં આવે તે માણસની બુદ્ધિ વધી કહેવાય.

—રવિશંકર મહારાજ

# સાહિત્યની અંતિમ ગતિ

હરજીવન થાનકી

મારા એક સંવેદનશીલ મિત્ર સમાજ-શાસ્ત્ર (Sociology)નો મુખ્ય-વિષય લઈને ગ્રેજ્યુએટ થયા છે. છતાં તેઓ ધંધો તો કરસાણુ વેંચવાનો કરે છે. તેમની પાસે અવારનવાર જવાનું થાય ત્યારે તેઓ કળા, સાહિત્ય ને સમાજની વાત કરે. પોતાની પાસે જે કાંઇ સામયિક કે પુસ્તક આવ્યુ હોય તે મને બતાવે અને મારી પાસે એવું કશુ હોય તો વાંચવા આપવાની વિનંતિ કરે. એકવાર હમેશ મુજબ હું તેમને ત્યાં ગયો, ત્યારે તેણે મને રદ્દી પસ્તીમાં આવેલો 'ધર્મયુગ'નો દીપોત્સવી અંક બતાવતાં કહ્યું, "માણસ ગમે તેટલાં સુંદર લખાણો લખે કે ચિત્રો દોરે, છતાં તે અહીં તો આવવાનાં જ! આ તેની અવલમંઝિલ છે. આખરે તો છાપાંઓ અને સામયિકો કે કેટલાંક પુસ્તકોના કાગળોમાંથી આ ગાંઠિયા-ભજીયાં ખવાવાના. તેના આ શબ્દો મને અસર કરી ગયા. 'એવું નથી, જેન્તીભાઈ!' મેં કહ્યું- 'તમે તો આ રદ્દી–પસ્તી દ્વારા કેવળ માનવ–સાહિત્યના ખોળિયાની વાત કરી, જેમ ગમે તેવો સારો અને સંસ્કારી માણસ આખરે તો સ્મશાનમાં જાય છે તેમ! તમારે ત્યાં જે ધર્મયુગનો અંક આવ્યો છે તે તો માત્ર ખોળિયા રૂપે! એનો પ્રાણ તો ક્યારનો ય માનવ ઇન્દ્રિય દ્વારા તેના આત્મામાં એકરૂપ બની, સંસ્કારી અને સંસ્કૃતિતુરૂપ ધારણ કરી બેઠો છે. જેમ શેરડીનો રસ ચૂસી લીધા પછી તેનાં છોતરાં નાખી દઈએ તેમ. આખરે સાહિત્યનો હેતુ તો માનવ જીવનને ઊંચે ચડાવવાનો છે કે બીજો કાંઈ? એકવાર એક પુસ્તક વંચાઈ જાય છે, આપણા મન, હૃદય અને 'બુદ્ધિમાંથી પસાર થઈ જાય' છે ત્યારે તે આપણા લોહીને સસ્કારતું જાય છે. પછી તે પુસ્તક આપણે માટે મહત્ત્વનું કે જરૂરી રહેતું નથી! અલબત્ત તેનો રદ્દી કે પસ્તી જેટલો હીન ઉપયોગ કરતાં પહેલાં વિચારવું જોઇએ. એક સારું પુસ્તક બીજા અનેક સારા હાથમાં જાય એ આપણે જોવું જોઈએ. પણ અહીં આવેલા પુસ્તકનું જીવન સાર્થક નહીં થયું હોય એમ તો માની શકાય તેમ નથી જ.'

આ મારી વાત, વિચારણા કે દલીલ તેમને ગળે કેટલે અંશે ઊતરી તે તો હું કહી શકું તેમ નથી, પણ એના ઉપરથી બીજો એક વિચાર એ આવે છે અને તે એ કે આપણી આર્થિક કરુણા! એક માણસ આવા સારાં છાપાં કે સામયિકનો છેક હલકી કક્ષા પસ્તી તરીકેનો ઉપયોગ ક્યારે કરવા જાય! જ્યાં સુધી આર્થિક રીતે સદ્ધર કે સમૃદ્ધ તે નથી ત્યાં સુધી. એટલે પ્રથમ તો જ્યા સુધી આપણી પ્રજાની પ્રાથમિક જીવન જરૂરિયાતો જેવી કે રહેવા ઘર, પહેરવાને કપડાં ને ખાવાને અન્ન પૂરત પ્રમાણમાં નહીં મળે ત્યાં સુધી ગમે તેટલું ઉચ્ચ કોટિનું સાહિત્ય સર્જાશે તે પ્રજાના' લોહી માંસને કેળવીને સંસ્કાર કે સંસ્કૃતિનો જન્મ આપવામાં ઉપયોગી નહીં થાય. સ્વરાજ્ય મળ્યાને વીસ વીસ વર્ષો વીત્યાં હોવા છતાં પ્રજાની આર્થિક જરૂરિયાત સંતોષવાની બાબતમાં તો આપણે જ્યાં હતા ત્યાંના ત્યાં જ છીએ. કૂદકે ને ભૂસકે વધતાં જતાં જીવનનો આંક પ્રજાની સંસ્કારસમૃદ્ધિ વધારવાને બદલે તેનુ શોષણ કરી રહ્યો છે.

આ જગતમાં જન્મેલો માનવી બહુ બહુ તો સોએક વર્ષ જીવીને આખરે તો મૃત્યુ પામે છે. તેનો અર્થ એમ તો ન જ થાય'કે તેના આત્માએ પ્રગતિ નહીં કરી હોય! માનવ આત્માની પ્રગતિ તો વણથંભી



આનનના મુખદુઃખના ગીતો ગૂંથીને અમર ભૂમિ
રચવાની માગી લીધા છે. — ગુરુદેવ

ચાલુ છે. કર્માનુસાર માનવ આત્માની ગતિ જ આપણને પુર્નજન્મમાં શ્રદ્ધા રાખવા પ્રેરે છે. જો તેમ ન હોત તો એક બાળક રાજાને ત્યાં અને બીજું ભીખારીને ત્યાં શા માટે જન્મત ? અથવા એક બાળક સંસ્કારી, સમજુ અને ચારિત્ર્યવાળા ગરીબ ખેડૂતને ત્યાં તો બીજું દાણચોરી કરીને કરોડો રૂપિયાના ગંજ ખડકી, કાળાબજાર કરનારને ત્યાં શા માટે જન્મત ?

સો વર્ષને અંતે નામ અને દેહધારી માનવી મૃત્યુ પામે પણ તેનો આત્મા—તેનાં સારા-ખોટાં કર્મો કદી મૃત્યુ પામતા નથી. તેઓ તો આજે નહીં તો કાલે આ સ્થળે નહીં તો બીજા સ્થળે પોતાનું પોત પ્રકાશ્યા વિના નહીં રહે.

ત્યારે સ્વાભાવિક રીતે જ આપણને વિચાર આવે છે કે માનવ આત્મા પ્રગતિ શા માટે ઝંખતો હશે ? પ્રગતિ કરી કરીને પણ જવાનું કયાં ? ઊંચે ? તો કેટલે ઊંચે ? ચંદ્ર લોકમાં ? આ પૃથ્વી ગોળ છે એવું ભૂગોળમાં આપણે શીખીએ છીએ. ગોળ વસ્તુ-પ્રગતિ નથી કરતી પણ ગતિ કરે છે. અથવા ગતિ-પ્રગતિ એકી સાથે કરે છે. જેમ પૃથ્વી તેની પોતાની ધરીની આસપાસ ગતિ કરે છે તો તે સૂર્યની આસપાસ ફરવામાં પ્રગતિ કરે છે. આખરે તો ગતિ પણ પ્રગતિમાં જ ફેરવાઈ જાય છે. માનવ આત્માએ ગતિ-પ્રગતિ કરતાં કરતાં પોતાની સદ્‌ભાવના અને સત્કાર્યોને આધારે આ ઉપરથી છાઈ જવાનું છે. પોતાના જેવા જ હીન માનવ બંધુઓના આત્માને ઊંચે ઉડાવવામાં સહાય કરવાની છે. અને તે દ્વારા આપણા આત્માને ઊંચે ઉઠાવી પરમાત્મા સાથે એકરૂપ-એકાકાર કરી દેવાનો છે કે જેથી આપણો આત્મા પરમાત્મામાં ભળતાં તે વધુ શકિતશાળી અને ઉપયોગી થાય. અને આ રીતે જાણે અજાણે ઈશ્વરની લીલામાં પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે સહાય કરવાની છે. ઇશ્વરને જન્મેલી કેવળ આનંદ માટે—એકમાંથી અનેક થવાની ઈચ્છા ને મૂર્ત કરવાની છે.

આ અશકય આદર્શ સિદ્ધ કરવા માટે અમેરિકાનો મૂડીવાદ કે રશિયાનો સામ્યવાદ સફળ થઈ શકે તેમ નથી. તેની સફળતા માટે તો મૂડીવાદ કે સામ્યવાદ રૂપી આત્માઓએ આધ્યાત્મિકવાદ રૂપી ભારતીય પરમાત્મામાં ભળવું પડશે. ભૌતિક સંપત્તિ ગમે તેટલી વધે પણ જ્યાં સુધીમાં તેમાં આધ્યાત્મિક સંપતિ રૂપી ચેતન ન ભળે ત્યાં સુધી તે બીનઉપયોગી ઠરશે.

---

## દયાળુ ખલીફા

હજરત મહંમદ પેગંબર સાહેબ પછી, હજરત-ઉમર બગદાદની ગાદી પર આવ્યા. આ ખલીફા ઘણાં ધાર્મિક પ્રકૃતિના પ્રજાવત્સલ અને દયાળુ હતા.

આ ખલિફા પાસે એક કિંમતી વીંટી હતી. મોટાં મોટાં ઝવેરીઓ પણ એ વીંટી જોઈને આશ્ચર્ય પામતા. તેની કિંમત કરવી ખૂબ મુશ્કેલ હતી. તેમાં એક નંગ હતું તે રાત્રે તારાની પેઠે ચળકતું હતું.

એક વાર ખલિફાના સમયમાં દુકાળ પડયો. લોકો અન્ન વિના હેરાન હેરાન થવા લાગ્યા. આ જોઈ બાદશાહે પોતાની આ કિંમતી વીંટી વેચવા કાઢી. આ જોઈ તેમના સલાહકારો, મંત્રીઓએ કહ્યું : " જહાંપનાહ, આવી કિંમતી વીંટી વેંચશો નહિ. "

આ સાંભળી ખલિફા ઉમરે કહ્યું. "જે રાજાની પ્રજા અન્ન માટે આટલું દુઃખ વેઠી રહી હોય, ને રાજા કિંમતી આભુષણો પહેરી ફરે એ શોભાસ્પદ છે ? "

અને તેમણે એ વીંટી વેંચી કાઢી, અને આઠ દિવસ સુધી પોતાની ભૂખી પ્રજાનું પોષણ કર્યું.

આવા પ્રજાવત્સલ અને સીધાસાદા ખલિફાને આજે પણ ત્યાના લોકો પ્રેમથી યાદ કરે છે.

—વૃજલાલ ર. દાવડા

# વૈરાગી કવિનો શૃંગારરસ



ધીરજલાલ સાવલિયા

ભોજા ભક્તના સમગ્ર સાહિત્ય ઉપર દૃષ્ટિપાત કરતા એક વસ્તુ તુર્ત જ જણાય આવશે કે તેમના કાવ્યોનો મુખ્ય ઉદ્દેશ લોકોને સંસાર પ્રતિથી અનાસક્ત કરી, વૈરાગ્ય તરફ ખેંચવા–આકર્ષવા અથવા સંસારમાં રહી ઇશ્વરમાં ચિત પરોવી નિર્મળ જીવન જીવાડવાનો હતો. એટલે એમના સાહિત્યનો મોટો ભાગ વૈરાગ્યપ્રચુર અને ઉપદેશાત્મક છે.

"ચાબખાનો માર એ તો સાંભળતા માનવી,
ગુણ તજે છે ગુલામનો"

'ચાબખા'નો માર ખાતા કે સાંભળતા માણસ ઇશ્વરાભિમુખ થાય છે.

ભોજા ભક્ત આપણા વેદાંતિકવિ હોવા છતાં પણ એમનાં કાવ્યોમાં શૃંગારરસ–વૈરાગ્યરૂપી રણમાં મીઠી વીરડી જેવો છે. 'ચાબખા'ના મારથી થાકેલો, હારેલો, ત્રસ્ત થયેલો મુમુક્ષુ એમના શૃંગારના પદોમાં શાતા અનુભવે છે. પણ ચાબખાના મારની વેદના ભૂલતો નથી. ભોજા ભક્તનો શૃંગાર ઉપદેશ વિહીન તો નથી જ !

"સંસારના સુખડા રે કડવો લીંબડો" એમ કૃષ્ણવિરહમાં ઉદ્‌ગાર કાઢતી વિરહાતુર વ્રજવનિતાઓને જો કૃષ્ણમિલન થાય તો સંસારના સુખડા એ કડવા લીંબડા જેવા ન જ હોય ! ભોજા ભગતની ગોપીઓમાં આપણે વૈરાગ્યમિશ્રિત શૃંગાર જોઇ શકીએ.

આ ભક્ત, યોગી અને વૈરાગી કવિએ શૃંગારરસ કેમ આલેખ્યો હશે એમ સહેજે પ્રશ્ન થાય. પણ રામાયણ શ્રી તુલસીદાસે રામચંદ્રને પોતાના ઇષ્ટદેવ તરીકે માનીને લખી, છતાં પણ કવિ, મર્યાદાપુરુષોત્તમ શ્રી રામ અને સીતાનો શૃંગાર આલેખવાનું ન ચૂકયા.

જનકપુરના રાજ્ય ઉદ્યાનમાં ફૂલ લેવા આવેલ શ્રી રામ અને તે જ સમયે પાર્વતીનું પૂજન કરવા આવેલ સીતાનું તારામૈત્રક તુલસીદાસે બાલકાંડમાં આલેખ્યું છે.

સીતા જ્યારે ગૌરીપૂજન કરે છે ત્યારે એક સખી ફૂલવાડી જોવા જાય છે. અને રામ–લક્ષ્મણને બાગમાં નિહાળે છે. સીતા પાસે આવી તેના રૂપનું સુંદર વર્ણન કરે છે. આથી સીતાને, રામને જોવાની પ્રબળ ઉત્કંઠા થાય છે. રામની શોધ માટે.

चकित बिलोकती सकल दिसि ।
जनु सिसु मृगी सभीत ॥

નાનું એવું, બીકણ મૃગનું બચ્ચું ચકિત થઇને ચારે તરફ જુએ, તેમ સીતા ચારે તરફ રામને

શોધે છે. આ 'ચકિત વિલોકતી' સીતાના પાયલનુપૂરનો અવાજ જ્યારે રામના કર્ણદ્વારે અથડાય છે ત્યારે તેની અસર રામચંદ્ર લક્ષ્મણને આ રીતે વર્ણવે છે.

मानहुँ मदन दुदमि दिन्ही ।
मनसा विस्व विजय कहँ कीन्ही ॥

આ મદનદુંદભીનો અવાજ સાંભળી પોતે નાના ભાઈ લક્ષ્મણ પાસે મર્યાદા લોપી લે છે તેમ ભાન થતા, પોતાનો બચાવ કરતા રામ કહે છે: "હે લક્ષ્મણ! રઘુકુળનો એ સહજ સ્વભાવ છે કે ખરાબ રસ્તે તેઓ પગ ભરતા નથી અને મારા મનમા તો મને પૂરી ખાત્રી છે કે સ્વપ્નમા પણ મને પરસ્ત્રી આવે નહિ પરંતુ આજ સીતાને જોઇ મારુ અંગ ફરકે છે. તેનું કારણ હું જાણતો નથી પણ "सो सबु कारन जान बिधाता।" આ બધાનું કારણ વિધાતા જાણતી હશે. આમ કહી રામ તો દૃષ્ટિ ફેરવી લે છે પણ સીતાનું શુ? કવિ કહે છે કે રાજકુમાર કયા ગયા? એમ મનમા ચિંતા કરતી સીતા ચકિત થઇ ચારે તરફ જુએ છે.

બીજા પ્રસંગે ધનુષ્ય ભાંગતી વખતે રામચંદ્રની સામે જોઇ સીતા સંકોચ અનુભવે છે. છતા પણ તેમના સામુ જોવાઇ જાય છે—જોવાનું ગમે છે. તેનું રસિક વર્ણન કવિ આ રીતે આપે છે.

'प्रभुही चितही पुनि चितव महि, राजत लोचन लोल।
खेलत मनसिज्र मीनजुग, जनु बिधु मंडल डोल ॥

પ્રભુ રામચંદ્રની સામે જોઇ, પછી પૃથ્વી તરફ જોતા, સીતાજીના સંચલ નેત્રો એવા શોભે છે જાણે ચંદ્રમંડલ રૂપી ડોલમા કામદેવની બે માછલીઓ ન ખેલતી હોય.

તુલસીદાસ મર્યાદા પુરુષોતમ શ્રી. રામનો શૃંગાર આલેખે છે તેમ આ વૈરાગી કવિ કૃષ્ણ અને ગોપીઓનો વિપ્રલંભ શૃંગાર ગાય છે.

મધ્યકાલિન ગુજરાતી સાહિત્ય મોટે ભાગે કૃષ્ણ અને ગોપીઓના વિરહ અને મિલન—વિપ્રલંભ અને સંયોગ-શૃંગારની આજુબાજુ આલેખાયું છે. રામ અને કૃષ્ણ એ આપણા ઉપાસ્ય દેવો, પરંતુ રામ તો રહ્યા મર્યાદા પુરુષોત્તમ એટલે રાધા—માધવની જોડી શૃંગાર રસની પોષક બની.

બધા જ રસોમાં શૃંગાર રસનુ આલેખન કઠિન છે. કારણ કે તેને બીભત્સ થઈ જવાનો વધારેમા વધારે ભય છે. અને તેય જ્યારે પોતાના ઇષ્ટદેવ માટે હોય ત્યારે તો તે અતી કઠિન છે. છતા પણ ભોજા ભગત પોતાની મર્યાદાઓ જાળવે છે. ભોજા ભગતનો શૃંગાર વિપ્રલંભ છે. કવિ, કૃષ્ણનો સંયોગ શૃંગાર નથી ગાતા 'વસંત વિલાસ'મા ઉઘાડો શૃંગાર છે તથા કર્તાએ પોતાનુ નામ કાવ્યમા આપતા શરમ અનુભવી હશે તેમ શ્રી કનૈયાલાલ મુનશી કહે છે ત્યારે ભોળલરામ તો રહ્યા ભકત કવિ એ અમર્યાદિત શૃંગાર કેમ લખે?

ઘનઘોર કાજળકાળી રાત્રીએ ઘટાટોપ વાદળામા કયારેક વીજ ચમકી જાય અને તે રાત્રીની ભીષણતામા વધારો કરે. તેમ ભોજા ભગતના વૈરાગ્યના પદોમા શૃંગારના પદો ચમકી જાય છે અને વૈરાગ્યને વધારે પ્રગાઢ બનાવે છે

વ્રજની વનિતાઓને, કૃષ્ણ જ્યારે ગોકુળમ હતા ત્યારે તો અનેક બાને મળાતું સવારના પહોરમા છાશ લેવા જઇ જશોદામાનુ આડુ કામ કરી, કૃષ્ણને આડી નજરે જોઇ લેવાનુ સુખ માણતી.

"ઝરમર રે મે' માતો અમે આવતા,
મોહનજી કાંઇ જોવા તમારુ મુખ જો"

અથવા વહેલા પ્રભાતમા જમનાના પાણી ભરવા જતા, સાંકડી શેરીમા કૃષ્ણ સામા મળતા અને નવરંગ ચૂંદડી તાણી અડપલુ કરી લેતા, પણ આ બધુ કેટલા દિવસ છાનુ રહે? ગોપી અને કૃષ્ણનુ આ મિલન ખુલ્લુ પડી ગયું. અને જશોદામાએ શેરીએ આવવાની મનાઈ કરી દીધી

"શીદ આવો છો શેરીએ,
અમને કે'તા જશોદા માય રે,
મોહનજીને મળવા ખાતર,
કરતા કોટી ઉપાય રે"

કૃષ્ણને મળવાનું હવે એક જ સ્થળ રહ્યુ, અને તે ગામનુ પાદર ગાયોનો ગોવાળ તો ગોદરે જ હોય ને ! એટલે દોવા સિવાયની ગાય છોડી મૂકી પછી,

"મળવા ખાતર માવાને જતા
ગોદરે દોવા ગાય રે"

અને આમ એક યા બીજી રીતે ભોજલના સ્વામીને ભેટીને ગોપીઓ મિલનનો આનદ માણે છે પણ ગોપીઓનો આ આનદઓચ્છવ લાંબો સમય ન ટક્યો 'કૂબજાની સગે' કાનુડો ગોકળથી મથુરા ગયો

વિરહ વ્યાકુળ વ્રજની ગોપીઓનો સદેશો સાભળનાર અને તેમને સાત્વના આપનાર એક માત્ર ઉદ્ધવજી હતા તેઓ કૃષ્ણ મિલનની ઉત્કઠાવાળી ગોપીઓને પૂછે છે કે તમારે કૃષ્ણ સાથે આટલો ગાઢ સબધ ક્યારથી બધાઈ ગયો ? બસ પતી ગયું ફૂક મારવાથી અગાર ઉપરની રાખ દૂર થતા જેમ અગ્નિ પ્રજ્વલિત થાય તેમ ઉદ્ધવજીના એક જ પ્રશ્નથી કૃષ્ણવિરહનો ભારેલો અગ્નિ પ્રજ્વલિત થાય છે અને વિરહણિયોના હૃદયને વલોવી નાખે છે ગોપીઓ માડીને વાત કરે છે

એક દિવસ એ 'પિયુજી' અમારે ઘેર આવ્યા એની આખલડીને ચાળે અમારા ચિત્ત ચલાયમાન થયા એની મોરલીનો અવાજ સાભળી અમોને મોહનની અજબ મોહિની લાગી પણ કૃષ્ણ અમોને ઉદાસ કરી જતા રહ્યા, જો કે તેમા તેમનો વાક ન હતો

"અમારા અવગુણ તો અમે જાણીએ
શા માટે હરિ તજીયા ગોકુળ ગામ જો"

કૃષ્ણને ગોકુળ છોડવાનું કારણ અમે જ હતી એમા ભૂડી કૂબજાના કામણે છોકર બુદ્ધિ કાનુડાને ભોળવ્યો તે દિવસથી કૃષ્ણ ફરી વ્રજમા આવ્યા નથી

ભ ભેરી એણે ભોળવી રાખ્યા ભૂદરજી ને ભાઈ રે,
તે દા'ડાના ત્રીકમજી ફરી વ્રજમા આવ્યા નહિ રે'

અને ત્યારથી કૂબજાની સાથે તેઓ જતા રહ્યા છે હે ઉદ્ધવ ! જાણી જોઈને તેણે અમારો 'નેહ' તોડયો છે કૃષ્ણને કોઈએ એટલુ પણ ન સમજાવ્યું કે "ઊચાને કાંઈ નીચી સગતું નેહ જો' એ તો અમને દેશવટો આપીને ગયા હવે અમારે ભગવાનને કેમ ભેટવુ ? અતરની દાઝ ઘણી પણ બોલવાતી નથી. કૃષ્ણે એટલો પણ વિચાર ન કર્યો કે,

"વાલાની આડી વાડયું નવ કીજીયે,
ભલા ભૂડા તો ય પોતાના કેવા જો !'

પણ ઉદ્ધવજી સલાહ આપે છે કે તમે કૃષ્ણને હમેશને માટે હૃદયમા સ્થાન આપી તેની રાહ જુઓ અથવા કૃષ્ણના પ્રેમને છોડી દો—To wait or to left—પણ 'એ'હવતી' બેમાથી એક પણ વસ્તુ કરી શકતી નથી ગોપીઓની સ્થિતિ સાપે છછૂદર ગળ્યા જેવી થઈ છે

"પ્રીતલડી પાળુ તો દિલ દાઝે ઘણું,
મૂકી દીયે માને નહિ મારુ મન જો"

કૃષ્ણ સાથે જો પ્રીતી રાખીએ તો તેની યાદમા અમારુ દિલ દાઝે છે અને તેની પ્રીત છોડી દેતા મન માનતું નથી, હે ઉદ્ધવ ! કૃષ્ણ અમને ક્યારે મળશે ? તેની વાટ જોતા તો કેટલાય યુગ વહી ગયા અમારુ મન એમના વિરહમા તલપે છે હરતા ફરતા અમે કૃષ્ણનુ જ સ્મરણ કરીએ છીએ ભોજન પણ ભાવતુ નથી સૂતા અમને સુખ થતુ નથી વ્રજની કુજગલી કૃષ્ણ વગરની ઉજ્જડ વન જેવી લાગે છે

ઉદ્ધવજીએ પોતાનો મથુરા જવાનો વિચાર બતાવ્યો અને કઈ સ'દેશો આપવા માટે જણાવ્યુ ગોપીઓ કહે છે કે પ્રથમ તો તમે કૃષ્ણને તેને પૂર્વ જન્મ સભારીને કહેજો કે,

'આગુની ઓળખાણે અમે અહિ અવતર્યા,
એણે ધર્યો કાંઈ આહિર કુળ અવતાર જો'

પદ્મપુરાણમા એક વાત આવે છે કે ભગવાન શ્રી રામચદ્ર જ્યારે દડકારણ્યમા નિવાસ કરતા હતા ત્યારે ત્યાના સોળહજાર ઋષિઓ ભગવાનનું અલૌકિક સૌંદર્ય જોઈ એમના પર મોહિત થઇ ગયા

અને એમની સાથે રમણ કરવાની ઇચ્છાથી કહે છે કે "તમે અમારો સ્ત્રીઓ તરીકે સ્વીકાર કરો" ભગવાન રામચંદ્ર જવાબ આપે છે કે "હું મર્યાદા પુરુષોત્તમ છું. ઉપરાંત આ અવતારમાં હું એક પત્નીવ્રત પાળું છું. તેથી તમારો સ્વીકાર કરી શકું નહિ પણ બીજા અવતારમાં હું વ્રજમાં કૃષ્ણ તરીકે પ્રગટ થઇશ, ત્યારે તમારી સાથે ક્રિડા કરી તમારી મનોકામના પૂર્ણ કરીશ.

મહકૌર્મ પુરાણમાં પણ હકીકત આવે છે કે,

अग्निपुत्रा महात्मन स्तपसा स्त्रीत्वमापिरे ।
भर्तारंच जगद्योनि वासुदेव मज विभुम ॥

અર્થાત્ મહાત્મા અગ્નિપુત્રોએ તપ કરીને સ્ત્રીત્વ પ્રાપ્ત કર્યું, અને જગતને ઉત્પન્ન કરનાર, જન્મ-વગરના અને વ્યાપક એવા વાસુદેવ ભગવાનને ભર્તા તરીકે પ્રાપ્ત કર્યા.

હે ઉદ્ધવજી! કૃષ્ણને કેજો કે ગોપીઓએ તમારા માટે થઇને તેમનુ યૌવન જાળવી રાખ્યું છે. અમને ઇચ્છા હતી કે 'જોબનમા જાવ્યું રે રમશું રંગમા' પણ એ ઇચ્છા મનની મનમાં રહી ગઈ. હજુ હમણાં જ કૃષ્ણ તો સાવ નાના હતા. અમારે આંગણે ઉઘાડા રમતા અને નાના એવા શકોરામાં માગીને છાશ પીતા, વળી કૃષ્ણ જલ્દી મોટા થાય એટલા માટે અમે છાનાં છાનાં, મેવા લઇ કૃષ્ણને ખવરાવતી હતી. અને તે પણ-અમને કહેતા કે તમે બરાબર ધ્યાન રાખજો જેથી જશોદા માતા અને નંદબાવાને ખબર ન પડે!

"અમે છાના મેવા લાવતા,
વાલો ખાંતે કરીને ખાઈ રે;
વચને વારતા વિઠુલો,
જો જો જાણે નહિ નંદરાઈ રે."

અને નંદરાઈ ન જાણે એમ અમે તેમને ઘણું ખવરાવ્યું છે. વળી સુખી મા-બાપનો દીકરો અને બે માતાના ધાવણ ધાવ્યો છે એટલે હાડેતો લાગે. અને આ બધું કૃ ષ્ણ તો અમારો જ છે ને? એમ માની તેનુ પાલન કર્યું છે. જ્યારે તેની 'વસમી વેળા' હતી ત્યારે અમે આગળ ઊભાં રહી તેના કામ કર્યા છે– જ્યારે નાના બાળક રૂપે ભગવાનને પૂતનાના પ્રાણ હર્યા અને તેનું સ્તનપાન કર્યું ત્યારે ગોપીઓએ તેનું રક્ષણ કર્યું હતું. તેની યાદ આવે છે– એટલે અમને ભરોસો હતો કે કૃષ્ણ કાંઇ થોડા અમને છોડીને જશે?

કૃષ્ણને ગોપીઓ વતી વિનંતી કરજો કે તેઓ એક વખત ગોકુળ આવે. "મર્યાદા મેલીને બીજું નહિ બોલીએ" મર્યાદા છોડીને અમે બીજું કંઇ બોલશું નહિ. ગોવિંદ વગર ગોકુળના ખોરડાં અમને ખાવા દોડે છે. માવજી વિના અમારા મોંઘા-મૂલા મહી મેળવ્યા વગરના પડયા છે. ગોપીઓનો વિરહ પ્રબળ છે.

"રહી નવ શકીએ અહિં અમે એક રાતડી;
જીવન વિનાનો જનમારો કેમ જાય જો."

કૃષ્ણ વિરહમાં અમારે અહીં એક રાત કાઢવી પણ મુશ્કેલ-છે તો આખો જનમારો કેમ કાઢવો? ગોપીઓ રાત્રે સૂવે છે પણ નિદ્રા આવતી નથી અને વલવલતા-વહાણું વાય છે.

"જોબન ને જૂઠું રે જોઈ નહિ જાલવુ;
વિયોગીયાની અમે કેને જઈ કઇએ વાત જો."

"આ વિયોગની વાત પણ કોને કરવી? બીજી બાજુ કૃષ્ણનો પણ શું ભરોસો? એની રાહ જોતા તો અમે જુવાન થઇ ગયું. અમારું યૌવન ખોટી રીતે વહી જાય છે. હૃદયકુંજમાં પ્રેમની કોકીલા ટૌકી પણ તે ન આવ્યા. ગોપીઓને એક બીજી પણ બીક છે. કે કૃષ્ણ કદાચ મોડા આવે તો? "જોબન ને જતા નહિ લાગે વાર જો" અમે તો કૃષ્ણની રાહ જોઇશું પણ અમારુ યૌવન કાંઇ થોડું કૃષ્ણની રાહ જોઇ ઊભું રહેશે? 'ત્રિયા જોબન ત્રીશ વર્ષ' એ ન્યાયે કાલે જોબન જતું રહેશે. પછી કૃષ્ણ આવે તો પણ શું? માટે તમે કૃષ્ણને સાથે જ તેડતા આવજો. ગોપીઓનો સંદેશો લઇ ઉદ્ધવજી મથુરા જાય છે.

બીજા ભગતની ગોપીઓ વિરહાતુર હશે, કામાતુર નથી, નહિ તો ગોકુળને ગોંદરેથી, મથુરાના

રાજમહેલ ક્યાં છેટા હતાં? કવિશ્રી નાનાલાલના અભિનવ નાટક 'ઇન્દુકુમાર'માં કાન્તિ પૂછે છે

કાન્તિ : "રાજ! વિરહ એટલે શું?
રાજ : "વિરહ એટલે બેઠી છે એ ઋતુ
લૂના લેરખા અને વગડાની વંટોળ.

વિરહ એટલે વ્રજની નાર,
ગોઠાતાં'તાં ને રહ્યે જ હમણા?
ભોળીઓની ડુંગરા મોટી ભૂલ.

કેટકેટલા વેગળા હતા,
વ્રજ કે ગોકુળથી મથુરાના રાજમહેલ?
વિશ્રામઘાટને સામે આરે થી યે
વેણું સંભળાવત અને દર્શન થાત.

કીયા પડયા'તા સાત સાયર વચ્ચે
કે માંડી'તી અણુ ઓળગાની અગમ્યતાઓ?
યુગ આથમીને ઊગ્યા વિરહના ને
વૃથા ફજેત કીધો ક્હાનડાને"

ચૈત્ર મહિનાની પાછલી રાતને પરોઢિયે જ્યારે ઠંડી ગરમીનો સમન્વય થાય છે. ત્યારે વિરહ વ્યાકુળ ગોપીઓની આંખ સહેજ મળે છે. તેમાં એક ગોપીને સ્વપ્નમાં કૃષ્ણનો સંયોગ થાય છે. કૃષ્ણ ભગવાન ગોપીના પલંગ પર આવીને બેસે છે. પોતાનો પવિત્ર હાથ ગોપીના કોમળ શરીર ઉપર ફેરવે છે. તેને મનાવે છે. પણ ઘણા સમયનો વિરહ છે ને? એટલે રીસ હાડોહાડ વ્યાપી છે. ગોપી નથી જાગતી, નથી મનાતી. કૃષ્ણ વિનવે છે. પણ સ્રીનું એક નામ માનુની 'ખરું' ને? ગોપી નિષ્ઠુર બની ગઈ છે. કૃષ્ણ ખીજાય ને જતા રહે છે. ત્યાં જ ગોપી નિંદ્રામાંથી જબકી ને જાગી જાય છે. અને

"શુધ્ધ બુધ્ધ ભૂલી મારી સુરતા લોભાણી,
હું તો કૃષ્ણ કૃષ્ણ કરતી દોડી રે."

અરે! કૃષ્ણ તમે કયા જાવ છો?, તમે કેટલા નિષ્ઠુર છો? અમે તમારી કેટલી રાહ જોઈએ છીએ? તમે સ્વપ્નાની જેમ કયા ચાલ્યા? એમ બોલતી ભાન વગરની ગોપી દોડીને થાંભલીને ભેટી પડે છે.

સવારમાં ગોપી દૂધ વેચવા જાય છે. પણ ચિત તો કૃષ્ણમાં જ ચોટયું છે. સાંજે જ કૃષ્ણને જોયા છે ને એટલે તેના જ વિચારો કરે છે.

"विक्रेतु कामा खिल गोप कन्या
मुरारि पादार्पित चित्तवृत्ति।
दध्यादिकं मोहवशादवोचद
गोविंद दामोदर माधवेति॥"

જેની ચિતવૃત્તિ શ્રી કૃષ્ણના ચરણની અંદર ચોટી છે તેવી કોઇક ગોપકન્યા દૂધ-દહીં વેચવા માટે ઘેરથી નીકળે છે પણ મન તો કૃષ્ણ પાસે છે. તેથી પ્રેમવશ ભાન ભૂલીને 'દહીં લો, દહીં' એને બદલે જોરથી 'ગોવિંદ! દામોદર! માધવ!' વગેરે પોકારવા લાગી.

સંસ્કૃત સાહિત્યમાં વિરહીઓના દશ પ્રકાર બતાવવામાં આવ્યા છે. ભોજા ભગતની ગોપીઓ એક યા બીજા પ્રકારે દશે પ્રકારની વિરહની વેદના ભોગવે છે.

શ્રી કૃષ્ણ ઉદ્ધવજી દ્વારા ગોપીઓનો સંદેશો સાંભળીને વ્રજમાં આવે છે. સવારના પહોરમાં નંદ-દ્વારે ઊભેલ રથ જોઇ ગોપીઓ પૂછે છે. કોણ આવ્યું છે? કોનો રથ છે? કોઈ જવાબ આપે છે કે કૃષ્ણ આવ્યા છે. ત્યાં તો

"કૃષ્ણ સમાચાર સાંભળી
આવી ઊભીયું ઠારોઠાર રે."

પણ કૃષ્ણ મળતા નથી ઉદ્ધવજી આવે છે. અને ગોપીઓને કહે છે કે કૃષ્ણે કહ્યું છે "ગોપીઓને મારા પરનો પ્રેમ સાચો હશે તો "દિલમાં હોય દિદાર રે" તેઓના હૃદયમાં જ મારા દર્શન થશે. ગોપીઓ ઉદ્ધવજી પાસે કૃષ્ણનો કાગળ માગે છે અને કહે છે કે તેમાં લખ્યું હશે તો અમે ભગવા પહેરી વનમાં જઇ ભજન કરીશુ અને "પ્રાણ તજીને અમે જશું પ્રભુની પાસ જો" પણ કૃષ્ણને કહેજો કે કુબજાના અંગનું મૃગચર્મ અમને આપી જાય. કુબજાના અંગને ભેટતી વખતે કૃષ્ણ મૃગચર્મને પણ ભેટયા હશે એટલે તેને ભેટીને અમે અમારી અંતરની દાઝને ઓલવશું.

હે ઉદ્ધવજી ! કૃષ્ણને જઈને એટલુ કહેજે કે વિરહ વ્યાકુળ વ્રજવનિતાઓની વહાર કરવામા વાર કરો છો તે વિશ્વેશ્વરને શોભતું નથી અમારે તો

"પ્રાણ પ્રતિ શું પ્રીત બંધાણી,
થાવાની હતી તે થઈ રે,
ભોજલના સ્વામીને જઈને કે'જો,
કે શું આવ્યા'તા કઈ ને."

ભોજલના સ્વામી શ્રી કૃષ્ણને જઈને કહેજો કે તમે નિર્દોષ અને ભોળી ગોપીઓનો વિશ્વાસઘાત કર્યો છે. તમે શુ કહીને આવ્યા હતા ? પણ કૃષ્ણ તો ગોપીઓની સ્તુતિ કરતા ભાગવતના દશમ સ્કધમા કહે છે કે "હે અબલાઓ ! આ પ્રમાણે મારા માટે જ લોક, વેદ અને સગાવહાલાનો તમે ત્યાગ કર્યો છે અને તમે મારામા જ ચિત્તવૃત્તિ રાખો છો. એટલા માટે તમારું પરોક્ષ ભજન કરતા હુ તિરોહીત થયો છું તમે મારુ નિર્દોષ ભજન કરનાર છો, તમારા ઉપકારનો બદલો હુ બ્રહ્માના આયુષ્યથી પણ વાળી શકુ તેમ નથી. ઘરની શૃખલાઓ તોડવી બહુ કઠણ છે છતા પણ તે તોડીને તમે મારું ભજન કર્યું છે તમારા આ સત્કર્મ નો બદલો તમારા સ તોષથી જ થાવ.

ભોજા ભગતની વૈરાગ્યની ભાષા કઠોર છે તો શૃગારના પદોની ભાષા કોમળ છે.

"મહા મહિને મન મોહ્યુ ભામીની કેરા ભોગમાં;
તેમા ભૂર, તું રહ્યો છે ભોળાઈ વિષયના રોગમાં."

"પામર ! પરનારી શું પ્રીતિ,
નીતિ નહિ હરિના નામમાં."
કરપિ ! કરથી ન વાપર્યું કાંઈ,
કાપ્યા જોઈએ હાથને"

વૈરાગ્યના પદોમા કરપિ, મૂર્ખ, કે ભૂર જેવા વિશેષણો તેઓ વાપરે છે અને તેથી જ એક વિવેચકે લખ્યું છે કે "અખાને એક વાર વાચ્યા પછી ફરીને વાચવાની ઇચ્છા થાય છે પણ ભોજા ભગતને એકવાર વાચ્યા પછી બીજીવાર વાચવાની ઈચ્છા થતી નથી."

ઉપદેશમા ઉગ્રતા ધારણ કરતા આ ભક્ત કવિ શૃગારના પદોમા કઠોરતાનું આવરણ દૂર કરી કોમળતા ધારણ કરે છે એ એમનુ ભાષા ઉપરનુ પ્રભુત્વ બતાવે છે. ભોજા ભગત જેવા વૈરાગી કવિના હાથે લખાયેલી શૃગારની આ સરવાણી બતાવે છે કે જો એમણે ધાર્યું હોત તો તેઓ મધ્યકાલીન ગુજરાતી સાહિત્યના એક સારા શૃગારી કવિ બની શકત !

ભોજા ભગતે શૃગારના પદોમા પદલાલિત્ય સારુ જાળવ્યું છે. કોમલાગી ગોપીઓના મુખમા, કઠોર વાણી સારી ન લાગે, અને એ પણ જ્યારે પોતાના પ્રિયતમને સબોધીને બોલાતી હોય ત્યારે તો તે સારી ન જ લાગેને ?

"વાટલડી જોતા રે કંઈ જુગ વહી ગયા."
"સેજલડીએ સુતા રે સુખ નથી આવતું"
"આંખલડીને ચાળા રે ગીત મારુ ચાખવ્યું"
"પ્રિતલડી પાળુ તો દિલ દાઝે ઘણું."

વગેરે પક્તિઓમા વાટલડી, સેજલડી, સાહેલડી, આખલડી કે પ્રિતલડી જેવા શબ્દોમા જે સગીત છે, કોમળતા છે, મીઠો રણકો છે, કે શબ્દ-લાલિત્ય છે તે તુર્તજ દેખાય આવે છે.

સદેશાના પદો ઉપરાત 'હોરી'ના પદોમા પરણ્યા પીયુની વાત કહેતા મુગ્ધાની શરમ અનુભવતી ગોપી હોય કે 'જળ રે વછોયા મીન' જેવી પ્રોતે પરવશ થયેલ ગોપી હોય કે જેને સસાર કડવો ઝેર જેવો થઈ ગયો છે તેવી ગોપી હોય પણ હોળીના ગીતો સાભળીને, બધી ગોવાલણો અનહદ પ્રેમવશ થઈને એક બીજીને સાન કરીને ફાગણના ફાગ ખેલવા જાય છે. શ્રીમદ્ ભાગવતમા શુકદેવજી પણ કહે છે

निशम्य गीत तदनङ्ग वर्धन व्रजस्त्रिय,
कृष्णगृहित मानसा ।
आजग्मुर न्योन्य मलक्षितोद्यमा स यत्र
कान्ता जवलोल कु कुण्डला ॥

કામ વધારનાર તે ગીતનુ શ્રવણ કરીને શ્રી કૃષ્ણમા જ જેમનુ ચિત્ત ગયેલુ છે જેમણે એક બીજાના ઉદ્યમો જાણ્યા નથી, અને વેગને લીધે

જેમના કુંડળો હાલે છે. તેવી વ્રજસ્ત્રીઓ જ્યાં કાન્ત-ભગવાન કૃષ્ણ હતા ત્યાં આવી, કેટલીક સ્ત્રીઓ 'શરીરનું અનુલેપન કરતાં કરતાં, કેટલીક જમીન લીંપતાં લીંપતાં, કેટલીક આંખો આંજતાં આંજતાં, અને કેટલીક જેના વસ્ત્ર તથા આભુષણો ઉલટ-સુલટ થઇ ગયો છે તેવી ગોપીઓ કૃષ્ણ પાસે આવી, બીજી બાજુ "પોતાની પાસે જ પોતાની સ્ત્રીઓ સૂઇ રહી છે તેમ ગોપો માનવા લાગ્યા" શુકદેવજી કહે છે કે નવ પ્રકારના સગુણ ગોપીજનો અને દસમાં ગુણાતીત ગોપીજનો – એમ દસ પ્રકારના ગોપીજનો ભગવાન પાસે ગયા અને કૃષ્ણને વિનંતી કરી કે જેમ આદિ પુરુષ ભગવાન દેવલોકનું રક્ષણ કરનાર છે તેમ આપ વ્રજજનોના ભય અને દુઃખ દૂર કરવા માટે પ્રગટ થયા છો માટે હે દુઃખીજનોના બન્ધો ! આપનું હસ્તકમળ આ આપની દાસીઓના તપ્ત સ્તનો ઉપર અને મસ્તક ઉપર ધરો. ઉપરાંત 'ગોપીગીત'-માં ગોપીઓ કૃષ્ણને કહે છે.

विरचिता भयं वृष्णिधुर्य ते शरणमीयुषां संसृतेर्भयात ।
कर सरोरुहं कान्त कामदं शिरसिधेहिनः श्री करेग्रहम ॥

"હે વૃષ્ણકુળમાં શ્રેષ્ટ ! હે કાન્ત ! આપનું હસ્તકમળ જે સંસારના ભયથી આપને શરણે આવનારના ભયને અભયદાન આપનાર છે. જે અભિલાષાઓ પૂર્ણ કરે છે અને જેણે લક્ષ્મીજીનું પાણીગ્રહણ કર્યું છે તે અમારા શીર ઉપર ધરો."

ભોજા ભગતની ગોપીઓ પણ વસંતઋતુના માદક વાતાવરણમાં સાનભાન ભૂલી ગઈ છે. અને કૃષ્ણ સાથે આનંદ કરવા ચાલી નીકળે છે. વચનરૂપી ગલોલી વાગી છે. એટલે ઘાયલ થઇ છે. અને કામાતુર થઇ કૃષ્ણ ઉપર ગલાલ છાંટી 'ગોઠ' માગે છે.

"પ્રેમ-ગુલાલ કી ઝોરી ભરકે,
ગોઠ ગોવિંદજી સે માગી,
મન્મથ પૂર્ણ કરો હે મોરારી !
નારી, નાચત કૂદત નાગી;
અનભે થઈ, ભય ગયો ભાગી,
લગની લાલનસે લાગી."

કૃષ્ણને પોતાનો 'મન્મથ' પરિપૂર્ણ કરવા વિનંતી કરે છે. કૃષ્ણ ગોપીઓને સંતોષ આપે છે. ગોપીઓનું આ સુખ નિર્ગુણ છે. ભગવાન પોતે જ સ્વમુખે કહે છે "આત્માથી જે સુખ મળે છે તે સાત્વિક છે. વિષયથી જે સુખ મળે છે તે રાજસ છે, મોહ અને દૈન્યથી જે સુખ મળે છે તે તામસ છે. અને મારાથી જે સુખ મળે છે તે નિર્ગુણ છે.

શૃંગાર અને વૈરાગ્ય જેવા પરસ્પર વિરોધી રસોને ભોજા ભગત જેવા વૈરાગી કવિ, પોતાના શૃંગારના પદોમાં સુભગ સમન્વય કરે છે.

જૈન કવિઓ, નરસિંહ મહેતા, વસંત વિલાસકાર, ભાલણ, મીરાંબાઇ, સ્વામીનારાયણ સંપ્રદાયના કવિઓ અને દયારામની શૃંગાર પ્રણાલીકાને ભોજા ભગત મહદ અંશે અનુસરે છે. ભોજા ભગત આપણા જ્ઞાનમાર્ગીય કવિઓ માંડણ, ગોપાળદાસ, નરહરિ, બુટો, અખો, ભાણદાસ અને ધીરા ભગતની જેમ જ્ઞાની કવિ છે. સાથે સાથે રસિક કવિ પણ છે. અને સંગારના પદો લખી પોતાની રસપ્રિયતા સાબિત કરી આપે છે.

---

મહાન અંધ કવિ મિલ્ટને એક અત્યંત સુંદર યુવાન સ્ત્રી સાથે લગ્ન કર્યા હતા. પણ દુર્ભાગ્યવશ તેની પત્ની બહુ જ તીખા સ્વભાવની અને ઝગડાખોર હતી. મિલ્ટનનો એક મિત્ર હમેશાં તેની પત્નીના રૂપની પ્રશંસા કરતો, એક દિવસ તેણે કહ્યું. 'મિલ્ટન, તમે જોઈ શકતા નથી, નહિ તો તમને ખબર પડત કે તમારી પત્ની ગુલાબના ફૂલ જેવી સુંદર છે.' મિલ્ટને કહ્યું, 'હા, હું એ ગુલાબનું સૌંદર્ય જોઈ શકતો નથી એ વાત ખરી છે, પણ તેના કાંટાઓનો અનુભવ તો મને દિનરાત થયા કરે છે.

*

# સંત નથુરામ ગોંડલિયા

ડૉ મગનલાલ ગોડલિયા

આવે આરબને આળિયો, પીરાઈ હકવી પીર,
ગોડલિયાની ગાદીએ, નથવે ચડાવ્યા નીર.

પરભાતને પહોર વાવડીના બ્હેરા ગયેલો કુભાર ડોસો પટેલ આધેડવયની સફેદ વસ્ત્રધારી એક સાધ્વીને બમ્બે કટકા ગાળ્યું કાઢી રહ્યો છે

અમરેલી ગાયકવાડી પચકનું ગામ વાવડી ડોસા પટેલને ગાયકવાડી પટલાઈ મળેલી. ફાટીને ધુવાડે ગયેલા ડોસા પટેલે બ્રાહ્મણ સરમણની તો ઠીક પણ સગા દીકરાની જમીનુ ઓળવી નાખેલી અમલદારને ઊભે ગળે ખવરાવીને ડોસો પટેલ ઈ પચકનો બેતાજ બાદશાહ બની ગયેલો.

ખભાળિયાના સત નથુરામજીના દીકરી રાધાબાઇની રાકના રામપાતર જેવી જમીન ડોસા પટેલે ઓળવી લીધેલી.

રાધાબાઇ ડોસા પટેલને આજે છેલ્લી વેળાના કાલાવાલા કરે છે

'બાપ ડોસા પટેલ! તારે ઘરે હેડયુ હાલે છે તારે કયા તૂટો છે તે તે રામરોટી માથે હાથ નાખ્યો ?'

ડોસા પટેલ બેફામ બેલ્યે જાય છે, "તારા બાપે કયા માથા વાઢીને જમીન મેળવી છે? ઘરભેગી થઈ જા જોગટી! ભીખારાને મારા બેટાને વાડી વજીફાના ભોગ ભોગવવા છે !"

'ડાસા પટેલ! ધરતી તો રાજા રામની યે નથી રહી સાધુની જમીન તો અભિયાગતનુ સાધન ઈ'વાય આમ પા ળીના અગન શી ને પ્રગટાવ છો ?'

"હા આ! દન્નુ સો પટણ કરી નાખીશ એમ ને! હવે આવી ઈ આવી. આ ડેલીમા ફરી પગ મૂકયો છે તો વાંહો ભાગી નાખીશ"

ઓસરીની કોરે બે થાભલીને અઢેલીને ઊભેલી રાધાબાઇએ એ બે થાભલી વચ્ચે બેય હાથના કચ્ચલિયાળા પજા પછાડયા દસેય આગળિ મા લોહીના ટશિયા ફૂટી આવ્યા

થર થર થર થર કાપતા અવાજે સાધ્વી રાધાબાઈની કળતી આતરડીમાથી બોલ નીકળી પડયા .

"મારા બેપના ને ગરીબુના નિહાકા તને ખાઇ જશે, ડોસા પટેલ! અને આ બે થાભલી વચાળે જ તારૂ કમોતે મોત થશે"

ને થોડાક જ દિવસ બાદ સવત ૧૮૭૦ના વૈશાખની અજવાળી દસમે વાવડીના ગ્રામજનોએ ડોસા પટેલને એ જ બે થાભલી વચ્ચે તલવારને ઝાટકે દીધો

આ સાધ્વી રાધાબાઇ એટલે ખભાળિયાના સત નથુરામજીના પુત્રી ખભાળિયું એટલે ચલાળાના આપા દાનાનું ગુરુસ્થાન

ચલાળાને ખાભા વચ્ચે આવેલ ધારગણીથી ઊગમણે દોઢેક માઇલ શેલ નદીને કાંઠે આમેરણમા બસોક માણસના નેસડા જેવુ ખભાળિયું આજેય ઝૂલી રહ્યુ છે

ગામ વચાળે ડેરીવાળાની જગ્યા છે જગ્યામા એક ઓટા ઉપર કણજગીઆ વાવરા વચ્ચે સતજુગની સુવાસ ફેલાવતી સતોની સમાધીઓ આવેલી છે

કાળબળની થપાટે અત્યારે જગ્યાની આવક બહુ જૂજ છે ટુકી જમીન અને થોડુ આમેરણ છે

એક કાળે આ જગ્યા સાધુ સતોને અભ્યાગતોથી હમહમતી હતી બપોર સાજ હરિહરના સાદ પડતા કે 'છે કોઇ અનનો ભુખ્યોં ?' અને માનતાની હેડયું હાલતી

ધરતી વારા ફેરા લ્યે છે ને! નહિ તો ક્યા બોદાના નેસના ચારણ સાધુ ને ક્યા શેલની ગોદમા સૂતેલુ ખભાળિયુ ?

ગીરના બોદાના નેસના એક ચારણુ ભક્તિ રંગેરગ ઊતરી ગઇ નેસડે જુવાન ચારણીઆણી ને પાચ વરસના પુત્ર નથુને ભગવાનને ભળાવીને હાની નીકળ્યો

આવતા આવતા ગોડલમા વડવાળાની જગ્યામા જીવને જપ વળ્યો લોહલગરી મહારાજની પર પરાની કઠી બાધી ને ગોડલિયા કહેવાણા અમર સ્વામી નામે ખ્યાતિ ફરી વળી

ફરતા ફરતા બોદાના નેસ પાસેના નેસડે આવી ઊતરેલા આરખે પડખેના નેસના છોકરા ભેગા થઈ ગયેલા એમા નવ વરસનો થઇ ચૂકેલો નથુ પણ હતો રોળટાળ વેળાએ અમર સ્વામી છોકરાવને કહે "છોકરા હવે નેસડા ભેગા થઈ જાવ! રોળટાળ વેળા થઇ ગઇ!"

છોકરા નથુને કહે "હાલ નથુડા!' નથુડો કહે "મારે નથી આવવુ મારે તો મારા બાપની સાથે બાવા બનીને જાવુ છે!'

અમર સ્વામીએ ઘણુ સમજા વ્યો કે "તારી આઇ કાળુ કલ્પાત કરશે હુ એક હાલી નીકળ્યો એટલુ બસ છે!'

પણ નથુડો એકનો બે ન થયો નથુડો તો અમર સ્વામી ભેગો ધરાર હાલી નીકળ્યો

અહિ બોદાને નેસ નથુના આઇ ઘરેથી ઘી લઇને ઉટાણું કરવા ગયેલ નથુ માટે ચૂરમુ ચોળીને કોઠલામા ઢાકતા ગયેલા

ઘરે આવીને જુએ તો નથુડો ન મળે આખુ નેહડ ગજાવ્યુ પણ નથુ તો અમર સ્વામી સાથે હાની નીકળ્યાના સમાચાર મળ્યા આઇએ કાળુ કલ્પાત કર્યું કોઠલો ઉઘાડીને જુએ તો ચૂરમુ એમ ને એમ પડેલુ દીઠુ કલ્પાતમા ને કલ્પાતમા આઈએ બીજે દીએ દેહ પાડી નાખ્યો

નથુ સાધુ પિતા સાથે ફરતા ફરતા સાધુતાના સસ્કારે ઘડાતો જાય છે અંતરની સાધુતા અગે અગ ઝળકવા લાગી છે બાપને હાથે જ દીક્ષા લઇને નથુના નથુરામ સાધુપિતા ગુરુ અમર સ્વામી સાથે ફરે છે

ફરતા ફરતા શેલ નદીને કાઠે દીટલા ગામને પાધર મુકામ છે ૨૦-૨૫ ગામના ભાવિકો આવ્યા છે સૌ પોત પોતાના ગામ આશ્રમ બાધવા આગ્રહ કરી રહ્યા છે

શેલના રળિયામણા કાઠે અમર સ્વામીનું મન ઠરે છે કહે છે કે સવારે જેનુ ગાડુ સૌથી વહેલુ આવશે એને ત્યા જગ્યા બાધીશ

એમા દીટલા નજીક હોવા છતા ગાઉ એક દૂર રહેલા ખભાળિયાવાળાનું ગાડુ ગાદલું ને ધડકી નાખેલુ આભા નીચે પહોચી ગયુ ને અમર સ્વામીએ ખભાળિયામા ગોડલિયાની જગ્યા બાધી

અમર સ્વામી એક દી સાધુઓની મડળી લઇને ગીરમા ટેલે નીકળેલાને સાસરના નેસમા ઊતરેલ દુઝાણ્ાની એ ટાણે કમી ન હતી ખીરના સદાવ્રત બધાતા

સાધુઓ માટે દૂધપાક અને માલપુડાની રસોઈ થાવા માડી એક બાજુ રસોઇ તૈયાર થાય ને બીજી બાજુ સાધુઓ નદીએ સ્નાન કર્મ પતાવવા ગયા વિધિ પતાવીને સાધુઓ નેસ વચ્ચેથી ચાલ્યા આવે છે ત્યા બે પાચ જુવાનીઆઓએ ટીખળ કર્યું રસ્તામા એક ગાય મરેલી પડેલી જુવાનીઆ સાધુઓ સાભળે એમ અદરોઅદર વાતુ કરવા લાગ્યા કે

'આ રામકતડીઆ હમણા માલપુડા ને દૂધપાક ઝાપટી એ પાચ ડબા ઘી ઉધરાવીને ખખેરી મેલશે મારા બેટા માગી ખાયને ધતીગ કરે છે કાઈ ફકર્ય ? એવા સાચના પૂતળા હોય તો કરી દયે ને આ મરેલી ગાયને જીવતી! એની મોટીમા રસ્તામાજ પડી છ!'

અમર સ્વામીને હાડોહાડ ગઇ માલપુડાને દૂધપાક ઝેર જેવાં થઇ પડયા ચૈતર વૈશાખના દનિયા

તપેને ધોમ ધખે અમર સ્વામી સાધુઓની મ ડળીને કહે "સ તો ! હવે આપણાથી આહીંથી ખસાય નહિ. હવે તો આહિ જ પ્રભુ સ્મરણ થાય."

સાધુની મ ડળી એ તડકામા રસ્તા વચાળે જ બેસી ગઇ. ભજનની ગેર મચી ગઈ. માડયા ઝાંઝિયા ખોલવા ભજનની ધૂન વચ્ચે અમર સ્વામીએ કમ ડળમાથી પાણીની ત્રણ અ જલિ ભરીને પહેલા એક ઝાડના ઠુ ઠાને છાટી, પળવારમા કૂ પળો ફૂટી નીકળી.

ચોથી અ જલિ જેવી મરેલી પડેલી ગાય ઉપર છાટી કે હીહોરા દેતી ગાય ભાભરીને બેઠી થઈ ગઈ. નેસડુ આખુ પગમા પડી ગયુ

અમર સ્વામી કહે ' સાધુઓ ! હવે હાલી નીકળો ગામ છોડીને હવે આ ગામનુ પાણી ન પીવાય ગામે ઘણા કાલાવાલા કર્યા પણ નથુરામજી કહે "ભાઈયુ ! આ ધરતીએ જાકારો આપ્યો. હવે આ ગામનુ પાણી ન પીવાય. હવે આ ગામનો અપૈયો મારાથી તો પાણી ન પીવાય પણ ગોડલિયાની ગાદીએ આવનારા માટે પણ એ અગરાજ (અગ્રાહ્ય) બની ગયુ. હાલો સાધુઓ રામ નામનુ રટણ કરતા હાલી નીકળો!"

—ને સાધુની મ ડળી સાસરનો નેસ છોડીને હાલી નીકળી.

આ અમર સ્વામી પછી નથુરામજી ગાદીએ આવ્યા એ પછી સાધુ શામળદાસ થયા. સીધી રીતે તો સાસર નેસનો અપૈયો કોઇ સાધુ છોડે નહિ.

સાસરવાળા સાધુ શામળદાસને ૧૦૧ ડબા ઘી ને ચાર ભેસુ ની લાલચ આપી શામળદાસને ટેલે તેડી ગયા.

શામળદાસે સાસરમા પગ દઇને માલપુડાને દૂધપાકની રસોઈ જમ્યા કે અ ગે અ ગે અગન ઉપડી. આખે ડીલે જળોળા ઊપડી આવ્યા.

સેવકો સાધુ શામળદાસને ખાટલે નખીને ખભાળીએ લાવ્યા. સૂરજ મા'રાજની કરણુ હજી ફૂટી રહી હતી. સ ત નથુરામજીને ઘરેથી આઇ વાલબાઈ જગ્યામા દાતણ કરતા હતા શામળદાસને જોતા વેંત બોલ્યા કે, "હેઠ ભૂડા ! અપૈયો ભાગ્યો ને !" એમ કહીને વાસામા એક બડિયો માર્યો. પછી કહે.

"હવે એને દેરીવાળાની ડેરિયુ સામે સુવડાવી દયો!"

વાલબાઇમા હાથમા દાતણ લઇને બાપુ નથુરામની દેરી સામે બેસી ગયા. અન્નજળનો ત્યાગ કરીને અરદાસુ કરે છે. બરાબર ત્રીજે દિવસે મધ-રાતનો ગજર ભાગ્યા પછી બાપુ નથુરામ હાજરા-હજુર થવા કહે છે અને વાલબાઇને કહ્યુ કે

"શામળ દાસે અપૈયો ભાગ્યો છે. તમારા પૂન્યથી એ જીવી જાશે પણ જીવશે ત્યાસુધી હાથીપગો રહેશે"

એ પછી બાપુ શામળદાસ દસેક વરસ જીવેલા. ને ઠેઠ સુધી હાથીપગો રહેલો

સત્તાવાળાના જુલમ જોઇને બાપુ નથુરામની અ તરડી બહુ કકળી ઊઠતી બાપુ નથુરામની નામના ચારેકોર ફેલાઈ ગયેલી. ખભાળિયુ સ ત નથુરામનુ ખભાળિયું કહેવાઇ ગયુ શ્રદ્ધાળુ લોકોની માનતાયુ બહુ ચાલવા માંડેલી.

એમા એક દિવસ ખભાળિઆના બાપુ નથુરામના સેવક લુવાણા રોકને બાપુ નથુરામ ખભાળિએથી કુ ડલા જાય.

આગલા વખતમા રાજનું ભરણુ લેવા એક ગામથી બીજે ગામ ગાડામા રાજની જાનીવાળા તેજુરીઓમા ભરાતુ. સાથે આરબની બેરખ હોય.

આવુ એક ભરણુ ભાવનગર રાજ્યનુ એક ગામથી બીજે ગામ જાય. બરાબર ખભાળિયાને કાનાતળાવ ગામની તળમા બાપુ નથુરામ ને એમના લુહાણા સેવકને તળમા ભેગુ થઇ ગયું.

બાપુ નથુરામજી સાધુ પહેરે છે તેવી કપાળથી ગળાઢક ટોપી પહેરેલી. સામે ગ્લેલા તેજુરીના આરબ ઘોડેસ્વારમાથી એકે બાપુ નથુરામની ટોપીમા ઝીણી સોગી ભરાવીને ટોપી ઉડાડી દીધી.

નથુરામ બાપુને લુહાણા શેઠના રાગમા પણ પાણીદાર ઘાડીઓ હતી. આરબની સોટીઓ ઘોડી ઉપર પડતા ઘોડી ભડકીને તડ ચડી ગઈ

બેરખ આધી જતા બાપુએ ટોપી ઉપાડી લીધીને કાનાતળાવને પિનાવે પાણી પાવા રોકાયા

તાજેરી ને બેરખ કુડલા પહોચ્યા. બાપુ નથુરામ અને લુહાણા સેવક પણ કુડલાને માર્ગે પડવા ત્યા લુહાણા શેઠથી ન રહેવાયુ. કહે કે

'હે બાપુ! આપના જેવા સમર્થ સાધુ મહાત્મા ઉપર પણ આમ હાથ ઉપાડે ત્યારે આલતુ ફાલતુ માણુસો!! તો શી દશા આ લોકો બેસાડતા હશે?"

'ભાઈ! કળજગમા ગાય ને સાધુ પુરષોની આ જ દશા થવાની પણ સાધુને સતાપનારા સળગી જ મરવાના છે એ નક્કી જાણજે!"

અહી બાપુ નથુરામના મોઢામાથી સળગી મરવાના વેણ નીકળ્યા તે ત્યા કુડલાના પાધરમા બાપુની ટોપી ઉલાળનાર આરબનો દારૂ ભરેલ માગર (બધુકમા ભરવાનો દારૂ સાથે રાખવાનુ સાધન) એકાએક સળગી ઊઠયો ને આરબ એમા સળગી મૂઓ. એના ઉપરથી જ દુહો કહેવાણો છે કે

બાવે આરબને બાળિયો,
પીરાઇ હકવી પીર,
ગોડળિયાની ગાદીએ,
નથવે ચડાવ્યા નીર

બાપુ નથુરામ ગોડલિયાની ગાદીએ આજથી ૭૦ વર્ષ પહેલા બાપુ વનમાળીદાસ થયા એમના પુત્ર માધવદાસજીના લગ્ન હતા બધી જગ્યાના મહાધિશોને અને સેવકોને બોલાવેલા માણસ ઘણુ થઇ પડયુ.

મોડી રાતે કોઠારીએ આવીને બાપુ વનમાળી દાસને કાને વાત નાખી, "બાપુ! માત (લાડવા) થઇ રહ્યો છે ઘી ખૂટી ગયુ છે. માલ બનાવવો શેનો?"

"બાપુ વનમાળીદાસે કોઠારીને એક કાર બોલાવીને કહ્યુ કે, "ભાઈ! એમા ગભરાઇ શુ કામ જાઓ છો? ઘી ખૂટી ગયુ છેને! તો જાઓ શેલ નદીમાંથી પદર-વીસ ડબા ભરી આવો શેલ માતાજી સે પૂરશે"

સાભળનારા હબક ખાઇ ગયા પાણીના લાડવા બનાવવા? અદરોઅદર વાતો કરે છે કે આપણા બાપનું શુ જાય છે? બાપુ કયે છે તો ઠબકારો પાણી જોઈ એનો તાલ મેલ તારશીરો!"

માણુસો દોડીને પદર વીસ ડબા શેલ નદી માથી ભરી આવ્યા પણ જેવુ ચૂરમામા ભેળવે એટલે સુખડ જેવી સોડમથી લાડુ લચપચે ને ઘીની ફેર છૂટે. વાળનારાઓના મોઢામાથી પાણી છૂટવા માડ્યા

પ્રસગ રગેચગે પતી ગયો પછી ગીરમા રેલે ગયા વીસેક ડબા ઘીના રેલમાથી મેળવીને આવ્યા શેલને કાઠે સૌના દેખતા એ વીસેય ડબા શેલમા બાપુ વનમાળીદાસે ઠાલવી દીધા

લોકો "હા! હા! હા!" કરતા રહ્યા કે 'બાપુ આ શુ આદર્યુ છે?' ત્યારે બાપુ વનમાળી દાસ કહે "ભાઇઓ! આપણે સાધુ રહ્યા. હરામનું આપણને જરે નહિ જેનું લીધુ હોય એને પાછુ તો વાળી દેવુ જોઇએને! આપણે તો લગનટાણે શેલ માતા પાસેથી ઉછીનુ લીધેલુ તે પાછુ આપ્યુ એ બધુ ઠાકર લેખે હતુ મારા બાપ! બાકી આપણે તો અઘોર અપરાધમા બેઠા છીએ"

આ માધવદાસજી એટલે મારા પિતાશ્રીના સગા માસિયાઈ.

સત નથુરામ ગોડલિયાની એ ગાદીને આજે કાળની થપાટો લાગી ગઇ છે છતા ઘણા માલધારીઓ અને ગરાસદારોની માનતા હજી આવે છે

નથવા પીર કહેવાઇ ગયેલા ખભાળિઆની એ ડેરીવાળાની જગામાથી ઘણીવાર લોબાનની ભભક છૂટતી હોવાનું કહેવાય છે.

# માણસ કેટલાં ?

પિંગળશીભાઇ ગઢવી

સૌને શીખવિયુ, આલો આલો આલણુ
નાકારો ભણિયો નહી, કોય દી કાઠીડા

આશા કરીને આવેલાને કોઇ દિવસ નિરાશ કર્યા નહી દરેકને હોંજે મોઢે આવકાર આપો એટલુ જ નહી પરતુ જે કોઈ સતાઉ લેવા આવ્યા એને પણ એમ જ કહ્યુ કે 'આલો ! આલો !' એટલે આપો આપો, દુનિયામા આવ્યા છો તો કાઇક આપતા જાવ સાવ હાલો ફેરો ખાતા નહી એવા ઉદાર ડાયા અને વાત ડાહ્યા રાજવીનો આ આ પ્રસગ છે

શેણુ સગાયુ કીજિયે, જે કી કુળરી રીત,
સરખે સરખ્યા વોરીએ, વેર વેવાઈ ને પ્રીત

વેર વેવાઇ ને પ્રીતિ એ તો સરખે સરખાની જ મજા છે પણ કાઠી રજવાડાને સમવડીઓ વેવાઈ ન મળે રજવાડાની દીકરી ઘરધણી કાઠીને ઘરે અને ઘરધણી કાઠીની દીકરી રાજાને ઘરે દેવાય લેવાય કારણ કે જે કાઠી રાજા છે એ ખાચર વાળા અને ખુમાણ એ ત્રણેય પરજ ભાઇઓ થાય છે એક જ બાપનો વિસ્તાર એટલે દીકરી દેવા લેવા માટે જે નાતીલા જોઇએ તે બધા અવરતીઆ કાઠી ઘરધણી માણસ છે

જસદણ દરબાર આલા ખાચરના દીકરી જાહુબાઈને વીંછીઆ પાસેના મોઢુકા ગામે ઘરધણી કાઠી વેરે દીધેલા એમણે એની દીકરીના લગન લીધા છે મોટા તાલુકદારને ત્યાથી જાન આવવાની છે એના પ્રમાણમા સગવડ કરવાની છે વળી બાપ આલા ખાચરની આબરૂ બહુ જ મોટી મોટા માણસના છોરૂને તો સો સો વાતનો વિચાર કરવાનો રહે છે આલા ખાચરના દીકરી જાહુબાઇને પોતાના ઘરની અને બાપની મોટી આબરૂને નજરમા રાખી ખરચ કરવાનો છે કાઇ ભોળ કહેવાતવ નથી તો પણ પાન ઘરધણી માણસ વગી એકવાતુ ઘર, એટલે જાનની એના પ્રમાણમા સગવડ ન સચવાય તો મોટા માણસને માઠુ લાગતા વાર ન લાગે, અને હમેશા દીકરી બહેનને મેણા ટોણા સાભળવા પડે જેથી જાહુબાઈએ જસદણ આવીને બાપુ આલા ખાચરને કહ્યુ

"બાપુ ! હુ તેડવા આવી છુ. તમારે આઠ દશ દિવસ અગાઉ આવીને મોઢુકાની ડેલીએ બેસવાનુ છે તમે તો જાણો છો ને કે મારે કોણ કરે એમ છે ? તેમાય આતો વળી દરબારોના મામલા ગમે એટલી સગવડ સાચવીએ તો પણ દૂધમાથી પૂરા કાઢે ને રીસાઇ જાતા વાર ન લાગે માટે તમે આવીને બેઠા હો તો મારે વ્યાધિ નહી"

દીકરીની વાત સાભળીને દરબારે કહ્યુ કે "બ્હેન ! બાપા ! તુ ન આવી હોત તો પણ હુ તો આવવાનો જ હતો ભાણીબાના લગનમા હુ કાઈ આવ્યા વિના રહુ ? તને એટલોય ભરોસો નહી?" "ના બાપુ ! એનુ તો નહિ પણ મારે તેડ કરવા આવવુ જોઇએ" દીકરીએ વળતા જવાબ આપ્યો

આલા ખાચરે જસદણની રિયાસતમાથી તમામ સગવડ કરી ગાદલા, ગોદડા, પલગો, ઠામ વાસણ મગ બાફણા સભાળી સભાળીને ચીજ વસ્તુ ભેળી કરાવી ગાડાની હેડય મોઢુકા ગામે રવાના કરી કામકાજ માટે જસદણની ચોરાસીમાથી વસવાયાને પણ રવાના કર્યા

બીજે દિવસે પોતે અમીરો અને જેના વિના ઘડિય ન હાલતુ એવા પોતાના કૃપા પાત્ર કવિરાજ નાથાભાઇ ગઢવીને સાથે લઇ સૌ દાયરો મોઢુકા ગામે આવ્યો

દરબાર આલા ખાચર આવી ગયા એવા સમાચાર આસપાસના ગામડાના કાઠી ગલઢેરાને થતા તેઓ પણ વેળાસર આવી ગયા મોઢુકાની ડેલીએ દી ઊગયા દી આથમ્યા સુધી દાયરાનો હીલોળ મચે કાવા કસુબાને હોકા પાણીની ધકમાળ

બોલે નાથાભાઇ ગઢવી વાર્તા માંડે ને ડાયરો ઓવારી જાય આમ રાત, દિવસ સુવાણ્ય લૂટાય ડાયરાની મજ્જા લૂટતા દરબારને જેમ જેમ યાદી આવતી જાય એમ જાનની ચરભરા માટે તૈયારી કરાવતા જાય

પોતે બહુ જ ધીરા અને મીઠા મલાવાથી વાત કરતા માણસોને બોલાવીને લાભે લેકથી કહે "એ . બાપા ! આ તો વીઠ વા કહેવાય સમજ્જે છો ને ભાઇ ? એક વા પણ માણસને માથા ફેર કરી મૂકે તો બેગાથી વીઠ વા શુ ન કરે? એમાય વળી આપણે કાઠીભાઈ કાઠીને કાગડો ગમે ત્યાથી ચાકુ ગોતી કાઢે એને તો પોગાય હો ભાઇ ! માટે બરાબર ધ્યાન રાખજ્જો કોઇને ગાઠુ ન લાગી જાય ! અથર્યા થઇ કાઇ બોની બગાડતા નહિ પછી ભાગીભાને આખી જીદગી સીલવુ પડે "

એમ શીખામણ આપતા કહે "ઘોડા માટે મેખુ ખોડાવી દીધિયુ છે ને ? જોગાણુ માટે બાજ રાની ગુણીઓ એ જ ઓરડામા રાખી મૂકો તે કાઇને હડીઆપાટી કરવી નહી એ ભાઇ ! બળ દિયાના ખાણુ માટે કપાસીઆને સુ ડાપણુ યાજ રાખી દિયો સાઢિયાના ચારા માટે વેઢિયાવને કહેવરાવી દ્યો કે સીમમા ચારવા લઇ જવાના છે !

"કોઇ માલ ઢોર દુખી ન થાય હો બાપા ! આપણે બે દિવસનું કામ છે કોઇના કહેવરામણુમા શા માટે આવીએ ?

"એ એ ભાઇ ! એ બા પા મોટીઆર માણસો માટે ઓરડા પરખોડીને એમા સારાથી ઢોલિયા ઢળાવી રાખો પાગરણુ પણ સારૂથી પાથરજો કુભારને કહીને પાણીના ગોળા ભરાવી રાખો, અને અઢેક વાળ દને કહી દેવુ કે તારે યાથી ખસવાનું નથી જે ચીધે એ કામ કરવાનું છે

"બીજા કેટલાક મહેમાનો માટે આ ચોપાટની પરશાળમા ગાદલા પથરાવી રાખો અને ઈયાથી ઉપાડવા જ નહિ ભલેને દી આખો ખૂદે !"

આમ ઉત રાની પથ રી પાગરણુ ની તમામ સગવડ તૈયાર કરાવી છે તો પણ આ તો ગામડ ગામ પાચ પચીસ માણસ વધી જાય તો દોડધામ કયા કરવી ? એટલે વધારાની સગવડ પણ રાખી છે

કાઠી જ્ઞાતિમા જાનમા માણસ મનોન િ બધગીન થાય કદે પચાસ અને સાવે દોઢસો

પણ આ તો તાલુકદાર માણસ છે વળી મોટુગ ગામડ ગામ છે એટલે પાચસોક માણસ આવે એવી ધારણા છે

જે ગામથી જાન આવવાની છે ત્યાના દર બારની આબરૂ પણ બહુ મોટી છે તેમ સગા સબધીના પડચારાવાળો માણસ છે એટલે ત્યા પણ મહેમાનની ખૂબ ભીસ થઇ છે વળી મનમા ધરપત છ કે જ્યા જાન લઇને જવાનું છે ત્યા દરબાર આલો ખાચર અઢવાડિયું થયા અગાઉ આવીને બેઠા છે પછી જાનમા કેટલા માણસ લઈ જવા એની ગણ્ તરી શી હોય એમ વાતોમા મોણુ નાખીને કાઠી ભાઈની કળા અજમાવતા જાય મનમા તો વેવાઈને લક બક કરી મૂકવાની ચીવટ રાખી છે કે, 'જોઇએ તો ખરા જાનને કેવીક સાચવે છે ? વળી મારે કોને સોઢાડવા ને કોને તારવવા ? ભલેને સૌ આવે ? ઇ પણ સભારે કે જાન લઇને આ યો હતો ! કોઇને માઠુ લાગી જાય એવુ નથી કરવુ પડાવો ગામમા સાદ કે જેને જાનમા આવવુ હોય તે તૈયાર થઈને નીકળે !"

ગામમા ઢઢેરો પીટાણો કે જાનમા આવવુ હોય તે તૈયાર થઇ ગામ ઝાપે ભેળા થાય સા સાભળતા માડવે આવેલ માગીઆ અને ગામના માણસો સૌ સૌના ગાડા, બળદ ઘોડા, સાઢિયા શણ્ ગારી મેના મામા જેવા થઇને ગામને પાદર ભેળા થયા

દરબાર ઝાપે આવીને જાન સામી નજર કરે છે તો પાચસોક ઘોડા, દોઢસેક ગાડા, એંસીક સાઢિયા, કવિઓ ચારણો માગણીઆત ઢોલી શરણાયા વાળદ હજામ મળીને બારસો જેટલા માણસ થયા ગામને ઝાપે રંગી હીક બોલે

દરબાર કહે 'કાઈ વાધો નહી હાલો તમ તમારે મોટુકાને મારગે વ્હેતા થાવ'

આભા મડળને ધૂધળો કરતી જાન રવાના થઇ, પણ રસ્તામા રણપટીઓ મોલતો આવે જે

ગામને પાધરથી નીકળે ત્યા આખુ ગામ જોવા ઉમટે. જાન સામે નજર કરીને સૌ બોલી ઊઠે: "ઓહોહોહો! માણસ ઝાઝા!" દરબાર ગામના માણસો સામે જોઇને કહે: "જોઇ શુ રહ્યા છો! આવવુ છે જાનમા? વિચાર હોય તો થાવ સાબદા! આલા ખાચર જેવુ કુળ છે. કાઇ વાંધો નથી. જેને આવવુ હોય અને છૂટ છે"

આમ ગામેગામથી દસ પદર માણસો ભળતા જાય. આમ થતાં મોઢુકાને પાદર જાન આવી ત્યા પદરસોને આજેગાજે માણસ થયા.

રેદિ ઢળવા આવ્યો છે. એ ટાણે દરબાર આલા ખાચરે દાયરા સામે જોઇને કહ્યુ કે "સૌ બેઠા છો શુ! ટાણુ થવા આવ્યું છે, પાચસાત જણુ ઘોડા લઇ જાનને સામે જાવ! બે ચાર ઘોડે સ્વાર જાન સાથે રહે અને એક આવીને અમને ખબર આપો. કાઇ વધારે સગવડ કરવાની હોય તો તે પ્રમાણે સોજ કરીએ, બીજુ તો શુ પણ વાણુનું મોડુ થાય. એમાય દરબારોને તો વ્હેલા મોડાની કયા પડી છે! એને તો દારૂ ઢીચવા મળી જાય એટલે થયું. બધી બરદાસ આવી ગઇ, પણ બીજા દુખી થાયને!"

હુકમ થતા સાત આઠ કાઠીઓ ઘોડે પલાણ માડી રવાના થયા. ઘોડાની દોડમા વાતની વાતમા ચારપાચ ગાઉને ગાળે નીકળી ગયા. ત્યા સામેથી ખેપટ ઊડતી આવે, ને જાન દેખાણી. પણ દળવાદળ પડયું આવે છે ઘોડાની પલટન એક બીજાના ડામલા કાઢતા હાવળુ ઉપર હાવળ્યું દેતા પૂછડાની ચમરીઓ ઉડાડતા પૂરા પાટીએ પડયા આવે. પીઠ ઉપર જીન કસકસી રહ્યા છે ને પસીને નીતર્યા જાય છે.

કાઠીના દીકરાની રાગમા ઘોડુ આવ્યું એટલે થયું. બસ જાણે હુ જ છુ. પછી કોઈને ગણે નહિ. અરા એ અરા ને પરા એ પરા. મુવા માર્યાનો મામલો સાજે એ ઘોડાંને ચપટી જેગાણુ ખાવાની સોય ન રહે એટલા તગડે ઘોડાની પાછળ ભૂરા ડુગરા જેવા સાઢિયા સવારના ખોળામા ડોક નીંડારી ગોઠણે બાધેલ ઘૂઘરાને તાલે તાલે ઝૂકાઝૂક ઝૂકાઝૂક કરતા લાવા રસની જેમ રેલાતા આવે. માફાવાળી દોઢસો વેલ્યુ'ના પૈડાંના ધધરાટ, બળદની ઘૂઘરમાળાના રણઝણાટ, જાનડીઓનાં ગીત અને શરણાઇના સૂરે આખી વાટ ગજાવી મૂકી છે.

જાન નજીક આવી જોઈને સામે લેવા આવનાર કાઠીઓની આખો એમને એમ ખૂતી રહી. સૌ એક હારે બોલી ઊઠયા: "ઓહોહોહો માણસ ઝાઝા!" એમ કહેતા એક સવાર તો તુરત પાછા વળી ગયા મારતે ઘોડે મોઢુકા આવ્યા

રૂઝયુ કુઝયુ વળી ગઇ છે. દીવાબત્તી થઇ ગયા છે એ ટાણે દરબાર આલો ખાચર ગઢને ઓરડે આવીને દીકરી પાસે બેઠા છે જાનના સામૈયા માટે શુ શુ તૈયારી કરવાની છે એમ બાપ દીકરી વાતો કરે છે. સાકરના મીઠા પાણીના કળશ તૈયાર થઇ રહ્યા છે વાળદો ભૂગણુ લઇને ગામ ઝાપે પાથરણું કરવા જઈ રહ્યા છે. ત્યા એક કાઠીએ ઉતાવળા આવીને વાત કરી કે, "બાપુ! બાપુ! માણસ ઝાઝા!"

દરબાર તો જાણે આ વાત સાભળતા જ નથી. વાત કરનારની સામેય ન જોયુ થોડીક વાર લાગી ત્યા બીજો માણસ આવ્યો.

એણે પણ એ જ વાત કરી: "બાપુ! માણસ ઝાઝા!" તો પણ દરબાર તો ન હલે કે ન ચલે. બીજા કેટલાક માણસો અચર્યા થાવા લાગ્યા કે શું કરવુ! પણ આલા ખાચરને તો આ વાતનું ઓસાણેય નથી.

આ તો એક રંગેને અડીખમ રાજવી, એ કાઇ ઘડીકમા મચક આપે ખરો? આખા સોરઠનું ગૌરવ ને દીલાવરી સભાળીને બેઠા છે એ બાજંડમાન પુરુષને એમ કાઇ રગ બદલે ખરો? ગમે એટલા ભલેને હોય!

બ્રિટિશ રાજની સત્તા જામતા જામતા કઈક રાજવીઓના રગઢગ ને પહેરવેશ પલટા લઇ ગયા. પણ આલા ખાચરની તો એની એ રીત. એ જ પાઘડી, એ જ કડિયુ, એ જ પછેડીની ભેટ અને બગલમા તલવાર. જીદગીભર પહેરવેશમા કે રહેણીમા ફેરફાર ન કર્યો એટલે જ સૌ યાદ કરીને કહે છે ને કે–

અવની પરે અનેક, ગઢપત રંગ બદલી ગયા;
(પણ) આલણનો રંગ એક, છે મૂછેય શેલાઉત

જ્યારે ત્રીજા કાદીએ આવીને કહ્યુ કે, "બાપુ! માણુસ ઝાઝા!" ત્યારે સામે જોઈને મોઢુ મરકાયુ ને કહ્યું કે . "હશે બા!" એમ કહીને બીજી વાતે ચડી ગયા ત્યા ચોથો માણુસ આ યો એણે પણ અચર્યો થઈને એકની એક વાત કરી કે "બાપુ! માણુસ ઝાઝા!" ત્યારે દરબારે કહ્યુ કે · "હા બા! હા, હુ સાભળુ છુ તમે બધા આવીને એકની એક જ વાત કરો છો કે, "માણુસ ઝાઝા! માણુસ ઝાઝા!" એમ કહેતા વ્યગમા કહ્યું કે, "પણ માણુસ કેટલા?"

ત્યા વળી એક માણુસ આવ્યો એણે પણ કહ્યુ કે, "બાપુ! માણુસ ઝાઝા!" દરબારે એને પણ એ જ પૂછ્યુ કે "માણુસ કેટલા?" ત્યા એક જણ એક સાથે બોલી ઊઠ્યા કે "આશરે પદરસોક તો હશે બાપુ!"

દરબાર કહે "અરે બાપલા! કાઇ નક્કી ન કરી શકયા? તે તમને મોકલ્યા'તા શા માટે? હું પૂછુ છુ કે માણુસ કેટલા? કોઇ સમજે કા નહિ?"

આમ વાત ચોળાતા એક ચતુર કાદી સમજી ગયો કે બાપુના પૂછવામા મર્મ છે એટલે કહ્યુ કે . બાપુ! સમજી ગ્યો, થોડા!"

દરબાર કહે "તો પછી મજો કરો ને! એમ અચર્યા થવાથી અત્યારે શુ વળવાનુ છે? સગવડ તો માણસ માટે કરવાની છે!"

દરબારનો પૂછવાનો મર્મ હતો કે સામટા માણસમા માણસ જેવા માણસ કેટલા? જે માણસ જેવા છે એની સમાસ તો થઈ જવાની છે વળી તે થોડીઘણી અગવડ પણ ભોગવી લેવાના છે એ આપણને ભૂડા લગાડવાના નથી બાકી ચોમાસુ આવતા કાદવિયા દેડકાની જેમ ફૂટી નીકળેલાની ચિતા શી કરવી? ભૂડા માણસ માટે ગમે તેટલુ કરશો તો પણ એ સારૂ કહેવાના જ નથી."

આજે પણ ફરી ફરીને એક જ વાત સભળાય છે કે 'માણુસ ઝાઝા!' પચાસ ક્રોડને આગે ગાજે પહોચ્યા. શહેર અને ગામડાની બધે એક જ દશા છે. વીસ વરસ પહેલા અને અત્યારના ગામડામા હાથી–ઘોડાનો ફરક દેખાય છે માણુસ એકલા નથી

વધ્યા બીજુ ઘણું ઘણુ વધ્યુ છે

ચણતર વધ્યુ, ભણતર વધ્યુ, ગણતર વધ્યુ, જણતર વધ્યુ, સાથેસાથ નડતર પણ વધી છે છાજેલ ઝૂ પડાને ઠેકાણે ઉજળા સમાણ જેવા ઓરડા ધૂધવાટા કરે છે. વીજળીની બત્તીઓ અને પખાઓ, દળવાની ઘટીઓ અને પાણીના નળ ગામડામા પહોચી ગયા

ટેબલ–ખુરશી ને રેડિયો ઉપર વિવિધભાર તીના ગીતો ગામડા સાભળતા થઈ ગયા વાડીએ કોસને બદલે એન્જિનો અને ઇલેકટ્રીક મોટરો ધમધોકાર પાણી ખેચે છે ચા, બીડી, પાન, સોડા, લેમન, સોપારી ને કેટલાક માદક પીણાનો દુકાનોએ ધમધોકાર વહેપાર ચાલે છે ચોરે–ચૌટે, હાટે–બજારે, રેલવે સ્ટેશન ને બસ સ્ટેન્ડ ઉપર જ્યા જુઓ ત્યા ભીડ જામી પડી છે બસ એક જ વાત સભળાય કે, "માણુસ ઝાઝા!"

એ બધુ જોતા પછી કોઇ ગામડામા ઓચિંતા જઇ ચડીએ તો દરબાર આલો ખાચર કહેતા તેમ એક જ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે "માણુસ કેટલા?"

---

સુકૃત મારગ ચાલતા, બુરા ન કબહુ હોઈ
અમૃત ખા ને પ્રાણિયા, મુવા ન સુનિયે કોઈ
ફૂટી કાયા જાજરી નવ દ્વાદર કાણ
તા મે દાદુ કયો રહે, જીવ સરીખા પાણી?
નિદક બપુરા ના મરો, ઉરઉપકારી સોય
હમકો કરતા ઊજલા અપણુ મેલા હોય

# કલા-મંડિત લોકજીવન



## હીર-મોતીના સંસ્કાર

જયમલ્લ પરમાર

આજે જેમ લક્ષ્મીને પારકી માનીને ભાગવાય છે તેમ કલા પણ પારકી જ ભોગવાય રહી છે. કારણ કે જીવનમાંથી કલા વિખૂટી પડી ગઈ છે. એટલે જ્યાં કલા હતી ત્યાં ત્યાંથી એની પ્રતિકૃતિ–અનુકૃતિ કરી કરાવીને એના સંગ્રહો વડે, ગ્રંથો વડે, વાર્તાલાપો વડે અને ચિત્રો વડે બતાવાય છે કે જુઓ અમારી ગુજરાતની કે ભારતની કલા! અમે કેવા કલાવાન છીએ?

એ જ રીતે દ્રવ્યના બળે અને સત્તાને સહારે કલાના અનુપમ અંગોને–ઝીંડા ગામડાંની ગરીબ ઝૂંપડીઓમાંથી એ એક માત્ર અમીરાતને ઝૂંટવી ઝૂંટવીને શ્રીમંતોના મહાલયો, અમલદારોના આવાસો અને આ લોકકળામાં પ્રવેશેલા બુદ્ધિજીવી વર્ગના પ્રતિનિધિ કલાકારોએ લૂંટેલી કલા વડે પોતાના રહેઠાણોને અલંકૃત કરીને કહી કહી રહ્યા છે કે "જુઓ! અમે કેવા કલાપ્રિય, કેવા કલાકાર, કેવા કદરદાન છીએ?"

## કલાલક્ષ્મીની લૂંટ

કલાલક્ષ્મીની આ લૂંટની લોકજીવનમાં જે વિશિષ્ટ કલાવારસો હતો, જે એમની પ્રેરણા હતી તે પરંપરાગત ઝૂંટવાઈને ઉપર મુજબના સ્થાનોમાં ગોઠવાઈ ગઈ. કાંઈક પરદેશમાં તણાઈ ગઈ, જે બાકી છે તેની ઝોટાઝોટ ચાલી રહી છે. મોટા માણસોની કૃપા ભીખવા ગરીબો ને–ગામડી માઓ પાસેથી સસ્તે દામે પડાવીને કલાકૃતિઓ તો ભેટો અપાઈ રહી છે આટલું પોતાની નજર સામે બનતું હોવા છતાં અબુધ લોકોને પોતાની એ અમીરાતનું આત્મગૌરવ પેદા નથી થયું. કારણ કે એના ઉપર શહેરી જીવનના વિચારો થર ચડી ગયા છે.

એક બીજી વાત પણ છે. પેઢી દર પેઢીથી ચાલ્યા આવતા આ કલામંડિત જીવનને એનું આશ્ચર્ય પણ નથી. પણ એ કલાકૃતિઓ જોઈને બીજાઓ જે અદ્ભુતતા અનુભવે છે એનું એમને આશ્ચર્ય થાય છે સ્વરાજની અકિંચન અવસ્થામાં પોતાની મોંઘી મૂડી સસ્તે દામે વેચવા દઈને કૈંક વિધવાઓ વૈધવ્યના થોડા દિવસો ગાળી નાખે છે

કેવું હતું એ કલામંડિત લોકજીવન? હતું એટલા માટે કહું છું કે હવે જ્યાં છે ત્યાં એ કાં તો પ્રદર્શનરૂપે અથવા અવશેષરૂપે છે. સૌંદર્યભર્યા સૌંદર્યના અંશરૂપે નહી. રોગરૂપે છે

## હાલો કલામય જીવન જોવા

કલાના પ્રતિકો ઝૂંટવાઈ ગયા છે પણ કલાના સંસ્કાર હજી નથી ઝૂંટવાયા સીમેન્ટ અને લોખંડની સંસ્કૃતિના ઓથાર નીચે પણ એ સંભારા અવશેષ નથી બન્યા

કે તમને પ્રદર્શન કે મ્યુઝિયમમાં નથી લઇ જવા માગતો પણ ૨૫-૩૦ વર્ષ પહેલાનાં ગામડા ઓમા લઈ જવા માગુ છુ જ્યારે જીવાતા જીવનની સલામતીનો વિશ્વાસ અદીઠ હાડમારીથી હચી નહોતો ઊઠયો જ્યારે એની જીવનકલા જડસામા નહોતી ખપતી અને જ્યારે એને પાશ્ચાત્ય સસ્કૃતિથી પોતાના જીવનના આધુનિકરણનું ઘેલુ નહોતુ લાગ્યુ હાલ્યા આવો મારી સાથે સાથે મારે તમને જીવન અને કલા જુદા પાડી પાડીને નથી બતાવવા પણ કલામય જીવન બતાવવાં છે

## ઘરઓરડાના રૂપ

લોકકલા એ જીવન વ્યાપ્ત કલા છે લોકજીવનના કલાવિધાયક આત્માએ જીવનના સમગ્ર વ્યવહારને કલાવિભૂષિત બનાવેલ છે એથી સૌ દર્યનો સસ્કાર ગૃહે ગૃહે ઊતર્યા બોલવે બથ્થડ લાગતા લોકોના જીવનમા પણ આ સસ્કાર એક સરખો માલુમ પડે છે સામાન્ય ગૃહજીવનનું એક માધ્યમ હતું એ ન મહત્ત્વાકાક્ષી નહોતુ તેમજ બહુ નિરાશા જનક પણ નહોતુ માટી અને ગારના ઓરડા માથી વધી વધીને ઇ ટ સુધી એ જતુ ગામડામા જેને મેડી મોલાત કહે છે તેમા પણ કોઈ રગમહા લયનો ખ્યાલ નથી એમા પણ ખ્યાલ તો સામાન્ય સુખી જીવનનો જ છે

જી રે ઇટ પડે ને ઘર નીપજે,
નીપજે નીપજે રે રૂડો મેડીનો મેલ
જી રે મેડીનુ માડણ ઓરડો,
ઓરડાનું માડણ રૂડી પરસાળ
જી રે પરસાળનું માડણ પારણુ,
પારણાનુ માડણ રૂડો પૂત્ર
જી રે મેડીનુ મા ણ ઢોલિયો
ઢોલિયાનુ માડણ રૂડો કથ
જી રે પુરુષનુ માડણ પાઘડી
પાઘડીનુ માડણ રૂડુ ફૂલ
જી રે અસ્રીની માડણ રૂડો કચવો,
કચવાનુ માડણ રૂડો હાર '

આ છે સુખીને સતોષી ગૃહજીવનનું એક સુરેખ ચિત્ર એમાં નથી કોઇની જમીન વાળી લેવાની બુભૂક્ષા કે નથી કોઇના સોનારૂપાના મહેલ સામેનો તેજોદ્વેષ બહુ બહુ તો પાકી ઈંટોના ઘર મોટે ભાગે તો કાચી ઇંટોના ગારવાળાં ઘર આગળના ભાગમાં ડેલી જ્યા પુરુષોની અને મહેમાનોની બેઠક-ઉઠક રહે ડેલી કેવી? ધતૂરાના ફૂલ જેવી ગાજળીને સુઘડ ડેલીની બન્ને બાજુ છોમધ ઝગારા મારતી ચોપાટ એ ચોપાટ ઉપર દિગગોકીયા ઢોલિયા ઢોલરગીવાળા પણ ગઢ જેવા મજબૂત એના કમાડ ડેલીની થાભ લિયું રૂડી રીતે કડારેલી જાળિયા ને ગોખલા પણ રૂડી રીતે કોરેલા



## ઓસરીના શણગાર

ડેલીની આગળ વધીએ એટલે વિશાળ ફળિયું ફળિયામા લીમડા અને પીપળાના ઘટાદાર વૃક્ષો તુલસી ક્યારો જાઇ જૂઇ કે ચમેલીની એકબે વેલ પછી આવે ગમણ અદરના ભાગે એક ઓસરીએ ઓતરાદા બે ઓરડા અને છીકુ આવે એવી ગાર્ય ઓસરીનુ આગણ રોજેરોજ લિપાય ને સાથિયા પુરાય માખણના પીડા જેવી ધોળી માટીથી ધોળેલા લાભ અને શુભના શુકનવતા ઓરડા બ ને ઓરડાના બારસાખ ઉપર ગણેશની મૂર્તિ એક ખૂણે પાણિયારુ સોના જેવા ચળકતા બેડાને આભલા જેવા લોટા પ્યાલ ને ઝરિયું પરાણે પા ણી પીવાનુ મન થાય એવા ઉજાશ પાણિયારા મ થે ભરત ભરેલા ઉલેચ બાધ્યા હોય

## ઘરને વાલું ઘોડિયું

ઓરડાની દીવાલે રૂડા ચિત્રામણ, કંડારેલા ટોડલિયે નગટાવેના મોરલા. આ મોરલાને કારણે તો પરણ્યાએ કંઈક કઈક મેણા ખાધેલ છે ત્રિજોગ એ કાળ માટે હાલતા ચાલતાની વાત બાર મહિને તો પતિ પાછો વળેને ' બાર બાર મહિના વીતી ગયા તોય પરણ્યો પાછો નથી ફરતો ત્યારે પરણેતર કહેવરાવે છે કે–

"સામા ટોડા ચીતર્યા,

ને વચ્ચે આલેખ્યા બે મોર,

પરણ્યા ધણીને એટલુ કે જો,

કે તમે માણસ છો કે ઢોર'

એવી રૂડી ઓસરીએ પાણિયારા પાસે જ રસોડ ને બીજી દ્વારે પારણુ પારણાનુ–ઘોડિયાનુ વર્ણન તો આપણે આપી ગયા

"ઘરને વાલુ ઘોડિયુ રે,
ઘોડિયાને વાલા બાળ,
માછલડીને જળ વાલા રે.

મેડીનુ માડણ ઢોલિયો. એવા સાગ–સીસમના હિંગળોકિયે ઢોલિયે કકુની પૂતળી જેવી શોભા એના ભરવના ઓછાડ, ગલવટ ગાલમશરિયા અતલ સના ઓશીકા અને અમરા ડમરાના વાણ

"લીલુડો વાંસ ઢળુકડે ઢળિયો,
ઈ રે વાંસલિયાનો વીઝણો ઘડિયો,
હરતોને ફરતો હીરલે જડિયો,
માણુ મોતીને પાલી પરવાળે જડિયો."

બાજરિયા દરબારોને ત્યા મોતી ભરેલા વીઝણાનુ વૈવિધ્ય, રચના કૌશલ, એની આકૃતિઓને વેલબુટ્ટીઓ જોતા મારા અનુભવના પાણી ઊતરી ગયેલા. નાગેશ્રી ગામે સુરગભાઈ વરૂની સગાથે જોયેલા એવા રૂડો વીઝણો રજપુત કોમોમા એનો વિશેષ ચાલ

"ઠાકોર પોઢયા પીતળિયે પલગ રે,
વહુ ફૂલકુવરમા ઢોળે વીઝણો"

વીઝણો તો વહુવારૂના રઢનો વિષય ઘરનુ રૂડ રાચ કહેવાય. નણદભોજાઈ અને દેરીડાના મીઠા ઝગડાનો વિષય –

"અધમણ સોનુ અધમણ રૂપુ,
તેનો ઘડાવો મને વીઝણો,
વીંઝણો લઈ વઉ સાસરિયે ગ્યા,
ત્યા નાને દેરીડે ભોળવી"

એવા કોઈક ઉનાળે વીઝણો લઈને વહુબા ઠાકોરને પવન ઢોળતા હશે અને વીઝણો હાથમાથી

## અમૂલ્ય વીંઝણો

સૌરાષ્ટ્રમા ત્રણેય ઋતુઓ તેજમા આવે છે ગરમીના દિવસોમા વાયુ વીઝનારો પખો તો ઘરે ઘરે. કરિયાવર વીઝણા વગરનો અધૂરો લાગે શિયાળામા જેવો સાગરિયુંરાગ્રાસુદગ ધાબળાનો મહિમા એવો જ ઉનાળામા વીઝણાનો મહિમા



વછૂટી જતા ઠાકોર ની છાતીએ જઈને વાગ્યો પછી રૂતો જામી પડી પિયરમા આવ્યા ત્યારે માડ પત્યું એવા ઘાટ ઘાટ ને જાત જાતના વીઝણા દરજી સુતાર, સોની અને નારીવૃંદની તમામ કળાનો પ્રતિનિધિ વીઝણો. જરીની સોનેરી–રૂપેરી ઝાલર, સોના રૂપાની કે સાગ – સીસમની દાડી. વચાળે ગ્રીક, સતારા

મોતી આભના જડેલ અને હીરથી ભરેલ. કોઇ મોરપિચ્છની ફૂલગૂથણીથી બનાવેલો તો કોઇ સુગંધી વાળાથી ગૂથેલો. કોઈ ગોળાકાર તો કોઈ અર્ધગોળાકાર, કોઇ ફરસી આકાર તો કોઈ ચંદ્રાકાર.

"મુલક મુલકના રાજા તેડાવો,
મેરા પંખાકા મૂલ કરાઓ."

લોકજીવનનું કલાવિધાન એવું સર્વાંગી હતું. એકના અંગને ઓપાવનારું ન હતું. એ તો અમના ઓરડાના શણગાર જોતા જાણી શકાય. લાબી ધોળેલી પરસાળ, આછા ઘેરા ગુઢા રંગોએ આલેખેલા ચિત્રો, નકશીદાર કંડારેલા તાક, તાકમા પણ ગોખલિયું એમા વાસણની માંડણુ, પણ ખરી શોભા તો ઓરડાની.

## આભલા જેવા ઓરડા

આભલા જેવા ઓરડામા દાખલ થઇએ કે રંગ, રૂપ અને રાચરચીલાની સમગ્ર સમૃદ્ધિનુ દર્શન થાય. ભીંપેની પેઢલીઓ ઉપર નાના મોટા માટીના હાથે બનાવેલા મજૂને કાઠલા ગોઠવેલા હોય. પડખે કલાબાજ એવા સુથાર ને લુહારની કળાના ઉત્તમ નમૂનારૂપ ચાપડાવાળા, ફૂદડિયુ વાળા, પંખી જડેલા, પીતળની વેલ ભરેલા ભૂમિતિના અનેકવિધ આકાર વાળા પટારા હોય. પટારો જેવો બહારથી સોહામણો એવો અંદરના ચોરખાનાને કારણે ભારે અટપટો. ભલભલા ચોરને ગોથુ ખવડાવે એવા ચોરખાના એ સિવાય ઘરેણા ને કપડા વગેરે મૂકવાના ભાતભાતના ખાના ડામચિયો પણ સુંદર ઘાટ ઉપસાવતો કોતરેલો. ધડકીઓ રાખવાની ગૂથેલી ફૂમતાવાળી મળા. એની અંદર ધડકીઓ અને રજાઇ અકબંધ રહે. સાથે કપડાના રંગબેરંગી ટુકડાના કટાવથી સજાવેલો કે ભરત ભરેલો ચંદરવો. ભીંતો ચાકળા-ચંદરવાથી મઢેલી. અમેરાઇએ ઠામની માંડ

## ઓરડાના શણુગાર

એક ઓરડો તો અપારૂપ શણુગારેલો. હીર ભરેલા ટંડલિયાથી શરૂ થાય. ઉપર મોતીના, ભરતનાં કે ભૂંગળીઓના તોરણ ટોડલિયાને પડખે બંને



બાજુ હીર આભલા કે મોતીથી ભરેલા સ્વસ્તિક. ટોડલીએ ઉપર બે મોર કે બે પોપટ ઓરડામા દાખલ થતા જ નેણમથી ચાર સાડાચાર ફૂટ ઊંચે ભીંતની ફરતી પછીતપાટી. દોઢેક વેંત પહોળી અને બારણાના એક છેડાથી બધી ભીંતોને આવરતી બારણાના બીજા છેડા સુધીની લાબી આ પછીતપાટી હીર આભલાની ભરેલી હોય અને મોતીથી ભરેલી પણ હોય. ચાકળા ચંદરવામા ફૂલ વેલ-ચિત્રોઅને ભૂમિતિની જુદી જુદી આકૃતિઓ દોરેલી હોય છે. પણ પછીતપાટીમા જીવન વ્યવહારના ઘણા ચિત્રો આલેખાય છે.

પછીતપાટીથી ઉપડેલી ભીંતો ઉપર ચાકળા-ચંદરવા એક સમચોરસ અને બીજો આડોચોરસ એમ ગોઠવેલ હોય ચાકળા મૂળ તો જમતી વખતે પાટલાને સ્થાને વાપરવા માટે યોજાયેલા. પછી એમા હીરભરતની અને કટાવની કળા ઊતરી. દોરિયાનુ ભરત પણ ખરુ ત્યારબાદ સાદા એવા ચાકળા બેસવા માટે ઉપયોગમા લેવાતા થયા અને ભરેલા ચાકળાથી ભીંતો શણુગારાતી થઇ. ચંદરવા પણ મૂળ તો ખોરડામાથી ધૂળ ખરે એનાથી રક્ષણ મેળવવા છતમાં બંધાતા. એમા ધીમે ધીમે કળા ઊતરી એના માપ બદલાયા. મોટા ચંદરવા જેમ છતમા બંધાય તેમ માંડવાના પણ શણુગાર બન્યા.

## સોનલાવરણી માંડ

ઓરડામા પછીત પાટી ઉપર ચાકળા-ચંદરવા ભીંતોને મઢાય તેમ પછીતપાટી નીચે તાળા,

પિત્તળના ચળકતા મેડાની માડ કરે પછી ચોડી પહોળી એવી બીતમાવી કોરેની કાધી ઉપર થાળી લોટા અને તાસળીઓની માડ કરેની હોય લોટા સામાન્ય રીતે પિત્તળના પણ થાળી અને તાંસળીઓ કાસાની આજકાલ શ્રીમ તોમા કાસાના વાસણનો ચાલ વધ્યો છે પણ એ કાસુ ઝાંખુ ને ઘાટ વગરના વાસણ લાગે છે જ્યારે જૂનુ કાસુ તો અરીસા જેવુ લીસુ ને સોના જેવુ ચળકતુ નાની મોટી તાસળીઓ દૂરથી તો સોના જેવી જ લાગે આ મેડાની અને થાળી તાસળીની માડમા ટબુડીઓ અને વાટકીઓની મનોહર ગોઠવ ણ કરેની હોય ઉપર પાછુ પછીનપાટીની જેમ સળંગ તોરણ હોય ચાકળા અને ચદરવા હીર આભલાથી ભરેલા હોય વચ્ચે વચ્ચે ભરેલા પખા ને ભરેલા સ્વસ્તિક મૂકયા હોય લાકડાની કે માટીની રગીન પૂતળીઓ અને



ઢીંગલીઓ ગોઠવી હોય મોતીના ઝુમ્મર બન્ને બાજુ લટકાવેલા હોય આ ઝુમ્મરની રચના શોડ ઉતાર હોય છે સૌથી ઉપર લીલો પોપટ પછી નાની કાચની આગર કાચલીને ફરતા મોતીના ઝીણા ઝૂમખા વચાળે રગબેરગી મોતીથી ભરેલી જાડી દોરી અને પછી મોતી ભરેની એવી જ મોટી કાચની અને નીચ મોટી કાચલી એવી ચાર ચાર કાચલિયું અને છેલ્લી કાચલીમા વચ્ચે લીલો પોપટ લટકે અને કોરેમોરે મોતીસરની ઝૂમખિયુ આધુનિક ઢબે શણગારાયલા કમરાઓમા પણ શોભે એવા એ ઝૂમખા હોય છે

## દોઢી–ઢેલીનો છડીદાર

કપડાની બનવટમા લાલ લીલી પીળી અને જાબુડીઆ રગી જામનગર ને માડવીની અતલસનો ખૂબ ઉપયોગ કરે છે ગાદલા, રજાઈ, ઓશીકા ગાલમશરિયા અને તકિયા ગાદી પણ અતલસના ગૂઢા રગની અતલસમા સફેદ ધાગાનો વણાટ ખૂબ ઓપે છે સુરતની ગજી પણ ખરી ચોરસ ઊભા તમ્યિાનો ચાલ તો હમણા વધ્યો છે પણ આગળ લાગા ગોળ તકિયાનો ચાલ હતો ગૂઢા રગની ગજીના લાબા ગોળ ને સાત સાત રગના ફૂમતા વાળી તાકિયુ આ ગાદી અને તકિયા તો ડેલીનો શણગાર પણ રૂપાના તારથી ગૂથેલા લાબી નાળના હોકા વગર એ શણગાર પણ અધૂરો હોકાની પડ ઘની જેમ ઢાળા ણી તેમ નેતરની ઘોડી પણ ખરી હોકાની ઘૂટનો પણ મીઠો મઘમઘાટ હોય છે માદક અને મધુર ચલમ સામાન્ય રીતે ખાવાના અખાકાનો અને સીમ રોઢાનો રગ પણ ડાયરાનો રગ તો હુક્કો જ આ હુક્કાની નાગ રૂપાના તારથી ભરેની હોય તેમ કયાક કયાક હીરના દોરથી પણ ભરેલી હોય છે બાકી રહી જાય છ નાની રૂપાળી સાગા માની એનો નાની ઢોલણી જેવો ઘાટ આ સાગમાથી પણ હિરમોકિયા રગે રગેની સઘાડા ઉતાર એને અઢેલવાનુ ઓઢિગણુ પણ હોય આ સાગામાથી પણ હીરેથી ભરેની ચાકળા ચદરવામા પણ હીર જ વપરાય

## હીરનો મરકાર

આ હીરનો સસ્કાર કયાથી આ યો એ પણ સશોધનનો વિષય છે આપણે ત્યા કોરીટા પળાતા કે હીર બહારથી આવતુ એ વિ કથ જાણવા મળતુ નથી પણ ઓછામા ઓછુ ફ ણુના સમયથી તો આ હીર પ્રચલિત છે જ

સૌરાષ્ટ્રમા જામનગરથી અને કચ્છમા માડ વીથી અતલસ અને સુરતની ગજી સાટીન–વર્ષોથી પ્રચલિત છે જ બસરાઈ ને ચાઈનીઝ હીર પાછળથી આવ્યું છે ત્યારે આપણે ત્યા રેશમના કીડાનો ઉછેર પણ થતા હોય લોક ગીતોમા હીર કતાતુ હોવાના ગીતો મળે છે કતણ એ તો બહુ જૂનો

ઉદ્યોગ. કાંતી કાંતીને વહુઆરુની કેડયું દુઃખે :

સાસુને આંગણે લીલા લીંબડા,
ત્યાં કાતતા દી ને રાત–સાસુડી કોને સંભારે!

કાંતણની દાઝ ઊંડે રાસડે ઉતારી છે પણ કાત્યા વગર કપડાં કેવી રીતે થાય? બપોર પડે સૌ કાંતવા બેસે. જેમ કાલા ફોલવા બેસે તેમ તડકા તપતા હોય એટલે એકઢાળિયા કે બળદની છાજેલી કોડયુમાં કાતવા બેસે :

"કાંતણિયા રે કોડયુમાં નો માય,
નણંદ ભોજાઇ હાલી કાતવા;
નણંદી કાંતે સાચા હીરનો ત્રાગ,
ભોજાઈ કાતે રે કાજુ કોકડા."

## ભરતકામની પ્રાચીનતા

ભોજાઇને તો બચાડીને કાજુ કોકડા જ કાતવાના રહ્યા ને? પણ નણંદી કાતે સાચા હીરના ત્રાગ. સોનારૂપાની જેમ હીરનો તો વિશેષ દ્દઢિભૂત સંસ્કાર. ચાકળા, ચંદરવા અને રાચરચીલા ઉપરની ગૂંથણીમાં આ હીર ભરતનું જ કામ. હીરની જેમ ભરતની શરૂઆત કમ અને કયારે થઈ હશે તે પણ સંશોધનનો રસિક વિષય છે. 'મોહે જો ડેરો'મા મળેલા પૂતળાના ઉત્તરીય ઉપર ત્રિદલનું ભરત ભરેલું હોય એવા આકાર રેખાંકન છે. છાપકામ તો ભરત પછીનો સંસ્કાર છે. ત્યારે રંગકામ અને ભરતકામ સાથે શરૂ થયા હશે કે વહેલા મોડા એ પણ સંશોધનનો રસિક વિષય છે. મોહે–જો–ડેરોના પૂતળા ઉપર એ ભરત કામનો જ નમૂનો હોય તો ઓછામા ઓછું સિંધુસંસ્કૃતિ સુધી તો આ ભરતકામ પુરાણું કહી શકાય. ભરતની કળા એ ભ્રમણશીલ પ્રજાનો સંસ્કાર છે ભારતમાં ભરતનો સૌથી સુંદર કસબ કાશ્મીરનો. કાશ્મીરમાં બીજી કળાઓની જેમ આ કળા પણ ઇરાનમાંથી ઉતરી હોવાનો સંભવ છે. ઇરાનમા નિષ્ણાતો મોકલીને કાશ્મીરના બાદશાહ ઝઇન–ઉદ્દીને બધી કળા કાશ્મીરમા ઉતારેલી ત્યારે ઇરાન અને ભારતનો સંબંધ તો આર્યો જેટલો પુરાણો છે. એ પછી પણ ઇરાનના શકસાહીઓ સિંધ થઇને સૌરાષ્ટ્રમાં ઉતરી આવેલા. એમના પોષાકનો સંસ્કાર તો કચ્છ–સોરાષ્ટ્રના પહેરવેશમા ઉતર્યો જ છે. એટલે આસુરી સંસ્કૃતિ પછી શકોએ પાસેથી પણ ભરતનો સંસ્કાર વારસો મળ્યો હોય.

## ભારતીય ભરતકલા

કાશ્મીરનું ભરત તો આજેય એની ઉચ્ચ કોટીએ છે. ચીન અને જાપાનની જેમ એ ભરતમાં કાશ્મીરની કુદરત અને કુદરતના રંગો ઉતર્યા છે એના પક્ષીઓ, એની વનશ્રી, એના મુગલાઈ વેલબુટા એની અંગૂર, એના ચિનાર વૃક્ષો અને એના ફળફૂલ કુદરતમા જુઓ અને ભરતમા જુઓ તો એકબીજા વચ્ચે ભુલાવો ખાઈ જાઓ એવું હૂબહૂ. એ ભરત રાજ્યાશ્રયે ધંધાદારી સ્વરૂપે વિકસ્યું છે અને એની છટા અમીરી છે. એ લોકજીવનના રૂઢિગત જળવાયેલા- અને વિકસિત એવા અસલી સંસ્કારરૂપે નથી. ત્યારે કચ્છ સૌરાષ્ટ્રનું ભરત એ રીતે અપરૂપ વાસ્તવદર્શી કે અમીરી નથી. એમ તો આસામ ઓરિસ્સા રાજસ્થાન અને સિંધમા પણ ભરતનો સંસ્કાર છે. આસામનું ભરત છેકાભરત અને ડીઝાઇનનો ઉપર વધુ ઊતર્યું છે, જ્યારે સિંધનું ભરત પ્રવાહીને પ્રાણવાન ઓછું લાગે છે. હોય છે તો અસલી છાપકામ જેવું પણ એમા યાંત્રિકતા વિશેષ લાગે છે. એમ તો સિંધનું આરીભરતનું કામ પણ ઘણું સુંદર હોય છે. સિંધનું ભરત પણ લોકભરત નથી રહ્યું. એ અમીરી આશ્રયે બજારુ બન્યું છે. ત્યારે ઓરિસ્સાનું



ચાદર-ચોરસા ઉપરનુ ભરતકામ અને એના રંગોનો ઉઠાવ મૂળના રંગોની મૂળની કળાને જાળવતા લાગે છે. રાજસ્થાનનુ ભરત કચ્છ-સૌરાષ્ટ્રની ઘણી નજીક છે.

## કચ્છ સૌરાષ્ટ્રનું ભરતકામ

કચ્છ સૌરાષ્ટ્રનુ ભરતકામ કાશ્મીર જેવુ વ્યવસાયિક ઉત્કૃષ્ટતા ધરાવતુ નથી પણ કચ્છ સૌરાષ્ટ્રના ભરતમા જે સજીવતા અને સ્વાધિનતા છે એવી બીજે ભારતમા ભાગ્યે જ જોવા મળે છે બીજુ એ ભરત તે સાગોપાગ લોક સસ્કાર છે એ રાજ્યાશ્રયે બજારુ નથી બન્યુ તેમ એમા અમીરી આડબર પણ નથી ત્રીજુ એ જીવનવ્યાપ્ત કલા છે જેણે જીવન વ્યવહારના તમામ અગોને કલા વિભૂષિત કર્યા છે ઓરિસ્સાની જેમ માત્ર ચાદર-ચોરસાનુ નહિ આસામની જેમ માત્ર ઓશીકા પટ જેવુ નહિ કાશ્મીરની જેમ માત્ર પહેરવેશ અને કપડા પૂરતુ જ નહિ પણ સોપારી ને કકાવટીથી માડીને ચાકળા ચદરવા સુધી, મોજડીથી માડીને મોહરિયા સુધી અને પશુપ્રાણીના તમામ શણગારોમા આ ભરતકળા એક યા બીજે રૂપે વ્યાપ્ત થયેલી છે કચ્છ સૌરાષ્ટ્રની ભરતકળાએ જીવન સાથે એકરૂપતા સાધી છે એ કોઈ વિશિષ્ટ અગ નથી પણ સમગ્ર જીવનકલાનુ જ એક અગ છે

## આભલાંની ઝમક

કાશ્મીરમા ઠડીના દિવસોમા માણસ ઘર બહાર નીકળી શકતો નથી એથી ઘરઆગણે તાપતા તાપતા ને વાતો કરતા કરતા આ કળા વિકસી કચ્છ સૌરાષ્ટ્રમા દર વર્ષે થતા પુરુષપ્રવાસને કારણે ઘરકામમાથી પરવારતી નારીઓમા નવરાશની વેળાએ આ કળા વિકસી શરૂઆતમા એકલા હીરભરતની



કે સુતરાઉ ભરતની જ કળા વિકસી હશે આભલાં ત્યાર પછી આવ્યા લાગે છે પછી તો હીરભરતમા આભલાએ અજબ ચમક આણી અને આભલાનું ભરત ભારતના ભરતકામમા વિશિષ્ટ બની રહ્યું. સૌરાષ્ટ્ર કચ્છના લોકજીવનના તમામ પ્રદેશો આ ભરતકળાએ સર કર્યા છે. કેટલીક કોમમા આણા-કરિયાવરમા એક પોષાક તો હીરભરતનો હોવો જ જોઈએ લગ્નમગલનો એ મગલમય પોષાક બની રહ્યો છે પરિણામે કન્યાઓ અગર તો એમની ભોજાઈ જરા જેટલો યે સમય ફાજલ પાડતા ચણિયો, કાપડુ ને ઓઢણી સાથે હીરદોરો ને સોય લઈને બેસી જ જાય મજૂરી કરતી કણબણો બપોરની છુટ્ટીમા હીરનુ ભરત ભરતી આજે ય ઠેર ઠેર જોવા મળે છે એવુ જ ગામડેગામડે ને ઘરે ઘરે. આ રીતે ચણિયા કપડા ને ઓઢણી ભરે, પુરુષો માટે મોહરિયા ભરે, બટવા ગૂથે ને ભરે, પાન સોપારીના અતલસના ખલતા ભરે, બાળકોની આગડીને ટોપી ભરે, છોકરીની ઘાઘરીને મોસલા ભરે, બાળકની ચોરણી ને મોળિયા ભરે પુરુષોના છોગાવટાને ફુમતાળિયુ ભરે

## ગૃહશણગારમાં ભરત

ચાકળા, ચદરવા, વીઝણા, સાથિયા, ટોડલિયા, પછીતપાટી સ્વસ્તિક, ચોપાટ, તોરણ, તોરણિયા ઉલેચ, ઓછાડ ઓશીકા, ગલેફ, ગાલ મસૂરિયા તકિયા, ઈંઢોણી માચી, સાગામાચી, હિડોળાની દોર, વાસળી, ટોપની, છડી, ચાબુક, ઢીગલી, પૂતળી, હોકો હથિયારોના મ્યાન વગેરે ભરતથી સોહામણા બની રહે છે ગૃહશણગારના આ સાધનોમા ભરતની કલા નવી મોહકતા અને મધુરતા સીચી જાય છે

## પશુપ્રાણીના શણગારમા ભરત

બળદના મોરડા, મખિયાળા, ઝૂલ્ય શિગડિયા, ઘૂઘરમાળ, લલાવટી ને રાશ વગેરે ઘોડાના શણગારોમા ચારજામો, જેરબધ કલગી, મોડ, ઘૂઘી કાધીઉ લગામછાટા વગેરે એ જ રીતે ઊટનો આખો સામાન વળી મોર ને પોપટ પણ ભરે

આ શુ ગૃહશણગારમા કે શુ પશુશણગારમા ભરત કલા વ્યાપક બની રહે છે

હીર આભલાના ભરતમા ઊર્મિઓના સઘર્ષના રગો ઊતર્યા છે પશ્ચાદભૂ ગુઢારગની અતલસ ઉપર હીરનું ભરત સૌથી વધુ મનોરમ ગરવુ ગભીર અને વિશેષ સફાઇબધ લાગે છે

હીરભરત અને મોતી ગૂથણની કલા લોક વ્યાપ્ત હોવા છતા એનુ રચના કૌશલ અને કલા વૈવિધ્ય કચ્છ સૌરાષ્ટ્રની જાતિ વૈવિધ્ય અને પ્રાદેશિક વિશિષ્ટતાને કારણે છે

કચ્છ–સૌરાષ્ટ્રની પ્રાચીન જાતિઓના હીર મોતીના ભરતગૂથણમાથી તદ્દન અલગ તરી આવે એવુ કચ્છ કાઠિયાવાડનું મોચી ભરત છે તેમાય કચ્છનુ વિશેષ કરીને

કચ્છી મોચી ભરત એની રગ છટા સુરેખ સપ્રમાણ અને વેલબુટીથી ભભકભર્યું લાગે છે, એનુ કારણ કચ્છી મોચી ભરતમા મુગલાઇ સસ્કાર ઊતરી આવ્યો છે તે છે

માત્ર હીરભરતમા જ નહિ કચ્છી મોચી કલામા રગ રેખાની જે અમરીને નાજુકાઇ છે તે મુગલાઇ કે ઈરાની ઘરાનાનો જ વારસો છે પછી એ શિલ્પમા કાષ્ટમા કાચમા મીનાના જડતરમા કે હીરભરતમા એક સરખો તાદૃશ્ય થાય છે

વાગડના ખાવડાના લોહાણાનું છટાદાર ભરત કે બન્નીના જત લોકોનુ સફાઇદાર ઘડાબધ અને બારીક નકશીદાર ભરત પણ સિધને બલુચીસ્તાનનો જ સીધો સસ્કાર છે પણ જત લોકોએ બલુચી સ્તાનથી ઊતર્યા બાદ અને લોહાણાએ સિધમાથી ઊતરીને ભરતમા એના ટાકામા રગ પૂરણીમા અને પ્રતિકોમા નિરાળુ વ્યક્તિત્વ ઉપસાવ્યું છે

કચ્છનુ મોચીભરત તો વિરલ રીતે વિકસ્યુ છે ને જગતના ભરતકામમા માગ મૂકાવે તેવુ છે

એની બુટી બુટાનો ઉઠાવ એના ફૂલ ગુલાબ અને કળીઓના રૂપ એના મોર ને પોપટ જોડના મરોડ, એનું સયોજન અને સપ્રમાણ નકશી કામ કચ્છ સૌરાષ્ટ્રમા તો ચઢિયાતુ છે જ પણ વિશ્વે વિખ્યાતી મેળવી ચૂકયું છે એના નયનરમ્ય રગોની પ્રવાહીતા એક કાવ્યની પ્રૌઢી સમા છે

ત્યારે માડવીભૂજને વાગડના ઓસવાળો અને વૈશ્ય કોમોએ વિકસાવેલી ભરત શૈલી કચ્છ–સૌરાષ્ટ્રમા મહાજન શૈલી તરીકે પ્રખ્યાત છે હીરભરતની ભૌમિતિક રચના અને માઝા ભરેલુ રગ વૈવિધ્ય એની વિશિષ્ટતા છે

ત્યારે ધ્રગ લોડાઈના આયર ને રત્નાલના રબારીઓએ પણ પોતપોતાની ચિત્તાકર્ષક અને નિર નિરાળી શૈલીઓ નીપજાવી છે

કચ્છ અને સૌરાષ્ટ્રનું ભરત ગૂથણ ઘણુ નજીક છતા ઘણુ નિરાળુ છે કારણ જાતિગત ખાસિયતો ને સસ્કાર વૈવિધ્યે વિવિધ સ્વરૂપો વિકસાવ્યા છે

કાઇક કાઇક છાટ કાઠિયાવાડના મોચી ભરમા કચ્છી મોચી ભરતની દેખાય પણ ભવ પ્રતિકો અને રગરૂપ તો કાઠીઆવાડના મોચીકામમા એના કાઠી–આશ્રય દાતાઓના ઊતર્યા છે

## કમનીય કાઠી ભરત

સૌરાષ્ટ્રના કાઠી ભરતના બે વિભાગ પાડી શકાય એક તો કાઠીઓના આશ્રયે મોચી કોમે



ભરત ગૂથણની કળાશૈલી નીપજાવી તે અને બીજી કાઠીઆણીઓની નિજની કળા

સાતસોએક વર્ષ પહેલા સિધ થઇ કચ્છમા ઠરીને પછી સૌરાષ્ટ્રમા ઊતરનાર આ શૂરવીર અને સૌદર્યવાન કોમે જાતિગત સસ્કાર ખાસિયત અને કલાપ્રેમથી ભરતગૂથણમા જ નહિ પણ સમગ્ર જીવન વ્યવહારને કલા મડિત કરી દીધેલ છે.

એ વાત સાચી છે કે એણે જીવનનું માધ્યમ નહોતુ ખોળ્યું સામસામા છેડે જઇને ઊભા રહેવાની એની ઉગ્રતાને કારણે કાઠી પાયાળના વિસામણની જેમ કરપીણ બન્યો છે તેમ દાનાભગતની જેમ કરુણાદ્ર પણ બન્યો છે. ઘણે ઠેકાણે ખુટલાઈ દેખાડી છે તો સામે છેડે ખાનદાનીનો જોટો જડેતેમ નથી.



કાઠીની આ ત્રણે પરજ જ્યાં જ્યા સ્થિર થઇ ત્યા ત્યાનુ લોક જીવન એની જીવનકલાથી પ્રભાવિત થઇ રહ્યુ છે. જેતપુર, બિલખા, વડીઆ, બગસરા, ચાડીયા, ઇગોરાળા, ચતાળા, ગાગરા ને ચાવડ વગેરે પ્રદેશમા વાળાઓનો સ્થિરવસવાટ થયા ત્યારે કુડલા પથકમા અને એની આજુબાજુ ખુમાણો સ્થિર થઈને રહ્યા.

બાબરિયા અને કાઠી એટલે એક મગની બે ફાડ એવા ખાખડા, વરને કોટીલાઓએ બાબરીઆ વાડ બાધી

આ બધા પ્રદેશોનુ લોકજીવન કાઠીઓની બધી કારી કળાથી પ્રભાવિત થયેલુ છે. હીર ભરત અને મોતી ગુથણ તો ખાસ કરીને કચ્છ અને કાઠિયાવાડના ભરત ગૂથણના કામમા મોચી ભરત-ગૂથણ પછી બીજુ સ્થાન કાઠી ભરત-ગૂથણનુ જ આવે એમણે સમગ્ર રગો સાથે ભરતગૂથણમા જીવનને ઢાલવી દીધુ છે ભાત પ્રતિકામા તો એ શૂરવીર અને સુદર કોમના ઘોડા, હાથી, હોકા, સૂર્ય, લક્ષ્મી, શુરવીર અને રાધાકૃષ્ણ વગેરે તો હોય જ. પણ પારણાથી માડીને યુદ્ધના પરાક્રમો સુધીનો આખો જીવન વ્યવહાર એ ભરત ગૂથણમા આલેખાય છે

હીરનો બસરાઇ ધાગો આદિત્ય કાટિયો, કયારેક સાકળી ને બાવળીઓ ટાકો પણ લઈને કાળા ઘેરાગુઢા ને મશીઆ રંગના પટ ઉપર એક પ્રભાવશાળી ને ડોનાવણુ ભરતની કલ કાઈ મુઓએ પાથરી છે

અને આ કળા, એના કલામય સાધન સરજામ, એનું કડારેલુ, વ્યક્તિત્વ અને ઉન્મત રગો સાથેનું સુસગત કલા વિધાન છે કોઇ વ્યવસાયિક નહિ.

કાઠીઓના વસ્ત્રોમા ચણિયા ઘાઘરાપાટ સિવાય પહેરવેશમા ભરત ઓછું પણ અન્ય અલકારો અને રાચરચીલામા તો એ ભરત ને મોતી ગૂથણ છૂટે હાથે કલાત્મક રીતે વેર્યું છે.

ગૂઢા મશીઆ પટ ઉપર ઘેરા ગુલાબી-કીરમજી, સફેદ સોનલ રગો પણ હોય ને લીલો ઘેરો આસમાની તથા ઘેરા જાબુડીઓ હોય આટલા રગોની મિલવટ એક બળવાન ચિત્તનો ઉઠાવ આપે છે

કાઠીઓના ગૃહ શણગાર અને ઘોડાના શણગારમા હીરભરત અને મોતીકામની છુટાયેલા જીવન

રગોની છતા જે કુમાશભરી રંગ રેખા છટા ઊતરી છે એવી સજીવતા બીજી કોમોમા ઓછી ઊતરી છે

ચિત્રાંકન સાદુ, ચતુષ્કોણ અને સૂરજના ફૂલોભર્યું ખાસ તો એની ભૌમિતિક સપ્રમાણતા અને રંગરૂપનું સંયોજન ભરતની લોકકલાનું શિખર સર કરે છે



## મહાજન ભરત

કથીપો અને મહાજન ભરત જુદા ન પડે તેવા એકમેક બની ગયેલા છે કચ્છમા જેમ ઓસવાળ તેમ સૌરાષ્ટ્રના ખાસ કરીને કંઠાળના શ્રીમાળી વાણિયા સોની અને હાલારના લુહાણા–ભરતમા પણ સપ્રમાણતા સુંદર રીતે જળવાતી આવે છે તો ભાવપ્રતિકોમા ખાસ વિશિષ્ટ નહિ પણ સફાઈમા સુઘડતામા ઉઠાવમા અને થોડા જ રંગોથી ભરતને ચિત્તાકર્ષક અને મન ભરાય તેવુ એ મહાજન ભરતમા હોય છે

ટાકા તો સામાન્ય રીતે સાંકળીને ખજૂરીના લ્યે છે પણ સાધન સંપન્ન એટલે સૂતરમા મન ન ઠરે અને હીરની સમૃદ્ધિ ભરચક દેખાય

મહાજન ભરતમા ઉગ્રતાના આવેશના અતિ ગુઢા કે અતિશય ભીડતા રંગો નહિ દેખાય પણ સાચવીને જીવનના બે કાંઠામા વહેતા રંગોનુ છતા ભરતનું સમગ્ર દર્શન નમ્ર અને મીઠુ રહેવાનુ

## આયરનું હીરભરત

મચ્છુ કાંઠે વસેલા મછોયા ગોહિલવાડમા પંચોળી ને સોરઠમા સોરઠીઆ આ ત્રણે પરજના આયરોનુ હીર–આભલાનું ભરતકામ પણ મનોરમ હોય છે એ જેમ કાઠી જેવુ ગંભીર નથી હોતું તેમ અન્ય કોમો જેવુ ભડકાવનારુ કે જાડુ પણ નથી હોતુ કાઠી અને અન્ય કોમોના માધ્યમ જેવુ પણ વિવિધ અને વૈભવવંતુ હોય છે એમા ગુઢા કરતા લાલરેરા રંગ વધારે વપરાય છે આછો પીળો અને કેસરી રંગ પણ વપરાય છે સફેદનો ઉપયોગ પણ ખરો આયરનું ભરત કાઠી કરતા થોડુ વિશેષ ભરેલુ અને અન્ય કોમો કરતા વિશેષ ઝીણુ હોય છે સફાઈબંધ અને સુઘડવંતુ જે વેલબુટા કાઠીઓમા ઓછા કળાય છે તે આયરોમા વિશેષ દેખાય છે મોર, પોપટ જેવા પક્ષીઓ પણ આલેખે કાઠીમા આભલા ઓછા જ્યારે આયરોના ભરતમા આભલાંનું કામ પણ ખરૂ ખાપુ વાળા મોટા આભલા નહિ મછોયા અને પંચોળી આયરો કરતા ભરતનો સંસ્કાર સોરઠીઆમા વધુ વિકસ્યો છે એમતો ૧૧ સાખે આયર વિકસ્યો છે

## રબારીને ભરવાડ

સોરઠના કંઠાળના રબારીમા ભરતનો સંસ્કાર ખરો અને ભરવાડ તો ઠેર ઠેર છે એમા પણ ખરો રબારીમા ભૂરા પટ ઉપર મોટા ફૂલો ભરવાનો રીવાજ છે અને ભરવાડિયું ભરત તો એના ભરવાડિયા ટાકાથી જ પ્રખ્યાત થયું છે ક્રોસ ટાકા અને અપ્રામણ ઓછા મેળવાળુ ભરત ભરવાડ કરતા વઢિયારા રબારીમા ભરતનો ચાલ ઘણો પણ હાસો હાસ ને આભલા તો ભાજે એટલા ભરે ભરવાડ રબારીનુ ભરત એટલે આભલા ભરત જ કહેવાય

## ચારણ અને મેર

મેરમા ભરતનો ચાલ ખરો મોટે ગોટે ભરે લાલને સફેદ પટ ઉપર પીળો લાલ કાળોને સફેદ ધાગો લ્યે પણ ચારણોમા મેર કરતા ભરત વિશેષ પ્રમાણમા ખરૂ

ચારણોમા બીજી ઘણી બધી વિશિષ્ટતા છે એટલે ભરતમા એમનાથી એટલુ ધ્યાન અપાયું નથી છતા જે પ્રદેશમા જે ચારણો વસે છે તે તે પ્રદેશના ભરત-ગૂથણની લાક્ષણિકતા એમના ભરતમા જરૂર ઊતરી છે

## સથવારા ને સગર

સથવારાનુ ભરત આ બધી કોમો વચ્ચે લાક્ષણિક એવુ ઉઠાવદાર હોય છે વિવિધ ભરતશૈલી માથી જેટલી સુ દરતા સથવારા ઉતારી શક્યા એ બધાનો સમન્વય એમના ભરતમા દેખાશે ભભકેદાર છટાવાળા વરરાજા જાનના ગાડે બેઠા હોય તો માથેની વિશાળછત્રી પણ છટાદાર ને શિ ગરોટી આથી ઝૂલ સુધી બળદોને શણગારેલા હોય વરલાડો તો નાનકડી ઠકરાત જેવો લાગે

સગર કોમમા સથવારાની અસર ઊતરી છે અમોટી બ્રાહ્મણમા કાઇક મેરની અને કઈક પોતાની નીપજાવેલી શૈલી છે

એ જ રીતે રબારી, ખારવા અને સીદીઓમા પણ જૂજવેરૂપે ભરતનો સસ્કાર આંખોને આકર્ષે એવો હોય છે

## કણબીનુ આભલા ભરત

મધ્ય સૌરાષ્ટ્ર ને પશ્ચિમ સૌરાષ્ટ્રમા જેમ કડવા કણબી વધુ વસ્યા છે તેમ લેઉઆ વધારે ગોહિલવાડમા છે અને ભરતકામમા ગોહિલવાડના લેઉઆ કણબીએ કડવા કણબી કરતા ઘણો વિકાસ સાધ્યો છે રગમા, ભાવપ્રતિષ્ઠામા અને સયોજનમા પણ



ગોહિલવાડના પલેવાળ બ્રાહ્મણ કારડીયા વગેરેમા આ લેઉઆ કણબીમા ફાવી ભરતના મિશ્ર-સસ્કારો ઊતર્યા છે

એ જ રીતે સોરઠના અને વાળાકના ખાટ અને એની સાથે જે કોમોને વરવા પરણવાનો વહેવાર છે એ બધી કાળી-ગરાસિયા કોમોમા કણબી ભરતની અસર વધુ છે આભનાના ઝાકઝમાળ કણબીઓમા વિશેષ જેમ કાઠીનુ ભરત સામાન્ય રીતે નરદમ હીરનુ પણ આભના વગરનુ તેમ કણબીનુ ભરત વિશેષ સુતરાઉ પણ આભના વગરનુ નહિ એ જ રીતે ભરવાડિયા ભરતમા પણ ... આભલા ભરવાડિયું ભરત અને કણબીનુ ભરત ... છે પણ કણબીના ભરતમા વિ... સફાઈ આવી છે ચણિયાનો પોણો ભાગ આભનાના ભરતથી ભરેલો ઓઢણીના પાલવ પણ ભરત ભરેલા ને કપડા કે કમખા તો થોડો ગાળો બાદ કરતા આભના ભરતથી ભરેલા

ભરવાડમા કાપડાની બે બાયું આભના-ભરત ભરેલી પણ આખા કપડા કે કમખામા તૂઈની રૂપેરી પટીનો રૂડો શણગાર કણબીનું આભના ભરત તો એના ગૃહશણગાર અને પશુશણગારમા પણ સાગોપાગ ઊતર્યું છે આજે કાઠીનુ ભરત ઓછુ મળે છે જ્યારે આજે વિશેષ પ્રચાર કણબીના ભરતનો છે સામાજિક પરિસ્થિતિને કારણે એ બન્યું છે કણબીકન્યાને કરિયાવરમા એક પોષાક તો ભરત આભલાનો જોઇએ જ પછી જેવુ કળ સામાન્ય રીતે સુતરાઉ ને સારાવાળા હોય તો હીરનું ભરત પણ ખરુ લોકગીત સુધી આ ભરત આભલાનો કણબીનો સસ્કાર ઊતર્યો છે કોઇ કણબણને ગરાસિયાના પોષાકે મન મોહ્યા હશે ત્યારે વેધક મર્મમા ગીત ગાને છે કે

"કાચાળા કપડા કડવીને નવ ગમ્યા,
કોણી ઉતાર કાપડે મનડા મોહ્યા,
ભરેલા ઘાઘરા કડવીને નવ ગમ્યા,
ઘેરદાર ઘાઘરે મનડા સોહ્યા"

ગીતમા કણબી અને ગરાસિયાના એમ બને પહેરવેશના સસ્કાર દેખાય છે ખાસ કરીને ભરેલા ઘાઘરા અને કાચાળા કપડા એ કણબીનો વિશિષ્ટ ભરત આભનાના સસ્કાર છે રગોમા કણબીના ભરતમા બધા ભ કિયા રગો વપરાય છે લાલ અને કેસરી રગો માથે પીળા અને સફેદ રગનું ભરત, પીળા માથે કેસરી અને ઘ ીઆર લીલા થેપાડા માથે પીળી અતલસના પાલવ અને અપાલવ માથે કેસરી લાલ અને સફેદ હીરનું કસબકામ બહુ ઓપે છે આમ કણબીમા સફે, લીલો, લાલ, પીળા કેસરી વગેરે રગો વપરાય છે મોર પોપટના ખૂબ ચાલ સુશોભનોની સૌથી વિશેષ ભભક કણબીના ભરતમા હોય છે

## સમગ્ર પ્રજાજનો સસ્કાર વારસો

વિશિષ્ટરૂપે રહેલા ભરતકામની આપણ ચર્ચા કરી પણ ભરતના સસ્કારરૂપે તો એ સમગ્ર પ્રજાનો સસ્કાર છે ખાસ કરીને માલધારી લડાયક અને ખેડૂકોમોના પહેરવેશથી આ હીરભરતની શરૂઆત થઇ હોય એમ સભવે પ્રકૃતિના મૂળ રગો જ હીર ભરતમાં ઊતર્યા છે પ્રકૃતિ પરાયણતાનો જ એ સસ્કાર કાસ્મીર ને આસામની જેમ કુદરતે અહી એની સમૃદ્ધિ ઠાલવી નથી બગાળ કે બિહારની જેમ હરિયાળો ભેજ પણ નથી ઠેર ઠેર લકુબઝકુબ આબાવાડિયા નથી પજાબ કે ઉત્તર હિંદની જેમ કોઇ મહાનદની નહેરોથી હર્યાભર્યા ખેતરો કે એવા બાગબગીચા પણ નથી એટલે જે કાઈ હતુ, જે કાંઇ છે એને ભરપેટે પીધુ છે અતરમા ઘોળીને આત્મસાત કર્યું છે કસ્મીરમા મોગલ ડીઝાઈન એની તમામ અમીરાત સાથે ખિલી અને એક ચીનાર વૃક્ષની અપરૂપ ડીઝાઇન વર્ન ભાદ કરતા મા ાન ડીઝાઇન કાસ્મીરની તમામ ડીઝાઇનોના મૂળમા પડી છે ત્યારે સૌરાષ્ટ્રમા કેરી ભાત વિકસી કવી એ ભાત ?

ધોળી પછેડી દૂધણુ ભાત,
પીળી પછેડી પોપટ ભાત,
રાતી પછેડી રીગણુ ભાત

## વિવિધભાત અને વેલ

પછી વીજળી વેલ, વાટકાવેલ દાડમવેલ, ટેલવેલ, પોપટવેલ, કાંગિયાભાત, લોરિયાભાત, મોર લાભાત ને પનિહારીભાત મોગ્લાભાત તો ખરી ને ખરી જ આભલા તો પાછળથી આવ્યા આભલા હીરભરતનો એક ઝમક્દાર ભાગ બની રહ્યો પણ મોતીનુ ગૂથણુ એ ગૃહનો પશુનો અને શોભાનો



એક શણગાર જ રહ્યો હીરભરત ભરતા જે કલા બાકી રહી તે મોતીભરતમા ઊતરી પણ મોતી ભરત એક શણગાર જ રહ્યો કારણુ કે એની સખતાઇ અને વજનને કારણે હીરભરતની જેમ પહેરવેશનુ ઊર્મિબળ ન બની શકયો પહેરવેશ એ માનવ ઊર્મિઓના સઘર્ષનુ લાગણીઓના તાણા વાણાનુ માનવીના રૂપ અને પ્રતિભાનુ એક અગ બની રહેલ છે જીવનના વિવિધ રગો પહેરવેશમા ઊતરે છે અને એ પહેરવેશના રગો જીવનને પણ રગ ચડાવે છે એટલે મોતીભરતની કળા ખૂબ ખૂબ વિકાસ પામવા છતા શણગારથી વિશેષ તાકાત એમા ન જ ઊતરી શકે હીરભરત એ તો લોકજીવનનો સસ્કાર છે અને મોતીભરત એ લોકજીવનનો શણગાર છે પણ કલાસસ્કાર તો ખરો જ. મોતીભરત

એક એવી લોકકલા છે કે ભારતભરની લોકકલામા વિશેષ્ટ ભાત પાડે છે

હીરભરત અને આભલાના ભરતે ભારતભરની કલારસિક નારીઓને મુગ્ધ કરી છે ભારતના એવા હરએક પ્રદર્શનમા હીર આભનાનું ભરત પ્રક્ષકો માટે કૌતુકનો વિષય રહ્યો છે આકર્ષણનો વિષય બનેલ છે અને જે કાઇ હોય તે ખરીદી લેવાની તાલાવેલી જગાડી છે

## મોતીનું કલામય ગૂંથણુ

કચ્છ સૌરાષ્ટ્રમા આ મોતીના ભરત ક્યારે શરૂ થયું તે પણ સશોધનનો જ વિષય છે મોતી ભરતમા વધુ વપરાશ કીડિયા અથવા ચિડિયા મોતીનો



છે એને પથ્થરિયા પણ કહે છે, કારણ કે તે વિવિધ રગી પથ્થરમાથી બનાવ્યા હોય એવા જ લાગે છે કોઇ પણ રગના ચિડિયા મોતીમા તેજ નથી હોતું, ત્યારે કાચના ફટકિયા ને જવલા મોતી તેજવાળા લાગે છે આ ફટકિયા ને જવલા મોતીનો વપરાશ પાછળથી વધેલો આ ચિડિયા કે ફટકિયા મોતી સૌરાષ્ટ્રમા બનતા કે બહારથી એની આયાત થતી તે પણ જાણવા મળ્યું નથી અત્યારે તો આ મોતી મદ્રાસથી આવે છે તે પહેલા સો સવાસો વર્ષથી ઇટાલિયન મોતી વપરાતા મોતીગૂથણની કલા હીર ભરત જેવી પ્રાચીન ન હોવાનો સભવ મનાય છે મોતીનો સૌરાષ્ટ્રનો સસ્કાર તો ખરોજ પણ એ સાચા મોતીનો અને મોતીના અલગારોનો સોનારૂપા પછી અનરોરા મોતીનુ સ્થાન વિશેષ છે અસલના યુગમા સોનુ સૌરાષ્ટ્રમા નીપજતુ હશે એમ માનવામા આવે છે ત્યારે સાચા મોતી તો આજે પણ જામ નગરના સાગર માટે પાકે છે ભારતભરના સાગર કિનારે બે જ ઠેકાણે સાચા મોતી પાકે છે એક તો તુતીકોરીનની દક્ષિણે મનારના અખાતમા અને બીજા જામનગરના સાગર કિનારે કચ્છના અખાતમા

## સાચા મોતીના સસ્કાર

આ રીતે જોઇએ તો મોતીનો શોખ ભલે શ્રીમતો જ કેળવી શક્યા પણ સૌરાષ્ટ્રના અલકારોમા એનુ સ્થાન હતું જ અને એના આકર્ષણ પણ જેવા તેવા ન હતા મોતીની છત કે પછી અછતને કારણે પણ મોતીના મોહ લોકજીવનમા ઊતર્યા છે સભવ છે કે અછતનુ કારણ હોય, કારણ કે સાચા મોતી તો ઝાઝા પાકે નહિ, પાકે એટલા મેડી મહેલાતોમા ચાલ્યા જાય ત્યારે લોકકલ્પના રમણે ચડે છે કે આ મોતીના જ વાવેતર થતા હોય તો કેવુ મજાનુ? ઘરમા પછી થોડા મોતીના ઝાઝા ભાગિયાના ઝગડા જ નહિ!

'જળ રે જમનાના ઝીલતા જી રે શામળીયા,
મને મોતીડુ લાગ્યુ હાથ ન દજીના નાનડીઆ'

મોતીડુ તો હાથ લાગ્યુ પણ એક મોતી બધાની વચ્ચે વહેચવુ કેવી રીતે? પછી તો જી રે શામળીયા' ને "નદજીના નાનડીઆ"ની ટેક સાથે ગીત આગળ વધે છે કે

ગાડે કરીને મોતી આણિયુ જી રે,
માતા પાડો મોતીડાના ભાગ– નદજીના
એક મોતીમા શુ વેચીએ જી રે,
મોતી વાવ્યા ઘણેરા થાય– નદજીના
જમનાને કાઠે ક્યારો રોપિયો જી રે,
માહી વાવ્યો મોતીડાનો છોડ– નદજીના
એક મોતીને બબ્બે પાદડા જી રે
મોતી ફાલ્યા છે લચકાલોળ– નદજીના
એ ડાળ્યને બીજી ડાળખી જી રે,
વચલી ડાળે ડાળે મોતીડાની લૂબ– નદજીના

થાળ ભરીને મોતી વેડિયા જી રે,
માતા પાડો મોતીડાના ભાગ- નણદીના
કોઈને ચપટી ચાગળુ જી રે,
રાણી રાધાને નવસરો હાર- નણદીના

ભાગ પાડવામાય રાધાજી રોજ ફાવી જાય. કોઇને ચપટી ચાગળુ ને રાધાજીને નવસરો હાર. ઘરનું મધ્યબિંદુ ગૃહિણી વંશનો વેલો જાળવનાર વહુ. સહુ ભેગા મળીને વહુને લાડ લડાવે એ સંસ્કાર સંયુક્ત કુટુંબજીવનનો એક આદર્શ અને એનો વ્યવહાર પણ એમની સામે હતો જ ભાગે પડતું વહેંચાય છતાં ભાગ લેનારા જ્યાં ઉચિત હોય ત્યાં જ સમર્પણ કરે સંયુક્ત કુટુંબની એ દિલેર પ્રણાલિ હતી

## મોતીના પાણી

મોતીનો આવો સંસ્કાર તો જ્યાં મોતી નીપજે ત્યાં જ હોય ને? પાણીદાર માનવીને પણ મોતીના પાણી જેવા તેજસ્વી રૂપક અપાતા એવા માનવીને–સ્ત્રી કે પુરુષને મોતી પાક્યું છે એમ કહીને મૂલવતા આપણું એવું એક લગ્નગીત પણ મોતીએ મઢાયેલું છે

"લાંબી તે લાંબી સરવરિયાની પાળ,
એ રે પાળે રે મોતી નીપજે
મોતી તે લાધ્યું ભાઈ વર હાથ,
ઘેર આવીને ઝગડો માંડિયો."

મોતીના તો એક એકથી ચડે એવા રૂપક
"દૂધે તે ભરી રે તલાવડી, મોતીડે બાંધી પાળ,
ઈસવર ધોવે ધોતિયા, પારવતી પાણી જાય"

અલંકારોમા પણ "વળે વાળે મોતી હાસ" એમ કહેવાતુ મોંઘેરા મહેમાનો ને સાચા મોતીથી વધાવતા અને—

"ફૂલડે છાયો મારો માંડવો
મોતીડે વધાવુ [illegible]રી જાન,
હો લાલ પછેડો ફૂલે ભર્યો'

મોતીના અલંકારોની હોંશ પણ ઓછી નહિ તો!

"રાજ લીલા મોતી ને હીર દોરિયું,
મારે હરખે ઘડાવેલો હાર"

કાંઈ કોમમાં સાચા મોતીનો ખૂબ ખૂબ ચાલ કાંઈ વરલાડાને મોતિયુંવાળો કહીને વધાવતા અને—

'મોતી જડી એની મોજડી ને
હીરે જડયા હથિયાર,"

સાચા મોતીના જ્યાં આવા સંસ્કાર હોય ત્યાં એ ભરતગૂંથણમાં ઊતરે એમાં શી નવાઈ?

"સોળ સોગઠા ને પાસા"
મોતી જડયા રે લોલ"

પતિ–પત્નીની, નણંદ ભોજાઈની, ભાઇબંધ દાસ્તારની અને મઈ મહેનાનની એ 'ઇન્ડેર ગેઇમ" ચોપાટ ન સોગઠા ગ જીફા ટીપવાનો ચલ તે દી ન હતો

"પીર ગાડે તે મોતી મગાવજો રે,
પીર મોતીના મોરલા મેલાવો રે!

થોડા ઝાઝા નહિ પણ ગાડા ભરી ભરીને વિશાળ ખેતરોમા લેરખિયા લેતા મોલને જોઇને અને વિશાળ ચરિયાણો જોઇને માલધારીઓના હૈયા પણ એટલાં વિશાળ બનતા ઓછ મન શેના રિઝાય? એમને તો રંગે જ ઉલટ આવે એવી ઉલટવાળા





માનવીએ ઝીણી મોટી તમામ ચીજોને મોતીથી મઢી દીધી જીવનના આંતરિક કલાઆનંદ અને ઉરોજનાનો સજીવ સ્રોત હીર આભલાના ભરત પછી મોતીગૂંથણમાં વહેતો થયો

વચ્ચે રે બેનડબાની વેંધ્યુ,
કે માફા ઢળકે મશરૂ તણા"

આ મશરૂના માફા પણ હીરભરત અને મોતીગૂંથણના એ વેલ પણ કેવી !

"કૃષ્ણની જાને રૂડા પોળીડા શણગારો
વેલડીએ દસ દસ આટા રે,
બળદે બેવડ રાશ, બેઉને માથે મોળિયા

આવી રૂડી વેલ, એના ઉપર ઢળકતા માફા અને એ મફા ઉપર હૈયાના ઉમાશભર્યાં રંગોનું ચતુર ચિતરણ એનું કલ્પનાચિત્ર પણ લાલિત્યભર્યું લાગે આ મોતી કામમાં પણ બળદની ઝૂલમાં આભલા ઊતર્યા છે પણ એવું તો કોઈક જ શૌર્ય સાથે શીલની શાલ સાથે રૂપની અને રૂપ સાથે કલાની સગાઈ કેવી ચાલી આવે છે !

## ગૃહશણગારમાં મોતીગૂંથણ

શ્રીફળ સોપારી ને કંકાવટીઓ મોતીથી મઢાઈને લગ્નના શણગાર ને વધુ વૈભવવંતો બનાવે છે મોતી ભરેલી વાગળી પાવા ને છડીઓએ મેળાઓને શોભાવ્યા છે ઘોડિયાના કાગડા મોર, પોપટ ઝૂમખા શીકા શીકલી વેલણ ઓશીકા પીંજણા ને ચાકળા ચંદરવાએ વિવિધરંગી મોતી અને એના પશુ પ્રાણી, આડપાન અને ભૌમિતિક આલેખને- ઘરને શોભાવ્યા છે ઘૂઘરા, ચૂસણલાકડી, ઢીંગલી, પોપટલાકડી, ગેડી દડા ફેરકણા અને બાળકોનાં લગભગ બધા રમકડાંને મોતીથી મઢીને એમા વાત્સલ્યના ઉલ્લાસભર્યાં રંગો ઊતાર્યા છે પછી તો ગૃહશણગાર અને પશુશણગારમા જે ચીજવસ્તુઓને હીર આભલાના ભરતે કલાસ્વરૂપો સરજાવ્યા છે તે તમામ ચીજવસ્તુઓ મોતીથી મઢાઈ ગઈ

મોતીગૂંથણમા પશ્ચાદભૂ સામાન્ય રીતે સફેદ મોતીની રંગીન આકૃતિઓની આસપાસનો ખાલી ભાગ એકસરખા ઘાટના સફેદ મોતીઓની ગણિતિક પંક્તિઓથી ભરી દે મોતીગૂંથણનું કામ વધુ મહેનત, વધારે ચોકકસાઈ, અને કુશળ આયોજન માગી લે છે સફેદ ઉપરાંત પીળા લીલા જાબુડિયા અને આસમાની મોતીનો ઉપયોગ આ ગૂંથણમા કરવામા આવે છે રંગોનું વૈવિધ્ય અને ગૂંથણીના સુંદર સંયોજનને કારણે એનું કલાવિધાન ચિત્રણ જગતમા જોબ મુકાવે તેવુ થાય છે મોતીના ગૂંથણમા ચિત્રની પ્રવાહિતા નથી આવી શકતી તેથી ગૂંથિત ચિત્રો અને આકૃતિઓ વિશિષ્ટ સ્વરૂપે વિકસેલ છે મોતી ગૂંથણ વિષે વિવિધ મતો પ્રવર્તે છે એક મત આપણે જોયો કે હીરભરત અથવા સૂતર ભરત પછી મોતી-ગૂંથણ ગૃહ શણગારમા આવેલ છે ૧૯મી સદીના જ મોતી ગૂંથણના ગૃહ શણગાર મળી આવે છે તે પહેલાના નહિ અને જે મોતી ગૂંથણમા મોતી છે તે ઇટાલિના છે

એ મત પ્રમાણે કચ્છ સૌરાષ્ટ્રના મોતીના જે વર્ણનો લોકગીતો વગેરેમા છે તે સાચા મોતીના ગણાય છે કીડિયા અથવા પથ્થરિયા મોતીના નહિ

એને અંગ્રેજી શબ્દોમા નીચે મુજબ ઘટાવે છે મોતી એટલે અંગ્રેજીમા 'પર્લ' અને પથ્થરિયા મોતી એટલે અંગ્રેજીમા 'બીડ' એટલે આપણી જે મોતી ગૂંથણ કળા છે તે બીડવર્ક કહેવાય છે અને તે પ્રાચીન નથી વગેરે

એની સામેનો બીજો મત એ છે કે બીડ નો મૂળ અર્થ પરપોટાનું બિંદુ થાય છે અને પર્લ એટલે કે સાચા મોતી પણ માછલીના મુખમાથી

ઝરતા પરપોટાનું બિંદુ જ પ્રાથમિક અવસ્થામાં હોય છે

ગુજરાતીમાં આપણે ત્યાં એ માટેના જુદા જુદા શબ્દો છે પારા, મણકા, મોતી વગેરે અને તે વગેરે પાછા જુદા જુદા સ્વરૂપે જુદા જુદા નામ ધરાવે છે

ત્યારે મોતીગૂથણ એ આપણી ધરતીની તળપદી કલા છે એને અગ્રેજી શબ્દોમા ઘટાવાય જ શી રીતે? જો અગ્રેજીમા ઘટાવવાની કે મૂલ વાની હોય તો એનુ ગુજરાતી પારા–ગૂથણ અથવા મણકા ગૂથણ કેમ ન કહેવાણુ ને મોતી ગૂથણ કહેવાયું?

સિધુ સસ્કૃતિના જે ખોદકામ લોથલ, રોઝડી રગપર વગેરેમા થયા એમાથી લોથલમાથી તો આ પથ્થરિયા મોતી મળી જ આવ્યા છે એનો ઉપયોગ અલકારો કે અગશણગારમા જ થતો હોવો જોઈએ

એટલે કે પથ્થરિયા મોતી ઇટાલિના મોતી આપણે ત્યા આ યા તે પહેલા પાચ હજાર વર્ષ પૂર્વેથી આપણે ત્યા હતા જ

વસ્ત્ર શણગારમા એનો ઉપયોગ થતો કે કેમ તે કહેવાના પ્રમાણ કે પુરાવા આપણી પાસે ન હોય પણ કાડાની કાકરી, કકણ બાજુબધ દામણી, કર્ણફૂલ લટકણિયા ઝૂમણા નથડી વગેરે તો આજ સુધી પછાત જાતિઓમા પહેરાતા આવે છે

એ મોતીના અલકારોનો સવિશેષ ચાલ પછાત જાતિઓમા ને આદિમ જાતિઓમા હજી છે

એટલે અલકારોમા મોતીગૂથણ કળા ઇટા લિયન મોતી કરતા અતિપ્રાચીન છે વચની કડી જે નથી મળતી તે એ કે સિધુ સસ્કૃતિ પછી આ પથ્થરિયા મોતીનુ ઉત્પાદન કયા સુધી ચાલ્યું અને ક્યારે બધ થયું હશે? મોતીથી સહેજ જ મોટા પારાઓનું ઉત્પાદન તો ભારતના પ્રત્યેક સુદર પથ્થર નીપજતા પ્રદેશોમા થવાનું ચાલુ જ છે

એક બીજી વાત એ કે માછલીએ પેદા કરેલા પથ્થરનું નામ પ્રથમ મોતી પડ્યું કે પથ્થરિયા મોતી ઉપરથી માછલીઓથી થતા ઉત્પાદનનું નામ મોતી પડ્યું?

સભવ એવો છે કે મોતી નામ પથ્થરિયા અગર કોઈ ધાતુના ઝીણા પારા ઉપરથી મોતી નામ પડ્યુ હોય અને ત્યાર બાદ માછલીથી ઉત્પન્ન થયેલ પથ્થરરૂપી બનેલ પરપોટાને મોતી નામ અપાયુ હોય

અથવા તો સાચા મોતીની શોધના કાળ નિર્ણય ઉપરથી પણ આ ગણના થઈ શકે કે પહેલા કયુ મોતી મળી આવેલુ?

આ બધા ઉપરથી એવા અનુમાન ઉપર અવાય છે કે મોતીના અગશણગારના અલકારો કદાચ સિધુ સસ્કૃતિના નિમ્નના ભરતથી જરાય *ઓછા પ્રાચીન નહિ હોય કદાચ વધારે પ્રાચીન હોય*

બાધણી અને પોગામા જે ભાત બાધીને છાપીને કે વાણીને ઉપસાવવામા આવે છે તે પણ મોતી ભરતની જ ભાત છે, પણ એટલુ સાચુ છે કે ચાકળા



ચદરવા અને ગૃહ અલકારોની બીજી ચીજોમા જે મોતીગૂથણ ઊતર્યું તે ઈટાલિયન મોતીનું જ મળી આવે છે અને એના સવાસો દોઢસો વર્ષથી વધુ જૂના પ્રાચીન નમૂના નથી મળી આવતા

સગ્રહસ્થાનોમા મોતીગૂથણના નમુના ઘણા વરસથી સઘરાતા આવે છે પણ એની વ્યાપક પ્રસિદ્ધિ તો છેલ્લા પદરેક વર્ષથી જ થઈ છે

મોતીગૂથણની કલાનો વૈજ્ઞાનિક અભ્યાસ પણ પદરેક વર્ષથી જ શરૂ થયો છે લોકકળાના મારા અનુભવ અભ્યાસ દરમિયાન પુરાતત્ત્વ ખાતા વાળા ભાઈશ્રી મધુસુદન ઢાકીનો પરિચય થયો લગભગ ૧૯૫૬મા

એની અભ્યાસનિષ્ઠા, એની સૂઝ એનો લોકસસ્કાર અને વૈજ્ઞાનિક બુદ્ધિવડે આ મોતી ગૂથણની કળાને મૂલવતા મે એમને જોયા ને હુ ખૂશ થઇ ગયો

મોતીગૂથણનો વધુ વૈજ્ઞાનિક અભ્યાસ કરીને એને ગ્રથસ્થ કરી જગત સમક્ષ ધરવા મે લાગણી ભરેલો આગ્રહ એમને સર્વ પ્રથમ કરેલો

વાત એમના મનમા વસી ગઇ એ વાતને પુરાતત્ત્વખાતાના સ્વ શ્રી પડયા તથા આજના પુરાતત્ત્વખાતાના વિદ્વાન નિયામક શ્રી જયેન્દ્ર નાણાવટી તરફથી પ્રોત્સાહન મળ્યુ વાત હૈયે ધરીને તેઓએ હાથમા લીધી

સૌરાષ્ટ્ર સરકાર દરમિયાન જે કામ હાથ ધરાયુ અને ગુજરાત સરકાર દરમિયાન જે કામ પૂરુ થયું તે 'કચ્છ કાઠિયાવાડના ભરત અને ગૂથણ''ના એક વૈજ્ઞાનિક અને મૂલ્યવાન ગ્રથરૂપે પુરાતત્ત્વખાતા તરફથી બહાર પડેલ છે

ગુજરાતની લોકકળાઓ અતિવ સુદર ને સમૃદ્ધ છે એની નાની મોટી પુસ્તિકા ને પુસ્તકો પણ ગુજરાત સરકાર તરફથી બહાર પડયા કરે છે પણ લોકકળાના શિર મોર જેવો ગુજરાતની વિશ્વ ખ્યાતિ અપાવે તેવો વૈજ્ઞાનિક ગ્રથ તો એ એક જ છે ને બીજા એકેય નહિ

મારી દષ્ટિએ લોકકળાને ન્યાય આપે એવુ જો કોઇ કામ સરકાર તરફથી થયુ હોય અથવા થઇ ગયુ હોય તો તે એક જ

આજે એ ક્ષેત્રમા કામ કરનારા લોકકળાના અભ્યાસી ને સસ્કારી જુવાનો બહાર આવી રહ્યા છે એ જ ગુજરાતની આશા છે એમા ભાઇશ્રી ખોડીદાસ પરમાર ને ઇન્દ્રશકર રાવળ વગરેના નામ મોખરે છે

સૌરાષ્ટ્રમા આ ક્ષેત્રમા પ્રોત્સાહન આપનારા જૂનાગઢના કલારસિક ને કલાપ્રેમી શ્રી ચિત્તરજન રાજાને તો કેમ જ ભૂલી શકાય ?

---

વિટામિનો જુદા જુદા ખાદ્યોમા કુદરતી સ્થિતિમા મળતા રહે છે પરતુ હમણા હમણા કૃત્રિમ રીતે ઉત્પન્ન કરેલા વિટામિનોની ગોળીઓનો પ્રચાર વધ્યો છે તથા એ ગોળીઓ વધુ પ્રમાણમા લેવાય તો વધુ ફાયદો થાય, એમ ઘણા લોકો માને છે ખાસ કરીને માતાઓ પોતાના બાળકોને એ ગોળીઓ આપવામા બાળક પ્રત્યે પોતાની ફરજ અદા કર્યાનો આત્મસતોષ પણ અનુભવે છે પરતુ એ વિટામિનો વધુ પ્રમાણમા લેવાથી નુકસાન કરે છે

ઇવાન્સ્ટન (ઇલિનોઇસ–અમેરિકા)ની નોર્થવેસ્ટર્ન યુનિવર્સિટીના ડો પોલ લઝાર જણાવે છે કે, કેટલાક વિટામિન વધુ પ્રમાણમા લેવા એ જોખમકારક છે ખાસ કરીને વિટામિન એ વધુ પ્રમાણમા લેવાથી કેટલાક ભયકર રોગો થાય છે વિટામિન 'એ કુદરતી સ્થિતિમા દૂધ અને દૂધના પદાર્થો શાક ભાજી લીવર તેલો અને મચ્છી તેલોમા મળી આવે છે

તેમણે ત્રણ સ્ત્રીઓનો દાખલો ટાકીને જણાવ્યુ છે કે, વધુ પડતા વિટામિન 'એ લેવાથી તેમના શરીરમા ઝેર વ્યાપી ગયુ હતુ અને પરિણામે તેમના વાળ ઉતરી ગયા હતા તેમના ડોળા બહાર ધસી પડતા હોય તેમ ઊપસી આવ્યા હતા તેમની આખે બધુ ભૂસાઈ ગયુ હોય તેવુ ધૂધળુ દેખાતુ હતુ ચામડી ઉપર ખણુજ આવ્યા કરતી હતી તેમને કયાક વાગે ત્યારે ખૂબ લોહી વહી જતુ હતુ અને હાડકા તથા સાધાઓમા પણ કળતર રહેતુ હતુ આ બધુ વધારે પડતુ વિટામિન 'એ' લેવાનુ પરિણામ હતુ તે લેવાનુ બધ કરતા આ બધા લક્ષણો દૂર થયા હતા

તે ઉપરાત તે સ્ત્રીઓને બીજા પણ ઘણા તીન તથા મારક રોગો થયા જણાતા હતા મગજમા ગાઠ, સધિવા અને ગાડપણ સુધીના

# પ્રેમ સગાઈ

ગિરજાશંકર કે વ્યાસ

પરણ્યા પછી પ્રેમીઓ એકમેકના પ્રેમ ખાતર મરી–પરવારે એ વાત માની શકાય અનન્ય પ્રેમનું, એકમેકના રસતરબોળ જીવનનું આકર્ષણ–એમની પાછળનો તલસાટ અને એકમેકના હૈયાના રંગથી રંગાયેલું હૈયું એમ એકમેક માટે મરી ફીટે–એવું હૈયું હેબતાઈ જાય–એ સંભવિત છે પણ કેવળ સંબંધ બંધાયો હોય, જ્યાં એક બીજાના હૈયા એકમેકના હૂંફાળા આલિંગનમાં પૂરા દબાયા પણ નથી, અરે! જ્યાં એકમેકના રસપીપાસુ હોઠ પૂરા ચુંબન માટે પણ વણભેટ્યા જ રહ્યા છે, એવા હૈયા અને તે પણ તદ્દન ગામડાના અને સાદા સરળ અને નિર્દોષ એવા બે હૈયા એકમેક માટે મરી–પરવારે એ વાત સાંભળી તમને નવાઈ લાગશે! પણ આ વાત તદ્દન સત્ય છે આ વાતને બની ગયે લગભગ ત્રણેક સૈકા થયા હશે

કુમારીનું જોમનવંતું રૂપાળું યૌવન હરણફાળે કૂદકા મારી રહ્યું હતું આવડી મોટી અને વળી રૂપાળી છોકરીને એના બાપે પરણાવી પણ ન હતી એની બેનપણીઓ અને એની સમવયની બીજી છોકરીઓ તો ક્યારની પરણી ગઈ હતી – તેમને પરણાવી દેવામાં આવી હતી–અને કેટલીક તો માતા પણ બની હતી! છતાં કુમારીના બાપે તો હજી મારી દીકરી ક્યાં એવડી થઈ છે તે એને પરણાવી સાસરે મોકલું? એમ કહી કેટકેટલાએ માગાં અસ્વીકાર્ય ગણ્યા હતા કેટલાયને તો નિંદા અને ટીકા વહોરીને પણ પાછા ઠેલ્યા હતા

અને જ્યારે કુમારી દાળિયા ભાતની ભાતી ગાગ ચૂંદડી એઢીને એના બાપને માટે ભાતું માથે મૂકી, ચટકતી ચાલે ધમધમ કરતી ખેતરે જતી ત્યારે વળી ગામલોકો તો ટીકા કરી કરીને જ ધરાઈ જતા અવડી ઢાંઢા જેવી છોકરી થઈ તોય રામ શંકરને ક્યાં શરમ આવે છે? અરે ભાઈ! રૂપ અને જુવાની બે બેાા થાય પછી તો કંઈનું કંઈ થઈ જાય? પણ ભરામણભાઈ ખરોને! તે પોતાની એકની એક દીકરીને આમ જુવાનજોધ થઈ આવી તોય હજુ નાની કીકલી જ ગણી રહ્યો છે! પણ કોક દી જ્યારે થવાનું–ન થવાનું થઈ જશેને ત્યારે પૂરેપૂરો પસ્તાશે!' અને કુમારી પણ જાણે આવી બધી ટીકાઓથી ધરાઈ ગઈ હોય–જાણે તેનાથી તે પર હોય તેમ સાંભળ્યું ના સાંભળ્યું કરતી છાશની દોણીને બરાબર માથા પરની હીંઢોણી પર ગોઠવી, માથે ભાતનું પોટલું મૂકી પોતાની લીંબુની ફાડ જેવડી વિશાળ આંખો નચાવતી કેવળ નિર્દોષ બાળાની માફક પોતાના બાપ આગળ ખેતરે દોડી જતી

એક વખત ઉનાળાના ખરા બપોરે કુમારી ભાત આપી ખેતરેથી પાછી ઘેર આવતી હતી ગામનો રખડુ શામળો કોણ જાણે ક્યાંથી ત્યાં આવી ચડ્યો ને કુમારીને એકલી જોઈ જરાક અડપલું કરવા ઉતાવળો થઈ ગયો પણ ત્યાં તો કુમારીનો લોખંડી હાથ એવો તો એની ડોકની આસપાસ વીંટાયો કે જાણે ત્યાં ને ત્યાં જ તે ગૂંગળાઈ મરવાનો શામળાની આંખો તો બહાર નીકળી આવી ને જીભ તો લબકારા જ લેતી રહી શામળો હાથ જોડી કુમારીની ક્ષમા માગી રહ્યો–શામળો બોલી શકે એમ પણ ન હતો એટલી સજ્જડ પકડ કુમારીએ તેના ગળા આસપાસ મૂકી હતી

જા કાળમુખા હવે કોઈ દિ મને બોલાવી છે તો પછી તારા જીવનો જાઈશ' કહી કુમારીએ તેને જવા દીધો આ વાત તો જો કે કુમારીએ કોઈને ન કહી કે ન કહી શામળાએ પણ પછી તો એ વાતની જાણ ગામ આખામાં વાયુવેગે થઈ ગઈ અને ત્યારથી આ હેડબા જેવી માતેલી કુમારી સામે ગામના બીજા જુવાનીઆઓ પણ આગળી ચીંધતા મૂઝાવા લાગ્યા જો કે એની પાછળ તો કેટકેટલાએ નિસાસા મૂકી તેઓ પોતપોતાનો ઉમળકો જણાવવા મહેનત કરી લેતા ખરા

સૌરાષ્ટ્રના હાલાર જિલ્લામાં આવેલા બાણું

ગ્રાર ગામમાં ખેડૂતોમા કણબી, આયર અને કોળીની વસતિ ઠીકઠીક હતી, પણ તેમાયે થોડાએક ઘરો બ્રાહ્મણોના હતા આ બ્રાહ્મણોને વંશપરંપરાથી ખેતી વારસામા મળી હતી. એટલે ખેતીનો ધંધો પણ તેઓ કરી રહ્યા હતા. જમીન સાથે રાતદિવસની પ્રીતિ બાંધનારા આ બ્રાહ્મણો જો કે દેખાવે તો ખેડૂત જેવા જ લાગતા; કેમ કે તેમનો પહેરવેશ અને રીતરિવાજ અસલ ખેડૂત જેવા જ, સિવાય કે એમના પાણકોરાના અંગરખા નીચે એવી જ જાડી સાધરણ ગેથી જેવી જનોઇ રહેતી! છતા તેમના સંસ્કાર તો બ્રાહ્મણના જ ચાલ્યા આવતા હતા

રામશંકરને કુમારી એકની એક પુત્રી હતી. કુમારીનો જન્મ થતા તેની માતા સવા વર્ષે ગુજરી ગઈ. પણ તે મરતા મરતા રામશંકરને 'મારી દીકરીની પૂરેપૂરી સભાળ રાખજો' એમ કહેતી ગઇ હતી અને તેથી કે પછી રામશંકરને તેની પત્ની પાછળ એવો પ્રેમ હતો તેથી પણ રામશંકર તો તેની નાની વય છતા, જુવાની હતી છતા—અને કેટકેટલાયે માગા આવતા છતા, ફરી ન જ પરણ્યો અને પછી તો પોતાનો બધો સ્નેહ તેણે આમ એકની એક દીકરી કુમારી પાછળ ખરચી નાખ્યો. અને એ સ્નેહના ઉભરામા જ આવડી મોટી ઉંમરની કુમારી થવા આવી છતા તેનુ સગપણ ક્યાયે ન કર્યું. ન્યાતીલાઓ અને ગ્રામજનોએ તે માટે તેને ઠપકા પણ આપ્યા, પણ આ ઘેલા, વેવલા એવા નિર્દોષ, સાદા સીધા બ્રાહ્મણે પોતાની પુત્રીને તો 'હજુ નાની છે' ગણી તેનું સગપણ ક્યાયે ન કર્યું.

પણ તે દિવસના શામળાના પ્રસંગની વાત જાણ્યા પછી રામશંકરને 'હવે કુમારીને પરણાવી દેવી જોઈએ' એમ મનમા થવા લાગ્યું. પણ એવડો મોટી ઉંમરનો અને કુવારો જુવાન બ્રાહ્મણનો છોકરો–કુમારીને લાયક પણ ગણાય તેવો–કાઢવો ક્યાથી? અને એમ વિચારમા ને વિચારમા રામશંકર એક દિવસ જ્યારે મનમા મૂઝાઈ રહ્યો હતો, ત્યા કુમારીએ આવીને ખબર આપ્યા: 'બાપા! ધનજીગોરનો મોટો કાશીએથી ભણીને આવી ગયો!'

'ક્યારે આવ્યો બેટા?'

'આજ સવારે '

'ભલે આવ્યો, લે, તઇ હુજ એને મળી આવું.' કુમારીને બોલતા અટકાવી હરખમા ને આનંદમા રામશંકર માથે પાઘડી મૂકી ધનજીગોરને મળવા, ખરું પૂછો તો તેના મોટા છોકરા શંકરને મળવા ઊપડયો.

નાનપણથી જ શંકર અને કુમારી ભેગા રમતા એકબીજાને ઘડીએ એકલા રહેવુ ગમતુ નહિ. ઘણી વાર તો શંકર કુમારીને ત્યાં–રામશંકરને કુમારી સિવાય બીજુ કાંઇ સંતાન ન હતુ એટલે–સૂઈ રહેતો, જમતો અને એમ એને ત્યા જ, જાણે કે રામશંકરનો જ તે છોકરો હોય એમ ઊછરતો રહેતો. ગામની નિશાળે શંકર જ્યારે ભણવા બેઠો ત્યારે કુમારી પણ ભણવા સાથે જતી અને એમ ગુજરાતી ચાર ચોપડી ભણી ઊઠવા પછી કુમારી ઘરકામમા ગૂથાઇ ગઇ અને શંકર તો પછી ભણ-ગણી મોટો 'પંડત' થવા કાશીએ ગયો!

રામશંકરે તો પછી શંકર કાશીએ ભણવા ગયા પછી એણે શંકર સાથે જ કુમારીને પરણાવી દેવા વિચાર હોય તેમ કે પછી પોતાની એકની એક દીકરીને પોતાનો 'જીવ' જ્યા કહે ત્યા પરણાવવાના વિચારમા, ન્યાતમાથી કેટકેટલાએ માગા આવવા માડયા છતા અને એ બધાને સ્વીકારતો નહિ તેથી નિંદા અને સાથે કુમારીની ટેકડી પણ થતી હોવા છતા 'કુમારી હજુ નાની છે?' એવુ એક જ બહાનું કાઢી દિવસો વિતાવતો હતો તેવામા શામળાના અડપલાવાળો બનાવ બની ગયો ને રામશંકરને હવે ગમે તેમ પણ દીકરીને પરણાવી દેવી જોઈએ એમ વિચાર થયો. તેવામા શંકર પણ કાશીએથી ભણીને આવ્યો.

ધનજીગોરની સાથે મસલત કરી રામશંકરે કુમારીનું સગપણ શંકર સાથે કર્યું. આ સબંધ બંધાતા ગામમા વગી વાતો થવા લાગી 'એ તો

ભાઇ! રામશંકર ભલેને આમ ભોળા જણાય પણ માઝો છે તો પાકા! નાનપણથી જ ઠાકરો ને છોકરીને ભેગા રાખતા અને ત્યારનું જ તેણે નક્કી કરી રાખેલ પણ માળો મીઢો પૂરો તો ખરો કે છેવટ સુધી કઇને એ વિ ખબરે ય ન પડવા દીધી!'

સબંધ થયા પછી તો કુમારી પ્રથમની માફક છૂટથી ગામમા પાણી ભરવા કે પોતાને ખેતરે ભાત આપવા ઓછી જતી કોઇ સથવારા સાથે જ બાપને ભાતું મોકલી આપતી કે વખતે તેવા સથવારા સાથે જ જતી

શંકર પણ હવે કાશીએથી ભણી આવ્યો હતો અને મોટા પંડિત ગણાતો હતો, છતા પણ ધનજીગોરને, તેના બાપને તે ખેતીના કામમા મદદ કરવા લાગ્યો સવારે વહેલા ઊઠીને ખેતરે જતો, ત્યા ખેતીનુ કામ તે કરતો. નાનપણથી જ તેણે તે કામ કર્યું હતુ, એટલે તે કામ તેને મુશ્કેલીવાળુ જરા યે ન હતું–અને સાંજે પાછો ઘેર આવી વાળુ કરી, ઢોરઢાખરને ખડપૂળો કરી સૂઇ જતો આમ નાનપણના ભેરુ જુવાનીમા સંબધ થતા–અને થોડા વખત પછી તો પરણવાના હતા છતા એકમેકને મળી શકતા ન હતા! જો કે અંદરખાને એકબીજા એક મેકને છૂપી રીતે મળવા તલસતા હતા ખરા?

ગામડુ ગામ અને ત્યાના સંસ્કાર–રીતરિવાજ પણ એકમેકને મળવા આડે આવતા હતા આમ કુમારી કે શંકર, લગ્ન ન થાય ત્યા સુધી તો મળવા આતુર હતા છતા મળી શકતા નહિ

પણ એક દિવસ તેઓ મળી ગયા! તે કેવળ છેવટનું–આખરી મિલન જ હતુ!

કુમારી પોતાના બાપને માટે ખેતરે ભાત આપવા જતી હતી–તેણે આજે સથવારાની રાહ જોઇ પણ કોઇ એવો સથવારો મળ્યો નહિ થોડો સમય તો તેણે વળી કોઇ આવતી–જતી ભતવારીની રાહ પણ જોઇ, પણ આજે તો કોઈ ભતવારી (ભાતુ લઇ જનારી) પણ ન મળી મોડુ થઈ ગયું હતુ, અને હવે વાટ જોવી નકામી હતી. એટલે ઉતાવળી ઉતાવળી ભાતુ લઇ કુમારી જઇ રહી હતી

મોડુ થયું હતુ એટલે ખેતરે જવાનો ગાડામાર્ગ પડતો મૂકી પારમાથી નદીકિનારે પડતર રાખેલી ખડની વાડીમાથી નીકળતી કેડીએ જઇને તે ઝટ પિતાને ભાત આપી આવે ને પાછી જલદી ઘેર આવી જાય એ હેતુથી તે ત્યા વાડીની કડીએવા જ ચાલી નીકળી વરસાદને લઇ ખડ પણ ઠીક ઠીક થયું હતુ, અને ઘૂટણભર મોટુ થઇ પવનમા ડોલી રહ્યું હતુ આવી ખડવાળી કેડીમા થઇને કુમારી ઝટપટ ઉતાવળી થઇ ભાત દેવા જઇ રહી હતી ચાલતા તેના ભરાવદાર અને શક્તિશાળી પગથી તો તે આજુબાજુના ખડને દબાવી આપમેળે જ રસ્તો બનાવી દેતી હતી રાત દિવસ એમ ચાલનારી નિશ્ચિત બની ધમધમ કરતી જઇ રહી હતી ત્યા તેના પગમા કઇંક સુંવાળુ એવું આડે આવ્યું, 'એ તો ખડ હશે ગણી તેની પરવા કર્યા વિના કુમારી તો આગળ ચાલવા લાગી, પણ ત્યા તો તે થંભી ગઇ–તેને કઇંક પગમા અટકાવી રહ્યુ હોય તેમ જણાયું 'હશે કોઇક મોટા ખડની પૂળી' ગણી જેમતેમ નજર પગ તરફ કરતી કુમારી પગ આડેથી તે 'ખડ' ને કાઢવા ગઈ ત્યા તો તે હેબતાઈ ગઈ! એક મોટો કાળો નાગ તેના પગમા અટવાઇ ગયો હતો! જો તે રાડ પાડે અને જરા પણ હલેચાલે તો પેલો સાપ તેને કરડી ખાય ઘડીક તો કુમારી ગભરાઈ ગઇ પણ પછી તો હિંમત રાખી ને શાતિથી તેમ ને તેમ ઊભી રહી પેલો સાપ તો જાણે એક ખડના પૂળાને વીંટળાઈ વળ્યો હોય એમ તેના પગને વીંટળાઇ પડી રહ્યો! મંગાપરના ભાતના પોટલાને તે જરાક આગળ લાવી પોતાના પગ આગળ કુમારી છાયો કરી ઊભી આમ તડકો ચાની જતા અને છાંયો થતા–પેલો સાપ તો એમ ને એમ પડી રહ્યો સાપને શાત પડી રહેલો જોઇ કુમારીએ આજુબાજુ નજર કરી ને ધીમેથી બૂમ પણ પાડી, પણ કોઇ કરતા કોઈ ત્યાથી પસાર થતુ જોવામા ન આવ્યું!

કુમારીને હવે મુશ્કેલી જણાઇ જો તે એમ ને એમ ઊભી રહે તો પોતાના બાપને માટે ભાતનુ મોડુ થતુ હતુ, અને જો ઉતાવળી થઇ હાલેચાલે

તો સાપ કુબે તેના ભર હતો વળી પાછુ તેણે આજુ બાજુ જોયું ને બૂમ પાડી 'બચાવો' પણ કોઈ ત્યાં આવતુ-જતુ દેખાયું નહિ

કુમારીની ધીરજ હવે ખૂટવા આવી તેણે ધીમેથી જોયુ તો સાપ પોતાની ફેણને સંકેલી ખડના આેથારે ને ભાતના પોટલાની છાયામા નિરાતે જાણે ઊંઘતા હોય તેમ પડયો હતો પૂછડીવાળો પાછલો ભાગ તના પગની આજુબાજુ વીટળાઈ રહેલો હતો એટલે આમ તે રીતે પડેલા સાપને પગમાથી કાઢવો પણ મુશ્કેલ હતો જો સાપનુ મોઢુ દબાઈ જાય તો જ પોતે છૂટી શકે! પણ સાપનું મોઢુ દબાવવુ શી રીતે? વળી પછી તેણે બૂમ પાડી 'બચાવો મને સાપ વીટળાઇ પડયો છે!

અને આ વખતે તની બૂમ સાભળવા જાણે ભગવાને જ મોકલ્યો હોય તેમ શકર ત્યા દોડી આવ્યો! શકરે પ્રથમ તો તે કુમારી છે એમ જાણ્યું નહિ પણ જ્યારે તેને ખબર પડી કે તે તો કુમારી છે ત્યારે તેને આશ્વાસન આપતો ધારિયુ લઇ ત્યા આવી પહોચ્યો થોડીક શરમ લજ્જા અને સ્નેહાળ ભય દર્શાવી કુમારી ઘડીભર ત્યા ઊભી રહી અને શકરે એક ઘા લગાવી સાપના બે ટુકડા કરી નાખ્યા! સાપના ટુકડા થતા કુમારી છૂટી અને તે રાજી થતી મનમા થોડીક શરમ લાવી શકરને ધન્યવાદ આપવા જતી હતી ત્યા તો તે પાછી ભય પામી બૂમ પાડી ઊઠી!

સાપના બે ટુકડા થતા સાપના મોઢાવાળો ટુકડો શકરના પગ આગળ જઈ પડયો પણ પડતા પડતા તેણે શકરને પગે ડખ દઇ દીધો! સાપના ડખથી શકરે પણ બૂમ પાડી ઊઠયા ચિત્કાર કરતી કુમારી તેની પાસે દોડી ગઇ અને ભાતના પોટલાને એક બાજુ ફેકી તરત જ ઉતાવળી બની અને નિર્દોષ શરમને છોડીને પડતા શકરને પોતાના ખોળામા લઈ લીધો!

શકરને વિષ એક ન વ્યાપવા લાગ્યુ કુમારી એ ધારિયાના પાનાથી તેના પગ આગળ—ડખ ઉપર છેકો મારી લોહી કાઢયુ અને ઉપરના ભાગે શકરના પાઘડીથી પગ પણ જોરથી બાધી દીધો પણ વિષ તો વ્યાપવા લાગ્યું કાળો નાગ હતો ને સાડા છ ફીટ લાબો અને પુરાણો શકર ઘેનમા પડવા લાગ્યો ઘેનમા પડતા તે બોલ્યો 'કુમારી! તું બચી ગઇ એટલે મને સતોષ છે કોઇ દી હુ બપોરે તો ખેતરેથી ઘેર આવતો નથી, પણ આજ મારા હાથથી જ તુ બચવાની હશોને તે હળની કેશ લેવા ઘેર જઇ રહ્યો હતો ત્યા તારી બૂમ સાભળી દોડી આવ્યો પણ ઠીક થયુ તુ બચી ગઇ કુમારી આ ભવે તો હવે નહિ સાથે રહેવાય હવે તો નહિ જ જીવુ પણ આવતા ભવે ' અને શકર વધારે બોલે તે પહેલા તો કુમારી તેના મોઢા ઉપર હાથ આડો મૂકી તેને બોલતા રોકી બોલી એવુ ન બોલશો શાતિથી સૂઇ રહો હમણા કોઈ આવશે ને તેની મદદથી તમને ઘેર લઈ જઇશ, ત્યા તમારી દવા કરી તમને સાજા કરીશ'

શકર તો ઘેનમા પડવા જ લાગ્યો કુમારી તેની સામે જોઇ રહી પગ ઉપરના પાટાને જોરથી દબી રહી ને ત્યાથી કોઇ આવતા જતા માટે બચાવવા જલદી આવવા બૂમ પાડી રહી બૂમ સાભળી ત્યા કોઈ આવે તે પહેલા શકરે એક છેલ્લી નજર કુમારી તરફ કરી તેના હૈયે દાબવા કુમારીને હૈયા આગળ ખેચી અણજાણ્યુ દબાણે ને અકથ્ય આકર્ષણે કુમારી શકરના હૈયા સાથે હૈયુ રાખી દબાણી અને શકર પોતાના હોઠ ઉઘાડી કુમારીના હોઠને અડકી ચૂમવા જતો હતો ત્યા તો તેનો પ્રાણ જતો રહ્યો! આમ અણબોટયા હોઠ તરસ્યા સૂકા—કોરા જ રહી ગયા!

કુમારીએ છાતીફાટ રડારોળ કરી મૂકી ગામના માણસો આવી પહોચ્યા શકરનો પ્રાણ તો ક્યારનો ચાલ્યો ગયો હતો અને તેથી તેની અતિમ વિધિ કરવા લોકો તૈયારી કરવા લાગ્યા રામશકરે ખૂબ વેદના અનુભવી કુમારી પછી શાત બની જાણે કોઇ અગમ પથે જવાની તૈયારીમા હોય તેમ શકરના દેહને વળગી તેની વિધિ માટે થતી તૈયારી જોઈ રહી રામશકર ગામના લોકો અને બીજાઓ

તેને શકરના દેહથી છૂટી પાડવા અને શકરના દેહને અતિમ ક્રિયા માટે લઇ જવા સમજાવવા માડયા, પણ કૃતનિશ્ચયી કુમારિકા તો 'જ્યા મારો શકર ત્યા હુ' એટલુ બોલી પોતે સતી થવા તૈયાર થઈ

ગામલોકો નવાઈ પામ્યા  રામશકરે પણ કુમારિકાને ખૂબ સમજાવી કે લગ્ન ન થયા હોય ત્યા, સુધી કોઇ કુવારી કન્યા પરિણિત ન જ ગણાય અને તેથી તે તેના ભાવિ પતિના મૃત્યુથી તેની પાછળ સતી ન થઈ શ , છતા કુમારિકા તો અડગ રહી ગામલોકોએ પણ તેને ખૂબ સમજાવી પણ તે તો 'મારો શકર ઝટ આગળ જઇ રહ્યો છે હુ પાછળ રહી ગઈ' કહી સતી થવા તૈયાર બની

ગામલોકો તથા તેના અન્ય સગાવહાલા પણ કુમારિકાને ખૂબ સમજાવી છ  જ્યારે તે પોતાના નિશ્ચયમા અડગ રહી ત્યારે લોકોએ તેને સતી થવા અનુમતિ આપી

ચિતા તૈયાર થઈ કુમારિકાએ પોતે જાતે હસતા મુખે તૈયારી કરી, પછી રામશકરને પગે લાગી, ગામના લોકાને વદન કરી, સૂર્યને નમસ્કાર કરી તે ભડભડતી ચિતામા પ્રવેશી—તે તો હસતે ચહેરે જાણે પોતાના પ્રિયતમ શકરને મળવા જતી હોય તેમ આનદથી ચિતામા પ્રવેશી લોકોએ તેને વદના કરી કોઈ બોલી ઊઠયું 'સતી માતાની જય !' અને હર્ષમા, આનદમા અને કઇ આશ્ચર્યમા લોકોએ ગર્જના કરી  સતી માતાનો જય!' અને પછી લોકોએ ત્યા સતી માતા કુમારિકાનું એક મદિર બાધ્યું અને તેમનુ સ્મરણ તાજુ રાખ્યુ !

આજે તો હવે વાત ભુસાતી ચાલી છે, છતા બાર્ણગાર ગામને પાદર પુરાણું પણ ભવ્ય મદિર આ કુમારિકાના સતીત્વની સાક્ષી પૂરતુ હજી પણ ઊભુ છે લોકો દર વરસે શ્રાવણ માસમા સાતમ—આઠમ ઉપર અહીં ભેળા થાય છે, મેળો ભરાય છે અને હજુ પણ દર વરસે કુમારિકા સતી માતાને સહુ પગે લાગી તેમની આશિષ મેળવે છે!

*

પરમાત્માએ પરિશ્રમનું ફળ એવું બનાવ્યું છે—જે મધુર છે અમૃતની સમાન સ્વાદિષ્ટ છે પણ આળસનું ફળ એવું છે—જે કડવું છે, વિષ સમાન ઘાતક છે

પરિશ્રમી લોકો અનેક પ્રકારનાં કષ્ટ ઉઠાવે છે વ્રત અને નિયમથી મહામુશ્કેલ તપોમય અનુષ્ઠાન સિદ્ધ કરે છે અને જ્યાં રહે છે ત્યાં એક સુદર સ્વર્ગ બનાવી લે છે પરતુ આળસુ લોકો આળસની જ ઉપાસના કરવાનું યોગ્ય માને છે અને પોતાનાં નિવાસસ્થાન પાસે જ ભયાનક નરક—કુડની રચના કરે છે એટલા માટે હદીસમા એવા ઉલ્લેખ કરાયો છે કે સ્વર્ગ છુપાયેલું છે અને નરક પ્રત્યક્ષ છે

પુરુષાર્થનું વૃક્ષ એવું છે કે જ્યાં જ્યાં અગ્નિના જળથી એને સીંચવામાં આવે છે ત્યા ત્યાં જ એ ફળ આપે છે એટલે વાત એમ છે કે જ્યારે પરિશ્રમ અને મુશ્કેલી વેઠીને કાર્ય કરવામાં આવે છે ત્યારે એ કાર્ય સુદર રીતે થાય છે અને તરત જ એનું ફળ મળે છે કુરાને શરીફમાં અલ્લાહતાલાએ બરાબર કહ્યુ છે કે તારામાં જો રાઈના દાણા જેટલો પુરુષાર્થ હશે તો તને અમૃતથી સ્નાન કરાવવામાં આવશે

જો તું સુખ—સમૃદ્ધિનો ભંડાર પ્રાપ્ત કરવા માગતો હો તો નિસંકોચ તારા માથા પર દુખ, કષ્ટ અને પુરુષાર્થની શિલાઓ ઉઠાવી લે દુખ ઉઠાવ્યા વિના, કષ્ટ સહન કર્યા વિના, પુરુષાર્થ કર્યા વિના સુખ—સમૃદ્ધિનો ભંડાર પ્રાપ્ત થશે નહિ

તું અભિમાન છોડીને વિનમ્રતાને અપનાવ તારા બળ પરનો વિશ્વાસ છોડીને વિનમ્ર ભાવે પરમાત્માની સામે રોયા કર જો તું આમ કરશે તો દીન—બંધુના દયા—સિંધુમાં એવું તોફાન જાગશે જે તને મૂલ્યવાન મોતી અને હીરા આપશે આ પછી તારી સામે ઉપાસનાનો માર્ગ સ્પષ્ટ થશે અને એના પર તારા પગ સ્વયમેવ ઉપડશે

જ્યાં દર્દ હોય છે ત્યાં દવા પણ પહોંચે છે એ રીતે જે દુખાતુર થઇને પરમાત્માને પોકારે છે એના પર પ્યારના પ્રેમપૂર્ણ હાથ જઇ પહોંચે છે એના પર પ્યારની દયાનો મેઘ વરસે છે

—જલાલુદ્દીન રૂમી

# પ્રણય-ગીતો



ભૂપેન્દ્ર મો દવે

સીમમા ઘૂમનારા, ઝાડની ડાળે ચઢી આબની પીપળી રમનારા, વડલાની ડાળે હીચકા ખાનારા, જગલમા મગલ કરનારા, ઢોરા ચારનારા, પાકથી લચી રહેલા ભર્યા ભર્યા ખેતરો સાચવનારા, ગોવાળિયા અને ગોવાલણો, ભીલ જુવાનો ને યુવતીઓના દિલના ભાવ સાદા-સરળ શબ્દોમાય સચોટ રીતે લોકકવિ વ્યક્ત કરે છે.

"વાસળી વગાડી મને વનડામા તેડી,
અયલા તણુ ગાઉનો ફેરો પાયડો રે લોલ'

માથે વીટેલ રંગીન ફાળિયાના છેગાને ઝોક આપતો કોક ગોવાળ ખેતરને છેડે એકાદ વડલાને છાયે ઊભો રહીને વાસળીમાથી મીઠા સૂર રેલાવે છે વાતાવરણને સગીત સભર કરે છે આસપાસના વાતાવરણમા તાલબદ્ધ સ્વરો ફેલાય છે સારાય વાતાવરણમા સગીતમય લહરીઓ વહેતી થાય છે

ત્યા દૂર-સુદૂર ઢોરા ચારતી કોક ગોવાલણના કર્ણપટ પર એ વાસળીના સુમિષ્ટ સ્વરો અથડાય છે એનું દિલ લોભાય છે, લલચાય છે, અને મુગ્ધ દૃષ્ટિએ એ સ્વર પ્રતિ ખેચાય છે બસરીના બજ વૈયા પ્રત્યે આકર્ષાઈને મૃદુ પગલે એ દિશામા પગ સચાર કરે છે હળવે રહી ગોવાળિયા પાસે જઈ પહોચે છે ત્યા પહોચતા પહેલા બસરી બધ પડી ગઈ હોય છે ગોવાલણના પ્રેમ સભર હૈયામાથી ગોવાળને મીઠો ઠપકો આપતી પ્રેમમય અમી વરસાવતી પક્તિ ઝરે છે ગોવાલણ ગોવાળ પ્રતિ મીટ માડીને ગાય છે કે-

'અમ'યા તણુ ગાઉનો ફેરો પાયડો રે લોલ'

વિરહ-વ્યથાથી વ્યાકુળ થતી ગોવાલણ પ્રેમ મય બસરીના સૂર સાભળવા દોડી દોડી આવે ને બસરી બધ પડી જાય ત્યારે નાહકનો ફેરો જ કહેવાય ને! ત્યાર પછી બન્ને વચ્ચે પ્રેમ-ગોષ્ઠી શરૂ થાય છે હાલના નકલી લયલા અને બનાવટી મજનું જેવી નહિ, બલ્કે શુદ્ધ પ્રેમના દિવ્ય વિજય ગીત જેવી

'તારી છે ગાવડી, ને મારી છે બકરી,
અયલા, હળીમળીને ચારીયે રે લોલ'

આ પક્તિ દ્વારા ગોવાલણ પેલા ગોવાળિયાને એમ કહેવા ઇચ્છે છે કે, તારા અને મારા ઢોરા ભેળા ચરાવીએ તો કેવુ સારુ? આ તો આપણે કેટકેટલા દૂર રહેવુ પડે છે! બન્ને ભેળા હોઈએ તો દિલની વાત અને મનનો ઊભરો ઠાલવી શકીએ અહી લોકકવિ ગોવાળને ગોવાલણના દિલની એક છૂપી ઇચ્છા પ્રદર્શિત કરે છે બસરીના મીઠા સૂર સાભળીને ગોવાળિયા પ્રત્યે સ્નેહાકર્ષણ જન્મે છે, એ ગોવાળિયાની નિકટતા ચાહે છે, એનુ સાન્નિધ્ય અનુભવવા ઇચ્છે છે, આત્માનું ઐક્ય કેળવવા ઝખે છે લોકકવિ હુબહુ એનુ નિરીક્ષણ કરે છે

વળી બીજે દિ' પેલો ગોવાળ કોક ગોઠિયા સમક્ષ પોતાનુ હૈયું ખોલે છે, પોતાનો પ્રેમ પ્રદર્શિત કરે છે

'ઢોરા બી ચારતી ને બોરા બી ખાતી,
અયલા ગોવાળિયા! ઢોરા ચારે રે લોલ'

આવે તો ભલે આવે! સીમમાથી ચણીબોરા પણ વીણી લાવશે અને આપણને ખવડાવશે આપણને મદદગાર થઈ પડશે ભલે આવે! ઠીક રગત રહેશે વાતુમા ને બીડી ગોઠડીમા વખત પણ ઠીક ડયો જાશે બીજે દિ માળે બેસીને ખેતર સાચવતો ગોવાળ ગાય છે કે

'એવી ગોવાલણ પોકની સવાદિયેણ
અયલા મારે માળે દોડતી આવે રે લોલ'

અગીઠી નજીક બેસીને તાજો તાજો વાનીનો ગરમ પોક ખાવા ગાવાલણ હોસે હોસ દોડતી આવે

છે, પણ એના હૃદયમાં પોંક ખાવા કરતાં ગોવાળનું સાન્નિધ્ય અનુભવવાની ઝંખના વિશેષ હોય છે. એ ઝંખના સહ એ ગોવાળને માળા ઉપરથી ઊઠાડીને અગીઠી–ધૂણી નજીક લઈ જાય છે. ગોવાળ જુવારનાં લીલા કણસલા લાવી પોક પાડે છે. પોક ખાવાનીય કેવી લિજ્જત ! પણ હોય જ ના ? સાથમા સહકાર આપતી પ્રિયતમા હોય, પછી લિજ્જત કેમ ન હોય ? ગોવાળ પોક પાડયે જાય ને ગોવાલણ પોક ખાતી જાય. તૃપ્તિ થાય જ નહી. કયાથી થાય તૃપ્તિ ? કારણ કે સાથમા...

'પોંકની સવાદિયેણ' શબ્દો દ્વારા લોકકવિ કેવુ માધુર્ય રેડે છે ! 'પોકની સવાદિયેણ' શબ્દો સાભળતાં જ પોક ખાતી ગોવાલણનું ચિત્ર આપણી દૃષ્ટિ સમક્ષ ખડુ થાય છે. વળી નજીકમા જ બીજુ ખેતર સાચવતો જુવાન ગોવાલણને આમત્રણ આપતી કડીઓ લલકારે છે–

'આવ રે ગોવાલણ, મારે તે માળે,
અલી ઘઉ નો પોંક પાડી આલુ રે લોલ.'

ગોવાલણને જુવાન કહે છે કે, જુવારના પોકમા શુ ખાવાનું બળ્યુ છે ? અહી આવ, હુ તને ઘઉ ના લીલા દાણાના પોકનો સ્વાદ ચખાડુ. કેમ જાણે બીજા કોઇ પ્રકારનો સ્વાદ ચખાડવાની પેલો જુવાન ઈતેજારી ન રાખતો હોય !

'ખાચકો બોરા ખોળે ઘલાયવાં,
હરતી ને ફરતી આવે રે લોલ.'

મહા મુસીબતે કાટા–ઝાખરામાથી વીણી લાવી, ગોવાલણ માટે સઘરી રાખેલા, ખાટા–મીઠા ચણીબોર ગોવાળ હેતથી આપે છે ગોવાલણના ખોળામા નાખે છે. બોર ખાતી જાય અને ઢોરા ચારતી જાય–બન્ને કામ કરતી જાય

આ તો થઇ એમની પાદરની ગોઠડિયુંની વાતુ ! પણ ઘેર ?

ઘમ્મર વલોણું કરવા ગોવાળ અને ગોવાલણ બન્ને ભેળાં મળે છે. ઘમઘમ વલોણુ ફેરવે છે, સાથે સાથે એમનાં ચિત્તમાંય વિચાર વલોણું ચાલતું હોય છે. અને વલોણામાંથી જેમ માખણ તારવી લેવાય છે તેમ આ લોકોયે વિચાર–વલોણામાથી જગતનું નવનીત–પ્રેમ તારવી લે છે.

'કાળા તે નાગનાં નેતરાં બનાયવાં,
અયલા વીછુંનું કીધુ આંધણુ રે લોલ.'

લોકકવિ અહી કૃષ્ણની ગોપીઓ સાથેની લીલાના પ્રસગને કલાત્મક રીતે ગૂંથી લે છે :

'હળવો હળવો ઘૂમ અયલા કાનજી;
ગોળી નદવાશે મારી રે લોલ.'

ગોવાળ નેતરા ખેચવામા એટલો તો મશગૂલ થઈ જાય છે કે એને ભાન પણ નથી રહેતુ કે ઉતાવળે ખેંચવામા આડઅવળુ થશે તો ગોળી તૂટી જાશે ! નેતરા ખેંચીને શ્રમિત થયેલી ગોવાલણ ગોવાળને ટકોર કરે છે. ગોળી તૂટી જાય એ તેને કેમ પાલવે ? પણ રગમા આવેલો ગોવાળ એમ શાનો માને ? એ તો એનું બધ જોર જારી રાખે છે, અને ઊલટો કહે છે :

'ગોળી નંદવાશે, અલી મારુ શુ જાશે ?
મહીડા વેરાશે તારાં રે લોલ'

પરતુ ગોવાલણ એમ ગાજી જાય તેવી નથી. બહુ ચબરાક અને ખબરદાર છે. તરત જ જવાબ આપે છે.

'મહીડા વેરાશે અયલા મારા વેરાશે,
ચીર ચીટકાશે તારાં રે લોલ.'

ગોવાલણ કહે છે કે, ભલે ને મારા મહીડા વેરાયા; પણ તારા કપડા ચીકણાં થશે.

આમ ગામડાના ગોવાળ–ગોવાલણોના નિત્ય જીવનના નિર્દોષ પ્રસગોને લોકકવિએ સાદા ને સરળ શબ્દોમા સચોટ રીતે વ્યક્ત કર્યા છે।

---

જે પ્યાલો છલોછલ ભરાયેલો હોય, તેમા વધુ કશુ ઉમેરી શકાય નહિ આપણે જેના હકદાર હોઈએ એવું વધુ શ્રેય મેળવવા માટે, આપણે આપણી પાસે જે હોય તેમાંથી થોડુ આપી દેવું જોઇએ.
—માર્ગરેટ બિકર્સ



'પુરુષાર્થ મુશ્કેલીઓ ઓળંગવામાં છે.' —સરદાર



# મધુર-પ્રસંગો

રેહાના તૈયબજી

મિસિસ જહાંગીર પિટિટને ત્યાં શાનદાર ઉપવન સમારંભ હતો. શહેરમાં જાણીતાં નાગરિકો આવ્યાં હતાં સહુ બાપુ અને રવીન્દ્રનાથ ટાગોરની રાહ જોઈ રહ્યાં હતા એવામાં ગાંધી-ગુરુદેવ આવી પહોચ્યા. બધાં જ દરવાજા તરફ તેમને લેવા ધસી ગયાં. હું દૂર એક છેડે ઊભી હતી; જ્યાંથી એ આખો દેખાવ નજરે પડતો હતો.

બાપુ અને કવિવર ગાડીમાંથી ઊતરી અને દરવાજામાં થઈને અંદર દાખલ થયા. અને સાહેબ સલામતનો ગુંજારવ થવા લાગ્યો.

એવામાં બાપુની તેજ નજર ફરતી ફરતી મારા પર પડી એક ક્ષણ તો તેઓ આખી સભાનુ મધ્યબિન્દુ બન્યા હતા, ત્યાં બીજી જ ક્ષણે ઝટપટ મારી તરફ આવવા માટે પગલા ઉપાડયા. મને કઈ સમજ ન પડી, હું સમજી કે એમને મારી તરફ કંઈ કામ હશે પણ તેઓ તો મારી તરફ જ આવ્યા, અને મને: 'કેમ રેહાના ?' કહીને વહાલ કર્યું. અને પૂછયુ : 'મને મળવા કેમ ન આવી ?'

'આવીશ બાપુજી.'

'ક્યારે આવશે ?'

'ક્યારે આવું ?'

'કાલ સવારે.'

ભલા, આ મીઠા પ્રસંગ પછી કોણ રંગમાં નહિ આવે ? તે દિવસે સાંજે, એ ઉપવન સમારંભમાં મેં મારી સમસ્ત પ્રાણ-શક્તિથી, પ્રેમથી મન ભરીને ગાયું.

એક સુદર મહેફિલ, પુષ્પોથી મહેકતો બાગ અને ગાન ! પછી શું બાકી રહે?

ગુરુદેવને મારું ગાન પસંદ પડયુ. એમણે કૃપા કરીને બધુ પતી ગયા પછી મારી સાથે વાતચીત કરી એમાં એક વાત તો ખાસ યાદ રહી ગઇ છે, જેની મને પાછળથી વડોદરામા પ્રતીતિ થઈ હતી-કવિશ્રીએ કહ્યું, 'હું ગાણાનો ઘણો શોખીન છું મારી આદત છે કે હું જ્યાં જાઉ છું ત્યા કોઈ સરસ ગાયક ની પહેલાં ભાળ મેળવુ છું, અને તેને સાભળું છું. મને જેનુ ગાન ગમી જાય તેને કદી ભૂલતો નથી જ્યારે જ્યારે મારે ફરી એ સ્થળે

જવાનું થાય છે ત્યારે ત્યારે હું તે ગાયકને મળી તેનું સંગીત ફરી સાંભળીને આનંદ પામું છું.'

આ વાતને કેટલાક મહિના વીતી ગયા કવિશ્રી વડોદરા આવવાના હતા ધૂમધામ મચી ગઈ કેટલાક લોકોએ કવિને ખાસ આમંત્રણ આપ્યું અને ભારે તૈયારીઓ કરી એ સમારંભમાં કોઈક કારણસર એના પ્રયો- જકોએ અમારા ખાનદાનમાં કોઈનેય આમંત્રણ આપ્યું નહિ આથી અમારા મિત્રોને ઘણું આશ્ચર્ય થયું ખેર, હશે ?

કવિશ્રીનું વડોદરા સ્ટેશને સુંદર સ્વાગત થયું

જે એમને લેવા ગયેલા તેમણે પાછળથી અમને કહ્યું ટાગોરે ટ્રેનમાથી ઉતરતાની સાથે જ પહેલો પ્રશ્ન કર્યો 'અહીં રેહાના તૈયબજી રહે છે ને ?'

અમે કહ્યું 'હા'

'હું એનું સંગીત સાંભળીશ ?'

'જરૂર' અમે કહ્યું

રાતના નવેકનો સુમાર હશે અમે જમી પરવારીને પિતાજીના ઓરડામાં બેઠા હતા એવામાં નીચે મોટરનો અવાજ સંભળાયો કોઈએ હાક મારી હું ઝડપથી નીચે ઊતરી મોટરમાંથી એક સાહેબ ઊતર્યા અને પૂછ્યું 'કુમારી તૈયબજી છે ?'

'હું પોતે ૦ '

તો ચાલો'

'ક્યાં ?' મેં આશ્ચર્યથી પૂછ્યું

પેલા સાહેબે પેલા સમારંભમાં આવવા કહ્યું

'પણ અમને આમંત્રણ નથી હું શી રીતે આવી શકું ?'

'પણ ટાગોરે ખાસ યાદ કરીને તમને બોલાવ્યા છે' પેલા ભાઈએ દ્રવિત થતા કહ્યું

'એમની એ મહેરબાની ! પણ મને



ખેદ છે કે હું નહિ આવી શકું કેમ કે ઘરમાં કોઈને આમંત્રણ નથી આપ ટાગોરને મારો આભાર અને મારી ક્ષમાયાચના કહેશો'

તે ભાઈ ગયા

પાછળથી તે સમારંભમાં જનારાઓએ અમને કહ્યું કે ટાગોરે સમારંભમાં પ્રવેશતા જ આખી સભા પર નજર ફેરવી પૂછ્યું અહીં રેહાના તૈયબજી કેમ દેખાતી નથી ? એમને આમંત્રણ નથી ? એની હાજરી અહીં હોવી જ જોઈએ મોટર મોકલીને એને જલદી બોલાવી મંગાવો'

બીજે દિવસે બપોરે ગુરુદેવે અમારી સાથે ભોજન લીધું અને અમારા દિલ જીતી લીધા એમણે પોતે ખૂબ ગાયું અને મારી પાસે ખૂબ ગવડાવ્યું ! શું એમનો અવાજ ! બસ સાંભળ્યા જ કરીએ ! અમે જ્યારે એમના અવાજની તારીફ કરી ત્યારે એમણે એ સબંધી એક હૃદયસ્પર્શી વાત કહી 'મારો અવાજ તો બહુ મોટો અને ભારે હતો ! પણ એક વાર મને સખત ખાસી થઈ હતી, તે દરમ્યાન મારા મિત્રોએ ખૂબ આગ્રહ કરીને એક મોટા હોલમાં એક મોટી સભામાં ગવડાવ્યું—ત્યારથી હું મારો સુંદર અવાજ હંમેશાને માટે ગુમાવી બેઠો છું

# ધબકારા સાંભળીએ ..

નિલમણિ કુકન

આપણે મહાત્મા ગાંધીને આપણી વચ્ચે જોયા, છતાં આપણે માટે તો તેઓ અશરીર જ રહ્યા. જે રીતે કોયલનો અવાજ એક જ સમયે પાસે ને દૂર લગભગ સરખો જ સંભળાય છે એ રીતે તેઓ આપણી પાસે હોવા છતાં દૂર ને દૂર હોવા છતાં પાસે હતા. એમની 'અન્તર્વાણી' આપણે ક્યારેય સંપૂર્ણ રીતે સમજી ન શક્યા, છતાં એના પડઘા આપણા હૃદયમાં ઊઠ્યા કરતા હતા. આપણે માટે એમની ગતિ કાળની ગતિની જેમ ગહન રહેતી હતી. એમણે ભારતની સ્વતંત્રતા માટે સંગ્રામ શરૂ કર્યો ને શસ્ત્રરૂપે અહિંસા, અસહયોગ ને સત્યાગ્રહના નવા શસ્ત્રો આપણને મેળવી આપ્યાં. પહેલાં ઘણા થોડા લોકોને એની ઉપયોગિતા પર શ્રદ્ધા હતી, પરંતુ જેમ જેમ આંદોલન વિકસતું ગયું તેમ તેમ જાણે કે એ શસ્ત્રોએ હિમાલયમાંથી તૂટીને વહેતા કોઈ વિશાળ હિમશિલાની શક્તિ મેળવી લીધી ને એની સામે માર્ગના સર્વ વિરોધના ચૂરેચૂરા થઈ ગયા ને ઘણા દેશો એનાથી પ્રભાવિત થઈ ગયા. એમના જ શબ્દોમાં એમનાથી 'હિમાલય જેવડી મોટી ભૂલો' થઈ, પરંતુ એમની દૃઢ નિષ્ઠા રંગ લાવી ને જે લોકો એમની મજાક ઉડાવવા ભેગા થયા હતા તે એમની પાછળ પાછળ ચાલવા લાગ્યા. મુખ્યમાં 'સર્મન ઑન ધ માઉન્ટ'ને મળતી આવતી ભાષામાં એમણે કહેલું, 'જો કોઈ મારા એક હાથમાં સૂર્ય ને બીજામાં ચંદ્ર પણ આપી દે ને કહે કે હું આ અસહકારના આંદોલનમાંથી દૂર ખસી જાઉં તો પણ મલબાર હિલના આ શિખરે ઊભો રહીને હું એમ જ કહીશ કે સમસ્યાનો આ સિવાય બીજો કોઈ માર્ગ નથી.' ઈસ્લામના પયગંબરે એક દિવસ આવી અચૂક દૃષ્ટિથી જોઈને કહેલું, 'કે ઈશ્વર એક છે.'

દાંડીકૂચ વખતે એમને અનુસરનારાઓના ટોળેટોળાં ઊમટી પડ્યાં હતાં. પરંતુ અમુક તોલા મીઠું બનાવવાથી શું થઈ જશે એ એમની સમજમાં ઊતરતું નહોતું, પરંતુ ગાંધીજીએ હાથે બનાવેલા મીઠાનું મહત્ત્વ વિદેશી સરકારે સાત સાત સમુદ્રમાંથી બનાવેલા મીઠા કરતાં વધુ સાબિત થયું. એમણે વિદેશી શાસનના નિયમોનો જુદી જુદી રીતે ભંગ કર્યો છતાં કાયદાની મહત્તાને તેઓ એક ક્ષણ માટે પણ વિસર્યા નહોતા. જ્યારે એમને રાજ્ય-દ્રોહના ગુના હેઠળ ૭ વર્ષની જેલની સજા થઈ ત્યારે એમણે એને ઘણી ઓછી માની ને કહ્યું કે 'જે પીનલ કોડના ધારાઓના મુકુટ-મણિ સમાન મહત્ત્વપૂર્ણ કાયદાનો ભંગ કરવાનો મારો ગુનો સાબિત થઈ ચૂક્યો છે તો ન્યાયાધીશે કૃપાપૂર્વક મને ઘણી ઓછી સજા કરી છે. રાજ-દ્રોહના ગુનાની સજા તો ફાંસી હોવી જોઈએ.'

આ પ્રસંગે દીનબંધુ ઍન્ડ્રૂઝે કહ્યું, 'ઈશુ ખ્રિસ્તને વધસ્તંભ પર ચઢાવ્યા બાદ લગભગ ૨૦૦૦ વર્ષ પછી એક સાચો ઈશુ આ ધરતી પર આવ્યો ને એને પણ જેલના સળિયા પાછળ ધકેલી દેવામાં આવ્યો.

દક્ષિણ આફ્રિકામાં એક પઠાણે ગાંધીજી પર હુમલો કર્યો ને લોકો એના પર તૂટી પડ્યા, એ પુણ્ય-સંસ્મરણ કોણ નથી જાણતું? એ સમયે ગાંધીજીએ લોકોને વારતાં કહ્યું, 'આ મારો સાચો અનુયાયી છે. એણે મારા પર હુમલો એટલા માટે કર્યો કે મેં મારા સાથીઓને જે કરવાનું કહ્યું, એ એના ખ્યાલ પ્રમાણે મેં જાતે નથી કર્યું.'

મહાત્માના હૃદયની આ ઉદારતા જોઈ લોકો અવાક્ થઈ ગયા ને જ્યારે તેઓ હૉસ્પિટલમાં બેહોશ અવસ્થામાં પડેલા ત્યારે મારથી તૂટેલા એમના દાંતો પર જાણે આખા ચહેરાને પ્રકાશિત કરતી સ્મૃતિની એક રેખા હતી. એમનું એ રૂપ જોઈને એ દિવસે કોઈનું હૃદય રડી ન ઊઠ્યું! પરંતુ આપણે આપણા જીવનમાં એ ઉદારતા ઉતારી છે?

એમને મન કરુણા ધર્મથી પણ મહાન હતી. કોઈ અસાધ્ય રોગથી પિડાતા વાછડાની દયનીય અવસ્થા જોઈને એમણે ધર્મના આદેશોની વિરુદ્ધ

જઈને એને મારી નખાવ્યું ઇન્દ્રિયો પર એમના સયમ પણ અદ્ભુત હતો. સિલોનના એક વર્તમાન પત્રે પૂ કસ્તૂરબાનો પરિચય ગાંધીજીની માતા તરીકે આપ્યો. ચારે બાજુથી એ પત્ર પર ટીકાનો વરસાદ વરસ્યો, પરંતુ ગાંધીજીએ શાંત સ્વરે કહ્યું, 'એ છાપામા કસ્તૂરબાનો જે પરિચય આપ્યો છે તે બરાબર છે. આજે યુગોથી તેઓ મારા પત્ની નથી પણ માતાની જેમ મારી સભાળ રાખ્યા કરે છે'

આત્માની શક્તિ વડે જાણે સ્પર્શજન્ય રોગો પર પણ એમણે વિજય મેળવ્યો હતો પ્લેગ ને રક્તપિત્ત જેવા રોગોનો એમને કોઈ ભય નહોતો આવા રોગના દર્દીઓની તેઓ નિર્ભયતાથી સેવા કરતા

૧૯૪૨ના આંદોલન સમયે જ્યારે એમણે ૨૧ દિવસના ઉપવાસ કર્યા ત્યારે સોળમા દિવસે એમના મૂત્રમા યૂરેમિયા નામનું તત્ત્વ ઉત્પન્ન થઇ ગયું હતુ. ડૉક્ટરોએ તો જાહેર કરી દીધુ હવે પરિસ્થિતિ એમના હાથમા રહી નથી, પરંતુ બાપુ જ્યારે સાજા–સારા થઇ ગયા ત્યારે સ્વ બિધાનચંદ્ર રોયે કહ્યું, 'મહાત્માએ અમને સૌને ચકિત કરી દીધા છે.'

ત્યારે મે જેલમા 'મૃત્તિ મહાત્મા' નામની કવિતા લખી હતી, જેમા મે લખેલુ – 'મહાત્મા દેહથી પર છે, કાઇ રોગ એમના પર કાબૂ જમાવી શકતો નથી તેઓ મૃત્યુંજય છે' આ કવિતા મે એમના ઉપવાસના અઢારમે દિવસે લખી હતી પાછળથી અમને જ્યારે ખબર મળ્યા કે બાપુની તબિયત જોખમમાથી મુક્ત થઈ ગઇ છે ત્યારે મારા આનદનો પાર ન રહ્યો. આ પછી થોડા દિવસો સુધી તેઓ થોડા ઘણા અસ્વસ્થ રહ્યા.

એ જ દિવસોમા સોદપુર આશ્રમમા લોકપ્રિય બારદોલોઇની સાથે મને પૂ બાપુના દર્શન કરવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું સવારે ફરતી વખતે એમણે અમારી સાથે વાતો કરી. જ્યારે હું ગૌહાટી પાછો ફર્યો ત્યારે ઘણા લોકોએ મને એમની તબિયત વિશે પૂછ્યું ને મારે કહેવુ પડ્યું કે મે એ વિશે તો કાઈ વિચાર જ નથી કર્યો, હું જેટલો વખત એમની સાથે રહ્યો એટલો વખત મને એમ જ લાગતુ હતું કે હું કોઇ અશરીરી દિવ્ય આત્માની સાથે છુ. એમની નાનામા નાની ક્રિય અસાધારણ જણાતી હતી એમનું ક્ષણેક્ષણનુ જીવન આધ્યાત્મિક જીવન હતું. ધાર્મિક ઉપવાસોની જેમ એમના ઉપવાસો ઇન્દ્રિયોના દમન માટે નહોતા, તેમ જ કોઇ રોગીની જેમ શરીર શુદ્ધિની દૃષ્ટિએ તેઓ ઉપવાસ કરતા હતા, એમ પણ નહોતું. એમના ઉપવાસ તો જાણે પ્રાણ ને મને કરેલા એક આધ્યાત્મિક અવભૃથ સ્નાન સમાન હતા જે ફક્ત એમને જ નહી, બલ્કે બીજાને પણ અધિક પવિત્ર, અધિક ઉદાર, અધિક શક્તિશાળી ને મહાન બનાવી દેતા હતા એમનો દરેક ઉપવાસ એક ચમત્કાર હતો એમના કોઇ ઉપવાસે અત્યજોને 'હરિજન' બનાવી દીધા તો કોઇએ વિદેશી સરકારની હઠ અને અવિચારને પશ્ચાત્તાપ ને સુવિચારને પથે નાખી દીધા. એમણે ધર્મને એક નવો અર્થ આપ્યો ધર્મ વિશે પ્રશ્ન કરનારાઓને એમણે કહ્યુ, 'જુઓ કે હુ આખા દિવસ દરમિયાન શુ કરુ છુ? મારો બીજાઓની સાથેનો વ્યવહાર કવો છે? આ નાનીનાની ચીજો જ મારો ધર્મ છે, રેંટિયો એમની પ્રાતકાલિન પ્રાર્થના હતી ને સૂત્ર–યજ્ઞ એમનું ધર્માચરણ. એમને રહીમમા રામ ને ભગવાનમા અલ્લાહ દેખાતો હતો. બૌદ્ધ–ધર્મના અહિંસા, ખ્રિસ્તી ધર્મની ઉદારતા ને ઇસ્લામની બધુત્વની ભાવનામા એમને શ્રદ્ધા હતી. આ ત્રણ બાબતો જાણે એમની ત્રિમૂર્તિ હતી, તેઓ એક ક્રાતિકારી હતા પરંતુ એમની ક્રાતિ પરંપરાગત આચારોને જડ–મૂળથી ઉખાડી નાખવામા નહોતી, પરંતુ એમા એક નવી આધ્યાત્મિક સ્ફૂર્તિ ભરી એને સશક્ત બનાવવામા હતી, ખ્રિસ્તીધર્મની દસ આજ્ઞાઓની જેમ એમણે રોજના જીવનના એકાદશ વ્રત આપણને આપ્યા છે, ઉદ્યોગ–મદિર જાણે એમના આશ્રમ હતા, જેમા પ્રત્યેક માણસ પરસેવો પાડી પોતાની રોટી મેળવતો હતો 'હાતે કૃત્યકામ, મુખે રામનામ' આસામના મહાપુરુષ શકરદેવનું આ વચન આશ્રમોમા પૂરેપૂરુ પળાતુ હતું મુખેથી ભગવાનનુ નામ લો, પણ તમારા હાથ તો કામમા

રોકાયેલા હોવા જોઈએ

બાપુના આશ્રમ શરીર, મનને આત્માને સાર્વજનિક સેવા માટે સમર્થ બનાવવાની દૃષ્ટિએ સ્થાપિત કરેલા આધ્યાત્મિક વ્યાયામ-મંદિર હતા વિચાર ને કર્મ બાપુની પ્રેરણાથી સહજ રીતે જ આધ્યાત્મિક બની જતા હતા

ગાંધીજી વિચારક હોવા છતા દૃષ્ટા વધુ હતા એટલા માટે જ એમણે દર્શનના કોઇ નવા વાદની સ્થાપના ન કરી અલબત્ત, જે સર્વ દિશાઓમા પોતાના કિરણો ફેલાવે છે ને દરેક વિસ્તૃત વર્તુળ સુધી ફેલાતો પોતાનો પ્રકાશ ક્ષીણ થવા નથી દેતું એવુ જ્ઞાનનું કેન્દ્ર દૃષ્ટાની જેમ એમણે જોયું તેઓ પુરુષ-પારસ હતા જેનો સ્પર્શ કરી કુ-ધાતુ સુવર્ણ બની જતી હતી તેઓ કોઇ જાદુગર નહોતા, પરંતુ એમનુ મનમોહક વ્યક્તિત્વ, સ્વભાવ ને વિચારમા એમનાથી તદ્દન વિપરીત જણાતી વ્યક્તિઓને પણ આકર્ષી લેતું એમણે તુચ્છ ગણાતા પોતાના રેટિયાના બળ પર એક રક્તવિહીન ક્રાંતિને જન્મ આપ્યો ને ચાલીસ કરોડ ભારતીઓને બંધનથી મુક્ત કરી દીધા મહમદઅલીના શબ્દોમા એમનો રેટિયો 'સમુદ્રની પેલે પાર ૬૦૦૦ માઇલ દૂર લેંકેશાયર અને માનચેસ્ટરની કાપડની મિલો નષ્ટ-ભ્રષ્ટ કરવા' જઇ પહોચ્યો જીવનના દરેક ક્ષેત્રોમા એમણે અનોખા સિદ્ધાંતોની શોધ કરી

નિઃસંદેહ, ગાંધીજીના સ્વાતંત્ર્ય-સંગ્રામનો મુખ્ય ઉદ્દેશ ભારતને સ્વતંત્ર કરવાનો જ હતો પરંતુ આ દ્વારા તેઓ બધા પરતંત્ર હતા 'કોલોની વાસીઓના મનમા સ્વતંત્ર થવાની ઇચ્છા ને ઉત્સાહ રેડવા ઇચ્છતા હતા સત્યાગ્રહની શક્તિનો એમને પૂરેપૂરો ખ્યાલ હતો ને તેઓ કહ્યા કરતા કે ભારતની સ્વતંત્રતા પરતંત્ર રાષ્ટ્રોની સ્વતંત્રતા છે આપણે જોઈએ છીએ કે આજે સમસ્ત એશિયામા સ્વાતંત્ર્ય-સૂર્યનો ઉદય થઈ રહ્યો છે ને અંધકારપૂર્ણ આફ્રિકામા પણ ક્ષિતિજ પર ઉષાકાળની લાલિમા છવાઇ ગઈ છે હવે નિરાશાના ગરા વાદળો પણ આને વધુ સમય ઢાકી નહી શકે

એમનું આંદોલન દેખાવમા રાજનૈતિક હતુ, પરંતુ તેમણે એને એક નવો અર્થ આપીને આધ્યાત્મિક બનાવી દીધુ હતુ, તેમા સંદેહ નથી તેઓ એ દ્વારા માત્ર પરતંત્ર પરાધીન દેશોની સ્વતંત્રતાનું જ સ્વપ્ન નહોતા જોતા, પરંતુ વિજ્ઞાનની અમાનુષી પ્રવૃત્તિઓમાથી માનવજાતને મુક્તિ આપવાનું સ્વપ્ન પણ જોતા હતા માનવસભ્યતાના કેન્દ્રમા યંત્રને સ્થાને ફરીથી માનવની સ્થાપના કરવાની અડગ નિષ્ઠા સાથે તેઓ પરિસ્થિતિઓ સામે સતત ઝઝૂમતા રહ્યા. આમ માનવતાની સેવા કરવાનો તેમનો ધર્મ બની ગયો અને એટલેજ દરેક સાંસારિક સમસ્યાનો ઉકેલ આણવા માટે તેઓ અતિ શુદ્ધ સાધનોનો ઉપયોગ કરતા ને કરાવતા રહ્યા જ્યા કરુણા ને મમતાની બાબત છે ત્યા તેમનુ હૃદય કોમળ રહ્યુ, પરંતુ સત્યની સાધનામા તેઓ વજ્ર જેવા કઠોર રહ્યા સત્ય ને ઇશ્વર તેમને માટે એક જ હતો તેમના સમગ્ર જીવનને તેઓ 'સત્યનો પ્રયોગ' માનતા હતા સત્યના આ પ્રયોગો સામાન્ય રીતે જોખમભર્યા હતા, પરંતુ તેઓ આ અસિધારાપથ પર અવિચળતાથી આગળ વધતા રહ્યા એમણે કયારેય કોઈને આદેશ નથી આપ્યો, પરંતુ એમણે જે કંઈ કહ્યુ એને, એમના માટે સર્વસ્વ સમર્પિત કરનારા અનુયાયીઓએ આદેશની જેમ જ સ્વીકારી લીધુ એમનુ આધ્યાત્મિક આચરણ ને નૈતિક ઊંચાઇ દંડના ભયને? સ્વયંસ્ફુરિત શ્રદ્ધા જગાડતા હતા

વિશ્વની ક્રૂર ને સ્વાર્થી રાજનીતિને નૈતિક તત્ત્વ આપી એમણે એને એક નવી ગહત્તા આપી આજે ધીરે ધીરે રાજનીતિના ક્ષેત્રમા દુનિયા ગાંધીજીની ભાષા સમજી રહી છે ગાંધીજીનુ અર્થશાસ્ત્ર પંચાયત રાજ વર્ણભેદ તથા અસ્પૃશ્યતા-નિવારણની વાત વધુ ને વધુ સમજાતી જાય છે' આખુ જગત એક અને સમસ્ત માનવતા એક છે, એમનો આ વિચાર ઉપનિષદોની દૃષ્ટિએ જૂનો છે, પણ એમણે એને નવા રૂપમા લોકો સામે રજૂ કર્યો સર્વોદય એટલે સહુનો ઉદય-કોઇનો યે અસ્ત નહી, આ છે મહાત્માના ઉપદેશોનો આદર્શ આજે એના



યોગ્ય શિષ્ય પણ એમ જ કહી રહ્યા છે—સર્વોદય અથવા સર્વનાશ—અર્થાત્ જો આજે દુનિયા એમના સિદ્ધાંતને સ્વીકારી એને અનુસરશે તો સૌનુ કલ્યાણ થશે ને જો એમ નહીં થાય તો સર્વનાશ સિવાય કોઈ માર્ગ નથી. એટલા માટે જ ભારત આંતર-રાષ્ટ્રીય ક્ષેત્રે સહઅસ્તિત્વનો વિચાર દર્શાવી પરસ્પરનો ભય ને અવિશ્વાસ દૂર કરીને ત્રીજા વિશ્વયુદ્ધને નિવારવા ઇચ્છે છે. વિનોબાજીએ એમની દીર્ઘદર્શી બુદ્ધિથી ગ્રામ—સ્વરાજ્ય ને સર્વોદય પર આધારિત ભારતીય પ્રજાતંત્રનું ચિત્ર સમજી લીધું છે. જો ભારત એ સામંજસ્ય સમજી જશે તો એક વિશ્વ ને એક માનવતાને પ્રાપ્ત કરવાનું ધાર્યા કરતાં સરળ બની જશે ને સંભવ છે કે ત્યારે યુ. એન. ઓ. જેવી સંસ્થાઓ વિશ્વ—સંઘની સ્થાપના કરવામા સફળ થાય ને પરતંત્રતાનો મૂળમાંથી જ નાશ થાય. 'યુનેસ્કો'ને એ પ્રકારની સંસ્થાઓના માધ્યમ દ્વારા એક માનવતાની કલ્પના મૂર્તિમંત કરી શકાય.

ગાંધીવાદ, જે માનવતાવાદનો સમાનાર્થી છે, આ વિશૃંખલ જગતમાં જોઈએ તેટલી ગતિથી વિકસી રહ્યો નથી એ સત્ય છે. વિજ્ઞાનનો ખોટો ઉપયોગ થઈ રહ્યો છે, એક તરફ શાંતિ—પરિષદો યોજાય છે ને બીજી તરફ યુદ્ધની તૈયારીઓ ચાલે છે. દરેક મોટું રાષ્ટ્ર બીજા રાષ્ટ્ર પર શંકા લાવે છે કે એ પોતાના પ્રભાવ નીચેના દેશોને ચઢાવીને, ડરાવીને પોતાનો સ્વાર્થ સાધવા ઇચ્છે છે. પૂર્વ ને પશ્ચિમના દેશો બે પક્ષોમા વહેંચાઈ ગયા છે. ને શાંતિપૂર્ણ સહ—અસ્તિત્વનું સૂત્ર નિષ્ઠા ને વિશ્વાસપૂર્વક એમાંથી કોઈએ ગ્રહણ કર્યું નથી. આ રીતે પોતાનાં કર્મોથી મોટાં રાષ્ટ્રોએ પોતાના સ્વપ્નોને જાણે ધુમ્મસથી છાઈ દીધાં છે ને સંભવ છે કે મમતાનુ જે કિરણ (કાઇન્ડલી લાઈટ) અનાદિ કાળથી સુદૂર ભવિષ્યની દિશામાં માનવ—જાતિને માર્ગદર્શન આપે છે, એ કિરણ આપણો પથ પૂરી રીતે પ્રકાશમય ન કરી શકે, પરંતુ આપણા મંદિરોમાં અખંડ જલતી આ જ્યોતિ આપણો સાથ નહીં છોડે ને આંધળાની લાકડીની માફક ધીમી ગતિએ ફરી આગળ વધવામા મદદ કરશે એ આપણે ન ભૂલવુ જોઈએ.

મહાત્મા ગાંધીએ સાંસારિક સ્વાર્થોની આંધી વચ્ચે આ આધ્યાત્મિક જ્યોતિને નિષ્કંપ રાખી. આકાશમા ફરીને આંધી પછીની શાંતિ છવાઈ ગઈ છે. ભલે ધરતી પર આજ સુધી અશાંતિ રહી હોય, આપણે આશા રાખીએ કે ગાંધીજીએ એક માનવતા ને એક વિશ્વનું જે સ્વપ્ન જોયું હતુ. એને વિનોબાનો વિજ્ઞાન ને અધ્યાત્મ સંબંધી સમન્વય—દૃષ્ટિકોણ નજીકના ભવિષ્યમા જ સાકાર કરશે. આપણે એક ક્ષણ થોભી જઈએ ને ઉદ્વેગમાં પડેલા વિશ્વના હૃદય—પ્રદેશના ધબકારા સાંભળીએ; આપણને એ ધબકારામા સકળ વિશ્વના આત્મા સાથે સંવાદી એવો ગાંધીજીનો સંદેશ સંભળાશે, જે જાણે ત્રણે લોકનું સંગીત છે, જે અનાહત છે, ને છતાં અખિલ સમૂહ એક—બીજા સાથે જોડી રાખે છે.

# રાહ ન જોવાય....

કરસનદાસ માણેક

સમ્રાટ શ્રેણિકનો રથ એકાએક થંભી ગયો. મહારાણી સમ્રાટના કાનમાં કંઈક કહી રહ્યાં હતાં.

"આપને યાદ છે ને મહારાજ, થોડા દિવસ પહેલાં આપે એક સાડી ખરીદવાની મને ના પાડી હતી. !"

"યોગ્ય રીતે જ ના પાડી હતી, દેવી! અને હું ન ભૂલતો હોઉં તો મારી દલીલ તે વખતે તમને પણ ગળે ઊતરી હતી. સાડી અત્યંત મોંઘી હતી, અને.... .. ...."

"આપની દલીલ સંપૂર્ણ યથાર્થ હતી, મહારાજ! પ્રજા પાસેથી કર લેખે ઉઘરાવેલ દ્રવ્યનો ઉપયોગ પ્રજાહિતાર્થે જ થવો જોઈએ. પ્રજાના પ્રથમ સેવક તરીકે રાજાનો પોતાની આજીવિકા માટે એ દ્રવ્યમાંથી કંઈક લેવાનો અધિકાર ખરો; પણ તે ઓછામાં ઓછું લેવા પૂરતો જ. પ્રજાના પરસેવાનો પૈસો રાજાથી કે રાજકુટુમ્બથી પોતાના વૈભવવિલાસ માટે ન જ વાપરી શકાય"

ઉપરાંત, રાજાએ અને રાજકુટુમ્બે પ્રજાને માટે સંયમ અને સાદાઇના દૃષ્ટાંતરૂપ, બની રહેવું જોઈએ. માણસોને હંમેશાં પોતે જેમને શ્રેષ્ઠ માનતા હોય, તેમનું અનુકરણ કરવાની ટેવ છે. એટલે જ મેં તમને એવી અસાધારણ મોંઘી સાડી ખરીદતાં વારેલ, દેવી!" અવાજમાં ક્ષમાયાચનાનું માર્દવ ભરીને શ્રેણિકે પૂરું કર્યું.

"આપની સલાહ યોગ્ય જ હતી, મહારાજ. એ વાતનો હવે મને લેશેય વસવસો નથી."

"પણ તો પછી?" પૂરવેગે દોડયા જતા રથને ફક્ત આ સાડીની વાત કરવા માટે જ થંભાવ્યો કે શું, એ ન સમજાતાં સમ્રાટે કુતૂહલ દાખવ્યું.

"આપ જરા પેલી તરફ જુઓ જોઈએ, મહારાજ!"

મહારાણીએ આંખ વડે દાખવેલ દિશામાં શ્રેણિકે જોયું તો એની દૃષ્ટિ રાજમાર્ગ સાફ કરી રહેલી એક બાઇની પીઠ ઉપર પડી.

અને તે ચોંકી ઊઠયો.

એ ઝાડુવાળી બાઈના અંગ ઉપર, એ જ પેલી મહામોલી સાડી હતી; કદી પણ ન ભૂલી શકાય એવા અપૂર્વ સુંદર જરીકામવાળી!

સમ્રાટે ધીમે રહીને રથ પેલી બાઇની પાસે લીધો.

"બહેન!" ઝાડુવાળીની પીઠને ઉદ્દેશીને રાણીએ પૂછયું "આવી કિંમતી સાડી તારા અંગ ઉપર જોઇને અમને સહેજ નવાઇ લાગી, એટલે એનો ખુલાસો પૂછવાની ઇચ્છા થઇ."

"ઘણી ખમ્મા રાણીબાને!" રથની સંમુખ થઈ નીચી નજરે કેડ સુધી ઝૂકી રાજરાણીને વંદન કરતાં ઝાડુવાળીએ જવાબ આપ્યો. "પણ આવી તો મારી પાસે અનેક સાડીઓ છે, રાણીબા!"

એક આશ્ચર્યનો ઉકેલ શોધવા જતાં, સમ્રાટને પોતાની સામે અનેક આશ્ચર્યો ઊભાં થતાં લાગ્યાં.

હું આપણા રાજનગરના મહાન શ્રેષ્ઠી શાલિભદ્રના આવાસની ખાસ ઝાડુવાળી છું. રાણીબા!"

"હા...આ!" રાણીએ હોંકારો ભણ્યો. શાલિભદ્રના આવાસની ખાસ ઝાડુવાળી અને સમ્રાટ શ્રેણિકની રાણી પણ ખરીદતાં અચકાય એવી એક નહિ પણ અનેક સાડીઓ વચ્ચેનો સંબંધ મહારાણીથી સમજાતો નહોતો.

શું હશે આની પાછળનો ભેદ? કોઈ અશુભ તો નહિ હોય!

સમ્રાટ અને સામ્રાજ્ઞી આ સમસ્યાને મનમાં ને મનમાં વાગોળી રહ્યાં હતાં, ત્યાં એ જ સ્વાભાવિક સરળતાથી ઝાડુવાળીએ આગળ ચલાવ્યું:

"શ્રેષ્ઠીજીને બત્રીસ પત્નીઓ છે, રાણીમા. અને તેમને માટે નવાં નવાં કિંમતી ઘરેણાં અને કપડાં તે રોજ રોજ ખરીદતા જ હોય છે."

"પણ તેથી શું? તારી પાસે આ?"

"શ્રેષ્ઠીજીના ઘરનો નિયમ છે, રાણીમા, કે એક વાર અંગે અડાડેલાં કપડાં બીજી વાર અંગે ન અડાડતાં, મારા જેવાં ગરીબોને દાનમાં દઈ દેવાં!"

× × ×

આવા અઢળક દ્રવ્યના ધણી અને સાથે અક્ષમ્ય ઉડાઉપણાની હદે જતી આવી ઉદારતાના સ્વામીને મળવાની ઇચ્છા સમ્રાટ શ્રેણિકને કેમ ન થાય!

ખૂબી તો એ હતી કે આવો અપૂર્વ વૈભવશાળી શ્રેષ્ઠી પોતાના નગરમાં વસે છે એ વાતથી શ્રેણિક હજુ સુધી અણવાકેફ હતો; જ્યારે સામી બાજુએ શ્રેષ્ઠી પણ કેટલો બેપરવા! રાજ સંમાન કે દરબારી પ્રતિષ્ઠાને ખાતર પણ શ્રેણિકનો પરિચય સાધવાનો તેણે કદાપિ પ્રયત્ન કર્યો નહોતો!

અને એક દિવસે સમ્રાટનો રથ, હણહણતા હયો અને નોબત શરણાઇઓના સંગીતથી ગુંજતા શાલિભદ્રના પ્રસાદના વિશાળ ઉદ્યાનમાં આવી ઊભો રહ્યો.

"અમારા ભાગ્યનો આજે પાર નથી." અસંખ્ય દાસદાસીઓથી વીંટળાયેલ શાલિભદ્રની માતાએ પ્રાસાદને ભોયતળિયે સમ્રાટનું સ્વાગત કરતાં કહ્યું :

"મારે શાલિભદ્રને મળવું છે." શ્રેણિકે સહેજ અધીરતાથી પોતાના આવવાનુ કારણ રજૂ કર્યું.

"આપ અહીં બિરાજો, પ્રભુ!" ચતુર વ્યાપારી માતાએ સાકરઝબોળ્યા શબ્દોએ સમ્રાટને પોંખ્યા. "હું અબઘડી જ એને અહીં બોલાવી મંગાવું છું. પણ આપે આજ્ઞા પાઠવી હોત, તો એ જાતે જ આપની સેવામાં આવી જાત!"

"મારા કુતૂહલની તૃપ્તિને અર્થે એમને તસ્દી આપવાનું મને ઠીક ન લાગ્યું, મા!" સમ્રાટે હસતાં હસતાં કહ્યું... "અને મારી પાસે સમય થોડો જ છે!"

અને સમ્રાટની આગતાસ્વાગતાનું કામ બીજાઓને સોંપી, માતા, સાતમે માળે, શાલિભદ્ર પોતાની બત્રીસ પત્નીઓથી વીંટળાઇને રંગરાગ અને ગાનતાનમાં મશગૂલ રહેતો હતો, ત્યાં ઉપરી ગઇ.

× × ×

"તો શું મારા ઉપર પણ કોઈ સ્વામી છે?" સમ્રાટ પધાર્યા છે તેનો આદરસત્કાર કરવા માટે પોતે નીચે ઊતરવું જોઈએ એમ પોતાની માતાને મોંએથી સાંભળતાં વેંત શાલિભદ્ર બોલી ઊઠયો : "હું તો માનતો હતો કે વિશ્વમાં હું જ સર્વોપરિ છું મા!"

મા હસી પડી!

"આપણી સાત સાત પેઢીઓની ગર્ભશ્રીમંતાઇ અને સાહ્યબીને કારણે તું એમ માનતો હોય એ સ્વાભાવિક જ છે, બેટા. પણ સમ્રાટ તો આપણા સૌના સ્વામી, સંરક્ષક અને શાસક! એમનું શાસન અખંડ પ્રવર્તતું હોય અને ધર્મની આમન્યામાં રહેતું હોય, ત્યાં સુધી જ આપણી સાહ્યબી અને શ્રીમંતાઇ સુરક્ષિત."

"ત્યારે તો મારે નીચે ઊતરવું જ પડશે એમ ને!"

"છૂટકો જ નથી!"

અને તેજ પળે, સમ્રાટ શ્રેણિકનું સ્વાગત કરવા માટે નીચે ઊતરતા ઊતરતા, શ્રેષ્ઠી શાલિભદ્રે એક નિશ્ચય કરી લીધો : જે સંસારમાં તેનું સ્થાન સર્વોપરિ ન હતું, તે સંસારનો ત્યાગ કરવાનો!

અખંડ રાજ્યની પ્રાપ્તિ કરવી હોય, તો ખંડ રાજ્યનો ત્યાગ કરવો જ પડે ને! ક્ષણિકને છોડયા વગર સનાતનની સાધના થોડી જ કરી શકાય છે : અલ્પને અળગું કર્યા વિના ભૂમાની ભક્તિ ઓછી જ કરી શકાય છે!

× × ×

આ શ્રેષ્ઠી શાલિભદ્રનો એક બનેવી હતો. એનું નામ ધનરાજ.

ધન અને વૈભવમાં એ શાલિભદ્ર કરતાં સવાયો નહોતો તો પોણીસોળ આની પણ નહોતો.

એક વાર આ ધનરાજ સ્નાનાગારમાં સુગંધિત

# પરિભ્રમણ

આશુતોષ

## હજાર દિવસ

કાળની લીલામા પંડિત નહેરુ અને શાસ્ત્રીજી જેવી બે વિભૂતિઓ વિલીન થઇ ગઈ અને ત્રીજા વડાપ્રધાને હોદ્દો ગ્રહણ કર્યાને પણ જોતજોતામા ત્રણ વર્ષ વીતી ગયા નહેરુ દીર્ઘકાળ સુધી સત્તા ઉપર રહ્યા, અને તેમની વ્યક્તિપૂજાને કારણે તેમની હયાતિમા તેમની ગેરહાજરીનો પ્રશ્ન વિરાટ પ્રશ્નાર્થ ચિન્હસમો રહ્યો હતો આજે ત્રણ વડા પ્રધાનોની કારકિર્દી સરખાવવાનો દશવાસીઓને માપદંડ મળી ગયો છે અને સદ્દગત નહેરુના શબ્દોની હૈયાધારણ પણ મળી ગઈ છે કે લોકશાહીમા કોઇ વ્યક્તિ અનિવાર્ય નથી ઇન્દિરાજી ભારતના વડાપ્રધાન તરીકે આજે વિશ્વમહિલા નંબર એકનું સ્થાન અચૂક શોભાવે છે યુનોનું પ્રમુખપદ દીપાવનાર પોતાના ફઇને બાજુએ હડસેલનારને શાસ્ત્રીજીના પ્રધાનમંડળમા માહિતી અને પ્રસારણ ખાતુ ઘણું નાનુ હતુ અને વડાપ્રધાનનો હોદ્દો ધારણ કરીને પોતાની માર્ગ માગતી શક્તિઓને તેમણે છૂટી મૂકી દીધી છે પંડિતજીએ પોતાની આસપાસ એવા સાથીઓનુ વર્તુળ રચી દીધુ હતુ, કે કરોળિયાના જાળા પેઠે તેઓ તેમની વચ્ચેથી બહાર નીકળી શકતા નહિ ઊર્મિ અને લાગણીના નાજૂક તાણાવાણાઓમા અટવાઇ તેઓ સાથીઓને દૂર કરી શકતા નહિ અને તેમના પ્રત્યે સખ્ત બનતા અચકાતા મેનન પટનાયક શેખ અબ્દુલ્લા કેરોન આજે યાદ આવી જાય છે પાકિસ્તાનને શસ્ત્રો આપતી વખતે આઇઝનહોવરે તેવી જ મદદ ભારતને આપવા ઓફર કરેલ તેને નહેરુજીએ તીખા તમતમતા શબ્દો વડે નકારી કાઢી હતી પરિણામે પાકિસ્તાનને બેવાર ભારત ઉપર આક્રમણ કરવાની તક મળી ગઇ સુએઝ પરના બ્રિટિશ-ફ્રેન્ચ આક્રમણને એવા જ આકારા શબ્દોમા ઝૂડી નાખ્યું હતુ તિબેટ ઉપર ચીનના અને હંગેરી ઉપર રશિયાના આક્રમણ વખતે નહેરુજીએ મૌન સેવ્યું હતુ.

ભારતની પરદેશનીતિના પુરસ્કર્તા આવી દ્વિધા અનુભવતા હતા એ જ પિતાની પુત્રી ઝેક આક્રમણ પ્રત્યે, વાસ્તવિકતા અપનાવી, યુનોમા તટસ્થ રહે છે તાજેતરમા લેટિન અમેરિકાના પ્રવાસમા તેમની કામગીરી દાદ માગી લેતી બની અને યુનોમા આપેલા પ્રવચને તેમના વ્યક્તિત્વને અનેરી આભા આપી ઘર આગણે રૂપિયાના અવમૂલ્યન, હરિયાણા અને ભાષાના પ્રશ્ને તેમણે જે હિંમત દાખવી છે તેની નોંધ પણ ઇતિહાસકાર લેશે જ છેલ્લી ચૂટણીમા તેમનુ પલ્લુ ઊંચુ જ રહ્યુ અને પ્રબળ હરીફ મોરારજીભાઇને એટલી જ સહુકાઈથી પ્રધાનમંડળના સમાવી લીધા ભારત જેવડા વિરાટ દેશના વહીવટી કાયડાઓ સામે આ કૃષકાય નારી જે રીતે ઝઝૂમે છે તે ભારતની નારીશક્તિનું દ્યોતક છે બ્રિટન અને અમેરિકા જેવા દેશોમા પણ વહીવટી ધૂરા કોઇ સ્ત્રીએ આ રીતે ધારણ કરી નથી આ દૃષ્ટિએ ઇન્દિરાજીના હજાર દિવસ ગૌરવપ્રદ બનવા ઉપરાત સૂચક અવશ્ય છે

## હથેળીમા ચાદ

અમેરિકા અને રશિયા વચ્ચેની અવકાશદોડ અને ચદ્ર ઉપર પ્રથમ પહોચી જવાની તાલાવેલી નિર્ણયાત્મક તબક્કામા પ્રવેશે છે રશિયાએ ઝોન્ડ-૫ મોકલીને ચદ્રને ફરતુ પરિભ્રમણ સિદ્ધ કરી બતાવ્યું અમેરિકાનો એપોલો કાર્યક્રમ પણ હવેના એક વર્ષ માટે ચદ્ર પર ઉતરાણ માટે છેવટનો બની રહેશે એમ ત્રણ અવકાશયાત્રીઓએ એપોલો ૭ ના ઉડ્ડયન દ્વારા બતાવી આપ્યું છે હવે પછી ડિસેમ્બરમા એપોલો—૮ કાર્યક્રમ દ્વારા માણસ સઘેનું અવકાશયાન ચદ્ર તરફ મોકલવામા આવે ત્યાર પછી માર્ચમા ચદ્ર ઉપર ઉતરાણ માટે તૈયાર કરવામા

આવેલ ચંદ્ર-યાનને એપેલો-૯ દ્વારા અવકાશમા મોકની પાછુ મેળવવાનો પ્રયોગ થશે ૧૯૬૮ના અંત પહેલા એપેલો-૧૦ અને અપોલો ૭૨ના બે આખરી પ્રયોગોમા અમેરિકાની ચન્દ્ર ચડાઈ પૂરી થશે. આની સામે, એપેલો ૭નો સફળ અખતરો જોઇ, રશિયાએ ૧૯૬૭ના એપ્રિલના અકસ્માત કે જેમા બ્લાડીમીર કેમેરોવ હવાઈ છત્રી નહી ખુલવાથી પૃથ્વીના વાતાવરણમા પ્રવેશતા મૃત્યુ પામ્યા હતા, તે પછી પ્રથમવાર અવકાશ યાન સોયુજ-૨ તથા સોયુજ-૩ એકરો ના છેલ્લા અઠવાડિયામા ભ્રમણ કક્ષામા મૂકી, અને તેમાના એકમા અવકાશ યાત્રીને રાખી અમેરિકાની ભ્રમણા ભાગી નાખી છે રશિયાનો દાવો છે કે આ અવકાશયાન તેમજ યાત્રી મહિનાઓ સુધી પૃથ્વીની આસપાસ ભ્રમણ કક્ષામા રહી શકશે વળી અવકાશમા જ બે યાનનુ પરસ્પર મિલન ઇત્યાદિ ગોઠવી, આ યાનમાથી ઝાન્ડ કક્ષાના યાનમા, અવકાશનાવાને ચંદ્ર ફરતો મોકલવાની રશિયાની યોજના હોય જો કે બન્ને રાષ્ટ્રો હરીફાઈ હોવાનો દાવો કરતા નથી, પણ નિ શંક ચંદ્ર ઉપર] પ્રથમ પગ માડવા બન્ને વચ્ચે તીવ્ર રસાકસી અવશ્ય છે અને છ માસ જેટલા સમયમા આવા વિજયના સમાચાર ટપકી પડે તો આશ્ચર્ય નહી હોય

## વામણાઓની દુનિયા

ઉપર કહી તે ચંદ્ર ઉપર પહોચવાની હેરત ભરી સાહસકથાના નાયકો પોતાની માતૃભૂમિને અમર કીર્તિ અપાવવા આકાશ પાતાળ એક કરી રહ્યા છે ત્યારે મેક્સિકોના આગણે રમાયેલી વિશ્વ ઓલિમ્પિકમા, બાવન કરોડની વસતિ ધરાવતો ભારત દેશ એકપણ ચંદ્રક (માફ કરજો, હોકીનુ વિશ્વનેતૃત્વ ગુમાવ્યા પછી, આશ્વાસન તરીકે કાસ્યચંદ્રક મળ્યો તે કોઈનો પણ નથી) મેળવી શકતો નથી તે શરમ કથા આલેખવા કોઈ શબ્દો પૂરતા નથી આ વિરાટ દેશના વામણાઓ ઘર આગણે ભાષાના પ્રાતના, પાર્ટીના, વર્ગવિગ્રહના, અને સરકાર સામે કાદવ કે ફવાના પ્રસગોએ ભડવીર બનીને ઝઝૂમી શકે છે હડતાલો પડાવી શકે છે, દેશની સપત્તિને નુકસાન કરી શકે છે

વિરોધ પક્ષો સાથે ભળી, 'બધ'નો નારો ચગાવી શકે છે પરંતુ પોતના દેશની આબરૂ પરદેશમા સાચવવા જેટલી ત્રેવડ તેમણે કેળવી નથી આપણે ત્યા દરેક ક્ષેત્રે ધોરણ નીચુ ઉતરતુ જાય છે એ ફરિયાદમા તથ્ય નથી એમ કહેવાશે ખરુ ? રમત ગમતના ક્ષેત્રે, આપણે અત્યાર સુધી કેવળ એક 'હોકી'ઉપર મદાર બાધીને બેઠા હતા અને શાહમૃગની જેમ રેતીમા માથુ ઘાલીને એવી આત્મવચનામા રાચતા હતા કે બીજા રાષ્ટ્રો ઊઘવાનુ જ કામ કરતા હશે પ્રથમ ન્યુઝિલેન્ડ અને છેવટે ઓસ્ટ્રેલિયાએ જે બોધપાઠ આપ્યા છે, તેની નોધ લેવી જરૂરી છે? આપણુ કોઈ ભવિષ્ય છે ખરુ ?

## સત તુકડોજી

ભારત સાધુ સમાજના સ્થાપક, અને પોતે રચેલા ભજન-અભગો ગાઇ ગવરાવી રાષ્ટ્રીયતાનો પ્રચાર કરી સરાયે દેશમા રાષ્ટ્રસતનુ બિરુ પામનાર સત તુકડોજીનુ અમરાવતી જિલ્લાના મોઝરી ગામે તેમના પોતાના જ 'ગુરુકુજ' આશ્રમમા ૫૯ વર્ષની વય કેન્સરની બીમારીથી અવસાન થયું તે ઘણુ દુ ખદ છે તેમણે પોતાનુ આખુ જીવન ગ્રામોદ્ધાર, દલિતોદ્ધાર માટે ખર્ચી નાખ્યું હતુ વિદર્ભના આદિવાસીઓમા તેઓ ભગવાનનો અવતાર લેખાતા સમાજસેવા માટે હોસ્પિટલ, પ્રસૂતિગૃહ આયુર્વેદ કોલેજ, ખાદી કેન્દ્ર, બાલ કેન્દ્ર જેવી કેટલીય સસ્થાઓ તેમણે ઊભી કરી હતી અને નાણાખાય જોગવાઇ કરી આપી હતી આવી કક્ષાની વ્યક્તિઓ આગળીને વેઢે ગણાય તેટલી ભારતભરમા રહી છે તેમાથી એકની પણ ખોટ આજે પૂરાય તેવી દેશની તાસીર રહી નથી ભદ્ર પુરુષોની બાબતમા દેશ અકિંચન બને તે બારે ચિંતાજનક છે

## વચનેષુ કિં દરિદ્રતા

આપણા પ્રધાનોના કેટલાક ઉચ્ચારણો અને વેદવાક્યો હૈયામા કોરી રાખવા જેવા હોય છે ચંદ્રશેખર સાહેબે NO BABY YEARની ઝુબેશ

માડી ત્યાજ ફકરૂદ્દીન અલી આહમ ગેલ્યા કે અગણિત વસતિ એ ભારત માટે વરદાનરૂપ છે બીજા દેશોને પોતે જે માલ ઉત્પન્ન કરે છે તેને માટે બજાર શોધવા દુનિયામા ભટકવુ પડે છે, આપણે તો ઘર આગણાનુ બજાર એટલુ વિશાળ છે કે તીડના ટોળાને મબલખ પાકથી લચી રહેતુ કોઇ ખેતર મોટુ નથી તેમ આપણે ત્યા તમે ગમે તેટલુ ઉત્પાદન કરો—નિકાસ માટે રામરામ! અમદાવાદ ખાતે એક સમારભમા શ્રી મોરારજીભાઇએ કહ્યુ હતુ કે ઉઘાડે માથે ફરવાની પ્રથા ઠીક નથી—સૌએ ટોપી પહેરવી જોઇએ આજકાલ તો કુટુમ્બમા કે સગામા મરણ થયુ હોય ત્યારે શોક દર્શાવવા ગાધી ટોપીનો ઉપયોગ રહ્યો છે તેને શ્રી દેસાઇ વ્યાપક બનાવવા માગે છે ખરી રીતે જુ। જુદા ખાતાવાળાને જુદી જુદી રગીન ટોપીઓ આપવામા આવે તો રેલવેવાળા, તારટપાલવાળા, રેવન્યુ કારકુનો, તળાટીઓ મ્યુનિ કર્મચારીઓ, ગ્રામસેવકો આપોઆપ ઓળખાઇ આવે હવે પછીના બજેટમા શ્રી મોરારજીભાઇ તેમના સૂચનને વ્યવહારુ સ્વરૂપ આપશે તવી અપેક્ષા રહે છે જયપુર ખાતે શ્રી જગજીવનરામે કહ્યુ હતુ કે ભારતમા તો ઘણી જ ઓછી ઊડાઇએ પાણી મળે છે, જ્યારે બીજા દેશોમા ૧૫૦૦ ફૂટ સુધી ખોદવુ પડે ત્યારે રાજસ્થાનમા સો દોઢસો ફૂટ ખોદવાથી જ પાણી મળે તેમ છે વળી આપણા ધરતીના તળમા એટલુ પાણી છે કે ચોમાસુ નિષ્ફળ નીવડે તો પણ બોરીગ મૂકીને ખેતી થઈ શકે થોડા જ વખત પહેલા શ્રી જગજીવનરામે ઘોષણા કરી હતી કે ૧૯૭૦–૭૧ પછી તો આપણે અનાજની નિકાસ કરતા બનશુ આપણા પચાવી પાડેલા પ્રદેશમાથી ચીનને હાકી કાઢવા તો મોરારજીભાઇએ સરક્ષણ પ્રધાનવતી, અમેરિકામા કહ્યુ હતુ જ્યારે સ્વર્ણસિગે તો કહ્યુ જ છે કે ચીન તથા પાકિસ્તાન જે કોઇ આક્રમણ કરશે તેને પહોચી વળવા આપણે સમર્થ છીએ આપણા પ્રધાનો એકબીજાના પૂરક છે અને એક કોથ હાકે તો બીજો પાણી વાળી લે છે એટલે મોટા ભાગના પ્રશ્નો ઉકેલાઇ જવામા છે—સિવાય કે અક્કલનુ દેવુ એટલુ વધતુ જાય છે કે તે ભરપાઈ થઇ શકે તેમ નથી

## તૂટતુ કૌવત

કાશ્મિરમા જેના દોઢ ડગારા પીરસામા આવ્યા હતા તે લોક સમેલન પૂરૂ થઇ ગયુ અને શેખ સાહેબના કૌવતનો અદાજ આપતું ગયુ સમેલનમા જે મતભેદો રજૂ થયા તેમાનો સૂર મુખ્યત્વે ભારતની તરફેણમા રહ્યો ધારવામા આવતુ હતુ એટલુ પ્રચડ પીઠબળ શેખ અબ્દુલ્લાને મળ્યું નથી તોફાનનું જોર જેમ સમય પસાર થવાની સાથે ઘટતુ જાય તેમ હવે શેખ સાહેબની બાબતમા પણ બનતુ લાગે છે જેલમુક્ત થયા પછી અબ્દુલ્લા સાહેબ ખાસ ગજુ કરી શક્યા નથી જયપ્રકાશ નારાયણે તાજેતરમા જે આગેવાનીભર્યો ભાગ લીધો છે તેને અગે શેખને મહત્ત્વ મળતુ રહ્યુ છે ખરી રીતે ભારત સરકારે હાલને તબક્કે વિશેષ કોઈ મનસૂબાઓ યોજવાની જરૂર નથી એક જ વસ્તુ ઉપર ધ્યાન કેન્દ્રિત કરવાની જરૂર છે—કે પાકનું અચાનક આક્રમણ ન આવી પડે ભારત વિષે કાશ્મિરમા શુભેચ્છા વધતી રહે તો શેખ સાહેબની ચક્રવર્તી સામ્રાજ્યની ગગનચુબી કલ્પનાની બહુ ચિંતા કરવા જેવુ લાગતું નથી તેમના ઉચ્ચારણો હમેશા ચર્ચાસ્પદ અને બસૂરા રહ્યા છે—પરસ્પર વિરોધી પણ ખરા—પ્રાર્થના તો એક જ કરવાની રહે છે કે સૌજન્યમૂર્તિ જયપ્રકાશજી વીછીને છાણે ચડાવી દિલ્હીમા ન ઘાલે તો સારૂ!

## નાની મોટરગાડી

આપણે ત્યા વર્ષોથી નાની મોટર ગાડી બનાવવાનો વિવાદ ચાલે છે યુદ્ધ જહાજ, વિમાનો ટેન્કો, રેલવે એન્જીનો બનાવવામા ભારે નિપુણતા દાખવનાર ભારત મોટર ગાડીના પ્રશ્ને મૂઝવણ અનુભવે છે તેનું કારણ સમજવા પશ્ચિમના દેશોની આજ પ્રશ્ને ચાલતી હોસાતુંસી ભારે રસપ્રદ લાગશે અમેરિકાએ બનાવેલી વોલ્કસ્વેગન'ની લોકપ્રિયતા ઘટાડવા માટે જનરલ મોટર્સે બીડુ ઝડપ્યું છે તેમની પોતાની નાની ગાડી Corvair' ૨૫૫૫ પાઉડ

વજનની છે અને ૨૦૪૨ ડૉલરમાં મળે છે તેને ઠેકાણે બે બારણાવાળી પાંચ બેઠકની ૧૯૦૦ ડૉલરમાં મળી શકતી નવી આવૃત્તિ XP ૮૮૭ બનાવી છે જે ફિયાટને પણ બજારમાંથી ભગાડી મૂકશે. ઈટાલીની જગપ્રખ્યાત ફિયાટ કંપનીએ ચેતી જઈને ફ્રાન્સની વિશ્વ મશહૂર સાઇટ્રોન કંપની સાથે જોડાઇને યુરોપનું બજાર હાથમાંથી જતું બચાવવા પુરુષાર્થ આદર્યો છે. અમેરિકાની ફોર્ડ કંપનીએ પણ પણ 'ડેલ્ટા' નામનું નાનું મૉડેલ જાહેર કર્યું છે. જાપાન પણ આ ક્ષેત્રે તીવ્ર હરીફાઇ કરે છે. સપ્ટેમ્બર એક જ માસમાં અમેરિકાએ, ઘર આગળ બનતી ગાડીઓને બાદ કરતાં, બહારથી આયાત કરીને ૬૪૦૦૦ મોટરો ખરીદી હતી જેમાંથી અર્ધી સંખ્યા જર્મન 'વોલ્કસવેગન' હતી! આ જર્મન કંપનીનું મૂડી રોકાણ ૨.૩ અબજ ડૉલર છે જેની સામે ઇટાલીની ફિયાટ કંપની ફ્રેન્ચ ભાગીદારીમાં ૨.૮ અબજનું રોકાણ કરી, નવી હરીફાઇ કરવા ધારે છે, જેને પ્રમુખ દ'ગોલે મંજૂરી આપી નથી. આ વિરાટ કંપનીઓ આજે વર્ષોથી આ ક્ષેત્રમાં છે; સેંકડો નમૂનાઓ તેમણે જગતને આપ્યા છે, લાખોની સંખ્યામાં જગતની બજારમાં સોદાઓ કર્યા છે અને તીવ્ર હરીફાઇમાં ટકી રહ્યા છે. આવી સ્થિતિમાં હજુ આપણે પહેલું મૉડેલ નક્કી કરવાનું છે અને તે પણ જાહેર ક્ષેત્રમાં કે ખાનગીમાં તે કોયડો પણ ઉકેલ માગી રહ્યો છે. કદાચ સ્થાનિક બજાર માટે, પણ પરદેશોમાં આપણી મોટર કોઈ ખરીદે તેની શકયતા અત્યારે લાગતી નથી. નાની મોટર ગાડી વિરાટ અને વિરલ સિદ્ધિ માગે છે.

## ગઈ કાલનો વિરાટ

અમેરિકન પ્રમુખની ચૂંટણી એ દેશને નવો પ્રમુખ આપશે; જૂના પ્રમુખ અંધકારમાં ધકેલાઇ જશે અને ભૂતપૂર્વોની સાથે સ્થાન લેશે. છાપાં, ટેલિવિઝન, રેડિયો નવા પ્રમુખની છડી પોકારશે. છતાં આ માસે જીવનના ૭૮ વર્ષ પૂરાં વીતાવી, સાત સાત હૃદયહુમલાઓ સામે ઝઝૂમનાર, બીજા વિશ્વયુદ્ધમાં અમેરિકા અને સાથી રાષ્ટ્રોને વિજય અપાવનાર, જગતમાં સૌથી મોટા નૌકા કાફલા સાથે ફ્રાંસના નોર્મંડી કિનારે સૈન્ય-ઉતરાણ કરી જર્મનીને સામસામા લેનાર આઇઝનહોવર સહેજે યાદ આવે છે; અને એ જ લશ્કરી સર સેનાપતિ અમેરિકાના પ્રમુખ પણ બને છે! યુદ્ધક્ષેત્રે આઇકની લોકપ્રિયતા અસાધારણ હતી. એકવાર પોતાની નીચેના લશ્કરી સેનાપતિના મથકની મુલાકાત ટાણે જ જર્મન ગોલંદાજી શરૂ થતાં, આઇકની જીંદગી ઉપર ભય લાગતાં સેનાપતિએ તેમને પોતાનું મથક છોડી જવા વિનંતી કરી. ત્યારે આઇકે કહ્યું, 'મને તો ભૂખ લાગી છે—હું જમીને જ જઇશ.' તાબડતોબ રસોઇ તૈયાર કરાવી, ખૂબ જ ઉતાવળે આઇકને ભોજન કરાવી, સેનાપતિએ તેને મોટરમાં બેસાડી કહ્યું, 'ચાલો ફરવા જઇએ!' થોડે દૂર ગયા બાદ આઇકે કહ્યું, 'જનરલ, તમે મને મૂર્ખ ન બનાવતા; હું આ જ રસ્તે આવ્યો હતો—તમારા વિસ્તારમાંથી મને ખસેડવાની આ તમારી ચાલબાજી છે!' તેવી જ રીતે બ્રિટનના રાજવીનો 'વિન્ડસર કેસલ' જોવા આઇક ગયેલા ત્યારે રમૂજી બનાવ બનેલો. શાહી કુટુંબને કહેવામાં આવેલું કે બપોરના સમયે મહેમાનો કિલ્લો જોવા આવશે તેથી શાહી રસાલાએ મહેલના અંદર રહેવું શાહી રીતભાતનો આ શિરસ્તો છે. હવે તે દિવસ ખુશનુમા વાતાવરણ હતું અને રાજા જ્યોર્જ તેમજ શાહી કુટુંબ બહાર નીકળી ખુરશી ઉપર ગોઠવાઇ ગયા. દૂર ભોમિયા સાથે આઇકને જોઇ રાજાને ખ્યાલ આવ્યો કે ભોમિયો જોઇ જશે તો આઇકને પાછા જવું પડશે. રાજાની ઇચ્છાથી આખું કુટુંબ ટેબલ પાછળ ગોઠણિયાભર બેસી ગયું જેથી તેમને કોઇ જોઇ ન શકે, અને એ રીતે વિન્ડસર કિલ્લો જોવાની આઇકને બ્રિટનના શહેનશાહે સરળતા કરી આપી. પોતાની પછી આજે ત્રીજા પ્રમુખ ચૂંટાય છે, ત્યારે અને જીવન તથા મૃત્યુ વચ્ચે ઝોલાં ખાતી વચ્ચે, ગઈ કાલના વિરાટને શા શા વિચાર આવતા હશે?

## બિચારા પોલીસ

જગતમાં કોઈને લલાટે કદર થવા મંડાણી ન હોય તેવી કામ પોલીસની છે. કાયદો અને વ્યવસ્થા જાળવવાની કપરી જવાબદારી તેને શિરે

હોવાથી લોકપ્રિય થવાની કોઈ તક આ કામ પાસે નથી. વળી પોતાનાથી અનેકગણી મોટી સંખ્યાના લોકો સાથે તેને કામ પાડવાનુ હોય છે અને તેમની વચ્ચે ઘેરાઈ જાય અથવા પથ્થરોનો વરસાદ વરસે તો મોતમાંથી બચવા સ્વરક્ષણ અર્થે કાંઇક પગલાં લેવાં પડે. પછી તે અશ્રુવાયુ હોય, લાઠીમાર હોય કે કદાચ ગોળીબાર પણ હોઇ શકે. અને એવુ થાય ત્યારે લોકો પોલીસ જૂલમ, હત્યાકાંડ અને દમનરાજની આકરી ટીકા કરે છે. ઇન્દ્રપ્રસ્થ ભુવનમાં બન્યું તે દરેક રાષ્ટ્રમા બને છે. પારીસની હડતાળ વખતે, અમેરિકાના શહેરોમાં શિકાગોમા પણ અમેરિકી યુવકો પ્રત્યે, મેક્સિકો સિટીમા વિદ્યાર્થીઓ પ્રત્યે પોલીસને કપરી ફરજ બજાવવી પડી છે. કેન્દ્રીય કર્મચારીઓની હડતાલ એક આવો જ પ્રસંગ હતો. વિદર્ભમા અને જૂનાગઢમા કૃષિ યુનિવર્સિટીના પ્રશ્ને તોફાનો શાંત કરવા પોલીસને નાકે દમ આવી ગયો હતો. આવે ટાકણે યુવાનો અને વિદ્યાર્થીઓ આગળ પડતો ભાગ લેતા હોય છે, અને તોફાન કરનારાઓની અંતર્ગત ઇચ્છા એવી હોય છે જ કે પોલીસને ફરજીયાત પગલા ભરવા પડે દેખીતી રીતે જ, ભાંગફોડ, આગ, હિંસાના કૃત્યો થતા હોય ત્યારે પોલીસ પંખો લઈ તેમના આચરનારાઓને હવા નાખી શકે નહિ—ડડાનો જ ઉપયોગ કરવો પડે. ગુનેગારની સાથે નિર્દોષ ઊભો હોય તો તેને તારવાનો અવકાશ પોલીસને રહેતો નથી એ બધુ નિરાતે ન્યાયની અદાલતોમા થાય છે આપણે ત્યા જ નહિ, જગતના બધા રાષ્ટ્રોમા, પોલીસની કદર કોઇ કરતુ નથી!

## ઇશાન ખૂણો

ભારતને માટે આસામ રાજ્ય અને તેની આસપાસનો પર્વતીય પ્રદેશ આજ નહી તો કાલે જબરી સમસ્યા ઊભી કરશે જ. આસામની અંદર રહીને સ્વાયત્તતાનો અખતરો કરવા પર્વતીય નેતાઓ કબૂલ થયા છે પણ અહી ગત અને દિવસ ચીન, પાકિસ્તાન તથા ગેરરન્ડ ફાધરોના કાવાદાવા ચાલી રહ્યા હોય છે. એકમેકથી દૂર એવા બે ભાગવા પાકિસ્તાનના તદ્દન કૃત્રિમ લાગે છે અને પૂર્વ અને પશ્ચિમની પાંખને લોહીનો, પ્રદેશનો, ભાષાનો આત્મીય સબધ રહ્યો નથી. પૂર્વ પાકિસ્તાનની નબળાઇઓ ઢાકવા, અને ભારતને શિરોવેદના આપી શકે તેવા પર્વતીય પ્રદેશમા પાકિસ્તાનને મનગમતી પરિસ્થિતિ તૈયાર જ છે, અને ચીનની ભાગીદારીમા તેનો લાભ લેવા તે હરહમેશ તૈયાર છે. સરક્ષણની દૃષ્ટિએ, ભારતની સ્થિતિ અહી સગીન નથી. આસામના તેલ ક્ષેત્રો દુશ્મનની દાઢમા સળવળાટ પ્રેરે તેમા કોઇ નવાઈ નથી. એટલે ભારતનો ઈશાન ખૂણો, કાશ્મિરથી પણ મોટી આફત ઊભી કરવાની શક્યતા ધરાવે છે— ઉત્તર ઈશાન. બાકી દક્ષિણ ઇશાનમા તો પ્રલયના ધમસાણ ચાલે જ છે. પણ ના વધુ રાજ્યો સડોવાવા હોવાથી અત્યારે તો તમાસો જોવાની આસાએશ ઠીક લાગે છે. બાકી ઉત્તર અને દક્ષિણ બન્ને ઈશાન ખૂણા જ્વાળામુખી જેવા સ્ફોટક છે— ભભૂકે ત્યારે જ ખબર પડે કે કેટલો વિનાશ વેરશે. દક્ષિણમા તો અમેરિકા તમારા ઉપરના ઘા પડ ઉપર ઝીલે છે પણ ઉત્તરમા નહિ ઝીલે. ત્યા જરા પડને આન પડશે, હો ભાઇ!



શાકુન્તલ
અનુ શ્રી ઉમાશંકર જોશી,
પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ,
પાના ૩૩૮ . કિંમત રૂ ૭-૦૦

ભવભૂતિના 'ઉત્તરરામચરિત'નો અનુવાદ આપીને ત્યારબાદ કાલિદાસના 'શાકુન્તલ'ને પણ એ પ્રમાણે ગુજરાતી ભાષામા ઇન્સાફ આપી શ્રી ઉમાશંકર જોશીએ અભ્યાસીઓ માટે બે સમર્થ પ્રતિભાની સમર્થ કૃતિઓ સુલભ બનાવી આપી છે આ બને નટકો ભારતભરમા સાહિત્યકારો, સર્જકો તેમજ રસભોક્તાઓ માટે સદીઓથી અનુપમ સ્થાને રહ્યા છે, અને મહાભારત-રામાયણના વિરાટ ગ્રંથોની પેઠે ભવિ પેઢી માટે પણ પ્રેરણાસ્રોત બની રહ્યા છે. રસની નિષ્પત્તિમા 'શાકુન્તલ' કાલિદાસની અજોડ અને અમર રચના છે-જેમ કરુણારસના આવિર્ભાવમા ભવભૂતિનુ 'ઉત્તરરામચરિત' મોખરે રહે છે તેમ

'શાકુન્તલ'મા સાંસારિક ઘટના કેન્દ્રસ્થાને હોવાથી તેનુ ખેંચાણ સ્વાભાવિક રીતે વધુ રહે છે મુખ્ય પાત્ર તરીકે શકુંતલા જેના તરફ ખૂબ અન્યાય થયો છે એવી આર્યનારીનુ પ્રતીક બની રહે છે. અનેક વિદ્વાનોના પાઠયપાઠાંતર અને સંશોધનના પરિણામે એક જ કૃતિ વિષે, સાચુ જાણવા અભ્યાસીની જીજ્ઞાસાને પરમ સંતોષ આપે તેવુ સંપાદન શ્રી ઉમાશંકરે કરી બતાવ્યું છે ૮૦ પાનાની પ્રસ્તાવનામા સંપાદકના પરિશ્રમનો નિચોડ જોઇ શકાય છે જેમ હંમેશા બનતું આવ્યું છે તેમ. સંસ્કૃત નાટકોના કર્તૃત્વ, સમય અને વસ્તુની પસંદગી વિષે વિવેચકો અને ભાષ્યકારોએ સંભાવનાની અનિશ્ચિત સૃષ્ટિ ખડી કરી દીધી હોય છે અને પછીની પેઢીના મરજીવાઓએ આવા ગહન સાગરમા ડૂબકી-ગોથા મારીને સત્યરૂપી મોતીનુ પ્રતિપાદન કરવાની કપરી ફરજ બજાવવાની રહે છે તેવી જ રીતે આપણા વિદ્વાન કવિ-સંપાદકે, ઝીણવટભરી છણાવટ કરી, શાકુન્તલની સામગ્રી, વસ્તુગૂથણી, પાત્રસૃષ્ટિ, કાલિદાસનુ આંતરદર્શન કલાવિધાન, શૈલી ઇત્યાદિ પાસાઓની રસભરી મીમાંસા પુરોભાગમા આપીને આ નાટકને મનભર માણવાની સુવિધા કરી આપી છે અહી માત્ર સમશ્લોકી અનુવાદ નથી પણ આ એક સંશોધન ગ્રંથ બની રહે છે જેમા નાટક ઉપરાંત કાલિદાસને પામવાનો સંતોષ વાચકોને સાંપડે છે

અનુવાદની ખૂબી માત્ર તેના સમશ્લોકી ગદ્ય અને પદ્ય ભાષાંતરમા નથી પણ પાદટિપ્પણમા જે પૃથક વાચનાના ભિન્નભિન્ન નિર્દેશો દૃષ્ટાંત સહિત આપ્યા છે તેનાથી વાચકને રાઘવ ભટ્ટ, મોનિયેર, વિલિયમ્સ, બંગાળી, કાશ્મીરી અને મદ્રાસી વાચના ઓનો ખ્યાલ મળી રહે છે, અને પાઠાન્તરોની ચર્ચા રસમા વૃદ્ધિ કરે છે નાટકને અંતે પાંચ પરિશિષ્ટો મા કાલિદાસ વિષે ઉદ્ગારો, છંદો, કેટલાક અલંકારો, સંસ્કૃત નાટકની કેટલીક પરિભાષા અને શ્લોકસૂચિ આપ્યા છે, જેનાથી નાટક વિષેની સમજણમા ઓર વધારો થાય છે.

સંપાદન સંશોધનમા શ્રી ઉમાશંકર પાસેથી ગુજરાતે જે મેળવ્યું છે તેની ઉપયોગિતા ઘણી છે કેમ કે હવે આ પ્રકારનુ સાહિત્ય ખેડાણ કરી શકવા તેમની પાસે સમય હશે કે કેમ તે એક સવાલ છે. 'શાકુન્તલ'ની પહેલી આવૃત્તિ ૧૯૫૫મા બહાર પડી હતી અને તેર વર્ષે તેનુ પુનર્મુદ્રણ થાય છે તે આનંદની વાત છે જર્મન કવિ ગટે ૧૭૯૧મા કાલિદાસ ઉપર મુગ્ધ થયો હતો અને ૧૮૩૦મા ૮૦ વર્ષની ઉંમરે પણ 'શાકુન્તલ' વિષેની એની પ્રશસ્તિ એટલી જ ઉત્કટ હતી, તો ૧૯૬૮ની સાલમા ભારતના જ એક ભાગમા તેની ગુજરાતી આવૃત્તિ આદર પામે એમા નવાઇ નથી પ્રસ્તાવનામા લેખકે કહ્યુ છે તે હૃદયમા કોતરાઇ રહે છે

"કાલિદાસની ભાષાની, છંદની અલંકારની, સંવિધાનની વિશેષતાઓ જીવનને અખંડપણે જોવાની

એની આ વિશિષ્ટતાને પરિણામે છે: કાલિદાસની કાવ્યાનુભૂતિમાં કાંઈક અપરિમેયના વરતાય છે, અભિજ્ઞાનને આવરી લેતી કલાનો અનુભવ મળે છે... કાલિદાસ ભારતના સાચા રાષ્ટ્રકવિ છે."

'અંતે પર બળી'

લેખક : શ્રી દુર્ગેશ શુકલ
પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ,
પાનાં ૨૭૩ : રૂ. ૫-૫૦

બે ત્રિઅંકી પ્રહસનો શ્રી દુર્ગેશ શુકલની કલમે મળે છે. લેખક કહે છે "બન્ને રૂપાંતરો છે. ગુજરાતીકરણ માટે સારા પ્રમાણમાં છૂટ લીધી છે" પરંતુ તેમણે જે ફેરફારો પ્રસંગો, પાત્રો, ઘટના અને સંવાદોમાં કર્યા છે તેનાથી લગભગ મૌલિક કૃતિનો આનંદ મળી રહે છે 'જગની પેઢી'માં નવી પેઢીનું માનસ સરસ રીતે વ્યક્ત થયું છે અને જૂની પેઢીને સારી બનાવવા જ પડદો પાડ્યો રાખ્યો છે. પરંતુ એકંદરે પ્રહસન હોવા છતાં ઘટનાનો અનિવાર્ય સમજતાં પ્રેક્ષકને વાર લાગતી નથી. 'અંતે પર બળી'માં ગૃહજીવનની કરુણતા વધુ ચોટદાર શૈલીમાં રજૂ થઈ છે અને નાટિકાને અંતે જ રહસ્ય ખુલ્લું થાય છે. ટૂંકા છતાં વેધક સંવાદો યોજવામાં લેખકની કલમ તખતા માટેની વાર્તાલાપની-સંવાદની તેજસ્વીતા સફળતાથી પ્રયોજી શકે છે. નામ સાથે ગમ્મત મળે તેવી યોજના બન્ને નાટકોમાં છે. ગોપિ બોધ આજે કોઈને ગમતો નથી અને ગળે પણ ઉતરતો નથી તે શ્રી દુર્ગેશ શુકલ ખાંડનો પટ આપીને, સફળતાપૂર્વક ઉતારી જાણે છે. નાટકોમાં તેમની હથોટી સિદ્ધ બની ચૂકી છે. વધુ લાંબા સળંગ નાટકોની અપેક્ષા તેમની પાસેથી રહે છે.

'શાહજહાં'

લેખક : શ્રી દ્વિજેન્દ્ર રાય
અનુ. : શ્રી ઝવેરચંદ મેઘાણી
પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ,
પાનાં ૧૪૮ : કિંમત રૂ. ૨-૭૫

શ્રી મેઘાણીના આ નાટકની ચોથી આવૃત્તિનું પુનર્મુદ્રણ પ્રાપ્ત થતાં આનંદ અનુભવાય છે. અનુવાદ હોવા છતાં શ્રી મેઘાણીએ આ નાટકને પોતાની મૌલિક કૃતિ ગણી હતી. વાસ્તવમાં તો આ નાટકમાં ઇતિહાસનો જે પ્રસંગ આલેખાયો છે તે જગમશહૂર છે. ભાઈઓની કતલ કરી, અને બુઢ્ઢા બાપને કેદ કરી, ઔરંગઝેબ જે રીતે મોગલ સલ્તનતના સિંહાસન પર બેસે છે તેમાં ભારોભાર કરુણા છે અને નિયતિનું અટ્ટહાસ્ય પણ છે. જીવનની આથમતી સંધ્યાએ, જે ઔરત માટે પોતે તાજમહાલ બનાવ્યો, તેના અને પોતાના ફરજંદ સમા શાહજાદાંની અનુકંપા કેદ સુધી એક ભાવનાશીલ પિતાને અનુરૂપ રહી છે. બંગાળી લેખક સિવાય, એક બાપને આવી 'ભીડી આત્મવંચના'માં રાખવાનું બીજા કોઈ સર્જકને માટે અશક્ય બન્યું હોત. અહીં બંગાળના એક અજોડ નાટકકારને ગુજરાતનો-સૌરાષ્ટ્રનો સમર્થ કવિ ન્યાય આપે છે ત્યારે પરિપાક રૂપે આ સુંદર નાટક મળે છે. પ્રથમ આવૃત્તિ ૧૯૨૭માં બહાર પડેલી અને આજે ચોથી આવૃત્તિ (૧૯૫૩)નું પુનર્મુદ્રણ મળતાં એટલું જ આકર્ષક આ નાટક તરફ રહે છે.

## સ્વીકાર

(ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તા, અમદાવાદ-૧)

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | પૌરાણિક નાટકો | લેખક : કનૈયાલાલ મુનશી : પાંચમી આવૃત્તિ | : પાન ૨૬૦ | : રૂ. ૪-૫૦ |
| ૨. | જય સોમનાથ | લેખક : કનૈયાલાલ મુનશી : પુનર્મુદ્રણ પાંચમુ | : પાન ૩૬૦ | : રૂ. ૬-૫૦ |
| ૩. | ભગવાન પરશુરામ | લેખક : કનૈયાલાલ મુનશી : પાંચમુ પુનર્મુદ્રણ | : | : રૂ. ૭-૫૦ |
| ૪. | શાહજહાં | લેખક : ઝવેરચંદ મેઘાણી : પુનર્મુદ્રણ | : પાન ૧૪૮ | : રૂ. ૨-૭૫ |
| ૫. | પ્રભુ પધાર્યા | લેખક : ઝવેરચંદ મેઘાણી : પુનર્મુદ્રણ | : પાન ૨૩૪ | : રૂ. ૪-૫૦ |
| ૬. | રાજસંન્યાસી | લેખક : ધૂમકેતુ : છઠ્ઠી આવૃત્તિ પુનર્મુદ્રણ | : પાન ૩૪૮ | : રૂ. ૬-૫૦ |
| ૭. | શાકુન્તલ | અનુ. : ઉમાશંકર જોશી : પુનર્મુદ્રણ | : પાન ૩૬૮ | : રૂ. ૭-૦૦ |
| ૮. | રણમલ લાખા | લેખક : ગુણવંતરાય આચાર્ય : પુનર્મુદ્રણ | : પાન ૪૦૭ | : રૂ. ૮-૦૦ |

# હે મારા પ્રભુ !

લાભુભાઈ ત્રિવેદી

ક્ષણે ક્ષણે મારાથી જાણતા કે અજાણતા ભૂલો થતી રહે છે.

અને હે મારા પ્રભુ!

ક્ષણે ક્ષણે તું મને માફ કરતો રહે છે.

ક્ષણે ક્ષણે હું ઠોકરો ખાતો રહું છું કે અનુભવતો રહું છું.

અને હે મારા પ્રભુ!

ક્ષણે ક્ષણે તું મને માર્ગ બતાવતો રહે છે.

અને ત્યારે–છતાંયે,

ક્ષણે ક્ષણે હું એવો સ્વાર્થમાં અટવાતો રહું છું કે ક્ષણે ક્ષણે શું કરવું અને શું ન કરવું એની મને સમજ પડતી નથી.

હે મારા પ્રભુ!

મારા જીવનમાં મારી ભૂલો, મારી ઠોકરો કે મારું જીવન એવું ન હો કે હું યાચનાનો પણ અધિકારી ન રહું.

× × ×

દુષ્ટ. દુઃખી, દર્દી, દુરાચારી, દુર્જન, દરિદ્ર, દંભી,

એવો હું દુઃસહાય, દયાપાત્ર

તારા દ્વારે આવીને ઊભો છું.

દયા યાચવાનો મને અધિકાર છે કે નહિ એની મને ખબર નથી અને ખબર હોય તો યે હું એ હિંમત કરી શકું એમ નથી.

હે મારા પ્રભુ!

દીનદયાળુ દરિદ્રનારાયણ!

તારા દ્વારે ઊભા રહેવા જેટલું સદ્ભાગ્ય તો મને આપતો રહેજે.

× × ×

હે મારા પ્રભુ!

તેં મને શું નથી આપ્યું!

તેં મને અણમોલ માનવઅવતાર આપ્યો છે અને મારે કલ્યાણમાર્ગે પ્રગતિ કરવાની છે.

પરંતુ,

હે મારા પ્રભુ!

જીવનની વિટંબણાઓ તથા જીવનની આંટીઘુંટીઓમાં અટવાઇ જાઉં છું અને કલ્યાણ માર્ગ મને સૂઝતો નથી. લલચામણા અને ક્ષણિક આનંદ આપતાં પ્રલોભનોમાં હું ફસાઈ જાઉં છું અને એમાંથી નીકળવાનો આરોવારો હું જોતો નથી.

ત્યારે હે મારા પ્રભુ!

જે મૂલ્ય પર હું માનવઅવતારનો અધિકારી બન્યો છું એ મૂલ્યને તો માત્ર મહેકવા દેજે. હે મારા પ્રભુ!

બસ હું એટલું જ ઝંખુ છું.

× × ×

આનંદ અને આરોગ્ય

સુખ અને સમૃદ્ધિ

સ્નેહ અને સૌન્દર્ય

એ સૌ પ્રાપ્ત કરવા માટે મારો પુરુષાર્થ છે,

પરન્તુ

હે મારા પ્રભુ!

એ બધું પ્રાપ્ત કરવા માટે હું દ્વેષ, ઈર્ષ્યા, અસંતોષ, અનીતિ અને હિંસામાં ધકેલાઇ ગયો છું.

મારા જીવનમાં ઝંઝાવાતોએ મને કઠોર બનાવી દીધો છે અને સંસારની અસમાનતાઓએ મને સંકુચિત બનાવી દીધો છે.

ત્યારે હે મારા પ્રભુ!

અહિંસાની એક ઝલક તો મારા હૃદયે સવાર થવા દેજે. મારા પુરુષાર્થમાં માતાનો પ્રેમ અને માતાની ગોદની શાંતિનો પાયો ધરબાયો છે એની એક યાદ તો આવવા દેજે.

હે મારા પ્રભુ! મારા જન્મની સાથે તેં મને માનો પ્રેમ અને સર્જનનો આનંદ લેવા આપ્યો છે ત્યારે......

## ઝોંકો !

દિવાળી અંકોના
અગણિત આમંત્રણો
ને તંત્રીઓના અંગત પત્રો
આ સર્વને પહોંચી વળવાને માટે
લખી રહ્યો'તો હું કાવ્યો-કટાક્ષો.

પાસે બેઠેલી રમતિયાળ પારુલ
રમી રહી'તી બંગડી લઈ હાથમાં
રમતાં રમતાં એને એકાએક
વાગી ગયો આંખમાં ઝોંકો.

'બંગડી વાગી પપ્પા !
બંગડી વાગી મને ! !'
એમ પાડી રહી ખૂબ પોકો.

એને રડતી ખૂબ જોઈને
બોલી જવાયું ત્યારે મારાથી આટલું :

એનો ન હોય બીજો પોઓ !
બંગડીના ઝોંકા તો વાગ્યા છે કંઈકને
વેદનાની બૂમ પણ પાડે છે લોકો !

— ભૂપેન્દ્ર મો. દવે





## દીપ હે !

દીપાવલીની રાત્રિના
હે દીપકો !
અંધાર વિદારો !

નૈરાશ્યની કારમી રાતો
આ દેશમાં
ઘેરી રહી છે ચહુદીશ,
જ્યોતિ આશાની જગાવીને
પંથ સેવાનો બતાવો !

ભૂખ-તૃષ્ણાથી કરોડો
દેશવાસી મરી રહ્યા છે;
પ્રગટ હો હે દીપ ! જન-જનમાં
જ્યોતિ જીવનની જગાવો !

સ્નેહ-રૂપી તેલમાં
સદ્જ્ઞાનની દિવેટ બનીને
દ્વેષથી પાગલ બનેલા
આ જગતને
પ્રેમનો મારગ દેખાડો, દીપ હે !

દીપાવલીની રાત્રિના
હે દીપકો !
અંધાર વિદારો !

શ્રીમન્નારાયણજી
અનુ : ભૂપેન્દ્ર મો. દવે

●

# મારે ઉપયોગી નીવડવું છે

ઓલ્ગા સ્કોરખોડોવા જ્યારે પાંચ વર્ષની હતી, ત્યારે લાંબી બીમારીને કારણે તેની જોવાની અને સાંભળવાની શક્તિ નાશ પામી ગઈ. તે વખતે આંતરવિગ્રહને કારણે કશી સારવાર થવી શકય ન હોવાથી તેની બોલવાની શક્તિ પણ ધીમે ધીમે નાશ પામી ગઈ. તેનું સમતુલાનું ધારણ દૂર થવાથી તે કોઇના ટેકા વિના ચાલી પણ શકતી ન હતી.

આજે ૪૦ વર્ષ બાદ જ્યારે મૉસ્કોના પરામાં તેના મકાનમાં તેને મળીએ છીએ, ત્યારે છક થઇ જવાય છે.

તે કહે છે કે, "ઘણા એવું માને છે કે, મારી સંભાળ કાયમ, કોઇને રાખવી પડે છે, પણ એ ભૂલ છે. મારી ઓરડી સાફસૂથરી રાખવી, મારું ભોજન રાંધવું. મારી વસ્તુઓ ધોવી અને મારાં કપડાં તૈયાર કરવાં– વગેરે કામો હું જ કરી લઉં છું. હું મારી મંત્રી યદ્રિગા કોટિલો કરતાં સોય પણ જલદી પરોવી શકું છું. જ્યારે મારી પાસે બીજું કામ ઘણું હોય, ત્યારે જ ઘરકામમાં હું બીજાની મદદ લઉં છું."

અત્યારે ઓલ્ગા મૉસ્કોમાં રશિયાની શિક્ષણ-અકાદમીના 'ડિફેક્ટોલોજી' ખાતામાં માનસશાસ્ત્રી તરીકે કામ કરે છે, અને પોતાના પુસ્તકનો ત્રીજો ખંડ તૈયાર કરે છે. તે પુસ્તકનુ નામ છે: "હું મારી આસપાસના વિશ્વને કેવું જોઉં છુ કે કલ્પું છું." તેના બે ખંડોનાં કેટલીય ભાષાઓમાં ભાષાંતરો થઈ ગયાં છે.

ઓલ્ગા વર્ગો લે છે, ભાષણો કરે છે તથા કહે છે કે, "હું જોઈ કે સાંભળી શકતી નથી એ કારણે મને કશી અડચણ પડતી નથી અને બીજા લોકો સાથેના સંસર્ગોને કારણે હું પણ સામાન્ય જીવન જીવી શકું છું.... મારે ઉપયોગી નીવડવું છે અને મારા દેશમાં કે બહાર જે કંઈ સર્જન ચાલી રહ્યું છે તેની હરોળમાં ચાલવાની મારી ઇચ્છા છે."

ઓલ્ગાના શિક્ષક-મિત્ર પ્રો. ઈવાન સોકો બિનાસ્કી ૭૦ વર્ષની ઉંમરના છે અને તેમણે આંધળાં તથા બહેરામૂંગાંને ભણાવવાની પદ્ધતિઓ શોધી કાઢવામાં પોતાનું આખું જીવન ગાળ્યુ છે.

તેમની પદ્ધતિએ કોઈ પણ ભાષાનુ વ્યાકરણ-માળખું આંધળાં, બહેરાં-મૂંગાંને શીખવતાં બે વર્ષ લાગે. પછી તો તેમને બોલીને જ શીખવવામાં ખાસ મુશ્કેલી નથી પડતી. તેમણે શોધેલાં યંત્રો આ અંગે બહુ ઉપયોગી છે.

*

# નુકશાનને નોતરશો નહિ.



ખરીદ-વેચાણ માટે જુના વજનો તથા માપોનો ઉપયોગ કરવો એ ગેરકાયદેસર છે. અગાઉના વજનમાપના એકમોમાં ભાવો દર્શાવવા એ પણ શિક્ષાપાત્ર ગુનો છે.

વહુપરાંત, જયારે જયારે તમે શેર તથા મણ લેખે લેવડ-દેવડ કરો છો ત્યારે ત્યારે તમે શિક્ષા ભોગવો છો કારણ કે પૈસાના બદલામાં વજનમાં તમને ઓછું મળે છે

માત્ર વેપારીજ મેટ્રિક એકમોવાળા વજનો વાપરે એ પૂરતું નથી.

**તમે પણ માત્ર <u>કિલોગ્રામ</u> ખરીદી કરો.**



# વૈષ્ણવજન

વર્ષ : ૭ ]　　ડિસેમ્બર – ૧૯૬૮　　[ અંક : ૯

| પૃષ્ઠ | લેખ : | લેખક : |
|---|---|---|
| ૩૦૧ | બાપુ ક્યાં છે? આવો બતાવું .. | ગુરુદયાલ મલિક |
| ૩૦૨ | આ માસનું ભજન .. | દે. વા. |
| ૩૦૩ | પરિભ્રમણ .. | 'આશુતોષ' |
| ૩૦૪ | પ્રેમ પ્રગટાવો .. | પંડિત સુખલાલજી |
| ૩૦૭ | ટીખાખોર સ્વભાવ ... | રાજયોગી |
| ૩૦૮ | દર્શનનો અધિકારી . | |
| ૩૧૯ | અમીદષ્ટિ | ગિજુભાઈ બધેકા |
| ૩૧૩ | સંતોષદાન.... | બિરલાજી |
| ૩૧૫ | નવું વિશ્વ | હરિશ વ્યાસ |
| ૩૧૭ | જલદી આવ . | ઈન્દ્ર વસાવડા |
| ૩૨૦ | કમલ .. | યશવંતકૃષ્ણ પટવર્ધન |
| ૩૨૩ | અમૂલ્ય તક | 'સરોદ' |
| ૩૨૫ | રામ, કૃષ્ણ અને શિવ | રામમનોહર લોહિયા |
| ૩૩૦ | શ્રદ્ધેય જીવનની ઝાંખી | દક્ષિણકુમાર જોશી |
| ૩૩૫ | અવલોકન . | શિ |



## સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

*

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંપાદક તે વિચારમાં સંમત છે જ તેમ માનવું નહિ.

*

[લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

લવાજમ

દેશમાં [ ટપાલ સહિત ] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

"વૈષ્ણવજન"
૨—રામકૃષ્ણનગર
રાજકોટ—૨

પ્રકાશક, મુદ્રક, માલિક ધીરેન ગાંધી. સંપાદક નવીન ગાંધી. ૨, રામકૃષ્ણનગર, રાજકોટ—૨
મુદ્રણ—પ્રકાશન સ્થાન : સુરૂપ મુદ્રિકા, રેઈસકોર્સ રોડ, રાજકોટ

# ગુજરાત સ્ટેટ કો–ઓપરેટીવ લેન્ડ ડેવલપમેન્ટ બેન્ક લિ.

( રજીસ્ટર્ડ ઓફીસ : અમદાવાદ )

૪૮૯, આશ્રમ રોડ,
નવરંગપુરા.
અમદાવાદ–૯.

સહકાર, ભવન
ઢેબરભાઈ રોડ,
રાજકોટ.

ગુજરાતના ખેડૂતોની તેમની જરૂરીયાત
૧૮૧ શાખાઓ દ્વારા પુરી પાડનારી
રાજ્યની કેન્દ્રિય સંસ્થા

આ બેન્કની સભ્ય સંખ્યા, ૬,૧૭,૮૭૫
આનુષંગિક હેતુઓ માટે અત્યાર સુધી કરેલ ધીરાણ.

| | સંખ્યા | ધીરાણ કરોડ–લાખ. |
|---|---|---|
| [૧] નવાકુવા | ૧,૨૦,૦૦૦ | ૨૦.૩૨ |
| [૨] જૂના કુવા | ૨૨,૭૯૬ | ૧.૮૫ |
| [૩] ઓઈલએન્જીન ઈલે. મોટર્સ | ૯૭,૭૫૮ | ૩૩.૩૧ |
| [૪] ટ્રેકટર્સ | ૨૪૨૯ | ૪.૦૪ |

તેમજ અન્ય હેતુઓ માટે મળી
કુલ રૂા. ૭૧ કરોડ અને ૯૦ લાખનું ધીરાણ કરેલ છે.

મગનભાઈ ર. પટેલ
ઉપપ્રમુખ.

હરિપ્રસાદ હ. ત્રિવેદી
આઈ. એ. એસ. રીટાયર્ડ
મેનેજિંગ ડીરેકટર

ઉદયભાણુસિંહજી
યુવરાજસાહેબ ઑફ પોરબંદર,
પ્રમુખ.

# એમને માટે સુખદ ભાવિનું નિર્માણ કરો

## દેના બેંકમાં નિયમિત બચત કરવાનું એમને શીખવો

બચતખાતું .................... વ્યાજ ૩½%
સગીર બચતખાતું .................... વ્યાજ ૩½%
રિકરિંગ ડિપોઝિટ .................... ચક્રવૃદ્ધિ વ્યાજ ૫½% થી ૭%

**૧૩ રાજ્યોમાં ૧૮૫ થી વધુ શાખાઓ દ્વારા દેશની સેવા બજાવે છે**

કુલ વર્કિંગ ફંડ
રૂા.૧અબજ ૧૦કરોડથી
વધુ



**દેના બેંક લિમિટેડ**
રજિસ્ટર્ડ ઑફિસ: દેવકરણ નાનજી બિલ્ડિંગ,
૧૭, હોર્નિમેન સર્કલ, કોટ, મુંબઈ-૧

મનીજીચંદ વ. ગાંધી,
ચેરમેન

# બાપુ કયાં છે? આવો બતાવું...

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥"

આમ યુગો યુગોથી માનવ-વિકાસના ઇતિહાસનો આ સૂર વારંવાર ઊઠયો છે. એ ઇશ્વરનો અવાજ છે.

ગાંધીજી ધર્મના કિરણના એક અંશરૂપ જ છે. જ્યારે સમગ્ર જગત યાંત્રિક અને શારીરિક શક્તિના ગર્વને લીધે જન્મેલા મોહાધંકારમાં ડૂબી ગયું હતું, ત્યારે ગાંધીજી તારકની પેઠે સત્ય અને પ્રેમના ઉજ્જ્વળ માર્ગથી સ્ખલિત બનેલી માનવતાને એનું ભાન કરાવવા માટે દૃષ્ટિએ પડ્યા.

યુગો પહેલાં વનસ્પતિનું પ્રથમ અંકુર ભૂમિના હઠભર્યાં વિરોધ સામે બાથ ભીડી રહ્યું હતું, ત્યારે અણુ-પરમાણુઓનું વિશ્વ જીવનના આ પ્રમાણ અને વિજયથી હર્ષ પામ્યું.

'વૈરાગ્યસાધને મુક્તિ, એ મારી નહીં.' એ એમનો ઉત્તર હતો, જ્યારે આપણે એમને પૂછયું કે શા માટે તમે હિમ-ધવલ પવિત્રતાના શિખરેથી ઉતરી આવી અમારી શેરીઓની ધૂળ અને ગંદકીમાં તમારો યાત્રિકનો ઝબ્બો રગદોળો છો.

તેઓ આગળ કહેવા લાગ્યા, "મારો સ્વામી તો ખેડૂત જ્યાં જમીનને ખેડી રહ્યો છે અને પથરા ભાંગનારા પથરા ભાંગી રહ્યો છે ત્યાં છે. એનાં વસ્ત્રો પરિશ્રમની માટીથી ધૂળવાળાં થયાં છે. મારા દેશબાંધવોની સેવાર્થે કરેલા પરિશ્રમને લીધે ધૂળથી અંકિત મારાં પણ વસ્ત્રો થવાં જોઈએ ને।"

અને તરત જ તેઓ હળ અને ચરખો, સાવરણી અને ટોપલી હાથ લે છે. રાત-દિવસ તેઓ જગત્કર્તાને સાક્ષી રાખી ત્યાગમય પ્રવૃત્તિમાં મંડી પડ્યા. પરિણામે, એમની સ્વચ્છ પોતડી આસપાસની ગંદકીના ઊડેલા છાંટાને લીધે ડાઘવાળી થઇ ગઈ.

પરંતુ આ ડાઘા તારાઓની પેઠે ચમકવા લાગ્યા, અને જેના પ્રકાશમાં હજારો જણ જીવનપથ કાપવા લાગ્યા.

તેથી આજે દુષ્કાળપીડિત લોકો માટે જ્યાં ખેડૂત સખત જમીનને ખેડી રહ્યો છે, નગ્નાવસ્થામાં રહેલા લોકોનાં શરીર ઢાંકવા માટે જ્યાં વણકર કાપડ વણી રહ્યો છે, જ્યાં કચડાયેલો માનવી ગર્વિષ્ઠ સત્તાની સામે હિંમતભેર ઊભો રહ્યો છે, જ્યાં યાત્રિક અત્યના મંદિર ભણી લઈ જતી વાંકીચૂંકી કેડીએ માર્ગ કાપી રહ્યો છે અને જ્યાં શીલની શક્તિથી આચ્છાદિત એવી સ્ત્રી મનુષ્યને સત્યની એકાકી લડતમાં ઝઝૂમવા પ્રેરણા આપી રહી છે, ત્યાં ગાંધીજી છે.

—ગુરુદયાલ મલ્લિક



## આ માસનું ભજન

કર લે સિંગાર ચતુર અલબેલી, સાજનકે ઘર જાના હોગા
મિટ્ટી બિછાવન, મિટ્ટી ઓઢાવન, મિટ્ટીસે મિલ જાના હોગા
નહા લે, ધો લે, સીસ ગૂંથા લે, ફિર વહા સે નહિ આના હોગા

આપણો જીવ કન્યા છે, અને પરમાત્મા વર છે એમ કલ્પીને કવિ આપણા જીવને કહે છે, 'હે ઊજમાળી સુન્દરી તુ શણગાર સજી લે (અર્થાત્ પરોપકારના કામ કરી લે) કેમ કે તારે તારા વરને ઘરે જાવાનું છે

'તારી શય્યા માટીની હશે, ને તારુ ઓઢવાનું પણ માટી જ હશે, તારુ પ્રિય શરીર માટી સાથે મળીને માટીરૂપ જ બનશે

આમ વરનું તેડું આવે તે પહેલા જ તુ ન્હાઇ ધોઇ લે ને માથુ ગૂંથાવી લે (તારા મનનો મેલ ધોઈ નાખ, સ્નાન મનોમલત્યાગ —મહાભારત, અને આત્મશુદ્ધિ કરીને સુન્દર વરના દર્શન કરવાની યોગ્યતા મેળવી લે) વરને ઘરે ગયા પછી ત્યાથી પાછા આવવાપણુ છે નહિ'

દાનેન પાણિર્ ન તુ કંકણેન, શ્રોત શ્રુતેનૈવ ન કુણ્ડલેન ।
વિભાતિ કાય કરુણાપરાણા પરોપકારૈર ન તુ ચન્દનેન ॥

આપણો હાથ દાનથી શોભે, મોતીની બગડીએ નહિ આપણા કાન ધર્મની વાતના શ્રવણથી શોભે એરિંગથી નહિ માણસની કાયા પરોપકારથી શોભે છે, ચ દનના લેપથી નહિ

—દે વા

'આશુતોષ'

## નામ કશ્ચિત્ શૃણોતિ મે

વિદ્વાનોમા શિરોમણી ભગવાન વેદવ્યાસ જેમણે મહાભારત જેવી અજોડ કથા રચી અને સૈકાઓ સુધી ચાલે તેવો સસ્કૃતિનો અમૂલ્ય વારસો આપ્યો તેઓ પણ એક શ્લોકમા કહે છે કે 'મારા બાહુ હવામા ઊચે વીઝીને હુ પોકાર કરુ છુ– ધર્મનુ સેવન કરવા માટે, પણ આ લોકમા મારુ કાઇ સાભળતુ નથી ' અગ્રેજોના વખતમા પ્રથમ કોગ્રેસ સરકાર રચાણી ત્યારથી દારૂના દૈત્યને કાઢવા પ્રયત્નો ચાલે છે એ વાતને પાત્રીસ વર્ષ થયા આટલા જાણે ઓછા પડયા હોય તેમ ગોવા ખાતેની તાજેતરની કોગ્રેસ સમિતિની બેઠકમા દારૂબધી સફળ બનાવવા સાત વર્ષની યોજના ઘડી કાઢવામા આવી સિત્તેર વર્ષ પણ દારૂબધી જવાતી નથી જેઓ પીતા નથી તેઓ જ તેની હિમાયત કરે છે પીનારાઓ તેને કદી સફળ થવા દેવાના નથી, અને આ સખ્યા નાનીસૂની નથી વળી તે બધા જ પીઠ પાછળ છરી ભોકનારા છે દારૂબધી એ કલ્પનાનો આદર્શ છે અને તેને અમલી બનાવવા સમાજના અમુક થરના લોકોનો સહકાર મળવાનો નથી ઊચી સોસાયટીના બુદ્ધિજીવીઓ આને સરકારનું પાગલપણુ માને છે. કેટલાક રાજ્યો દારૂબધી ઉઠાવી લેવાની વાત કરે છે, અને તેને બિનવ્યવહારુ ગણે છે અર્થશાસ્ત્રીઓ આવા પ્રતિબધને ટેકો આપતા નથી કેટલાક સામયિકો અને વર્તમાનપત્રો દારૂબધીની નિષ્ફળતાના ચમકાવનારા અહેવાલો, ફોટા સહિત છાપે છે

ખરી મુશ્કેલી તો ત્યા છે કે આપણે ત્યા લોકશાહી રીતે બધુ થાય છે અને તેથી વિરોધીઓને સારી ફાવટ મળી જાય છે માનસશાસ્ત્રના સિદ્ધાત પ્રમાણે માનવીનુ મન નિષેધ તરફ બમણા આવેગથી વળે છે દારૂ ઉપર પ્રતિબધ છે માટે જ મુબઇમા આજે ગલીગલીએ છૂપા પીઠા ચાલે છે "દારૂ ખૂબ પીઓ– એક ટક ભોજન જતુ કરીને પણ દારૂ પીઓ" એમ પ્રચાર કરાવામા આવે તો શુભ પરિણામની આશા ખરી ? ત્યા સુધી તો સરકારે (અને શ્રી મોરારજીભાઈ દેસાઇએ) વ્યાસ મુનિનો શ્લોક યાદ રાખવાનો છે

## ભારતીય કપોત સેવા

દિલ્હીની એક વેપારી પેઢી પોતાની શાખાઓ સાથે ટપાલનો સપર્ક ચાલુ રાખવા કબૂતરની સેવા લેવા વિચારે છે અલબત્ત, તેમની શાખાઓ દિલ્હીથી બહુ દૂર નથી વાસ્તવમા તેઓ ભારતીય તાર અને ટપાલ ખાતાથી તગ આવી ગયા લાગે છે. તાર સાધારણ ટપાલની ઝડપે પહોચે અને સાદી ટપાલ, અકબરના વખતની શૈલીએ કામ કરે તે આ જમાનામા પોસાય ? તાકીદના કામ માટે 'તુરન્ત વિતરણ' સેવાનો કે ગભીર બીમારીમા શીઘ્રગામી તાર સેવાનો આશય જે કોઇ રાખે છે તે આ લોકમાથી સ્વર્ગે વિચરવાનો અનુભવ જરૂર કરે છે, કેમકે પછી તેને અહી ગમતુ નથી તાર ટપાલ ખાતાની બેદરકારી એટલી વધી રહી છે કે હવે વ્યાપારી ધોરણે કબૂતરની સેવા વિકસાવવા કોઈ વિચારે તો તેને ફાયદો થાય તેમ છે વળી ટૂકા અતરની સેવા માટે આ પક્ષી આદર્શ છે ધોળા કબૂતરને આને માટે સહેલાઇથી તાલીમ આપી શકાય છે આ કબૂતર એક જ દિશામા સેવા આપી શકે છે જેમકે અમદાવાદથી વડોદરા જઇ શકે– પાછુ ફરી શકે નહિ એટલે સામસામા બે કબૂતર રાખવા જોઇએ અગત્યના સદેશાઓ માટે, તાર કરતા, કપોત સેવા ઇષ્ટ ગણાય આ બાબતમા વધુ વિચારણાને અવકાશ છે

## ગગનપથ

લડાખ ખીણના વ્યૂહાત્મક પ્રદેશમા લેહને મનાલી સાથે જોડતો ૪૬૦ કિલોમિટર લાબો પર્વતીય રસ્તો તૈયાર થઇ ચૂકયો છે તેની સરેરાશ

ઊંચાઈ ચૌદ હજાર ફૂટ રહી છે અને વધુમા વધુ ઊંચાઈ ૧૭૫૦૦ જેટલી છે. ૧૯૬૪મા આ રસ્તાનુ બાનકામ શરૂ કરવામા આવ્યું હતું. એમ તો આઝાદ કાશ્મીરને અડીને જ શ્રીનગર-કરગીલ-લેહ રસ્તો જાય છે જે સંરક્ષણની દૃષ્ટિએ યુદ્ધ સમયમા આક્રમણની મર્યાદામા આવી જાય જ્યારે નવો રસ્તો સારી પેઠે અંતર્ગત છે આ નવા રસ્તાથી કાશ્મિરનો ખાણુ પ્રદેશ હીમાચલ પ્રદેશના જોગિંદરનગર રેલવે સ્ટેશન સાથે જોડાશે. અહીં ઠંડીનું પ્રમાણ સવિશેષ રહે છે અને ઉનાળામા પણ શૂન્ય નીચે પાચથી સાત ડીગ્રી પારો જાય છે. વળી શિયાળામા તો કામકાજ બંધ જ રાખવુ પડે-માત્ર એપ્રિલથી ઓકટોબર સુધી જ મજૂરો કામ કરી શકે. ગરમ ચા અને ઇંડા પણ થીજી જાય એવી ઠંડીમા, અને ઓક્સિજનના ઓછા પ્રમાણથી થોડાક પરિશ્રમે થાકીને લોથ થઇ જવાય તેવી પરિસ્થિતિમા મજૂરો અને એન્જિનિયરો, ત્રિકમ, પાવડા, કોદાળી, બુલડોઝરની મદદથી ખડકોને કોરીને એક એક ઇંચના હિસાબે આગળ જઇ શકતા હતા. ઘણીવાર એવુ બને કે બપોરના સમયે બરફ ઓગળવાથી ઝરણા અને નાળાઓમા પાણીના પૂર આવે અને ઓળગી પણ શકાય નહિ; વળી હિમ પ્રપાતોનો ભય સામે તોળાતો જ હોય, નીચે નજર કરતા ચક્કર આવે એટલી ઊંચાઇએ ખડકોમા શારકામ કરવાનું. આટ આટલી મુશ્કેલીઓ પાર કરીને ભારતના એન્જિનિયરોએ સમય પહેલા રસ્તાનું બાધકામ પૂરુ કરી આપ્યું તે કાર્યનિષ્ઠાનો આદર્શ ગણાય. બે છેડેથી બે ટુકડીઓ કામ કરી રહી હતી. લેહથી સારચા-૨૪૦ કિ મી. એક ટુકડી અને મનાલીથી સારચા ૨૨૦ કિ. મી. બીજી ટુકડી.

## જીવતરનાં ખંડેર

મુબઇના અંગ્રેજી સાપ્તાહિક 'બ્લિટ્ઝ'મા તાજેતરમાં જ બે અઠવાડિયાની જેલ ભોગવી આવેલા તંત્રીશ્રી રુસી કરંજીઆએ કેદીઓ વિષે જે રચનાત્મક સૂચનો કર્યા છે તે દાદ માગી લે છે. તેમના કહેવા પ્રમાણે ભયંકર ગુના અથવા ખૂનમા સડોગયેલ વ્યક્તિઓને મૃત્યુદંડ આપી તાત્કાલિક ફેસલો કરી નાખવો ઇષ્ટ છે પરંતુ વર્ષોના વર્ષો સુધી તેમને જેલના સળિયા પાછળ ગોધી રાખવા તે નરી જડતા છે. શ્રી કરંજીઆના નિરીક્ષણ પ્રમાણે પાચ વર્ષ સુધીના સમય દરમ્યાન, જેલવાસીનુ હૃદય પરિવર્તન જીવનની શુભ બાજુ તરફ શક્ય છે. શિક્ષાનો હેતુ તેને હેવાનમાથી માણસ બનાવવાનો છે અને તે શરૂની જીંદગીમા આસાનીથી બની શકે છે પરંતુ લાબા ગાળાનો જેલવાસ ગુનેગારને વધુ સેતાન બનાવે છે, તેનું માનસ વધુ વિકૃત બને છે અને ૧૫-૨૦ વર્ષ પછી જેલના સળિયા પાછળથી તે દુનિયામા આવે છે ત્યારે વૈરવૃત્તિ અને કટુતાથી ભરપૂર હોય છે તેને શિક્ષા કરવાનો હેતુ આ હતો? ઊલટુ બે કે ત્રણ વર્ષના ગાળામા, જેલવાસ દરમિયાન, પ્રાયશ્ચિતની ભાવનાએ તેના હૃદયને કુણું પાડયું હોય છે ત્યારે જીવનમા પરિવર્તનને આરે તે ઊભો હોય છે. દેશ માટે વધુ ઉપયોગી નાગરિક બનાવવાની આ તક ઝડપી લેવી જોઇએ માણસનુ એક જીવતું જાગતુ ખંડેર બનાવી, તેને જેલના સળિયા પાછળ કેવળ પૂરી જ રાખવો તેમા દષ્ટિ તો નથી જ.

## પંચાયતરાજ

બારડોલી ખાતેની પંચાયતરાજની ત્રૈવાર્ષિક બેઠક મળી તેમા અસંતોષ અને ટીકા પ્રધાનસ્થાને રહ્યા. પ્રમુખ જયપ્રકાશજીએ તો રાજીનામુ પણ ધરી દીધુ. પંચાયતરાજને નામે ધતીંગરાજ નભતું હોય-ગામડાના એકમને સ્વાયત્ત બનાવવાને બદલે સત્તાનું પ્યાદુ બનાવવાનુ રાજકારણ ખેલાતુ હોય ત્યારે ખેદ થાય જ આ મહાન અખતરો શરૂ કરતી વેળાએ કેવી ગગનચુંબી મહેચ્છાઓ રાખી હતી? લોકશાહીના મૂળ એટલા ઊંડા જાય કે એક એક ગામડુ આપણા દેશનો એક એક કિલ્લો બની રહે; બહારની કોઈ સત્તા ગામડા સામે આગળી પણ ન ચીંધી શકે; પોતાને ફાવે તે રીતે ગામડુ પોતાનુ ભાવિ ઘડે. શ્રી નહેરુની વિદાય પછી, નોકરશાહી રસમે કામકાજ થતુ ગયું- પંચાયતો નામની જ

[અનુસંધાન પૃષ્ઠ ૩૩૦ પર]

# પ્રજ્ઞા પ્રગટાવો

પંડિત સુખલાલજી

એક વાર એક ઋષિપુત્ર અને એક વણિક પુત્ર, એ બેની વચ્ચે કંઈક ઘર્ષણ થયું વાણિયાનુ ધન જોઈને અને એનો ગર્વ જોઈને પેલા ઋષિપુત્રને એમ થયુ કે મારો ગરીબનો આ જન્મ નકામો છે એટલે એણે તો આત્મહત્યા કરવાનો વિચાર કર્યો પણ એટલામા ઇન્દ્રે આવીને એને કહ્યુ કે "ભલા માણસ, તારી પાસે સપત્તિ નથી, પૈસા નથી, જમીન નથી, સત્તા નથી, એ કબૂલ પણ તને હાથ તો મળ્યા છે ને? અને જો હાથ મળ્યા છે, તો તારે બીજુ શુ જોઇએ? એટલે તારે જે કાઇ સપત્તિ મેળવવી હોય, જ્ઞાનસપત્તિ મેળવવી હોય કે ભૌતિક સપત્તિ મેળવવી હોય–તે હાથથી એટલે કે પરિશ્રમથી લભ્ય છે" અને તેથી જ છેવટે ઇન્દ્રે એને કહ્યુ કે "હાથ મળ્યા છે, તેના કરતા શ્રેષ્ઠ બીજો કોઈ લાભ નથી" પણ સાથે જ વ્યાસે મહાભારતમા એ વાત પણ કરી કે "પ્રજ્ઞાલાભ એ મોટો લાભ છે"

પ્રજ્ઞા અને બુદ્ધિ એ બેમા ફેર છે બુદ્ધિ, એ આપણા બધા લોકોની રોજ કામ કરવાની સામાન્ય બુદ્ધિ છે પણ એ બુદ્ધિ જ્યારે કલ્યાણાભિમુખ થાય છે, જ્યારે એ સદ્‌વૃત્તિમા પલટાઈ જાય છે ત્યારે એ પ્રજ્ઞા કહેવાય છે અને પ્રજ્ઞા અને હાથ, એ બે મળે એટલે માણસનો જન્મ આખો બદલાઇ જાય છે મહાવીરે આ જ દૃષ્ટિથી મનુષ્ય જન્મને શ્રેષ્ઠ કહ્યો કે જો મનુષ્ય જન્મ મળે તો જ શ્રદ્ધા શ્રુતિ શાસ્ત્ર અને સયમનો પુરુષાર્થ, એ બધુ સભવે છે, મનુષ્ય જન્મ સિવાય નહી એ જ રીતે વ્યાસે જે હમ ગીતામા કહ્યુ તેનો અર્થ પણ આ જ છે કે "જો માણસે દૈવી વૃત્તિઓને જગાડવી હોય તો એણે પ્રજ્ઞાને પ્રગટાવવી જોઇએ"

પ્રજ્ઞાને પ્રગટાવવી એટલે વિવેકને પ્રગટાવવો વિવેકને પ્રગટાવવો એટલે બુદ્ધિનુ આખુ સ્વરૂપ બદલાઈ જવું એમ થાય છે ત્યારે બુદ્ધિ એ સામાન્ય બુદ્ધિ નથી રહેતી, પણ એ ઉચ્ચ કક્ષાની થઈ જાય છે એ જ અર્થમા વ્યાસે પ્રજ્ઞાલાભને ઉત્કૃષ્ટ લાભ કહ્યો છે આ રીતે જ્યારે પ્રજ્ઞા અને હાથ, એ બનેનુ મિલન થાય છે ત્યારે કોઇ પણ માણસના મનમા રહેલા જે નાશકારક ભાવો, તે દૈવીવૃત્તિમા–કલ્યાણ–વૃત્તિમા પલટાઇ જાય છે એટલે જો કે દેવાસુરયુદ્ધ હમેશા ચાલતું હોય છે, તો પણ માણસનુ જે આ સામર્થ્ય, તે જન્મમા કે જન્માતરમા ગમે તે કાળે પ્રગટ થયા સિવાય રહી શકતુ નથી, અને જ્યારે એ પ્રગટે છે, ત્યારે ઉત્કૃષ્ટ જન્મ ગણાય છે

એટલે માણસાઇનુ જ્યારે મૂલ્યાકન કરીએ ત્યારે આ વસ્તુ ધ્યાનમા રાખવાની છે કે હાથ મળ્યા છે, બુદ્ધિ મળી છે એ બે વસ્તુ મળી હોય તો, બધી જ સપત્તિ આવીને ઊભી રહે છે એમા ફક્ત એક વિવેકનો વધારો થાય એટલે બુદ્ધિ પ્રજ્ઞાનુ રૂપ લે, અને હાથ છે તે નવી દિશામા કામ કરતા થઈ જાય એથી એ સર્જન તો કરે જ, પણ સાથે સાથે રક્ષણ પાલન અને સારા સારા બધા જ કામો કરી શકે

શુક્લયજુર્વેદના ઋષિએ મનની આ શક્તિ જોઇ, અને ગાયુ કે મનની એક એવી શક્તિ છે કે જો તમે સકલ્પ કરો તો તમારુ ધાર્યું કામ થાય એ મત્ર શિવસકલ્પ કે, શિવસકલ્પસૂક્ત કહેવાય છે એના છ મત્રોમા છેલ્લુ પાદ ધ્રુવ પાદ–આવે છે જે 'તન્મે મન શિવસકલ્પમસ્તુ'–એ પ્રમાણે છે માણસ જ્યારે

એવો સંકલ્પ કરે કે મારા મનની સદ્‌વૃત્તિઓ હંમેશાં જાગ્રત થાઓ ! અને હું અસદ્‌વૃત્તિઓમાંથી મુક્ત થાઉં', ત્યારે એ માણસનું મન પ્રકાશવંત થાય છે, અને જે આસુરી વૃત્તિઓ હંમેશાં સદ્‌વૃત્તિઓને દબાવ્યા કરે છે, તે આસુરી વૃત્તિઓ શમી જાય છે.

એટલે આપણે જોયું કે માણસાઈના પાયામાં ખાસ બે વસ્તુ છે : એક તો એના મનની પ્રજ્ઞાશક્તિ, અને બીજી એના શરીરની રચનામાં મળેલ પાણિ–હાથ, અને બે હાથનાં થઇને દસ આંગળાં. માણસને જેવું શરીર મળ્યુ છે, એવું બીજા કોઈ પ્રાણીને મળ્યુ નથી. માણસ ટટાર ઊભો રહી શકે છે. દસ આંગળાં એટલે દસ દસ દિશાઓનું રાજ્ય. એ ફાવે ત્યાં વિચરી શકે છે. એ ભૂમિતલ પર ચાલી શકે, પાણીમાં ગમે ત્યાં સંચરી શકે અને આકાશમાં પણ ઊડી શકે. આ રીતે જ્યારે માણસને હાથની શક્તિ મળી છે અને બુદ્ધિ પણ પ્રજ્ઞાનું રૂપ ધારણ કરી શકે છે, તો પછી આપણે સમજી શકીએ કે માણસાઈનું જે મૂલ્ય છે, તે કેટલું વધારે છે, તેથી તો વ્યાસે કહ્યું છે કે "માણસ કરતાં વધારે શ્રેષ્ઠ બીજું કંઈ નથી."

('આકાશવાણી'ના સૌજન્યથી.)

*

રામચંદ્રજી ગમે તેવા પ્રતાપી થઇ ગયા, ગમે તેટલાં પરાક્રમો કરી લાખો રાક્ષસોનો ધ્વંસ કર્યો, પણ જો તેમની પાછળ લક્ષ્મણ અને ભરત જેવા ભક્ત ન નીકળ્યા હોત તો રામને આજે કોઈ જાણત નહીં. સારાંશ, રામચંદ્રજીમાં અસાધારણ ક્ષાત્રતેજ માત્ર હોત તો તેથી તેમનું મહાત્મ્ય થોડો કાળ રહી પછી ભૂંસાઈ જાત. તેમની જેમ રાક્ષસોનો સંહાર કરનાર અનેક પરાક્રમીઓ થઈ ગયા છે. તેઓમાંના કોઇની કીર્તિ–મહાત્મ્ય–ઘેર ઘેર ગવાતાં નથી. રામચંદ્રજીમાં કાંઈક બીજું તેજ હતું, કે જે તેજ લક્ષ્મણમાં અને ભરતમાં તેઓ ઉતારી શકવાથી લક્ષ્મણ અને ભરત જેવા મહાન તપસ્વીઓ નીવડયા, અને જે તપનુ મહાત્મ્ય ગાતાં સંત તુલસીદાસે કહ્યું કે, જો મહામુનિઓને પણ અગમ્ય એવું તપ કરનાર ભરતજી ન જન્મ્યા હોત તો પોતા જેવા મૂઢને રામ સંમુખ કોણ કરત ? એટલે રામના યશના એટલે કે તેમના શિક્ષણના દ્વારપાળ જાણે લક્ષ્મણ અને ભરતજી જ ન હોય એમ થયુ. વળી માત્ર તપમાં જ સર્વસ્વ નથી સમાતું. કેમ કે ચૌદ વરસ આહારનિદ્રાનો ત્યાગ જેમ લક્ષ્મણે કર્યો હતો તેમ ઈન્દ્રજીતે પણ કર્યો હતો. પણ રામચંદ્રજી પાસેથી તપનું હાર્દ જે લક્ષ્મણને પ્રાપ્ત થયુ હતું તે ઈન્દ્રજીતને નહીં હોવાથી, એટલું જ નહિ પણ તપના પ્રભાવનો દુરુપયોગ કરવાની તેની વૃત્તિ હોવાથી, તે રાક્ષસ જ કહેવાયો, અને ભક્ત તથા મુમુક્ષુ તપસ્વી લક્ષ્મણને હાથે તેનો પરાજય થયો. તેવી જ રીતે ગુરુનો આદર્શ ગમે તેવો ઊંચો હશે તો પણ જો તે આદર્શને અમલમાં મૂકનાર કોઈ નહિ જાગે તો તે આદર્શ જમાનાના ગાઢ અંધકારમાં પડી રહેવાનો. અને તેથી ઊલટું, જો તે આદર્શ મુજબ વર્તનારાઓ નીકળી આવશે તો તે પોતાનો પ્રકાશ અનેક ગણી રીતે ફેલાવી શકશે. આદર્શ અમલમાં મૂકવાનાં પગથિયાં તપ છે. એટલે તે તપ–શિસ્ત–બાળકોના જીવનમાં ઉતારવાં એ કેટલું જરૂરનુ છે તે સમજવા જેવું છે.

—ગાંધીજી

એક વખત ભગવાન શંકર, દેવી પાર્વતીને કથા સંભળાવી રહ્યા હતા એવામાં પ્રસંગ આવ્યો કે, જગતનો સ્વભાવ જ ટીકાખોર છે તે સહુ કોઇની ટીકા કર્યા જ કરે છે

દેવી પાર્વતીને નવાઇ લાગી ને પૂછવા લાગ્યા 'મહારાજ એવું કેમ બને ? સહુનો સ્વભાવ ટીકાખોર કેમ હોઇ શકે ? માટે ચાલો મહારાજ હમણાં જ આપણે મૃત્યુલોકમાં જઇ પરીક્ષા કરીએ ' શિવ અને પાર્વતી પરીક્ષા કરવાના હેતુથી એક ખેડૂતના વેશે પોતાના નંદીને સાથે લઇને મૃત્યુ લોકમાં આવ્યા મધ્યાહ્ન થઇ ગયો હતો ચૈત્ર માસના ધામ ધીખતા તાપથી પૃથ્વી શેકાઇ રહી હતી તે સમયે શંકર પોતાના નંદી ઉપર થોડો સામાન નાખી આગળ પોતે અને પાર્વતી પાછળ એમ ચાલતા એક ગામની ભાગોળે થઇને નીકળ્યા ગામના કેટલાક માણસો એકઠા મળીને ચોરા ઉપર બેઠા હતા તેમાંથી એક ભાઇ બોલ્યા 'અરે ભાઇઓ જુઓ તો ખરા આ બંને કેવા મૂર્ખ જણાય છે ! આવો ઉનાળાનો પ્રખર તાપ પડે છે ને પોતાની પાસે વાહન છે । છતાં તેનો ઉપયોગ કરતા નથી બેમાંથી એકાદ જણ વાહનનો ઉપયોગ કરે તો એકના પગ તો ઓછા દાઝે !

પાર્વતી સાંભળીને કહે મહારાજ આ તો ટીકા કરે છે ?

શિવ કહેવા લાગ્યા 'દેવી એ તો મેં તમને પહેલાં જ કહ્યું હતું પણ તમને વિશ્વાસ ન આવ્યો હવે ચાલો આગળ જઇએ' એમ વાર્તા-વિનોદ કરતા તેઓ બીજા ગામની ભાગોળે આવી પહોચ્યા

પાર્વતીને નંદી ઉપર બેસાડી શંકર નંદીને દોરવા લાગ્યા ગામ બહાર કૂવા ઉપર કેટલીક બહેનો પાણી ભરતી હતી તેમણે આ દશ્ય જોયું તેમાંથી એક બાઈ કહેવા લાગી 'અરે બહેન જુઓ તો ખરા, શું કળીયુગ આવ્યો છે ! આ બિચારો વૃદ્ધ માણસ ખુલ્લા પગે ચાલે છે ને આ યુવાન બાઈ વાહન ઉપર બેઠી છે ! બહેનો, પતિવ્રત ધર્મની તો હવે વાતો જ કરવાની કયાં સાવિત્રી સીતા ને દમયંતી અને કયાં આજનો સ્ત્રી-સમાજ ! બિચારા પતિને ચલાવે છે, અરેરે બાઇને શરમ પણ નહિ આવતી હોય ?'

દેવ આ મારી પણ ટીકા કરે છે ?

દેવી તમારા એકલાની નહિ જુઓ હવે હું બેસું મારી પણ એ જ સ્થિતિ થશે '

શિવ નંદી પર બેઠા ને પાર્વતી આગળ નંદીને દોરી ચાલવા લાગ્યા ત્રીજા ગામની ભાગોળે થઇને તેઓ નીકળ્યા કેટલાક યુવાનો સામે મળ્યા

મિત્રો જોયું ને હવે તો યુગ જ બદલાઈ ગયો અરે ભગવાન મનુની ''યત્ર નાર્યસ્તુ પુજ્યંતે રમંતે તત્ર દેવતા'' આ બધી વાતો તો પોથી ને પુરાણોમાં જ રહી ગઇ જુઓ તો ખરા આ જમ દૂત જેવો સશક્ત માનવી વાહન ઉપર બેઠો છે ને આવી કોમળાંગી સ્ત્રીને ગ્રીષ્મના આવા ધામ તાપમાં ચલાવે છે

શું એને કંઇ વિચાર નહિ આવતો હોય ?

'દેવ તમારા કહેવા પ્રમાણે જ થયું આ તો તમારી પણ ટીકા કરે છે

દેવી હવે તો એમ કરો આપણે બંને જણા નંદી ઉપર બેસીએ

ઉભય નંદી ઉપર બેસીને ચોથા ગામની ભાગોળેથી નીકળ્યા સાંજ પડી જવા આવી હતી ભગવાન સૂર્યનારાયણ અસ્તાચળમાં જવાની તૈયાર કરી રહ્યા હતા બંને જણા બેસીને નીકળ્યા તો ખરા, પણ ગામ જૈનોનું હતુ ભાગોળે બેચાર જૈન ભાઇઓ ઊભા હતા એક કહે 'અરે ભાઇ, જુઓ તો ખરા હવે હળાહળ કળીયુગ આવી ગયો આ બિચારા અબોલ જીવ ઉપર સ્ત્રી ને પુરુષ બંને જણા બેઠા છે શું આમના દિલમાં જરા પણ દયા નહિ હોય ? આ અબોલ પ્રાણી થોડું બિચારું બોલવાનું હતું ?'

'પ્રભુ આ તો આપણા બંનેની ટીકા કરે છે'

'જુઓ પાર્વતી દેવી હવે કાંઈ રસ્તો રહ્યો નથી હવે તો તમને પરીક્ષા થઈને કે, જગતનો સ્વભાવ જ ટીકાખોર છે

# દર્શનનો અધિકારી

શિવજીનો એક ભકત હતો. મહાદેવ અમુક ભકત પર ખુશ થયાની, કૃપાદૃષ્ટિ થયાની, અનેક વાતો એણે સાંભળી હતી. મહાદેવનાં દર્શન માટે એને ખૂબ આતુરતા થઈ હતી. એણે સાંભળ્યું કે ઉત્તરકાશીમાં એક ખૂબ જાણીતા સાધુ રહે છે; જો એમની કૃપા થાય તો એ સાચા ભકતને મહાદેવનાં દર્શન કરાવી શકે એટલી શકિતવાળા છે.

બસ, સાંભળવાની જ વાર હતી; ભકતે તો ઉત્તરકાશીની વાટ પકડી ન જોઇ રાત કે ન જોયો દહાડો. બસ, એ તો ચાલતો જ ગયો. ઉત્તરકાશી પહોંચીને એણે પેલા સાધુને શોધી કાઢયા. એમનાં ચરણોમા પડીને પ્રાર્થના કરી કે, "મને શિવજીનાં દર્શન કરાવો."

સાધુએ કહ્યું, "આ તારા દેદાર તો જો! પગ ફાટી ગયા છે ને અંદરથી લોહી વહી રહ્યું છે; આંખો પર્વતની ગુફાઓની જેમ ખોપરીમાં ઊંડી ઊતરી ગઇ છે; થોડા દિવસ અહીં રહે, ખાઈ પીને જરા તાજો થા. એટલામાં તારે માટે દર્શનની વ્યવસ્થા કરી દઈશ."

ભકતથી ન રહેવાયુ, "તમે કહો છો તે બધું પછી કરીશ; હમણાં તો દર્શનની તીવ્ર ઉત્કંઠા છે, કૃપા કરી મને દર્શનકરાવો!"

ભકતની વ્યાકુળતા જોઈ સાધુ મનમાં સમજી ગયા. એમને થયુ હવે વાર કરવી ઠીક નથી. એમણે ભકતને કહ્યું, "જો અમુક રસ્તે તારે જવાનુ છે, ત્યાં બરફના પાણીની એક નદી વહે છે; એને તરીને પાર કરજે. વચમાં પથ્થર છે, જરા સંભાળીને જજે. એ પાર કર્યા પછી ત્રણ દિવસનો રસ્તો કાપવાનો છે. રસ્તામાં કોઇ મનુષ્ય કે ઘરબાર કશુ નહીં મળે. ભૂખ્યા જ ચાલવાનું ને ચડાવ પણ એવો છે કે હાડકાંનો સાધેસાંધો છૂટો થઈ જશે! પહાડના શિખર ઉપર એકનું એક દેવદારનું ઝાડ છે; એની નીચે તને ભગવાનનાં દર્શન થશે."

એટલું સાંભળતાં જ ભકતે તો દોટ મૂકી. એ ચાલતો હતો. દોડતો હતો, કે ઊડતો હતો એ કહેવું મુશ્કેલ છે. નિશ્ચિત સ્થળે પહોચતાં બેભાન થઈ પડી ગયો. કોણ જાણે કેટલોયે વખત ત્યાં પડી રહ્યો! ભાનમાં આવતાં એણે અમૃતવાણી સાંભળી, "વત્સ, મારા દર્શન કરી લે!" એના કપાળ ઉપર એક સ્નેહશીતળ હાથ ફરતો હતો. ભકતે આંખો ઉઘાડી. એનુ જીવન કૃતાર્થ થયુ. શિવજીની સાક્ષાત્ મૂર્તિ એની સામે વિરાજમાન થઇ હતી. ફરીથી એ વાણી આવી, "વત્સ, લે, ઝટ દર્શન કરી લે; જો, તારો ગુરુ-પેલો સાધુ-પાછળ આવી રહ્યો છે; એના આવતા પહેલા મારે અંતર્ધાન થઈ જવું છે." ભકતે આશ્ચર્યચકિત થઇ કહ્યું, "ભગવન્! જેમની કૃપા દૃષ્ટિથી હું આપના દર્શન પ્રાપ્ત કરી શકયો. તેમને આપના દર્શન નહીં થાય? એમાં શું રહસ્ય રહ્યું છે?"

હસતાં હસતાં શિવજી કહે, "તારો ગુરુ ભારે જ્ઞાની છે; આ ત્રિલોકમાં એનાથી અજ્ઞાત કશું જ નથી, પણ એનામાં ભકિત નથી; એને માટે મારાં દર્શન સંભવિત નથી. જ્યારે એનો જ્ઞાન-ભાર ઊતરી જશે ને એ સાચો ભકત બનશે ત્યારે જ એ મારાં દર્શનનો અધિકારી થશે. આજે તો એનુ સ્થાન એક દિશાદર્શક સ્તંભ કે પથરા જેવું છે, જે સૌ કોઈને બતાવી દે છે કે અમુક શહેર કઇ તરફ છે અને તે કેટલું દૂર છે. પણ પોતે એ રસ્તે એટલે દૂર સુધી જઈ શકતો નથી. એનુ જ્ઞાન બીજાઓ માટે છે."

આટલું કહીને શિવજી અંતર્ધાન થઇ ગયા; અને અને થોડાક જ વખતમા પેલા ગુરુ એ જ સ્થાને આવી પહોંચ્યા.

ભકતના મોઢા પર પ્રસન્નતા જોઈને ગુરુએ પૂછ્યુ, "કેમ, તને દર્શન થયાં ?"

ભકતની આંખો હર્ષનાં આંસુથી ઊભરાઇ આવી ને એ બોલ્યો, "આપની કૃપાથી આજે કૃતાર્થ થઇ ગયો છુ."

"દર્શન કયાં થયા ? કયારે થયાં ?" ગુરુએ ઉત્કંઠાપૂર્વક પૂછ્યુ.

"હમણાં જ થયા. આ જ જગાએ"

"તો મને કેમ ન થયાં ?"

ભગવાન અને પોતાની વચ્ચે જે વાતચીત થઈ હતી તે બધી ભકતે ખૂબ જ સંકોચપૂર્વક પોતાના ગુરુને કહી સંભળાવી. ગુરુ ખૂબ જ દિલગીર થયા. ત્યાને ત્યા જ એમનુ અભિમાન ગળી ગયુ. દુઃખના આવેશમાં આવી જઇ એમણે પોતાના શિષ્યના પગ પકડી લીધા. અને કહ્યું "હવે તો તું જ મારો ગુરુ બન અને મને દર્શનનો રસ્તો બતાવ." પોતાનાં આંસુ સિવાય ભકત બીજું શું બતાવી શકે ?

જ્યારે ત્યાથી પાછા ફરવાનો વખત થયો ત્યારે બન્નેના મનમાં કેવા કેવા અવનવા ભાવ પેદા થઈ રહ્યા હતા ! ભકત એ સ્થાનને છોડી નહોતો શકતો, કારણ કે એ જ સ્થાને એને પ્રભુના દર્શન થયા હતા. અને ગુરુ એ સ્થાનેથી હઠવા નહોતા માગતા કારણ કે એમને પોતાના જ્ઞાની જીવનની નિરર્થકતાનો પૂરેપૂરો ખ્યાલ આવી ચૂકયો હતો ! જ્ઞાનથી શુદ્ધિ નહોતી થઇ શકી તે આખરે પશ્ચાત્તાપ અને ભકતના સહવાસથી થઈ ગઇ, અને પછી ગુરુએ પણ અમૃતવાણી સાંભળી :

"વત્સ, હવે તું પણ મારાં દર્શનનો અધિકારી થઈ ગયો છે."

## ભરવાડની કામળી

ઘણા વર્ષ પહેલાની વાત છે હુ મારા એક મિત્ર સાથે એમના એક મિત્રને ત્યા અમદાવાદ શહેરમા ઊતર્યો હતો એ શ્રીમત હતા. એમને ગાધીજીના દર્શન કરવાની બહુ ઈચ્છા. શિયાળાના ઋતુ હતી. કડકડતી ઠંડીમા સવારે વહેલા અમે ત્રણેય જણ સાબરમતી આશ્રમમા જવા નીકળ્યા શેઠે ગરમકોટ પહેર્યો હતો, છતા ઠંડીથી એમનું શરીર ધ્રુજતું હતુ. મારી પાસે મને શોભે એવી એક કામળી હતી મને ટાઢ નહોતી વાતી. એટલે કામળી મે શેઠને આપવા માંડી. પણ એમણે ન લીધી, પણ હું જોતો હતો કે એમનુ શરીર ધ્રુજતુ હતું. મે ફરીથી કામળી લેવા આગ્રહ કર્યો પણ શેઠે કામળી લીધી નહી. મારા મિત્ર જરા વ્યવહારકુશળ હતા. એમણે પાછળ રહીને ધીમેથી મારો હાથ દબાવી સાનમા કહ્યુ· "હવે છાનો રહે ને !" ત્યારે મને ખબર પડી કે આ ભરવાડની કામળી એ શ્રીમત શરીર ઉપર કેવી લાગે !

હુ વિચારમા પડયો કે, જે કામળી મને સુખ આપતી હતી તે શેઠને શરમાવનારી હતી પણ એ જ કામળી જો કોઇ ગરીબને આપી હોત તો ? એને તો સુદર શાલ જ લાગત. મને થયું સુખ–દુઃખ જેવી દુનિયામા કેઈ ચીજ નથી સુખદુઃખ અપેક્ષાએ છે એ તો મનના ઘાટ છે.

— રવિશંકર મહારાજ

# અમીદૃષ્ટિ

ગિજુભાઈ બધેકા

કવિ કલાપીએ એક કાવ્યમા પેલી જૂની વાત વર્ણવી છે રાજા હતો તે ફરવા નીકળ્યો. રસ્તે વાઢ આવ્યો, તરસ લાગી ને અદર ગયો. ખેડૂત પત્નીએ મીઠો અમૃત જેવો શેરડીના રસનો પ્યાલો ભરીને રાજાને ધર્યો બાપુ એક પ્યાલો ગટગટાવી ગયા. બાપુને ટાઢક વળી; કાળજુ ઠરીને હિમ થયું. બાપુએ કહ્યુ. 'એક બીજો કટોરો ભરો.' ખેડૂત અને તેની પત્ની વાઢમા ગયા ને શેરડી કાપી કાપીને પ્યાલો ભરવા લાગ્યા. પણ શેરડીમાથી રસ જ ન નીકળે ! ઘણી મહેનત કરે ત્યારે માડમાડ બે પાચ ટીપા પડે બાપુને ઉતાવળ થઇ ને તેઓ ખેતરમા આવ્યા બાપુને જોઇ બાઇનું મો વીલુ પડી ગયુ શેરડી કાપે પણ પ્યાલો ભરાય નહિ !

"બાપુ ! આ નથી સમજાતું, આ કેમ થાય છે તે "

બાપુએ કહ્યુ, "એનું કારણ તો હુ જ છુ. તે મને શેરડીનો રસ પાયો ત્યારે મને થયુ–'અહો આ ખેડૂતને ત્યા આવુ અમૃત છે તો એ કેટલો દ્રવ્યવાન હશે ? કેટલો સુખી હશે ? બસ, આની પાસેથી તો કર બમણો–ચોગણો લેવો જોઇએ ' આ વિચાર થયો એટલે મારી નીતિ બગડી. મારી રાજાની જે અમીદૃષ્ટિ જોઇએ તેમા ઝેર ભળ્યુ; ને એ જ આ રસ નથી નિકળતો એનું કારણ છે !"

આ અમીદૃષ્ટિ એ ભારે મહત્ત્વની વસ્તુ છે

ખેતરનો પાક ખાતરપાનથી તો થાય જ છે પણ ખેતરને શેઢે જે માળો બેઠેલો ખેડૂત પોતાના લીલા હરિયાળા ખેતરને જોઇને મલકાયા કરે છે, અતરમા રાજી રાજી થાય છે હોરી હોરો પક્ષીઓ ઉડાડે છે ને પાણી પાય છે, ત્યારે તે ખાતરપાન નુયે ખાતરપાન–પોતાનુ અમીભર્યું અતકરણ રેડે છે અને એનાથી તો આખો પાક પોષાય છે

જેણે પોતાના ઉછરેલા ફૂલઝાડો ને ફૂલ વેલીઓની સામે જોઇને ઊભેલા માળીને જોયો હશે તે કહેશે કે, માળી માળો એકલા પાણી ને ખાતરથી બાગ નહી કરતો હોય; એની મીઠી નજર એના ફૂલોને હસાવતી હશે, એનો કોમળ સ્પર્શ વેલોની પાદડીએ પાદડીએ રસ મૂકતો હશે, માળી ફૂલ જોઈને હરખી ઊઠે છે. કોઇ ફૂલને તોડે તો એનો જીવ કળીએ કળીએ કપાય ! પોતે ફૂલને તોડે તો પણ કેટલી સાચવણીથી; વેલને ઝાડ ઉપર ચડાવશે તો પણ રખેને કઇ થઇ ન જાય એવી કાળજીથી. આનું નામ માળીની અમીદૃષ્ટિ. આ અમીદૃષ્ટિમા ફૂલો ખીલે છે ને વેલ પાગરે છે.

દૂધ દોહતી વખતે ગોવાળને ગાયને ગળે હાથ ફેરવતો આપણે જોગો છે. ગાય ચરીને આવી છે, ખાણુ ખાય છે, તેથી દૂધ આપે છે; પણ જ્યાં ગોવાળ 'બાપો બાપો !' કરીને હાથ ફેરવે ને છે શીગડીએ ચળ કરે છે, ત્યા ગાય કેટલોય વધારે પારસો મૂકે છે ! ઘણા લોકોને તો ખાસ ગોવાળો પાસે જ ગાય દોવરાવવી પડે છે કહેવાય છે કે ગાય એને હળેલી છે. એનો અર્થ એ કે, ગોવાળમા એવી અમીદૃષ્ટિ રહેલી છે કે ગાય તેને લીધે અમૃત જેવા દૂધને આચળમાથી ઉભરાવા દે છે

અને મા જ્યારે બાળકને ધવરાવવા બેસે છે ત્યારે એને જેણે જોઇ હશે તે જ કહેશે કે, બાળક દૂધથી મોટુ થતુ હશે કે અમીદૃષ્ટિથી ! મા મનમા પોતાને પણ ખબર ન પડે તેમ વિચારે છે, 'આ મારો પ્રાણ, આ મારુ ચેતન, આ મારુ સર્વસ્વ આને હુ પ્રાણથી પ્રાણ આપુ, ચેતનથી ચેતન આપું છુ મારો પ્રાણ આ દૂધ વાટે એનામા ભરુ છું આ દૂધ દૂધ નથી પણ અમૃત છે !' આ કાવ્ય નથી માના હૃદયમા જે અકથ્ય ભાવો છે તે આજ છે એ દૂધ નથી પાતી પણ પ્રેમામૃત પાય છે, ને એનાથી મનુષ્યબાળક જીવત રહી મોટુ થાય છે

આ બધી અમીદૃષ્ટિઓ છે. પ્રજા રાજાની અમીદૃષ્ટિમા, બાગ માળીની અમીદૃષ્ટિમા, ખેતર ખેડૂતની અમી દૃષ્ટિમા ને બાળક માની અમીદૃષ્ટિમા ઊછરે છે ને મોટુ થાય છે.

આ અમીદૃષ્ટિ એટલે વધવાનો, ખીલવાનો ને વિકસવાનો એક અનિવાર્ય નિયમ આ નિયમ જ્યા ન પ્રવર્તે ત્યા ખીલવણી બધ પડે, સકોચ થઈ જાય, શુષ્કતા ને મદતા આવે, સડવુ શરૂ થાય

આ નિયમ આપણે આપણા બાળકો અને આપણી બાબતમા વિચારીએ

બાળકો આપણા ઘરોના રોપાઓ અગર ફૂલઝાડો છે, તેઓ આપણે તૈયાર કરેલા વાતાવરણમા ને ખાતરપાનમા મોટા થઈ રહ્યા છે તેઓ આપણી દૃષ્ટિ તળે જીવી રહ્યા છે, આપણી દૃષ્ટિ જેવી કડવી-મીઠી હશે તેવા બાળકો થશે માળી પોતાના જ બાગના ફૂલ ઝાડોના ક્યારાઓમા ધબ ધબ પગ દઈને ચાલે, ગમે તેમ મરજી પ્રમાણે ચાલે, ફૂલ જોઈને હરખાય નહિ પણ ઠીક છે થયા કરે છે એમ સમજે, તો એનો બાગ પાગરે નહિ આપણે બાળકોની વચ્ચે કેવળ તેમની હાજતો પરત્વે બેદરકાર રહીએ, તેમને જડસા જેમ ગમે તેમ હડદોલા વીએ કે ધક્કેલીએ, કૂણીકૂણી લાગણીઓનો વિચાર જ ન કરીએ, તેમની અભિમુખ ન રહેતા આપણામા જ પડયા હોઈએ તો બાળકો ચીમળાશે તેમને આપણી અમીદૃષ્ટિનું પોષણ નહિ મળે.

બાળકો ખૂબ નાજુક છે, નાના છે છતા તેઓ સૂક્ષ્મ સસ્કારક્ષમ અને લાગણીગ્રાહી છે. તેઓ આપણી રાજીખુશીખફામરજી તુરત ઓળખે છે, તેઓ આપણને કડક જોઈને બિડાય છે ને આપણને પ્રસન્ન જોઈને ઊઘડે છે

જેના ઘરમા માતા અને પિતા અધિકારના બળથી બધા સાથે કામ લે છે અને બાળકો પણ તેના ભોગ થઈ પડે છે, ત્યા બાળકો અમીદૃષ્ટિ વિહોણા હોય છે

જેના ઘરમા બાળકો એટલે નાના છોકરા, કશાય માનપાન આપવાની લાયકાત વિનાના, પડતા આખડતા મોટા થવાવાળા ગણાય તે ઘરના બાળકો પણ અમીદૃષ્ટિ વિહોણા હોય છે

જે ઘરમા બાળકની સામે જોઇ તેમના નાના કામો, તેમની નાની વાતો ને તેમના નાના ભાવોને પ્રત્યુત્તર મળતો નથી પણ ઉલટુ તેમના કામો તરફ ઉપેક્ષા અગર અણગમો હોય છે, ત્યા અમીદૃષ્ટિ નથી પણ વિષદૃષ્ટિ છે.

જેના ઘરમા બાળકોને આયાના સ્વાર્થી અને ઘણી વાર ગદા વાતાવરણમા રહેવુ પડે છે, ત્યા અમીદૃષ્ટિના ખાતરથી ઉલટુ જ ખાતર મળે છે.

જેના ઘરમા માબાપોમાથી સ્વાર્થવૃત્તિ, દ્વેષવૃત્તિ, વૈરવૃત્તિ, લોભવૃત્તિ વિગેરે હલકી વૃત્તિ ઓનુ પ્રત્યક્ષ અપ્રત્યક્ષ વાતાવરણ બાળકોને મળે છે ત્યા બાળક અમૃતમા નહિ પણ હળાહળમા ઉછરે છે

જે બાળકો માબાપના ક્લેશ કકાસમા, સગાસબધીઓની કુથલીઓમા ને નાતજાતની ખટપટના પ્રપચોમા હોય છે, ત્યા પણ અમૃતપાન તો નથી જ માત્ર ઝેરનુ પાન છે

બાળકો ઘરમા ઉછરતા છોડો છે, તેમના ઉપર જેમ હવા અને સૂર્યપ્રકાશની સારી માઠી અસર થાય છે તે અમૃત જેવી પણ થાય છે, ને ઝેર જેવી પણ થાય છે.

આપણે જ્યારે ચિતા કરીએ કે બાળક શરીરથી, મનથી કે નીતિરીતિએ કેમ વિકસતુ નથી, કેમ તે ઉલટુ મદ અને નિસ્તેજ થતુ જાય છે, કેમ તે ભૂલકણું ને પ્રમાદી થતુ જાય છે, ત્યારે આપણે તપાસવુ જોઈએ કે આનું કારણ આપણુ ટોકવુ તો નથી? આનું કારણ આપણે એની પ્રવૃત્તિઓ જોઈને રાજી નથી થયા એ તો નથી? આનું કારણ આપણી સહાનુભૂતિનો અભાવ તો નથી? અમીદૃષ્ટિના અભાવના આ બધા લક્ષણો છે

અમૃતની દૃષ્ટિ અને વિષની દૃષ્ટિ જાડી અને ઝીણી બને છે બાળકને પ્રસન્નતાથી બોલાવીએ ને

જવાબ આપીએ એ જાડી દષ્ટિ, બાળક કાંઈ કરે અને તે પ્રેમથી નિહાળીને મનમા ખુશ થઈએ—ભલે બાળકોને તેની ખબર પણ ન પડે તે ઝીણી દષ્ટિ, બાળક આપણી પાસે ઇનામ નથી માગતુ પણ કદર માગે છે, બાળક આપણી પાસે ઇનામ નથી માગતુ પણ આપણે રાજી થયા છીએ તેટલુ તો માગે છે બાળક આપણને કહેતું નથી કે, 'બધુ અમારુ જોયા કરો ને પાસે બેસી રહો, તે એટલુ જ માગે છે કે આપણે તેની સામે નથી જોતા એમ નથી, પણ તેની સન્મુખ જ છીએ ને જ્યારે તે આવશે ત્યારે હેતથી વધાવીશુ ને શાતિથી સરલ ને સ્નેહભર્યા ઉત્તર આપીશુ, મુશ્કેલી હશે તો દૂર કરીશુ અગર દૂર કરવામા મદદ કરીશુ

વિષની જાડી દષ્ટિ એટલે કે આપણે બાળકના પ્રયત્નને હડધૂત કરીએ, મૂરખ ગણી હસી કાઢીએ વગેરે વળી, ભલે આપણે બાળકને કશુ કડવુ વેણ કહીએ નહિ પણ જો આપણી આખ તેને નિસ્તેજ જણાય આપણો ચહેરો તેને આદર ન આપતો હોય, આપણી રીતભાત ખડખચડી તેમ જ અનગણનાભરી હોય તો બાળકને તે બધુ દુઃખરૂપ થય છે એ બધુ આપણે ત્યારે જ કરીએ છીએ અગર થાય છે કે, જ્યારે આપણી દષ્ટિ બદલાય છે, જ્યારે આપણી દષ્ટિ અમૃતની મટી વિષની થાય છે

બાળકો દષ્ટિનો ભેદ તુરત સમજે છે પાડો શીની બાઇએ બાળક પર કેવી દષ્ટિ ફેકી અગર નાનાકાકાએ જીવી ફોઇના દીકરા પર કેવી નજર દેખાડી તે બાળક પકડી શકે છે, ને માબાપને કહી પણ શકે છે આ આપણો સામાન્ય અનુભવ છે આપણે બાળકોને અમીદષ્ટિથી ઉછેરીએ અને આપણી પાસેથી, આપણા ઘરોમાથી ને આસપાસમાથી આપણા બાળકોનુ જીવન મીઠુ કરવા કડવી દષ્ટિ હાકી કાઢી સર્વે અમીદષ્ટિ પાથરીએ

આપણું અને બાળકોનું–ઉભયનું એમા જ કલ્યાણ છે

---

જીવનમા કેટલીક વાર એવા નાટકીય પ્રસગો બની જાય છે જ્યારે માનવી દ્વિધામા મૂકાઇ જાય છે અને એવે વખતે તેની પરિસ્થિતિ ઘણી જ ગભીર બની જાય છે

એક વખત એક અગ્રેજ ગૃહસ્થે પોતાના કેટલાક મિત્રોને જમવા માટે આમત્રણ આપ્યું સમય થતા પતિ–પત્ની બને રસોડામા આવ્યા અને તૈયાર થયેલી વાનીઓ તપાસવા લાગ્યા એક શાક તપાસતા સાહેબને લાગ્યું કે તેમાથી કઈંક કડવી વાસ આવે છે તેણે પોતાની પત્નીને આ વાત કરી બાઇએ તુરત થોડક શાક લઈ પાસે ઊભેલા કૂતરાને આપ્યું કૂતરો શાક ખાઇ ગયો અને થોડી વાર થયા છતા કઇ અસર થઈ નહિ એટલે બને સતોષનો શ્વાસ એચી બહાર આવ્યા

મહેમાનો આવ્યા જમવાનું ચાલુ થઇ ગયું લગભગ અર્ધો કલાક પછી રસોયો ગભરાતો ગભરાતો અદર આવ્યો અને સાહેબને ધીમેથી ખબર આપ્યા કે કૂતરો મરી ગયો છે સાહેબના મોઢા પરથી લોહી ઊડી ગયું હવે શુ કરવુ ? અર્ધું જમાઇ ગયું હતુ બને પતિ–પત્ની મૂઝવણમા મૂકાઇ ગયા પરતુ ખુલાસો તો કરવો જ જોઇએ હજ તો સાહેબ બધી વાતનો રહસ્યસ્ફોટ કરવા માટે ઊભા થતા હતા ત્યા જ દરવાન અદર આવ્યો અને સાહેબને કહ્યુ 'જે મોટર નીચે આપણો કૂતરો ચગદાઈ ગયો તેનો નબર મે લઇ લીધો છે માટે કઇ કારવાઇ કરવી હશે તો કરી શકાશે'

શિયાળાની કડકડતી ઠડીમા પરસેવાથી નહાય રહેલા સાહેબને એ શબ્દો સાભળી જે શાતિ મળી તેનું વર્ણન કરવુ મુશ્કેલ છે

# સંતોષદાન

બિરલાજી

ઘણા વરસોની જૂની વાત છે દિલ્હીનો પ્રસંગ છે એક બાઈ મરણપથારીએ હતી, રોગ સાથે લડતા લડતા બિચારીનું શરીર તદ્દન ક્ષીણ થઈ ગયું હતું કેવળ શ્વાસ બાકી હતો તેણે જીવનની આશા છોડી હતી, અને છેવટની યાત્રા કરવાની છે એમ માનીને રામ રામ કરીને પોતાના અંતિમ દિવસો કાઢતી હતી પણ ગાંધીજીના અંતિમ આશીર્વાદ લેવાના હજી બાકી હતા

તેણે કહ્યું, 'ગાંધીજીના દર્શન થઈ શકે? જતા જતા છેવટે તેમને તો મળી લઉં '

ગાંધીજી તો દિલ્હીની નજીકમાં પણ નહોતા એટલે એમના દર્શન અસંભવિત હતા પણ મરતા માણસની આશા પર પાણી ફેરવવું મને ઠીક ન લાગ્યું, તેથી મેં કહ્યું 'જોઈશું ઈશ્વર તમારી ઇચ્છા કદાચ પૂરી કરશે '

બે જ દિવસ પછી મને ખબર મળી કે, ગાંધીજી કાનપુરથી દિલ્હી થઈને અમદાવાદ જાય છે એમની ગાડી સવારે ચાર વાગ્યે દિલ્હી પહોંચતી હતી અને અમદાવાદની ગાડી પાંચ વાગ્યે ઉપડતી હતી કેવળ એક કલાકનો ગાળો હતો અને દરદી બાઈ બિચારી દિલ્હીથી દસ માઈલ દૂર હતી એક કલાકમાં દરદીને મળવું અને પાછા સ્ટેશને પહોંચવું મુશ્કેલ હતું

શિયાળાની ઋતુ હતી પવન જોરથી ફૂંકાતો હતો સવારના પહોરમાં ગાંધીજીને મોટરમાં (તે દિવસોમાં ખુલ્લી મોટરો હતી) વીસ માઇલની મુસાફરી કરાવવી એ પણ ભયાનક હતું ગાંધીજી આવે છે તેની દરદી બાઈને તો ખબરેય નહોતી ગાંધીજીના દર્શન કરવાની તેની તિવ્ર ઈચ્છા હતી પણ તેમાં રહેલી મુશ્કેલી પ્રત્યક્ષ હતી

ગાંધીજી ગાડીએથી ઊતર્યા મેં દબાયેલા અવાજે કહ્યું, 'આજે આપ રોકાઈ ન શકો?'

ગાંધીજીએ કહ્યું 'રોકાવું મુશ્કેલ છે '

હું હતાશ થઈ ગયો દરદીને કેટલી નિરાશા થશે એ હું જાણતો હતો

ગાંધીજીએ પાછું પૂછ્યું, 'રોકાવાનું કેમ પૂછો છો?

મેં એમને કારણ દર્શાવ્યું

ગાંધીજીએ કહ્યું, 'ચાલો, હમણાં જ ચાલો '

પણ હું આપને આ ઠંડીમાં, આ સૂસવતા પવનમાં, સવારના પહોરમાં મોટરમાં બેસાડીને કેમ લઈ જઈ શકું?'

'એની ફિકર ન કરો મને મોટરમાં બેસાડી દો વખત ખોવાથી શો લાભ? ચાલો, ચાલો '

ગાંધીજીને મોટરમાં બેસાડયા ઠંડી અને ઉપરથી તીક્ષ્ણ પવન નિર્દયતાથી પોતાનો પ્રભાવ બતાવતા હતા સૂર્યોદય તો હજી થયો પણ નહોતો બ્રાહ્મમુહૂર્તની શાંતિ બધે પથરાયેલી હતી દરદી બાઈ પથારીમાં પડી પડી 'રામ રામ' જપી રહી હતી

ગાંધીજી તેના ખાટલા નજીક પહોંચ્યા મેં કહ્યું, 'ગાંધીજી આવ્યા છે '

એને વિશ્વાસ ન પડયો તે ગભરાઈ ગઈ, આશ્ચર્યચકિત થઈને ઊઠવાનો પ્રયત્ન કરવા લાગી પણ શક્તિ કયાં હતી? એની આંખોમાંથી બે બુંદ ચુપચાપ સરી પડયાં મેં મારું કર્તવ્ય બજાવ્યું

તેમ જ દુનિયાના હરેક મનુષ્ય, પશુ, પખી કે વનસ્પતિ સાથે ય જીવવુ છે. પણ એમા liveliness —જીવન્તતા કેવી રીતે આવી શકે એ જ આપણી સામે સવાલ છે.

ગગા નદીને કાઠે એકવાર અમે થોડાક મિત્રો કૃષ્ણમૂર્તિ સાથે ઘૂમતા હતા. રાઇ અને ઘઉંના ખેતરો વચ્ચે ગગા ઘૂમરીઓ લેતી લહરાતી હતી. સામે સૂરજ આથમતો હતો, સધ્યાની લાલિમાથી વાદળીઓ ઓર ઓપી ઊઠતી હતી. પવનની મીઠી લહરીઓ વાળની લટોને ચૂમીઓ લેતી વહી રહી હતી. સારુયે વાતાવરણ શાન્તિથી સભર હતુ. અમે ચારપાચ જણ એમની બાજુમા સ્વાભાવિક રીતે જ ગોઠવાઇ ગયા. અને અઢીપોણો કલાક કયા ગયો એની અમને ખબરેય ન પડી. છેવટે બધા પાછા ફર્યા. માર્ગમા કૃષ્ણમૂર્તિએ પૂછ્યું, 'બોલો તમે નદી જોઇ ખરી કે?'

'હાજી, અમે નદી તો બરાબર જોઇ.'

એટલે એમણે સામો સવાલ કર્યો. 'હા, બોલો જોઇએ, શુ જોયું?'

પહેલા ભાઇ કહે, 'સગર રાજા અને ભગીરથનો ઇતિહાસ મારી સામેથી પસાર થયો'

બીજો કહે, 'મને તો વહાણવટુ ખેડીને સારો વેપાર કેમ કરવો જોઇએ એના વિચાર આવ્યા.'

ત્રીજો કહે, 'મહાકવિ કાલિદાસનુ ગગાનુ વર્ણન અને જગન્નાથની 'ગગાલહરી' એ બધુ યાદ આવી ગયું.'

છેલ્લે કૃષ્ણમૂર્તિ કહે, 'ઓહ તમે તો નદીને બદલે બીજુ જ જોયું લાગે છે. એક જણે ગંગાનો ઇતિહાસ જોયો, બીજાએ વેપાર જોયો અને ત્રીજાએ કવિતા જોઇ; પણ એમા નદી કયા જોઇ? સ્મૃતિ, પૂર્વગ્રહ કે માન્યતા એ દર્શન નથી.'

સામેથી અમે એમને પૂછ્યું 'ત્યારે તમે શું જોયું?'

અને એ મધુરતાથી ખડખડાટ કરતા હસી પડયા. 'Oh, you ask me sir! I have seen nothing but everything', અરે તમે મને પૂછો છો કે? મેં કાઇ જોયું નથી છતાં બધુયે જોયુ છે.'

જ્યારે માણુસ કાળની મર્યાદાઓને આબીને મનની પેલી પાર ચાલ્યો જાય છે ત્યારે જ એ Supramental stage—શ્રી અરવિન્દ જેને અતિમનસની અવસ્થા કહે છે ત્યા એ પહોચી જાય છે. ત્યારે જ જીવનની સમગ્રતા માણસ અનુભવી શકે છે. જીવન પૃથક્કરણ નથી કે જીવન સરવાળા બાદબાકીયે નથી જીવન તો અખડ છે, અસીમ છે, સમગ્ર છે. જીવન માત્ર સાથે એકતા સાધવા માટે અતીત અને અનાગત (Past and Future) બન્નેયને છોડવા પડશે. માનવીય એકતા કરવી હશે તોયે એના પહેલાના સ્વરૂપને, એના ખ્યાલો અને ગ્રન્થિઓને આપણે ભૂલી જવા જોઇશે. જ્યા સુધી પુરાણા માણસને વાગોળ્યા કરશુ ત્યા સુધી આઘાતો પ્રત્યાઘાતો આવવાના જ. સઘર્ષો અને કલહો ચાલ્યા કરવાના જ. એટલા માટે જ કૃષ્ણમૂર્તિ કહે છે, 'Forget the past man and see him with a new look out, with a fresh sight' પહેલાના સ્વરૂપને ભૂલી જાઓ, નિર્મળ દૃષ્ટિએ નૂતન આખે એના રૂપને જુઓ એમાથી જ માનવ-માનવ વચ્ચે સ્વધર્મ ઉદ્ભવશે

માણસમા ભગવાનની વિભૂતિ પડેલી છે. મનુષ્યમા સદ્ અને અસદ્ બન્નેય જોવાના મળશે કારણ કે માણસનુ વ્યક્તિત્વ સમગ્ર છે, ખડિત નથી. મનુષ્યના એક પાસાને જોવુ એ પૂરતુ નથી. બીજા અનેક અશો તો હજીયે પ્રગટ અને અપ્રગટ અશોનું બનેલુ છે, એટલા માટે માનવ જીવનમા અવિશ્વાસ કે અશ્રદ્ધાની જરૂર નથી

એટલા માટે જ ગાધી-વિનોબા કહે છે કે મનુષ્યનું હૃદય પરિવર્તન શક્ય છે. જેટલું એનું ભાન વધતુ જશે, તટસ્થતા વધતી જશે એટલો જ એ સક્રિય બનવાનો. એ સક્રિયતાનું રૂપાન્તર છે (Transformation of the heart) એમા પરિસ્થિતિ કે વાતાવરણ પણ એક ભાગ ભજવે છે. એટલા માટે અનુકૂળ વાતાવરણ સર્જવુ આવશ્યક છે, એમાથી જ નવુ વિશ્વ થવાનુ છે.

# જલદી આવ

ઈન્દ્ર વસાવડા

કોલેજની હોસ્ટેલના એક ઓરડામા બે-ત્રણ વિદ્યાર્થીઓ સવારનુ છાપુ વાચતા હતા.

એક બોલ્યો : જોયુ જોયુ?'

'શુ શુ?' એકી સાથે બીજા બે-ત્રણ વિદ્યાર્થીઓ બોલી ઊઠયા 'આપણા દેશના કવિને પુરસ્કાર મળ્યો 'કોને? શા માટે?'

'કવિવર રવિન્દ્રનાથ ટાગોરને ગીતાજલિ માટે.' 'જોયુ ને? આપણે જ આપણા કવિઓની પીછાની શકતા નથી. જગત જ્યારે તેની પ્રશસા કરે, તેને બીરદાવે ત્યારે આપણે કહીએ વાહ વાહ!'

ઉપરના શબ્દો ઓરડામા પ્રવેશતા એક વિદ્યાર્થીના કાને પડયા, એ વિદ્યાર્થી સહેજ ગભીર પ્રકૃતિનો હતો ગરીબ કુટુબનો હતો અને કરાચીથી તેના પિતા તેને માત્ર દશ રૂપિયા મોકલતા હતા. મુબઈથી કરાચી જતી વખતે પિતાએ કહ્યુ હતુ કે, 'મારી બદલી કરાચી થાય છે પરિસ્થિતિ એવી છે કે હું તને દશ રૂપિયાથી વધુ આપી શકુ એમ નથી. મારી સલાહ છે, તુ કોલેજનુ ભણતર માડી વાળ, અને કાઇ કામે વળગી જા.'

તે વખતે વિદ્યાર્થી બોલ્યો હતો, 'ના પિતાજી હુ ભણતર છોડીશ નહિ. અને તમે માત્ર દસ રૂપિયા મોકલશો તો ચાલશે. બાકીનો ખર્ચ હુ ગમે તે કામ કરીને મેળવીશ

અને આ વિદ્યાર્થીએ સખત મહેનત કરી, જાત મહેનતે પદર રૂપિયા કમાવવાનું શરૂ કર્યું અને એમ તેણે પોતાનો કોલેજનો અભ્યાસ શરૂ કર્યો.

છાપુ ટેબલ પર મૂકી વિદ્યાર્થીઓ પોત પોતાને કામે ચાલ્યા ગયા કુતૂહલવૃત્તિથી આ વિદ્યાર્થી ટેબલ પર ગયો અને છાપુ જોયુ. છાપામા એક અત્યંત સૌમ્યમૂર્તિનો ફોટો તણે જોયો, લાબી દાઢી, આખમા અજબ તેજ, જાણે કોઈ પુરાતન ઋષિ ન હોય! અને એ જોતા જ વિદ્યાર્થીને થયું, યુગયુગથી જેની હુ ઝખના કરુ છુ. તે જ આ પુરુષ તેમની સાથે રહેવાનુ, તેમની સાથે ગાઢ સબધ બાધવાનું તેમની સેવા કરવાનુ, મારા નસીબમા લખ્યું છે આ ભાવનામા તણાતો આ વિદ્યાર્થી પોતાના ટેબલ પાસે ગયો અને તેણે તે ક્ષણે ગુરુદેવ ટાગોરને પત્ર લખ્યો–

ગુરુદેવ,

હુ શાતિનિકેતન આવવા માગુ છુ. આપની સેવા કરતા આખુ જીવન ત્યા ગાળવા માગુ છુ.

વિદ્યાર્થીને કયાય ચેન પડે નહિ દિવસ અને રાત એ સૌમ્ય મૂર્તિ તેની આખો સામે તરવરે, સાત-આઠ દિવસ પછી પત્ર આવ્યો, 'સૌમ્ય, પત્ર મળ્યો, તમારો અભ્યાસ પૂરો કરો. એ પૂરો કર્યા પછી આજ વિહ્વળતા રહે તો જરૂર આવો'

× × ×

શુ કરવુ? ગુરુની આજ્ઞાનુ કેમ ઉલ્લઘન થાય? અને એ આજ્ઞા માથે ચઢાવી આ વિદ્યાર્થીએ પોતાનુ મન અભ્યાસમા પરોવ્યું ત્રણેક વર્ષમા તે બી. એ. થયો અને પિતાનો પત્ર આવ્યો.

પુત્ર,

મે બીજી વાર લગ્ન કર્યું છે આર્થિક સ્થિતિ વધારે મુશ્કેલ બની છે, તુ અહી આવ અને નોકરી કર

અદમ્ય ઝખના હતી, છતા પિતાનું વચન માની પુત્ર કરાચી આવ્યો, અને નોકરી કરવા લાગ્યો રોજ રાત્રે સૂતી વખતે તે ગુરુદેવને યાદ કરતો, અને પ્રભુને પ્રાર્થના કરતો કે ક્યારે એ દિવસ આવે કે ગુરુદેવને જઇ પ્રણામ કરુ

એની ઈચ્છા પરિપૂર્ણ થાય તે પહેલા પુત્ર સખત માદગીને બિછાને પડયો, દર્દ કપરુ થવા લાગ્યું,

એક દિવસ સિવિલ સર્જને કહ્યુ :

મારા બધા જ પ્રયત્ન નિષ્ફળ ગયા છે, મે હાથ ધોઈ નાખ્યા છે, દરદીને ઇશ્વરસમર્પણ '

દાક્તર ગયા પછી દરદીને જમીન પર સુવ ડાવવામા આવ્યો, એને ભાન ન હતું કયારે આતમરામ કૂચ કરી જાય એ કહી શકાય નહિ, બધા રડતા હતા, પિતા ગળગળા થઈ જમીન પર બેશુદ્ધ પડેલા પુત્રના કાનમા ગદ્ગદ કઠે કહેવા લાગ્યા : 'ભાઈ, તારી છેલ્લી શી ઇચ્છા છે, જે હુ પરિપૂર્ણ કરૂ ?' કાનમા આ શબ્દો જતા જ અર્ધચેતના જાગી પુત્ર બબડયો, 'શાન્તિનિકેતન' પિતા બોલ્યા' 'મે જીવનમા કરજ ન લેવાના શપથ લીધા હતા, પણ એ છોડી હુ ૧૦૦) રૂપિયા લઇશ, અને તુ સાજો થતા તને શાતિનિકેતન મોકલીશ સાજો થા બેટા, સાજો થા '

જાણે આ મટે જ બાળકમા ફરીથી પ્રાણ સચાર થયો, ચેતના આવવા લાગી અને ધીરે ધીરે તબિયત સુધરવા લાગી પિતાએ કહ્યુ, 'તુ મુસાફરી કરવા જેવો થાય કે તને શાતિનિકેતન મોકલીશ'

સાજા થયા પછી પુત્ર શાતિનિકેતન તાર કર્યો, ગુરુદેવનો તાર આવ્યો, 'સૌમ્ય, આવ'

તાર મળતા જ પુત્રના હૃદયના તાર ઝણ ઝણી ઊઠયા, વિચિત્ર મનોદશામા પ્રયાણ કર્યું પાચ દિવસની મુસાફરીમા કાઇ ખાધુ નહિ, માત્ર બે-ચાર વાર પાણીના ઘૂટડા પીધા

બોલપુરનુ સ્ટેશન, દોઢ માઇલ દૂર શાતિનિકેતન, સધ્યાનો સમય, અપાર પ્રેમ અને શ્રદ્ધાથી ચાલતો આ યુવક શાતિનિકેતનને દ્વારે પહોચ્યો. બુધવારનો દિવસ, શાતિનિકેતનમા રજા, બારણે ઊભેલા એક જણને પૂછ્યું, 'કવિવર કયા રહે છે?'

'રહે છે તો અદર જ, પેલી કુટિરમા પણ ત્રણ દિવસ થયા તેમને ઈન્ફલ્યુએન્ઝા થયો છે તેથી સારવાર માટે કલકત્તા ગયા છે

આ સાભળી યુવકના પગ ભાગી પડયા. જેને માટે આટલા વર્ષથી ઝખના કરી છે, પાચ દિવસના ઉપવાસ થયા છે, જેને મળવા મન આતુર છે, જેના દર્શન કલ્પનાથી કર્યા છે, તે અહીં નહી ?

'ભાઇ, તમે અદર જાઓ, કવિવરના સેક્રેટરી સી. એફ એન્ડ્રુઝને મળો.'

યુવક જલ્દી જલદી અદર પહોચ્યો, અને એન્ડ્રુઝને મળ્યો, 'ગુરુદેવ કયા ?' કવિવર કયા ' યુવકનો પ્રશ્ન.

'કેમ ? એ તો ત્રણ ચાર દિવસથી કલકત્તા ગયા છે, તેમને ઠીક નથી ' એન્ડ્રુઝે કહ્યુ.

'કેવા નસીબ !' એક નિશ્વાસથી યુવક બેસી પડયો.

'કેમ ?' એન્ડ્રુઝે પૂછ્યું.

યુવકે તાર બતાવ્યો

'ઓહોહો' એન્ડ્રુઝ બોલ્યા,

'પણ શુ થાય ? તમે અહી રોકાઓ, ગુરુદેવ અહી આવશે.' યુવક બોલ્યો, 'પણ એમના દર્શન વગર કાઇ પણ ન ખાવાપીવાનો મે નિર્ણય કર્યો છે, મને એક પત્ર આપો હુ કલકત્તા જાઉ '

'ના ના, એમ કેમ બને ' કલકત્તાના એમના આલિશાન મકાનમા તમને કોઇ ઓળખશે નહિ, કોઈ અદર જવા દેશે નહિ. મિત્ર, તમે અહી જ રોકાઓ.'

નિરાશ હૈયે યુવક શાતિનિકેતનમા રોકાઇ ગયો, અને રોજ પ્રતીક્ષા કરે, ગુરુદેવ કયારે આવશે ? એક દિવસ, બે દિવસ, આમ નવ દિવસ થયા, રજા પૂરી થાય છે, કાલે તો જવુ જ પડશે હજી તપશ્ચર્યા બાકી હશે, જેવી ઇશ્વરઇચ્છા ! તે ફરીથી એન્ડ્રુઝ પાસે ગયો અને બોલ્યો, 'મને કલકત્તા જવા દો ને, હુ એમના દર્શન કરી કરાચી ચાલ્યો જઈશ કાલે બે વાગ્યાની ટ્રેઈનમા કરાચી જવુ જોઈએ.'

એન્ડ્રુઝ બોલ્યા, 'આજે જ ગુરુદેવ આવશે '

રાતના સાડાનવ વાગ્યા હતા, કવિવરનો તાર હતો, સાડાદશ વાગ્યે તે બોલપુર ઊતરવાના હતા, આ સમાચાર મળતા યુવક બાળકગાડુ જોડા

વતા એન્ડ્રૂઝ પાસે જઈ બોલ્યો, 'મને સમાચાર મળ્યા છે હું પણ તમારી સાથે આવું છું, દૂરથી દર્શન કરીશ.'

'ના, એ યોગ્ય નથી. માંડ માંડ એ હમણા જ સાજા થયા છે, અને સ્ટેશન ઉપર અપરિચિતને જોઈ એમને ગમશે નહી.' ફરીથી નિરાશા.

એન્ડ્રૂઝે જોયું અને કહ્યુ, 'નિરાશ ન થાઓ, કાલે સવારે ગુરુદેવને મળવાનો છુ. ત્યારે તમારે માટે સમય માગી લઈશ અને યુવક 'જી' બોલી મંથર ગતિએ ચાલ્યો ગયો.

*

સવારના સાડા અગિયાર વાગ્યા હતા. ગુરુદેવ ટાગોરના ઘરના પગથિયા પર યુવક બેઠો હતો. ઠીક બારને ટકોરે પાચ મિનિટ ગુરુદેવ મળવાના હતા વર્ષોની તૃષ્ણા, પિપાસા બુઝાવવાની હતી તેથી સાડા અગિયાર વાગ્યાથી મુલાકાતની રાહ જોતો તે યુવક પગથિયા પાસે આવીને બેઠો હતો

દ્વાર બધ હતા, ગુરુદેવ અદર હતા, આજે તે વાગ્યે તો કરાચી તરફ પ્રવાણ કરવાનુ હતુ ક્ષણ યુગ જેવી લાગતી.

'બારમા એક'ને સમયે એન્ડ્રૂઝનું આગમન થયું. તે બોલ્યા, 'અરે મિત્ર, કયારના અહી બેઠા છો? ઓહેહો,' હસતા હસતા એન્ડ્રૂઝે બારણુ ખોલ્યું. અદર ગયા, તમારો સમય થયો છે પણ જો પાચ મિનિટથી ક્ષણ પણ બેસવાનુ નહિ, હુ આગળી ઊચી કરુ એટલે એક મિનિટ સમજવી

ધડકતે હૈયે યુવક ઓરડામા પ્રવેશ્યો, પેલી ભવ્ય આકૃતિ, શ્વેત દઢી, લહેરાતા વાળ, બારીમાથી દૃષ્ટિ દૂર દૂર, જાણે સમાધિષ્ઠ મુનિ ન હોય ! યુવક આગળ વધ્યા, પ્રણામ કર્યા, અને ઊભો રહ્યો.

કવિવરની નિશ્ચલ દૃષ્ટિ દૂર દૂર ક્ષિતિજ તરફ મડાયેલી હતી ન શરીર હાલ્યું, ન દૃષ્ટિ ફરી, ન સાદ, ન સ્મિત એ જ નિર્વિકાર પ્રાણપુરુષ ત્રણ મિનિટ થઈ ગઈ યુવકના મનમા થયું આ તે કેવા મહાન પુરુષ ? નથી આપતા આશીર્વાદ, નથી આપતા આવકાર, નથી જોતા મારી સામે, આ તે કેવી જડતા ? શું મારી ઝંખના ખોટી હતી ? શું મારી પીછાન ખોટી હતી ? શુ મે કાઈ ભૂલ કરી હતી ? એવુ દ્વદ્વ મનમાં શરૂ થયું અને એક અપાર વેદના અને ગ્લાનિથી મન ભરાઈ ગયું, હવે સાડા ત્રણ મિનિટ બાકી છે આ નિરાશા સાથે પાછુ ફરવુ પડશે, એકાએક એક ફકીરના શબ્દો યાદ આવ્યા

અસહ્ય નિરાશાના સમયે હૃદયના ઊડાણમા ઊતરજે અને આ મત્ર બોલજે–યુવકે હૃદયના ઊડાણમા ડૂબકી લગાવી અને મત્રનું રટણ શરૂ કર્યું. બીજી ક્ષણે નિરાશાના વાદળ હટયા, અને હૃદય-આકાશમાં શાતિનું સામ્રાજ્ય પ્રસરવા લાગ્યું

એન્ડ્રૂઝની આગળી ઊચી થઈ, એક મિનિટ બાકી રહી. યુવક આગળ વધ્યો, પ્રણામ કર્યા. ગુરુદેવના હાથ ઊચા થયા યુવકના મસ્તક પર હાથ મૂકયા, શબ્દો પ્રગટયા, 'સૌમ્ય, યુગ યુગથી હુ તમારી ઝખના કરુ છુ કેમ આટલો મોડો આવ્યો આવ, આવ. તારુ સ્થાન અહી જ છે. તારે માટે મે એક સ્થાન પણ નક્કી કરી રાખ્યું છે, કયારે આવીશ તું ?' આ શબ્દોએ આનદની છોળો હૃદયમા ઉમટાવી, અને યુવકે ગુરુદેવના ચરણો પોતાના હસ્તમા લઈ ફરીથી માથુ ટેકવી દીધુ.

પાચ મિનિટ પૂરી થઈ, યુવક ઊભો થયો, ગુરુદેવ ઊભા થયા, અસ્વસ્થ તબિયતે યુવકને પહોચાડવા નીચે આવ્યા, બળદગાડીમા બેઠા, ફરીથી શબ્દો સભળાયા

'સૌમ્ય, વિલબ ન કરીશ, નક્કી આવજે.' અને યુવકે શાતિનિકેતન છોડયું

પાચ દિવસ પછી કરાચી આવ્યો, ગુરુદેવનો તાર પ્રતીક્ષા કરતો પડયો હતો લખ્યું હતુ

'સૌમ્ય જેમ બને તેમ જલદી આવ '

પછી તો થોડા જ સમયમા નોકરી છોડી આ યુવક શાતિનિકેતન આવ્યો, ત્યા રહી ગુરુદેવની સેવા કરવાનું કાર્ય કર્યું.

એ યુવકનુ નામ ગુરૂદયળ મલ્લિક, જેમને જોતા ગુરુદેવનુ સ્મરણ જાગૃત થયા વિના રહે નહિ

# કમલ

યશવતકૃષ્ણ પટવર્ધન

ફૂલો કુદરતના સૌદર્ય–શોભાના પ્રતીક ગણાય છે કેટલાક ફૂલો તો એટલા નમણા, આકર્ષક અને સુદર હોય છે કે જેને જોઈ ગમે તે આકર્ષિત થાય આવા ફૂલોમા કમલ પ્રમુખ ફૂલ છે કમલ તેની મધુર કોમલતા, સુગધ અને સુદરતાના કારણે બીજા ભારતીય ફૂલોથી ઊચે તરી આવે છે તે સ્નેહ, સૌદર્ય, પૂર્ણત્વ અને જ્ઞાનનું પ્રતીક ગણાય છે વૈદિક કાળથી માડી આધુનિક સમય સુધી સાહિત્યમા અને ભારતીઓના માનસ ઉપર કમલનો જે પ્રભાવ છે તે વર્ણવુ અશક્ય છે અવર્ણનીય છે કમલના સસ્કૃતમાં સરોરહ સરસિજ, સરોજ, પુણ્ડરીક, પુષ્કર, પકજ, પદ્મ રાજીવ, અબુજ, અરવિદ, ઈદીવર, કજ, વારીજ, શતપત્ર વગેરે અનેક નામ છે તેથી તેની લોકપ્રિયતા જણાઇ આવે છે તેથી જ સાહિત્યના સર્વે પ્રકારોમા તેમ જ કલામા કમલનું વર્ણન તેમ જ ચિત્રણ એક અપૂર્વ ભાવનામય પુષ્પના રૂપમા થયેલુ છે એક સસ્કૃત કવિ તેના ગુણોથી પ્રભાવિત થઈ કહે છે કે—

લક્ષ્મી સ્વય નિવસતિ ત્વયિ લોકમાત્રી<br>
મિત્રેણુચાપિ વિહિતોડસ્તિ દૃઢાનુરાગ ।<br>
બન્દીવ ગાયતિ ગુણાસ્તવ ચચરીક •<br>
ક પુણ્ડરીક તવ સામ્યમુરી કરોતિ ॥

હે કમલ ! જગન્માતા લક્ષ્મી પોતે તારામા વાસ્તવ્ય કરે છે સૂરજનો પણ તારા ઉપર ખાસ પ્રેમ છે હમેશા ભાટ–ચારણોની જેમ ભમરાઓ તારા ગુણોનું ગાયન ગણગણ્યા કરે છે તારા જેવુ સદ્ભાગ્ય બીજા કોનું હોઈ શકે છે ?

કમળની ઉત્પત્તિ વિષે કઈ સ્પષ્ટ એવુ પ્રમાણ મળી આવતુ નથી પણ તે અત્યત પ્રાચીનતમ ફૂલ છે ઋગ્વેદમા સર્વપ્રથમ કમલનો ઉલેખ મળી આવે છે ઉર્વશી અને મનસથી વસિષ્ઠની ઉત્પત્તિના સમયે દેવગણો 'પદ્મ' લઇ તેમના સ્વાગત માટે હાજર હોય છે ઋગ્વેમા ઘણે ઠેકાણે નીલોત્પલનો પણ ઉલેખ આવે છે અથર્વવેદમા કલમના બે પ્રકાર પુષ્કર (નીલકમલ) અને પુડરીક (શ્વેતકમલ) એમ બતાવ્યા છે યજુર્વેદમા કમલના ફૂલોનો હાર પહેરી ભગવાન્ વિષ્ણુ ક્ષીરસાગરમા યોગનિદ્રામા પોઢી જાય છે તેવો ઉલ્લેખ આવે છે

અથર્વવેદમા એક ઠેકાણે કમલને હૃદયની ઉપમા આપેલી છે ઋગ્વેદમા પણ કહ્યુ છે કે ગર્ભાશય કમલ જેવો હોય છે અને તેમા ત્વગ્ (ત્વચા)ના સપર્કથી જીવની ઉત્પત્તિ થાય છે

તૈત્તિરીય બ્રાહ્મણ પ્રથમા કમલનુ વિસ્તાર પૂર્વક વર્ણન આવે છે પચવિશ બ્રાહ્મણમા પણ કમલના બે પ્રકાર પુષ્કર અને પુડરીકના વર્ણનો છે તેમા પુડરીકની ઉત્પત્તિ નક્ષત્ર સમુદાયની જ્યોતિ માથી થઇ છે એમ જણાવ્યુ છે પુષ્કર (નીલકમલ) અશ્વિનીકુમારો (દેવોના વૈદ્ય–બે જોડકાભાઇ)ને અત્યત પ્રિય પુષ્પ છે અને ઋગ્વેદમા અશ્વિનીકુમારનુ વર્ણન આવે છે તે સ્થાને તેઓ નીલકમલની માળા ગળામા ધારણ કરે છે એવુ જ તેમનુ વર્ણન હોય છે

પુરાણોમા કમલ–ઉત્પતિ ભગવાન વિષ્ણુની નાભિમાથી થઈ છે એવી એક સુદર કથા છે અને તે કમલમા જન્મેલા બ્રહ્મદેવે સૃષ્ટિની રચના કરી છે, એમ કમલનો જન્મ સૃષ્ટિ પૂર્વે છે એવું અદ્ભુત વર્ણન મળે છે પ્રજાપતિ બ્રહ્માએ આ સૃષ્ટિ નિર્માણ કર્યાનું વર્ણન 'પદ્મપુરાણ'ના સૃષ્ટિખડના છત્રીસમા અધ્યાયમા આવે છે પદ્મપુરાણ સિવાય, મત્સ્ય, વાયુ, માર્કંડેય વગેરે બીજા પુરાણોમાં પણ કમલના ઉલ્લેખો મળી આવે છે

સૃષ્ટિની રચના કરનાર બ્રહ્મદેવનો જન્મ વિષ્ણુની દૂટીમાથી નીકળેલા કમલમા થયો, આ તો

પ્રખ્યાત લોકવાર્તા છે તેથી મહાદેવના 'પદ્મજ' અથવા પદ્મયોનિ' અને વિષ્ણુના પદ્મનાભ' એવા નામો છે

દાર્શનિક અને સાધકો ॥ સાધન મા કમલ પ્રેરણાનુ પ્રતીક છે કમળ જેમ સૂરજના પ્રકાશમા ખીલે છે, પ્રકાશ તરફ પોતાનુ મોઢુ ફરતુ રાખે છે અને એ જતા જેમ બધ થઈ જાય છે તે પ્રકારે સત્ય અને જ્ઞાનના પ્રકાશ તરફ ઉન્મુખ બની આત્મો ન્નતિ ॥ પ્રેરણા પ્રાપ્ત કરી શકાય છે

ભારતીય ધર્મશાસ્ત્ર મુજબ કમલ પવિત્રતા અને અમરણનું પ્રતીક છે તે માનવજીવનનો આદર્શ છે કારણ કે કાદવમા જન્મ લઈને પણ પોતાની ઉન્નતિ એવી સાધે છે કે જેથી તે ભગવાનના માથે ચઢા વવામા આવે છે

બ્રહ્મણ્યાધાય કર્માણિ સગ ત્યક્ત્વા કરોતિ ય ।
લિપ્યતે ન સ પાપેન પદ્મપત્રમિવાભસા ॥
ભગવદ્ગીતા અ ૪

જેમ કમલ પાણીમા રહે છે છતા તેના પાન કે પટકળીઓ પાણીથી ભીના થતા નથી એટલે તે પોતાને પાણીનો સ્પર્શ થવા દેતુ નથી, તે પ્રકારે આ સસારમા સુખદુ ખોથી અલિપ્ત રહી કર્મો કરવા, જેથી તેને કોઈ જાતનું પાપ નડશે નહિ

બૌદ્ધ વાઙ્મયમા કમલ ઉત્પત્તિનું પ્રતીક બતા વ્યું છે સદ્ધર્મ, પુડરીક અનુસાર પ્રત્યેક વ્યક્તિ કમલમા ઉત્પન્ન થાય છે એમ માન્યું છે જૈનતીર્થ કરોને પણ કમલ ઉપર આસન જમાવેલા ચિત્રોમા દોરવામા આવે છે

અપ્રતિમ સુદરતા સુગધ, નમણાપણુ એના ભૌતિક સુદરતાના ગુણો સાથે આધ્યાત્મિક સુદરતાથી પણ યુક્ત હોવાથી કવિઓએ નાયિકાઓના શરીરના જુદા જુદા અગો મુખ નેત્ર, હાથ પગ હૃદય વગે રેને કમલપુષ્પની ઉપમા આપી છે એક કવિએ બાલમુકુદનુ વર્ણન કમળ વડે નીચે મુજબ કર્યુ છે

કરારવિદેન પદારવિદ
મુખારવિદે વિનિવેશયન્ત ।
વટસ્ય પત્રસ્ય પુટે શયાન
બાલ મુકુદ સતત નમામિ ॥

રાતા હસ્તકમલ વડે લાલ પત્રરૂપી કમળ, લાલ મુખકમલમા મૂકનાર અને વડના પાદડા ઉપર સૂતા એવા બાલમુકુન્દનુ હમેશા ધ્યાન ધરુ છુ સૃષ્ટિ પ્રલય પછી અથવા પ્રલય સમયે ભગવાન નારાયણ બાલ સ્વરૂપમા વડના પાન ઉપર સૂતા હતા તે વખતે નાના બાળકની ટેવ મુજબ બન્ને હાથે જમણા પગનો અગૂઠો મોઢામા મૂકીને ચૂસે છે એવુ ભગવાન વિષ્ણુનુ ચિત્ર બધાએ જોયું હશે તેનુ વર્ણન ઉપરના શ્લોકમા છે બાળકના હાથ, પગ, મોઢુ બધુ જ રતુમડુ હોય છે તેથી તેને અરવિદ એટલે લાલ કમલની ઉપમા આપી છે

કાલિદાસે 'ઋતુસહાર' મા શરદવર્ણનમા લખ્યું છે—

'લાલ કમલના સ્વરૂપ જેવી, કિંચિત્ ખીલેના નીલકમલ જેવી આખોવાળી, શ્વેત કમલની જેમ મધુર હાસ્ય રેલાવનારી, મદભરી નવયૌવના નારીની જેમ આ શરઋતુ તમારી પ્રસન્નતામા વૃદ્ધિ કરો

'રત્નાવલિ' નાટિકામા વસતક (વિદૂષક) પોતાની પ્રિયતમાને કહે છે

'હે પ્રિયે ! તારુ મુખ ચન્દ્રની જેમ પ્રકાશ માન છે, તારી આખો કમળકળીની જેમ સુશોભિત છે અને તારા હાથ પૂર્ણ વિકસિત કમલ પુષ્પ જેવા છે'

આ પ્રકારે સસ્કૃત સાહિત્યમા કમળનો ઉપ યોગ નારી અને ઋતુવર્ણનના ઉપમા, ઉત્પ્રેક્ષા ઇત્યાદિ અલકારોમા લગભગ બધા જ કવિઓએ છૂટથી કરેલો જણાશે હિંદીકવિઓ પણ કમળવર્ણન મા પાછા પડે તેમ નથી ગોસ્વામી તુલસીદાસે રામચરિતમાનસમા રામચદ્રના મુખને 'અરવિન્દ સો આનન' એમ વર્ણવ્યું છે ભક્ત કવિ સુરદાસના પદોન અત

સુન્દરશ્યામ કમલદલ લોચન

સુરદાસ સુખદાગ્રી

અથવા

સુભગ શીતલ કમલ લોચન

ત્રિવિધતાપ જ્વાલાહરત

એવો કરેલો મળી આવેલો

સાહિત્ય (વા મય) સિવાય સ્થાપત્ય, મૂર્તિ કલા, ચિત્રકલા વગેરેમા પણ કમલને વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત થયું છે ઉદયગિરી ભરહૂત અજતા ઇલો રાની ગુફાઓમા કે સાચીના થાભલા ઉપર ખજુરાહોના મદિરો ઉપર શિલ્પ અને ચિત્રોમા કમલપુષ્પ કે કાણે નજર પડે છે અશોકસ્તભ ઉપર જે ઊંધા જેવુ દેખાય છે તે બિ ડુ ખુલ્લુ કમલનુ પ જ છે સમ્રાટ અશોકે તે પોતાની રાજમુદ્રા તરીકે અપ ના યુ હતું

કમલની શ્રેષ્ઠતાના કારણે આપણા િનધર્મી રાજ્યશાસનમા પદ્મશ્રી, 'પદ્મભૂષણ અને પદ્મ વિભૂષણ' એવી પદવીઓ નિર્માણ કરવામા આવેલી છે

આ પ્રક રે કમલ ભારતીય સ સ્કૃતિ, સાહિત્ય અને કલાના પ્રાણસમુ છે

*

એક માણસ સત્ય શોધતો હતો

જ ગલમા વસતા એક મહાન યોગી પાસે જઇને તેણે કહ્યુ ગુરુદેવ શિષ્ય ભાવે હુ આપના ચરણોમા આવ્યો છુ હુ સત્યની ઉપાસના કરવા ઇચ્છુ છુ આપ મને માર્ગદર્શન કરો

યોગીએ કહ્યુ હજી તારો સમય આવ્યો નથી મહેરબાની કરી તુ પાછો ચાલ્યો જા

સત્યશોધક ચાલ્યો ગયો થોડા સમય પછી ફરી ઉપસ્થિત થઈ તેણે પોતાને શિષ્ય તરીકે સ્વીકારવાની પ્રાર્થનાસહ સત્યનો માર્ગ બતાવવાને માટે ફરી વિનતિ કરી

ગુરુએ કહ્યુ 'મને તારે માટે સમય નથી મહેરબાની કરી ચાલ્યો જા'

થોડા દિવસ પછી સત્યશોધક પુન એ જ વિનતિ લઇને પાછો આવ્યો ગુરુએ એ જ આદેશ ફરીવાર આપ્યો સત્યશોધકે કહ્યુ 'ગુરુદેવ તમે મને દર વખતે એમ શા માટે કહો છો? હુ સત્ય શોધવા માટે ઘણો જ ઉત્સુક છુ મારો સમય કેમ નથી આવ્યો?'

'ચાલ મારી સાથે' એમ કહી ગુરુ છેવટે તેને પોતાની સાથે નદી કિનારે લઈ ગયા બન્ને જણા નદીના જળમા દાખલ થયા અને પછી ગુરુએ શિષ્યનુ મસ્તક પાણીમા ડુબાવી રાખ્યુ પેલો તરફડિયા મારવા લાગ્યો થોડી વાર પછી ગુરુએ તેને છૂટો કર્યો અને પૂછ્યુ મે તને પાણીમા ડુબાડી રાખ્યો ત્યારે તને શાની ઇચ્છા સહુથી વધારે હતી?

શિષ્યે કહ્યુ તે વખતે હુ શ્વાસ લેવા માટે સહુથી વધારે ઝખતો હતો

ગુરુએ કહ્યુ 'પાણીમા તુ હતો ત્યારે જેટલી તીવ્રતા અને અને ઉત્કટતાથી સમગ્રપણે તુ હવાને ઇચ્છતો હતો તેટલી જ તીવ્રતા અને સમગ્રતાથી તુ સત્યને ઇચ્છીશ ત્યારે તે તને પ્રાપ્ત થશે

# અમુલ્ય તક ગુમાવી... ....

'સરોદ'

જુવાની એટલે સાહસ. કયારેક આંધળું પણ ખરું. આવું આંધળું સાહસ મારા એક મિત્ર કરી બેઠા. પરિણામ સુખદ આવ્યું તે કેવળ પરમેશ્વરની કૃપા.

પહેલગામથી અમરનાથ જવા માટે રવાના થયા ત્યારે યાત્રાળુના સંઘમાં માત્ર દશ મૂર્તિ. સને ૧૯૪૨–૪૩ની વાત છે. ત્યારે હાલની પેઠે રાજ્ય તરફથી કશી ખાસ વ્યવસ્થા નહીં. તેમાંય આ તો મુખ્ય સંઘ સાથે જવાનો જેને વિચાર જ ન આવે તેવા જુવાનિયા. પોતે ત્રણ જણા સાથે સાત સાધુ થઈ ગયા. સારું થયુ કે સથવારો મળ્યો માની અમરનાથની યાત્રા શરૂ કરી.

પણ એક વાત ખ્યાલ બહાર રહી ગઈ કે સાથે રેશનમાં ચોખા લીધેલા તે ત્રણ જણા પૂરતા જ હતા. સાધુને ભૂખ્યા રાખી ગૃહસ્થી જમે, પણ તે મેદાનમાં. અમરનાથની યાત્રાએ નીકળેલા યાત્રાળુને એવો વિચાર પણ ન આવે. હજી શેરી નાગ ન પહોંચ્યા ત્યાં ચોખા ખલાસ થઇ ગયા. જેના ઉપર રેશનની જવાબદારી નાખવામાં આવેલ તેણે કચકચાટ શરૂ કર્યો. પણ તેને કોણ ગણકારે ? આગે વધો, પરમેશ્વર જેવડો ધણી, મહારાજ ભૂખે નહીં મારે, કંઇક રસ્તો કાઢશે. આવા હાકલા પડકારા કરતા સહુ આગળ વધ્યા. રેશનની વ્યવસ્થા જાળવનારે સવારે જ જોયેલું કે સાંજ માટે ચોખા નથી. તે આ ઉત્સાહમાં કેમ સૂર પુરાવે ?

સાંજ પડી. અંધારું ઊતર્યું. 'ડેરાતંબુ ડાલો' ના પોકાર થયા. થાક્યા પાક્યા સહુએ સારી જગ્યા જોઈ ખભા પરના બોજા હળવા કર્યા. પણ રાંધવું શું ? 'ચાવલ નહીં હૈ' ની જાહેરાત થઈ ત્યારે સહુને પરિસ્થિતિની ગંભીરતા સમજાણી. પણ સાત સાધુને ત્રણ સંસારી 'જૈસી કૈલાસપતિકી ઇચ્છા' ના' સ્વસ્થતાભર્યા શબ્દોમાં વ્યવસ્થાપકનો ગણગણાટ ડૂબી ગયો પણ પેટમાં ગલુડિયાં બોલે. પર્વત પર ભૂખ લાગે અને અન્ન એ જ ભીતરના અગ્નિનું ઘોતક તત્ત્વ. પાછો સારો પલ્લો કાપેલ. આથી કકડીને લાગેલી ભૂખ ચેનથી સૂવા દે તેમય ન હતી.

ત્યાં દૂર દીવા જેવું દેખાણું. પહેલાં ભ્રમણા લાગી. પણ દીવો તો તેનો મૃદુ પ્રકાશ દર્શાવતો જ રહ્યો એક સાધુરામ બોલી ઊઠયા. "ચલો, કોઇ કુટિયાં હોગી તો કુછ ખાનેકા મિલ જાયગા."

"ચલો" કહેતાં મારા મિત્ર સાથે જવા તૈયાર થઇ ગયા. એક સાધુએ પણ થાક ખખેરી નાખ્યો. ત્રણે જણા દીવાને આધારે ચાલવા લાગ્યા. દીવાનું નિશાન એટલે ભૂલા પડવાનો ભય ન હતો. અંધારામાં પણ દીવાના સ્થાને પહોંચી ગયા. દીવાનો પ્રકાશ એક ઝૂંપડીમાંથી આવતો હતો.

"કોઇ હૈ ?" ના જવાબમાં અંદરથી મંજુલ અવાજ આવ્યો, "કોન હો ? બેટા ! ભીતર આઇએ." ત્રણે જણા ઝૂંપડીમાં દાખલ થયા તો શ્વેત જટાથી સોહતાં એક વૃદ્ધ બાઇ બેઠાં હતાં. મુખમંડલ કોઈ અલૌકિક દીપ્તિથી સોહતું હતું. મારા મિત્ર સાથે સાધુ મહારાજે પણ વૃદ્ધ સ્ત્રીનું જાજ્વલ્યમાન સ્વરૂપ જોઈ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા.

"રહને દો, રહને દો." કહેતાં વૃદ્ધ સ્ત્રીએ તેમના આગમનનું કારણ પૂછયુ.

કારણ કહ્યું કે તે સ્ત્રી મંજુલ સ્વરે હસી પડી, "બેટા ! ચાવલ નહીં હૈ તો યાત્રા

કૈસી હોગી? ઇતના ભી નહી સોચા! અચ્છા, અચ્છા, મેરે બેટે! ઐસે હી પાગલ હૈ દેખો, વહ ડિબ્બે મે દેખો, ચાવલસે ભરા હૈ જિતને ચાહીએ ઇતને લે લો પૂરી યાત્રા કે લિયે લે લેના આગે કુછ નહી મિલેગા લો, ઔર ભી લે લો"

મારા મિત્રે અને સાધુઓએ ચોખાની ગાસડી બાધી વૃદ્ધાએ આગ્રહ કરી વધારે ચોખા લેવરા યા ગાસડી બધાઈ ગઇ કે તેણે કહ્યું, 'અબ જાઇએ બેટા! તુમેરી યાત્રા સફલ હો " મારા મિત્ર ચરણસ્પર્શ કરવા ગયા તો પગ સકોરી લીધા અને સહેજ કચવાટથી કહ્યુ, "ઓહ! મત છૂના, બેટા! અબ ચલે જાવ" મિત્રે તેમના ચરણ પાસે વીસ રૂપિયા મૂકયા વૃદ્ધ સ્ત્રી હસી પડી અને પૂછયુ, "કયુ?" મિત્રે કહ્યુ "આપના ચાવલ લીધા તેના પૈસા તો આપવા જોઇએ ને?" વૃદ્ધાએ હસતા હસતા કહ્યું દેખો, બેટા! અન્ન સ્વય બ્રહ્મ હૈ ના? બ્રહ્મકા દામ નહી લિયા દિયા જાતા દામકી બાતસે અન્ન અન્ન મિટ જાતા હૈ, મેરે પાસ અન્ન હો તો મે ખાઉ તુમેરી પાસ હો તો તુમ મગર દેખો, તુમારે સાથી ભૂખે હૈ જલદી પહૂચ જાવ"

સાધુ તથા મિત્ર સાથીદારોનુ સ્મરણ થતા તે વૃદ્ધા સ્ત્રીને ફરી વદન કરી પોતપોતાની ગાસડી ઉપાડી ચાલતા થયા સાથીદારોએ પૂણી ચેતવેલ તે પ્રકાશના આધારે તેમના પાસે પહોચી ગયા કે ખ્યાલ આવ્યો કે 'આ કેવું અચરજ! આપણા સાથીઓની તે વૃદ્ધ સ્ત્રીને કેમ ખબર પડી? આ જગ્યાએ વળી ઝૂપડી કેવી! ઝૂપડીમા વળી કોઈ વૃદ્ધા કેવી અને ચોખાથી છલોછલ ભરેલી કોઠી કેવી!" પાછા નવ ર કરી તો દીવાની જ્યોત અલોપ સવારે ખૂબ તપાસ કરી પણ ન મળે ઝૂપડી કે ન મળે ઝૂપડીનું કોઈ નિશાન બનેલ હકીકત સ્વપ્ન ન હતું ને સત્ય હતુ તે દર્શાવતી ચોખાની ત્રણ ગાસડી દૂધ જેવા ચોખાથી છલકી રહેલી જાણે કે હાસ્ય દબાવી રહી હતી કે માનવ સમજણ બહુ બહુ તો કેટલી!

મારા મિત્રે મને આ વાત કરી કહ્યુ, "મારા જીવનમા મે કેવી ભૂલ કરી! જો તે વૃદ્ધાના પગ પકડી લીધા હોત તો જન્મારો સફળ થઈ જાત હવે લાગે છે કે તે સાક્ષાત્ પાર્વતી હતા અને અમને દુખમા સહાયભૂત થવા ઝૂપડીની માયા બિછાવી બેસી ગયેલ"

મિત્રનો વસવસો એટલો ભારે હતો કે હુ તેને કહી શકયો નહી કે 'દોસ્ત! ખરેખર તે અમૂલ્ય તક ગુમાવી" પણ મને તો તારા મુખથી આ અલૌકિક હકીકત સાભળવાની તક મળી કે પરમેશ્વર હાજરાહજૂર છે અને તેની શક્તિઓ દ્વારા હરહમેશ તેના ભક્તનુ રક્ષણ કરે છે તેમણે શ્રી મુખેથી કોલ આપેલ છે કે 'કૌન્તેય! પ્રતિજાનીહિ નમે ભક્ત પ્રણશ્યતિ'



# રામ કૃષ્ણ અને શિવ

રામમનોહર લોહિયા

રામ, કૃષ્ણ અને શિવ આપણા દેશમા પૂર્ણતાના ત્રણ મહાન સ્વપ્નો છે. પ્રત્યેકનો માર્ગ ભિન્ન છે. રામની પૂર્ણતા મર્યાદિત વ્યક્તિત્વમા છે, કૃષ્ણ ની ઉન્મુક્ત અથવા તો સપૂર્ણ વ્યક્તિત્વમા રચાયની છે. આમ છતા પ્રત્યેક પૂર્ણ છે. કોઈ એક બીજા કરતા વધરે કે ઓછા 'પૂર્ણ' હોવાનો પ્રશ્ન ઉપસ્થિત થતો જ નથી પૂર્ણતામા ભેદ કેવી રીતે હોઈ શકે? પૂર્ણતામા ગુણ અને પ્રકારનો જ ભેદ હેઇ શકે દરેક મનુષ્ય ગમે તે સ્વરૂપને પોતાનુ માની શકે છે, અથવા તો પોતાને અનુકૂળ હોય તે સ્વરૂપના ગુણ-'પૂર્ણતા'ને પોતાને માટે આદર્શ તરીકે પસદ કરી શકે છે અલબત્ત, કેટલાક માણસો માટે 'પૂર્ણતા'ના આ ત્રણ સ્વરૂપો એક સાથે આરાધવાનુ પણ શકય બને છે મર્યાદિત, ઉન્મુક્ત અને અસીમિત વ્યક્તિત્વ એક સાથે પણ રહી શકે છે. ભારતના મહાન ઋષિઓએ ખરેખર આને માટે પ્રયત્ન કર્યો છે. તેમણે શિવને રામની પાસે અને કૃષ્ણને શિવની પાસે આવ્યા હોવાનુ બતાવ્યું છે. એટલુ જ નહિ પણ યમુના કિનારે રામને હોળી ખેલતા પણ કલ્પ્યા છે લોકોએ પૂર્ણતાના આ ત્રણ સ્વરૂપોને ભિન્ન ભિન્ન માન્યા હોવા છતા તે એક બીજામા ઓતપ્રોત બની ગયા છે, અને છતાય પોતાનુ અલગ વ્યક્તિ તો જાળવી રાખ્યું છે જ જ્યારે પૃથ્વી ઉપર ધર્મનો નાશ થાય અને અધર્મ વધી પડે, ત્યારે ત્યારે અવતાર લેનારા ભગવાન વિષ્ણુના જ આ રામ અને કૃષ્ણ એ બે માનવ સ્વરૂપો છે ત્રેતાયુગમા જ્યારે ધર્મનો એટલો બધો નાશ થયો ન હતો, ત્યારે પૃથ્વી ઉપર રામાવતાર થયો. એમનામા આઠ કલાઓ હતી. માટે તેઓ 'મર્યાદા પુરુષ' હતા દ્વાપરમા જ્યારે અધર્મ વધી પડયો, ત્યારે કૃષ્ણાવતાર થયો એ સોળ કળા સપૂર્ણ હતા, મટે એક 'સપૂર્ણ પુરુષ' હતા. જ્યારે વિષ્ણુએ કૃષ્ણનો અવતાર લીધો ત્યારે સ્વર્ગમા એમનુ સિહાસન સૂનુ હતું; પરતુ જ્યારે રામાવતારમા આવ્યા ત્યારે વિષ્ણુ અશત. પૃથ્વી પર અને અશત. સ્વર્ગમા પણ હતા.

આ મર્યાદિત અને ઉન્મુક્ત પુરુષો સબધી બે અત્યત મૂલ્યવાન 'વાર્તાઓ' કહેવાય છે રામે પોતાની દષ્ટિ કેવળ એક જ સ્ત્રી ઉપર રાખી હતી એમણે આખ ઊચી કરીને કોઇ બીજી સ્ત્રી પ્રત્યે ક્યારેય જોયું ન હતુ. આ સ્ત્રી તે એમની ધર્મપત્ની 'સીતા' સીતાની વાર્તા મોટે ભાગે 'રામની જ વાર્તા' છે લગ્ન, અપહરણ અને એમાથી મુક્તિ અને અતે ધરતી માતાની ગોદમા સમાઇ જવુ. આમ બન્નેની વાત એકબીજામા ઓતપ્રોત છે

સીતાનુ અપહરણ થયું ત્યારે રામ વ્યાકુળ બની ગયા. વ્યથિત હૃદયે રડતા રડતા તેમણે પથ્થર, વૃક્ષ એમ બધાને પૂછી જોયું કે 'સીતાને જોઇ છે?' ચદ્ર એમની આ દશા ઉપર હસી રહ્યો હતો. ચદ્રનુ અટ્ટહાસ્ય વિષ્ણુ હજારો વર્ષ સુધી ભૂલી શકયા ન હતા. પાછળથી જ્યારે તેઓ પૃથ્વી ઉપર કૃષ્ણાવતારે અવતર્યા ત્યારે એમની પ્રેમિકાઓ અસખ્ય હતી. એક મધરાતે એમણે વૃદાવનમા સોળ હજાર ગોપીઓ સાથે અલગ અલગ રાસ ખેલ્યો. આ રાસલીલામા સાઠ કે છસો ગોપીઓ હતી અને કૃષ્ણે પ્રત્યેક ગોપી સાથે અલગ અલગ રાસ ખેલ્યો એ વાત બહુ મહત્ત્વની નથી સૌના હૃદય ધબકતા કરી મૂકનાર પોતે તો ધીર હતો; અચલ હતો. એ આનદ અભેદ હતો. એમા તૃષ્ણાને સ્થાન નહોતુ. આ પ્રસગે કૃષ્ણે ચદ્રને પ્રશ્ન કર્યો કે, 'હવે હસ?' ચદ્ર ત્યારે ગભીર બની ગયો. આવી અત્યત મૂલ્યવાન વાર્તાઓમા 'મર્યાદિત' અને 'ઉન્મુક્ત' વ્યક્તિત્વ ખીલી આવ્યું છે અને તે 'સપૂર્ણ' પણ છે

માનવજાતિની વાર્તાઓમા સીતાનું અપહરણ એક અતિ મહાન પ્રસગ છે. આ સબધમા નાનામા

નાની વિગતો પણ લખવાના આવી છે આ પ્રસંગ મર્યાદિત, નિયન્ત્રિત અને વૈજ્ઞાનિક અસ્તિત્વને સાબિત કરે છે વનવાસમા એક પ્રસંગે જ્યારે સીતા રામથી છૂટા પડી ગયા, ત્યારે રામના નાના ભાઇ લક્ષ્મણે સીતા માટે એક સીમારેખા દોરી અને તેની બહાર પગ નહિ મૂકવાનુ જણાવ્યું રામનો શત્રુ રાવણ ભિક્ષુક બાવાના વેશમા આવ્યો, પણ પેલી સીમારેખા આગળ એ લાચાર બની ગયો એટલે સીતાજીને એ મર્યાદા ઓળગીને આવવાનો આગ્રહ કર્યો મર્યાદિત પુરુષો હમેશા નિયમોના બધનમા જ રહે છે

ઉન્મુક્ત પુરુષ નિયમ અને મર્યાદાને પોતાની ઇચ્છા હોય ત્યા સુધી જ માને છે, પાળે છે જ્યારે એના આચરણમા મુશ્કેલી આવે ત્યારે તેનુ ઉલ્લઘન પણ કરે છે રામના મર્યાદિત વ્યક્તિત્વ સબધી એક બીજી પણ વાત છે એમના અધિકાર નિયમ અને કાનૂનથી મર્યાદિત હતા આ નિયમનુ એમણે કદિ ઉલ્લઘન કર્યું નહોતુ અને તેથી જ એમના જીવનમા ત્રણચાર આક્ષેપોના કલક લાગ્યા રાવણ પર જીત મેળવી રામ સીતા અયોધ્યા પાછા કરી રાજારાણીની જેમ રહેતા હતા ત્યા એક ધોબીએ સીતાના લકાવાસ અગે ટીકા કરી આ ટીકા સમાજની એક વ્યક્તિ તરફથી હતી અને તે ગદી' પણ હતી પણ નિયમ એવો હતો કે દરેક ફરિયાદ ટીકા પાછળ કઈને કઈ દુખ રહેલુ હોય છે જ અને તેનો ઇલાજ થવો જોઇએ—ન્યાય થવો જોઈએ આમા સીતાને દેશનિકાલ એ જ એક ઇન્સાફ હતો આવો નિયમ અવિવેકી હતો, સજા ક્રૂર હતી અને આખોય પ્રસગ એવો હતો કે જેથી રામનુ શેષજીવન દુખી બની જાય આમ છતાય રામે નિયમનુ પાલન કર્યું. એમા ચૂકયા નહી, કારણ કે તેઓ 'પૂર્ણ મર્યાદા પુરુષ' હતા નિયમ અને કાનૂનથી બધાયેલા હતા અને પોતાના નિષ્કલક જીવનમા કલક લાગતુ હોવા છતા નિયમ પાલનમા સહેજ પણ ચૂક્યા નહી

મર્યાદા પુરુષ હોવા છતા એમને માટે એક બીજો માર્ગ ખુલ્લો હતો સિહાસન ત્યજીને તેઓ સીતા સાથે ફરીને વનવાસ જઇ શકતા હતા કદાચ એમણે આ માર્ગ વિચાર્યો પણ હોય પણ એમની પ્રજા તે માટે તૈયાર નહોતી તો પછી, એમણે પોતે વિચારેલા માર્ગ માટે આગ્રહ રાખવો જોઇતો હતો કદાચ પ્રજાએ એ નિયમ હળવો કર્યો હોત યા તો નિયમને બદલી નાખ્યો હોત પરતુ કોઈ 'મર્યાદા પુરુષ' નિયમો બદલવાનુ પસદ નહી કરે—અસામાન્ય પ્રસગે કે કોઇ સકટમાથી છૂટવા માટે પણ નહી, ખાસ કરીને જ્યારે પોતે એમા સડાએલા હોય ત્યારે તો નહી જ ઈતિહાસ અને લોકવાયકામા અટકળો કરવી અથવા તો 'શુ થયુ હોત?' એવો વિચાર કરવો, એ સમય બગાડવા જેવુ છે રામે શુ કર્યું અથવા શુ કરી શકયા હોત એવી અટકળ કરવી પણ નકામી છે કારણ કે એમણે મર્યાદા પુરુષ તરીકે નિયમોનુ યથાર્થ પાલન કર્યું હતુ

આજકાલ વ્યક્તિ નેતાગીરી અને સામુહિક નેતાગીરી સબધમા એક દિલચસ્પ ચર્ચા ચાલી રહી છે વ્યક્તિ અને સામુહિક નેતાગીરી બન્ને પાયામા તો 'ઉન્મુક્ત વ્યક્તિત્વ'ના વર્ગમા આવે છે અને તેને તો કોઇ રીતે નિયમો કે કાનૂનોનુ પાલન કરવાનુ હેતુ જ નથી મોટો તફાવત તો એ પડે છે કે એક વ્યક્તિ અથવા પાચ પદર વ્યક્તિઓનો સમૂહ પોતપોતાના અધિકાર જેનાથી બધાએલા છે તે નિયમોમા રહે છે કે નહી એક વ્યક્તિને કારણે નવ વ્યક્તિઓના સમૂહ માટેની મર્યાદા તોડવી! નિયમો તોડવાનુ કાર્ય વધારે અઘરુ છે, પરતુ જીવન નિરતર વહેતુ હોય છે અને તે તરેહતરેહની પરસ્પર વિરોધી શક્તિઓ ની બદલાતી માત્રાઓમા અથડાતુ રહે છે

આ ક્રમમા વ્યક્તિ અને સમૂહની ઉન્મુક્તતામા સારી રીતે અદલાબદલી થતી રહે છે સપૂર્ણ વ્યક્તિ સપૂર્ણ સમૂહને માટે જગ્યા કરી આપે છે આનાથી ઊલટુ પણ બને છે પરતુ એક બીજી અદલાબદલી પણ ચાલે છે, અને તેના પરિણામે વ્યક્તિ અને સમૂહને અધ પાછા થવુ પડે છે અને તે છે મર્યાદિત અને ઉન્મુક્ત રૂપ

વચ્ચેની અત્લાબની રામ મર્યાદિત પુરુષ હતા જેવુ કે હાલનું બધારણીય પ્રજાતત્ર કૃષ્ણ એક ઉન્મુક્ત પુરુષ હતા જેવુ કે નેતાઓની ઉચ્ચ કક્ષાની સમિતિ — જે પોતાની બુદ્ધિથી દરેક નિયમનો ભગ કરે છે આ એક ઉન્મુક્ત સમૂહ છે આમા બે સવાલો છે એક તો એ કે વ્યક્તિ કે સમૂહની પાસે શક્તિ છે? અને બીજો સવાલ અધિકારનો છે અધિકાર એક સીમા યા મર્યાદામા રહે છે કે મુક્ત છે? આ બેમા બીજો પ્રશ્ન વધારે મહત્ત્વનો છે શુ અધિકાર સત્તા નિયમ અને કાનૂનની ઉપરવટ જઈ શકે છે? જ્યારે આ પ્રશ્નનુ નિરાકરણ થશે ત્યારે એક નવો પ્રશ્ન એ ઉપસ્થિત થશે કે તે મર્યાદિત અધિકારી વ્યક્તિ છે કે સમૂહ? બેશક, સર્વોત્તમ અધિકારી મર્યાદિત સમૂહ જ છે

રામ મર્યાદા પુરુષ હતા એમ રહેવુ તમણે જાણીબૂઝીને અને સચત રહીને જ પસદ કર્યું હતું અલબત્ત નિયમ અને કાનૂન આદેશપાલન માટે એક કસોટીરૂપે હતા આમ છતાય જો આતરિક પ્રેરણાનો સાથ ન હોત તો એ બાહ્ય દમાણ નિરર્થક બની જાત બધારણનુ બાહ્ય નિયત્રણ અને મનની ભીતરની મર્યાદા એકબીજાને પુષ્ટ અને મજબૂત બનાવે છે કોઈપણ મર્યાદિત પુરુષને માટે વિધાનની બહારની જરૂરો મનની અદરની પ્રેરણાનુ જ બીજુ નામ હશે મર્યાદિત પુરુષનુ કામ બન્નેની સમતુલા જાળવવાનુ અને સમાતરનો નિર્ણય કરવાનુ છે મર્યાદાઓ બાહ્ય નિયત્રણ તો છે જ પરતુ ભીતરની સીમાઓને પણ તે સ્પર્શે છે મર્યાદિત નેતાગીરી વાસ્તવમા તો નિયત્રિત નેતાગીરી જ છે પરતુ તેની સાથે સાથે તે મનના ક્ષેત્રમા પણ પહોચે છે રામ ખરેખર એક નિયત્રિત પુરુષ હતા પરતુ એમને માટે કેવળ એટલુ જ કહેવુ ખોટુ છે કારણ કે તેઓ સાથોસાથ મર્યાદા પુરુષ હતા અને નિયમોના બધનમા જ વર્તતા હતા

રાવણની આખરી વેળા સબધી પણ એક વાત કહેવામા આવે છે રાવણ એના કાળનો એક સર્વશ્રેષ્ઠ વિદ્વાન હતો જો કે એણે પોતાની વિદ્યાનો દુરુપયોગ કર્યો, તો પણ ખરાબ ઉદ્દેશોને ટાળીને મનુષ્યજાતિનો એ વિદ્યાઓ માટેનો સચય તો આવશ્યક હતો જ એટલા માટે તો રામે લક્ષ્મણને રાવણની પાસે આખરી જ્ઞાન લેવા મોકલ્યા પણ રાવણ ચૂપ રહ્યો અને લક્ષ્મણ પાછા આવ્યા પોતાના મોટાભાઈને પોતાની નિષ્ફળતા કહી અને રાવણના અહકારને આગળ ધર્યો રામે તો જે ત્યા બન્યું હતુ તે યથાતથ કહેવાનુ જણાવ્યું ત્યારે જણાયું કે લક્ષ્મણ રાવણના માથા આગળ ઊભા રહ્યા હતા લક્ષ્મણજીને પાછા રાવણ પાસે મોકલવામા આવ્યા અને રાવણની પાસે નમ્રપણે નિવેદન કરવા જણાવ્યું અને ત્યારે રાવણે એમને રાજનીતિ સમજાવી

શિષ્ટાચારની આ સુદર વાર્તા અદ્વિતીય છે અને પ્રચલિત કથામા સર્વશ્રેષ્ઠ છે જેટલુ નૈતિકતાનુ મૂલ્ય છે એટલુ જ શિષ્ટાચારનુ ઉચ્ચ મૂલ્ય છે કારણ કે માણસ કેવી રીતે ખાય પીએ છે, ઊઠે બેસે છે, કેવો દેખાય છે, કેવો પોશાક પહેરે છે બીજાઓ સાથે કેવુ વર્તન રાખે છે, સામાની માગણીઓ અને સગવડોનો કેવો ખ્યાલ રાખે છે, એનાથી શિષ્ટાચાર નક્કી થાય છે અને તે બીજી કોઈ પણ ચીજ કરતા સહેજ પણ ઓછા કીમતી નથી

કૃષ્ણ પણ એટલા જ મોટા શિષ્ટાચારી હતા એમણે સદ્-વ્યવહારી પુરુષ અથવા સ્થિતપ્રજ્ઞ પુરુષની પરિભાષા પૂરી પાડી છે કાચબો જેમ પોતાના શરીર ઉપર કાબૂ ધરાવે છે તેમ આવી વ્યક્તિ પોતાને નિયત્રણમા રાખે છે જ્યારે જરૂર પડે ત્યારે મર્યાદામા રહીને પોતાના સકળ અગોને સકેલી લે છે બીજા ક્ષેત્રોમા ગમે તે ભેદ હોય તો પણ શિષ્ટાચારના ક્ષેત્રમા તો ઉન્મુક્ત પુરુષ સાચે સાચ મર્યાદામા જ રહે છે ગમે તેમ પણ રામે શિષ્ટાચારનુ ઉત્તમ ઉદાહરણ પૂરુ પાડ્યું છે

રામ આદર્શ શ્રોતા હતા પોતે કોઈની સાથે વાત કરી રહ્યા હોય ત્યારે તો તેઓ સામાને શુ કહેવુ છે તે અત્યત ધીરજપૂર્વક સાભળતા જેમ

સઘળા મોટા લોકો કરે છે તેમજ એટલું જ નહી પણ બીજા લોકોની વાતચીત વખતે પણ તેઓ તેમનુ કહેવું સાંભળતા એક વાર પરશુરામે એમના ઉપર આક્ષેપ કર્યો કે, 'તમે તમારા નાના ભાઇને ચઢી ચઢીને વાત કરતા રોકતા નથી અને ચૂપ રહો છો' આ આક્ષેપ કદાચ થોડો સાચો પણ ખરો પોતાના પક્ષની વ્યક્તિઓ અને શત્રુઓ વચ્ચેના વાદવિવાદ પ્રસંગે તેઓ મોટે ભાગે તો એક રસગ્રાહી શ્રોતા જ બની રહેતા આનું પરિણામ કોઇ કોઈ વખતે વિપરીત અને દુષિત પણ આવતું લક્ષ્મણ શૂર્પણખા વચ્ચેનો પ્રસંગ આના ઉદાહરણ તરીકે કહી શકાય આવા પ્રસંગે રામ દૃઢ પુરુષની જેમ શાંત અને નિષ્પક્ષ રહેતા, અને ક્યારેક પોતાના પક્ષનું અતિક્રમણ થાય તો તે રોકતા અથવા તો તેમના તરફે તેમને પુષ્ટિ મળે તેવો એકાદ શબ્દ પણ બોલતા આને એક દક્ષ રાજનીતિ પણ કહી શકાય આમ છતા પણ તે એક મર્યાદિત પુરુષની જ નિશાની હતી કારણ કે મર્યાદા પુરુષ પોતાના વારો આવે ત્યારે જ બોલે, અને પરિસ્થિતિ અનુસાર બીજાઓને જ વાતચીત માટે વધારેમા વધારે તક આપે

કૃષ્ણ ઘણા જ વાચાળ હતા તેઓ બીજાઓનું સાંભળતા ખરા પણ તે એટલા માટે કે તેનો પોતે સરસ જવાબ વાળી શકે એમના ચીધેના માર્ગે ચાલનારા લોકોને આજે પણ એમના શબ્દો જાદુની જેમ અસર કરે છે રામ મૌનનું જાદુ જાણતા હતા તેઓ બીજાને બોલવા દેતા, અને અત્યંત જરૂરી હોય ત્યારે જ બોલતા કે કાર્યમા હસ્તક્ષેપ કરતા રામ મર્યાદાપુરુષ હતા અને તેથી લોકો તેમનું મૌન અને વાણી એકસરખી રીતે યાદ કરે છે

રામનુ જીવન વિના જીત્યે વિસ્તાર પામતા રાજ્યની એક કથા સમાન છે દેશને એક શક્તિ કેન્દ્રમા સુગઠિત કરવાનો એક સરસ મોકો એમના જીવનમા આવ્યો એમની પહેલા સાર્વભૌમત્વના બે હરીફ કેન્દ્રો હતા એક અયોધ્યા અને બીજી લંકા પોતાના વનવાસ દરમિયાન રામ અયોધ્યાથી નીકળી છેક લંકા પહોચ્યા માર્ગમા એમણે એક અથવા બીજા કેન્દ્ર સાથે સબંધિત એવા અનેક રાજ્યો અને રાજધાનીઓ જીતી લીધી જ્યારે રામે રાવણના શાસન હેઠળના રાજ્યોમાનુ એક મોટુ રાજ્ય જીતી લીધુ ત્યારે તેમા મર્યાદાપુરુષની નીતિ–નિપુણતા સ્પષ્ટ રીતે જણાઇ આવી રામે વાલીને જીત્યો વાલીને તેના ભાઈ સુગ્રીવ અને સેનાપતિ હનુમાન સાથે બનતુ નહોતુ તેઓ રાવણના શાસનમાથી બહાર નીકળી રામની સાથે મિત્રતા બાધવા માગતા હતા પછી આપણે જાણીએ છીએ તેમ હનુમાન રામના અનન્ય ભક્ત થયા, એટલે સુધી કે એકવાર તો તેમણે પોતાનુ હૃદય ચીરીને દેખાડયું કે એમા રામ સિવાય બીજુ કાઈ જ નથી

રામે પોતાની પહેલી જીતમા ખાનદાની બતાવી તેમણે રાજ્ય પોતાને કબજે લઈ ન લીધુ જેમ ને તેમ જ રહેવા દીધુ રાજ્યના નાનામોટા અધિકારો પર બહારના લોકોને ગોઠવી દીધા નહી માત્ર એટલુ જ થયુ કે એક દ્વંદ્વયુદ્ધમા વાલી મરાયો અને તેને સ્થાને સુગ્રીવને રાજા બનાવવામા આવ્યો વાલીનું મૃત્યુ પણ રામના જીવનમા જે કલંકો છે તેમાનું એક છે રામ એક ઝાડ પાછળ સંતાઇ રહ્યા અને જ્યારે પોતાના મિત્ર સુગ્રીવની યુદ્ધમા દુર્દશા થઇ ત્યારે તેમણે છુપાઇને વાલી ઉપર બાણ માર્યું આ કાનૂનભંગ હતો કોઇ સંસ્કારી અને મર્યાદાપુરુષ આવુ કદિ કરે નહી પરંતુ રામ આ સબંધમા પોતે લાચાર હતા એમ કહી શકતા હતા

પ્રુશિયાના મહાન ફ્રેડરિકનું પણ આવુ જ હતુ તે બહુ કુશળતાથી વ્યક્તિ અને રાજનીતિમા ભેદ પાડી શકતો હતો, અને આને આધારે સામુહિક હત્યાકાંડ કે સામુહિક ગુલામીને રોકી શકતો રામ પણ કદાચ આવો જ બચાવ કરી શક્યા હોત કે તો ગે કોઇને અસત્ય રીતે હણ્યો હતો પણ તે આમ હત્યાકાંડને રોકવા માટે જ પોતાના

જીવનમા એક કલક વહોરીને પણ તેમણે આખા એક રાજને સુમાર્ગે લાવી મૂકયું. સ્વાભાવિક છે કે સુગ્રીવ સાથે ગારો સબધ આથી બધાયો અને પાછળથી તેણે લકાવિજય માટે પોતાનુ આખુ સૈન્ય સેવામા આપ્યું એ સાચુ છે કે વાલીના મૃત્યુથી આ બધુ થઈ શકયું રાજ્ય પૂર્ણ રીતે સ્વતત્ર થયું અને ત્યાના નાગરિકોની સ્વતત્ર ઈચ્છાનુસાર રામ સાથે મિત્રતા બધાઇ આમ છતા, કહેવાનુ મન થાય છે કે, કોઈ મર્યાદાપુરુષે, પોતાના જીવનમા એકવાર પણ નાના કે મોટા કોઈ નિયમનો ભગ કરવો જોઇએ નહી.

મોટા અને સારા શાસનને માટે, જીતેલુ રાજ્ય પોતાના રાજ્ય સાથે ભેળવી દેવાની અને એ રીતે પોતાનો રાજ્યવિસ્તાર વધારવાની રામની કથામા, સામ્રાજ્યશાહી વિનાનુ એકીકરણ અને રાજનીતિની ભાગફોડમા મર્યાદિત રૂપમા કામ કરતા કરતા, અને દુશ્મનોને શોધતા શોધતા મિત્રોને વધારવાની વાતનો પણ સમાવેશ થઇ જાય છે રામે લંકામા આ જ નીતિનુ પુનરાવર્તન કર્યુ. રાવણના નાના ભાઈ વિભીષણને પોતાનો મિત્ર બનાવી લીધો. પરતુ કિષ્કિન્ધાની હકીકતનુ તો પુનરાવર્તન ન જ થઇ શકે. લકામા કામ જરા મુશ્કેલ હતુ એના દુર્ગુણો પણ ભારે હતા અને તે બધા વિદ્વતાના પાયા પર રચાએલા હતા. ઘનઘોર યુદ્ધ થયું અને એમા અસખ્ય લોકો માર્યા ગયા એ પછી વિભીષણ રાજા બન્યા અને તેમણે વળી રાવણની પત્ની મદોદરીને પોતાની રાણી બનાવી લકામા પણ સુરાજ્ય સ્થાપિત થયું. આજે પણ વિભીષણનુ નામ જાસૂસ, દ્રોહી, પોતાના દેશ અને સૈન્યને દગો દેનાર તરીકે લેવામા આવે છે. આને આપણે એક પ્રશંસનીય અને માર્ગદર્શક ચિહ્ન ગણવુ જોઈએ કે કોઈ કવિએ વિભીષણનુ આ કૃત્ય માફ કર્યુ નથી. મર્યાદાપુરુષોત્તમ રામ પણ પોતાના મિત્ર વિભીષણને જનસમૂદાયની પાસે સ્વીકારાવી શકયા નહી. અને રામના મિત્ર બનવા છતા વિભીષણને શિરે કલક ચોટેલુ જ રહ્યુ. આ કદાચ મર્યાદાપુરુષની નિશાની બની ગઇ કે સત્કર્મની જીત થઈ, પણ એ જીત એક એવી વ્યક્તિને આભારી હતી, જેણે દ્રોહ કર્યો હતો અને તેથી તેના નામ ઉપર દેશદ્રોહનુ કલક ચોટયું હતુ. [ક્રમશ:]



[ અનુ પૃષ્ઠ ૩૩૪થી ચાલુ ]

છે. અહી મોટા ભાગનુ કામ મશીનરી મદદથી જ કરવાનુ હોય છે કસીગ પ્લેન્ટથી કાચુ પોલાદ સાડા ત્રણ માઇલ લાબા કન્વેયર મારફત વેગનમા લવાય છે, જે વિશાખાપટ્ટમ ખાતે ખાલી થવાનુ હોય છે. આ ખાણ સમસ્ત એશિયામા મોટામા મોટી અને સ્વયસંચાલિત છે આવા વિકાસના કામો જોઇને જ વિશ્વ બેન્કના પ્રમુખ ભારતની પ્રગતિથી પ્રભાવિત થયા હતા અને તેમના ઉચ્ચારણોમા પ્રશસાનો ધ્વનિ અભિપ્રેત હતો.

## મંગલદાસ પકવાસા

તેઓ પણ ગયા ! ૧૯૩૦ની સાલથી ગાધીજીના વિશ્વાસુ સાથી, અસહકારની લડતમા આગ્રમ રહ્યા જેલવાસ પણ સ્વીકાર્યો, એક દાયકો મુબઇની કાઉન્સીલમા સેવા આપી, રાજ્યપાલપદ તેમને અવાર નવાર મળતુ રહ્યુ; મુબઇના જાહેર જીવનમા વિશિષ્ટ ફાળો તેમણે તો આપ્યો અને આજે તેમના પુત્ર વધૂ આપી રહ્યા છે. ૮૬ વર્ષની વયે ગયા પણ જે ખોટ પડી તે તો પડી જ.



# શ્રદ્ધેય જીવનની ઝાંખી

(ધૂમકેતુના જીવન સસ્મરણો)

દક્ષિણકુમાર જોશી

આપણા અદ્વિતિય વિવેચક શ્રી વિશ્વનાથ ભટ્ટે એક અજલિપત્રમા લખેલુ તેમ, "ભાઈ ધૂમકેતુએ ગુજરાતી સાહિત્યની ઘણી ઘણી સેવા કરી છે નોકરી ધધો એ આજિવિકાને અર્થે ગૌને કરવો પડે છે, એટલે એટલો સમય બાદ કરીએ તો આખા જીવનની પળેપળ એમણે કેવળ સાહિત્ય સેવા પાછળ જ ખરચી છે "

બાપુએ અમદાવાદમા પગ મૂકવા માટે શેઠ અબાલાલની ખાનગી સ્કૂલના શિક્ષક તરીકેની નોકરીનો સ્વીકાર કરેલો ત્યારે જીવનના ધ્રુવતારક જેવી સાહિત્ય-સેવા એ જ બાપુને મન મુખ્ય જીવનધ્યેય, શિક્ષકનો વ્યવસાય એ આજીવિકાનુ સહિયારૂ સાધન હતુ શેઠના કુશાગ્ર-બુદ્ધિ કુટુબ સભ્યો જ્યારે પૃચ્છા કરે કે "તમે કયારે લખો છો? રાતને સમયે લખો છો? દરરોજ કેટલા કલાક લખો છો?" ત્યારે બાપુની વિચક્ષણ બુદ્ધિ એ સવાલો ઉપસ્થિત કરનાર શેઠના કુટુબના સભ્યોની બુદ્ધિ-ચાતુર્યની પરીક્ષા સહજમા કરી લેતી! શેઠનુ સસ્કારી કુટુબ વ્યવહારિક ગુણ ધરાવતુ હોવાથી લાબો સમય શ્રીમતાઈને જાળવી જાણશે એવી માન્યતા બાપુ ધરાવતા હતા, પરતુ બાપુ સરખા લાગણીશીલ માણસ માટે, જીવનની હુંફ, પોતાના જીવનનુ ગૌરવ, કદાચ ભવિષ્યમા, પાતાને વરેલી લેખન-વૃત્તિને લીધે ભવિષ્યમા કોઈક મુશ્કેલી ઊભી કરે એમ સમજીને જ થોડાક સમયમા અબાલાલ સારાભાઈના કુટુબમાથી ચીનુભાઈ બેરોનેટના કુટુબમા સ્કૂલ શિક્ષક તરીકેનુ સ્થળાતર કર્યું હોય તેમ લાગે છે

એ સમય દરમિયાન, શિક્ષકના વ્યવસાયમા પણ જીવન વ્યવહાર ટકાવી રાખવા, વ્યવહાર વિચક્ષણ શિક્ષકોનો પરિચય ઠીક ઠીક થયેલો! અબાલાલ શેઠની ખાનગી સ્કૂલમા બાપુને જે શિક્ષકો સાથે વધુ મનમેળ બેસી ગયેલો તેમા પાછળથી ગાધીજીના અતેવાસી બનેલા શ્રી વાલજી ગોવિદજી દેસાઈ મુખ્ય હતા વાલજીભાઈ પણ બાપુ જેવા સ્પષ્ટ વક્તા, આવા સ્પષ્ટ વક્તવ્ય ધરાવતા મનુષ્યો પોતાનો જૂદો ચોકો જ કરી લેતા હોય છે તેવું બાપુના જીવનમા પણ બનેલુ વાલજીભાઈ ઉપરાત બીજા જે શિક્ષકો સાથે વધુ મેળ બેઠેલો તેમા બગાળી ચિત્રકાર પુર્ણેન્દુ દત્ત, સુપીના પડિતજી, પારસી શિક્ષક મુન્શી ગણાવી શકાય એવી એક માન્યતા બાપુ ધરાવતા થયેલા કે ગુજરાતનો ગુણ-જીવનના ગમે તે વ્યવસાયમા "યેન કેન પ્રકારેણ" પોતાનું જીવન અસ્તિત્વ ટકાવવા હમેશા ઉદ્યુક્ત રહે છે ગુજરાતી પ્રજાના સ્વભાવની એ ખૂબી છે કે પોતાના વ્યવસાય અર્થે પોતાનો જીવન વ્યવહાર ટકાવવા વધુ પડતી મીઠાશનો આશરો લેતો હોય છે!

આવા માણસો માટે બાપુએ કહેલુ, કે પોતાના જીવનમા ઊડાણ ધરાવતા હોય તેવુ તમને આવા મનુષ્યોના સાન્નિધ્યમા કોઇ દિવસ ન લાગે? જાણે જીવન જેવું જીવન ઉપર છલ્લુ હોય તેવુ જ લાગે! એમા જીવનની હુફ જોવા ન મળે!

બાપુના જીવનમા એકલ વિહાર કદાચ આવી માન્યતાને લીધે જ વધુ પ્રમાણમા જોવા મળતો હોય તેવું લાગે છે બાપુનો માનીતો કોકો પણ શાહીબાગના 'ધી રીટ્રીટ' ના બાપુનો માનીતો કોકો પણ શાહીબાગના વસવાટ દરમિયાન જ મળી ગયો! ઘણીવાર પુલિન

બાબુ, યુ. પી.ના પંડિતજીને ઘેરથી બાપુ કોકો પીને આવતા ત્યારે પીને કહેતા: "મી! આ માળુ મઝાનું! ગાળવાની પણ જરૂર ન પડે! ગરમ પાણી રેડો એટલે એક રસ થઈને ઓગળી જાય! ઉપર જોઈતું દૂધને ખાંડ જ નાખવા પડે!" પછી તો જીંદગીના છેલ્લા વર્ષો સુધી સાંજને સમયે કોકો પીવાની બાપુને ટેવ પડી ગયેલી. એ કોકોની લિજ્જત માણવા માટે દત્ત બાબુને ઘેર શાહીબાગમા જે ટેબલ ઉપર બેસીને સહુથી પ્રથમ કોકાનો સ્વાદ માણેલો તે ટેબલ જ્યારે દત્ત બાબુ અમદાવાડ છોડીને કલકત્તા ગયા ત્યારે તેમનો ફરનીચરનો ભાર હળવો કરવા બાપુએ ખરીદી લીધેલુ! એ "બાબુ વાળું ટેબલ" હજી પણ અમારા ઘરમા જળવાઈ રહ્યુ છે!

ચીનુભાઈ શેઠને ત્યા નોકરીનુ સ્થળાંતર કર્યા પછી, થોડાક સમય, આજે જ્યા નહેરૂ બ્રીજ છે તેની પાસે આગાખાન કોલોની છે ત્યાં અમે રહેલા અહીં પણ એ કોકાની મોહિની ચાલુ રહી જાણીતા ભગવતી કુટુંબના શ્યામલાલ ભગવતી પણ અહી જ રહેતા હતા. કૌમુદીકાર વિજયરાય વૈદ્ય તથા એમના ભાઈ ભદ્રમુખ વૈદ્ય અહી જ હતા. એ ચાર મિત્રોની મંડળીઓ સાહિત્ય ચર્ચા-વિનિયોગમા કોકો એક મહત્ત્વની કડી જેવુ કામ કરી રહ્યો હતો!

મોન્ટીસરી શિક્ષણ પ્રથામાં સોટીએ વિદાય લીધી એ ખરૂ, પરંતુ શિક્ષણક્ષેત્રે પોતાના વિદ્યાર્થીઓ, પછી ભલે શ્રીમંત કુટુંબનાં હોય, ખોટી ભ્રમણામા રહેતા હોય ત્યારે એ વિદ્યાર્થી-વિદ્યાર્થીનીઓનુ તથા તેમના વડીલોનુ ધ્યાન દોરવાનુ બાપુ ચૂકતા નહી! એ દૃષ્ટિએ બીજા શિક્ષકોની સરખામણીમા બાપુ સ્પષ્ટ વક્તા હોવાથી, થોડીક કડવાશ ગણાય તો પણ ફિકર નહી એ જાતનુ નિર્ભીક વર્તન બતાવી શકતા! ઘણી વખત સ્પષ્ટપણે કહી દેતા, "તમારા છોકરાઓ અત્યંત તેજસ્વી હોવાને કારણે એ તેજસ્વિતાના ભાર નીચે, ઈશ્વરે મનુષ્ય જીવનની જે મહાન બક્ષીસ આપી છે તે વિસરી ન જાય તો સારૂં."

અગર લાગણીશીલ વિદ્યાર્થી હોય ત્યારે કહી દેતા, 'એટલી બધી લાગણીશીલતા વરેલી છે કે એના ભાર નીચે જીવન દબાઈ ન જાય તો સારૂં' લલિત કળાઓમાં શ્રીમંત કુટુંબો વધુ પડતો રસ બતાવી રહ્યા હોય ત્યારે કહેતા, "શ્રીમંતાઈ ટકાવી રાખવા આર્થિક ક્ષેત્રે જે ઉદ્યોગને ટકાવવાનો છે, તેના ઉપર વધારે ધ્યાન રાખવું ઘટે! ત્યાર પછી જ અન્ય પ્રવૃત્તિમા રચ્યા પચ્યા રહેવું ઈષ્ટ ગણાય! લક્ષ્મી એ તો ઘણી જ ચંચળ છે, એક વખત લક્ષ્મી ચાલી જશે પછી એ રીસામણાં કાયમી જ બની જશે."

એ રીતે બીજા શિક્ષકોની સરખામણીમાં શ્રીમંત કુટુંબોના ખાનગી શિક્ષક તરીકેનુ બાપુનું વિશિષ્ટ વર્તન, ગૌરવતા ભરેલુ, સ્પષ્ટ વક્તા તરીકેનુ ગણાવી શકાય એમાં કોઈકને એવુ લાગે પણ ખરૂં કે લાગણી પ્રધાન હોવાને કારણે બાપુ કોઈની શેહમાં દબાતા નથી! બાપુનો કોઇની લાગણી દુભાવવાનો હેતુ ન હોય, પરંતુ પોતાને જે લાગે, અગર જે વાતાવરણ બાપુ ઉપર અસર મુકી જાય, તે વ્યક્ત જ ન થવા દેવું એવી નિર્બળ લાગણી બાપુ કદી ધરાવતા નહીં!

શાળાજીવનમા, કુટુંબ-જીવનમાં, રાષ્ટ્ર-જીવનમાં બાપુ શિસ્તને પ્રાધાન્ય આપતા શ્રીમંત કુટુંબોમા શિક્ષક તરીકે મોન્ટીસરી શિક્ષક બન્યા પછી, સોટી-પ્રથા અજમાવી નહીં હોય પરંતુ જ્યારે કડક બની જાય ત્યારે કહેતા, "જુઓ ભાઈ! મારે હવે સોટી હાથમા લેવી પડશે!"

કુટુંબ જીવનમા આજે અનેક કુટુંબોમા નાનાં, મોટા, સમજણાં, અર્ધ સમજણાં ઘણી વાર ભેગા મળીને ઢંગધડા વગરની ગીને માની, નાટક ચેટકની, છાપામા આવેલા આપ ઘાતી ભાગેડુ સમાચારોની વાતો જેટલી છૂટથી,

આસાનીથી, નિર કુશતાથી કરી શકે છે તેવું અમારે ત્યા બન્યાનુ મને યાદ આવતું નથી ! કોઇ વડીલની આમન્યા જ રાખવાની ન હોય, તેવી સ્થિતિ આજે જ્યારે પ્રવર્તતી હોય ત્યારે કહેવુ પડે કે "નવી આંખે જૂના તમાશા" જેવી અમારી ભૂતકાલીન જીવનની સ્થિતિ હતી ! એમા તે સમયે મુખ્યત્વે બાપુના જીવનનો પ્રભાવ જ કામ કરી રહ્યો લાગે છે અમારૂ જીવન નિર કુશ ન બને એવી માન્યતા બાપુ ધરાવતા કેટલીક વાર કુટુબ જીવનમા મિતભાષી બનીને બીજા ઉપર કઇ જાતનુ જીવન જીવવાનુ જરૂરી છે એવી અમારા સ નાઅ તરમાથી જ ઉદ્‌ભવેલી શિસ્તની ભાવના અવાર નવાર બાપુના સાન્નિધ્યમા અમે અનુભવેલી છે !

આચરણ પોતે જે માન્યતા ધરાવતા હોય, તેને પોતાના જ જીવન દ્વારા વ્યક્ત કરી બતાવવી એ બાપુને મન જીવન હતુ ઘણા મહાનુભાવોનુ આચરણ અને જીવન એક જ હોય છે ડાબા-જમણાની જેમ જીવનના બે પાસા જ એવુ જીવન જ દૂરગામી અસર મૂકી જાય છે પ્રજાના હૃદયમા એવું જીવન લાબો સમય ચિર સ્થાયી અસર મૂકી જાય છે બાપુ જેવા સાહિત્યકારને આજની પ્રજા યાદ કરે છે, અને કોઈક જીવનનો ઘટનાત્મક પ્રસ ગ ઉપસ્થિત થાય ત્યારે બોલી ઊઠે છે 'ધૂમકેતુ હોય તો આ પ્રસ ગ એમની વાર્તામા કઈ રીતે આલેખે ?' —એજ ચિર જીવ સાહિત્યકારના જીવનની વિશિષ્ટતા હોય છે બાપુએ વલ્લભભાઈ વિષે એક સમયે કહ્યુ હતું તેમ, આજે ઘણી વખત રાષ્ટ્રીય પ્રશ્નો ઉપસ્થિત થતા હોય છે ત્યારે સહુ સરદારને યાદ કરીને સ વેદન અનુભવતા બોલી ઊઠે છે 'આજે સરદાર જીવતા હોય તો આવા પ્રશ્નો કેવી રીતે હલ કરત ?' એ રાષ્ટ્ર વિધાયક પ્રજા જીવનમા ચિર જીવ બની ગયો છે એનુ કારણ બાપુએ એક સમયે કહ્યું હતુ તેમ, 'પોતે જે માન્યતા ધરાવતા હોય, જીવનમા શિસ્તની ભાવના ઉપર ભાર મૂકતા હોય, અમુક અ શે કડક વલણ અપનાવવાનુ માનતા હોય, આ સઘળુ પોતે પોતાના જ જીવન ઉપર અજમાવી ચૂકયા હોય છે ! એમનુ કડક વલણ, રાષ્ટ્ર ઘડતર માટેની એમની દષ્ટિએ સર્વોત્તમ ગણાય તેવી વાત, પોતાના જીવન ઉપર અજમાવીને પછી જ તેઓ આગળ વધતા હોય છે એક સમયે સરદારને બગલમા બાબલાઈ થયેલી ત્યારે તેને પોતે પોતાને હાથે જ ડામ દઈ દે એ વલ્લભભાઈ શિવાય બીજુ કોણ કરી શકે ? પોતે પોતાના જ ઉપર કેટલુ કડક વલણ રાખે છો પછી પ્રજા પાસે તો તેવી અપેક્ષા રાખે તેમા નવાઇ શી ? પ્રજા પણ જાણે જીવનના આવા ઊ ડાણમાથી અ દરથી સ્ફૂરણા આવતી હોય તેમ સરદારની શિસ્તની ભાવના અપનાવીને સરદારને રાષ્ટ્ર જીવનના મહાન વિધાયક તરીકે સન્માને તેમા નવાઇ શી ?

સરદારને રેડીઓ અ જલિ આપતા બાપુએ 'પુરુષ સિ હ' એ એક જ શબ્દ સરદારના વ્યક્તિત્વ માટે યોગ્ય છે એમ કહેલુ

એના સ દર્ભમા એમ કહી શકાય કે વનરાજ ગમે તે સમયે બળના પ્રદર્શનમા માનતો નથી બળનો હુકાર ગર્જના કરતો નથી (એ વે જ આજે સાસણ-ગીરમા પાજરાની બહાર વનરાજ વચ્ચે સિ હ દર્શન શકય બન્યુ છે) તેમ સરદાર પાસે કોઇ ભાષા નહોતી, પર તુ એમની પાસે કર્તવ્યની એક જ ભાષા હતી કર્તવ્ય દ્વારા દેશને સ ગઠિત બળવાન બનાવવાની ભાષા હતી વલ્લભભાઈ કર્તવ્યની ભાષા દ્વારા જ રાષ્ટ્રને બળવાન બનાવવામા માનતા હતા આપણા પડોશી રાજ્યો જ્યારે બીજી કોઈ ભાષા સમજતા જ ન હોય ત્યારે આ એક જ ભાષા રાષ્ટ્રીય સલામતી માટે જરૂરી છે એવી એમની દૃઢ માન્યતા હતી આજે મોડા મોડા પણ આપણને હવે સરદારે દોરી આપેલ રસ્તે જવાની સદ્બુદ્ધિ મળી છે પડોશી રાષ્ટ્રો દેશની તાકાત પિછાની શકશે ત્યારે આપોઆપ જ બધા પ્રશ્નોનો ઉકેલ આવી જશે !

( પૃષ્ઠ ૩૦૪થી ચાલુ )

રહી સ્વતંત્રતાનું તો સપનું જ રહ્યું – તેને બદલે પરતંત્રતા આવી ગામડાનું કિસ્મત એનું એજ રહ્યું ગ્રામ પંચાયતના સરપંચનો સમય ગામડાનું આયોજન કરવા કરતા સમાહર્તા સાહેબને અને જીલ્લા પંચાયત અધિકારીઓને કુરનીશ બજાવવામા વધુ આપવો પડે છે તલુકા મથકે દોડી દોડીને જવા સિવાય તેનો ઉદ્ધાર નથી હવે શ્રી એસકે ડે પંચાયત પ્રવૃત્તિના સુત્રધાર બને છે ત્યારે સત્તાનું વિકેન્દ્રીકરણ ગામડા સુધી તઓ સફળતાપૂર્વક અને સાચા અર્થમા કરી શકશે? જયપ્રકાશજી તો નિષ્ફળતાનો એકરાર નિખાલસતાથી કરે છે

## શ્યામ રંગ

સિંહદર્શન' કાર્યક્રમ હેઠળ સાસણ-ગીરના તાજેતરના અખબારમા ચમકેલા સમાચાર સાચા હોય તો ગળા રંગનું જોખમ, શ્યામ રંગ સમીપે ન જવાની કવિની આર્ષદૃષ્ટિને એક વધુ વાર વાચા આપે છે આ કિસ્સામા જે સાહેબ કાળો કોટ પહેરીને વનના રાજાને મુક્ત વાતાવરણમા જોવા માગતા હતા અને સામા પક્ષે વનરાજે, પાડાના બલ્ય (Kill) જેવો રંગ જોઇ સાહેબ તરફ લાલચુ નજરે શિકારને યાગ્ય પાત્ર છે કે નહિ તેની ચકાસણી કરવા કદમ ભર્યા તે બનેમાથી કોઇ દોષપાત્ર નથી ત્યા હાજર રહેલા જંગલના ચોકિયાતે, સમય પારખી જઇ, કોટ ઉતારી નાખવા, દર્શનાર્થીને કહ્યુ, તે માનસિક સાવધાનપણુ દર્શાવે છે આવા પ્રસંગે ગમે તેવા આદમીને પરસેવો છૂટી જાય તેમા નવાઇ નથી ઇશ્વરે લાજ રાખી તે બહુ સારી વાત છે વનરાજને ૭ દ્રવ્યનુના સાત રંગોનુ આકર્ષણ ભક્ષ્યના રંગ જેવું નહિ હોય જેથી વનઅધિકારીઓએ આ પ્રસંગથી ચેતી જઈ સિંહદર્શનાર્થીઓને, ડોકટરો અને સર્જનો ઓપરેશન પહેલા પહેરે છે તેવા ધોળા લમ્બા ઝભ્ભા પહેરી લેવા સૂચના આપે તે જરૂરી છે

## લાલ ખાતર

કળાયામા કોચીન રિફાઇનરી નજીક અમ્બાલામેડુ ખાતે કોચીન ફર્ટિલાઇઝર સંકુલ આકાર લઇ રહ્યુ છે કેરળ રાજ્યની આ સૌથી મોટી ઔદ્યોગિક યોજના છે અને પ્રથમ તબક્કે તેમા ૪૫ કરોડ રૂપિયાનુ રોકાણ થયું છે આ કારખાના માટે ૬૦ ટકા મશિનરી આયાત કરવી પડી છે અને ૪૦ ટકા સ્વદેશી છે ૧૫૦૦ એકર જમીન ઉપર રાસાયણિક કારખાન ઊભુ થશે અને દરરોજના ૮૦ લાખ ગેલન શુદ્ધ કરેલા પાણીની જરૂરિયત પૂરી પાડવા, નવસો ફૂટ લાબો અને ૫૫ ફૂટ ઊંચો બંધ બાધીને બસો એકરમા એક નાનુ સરોવર ત્યાને ત્યાજ રચવામા આવશે તમા પાચ માસ સુધી ચાલે તેટલુ પાણી ચોમાસા દરમ્યાન મળી રહેશે જ્યારે બાકીનો પૂરવઠો પેરિયાર વેલી ઇરીગેશન યોજના હેઠળ, નવ માઈલ લાબી નહેર વાટે પૂરો પડવામા આવશે યોજના માટે જરૂરી બાવીશ મેગાવોલ્ટ વીજળી પૂરવઠામાથી ૧૪ મેગાવોલ્ટ ત્યા કારખાનામા જ ઉત્પન્ન કરવામા આવશે આ કારખાનામા દરરોજ એક હજાર ટન યુરિયા ઉત્પન્ન થશે કારખાનામા કામ કરતા કર્મચારીઓ માટે આધુનિક વસાહત પણ તૈયાર થઈ રહી છે જેમા બધી જ અદ્યતન સગવડની જોગવાઈ છે કારખાનાનો પહેલો તબક્કો પૂરો થવાની અણી ઉપર છે ત્યા જ, તેના વિકાસના બીજા તબક્કાની ૨૭ કરોડની યોજના કેન્દ્ર પાસે વિચારણા અર્થે પહોચી ગઇ છે ખાતરની બાબતમા હવે આપણે પરાવલબી રહેવા માગતા નથી ઠેકઠેકાણે આવા કારખાનાઓ આકાર લઇ રહ્યા છે, ગુજરાતમા બરોડા ઉપરાત કંડલા તેમજ મીઠાપુર ખાતે તૈયારીઓ ચાલે છે કોચીનના કારખાનામાથી ઉત્પન્ન થતા ખાતરને કેરાળાની સરકાર લાલ ખાતરનુ નામાભિધાન આપે તો પણ તેની કાર્યક્ષમતા જે છે તે જ રહેવાની છે

## સમુદ્ર મંથન

મેરુ પર્વતનુ વલેણુ અને શેષનાગનુ દોરડ બનાવી દેવ અને દાનવોએ સમુદ્ર મંથન કરી, તેમાથી અમૃત કાઢ્યુ તેને માટે પણ દેવ અને દાનવો વચ્ચે યુદ્ધ થયું સમુદ્રમાથી કાલકૂટ નામનુ ઝેર નીકળ્યુ તે તો શંકર ભગવાન પી ગયા અને નીલકંઠ બન્યા અમેરિકાની અણુ સબમરીન 'સ્કોર્પિયન' ૯૯ માણ

સોના કાફના સાથે એટલાન્ટિકમા ડૂબી ગઈ તેની શોધ માટે અમેરિકાના મરજીવાઓએ તે સાગર ઉલેચી નાખ્યો છે અને ભગ્ન અવશેષોના ફોટા, દસ હજાર ફીટની ઊંડાઈએથી લઇને, તપાસ કરી રહેલા નિષ્ણાતોને અમૂલ્ય માહિતી પૂરી પાડી છે સમુદ્રમા અમુક ઊંડાઇએ પાણીનુ દબાણ કેટલુ પ્રબળ હોઈ શકે છે તેનો ખયાલ આ હોનારતે આપ્યો છે સભવ છે કે 'સ્કોર્પિયન' સલામતીની મર્યાદા ઓળગી ૨૦૦૦ ફૂટ નીચે ગઇ હશે, અને પાણીના દબાણથી તેનું તુતક અદર ફસકી પડયું હશે દુશ્મનની સબમરીનને શોધવા પાણીની અદર સભળાય તેવી યત્ન રચનાથી સાગરનુ પેટ્રોલીગ કરતા મોનિટરો આવા સકેતો ટેઈપ ઉપર ઝડપી લયે છે જે દિવસે 'સ્કોર્પિયન' ગૂમ થઇ, તે દિવસના સકેતો, નૌકાખાતાના મોનિટરો, મેળવવા સફળ થયા અને તેને આધારે, તુતક તૂટી પડવાથી અવાજની જે માત્રા ઉદ્‌ભવે તેનો અણસાર મેળવ્યો જે બે સ્ટેશનોએ ડૂબતી સબમરીનના સકેતો ઝીલ્યા હતા, તે ઉપરથી અકસ્માતનું બિંદુ ત્યાથી દક્ષિણ પશ્ચિમે ૪૦૮ માઈલ દૂર અનુમાનવામા આવ્યુ તે સ્થળે નાટક ફરીથી ભજવવામા આવ્યુ – પાણીની સપાટી નીચે બે હજાર ફૂટ ઊંડે TNTની મદદથી એવો ધડાકો કરવામા આવ્યો, જે સબમરીનના તૂટી પડવા વખતે થયો હશે એ સકેતોને ફરીથી ઝીલવામા આવ્યા બન્ને લગભગ સરખા નીકળ્યા એટલે 'સ્કોર્પિયન' કયાથી ગૂમ થઈ તેનો નિર્દેશ મળ્યો ખરી તપાસ તો હવે કરવાની રહે છે કયા કારણને લીધે સબમરીન ડૂબી ગઇ ?

આને માટે પણ જુદા જુદા દસ વિકલ્પોની ચકાસણી ચાલે છે કયા અકસ્માતને કારણે સબમરીનના ભાગો જુદી જુદી દિશામા રઝળી ગયા હોય ? આકસ્મિક ટોર્પીડો છૂટવાથી ? ચાલકોના કોઈ ભૂલ ભરેલા કૃત્યથી ? કન્ટ્રોલ મીકેનીઝમ નિષ્ફળ જવાથી ? સામુદ્રના તળિયેથી, સશોધન નૌકાએ લીધેલા ફોટા ઓને આધારે નૌકાસૈન્ય ખાતે કાનૂની તપાસ કરતી અદાલતની કાર્યવાહી હજી પૂર્ણ નથી થઇ,

## વિરાટ આયોજન

બિહારની કીરીબુરુ પછી, મધ્યપ્રદેશની બૈલાડીલા ખાણનો વિકાસ જેટલો રોમાચક છટલો જ ભવ્ય છે અહીથી જે ધાતુમિશ્રિત માટી મળે છે તેમાથી ૬૬ ટકા લોઢુ પ્રાપ્ત થાય છે જે પ્રમાણ અસાધારણ મોટુ છે ૩૨ કિ મી લાબી અને પાચ કિ મી પહોળી ટેકરી વિસ્તારમા ત્રીસ હજાર લાખ ટન ધાતુનો જથ્થો ધરબાયેલો પડયો છે સૌ પ્રથમ ૧૯૫૭મા જાપાની નિષ્ણાતો નિરીક્ષણ અર્થે આવ્યા જાપાન દુનિયાનો એક આગળ પડતો પોલાદની નિકાસ કરતો દેશ છે અને કાચા પોલાદની તેની ભૂખ કદી સતોષાતી નથી ભારતમાથી નિકાસ થતુ કાચુ પોલાદ તેને ઘણુ સસ્તુ પડે છે અને તને શુદ્ધ બનાવી, દુનિયાના બજારમા નિકાસ કરવાનુ તેને ફાવી ગયું છે બૈલાડીલા ખાતે જ્યાં પ્લાન્ટ ઊભો કરવા માટેનો એક એક પથ્થર અને એક એક ગુણી સિમેન્ટ ૨૭૦ માઈલ દૂરથી લાવવામા આ યા છે આ અજાણી જગાને, વિશાખાપટ્ટનમ ખાતે, ૪૭૫ કિ મી લાબી રેલવે લાઇન બાધીને જોડાણ આપવામા આવ્યું છે ડુગરાળ અને વિકટ પ્રદેશની આ રેલવે લાઈન ભારતની સૌથી ઊંચી ૩૨૭૨ ફીટની ઊંચાઇએ બાધવામા આવી છે તેના ઉપર ૧૩૨૩ પુલ અને ખડકમા કોતરેલા ૪૧૫૭૮ ફીટ લાબા ૪૬ બુગદા કોરવામા આવ્યા છે ફક્ત રેલવે લાઈનનુ ખર્ચ ૫૫ કરોડ રૂપિયા થયું છે

આ ખર્ચ અનિવાર્ય હતો કેમકે નિકાસ માટે, આ પ્રદેશને યોગ્ય બદર સાથે સાકળવાની પ્રથમ જરૂર ગણાય, વીજળીના પુરવઠાનો પ્રશ્ન એટલો જ વિરાટ મધ્ય પ્રદેશ ઈલેકટ્રીસીટી બોર્ડ ૬૦૦ માઇલ દૂર કોરબાથી પોણા બે કરોડના ખર્ચ ૧૮૦ માઇલ લાબી લાઇન ભીલાઈ મારફત જોડી આપી આ સાહસમા જાપાને આપણને ખૂબ મદદ કરી છે અને ક્રશીગ લોડીગ અને સ્ક્રીનીગ પ્લાન્ટસ આપ્યા છે તદુપરાત અમેરિકા, રશિયા, હગેરી અને બ્રિટને પણ નોંધપાત્ર હિસ્સો આપ્યો

[ અનુસધાન પૃષ્ઠ ૩૨૯ પર ]

# અવલોકન

શિ

## (૧) "પૌરાણિક નાટકો"

લેખક કનૈયાલાલ મુનશી
પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ
પાના ૨૬૦,
મૂલ્ય રૂા ૪ ૫૦

શ્રી મુનશીના પૌરાણિક નાટકોની આ પાચમી આવૃત્તિ છે ઉપોદ્ઘાતમા શ્રી દુર્ગાશકર શાસ્ત્રીએ સ્પષ્ટતા કરી છે કે આ નાટકો માગેનુ વસ્તુ લેખકે મહાભારત–પુરાણમાથી લીધુ છે, અને વૈદિક–પૌરાણિક સમયના સધિકાળનું વાતાવરણ સર્જવાનો તેમનો પ્રયત્ન છે અહી રજૂ થતા ચારે નાટકોમા સ્ત્રીનુ સ્થાન અને માન ઘણું ઊચુ બતાવવાનો સફળ પ્રયત્ન થયો છે તે ક્રમશ જોઇએ

પ્રથમ નાટક 'પુરદર–પરાજય'ની નાયિકા સુકન્યા વૃદ્ધ ચ્યવનને પરણાવી હોય છે મરવા વાકે જીવતા એ ડોસામા સુકન્યાને તલભાર રસ નથી પોતાના યૌવનને અનુરૂપ અશ્વિનોમા તેનુ ચિત્ત જોડાય છે ચ્યવનનો શિષ્ય વિદન્વત સુકન્યાને પતિવ્રતના ભગમાથી બચાવવા ખૂબ પ્રયત્નો કરે છે પણ આ ભાન તો સુકન્યાને આપમેળે જ થાય છે અને પ્રસગોની રચના એવી ખૂબીથી મૂકવામા આવી છે કે સુકન્યા જ વિદન્વતને પતિવ્રતા સ્ત્રીનો આદર્શ સમજાવે છે પોતાના જ મનોબળથી પોતાની જાત ઉપર વિજય મેળવી તે અશ્વિનોને વિદાય આપે છે તેનાથી પ્રસન્ન થઈ દુખીનુ દુખ હરનારા દેવો ચ્યવન ઋષિને શાપમાથી મુક્ત કરે છે અને તે વૃત્રઘ્ન–પુરદરને સોમપાન માટે આમત્રણ આપે છે ઇન્દ્ર તેનું નિમત્રણ સ્વીકારે છે અને ચ્યવન ઋષિનો ટેક સુકન્યા દ્વારા રહે છે ઇન્દ્ર જેવા દેવાધિદેવના પરાજયમા ભાગ ભજવે છે સુકન્યાનુ સતીત્વ અશ્વિનીકુમારો તરફ મોહાધ થતી સુકન્યાને ઉત્તરાર્ધમા વૃદ્ધ ચ્યવન માટે પોતાના સર્મસ્વની આહુતિ આપતી દર્શાવીને માનવ સહજ નબળાઈમાથી આત્મશ્રદ્ધાનો આવિષ્કાર બતાવવામા આવ્યો છે

બીજુ નાટક છે 'અવિભક્ત આત્મા' ઋગ્વેદકાલના પ્રારભ સમયની સપ્તર્ષિની આ કથા જગમશહૂર છે વશિષ્ઠ અને અરૂધતી બન્ને સપ્તર્ષિપદ માટે તપ કરે છે, સાથે સાથે તેમની વચ્ચેની પ્રણયગાઠ મજબૂત થતી જાય છે સ્ત્રી પુરુષની સમોવડી છે એ ખ્યાલને પ્રચલિત કરવામા મુનશીજી અગ્રસ્થાને રહે છે સપ્તર્ષિપદે સ્ત્રીઓમા એક અરૂધતી જ પહોચી શકે છે એ પદ જ્યારે વશિષ્ઠને મળે છે ત્યારે તેઓ એકલા સ્વીકારવા ના પાડે છે અને અરૂધતીની સાથે જ એ પદ તેમને મળવુ જોઇએ એવો એવો આગ્રહ રાખે છે તેથી ભગવાન ક્રતુ શાપ આપે છે તે સ્વીકારીને વશિષ્ઠ અરૂધતી એકલતામા રહીને તપ ચાલુ રાખે છે વર્ષોના તપનુ ફળ છેવટે તેમને મળે છે અને બન્ને સાથે જ સપ્તર્ષિપદના અધિકારી બને છે આજના સિનેમાના નાયક–નાયિકાની પેરે પ્રણયના દબ્યો આ નાટકમા આવે છે તેને બાદ કરતા, સ્ત્રી અને પુરુષના અવિભક્ત આત્માનું જોડાણ દર્શાવતી આ કથા આજના યુગના આદર્શની દૃઢ પારિકા બની રહે છે સ્ત્રી અને પુરુષ બે ભટકતા અડધિયા છે અને તેમનું જોડાણ એક કુદરતી ચીલો બનવા સર્જાયું છે

આર્ય અને અનાર્ય, દેવ અને દાનવો, ઔર્વ અને ભૃગુ વચ્ચેનો વિપ્લવાત્મક વિગ્રહ પુરાણકાળમા સતત ચાલતો જ રહે છે ત્રીજા નાટક 'તર્પણ'નો નાયક છે સગર જેણે હૈહયોનો નાશ કરવા બીડુ ઝડપ્યું હતુ ત્રણે નાટકોમા આજ એવુ નાટક છે જેની મુખ્ય નાયિકા સુવર્ણા પ્રધાન સ્ત્રીપાત્ર તરીકે, સગરના પ્રેમમા હોવા છતા અને પોતાના પિતા વીતહવ્યે આનર્તરાજ સાથે રૂપનીનુ વાગ્દાન કર્યું છે તેને કાવતાથી નિષ્ફળ બનાવે છે પણ પિતાનુ માથુ કાપી લેનાર જામદગ્ન્યાસ્ત્રધારી સગર સમક્ષ તો પ્રાણાર્પણ જ કરી બેસે છે પોતાની પ્રેયસી તરફ આવા વર્તન માટે, ઔર્વને ચરણે ગુરુદક્ષિણા તરીકે વીતહવ્યનુ માથુ ધર્યા પછી પોતે પોતાને

[અનુ પૂઠા પાન ૩]

[૩૩૫થી ચાલુ]
હાથે મરવા સગર તૈયાર થાય છે પણ દૈવી ચમત્કારથી અસ્ત્ર તેના હાથમાથી અતર્ધાન થઇ જાય છે અને તે આર્યાવર્તનો ચક્રવર્તી સગર તરીકે ઓળખાવા જીવતો રહે છે

ચોથુ નાટક 'પુત્ર સમોવડી'મા કચ-દેવયાનીનો પ્રસગ આવે છે શરૂઆતમા કચ અને દેવયાનીનો પ્રણય ખીલતો બતાવ્યો છે શુક્રાચાર્ય પોતાની પુત્રીને બૃહસ્પતિના પુત્ર સાથે બહુ આગળ ન વધવા ખબરદાર કરે છે વિદ્યાભ્યાસ પૂરો કર્યા પછી અને મૃત્યુ ઉપર વિજય મેળવતો સજીવની મત્ર પણ પણ કવિ ઉશનસે પોતાના વિરોધીના પુત્રને શીખવા પછી તે દેવલોક જવા પ્રયાણ કરે છે ત્યારે દવયાની તેને રોકવા ઘણું સમજાવે છે પણ કચ વાચસ્પતિ અને દેવેન્દ્રની આજ્ઞાનુ ઉલ્લઘન કરવા ના પાડે છે ત્યારે દેવયાની પણ પિતાનું પડખુ છોડવા નનૈયો પરખાવે છે અને પુત્રી હોવા છતા પુત્ર સમોવડી બની રહેવા મથે છે યયાતિને પરણી, તેના સૈન્યની મદદથી, માતામહ ઇન્દ્રની સાથે બાખડે છે યયાતિ ઇન્દ્રાસન મેળવે છે પણ ઉદ્દડ સ્વભાવને કારણે ગુમાવી બેસે છે પોતાની પૌત્રીને સ્વર્ગે લઇ જવા ઇન્દ્ર આવે છે અને નહૃષની કુલવધૂ હોવાથી પિતૃલોકમા યયાતિ સાથે સચરશે એવી ધમકી આપે છે તેને પણ ગણકારતી નથી અને પિતા શુક્રાચાર્ય સાથે રહી, જુદુ પિતૃલોક વસાવવાની તૈયારી બતાવે છે ઇન્દ્ર છેવટ સુધી પૌત્રીને વશ કરી શકતો નથી કે પિતાથી જુદી પાડી શકતો નથી પિતા વત્સલ પુત્રી તરીકે દેવયાનીનુ પાત્ર ચારે નાટકોમા ભારે તેજસ્વી અને સ્વમાની રહે છે, અને ચારે નાયિકાઓ– સુકન્યા અરુધતી, સુવર્ણા અને દેવયાની મા પોતાના માની લીધેલા આદર્શના પાલનમા તે મોખરે રહે છે

૧૯૩૦મા પ્રથમ બહાર પડયા હોવા છતા આજે પણ આ નાટકોનુ આકર્ષણ એટલુ જ પ્રબલ રહે છે તેનુ એક કારણ કથાવસ્તુ છે પણ મુખ્યત્વે મુનશીની કલ્પના, જેમતની રીતી અને ધસમસતા પૂર પેઠે વહે જતો કથાપ્રવાહ છે

(૨) 'લોકરાજ' દીપોત્સવી અક

સપાદક : કનૈયાલાલ વાઘાણી, ભાવનગર

ભાવનગરથી નીકળતા 'લોકરાજ' દૈનિકનો આ પ્રથમ દિવાળી અક છે અને તેનું સપાદન શ્રી કનૈયાલાલ વાઘાણીએ કર્યું છે સપાદકીય નોધમા તમણે કેટલીક મર્યાદાઓની સ્પષ્ટતા કરી છે લગભગ બસો ઉપરાત પાનામા પચાસ ઉપરાત લેખકો, વાર્તાકારો અને કવિઓને સમાવી લેવાયા છે, જેમા બ્લેક વિષેનો શ્રી ગોયનનો એક અગ્રેજી લેખ પણ આવી જાય છે વિષય વૈવિધ્ય સારું જળવાયું છે કાવ્યોમા શ્રી અમૃત ઘાયલ, શાકિન કેશવાણી, સુરેશ ગાંધી, પ્રજારામ નઝીર દેખૈયાની રચનાઓ ધ્યાન ખેચતી બને છે નવેદિનોનો ફાળો સવિશેષ રહ્યો છે અને ભવિષ્યને માટે સારી એધાણી પૂરી પાડે છે સપાદકની જહેમત દીપી ઊઠી છે ભાવનગરમાથી થતો આ પ્રયાસ આવકારપાત્ર છે, અને ભવિષ્યમા વધુ સમૃદ્ધ અકો આપે એવી ઝખના પ્રેરે છે

(૩) 'નવચેતન' દીપોત્સવી અક

તત્રી ચાપશી ઉદ્દેશી, અમદાવાદ

'નવચેતન'ના આ વર્ષના સમૃદ્ધ દિવાળી અકને સાહિત્ય અક કહેવુ યોગ્ય લાગશે ઉમાશકર જોશી વિષે શ્રી નરોત્તમ વાળદ, 'ગુજરાતની લલિત કલાઓ' ન ટે શ્રી રવિશકર રાવળ, ભાસકૃત 'ઉરુભગ' નાટક વિષે શ્રી ભોગીલાલ સાડેસરા, રમણલાલ દેસાઈ ઉપર શ્રી સુધા દેસાઈ, કાન્તના નાટકો વિષે શ્રી તખ્તસિહ પરમાર ટોલ્સ્ટોયની સર્જન પ્રક્રિયા વિષે ગુણવત શાહ 'અગ્ગાડી' નાટક વિષે મધુસૂદન પારેખ અહી ઉપસ્થિત થાય છે આ તો મુખ્ય ઉલ્લેખ થયો અકમા રજૂ થતા બીજા લેખો અને નવલિકાઓનુ ધોરણ ઉચ્ચ રહ્યુ છે ફિલ્મ ચિત્રોની કસોટીમા પણ 'સરસ્વતીચદ્ર' ઊણું છે ! 'અખબારનો તત્રી' વિષે શ્રી યજ્ઞેશ શુકલનો લેખ તથા 'અમૃત બઝાર પત્રિકા–ગુજરાતીમા' (લેખક હરિભાઇ પટેલ) તથા શ્રી હરિલાલ ગૌદાનીનો 'સામેલુ' ધ્યાન ખેચતા બન્યા છે શ્રી ચાપશીભાઈ આજે વર્ષોથી નિષ્ઠાપૂર્વક સાહિત્ય સેવા કરી રહ્યા છે તેના દૃષ્ટાંત તરીકે આ દીપોત્સવી અકને ચીધી શકાય

# વૈષ્ણવજન

વર્ષ : ૭ ] જાન્યુઆરી– ૧૯૬૯ [ અંક : ૧૦

## અનુક્રમણિકા





### સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

•

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંપાદક તે વિચારમાં સંમત છે જ તેમ માનવું નહિ.

•

[લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

લવાજમ

દેશમાં [ વરસનું ] ૮ રૂપિયા
પરદેશમા સોળ શિલિંગ.

"વૈષ્ણવજન"
૨–રામકૃષ્ણનગર
રાજકોટ–૨

પ્રકાશક, મુદ્રક, માલિક : ધીરેન ગાંધી : સંપાદક : નવીન ગાંધી : ૨, રામકૃષ્ણનગર, રાજકોટ–૨
મુદ્રણ–પ્રકાશન સ્થાન : સુરૂપ મુદ્રિકા, રેઈસકોર્સ રોડ, રાજકોટ.

# ગુજરાત સ્ટેટ કો-ઓપરેટીવ લેન્ડ ડેવલપમેન્ટ બેન્ક લિ.

( રજીસ્ટર્ડ ઓફીસ : અમદાવાદ )

૪૮૯, આશ્રમ રોડ,
નવરંગપુરા
અમદાવાદ-૯.

સહકાર, ભવન
ઢેબરભાઈ રોડ,
રાજકોટ.

ગુજરાતના ખેડૂતોની તેમની જરૂરીયાત
૧૯૧ શાખાઓ દ્વારા પુરી પાડનારી
રાજ્યની કેન્દ્રિય સંસ્થા

આ બેન્કની સભ્ય સંખ્યા, ૬,૧૭,૮૭૫
આનુષંગિક હેતુઓ માટે અત્યાર સુધી કરેલ ધીરાણ

| | સંખ્યા | ધીરાણ કરોડ-લાખ. |
|---|---|---|
| [૧] નવાકુવા | ૧,૨૦,૦૦૦ | ૨૦ ૩૨ |
| [૨] જુના કુવા | ૨૨,૭૯૬ | ૧.૮૫ |
| [૩] ઓઈલએન્જીન ઈલે મોટર્સ | ૯૭,૭૫૮ | ૩૩ ૩૧ |
| [૪] ટ્રેક્ટર્સ | ૨૪૨૯ | ૪ ૦૪ |

તેમજ અન્ય હેતુઓ માટે મળી
કુલ રૂા. ૭૧ કરોડ અને ૮૦ લાખનુ ધીરાણ કરેલ છે.

મગનભાઈ ર પટેલ
ઉપપ્રમુખ

હરિપ્રસાદ હ. ત્રિવેદી
આઈ. એ. એસ રીટાયર્ડ
મેનેજિંગ ડીરેક્ટર

ઉદયભાણસિંહજી
યુવરાજસાહેબ ઑફ પોરબંદર,
પ્રમુખ

# વૈષ્ણવજન




જીવનને પવિત્ર બનાવવાનો માર્ગ અગીયાર વ્રતોનુ ચિંતન ને તેનુ અણીશુદ્ધ પાલન છે

બધા પાપ પુણ્યની જડ મનની અંદર રહે છે મન સાફ થાય તો બાહ્ય ત્યાગ શોભે

પોતાના નિશ્ચયોને વિષે દૃઢ રહેવાથી આત્મવિશ્વાસ એની મેળે આવે છે.

—બાપુ

બને તેટલી સાદાઈ અંતરમાં ને બહાર રાખો.

—બાપુ

સદાચારનું મુખ્ય લક્ષણ સત્ એટલે સત્ય છે.

—બાપુ

જે કંઈ આપણે કરીએ તે શીખવાના ભાવથી કરીએ તો તે સાચું શિક્ષણ છે.

ય. મ. ૩૧-૭-૩૨ —બાપુ

ભક્તના યોગક્ષેમનો બોજો ઈશ્વર ઉપાડે છે.

—બાપુ



"દિલેમ જા ભીખારી રે સુવર્ણ હોયે એલો ફિરે"

હું ગામડાને માર્ગે માગે ભીખ માગતો ફરતો હતો ત્યાં તમે તમારા સોનાના રથમા નીકળ્યા

તમારી અપાર શોભા જોઈને મને થયું કે "હુ તો સૂતો સૂતો સ્વપ્ન તો નથી જોતો ? આ મહારાજા કોણ હશે ?

"આજ મારે સોનાનો સૂરજ ઊગ્યો છે, એટલે ઘેર ઘેર ઊબારા નહિ ભાંગવા પડે. આજ તો મારા દાળદરના ભૂકા થઈ જાય એમ છે રાજા સોનાના ફૂલ ને હીરામાણેક-મોતી ઊડાડશે તેના હું મૂઠેમૂઠા ભરી લઈશ "

આમ વિચાર કરુ છુ ત્યા તો તમારો રથ ઓચિન્તો મારી પાસે આવીને ઊભો રહી ગયો, ને મારા સામુ જોઇને હસતા હસતા તમે નીચે ઊતર્યા. તમારુ પ્રસાદસદન વદન જોઇને મારા ત્રિવિધ તાપ શાન્ત થઈ ગયા પણ ત્યા તો કોણ જાણે શું કામ 'મને કંઈક આપો ને' એમ કહીને તમે મારી આગળ તમારો હાથ લબાવ્યો.

આ સાભળીને હુ માથુ નીચુ કરી ગયો. તમારે ઘેરે શેની ખોટ હતી તે તમે ભિક્ષુક આગળ ભિક્ષા માગવા આ યા ? મારી ઠેકડી કરવાનુ તમને સૂઝયુ કે શુ ? વિચાર-મૂઢ થઈ ને મે મારી ઝોળીમાથી ધાનની એક ઝીણી કણી કાઢી ને તમને આપી.

સાજે ઘેર જઈને મારુ પાત્ર મેં ભોય ઉપર ઠલવ્યુ તો ભિક્ષા વચ્ચે સોનાની એક ઝીણી કણી મારા જોવામા આવી.

"દિલેમ જા ભીખારી રે સુવર્ણ હેયે એલો ફિરે"

રાજભીખારીને મે જે દીધુ હતુ તે સોનુ થઈ ને પાછુ આવ્યુ હતુ.

પછી તો મારી એક આખમાથી શ્રાવણ ને બીજીમાથી ભાદ્રપદ વરસ્યા, અને મને પસ્તાવો થયો કે

"તોમાય કેન દિઇનિ આમાર સકલ શૂન્ય કરે"

* મારુ સર્વસ્વ મે તમને કાં ન દીધુ ? — દે. વા

* ઇંડિયન પ્રેસ, પ્રયાગની ગીતાંજલિ, ૫૦ [પાનુ ૬૫] ઉપરથી.

'આશુતોષ'

## ભૂગોળ

એકવીસમી આંતરરાષ્ટ્રીય ભૂગોળ પરિષદ દિલ્હીને આંગણે મળી ગઈ એશિયામાં આ પહેલી પરિષદનું યજમાનપદ ભારતને મળ્યું ભૂગોળની વ્યાખ્યા આજે બદલાતી ચાલી છે ૧૯૭૦-૭૧માં 'કોન્કોર્ડ' વિમાનમાં મુસાફરી કરનાર યાત્રીને ભૂગોળનું જ્ઞાન જીભને ટેરવે રમતું હોવું જરૂરી બનશે, કેમકે દસ મિનિટ જેટલા સમયમાં તેની દેશ, દુનિયા અને આબોહવા બદલાતા રહેશે પૃથ્વીના સીમાડા પાર કરીને, અંતરીક્ષને વીંધીને, ચન્દ્રની ભૂગોળ જાણવા આજે માનવી અધીરો બન્યો છે, આ ધરાતલ તેને જાણે સાંકડું લાગે છે સ્વામી આનંદે ભૂગોળનો અતિ સુંદર ખ્યાલ તેમના પુસ્તક 'નવલાં દર્શન'માં આપ્યો છે અને ભૌગોલિક ખાસિયતોએ ભૂપૃષ્ઠ ઉપર માનવી-માનવી વચ્ચે જે ભેદરેખા રચી છે તેનું વ્યાપક દર્શન કરાવ્યું છે ભૂગોળ અને ઇતિહાસ માનવ જાતની મોંઘેરી સંપત્તિ છે અને તેનું જ્ઞાન, તેમજ જ્ઞાનનું વિસ્તરણ આવશ્યક અને અનિવાર્ય છે શાળા અને કોલેજોમાં, અભ્યાસક્રમમાં એક નવી જ દૃષ્ટિથી આ વિષયોનું અધ્યયન જરૂરી બન્યું છે ઇતિહાસવિદ્ હમેશા નમ્ર બને છે અને ભૂગોળના અભ્યાસીની દૃષ્ટિ વિશાળ વ્યાપને આવરી લેતા શીખે છે આ ગુણો આવતી કાલના નાગરિકોમાં ખીલે, તો ભવિષ્યની પ્રજા બાપદાદાની ભૂલોના શાપથી મુક્ત બનશે અને કદાચ એવી સંસ્કૃતિનું નિર્માણ કરે જેમાં યુદ્ધનો રાહ ત્યાજ્ય હોય !

## દૂધ-ઘી-માખણ

એક અબજ રૂપિયાની ઑપરેશન ફ્લડ-ડેરી યોજનાનો વિચાર ઘણો આકર્ષક લાગે છે વળી ભારતના ગુરુતમ શહેરોની જનતાને ચોખ્ખા ઘી દૂધ, માખણ ભેળસેળ વિના મળે-જે ઇન્દ્રને પણ દુર્લભ છે-એનાથી મોટું અહોભાગ્ય શું હોઇ શકે ? અરે, ન્યુઝીલેન્ડ અને ડેન્માર્ક જેવડા નાનકડા દેશોનો ડેરી ઉદ્યોગ વિશ્વમાં શ્રેષ્ઠતા માટે જાણીતો છે ત્યારે વિશાળકાય ખેતી પ્રધાન ભારત દેશ ધારે તો આખી દુનિયાનું બજાર સર કરી શકે આણંદની અમૂલ ડેરી અને ખેડા જીલ્લાની સહકારી દૂધ ઉત્પાદક મંડળીએ દિશા ચીંધી છે પરંતુ સહકારી ધોરણે થતા કામો વકરી ગયાના જાહેર ક્ષેત્રમાં અનેક ઉદાહરણો છે ગુજરાતના રાજકોટ અને જૂનાગઢ જીલ્લામાં સરકારી દૂધ યોજના અમલમાં છે અને તેના રેઢિયાળ તંત્રથી ત્યાંની જનતા સારી રીતે વાકેફ છે આ યોજના સહકારી નથી પણ સરકારી છે એટલે પછી સરકારી તંત્રના છબરડા, બિન આવડત, તંત્રના ખોટા ખર્ચાનું લેણું ઉપર ભારણ ઈત્યાદિ અવગુણો જાણે અનિવાર્ય ગણાય લોકોને દૂધ મોંઘુ મળે સરકારી દૂધનો ભાવ વધે એટલે ખાનગી દૂધ કેન્દ્રના માલિકો તેનું અનુસરણ કરે આજે સન્નિષ્ઠ કાર્યકરો કે નોકરો સરકારી તંત્રમાં મળવા મુશ્કેલ છે એટલે ફ્લડ યોજનાથી દૂધ પૂરૂ પાડવાની કોઇ મહાત્ત્વકાંક્ષી યોજના અમલમાં મૂકતા પહેલા વહીવટી તંત્રનો પાકો વિચાર કરવાની જરૂર છે કેમકે જાહેર જીવનમાથી નિષ્ઠાએ વિદાય લીધી છે અને રૂશ્વતખોરીને સ્થાન આપ્યું છે ત્યારે વિરાટ આયોજનનું માળખું બેહદ પ્રશ્નો ઊભા કરે છે

## ઘરના છોકરા ઘંટી ચાટે

થોડા સમય પહેલા કુટુંબ નિયોજનના પ્રખર નિષ્ણાત ડો ચંદ્રશેખર સાહેબે પ્રસ્તાવ મૂકેલો કે સંતતિ નિયમનના સાધનો ઘેરઘેર વેચવા પોસ્ટમેનનો ઉપયોગ કરી શકાય અને તેને કાંઇક વળતર પણ આપી શકાય ત્યાર પછી શેખર સાહે

બના આ વામન વિચાર–બીજ ઉપરથી વધુ ફળદુ । એમ્જ એએ વિરાટ વટવૃક્ષનો ખ્યાલ રજૂ કરી દીધો છે હવે પછી ટપાલખાતુ તેની સેવાઓનુ ક્ષેત્ર વિસ્તારીને લોકોના બીલ ચૂકવવા આગળ આવશે. LICનુ પ્રિમિયમ, વીજળી વપરાશનુ બીન, નગરના પૈસા તેમના ખાતામાથી ભરી આપશે. આ સેવા ઓમા ઉત્તરોત્તર વધારો થતો રહેશે સ્કૂલ ફી, ધોબીનુ બીલ, કરિયાણાના વેપારીનુ બીલ, સિનેમાની ટિકિટનુ તેમજ રેલવેની મુસાફરીનુ રીઝર્વેશન આ બધુ ક્રમશ દાખલ થશે જે ખાતેદારોની સિલિક આકર્ષક હશે તેમને વધુ સેવાઓ મળતી રહેશે દાખલા તરીકે મુબઈગરાને ભેળપુરી, અમદાવાદીને જલેબી–ગાઠિયા, બગાળી બાબુને રૅસોગોલ્લા, અને તામીલનાડને ઇડલી–ઢોસા તેમના જોખમે અને ખર્ચે પૂરા પાડવામા આવશે અને બીન તેમના ખાતાની ચોપડીમા ચોટાડવામા આવશે જે લોકોની શ્રદ્ધા ધર્મમાથી ડગી નથી તેઓ અવશ્ય કબૂલ કરશે કે ભગવાને સ્વમુખે જે વચન આપ્યુ છે કે પરિ-ત્રાણાય સાધુનામ્ હુ યુગે યુગે જન્મ લઈશ તે પૂર્ણ કરવા તેમણે ક્ષેત્ર તરીકે ભારતીય તાર અને ટપાલ ખાતાને પસદ કર્યુ છે કે જેનો મુદ્રાલેખ છે ‘અહર્નિશમ્ સેવામહે’ આ એક ધન્ય પ્રસગ છે જ્યારે આકાશમાથી વૃષ્ટિ અને દેવોને સ્વર્ગમા દદુભિનાદ કરવો ઘટે કેટલાક અવળી બુદ્ધિના લોકો શકા પણ ઉઠાવે કે આ બધુ કરવા જતા, જે મૂળ કામ કરવાનુ છે–ટલ્લે ચડાવ્યા વિના ટપાલ વહેચવાનુ–તેને અસર નહિ પહોચે ને ? ગુજરાલ સાહેબે ગઇ કાલે જ એકરાર કર્યો કે ટેલિફોનની બે લાખ જેટલા ગ્રાહકોની માગણી સતોષી શકાય તેમ નથી–સામગ્રીનો અભાવ છે–એનુ અવતરણ ટાકીને કોઇ દોષ શોધનારા પહેલી કહેવત પણ લલકારે કે ઘરનુ તો ઠેકાણુ નથી ઇત્યાદિ જેને દૂધમાથી પોરા શોધવાની ટેવ પડી તેને શુ કહેવુ ?

## પવનની સાથે

દક્ષિણ–પૂર્વ એશિયાના રાજદૂતોની પાટનગરની બેઠકમા વડાપ્રધાને વિદેશ નીતિને જડ માળખામા બાધી નહિ રાખવાની શીખ આપી તેમાં સમયની બલિહારી દેખાય છે. આજે સમગ્ર વિશ્વમા પ્રવાહી સ્થિતિ પ્રવર્તે છે. અમેરિકા–રશિયા ઘર્ષણ ટાળે છે, ઇઝરાઈલ અને વિયેટનામના પ્રશ્ને મહા-સત્તાઓ સંયમ દર્શાવે છે, ચીન અમેરિકા પ્રત્યે કૂણુ વર્તન દાખવે છે, દિલ્હીની રાજદૂતોની બેઠકમા ચીની રાજપુરુષ સૂચક હાજરી આપે છે, નાસર સમાધાનની ભાષા બોલે છે, બ્રિટિશ વિદેશ પ્રધાન ભારતની મુલાકાતનો ઉપયોગ શુભેચ્છા વધારવા માટે કરે છે, પાકની સરમુખત્યારશાહી સામે મોરચો મડાય છે. શ્રીલકાના વડાપ્રધાન સેનાનાયકે અક્કડતા છાડી, સમાધાનનો સૂર કાઢે છે, રશિયા ભૂમધ્યમા અને અમેરિકા કાળા સમુદ્રમા નૌકા કાફલાને મોકલી એક બીજાનુ પાણી માપે છે, ચીન આલ્બેનિયામા પોતાનું મથક સ્થાપવા માગે છે; દ'ગોલ ફ્રાન્કનુ અવમૂલ્યન ટાળી શકે છે. આવી પલટાતી દુનિયામા તાળીઓના તાલે રહેવામા જ રાજકારણનો ગરબો ઘૂમી શકાય

## નિરાકાર, નિર્વિકાર

આજકાલ યુગ એવો આવી ગયો છે કે મત્રણાઓ જેને લબાવતા ન આવડે તો માર ખાય જારીગ મિશન આરબ–ઇઝરાઇલ વચ્ચે મત્રણા ચલાવી રહ્યુ છે, ફરાક્કા બધ વિષે ભારત–પાકિસ્તાનના પ્રતિનિધિઓ એટલા માટે મળે છે કે મત્રણા પડી ભાગી ન કહેવાય, કાશ્મિરના પ્રશ્ને વર્ષોથી મત્રણા ચાલી રહી છે આ સર્વમા શિરમોર સમી પેરિસ ખાતે ચાલતી વિયેટનામની શાતિ મત્રણા છે. અહી જે પક્ષો ભેગા થયા છે તેમના પ્રતિનિધિઓ અસાધારણ કુશાગ્ર બુદ્ધિ ધરાવે છે માટે જ તેમણે મત્રણાનો મૂળ પ્રશ્ન બાજુએ મૂકી, જે ટેબલ ઉપર મત્રણા ચાલી રહી છે તેના આકાર વિષે ચર્ચા ઉપાડી છે. ટેબલ કેવુ હોવુ જોઈએ, લબચોરસ, લબગોળ, સમચોરસ, કે વર્તુળાકાર અથવા તેને કેટલા પાયા હોવા જોઇએ. આ મુદ્દાઓ ઉકેલ માગે છે ટેબલ જો કોઇપણ જાતના આકાર વિનાનુ હોય તો તે નિરાકાર હોવાથી, મત્રણાઓ પણ નિર્વિકાર બને. આ બ્રહ્મજ્ઞાન વિષ્ટિકારોને કયાથી આવ્યુ તે

એક કાયદો છે. પણ ભારતે હવે વધુ પડતા સૌજન્ય ઉપર આધાર ન રાખતાં, આ બ્રહ્મજ્ઞાનનો વ્યવહારુ ઉપયોગ શીખી લેવાની જરૂર છે.

## બિઆફ્રાનો જંગ

ફેડરલ નાઈજીરિયન સરકારના લશ્કરી દળો સામે બિઆફ્રાના દળો તૂટી પડવાની આગાહી મહિનાઓથી થઈ રહી છે પરંતુ પ્રતિકાર આશ્ચર્યજનક રીતે ઉગ્ર બની રહ્યો છે અને ઇબો જાતિનું નિકંદન કાઢવા તત્પર બનેલા જનરલ ગોવનને બરોબર રમાડી રહ્યા છે. બ્રિટન અને રશિયા બન્ને ગોવનને મદદ આપી રહ્યા છે. આની સામે બિઆફ્રા છૂપી રીતે શસ્ત્રોની મદદ મેળવી રહ્યું છે અને તેમા ફ્રાન્સનો હાથ હોવાનુ ખુલ્લી રીતે મનાઇ રહ્યું છે. 'દવાઓ' અને 'મશિનરી'ના લેબલ ચોડેલી દારૂગોળા અને શસ્ત્રસામગ્રીની પેટીઓ ફ્રેન્ચ સંસ્થાનોની ભૂમિમર્યાદામા થઈ ઝઝૂમી રહેલા બિઆફ્રનોને મળે છે અને આંતરવિગ્રહના એક કરુણ પ્રકરણનો અંત લંબાવી રહેલ છે.

## રત્નો ઝૂંટવાયાં !

ગુજરાતે બે સંસ્કારમૂલક પ્રતિમા ગુમાવી- એક સાહિત્ય ક્ષેત્રની–બીજી સેવા ક્ષેત્રની. જે જમાનામાં ગુજરાતી સાહિત્યક્ષેત્રે વિવેચન શાખાનો પાયો નખાયો, ત્યારે પાયાનુ ચણતર કરનારા પંડિત યુગના સાહિત્યકારોમા શ્રી. વિશ્વનાથ ભટ્ટ અગ્રણી હતા. તેમનું ગદ્ય શિષ્ટ અને સ્વચ્છ હોવા ઉપરાત અંગ્રેજી અને સંસ્કૃત સાહિત્યના સમન્વયરૂપ બની રહે છે. તેમની કારકિર્દી બહુધા શિક્ષક તરીકે વીતી છે. ઇતર ભાષામાથી તેમણે કરેલા ભાષાતરો આજે પણ પ્રેરણાદાયી લાગે છે વિવેચનના તેમના ગ્રંથો માર્ગદર્શક ગણાય છે અને વિવેચકમા જે આદર્શો હોવા જોઇએ તે તેમણે જીવી અને કરી બતાવ્યા. ગુજરાતી સાહિત્યમાં સદ્ગત વિશ્વનાથ ભટ્ટનુ પ્રદાન ચિરંજીવ રહેશે. તો વળી બીજી ખોટ પડી છે ડૉ સુમન્ત મહેતાના અવસાનથી. વાર્ધક્ય અને અસહાય શારીરિક પરિસ્થિતિને કારણે છેલ્લા વર્ષોમા ડૉકટર સાહેબ જાહેરમાં ઝળકયા નથી પરંતુ તેમનું આખું જીવન અનેકને માટે મંગળદાયી પ્રેરણારૂપ બની રહ્યું હતુ. ગાંધીજી જેવી વિભૂતિએ ડૉ દંપતીની જીવન ધન્યતાને બીરદાવી હતી. સેવાના કાર્યમાં આ બડભાગી આત્માને શારદાબહેનનો સથવારો મળતાં, તેમની સેવાક્ષમતા દ્વિગુણીત બની હતી લેખક તરીકે પણ ડૉ. સુમન્ત મહેતા વિચક્ષણ હતા.

## અમેરિકન પનીર

કાળા માથાના ત્રણ માનવીઓ, અંતરીક્ષયાન એપેલો-૮માં ચન્દ્રમાને ફરતો આંટો મારીને, પલ, વિપલ, ઘડી અને ક્ષણના અતિ ચોકકસ કાર્યક્રમ પ્રમાણે ૩૫૦૦૦ કિલોમિટરની ઝડપથી જઇ, ૩૫ કિલોમિટરની ઝડપે ઊતારી બતાવ્યું. જે જોખમ તેમણે ખેડયું હતુ તે માટે સૌના શ્વાસ અદ્ધર જ હતા–હેમખેમ પાછા આવ્યા ત્યારે જ હેઠા બેઠા, હવે એમા શંકા નથી રહી કે હવે પછીનો અમેરિકન યાત્રી, ચન્દ્ર ઉપર ઉતરાણ કરી પાછો ફરશે. એમ તો રશિયાની તૈયારી ઓછી નથી. પણ માળા રહ્યા મીંઢા–સઝવા ન દે. આ બે મહાસત્તાઓએ વિજ્ઞાનની જે અપૂર્વ સિદ્ધિ સાધી છે તેનાથી જો માનવજાતના દુઃખ, દરિદ્ર, અજ્ઞાન, બીમારી દૂર કરવામા સદુપયોગ થાય તો અબજો ડૉલરનાં રોકાણો, પૃથ્વી ઉપરના જ અને માનવજાતિના ઉદ્ધારના કાર્યક્રમોમા વાળી શકાય બ્રહ્માડની વિશાળતાનો ખ્યાલ, ચન્દ્રની યાત્રા ઉપરથી આવી શકે છે. સાહસવીરોએ ભલે કહ્યુ કે ચન્દ્ર અમેરિકન પનીરનો બનેલો છે, પણ આ યાત્રા ખેડવામાં, ચાલુ રાખવામા અને પાર ઊતારવામા જે માનવેતર હિંમત અને માનસિક સ્વસ્થતા ત્રણે યાત્રીઓએ બતાવ્યાં તેનાથી અમેરિકન પાણીને બદલે અમેરિકન પનીરનો ખયાલ દુનિયા આપીને આવી ગયો છે. શુભ્યા ખાતેના આપણા રોકેટો–જે સંપૂર્ણ ભારતીય બનાવટના છે–અને પતંગથી પણ વધુ ઊંચે જઇ શકે છે–તો આપણું પાણી બતાવવા–ભારતીય તકમ કઢીશુ ?–જે મળવી ઇન્દ્રને માટે પણ દુર્લભ છે.

## ગુજરાતની ચોથી યોજના

ગુજરાતને ચોથી યોજના માટે કેન્દ્ર તરફથી ધારેલી સહાય મળવાના સંજોગો ઊજળા નથી. મુખ્ય પ્રધાને કહ્યું છે અને હૈયાધારણા આપી છે કે પૈસાના અભાવે યોજનાને સહન કરવું નહિ પડે અને વધુ કરવેરા નાખીને અને ગ્રામ્યવિસ્તારોને તેમાં આવરી લઈ નાણાં ઊભાં થઈ રહેશે મદ્રાસ રાજ્યે લૉટરીદ્વારા નાણાં ઊભાં કરવાનો કિમિયો અજમાવ્યા પછી પંજાબ-હરિયાણાએ તેનું અનુકરણ કર્યું છે. પણ લાંબી દૃષ્ટિએ વિચારતાં આ એક અનૈતિક પગલું છે જેમાં ઊભાં થતાં નાણાંનો અમુક હિસ્સો જ ઇનામ પેટે અપાય છે અને બાકીના સરકારી તિજોરીમાં જાય છે અલબત્ત લૉટરીની ટિકિટ ખરીદનારાઓ આ જાણતા હોય છે અને છતાં અપ્રતિમ ઉત્સાહ બતાવે છે એમ દલીલ કરી શકાય. પરંતુ રાજ્યકક્ષાએ આવી અનૈતિકતાનો ફેલાવો કરવો તે સ્તુત્ય પગલું નથી કેમ કે તેના પડઘા સમાજમાં પડવાના આજે નૈતિકતાનું સ્તર એટલું નીચું જઈ ચૂક્યું છે કે હજુ વિશેષ ઊંડી ગર્તામાં તેને લઈ જવા શા માટે રાજ્યે ઇજારો લેવો જોઈએ ? જૂગટુ રમવા પાડવોને લલચાવવા દુર્યોધન ધૃતરાષ્ટ્રને સમજાવી શક્યો હતો. દરેક રાજ્યમાં એક એક ધૃતરાષ્ટ્ર પાકવાની શરૂઆત થશે તો આવતી કાલ કેવી ઊગશે તેનો ક્યાસ નીકળી શકતો નથી. યોજનાઓ કરવી હોય તો પરસેવો નીતરે એટલો પરિશ્રમ વેઠીને કરવી નહીંતર અભરાઈએ મૂકવામાં શું નાનપ છે?

## કાળના જડબામાંથી

જેમ સમુદ્રના પેટાળમાં સર્વ કાંઈ સમાઈ જાય તેમ મહાકાળની ગર્તામાં સામ્રાજ્યો, નગરો અને ફાર્નિસ્તિમો વિલન થઈ ગયા છે સંસ્કૃતિને અજરઅમર રાખવા માનવીએ જે તરકીબો રચી છે તેમાં પાષાણુ સ્થાપત્યે ઝીંક ઝીલી છે પણ ઋતુ, વાયુ અને વર્ષાના, સદીઓના ત્રિગુણિત આક્રમણુ સામે જગતનાં ઉત્તમ શિલ્પો નામશેષ થઈ રહ્યાં છે વિશ્વસંસ્થાની યુનેસ્કોએ આ બાબત ધ્યાન ખેંચી દુનિયાના દરેક રાષ્ટ્રનું તાકીદનું ધ્યાન ખેંચ્યું છે. ખારા સાગરમાં મીઠી વીરડી જેવી યુનોની સાસ્કૃતિક બાબતોની આ સંસ્થા કોઈપણ જાતના ભેદભાવ વિના પ્રશસ્ય કામગીરી બજાવે છે

'કુરિયર' માસિકના જૂન '૬૮ના અંકમાં નામશેષ બનતા દુનિયાના ધાર્મિક સ્થાપત્ય ઇમારતની સચિત્ર કહાણી આપી, તેને કાળના મુખમાં જતી બચાવવા હાકમારી છે તાજેતરમાં ઇજીપ્તમાં નાઇલ નદીના આસ્વાન બંધ ઉપર રાજા રામસિસની મૂર્તિઓને મૂળ સ્થાનેથી ખસેડી, વધુ ઉંચાઈએ તેજ સ્વરૂપમાં પુનઃસ્થાપી, યુનો સંસ્થાએ અજોડ દાખલો બેસાડ્યો છે. આ કાર્યમાં અનેક રાષ્ટ્રોએ તન-મન-ધનથી મદદ કરી હતી દક્ષિણ ભારતના તિરુચિનાપલ્લી પાસે શ્રીરંગમ્ ખાતેના શ્રીરંગનાથ સ્વામીના મંદિરના અવશેષોની કથળતી જતી હાલત તરફ ભારત સરકાર પ્રેરિત ચિંતાથી, વિશ્વ સંસ્થાનું ધ્યાન દોરાયું છે, અને તેનો જીર્ણોદ્ધાર કરવા પગલાં લેવાઈ રહ્યાં છે. કેવળ દક્ષિણ ભારતમાં નહિ, ઠેરઠેર, પ્રાચીન અવશેષોની હાલત આવી જ. આમાં જન-સામાન્યની ઉદાસીનતા પણ ખપ ખેરાવી જરૂરી છે કેવળ સરકારની જ આમાં જવાબદારી નથી આ સાસ્કૃતિક વારસો છે અને તેને જાળવવાની ફરજ પ્રજાની પણ એટલી જ છે. કેમકે પથ્થરની એ ઇમારતોમાં અનેક કિતાબો લખી શકાય તેટલી ઐતિહાસિક સામગ્રી ભરી છે તે નાશ પામશે અને કાળના વિરાટ જડબામાં ગરક થઈ જશે તો ભૂતકાળ સાથે સંપર્ક સાધવાની રહી સહી કડી અદૃશ્ય થશે, અને આજે માનવી ચંદ્રનો તાગ પામવા ફાંફા મારે છે તેમ ભવિષ્યની પેઢી મીનાક્ષી મંદિરોનું અસ્તિત્વ શોધવા હવાતિયા નાખશે શ્રી ધૂમકેતુએ 'વિનિપાત' નામની સુવિખ્યાત વાર્તામાં હીરાધર શિલ્પીની જે કરુણતાને અક્ષરદેહ આપ્યો છે તેના જેવી જ આ સ્થાપત્યના ખંડેરોની વાત છે.

•

# વૈષ્ણવજન તો કોને કહીએ ? (૧)

પ્રકાશ ગજ્જર

अस्त्युत्तरस्यां दिशि देवतात्मा
हिमालयोनाम नगाधिराज ।

ભારતની ઉત્તર દિશાએ દેવાત્મા હિમાલય નામે નગાધિરાજ છે.' ભારતનું એ સદ્ભાગ્ય છે કે એની અસીમ વણઝારમા અન્ય માનવ હિમાલયો પણ મળી આવે છે

એક ભારતપ્રેમી જર્મને એકવાર કહેલુ "હિમામય, ગીતા, વ્યાસ, ટાગોર, ગગા, ગાધી, અરવિદ, સીતા ને એવા બે પાચ બીજા હિમાલય યાદ કરી લ્યો એટલે વિશાળ ભારતનુ ચિત્ર આલેખાઇ ગયુ કહેવાય."

આ વિદેશીની વાત માત્ર કોરી ભવનાશીલતાથી ભરી ભરી હતી એમ નહી કહી શકાય. એક દેશની વાત કરવાની હોય ત્યારે આખી વસ્તીના માથાના સરવાળાથી કામ નહી ચાલે. બે ચાર ઊચા શિખરો-હિમાલયો જ એ ચિત્ર વધારે સ્પષ્ટ રીતે ઉપસાવી આપી શકે 'અમારુ જીવન એજ અમારો સદેશ' એવી મૌનવાણી દ્વારા આપણુને એ પળેપળે પ્રેરણા આપીને ઉત્થાનની કેડી દર્શાવતા હોય છે બાપુને પ્રિય ભજન 'વૈષ્ણવજન'ની એમની રટણા પણ આની જ દ્યોતક છે

અલબત્ત એ દ્વારા એ પોતાની જાતને આ ઉચ્ચ આદર્શની નિરતર યાદ આપવા માગતા હતા પણ એ સાથે દીપદર્શન દ્વારા આપણુને એ રસ્તો પણ બતાવતા જ હતા બાપુએ એ જીવન જીવી બતાવ્યુ ને વગર પ્રમાણપત્રે-પણ પાર વગરની પરીક્ષાએ-એ વૈષ્ણવજન સિદ્ધ થયા. એક અનોખુ સત્ય એમણે આપણુને શિખવાડયુ પણ માનવજાતની એક લાક્ષણિકતા છે કે એ સત્યને વારવાર ખોઇ નાખે છે માટે જ તો તૈલધારાવત્ ઉપાસનાને આપણે ત્યા ઘણુ મહત્ત્વ આપવામા આવ્યુ છે.

અહી સ્વાધ્યાયરૂપે 'વૈષ્ણવજન'ના સ્વરૂપને સમજવાનો પ્રયત્ન કર્યો છે. વિશ્વના વિવિધ ચિતકો છેક આદિમકાળથી સંત, સજ્જન, વૈષ્ણવજન વિષે શું કહેતા આવ્યા છે એ બધા જ વાણી ફૂલડા ભેળાં કરીએ તો આભલે અડે એવડો ઢગલો થાય. અહી તો એક ફૂલમાળા જ ગૂથીને મૂકી છે. સુજનો એની સૌરભ માણે.,

'વૈષ્ણવજન'ના સર્વ લક્ષણોને ઉત્તમ રીતે વ્યકત કરતું નરસૈયાનુ ભજન સહુથી પહેલા શુ જી લઇએ એક રીતે એ વૈષ્ણવજનની વદના છે એના રણુકારા બાપુએ વિશ્વમાં રેલતા કરેલાઃ

વૈષ્ણવજન તો તેને કહીએ,
જે પીડ પરાઇ જાણે રે,
પરદુખે ઉપકાર કરે તોયે,
મન અભિમાન ન આણે રે વૈ૦

સકળલોકમા સહુને વદે,
નિદા ન કરે કેની રે
વાચકાછ મન નિશ્ચળ રાખે,
ધનધન જનની તેની રે વૈ૦

સમદૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી,
પરસ્રી જેને માત રે,
જિહ્વા થકી અસત્ય ન બોલે,
પરધન નવ ઝાલે હાથ રે. વૈ૦

મોહ માયા વ્યાપે નહી જેને,
દૃઢ વૈરાગ્ય જેના મનમા રે,
રામનામ શુ તાળી રે લાગી,
સકળ તીરથ તેના તનમા રે વૈ૦

વણ લોભી ને કપટરહિત છે,
કામ ક્રોધ નિવાર્યા રે,
ભણે નરસૈયો તેનુ દરશન કરતા,
કૂળ એકોતેર તાર્યા રે..વૈ૦

નરસૈયાએ આપણને આ એક કસોટીનો પથ્થર આપ્યો જેના ઉપર ચકાસીને નક્કી કરી લેવાનુ કે અહીં તે માનવરૂપે કથીર વસે છે કે કંચન. નરસૈયાની આ વ્યાખ્યાનુ પૃથક્કરણ કરી જોઈએ

વૈષ્ણવજન કોને કહીએ? જે પરાઈ પીડ જાણે, પરદુખે ઉપકાર કરે, મનમા અભિમાન ન લાવે, સહુને વદે એવો વિનમ્ર હોય, કોઈની નિંદા ન કરે, વાણી શુદ્ધ હોય, ચારિત્ર્યશીલ હોય, મનનો સ્વામી હોય, દૃષ્ટિમા સમતાવાળો, તૃષ્ણાને ત્યાગનારો, એને પરસ્ત્રી માતા સરખી હોય, સત્યવાદી હોય, પારકા ધનને સ્પર્શે પણ નહી, નિર્મોહી હોય, એને માયા પર્શે નહી, મનમા દૃઢ વૈરાગ્ય હોય, રામનામનો રસિયો હોય, એના તનમા પઠી અડસઠ તીરથ વાસ કરે એ વણલોભી ને કપટરહિત હોય, કામ અને ક્રોધમાથી એ મુકત થયેલો હોય નરસૈ કહે છે કે એવા વૈષ્ણજનનુ દર્શન થતા જ એકોતેર પેઢી તરી જાય, માનવી ધન્ય બની જાય

આ પરિભાષાને હજીય જો લબાવવી હોય તો લબાવી શકાય તો એને થોડા શબ્દોમા રજૂ કરી શકાય આ જ વાતને બાપુએ સૂત્રાત્મક રીતે કહી છે

'પોતાના માનવબધુઓના કલ્યાણ માટે જેટલા પ્રમાણમા માણસ કાર્ય કરે છે, બરાબર એટલા જ પ્રમાણમા એ મહાન માનવ બને છે'

સ્વામી વિવેકાનદે પોતાની રીતે કહ્યું છે

'પ્રત્યેક પળે, કલાકે કલાકે, સર્વદા માનવી પોતાનો ધર્મ શાતિથી બજાવતો રહે, એમા જ મને તો માનવીની વધારે અને સાચી મહત્તા દેખાય છે'

બુદ્ધના સમકાલીન ને વિશ્વવિખ્યાત ચિંતક કન્ફ્યુશ્યસે ઉત્તમ માનવીના વિસ્તૃત લક્ષણો આપતાં વૈષ્ણવજનના જ લક્ષણોનુ સુરેખ ભાષ્ય આપ્યું છે.

'ઉત્તમ પુરુષ પોતાની નિષ્ફળતા માટે બીજાને દોષ દેતો નથી, કે નિષ્ફળ થનારની હાસી ઉડાવતો નથી.

'એ કોઈને પોતાના અધવિશ્વાસની કસોટી ઉપર કસતો નથી, કે નથી કસતો પૂર્વગ્રહપ્રેર્યા વિચારોના આધારે. એ વ્યકિતના કાર્યનુ મૂલ્યાકન એના ગુણોના આધારે જ કરે છે

'એ દૃઢનિશ્ચયી હોય છે, પણ એ પોતાના વિરોધીઓ સાથે ઝઘડતો નથી એ સહુને પ્રેમથી હળેમળે છે, પણ કોઈની સાથે વાડાબધીમા પડતો નથી

'એ ગુણોનો સચય કરે છે, પ્રસન્ન રહે છે, અભિમાનને દૂર રાખે છે, ને સદા સત્યને સમજવાની કોશિષ કરે છે

'એની સહાય સહજમા મેળવી શકાય છે. પણ એને સચ્ચાઈ જ ખુશ કરી શકે છે, ખુશામત નહી

'ઉત્તમ પુરુષ પોતાના દોષ જુએ છે, સહુની સાથે મિત્રતાભર્યો વ્યવહાર રાખે છે, પણ કોઈના મોહપાશમા ફસાતો નથી એ યોગ્યતાને પોતાનુ ધન સમજે છે ને હમેશા શાત ને ગભીર રહે છે'

કોન્ફ્યુશ્યસની આ વાણી આપણા હૃદયને સ્પર્શી જાય છે, કારણ કે જે ઉત્તમ લક્ષણોની વાત એણે આલેખી એ બધા જ એણે પોતાના જીવનમા ચરિતાર્થ કરવાનો પ્રયત્ન એણે કર્યો હતો એ તો જાણે ચિંતક અને જિન્દગીનો શિલ્પી હતો, પણ બિસ્માર્ક જેવા રાજકારણના ખેલાડીએ પણ કેવી સૂત્રાત્મક રીતે સજ્જનના લક્ષણો આપ્યા છે એ જોવા જેવા છે એ કહે છે

'આયોજનામા ઉદારતા, અભિવ્યક્તિમા માનવતા અને સાફલ્યમા મમતા—ખરેખરા મહાન માણસની નિશાની એ ત્રણ'

નહેરુએ પોતાની આગવી રીતે કહ્યું છેઃ

'પ્રચંડ પુરુષાર્થ' દ્વારા આપણે વિકાસ પામી શકીએ છીએ. પણ મહત્તાનો સ્પર્શ તો આપણને મહાન કાર્યો સાથે આપણી જાતને સાંકળવાથી જ થાય છે.'

જાણીતો મર્મવિદ્ ચેસ્ટરટન એમાં થોડો પણ મહત્ત્વનો–સુધારો કરે છે.

અગત્યની પળોમાં સજ્જનતાથી વર્તવું-એ વાતમાં ઉણપ છે. સજ્જનતાથી તો સાવ બિનઅગત્યની પળોમાં પણ વર્તવાનું છે. અગત્યની પળોમાં એથી પણ આગળ જવાનુ છે.'

પણ આ બધું નક્કી કેમ કરવું? બાપુને ખૂબ ગમતા ભજન 'પ્રેમળ જ્યોતિ'ના મૂળ અંગ્રેજી લેખક કાર્ડીનલ ન્યુમેને એની સરસ ચાવી આપી છે :

સાચો હરિનો જન એ, જે પળે પળે ઈશ્વરનુ સાન્નિધ્ય અનુભવતો, દોરાતો હોય.'

અલબત્ત, એમાં વિખ્યાત પાદરી બીચરે કહ્યું છે તેમ,

'હરિમય જીવન જીવતાં સતત સંઘર્ષ તો આવ્યા જ કરે.'

ફીલીપ્સે પણ કહ્યું જ છે ને કે,

'હરિમય જીવન એ સ્વપ્ન નહીં, સતત સંઘર્ષ છે.'

એટલે જ તો પેલી સાધિકા ટટુંલીયા કહેતી તેમ,

'હરિના જન જનમતા નથી, ઘડાય છે.'

સંતનુ જીવન અમૃતના સાગર જેવું હોય છે. એ સિંધુમાંથી અસંખ્ય બિંદુ લીધા કરીએ તોય કયાંથી ખૂટે? પણ અમૃતના કાંઈ ધરવ હોય? એક બે બિંદુ બીજાં પણ જોઈ લઈએ

'સારપ સૌજન્ય અને માંગલ્યને પણ જે આકર્ષક અને જનપ્રિય બનાવે એ સંત.'

લૉરેન્સ હાઉસમૅને આપેલી આ વ્યાખ્યા મોતી જેવી પારદર્શક છે. તો થેકરેની આ સરળ–પણ સચોટ–વ્યાખ્યા જોવા જેવી છે :

'સજ્જન હોય પ્રામાણિક, વિનયી, ઉદાર, હિમ્મતશીલ, ને પ્રાજ્ઞ. આ બધાય ગુણોનું પ્રાગટય પાછું સહજ ને ઉત્તમ રીતે થવું ઘટે.'

હેનરી એમીલ કહે છે :

'માણસ પાસે શું છે, ને એ શું કરે છે એમાં એનું સત્ત્વ વ્યકત થતું નથી. એ પોતે શું છે એ જ મહત્ત્વની વાત છે.'

આ બધાની ટોચ જેવી વાત તો આ છેઃ

'બાકી બધું પછી; તારી જાત પ્રત્યે સચ્ચાઇ જાળવ' શેકસપિયરની આ શીખ સહુએ ગાંઠે બાંધવા જેવી છે.

એક વિશ્વવિખ્યાત સંતે કહ્યું છે તેમ 'વિશ્વમાં શાંતિ વ્યાપો, ને એની શરૂઆત થાઓ.'

એમ આપણેય પ્રાર્થીએ કે,

'વિશ્વમાં સૌજન્યની સૌરભ પ્રગટે ને એનો આરંભ મારા જીવનપુષ્પથી થાઓ.'

કાર્લ શર્ઝે કહ્યું છે તેમ 'આદર્શો ધ્રુવના તારા જેવા છે. ભલે એમને સ્પર્શી ન શકાય, પણ એમને સહારે જીવવાની નૌકા તો જરૂર હંકારી શકાય.

આમાં અહમ્‌ની કોઈ વાત નથી: ભાઈ, કોઈકે તો કાંઇક કરવું જ પડશે ને! 'ગાય વાળે ઈ અરજણ!' કૈંકૈં સંતો, દાર્શનિકો ને ચિંતકોએ 'વૈષ્ણવજન'ની મૂર્તિ કંડારી આપી છે. એમાંથી થોડીક રેખાઓ લઈને આપણે વૈષ્ણવજનનુ આછું રેખાંકન કર્યું. આ આપણી આદર્શમૂર્તિ, આ આપણો ધ્રુવ-તારો, આ આપણું લક્ષ્ય, આપણી દીવાદાંડી!

ઊઠાવો લંગર, છોડો શઢ!

ચલાવો હલેસા, સમાલો સુકાન!

જીવનવિકાસની એક નૂતનયાત્રા આરંભાય છે. અલ્લાબેલી..!

# દંભી સાધુ

સ્વામી વિવેકાનંદ

કાંઈક અપરાધ કરતા એક દુષ્ટ મનુષ્ય પકડાયો અને તે અપરાધની શિક્ષા તરીકે તેનું નાક કાપી લેવામાં આવ્યું તેને પોતાનું નાક વગરનું મુખ જગતને બતાવવાની શરમ થવા લાગી અને પોતાને માટે જ તિરસ્કાર થયો એટલા માટે તે એક અરણ્યમા પલાયન કરી અને ત્યાં પૃથ્વી પર એક વ્યાઘ્રચર્મ પાથરીને જ્યાં કોઇના પાસે હોવાનો ભાસ થાય કે તરત જાણે પોતે મહાધ્યાનમા નિમગ્ન ન હોય એવો દંભ કરવા લાગ્યો

આ વર્તનથી દૂર રહેવાને બદલે લોકોના સમુદાયના સમુદાય એ ચમત્કારિક સાધુને માન આપવા માટે તેની પાસે આવવા આકર્ષાયા, અને તેના એમ જાણવામા આવ્યું કે, તેના વનવાસે પુનઃ એક વાર તેને સુખનું જીવન મેળવી આપ્યું છે એવી રીતે કેટલાક વર્ષો વીત્યા અને આસ પાસના લોકો એ મૌન ધારણ કરી બેઠેલા સત્પુરુષના મુખમાથી કાંઈ પણ ઉપદેશ સાભળવાને બહુ જ આતુર થઈ ગયા તેમાના એક તરુણ ગૃહસ્થને પોતાનો એ પંથમા પ્રવેશ થાય તો સારું એવી અતિ ઉત્કટ ઉત્કંઠા થઈ આવી

હવે વાત એવી હદપર આવી લાગી કે, જો એક પળ માત્ર પણ સાધુ મહારાજ બોલવામા વિલબ કરે, તો તેમની અપકીર્તિનો સમય પાસે જ આવીને ઊભો રહે, એ નિશ્ચિત હતું. એથી એક દિવસે તેણે પોતાના મૌનનો ભંગ કર્યો અને તે ઉત્સાહી તરુણને પોતા સાથે બીજી વાર એક અસ્તરો લાવવાની આજ્ઞા આપી દીધી

તે તરુણ ગૃહસ્થ, પોતાના જીવનમાની સર્વથી મોટી ઇચ્છા આટલી શીઘ્રતાથી તૃપ્ત થવાની છે, એવી ભાવિ આશાથી આનંદિત થઈને બીજે દિવસે સૂર્યોદય થવા પહેલા જ અસ્તરો લઈને સાધુ મહારાજ પાસે આવી લાગ્યો

તે નાકકટા સાધુએ તેને હાથમા લીધો, ઉઘાડયો અને બહુ જ ગંભીર સ્વરથી કહ્યું

'હે તરુણ ગૃહસ્થ ! આ પંથમા મારો જેવી રીતે પ્રવેશ થયો છે, તેવી જ રીતે હું તારો પ્રવેશ કરાવું છું જ્યારે તારા પર આવા પ્રસંગ આવે, ત્યારે તું પણ આ પ્રમાણે જ મહાપરિશ્રમથી બીજાઓને આ પંથની દીક્ષા આપજે'

આમ કહીને એક ઝટકા સાથે તેના નાકને ઉડાડી નાખ્યું લજ્જાના યોગે તે તરુણ ગૃહસ્થ એ ચમત્કારિક દીક્ષાના રહસ્યને વ્યક્ત કરી શકતો નહોતો એટલે પછી તે પણ પોતાની શક્તિ અનુસાર પોતાના ગુરુના ઉપદેશને વ્યવહારમા લાવવા મડી ગયો એવી ધીમે ધીમે આખા દેશમા નકટા સાધુઓનો એક પંથ પ્રસરી ગયો



કોઈની પાસે પુષ્કળ ધનમાલ હોય તેથી તેને મારી પાસે નમ્રપણે માગવા દેવો જોઈએ નહિ અને જણાવી આપવું જોઈએ કે હું પૈસા વિના ચલાવી શકું છું કોઈ મને પૈસા, સુખ કે માન આપીને ખરીદી શકતો નથી અને મારી પાસે પાઈ પણ ન હોય ત્યાં રોટલો ભલે તેને જ ત્યાંથી મળતો હોય તો પણ તે મારી આગ્રહ રહે છે — એમર્સન

# હા, ઈશ્વર છે

ચક્રવર્તી રાજગોપાલાચારી

શ્રી રામકૃષ્ણ પરમહંસના ઉપદેશોને જો ઉપનિષદની સંજ્ઞા આપીએ તો એમાં કંઇ અતિશયોક્તિ નહિ થાય. તેઓ પ્રાચીન ઋષિઓના જેવા, આ યુગમાં થઇ ગયેલા એક સંત હતા. એમણે એક પુસ્તક નથી લખ્યું કે ભાષણો પણ નથી કર્યાં. તેઓ તો એક સાચા સંન્યાસીનું જીવન જીવીને પ્રસ્થાન કરી ગયા. જે શિષ્યો એમની સામે બેસીને શ્રદ્ધાથી સાંભળતા એમને તેઓ ઉપદેશ આપતા. શિષ્યો એમના પૂજ્ય ગુરુનો ઉપદેશ લખી લેતા હતા. આ લખાણોમાંથી રામકૃષ્ણજીનો ઉપદેશ પ્રાપ્ત થાય છે.

ભાષા પર પ્રભુત્વ ધરાવતા વિદ્વાનો ખૂબ સુંદર નિબંધ લખી શકે છે, પણ એ નિબંધોમા યથાર્થ જીવનનો અભાવ હોય છે. શ્રી રામકૃષ્ણ એક એવા મહાત્મા હતા કે જેમણે ઇશ્વરનું દર્શન એમના હૃદયમા તથા બાહ્ય સંસારના સમસ્ત પદાર્થોમાં કર્યું હતું. એમણે બધી વસ્તુઓમાં ઈશ્વિરને નિશ્ચિંતતા અને સબળ ભાવનાથી જોયા હતા. આવા વિશિષ્ટ સંતોનો પ્રાદુર્ભાવ સમય સમય પર વિભિન્ન સ્થાનોમા થતો જ રહે છે.

દૈવી જીવન વિતાવનારાઓના શબ્દો એક અનોખી શક્તિ હોય છે. એ શક્તિ માત્ર વિદ્વાન કે પ્રતિભાશાળી હોય એવી વ્યક્તિઓના ઉપદેશોમા નથી હોતી. જ્યારે કોઇ મહર્ષિ વાત કરે છે ત્યારે એમનું સમગ્ર જીવન બોલે છે માત્ર એમની બુદ્ધિ નહિ. ગમે તેટલો સુંદર અને યુક્તિયુક્ત તર્ક હોય તો પણ એ ભગવદ્‌ભક્ત સંતોના વચનોના તોલે આવી શકતો નથી.

આપણા દેશને હજુ તો માત્ર રાજનૈતિક સ્વતંત્રતા પ્રાપ્ત થઈ છે. આ સ્વતંત્રતાની સાથોસાથ આપણે સાચું સુખ પ્રાપ્ત કરવું હશે તો આપણે ધર્મના માર્ગે ચાલવું પડશે અને ત્યારે આપણને જીવનનો વાસ્તવિક આનંદ અને ગૌરવ મળી શકશે.

આજે ઘણા લોકો જરા પણ અચકાયા વિના જોરશોરથી કહે છે કે ઇશ્વર નથી. આ આપણું દુર્ભાગ્ય છે. સમગ્ર સંસાર આપણી દૃષ્ટિ સામે છે અને એક બીજાથી ઉત્પન્ન થતા આ સંસારના અદ્‌ભૂત પદાર્થો તથા શક્તિઓને પણ આપણે જોઈએ છીએ. આપણે જાણીએ છીએ કે આ સૃષ્ટિચક્ર નિયમપૂર્વક બરાબર ચાલે છે. પણ નિયમ શું એની જાતે જ ઉત્પન્ન થઈ શકે છે? સમગ્ર સૃષ્ટિના પ્રથમ કારણના રૂપમાં કોઈ બીજ વિના સૃષ્ટિનું અસ્તિત્વ જ શક્ય નથી લાગતું. શું કોઇ વસ્તુ, કોઈ શક્તિ અથવા કોઇ નિયમ સત્તાવાળો કોઇ પદાર્થ ન હોય તો ઉત્પન્ન થઇ શકે? નિઃસંદેહ સૃષ્ટિનું એક મૂળ કારણ તો અવશ્ય હોવું જ જોઇએ કે જેની પાસે આપણી વાણી–બુદ્ધિ પહોંચી શકતાં નથી. એ જ પરમાત્મા છે. એમ કહેવુ કે નિયમ પ્રકૃતિજન્ય છે, એના ઉદ્‌ગમ તરીકે ભગવાનને માનવાની કોઇ જરૂર નથી એ તો ભગવાનનું પદ પ્રકૃતિને આપવા બરાબર થશે. આ રીતે ભગવાને સ્થાને પ્રકૃતિની મહત્તા પ્રગટ કરવાનો કંઇ અર્થ નથી.

પરમાત્માને આપણે જોઇ શકતા નથી એ સાચું છે, પણ એટલા માટે આપણે એમ ન કહી શકીએ કે એનુ અસ્તિત્વ જ નથી. આપણે રાત્રે ઘણા તારા જોઇએ છીએ, પણ દિવસના એક પણ તારો દેખાતો નથી. તે ન દેખાવાનો અર્થ એ થાય કે એની હસ્તી જ નથી? આપણી દૃષ્ટિ ખૂબ જ સંકુચિત અને મર્યાદિત છે એટલે આપણે ઇશ્વરને જોઇ શકતા નથી. પણ માત્ર આવા કારણે આપણે એમ ન કહેવુ જોઇએ કે ઇશ્વર નથી અને એની કોઈ આવશ્યકતા નથી.

શ્રી રામકૃષ્ણે એક દિવસ કહ્યુ હતુ: એક વ્યક્તિ કોઇ મોટા નગરમા આવે છે. સૌ પ્રથમ એ એની જગ્યા શોધે છે કે જ્યાં એ પોતાનો બધો સામાન રાખી શકે એ પછી એ નગર જોવા નીકળે છે. આખો દિવસ ફરીને રાત્રે પાછો અગાઉથી એણે વ્યવસ્થિત કરી રાખેલી જગ્યાએ જાય છે. જો પ્રથમથી એણે આ વ્યવસ્થા ન કરી હોત તો રાત્રે આ વિશ્રામસ્થળ વિના એને ભારે કષ્ટ પડત. એ રીતે સસારમા ભટકતા આત્માનુ વિશ્રામસ્થાન પરમાત્મા છે. આ વિશ્રામસ્થાનની વ્યવસ્થા કરી લેવામા બુદ્ધિમતા છે નહિતર આનદ અને શાતિ વિના આપણે કષ્ટ જ ભોગવવુ પડે એક એવો સમય આવશે કે જ્યારે જીવનનો આનદ ચાલ્યા ગયા પછી તમે અધકારથી ઘેરાઈ જશો. ત્યારે શાતિ પ્રાપ્ત કરવા માટે તમારે એક રક્ષાગારના ભગવાનના—મહત્ત્વને સમજી લેવુ જોઇએ.

જ્યારે તમે કોઇ સરોવરમાથી પાણી લો છો ત્યારે સ્વચ્છ પાણી મળે એ માટે ઘડાને બહુ ધીમેથી ડુબાડો છો. તમે જોરથી ઘડો એટલા માટે ડુબાડતા નથી કે એમ કરવાથી પાણી ગદુ થઇ જાય. એ રીતે જો કોઇ માણસ હૃદયની પવિત્રતા પ્રાપ્ત કરીને ધર્મપૂર્વક જીવન વિતાવવા ઈચ્છે તો એણે ભક્તિ તથા ધ્યાનપૂજાની સાધનામા સ્થિર રહેવુ જોઇએ. ધાર્મિક ગ્રથોના પાડિત્યપૂર્ણ વાદવિવાદમા સમય નષ્ટ કરવાનુ અથવા બુદ્ધિને ભ્રાતિમા નાખવાનુ યોગ્ય નથી આપણી સાધારણ બુદ્ધિ નાના એવા તળાવના છીછરા પાણી જેવી છે. જો એને આપણે વધુ હલાવીશુ તો નીચેની ગદકી ઉપર આવશે.

બધા એ જાણે છે કે દહીમાથી માખણ નીકળે છે માખણ કાઢવા માટે દહીંને મથવુ જોઇએ દહીને મથ્યા વિના આપણે લાખો વાર કહીએ કે માખણ નીકળે છે તો પણ નીકળશે નહિ. પરમાત્માના સાક્ષાત્કાર માટે તમારે હૃદયની કામનાઓને ભક્તિપૂર્વક મથવી પડશે. પરમાત્માના જીવાત્માની માત્ર વિદ્વત્તાપૂર્ણ ચર્ચા કરવાથી કઇ નહિ વળે જે રીતે બાળક એની માની ગેરહાજરીમા એને માટે તડપે છે એ રીતે આપણે પરમાત્મા માટે તડપવુ પડશે.

---

બાપુ મુબઇ આવ્યા હતા અને મહત્ત્વની કામગીરીમા ગૂથાયા હતા, આખો દિવસ અને મોડી રાત સુધી મહત્ત્વની રાજકીય ચર્ચાઓમા ગૂથાયેલા રહેતા. આમેય બાપુનો આખો દિવસ મિનિટે મિનિટના હિસાબે મહત્ત્વની રાજદ્વારી ચર્ચાઓથી માડીને માદા આશ્રમવાસની સાગ્વાર જેવા અનેકવિધ કાર્યોમા જતો.

મુબઇમા બાપુ આવ્યા ત્યારે ગાંધી–કુટુમ્બના એક આશ્રમવાસી બહેન પણ તેમના વૃદ્ધ માતુશ્રીની સારવાર માટે આવ્યા હતા. એમના વૃદ્ધ માતુશ્રી પણ પૂરા રાષ્ટ્રીય રગે રગાયેલા; એટલુ જ નહી પણ અસહકારની ચળવળમા ભાષણો કરવાથી માડીને પિકેટીગ જેવા કાર્યોમા પણ ઉત્સાહભેર સક્રિય ભાગ લીધેલો. એમને બાપુજીના દર્શન કરવાની હાર્દિક ઈચ્છા હતી અને ક્યાય જઇ શકે તેવી સ્થિતિમા ન હતા. અને આમ બાપુજીને તો ઘડીની યે નવરાશ ન હતી

માદા બહેનની ઈચ્છા હતી કે એકવાર બાપુજીના દર્શન કરી લઉં પછી હું સુખે જીવ છોડુ. એમના પુત્રી બાપુજી પાસે ગયા. અને સંકોચપૂર્વક પોતાના માતુશ્રીની ઈચ્છા બાપુને કહી.

'અહી તો કામનો ગંજ પડયો છે ને એક ઘડીની યે ફુરસદ નથી; પણ એમની ઇચ્છાની અવગણના મારાથી નહી થઇ શકે. જાવ, મારા કામમાથી હુ થોડો સમય ચોરીને પણ આવી જઇશ.' બાપુએ કહ્યુ.

અને ખરેખર, વચનમા સદાય અટળ રહેનારા બાપુ મહાદેવભાઇ સાથે, પેલા મદા બહેન ઠેઠ પાયમે માળે રહેતા હતાં ત્યા જાતે ચાલીને મળવા ગયા. અને એમની સાથે વાતચીત કરી.

પેલા માદા બહેનને બાપુના આવવાથી ખૂબ જ આનંદ થયો અને અતિમ ઇચ્છા પૂર્ણ થયાના સતોષ સાથે એમણે થોડા દિવસ પછી શાતિથી દેહ છોડયો.

# મોટા શેઠ જડયા !

ઇ.બલભાઈ મહેતા

એક હતો ભરવાડ. એ ભણ્યો ન હતો પણ હતો પહેલવાન. એ ઢોર ચારતો અને નિરાતે રોટલો ખાતો.

એક વખત એણે કથામાથી શબ્દ સાંભળી લીધા કે નોકરી કરવી તો મોટા માણસની કરવી; તો બેડો પાર થાય. પોલાને આ વાત ગમી ગઈ

સાઝે એ ગામના મુખીને ત્યા ગયો. અને કહ્યુ "મુખી સાહેબ રામરામ"

મુખી : કેમ ભાઇ પોલા, કેમ આવવુ થયું ?

પોલો : સાહેબ, એક કામ પડ્યું છે

મુખી : બોલ, શુ કામ છે ?

પોલો : પણ આટલુ કામ કરવુ પડશે, સાહેબ.

મુખી : ભલા માણસ, કહે તો ખરો કે શુ કામ છે ? જાણ્યા વિના શી ખબર પડે ?

પોલો : મુખી સાહેબ, મે સાભળ્યું છે કે નોકરી કરવી હોય તો મોટા માણસની કરવી, તો બેડો પાર થાય. એટલે મને નોકરીમા રાખવો પડશે.

મુખી : પણ ભાઇ, મારી પાસે એવુ કશુ કામ તો છે નહી.

પણ પોલાનો અતિ આગ્રહ જોઇને મુખીએ કહ્યુ, મારી પાસે બીજુ તો કશું કામ નથી પણ મારા ટેકરીવાળા ખેતરે રોજ રાતવાસો જજે. તને બે રોટલા આપીશુ.

પોલો તો ખુશ થઇ ગયો.

પોલાનો એક સ્વભાવ હતો કે, એ જે કામ કરે તે એક નબરનું જ કરે. એમ એણે ખેતર પણ બહુ સારી રીતે સાચવવા માડયું. એમાથી એક સળી સરખી આઘીપાછી થાય નહી. આથી મુખી ખુશ થઈ ગયો.

પણ એક દિવસ મુખીને ત્યા ફોજદાર આવ્યા પોલાએ જોયું તો મુખી ફોજદારથી ડરતા ને ફફડતા રહેતા હતા. અને ફોજદાર સાહેબને ખુશ રાખવાની ફિકરમાં બીજુ કશું એમને સૂઝ પડતુ નહોતુ. પોલાને થયું કે મુખી કરતાં ફોજદાર મોટા છે. એટલે તે તો ફોજદારને ત્યા નોકરીએ રહ્યો ફોજદાર સાહેબ પણ એના કામની ચોકસાઇથી ખુશ થઇ ગયા. પણ એક દિવસ ફોજદારની તપાસ કરવા પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ આવ્યા. પોલાએ જોઇ લીધુ કે ફોજદાર કરતા પોલીસ સુપરિન્ટેન્ડન્ટ સાહેબ મોટા છે એટલે એણે ફોજદારની નોકરી છોડીને મોટા સાહેબની નોકરી સ્વીકારી.

આમ પોલો તો જે મોટા જણાય એમની નોકરી સ્વીકારે. આમ નવા શેઠ બદલીને પણ એ થાકયો. છેવટે એણે કદી ન બદલવા પડે એવા મોટા શેઠ શોધી કાઢવાનુ નક્કી કર્યું.

આવા મોટા શેઠ તો ભગવાન. પણ ભગવાનને કયા ખોળવા જવા ? છેવટે એને સમજાયું કે જનસેવા એ જ પ્રભુસેવા. આટલી વાત સમજાયા પછી એણે ગામમા કોઇ માદાસાજાની સારવાર કરી આપવા માડી; કોઇ લૂલાલગડા કે આધળાને પાણી ભરી આપે, કોઇનો ઘડો પડી ગયો હોય તો કૂવામાથી કાઢી આપે કયાક આગ લાગી હોય તો એને ઓલવવા માટે પોલો સૌથી પહેલો પહોચ્યો હોય. આવો માણસ ગામમા કોને ન ગમે ? આખા ગામમા એ લોકપ્રિય થયો. આ સેવા કરતા કરતા એ ઘરડો થઇ ગયો. બધા એને પોલાકાકા કહીને બોલાવતા. એક દિવસ અન્નજળપાણી ખૂટયા; પોલાકાકા સતોષથી આ દુનિયા છોડી ચાલી નીકળ્યા. પણ જે દિવસે એમનુ મૃત્યુ થયું તે દિવસે આખા ગામમા સનકાર છવાઇ ગયો. બધા કહેવા લાગ્યા, "આ ગામમાં માણસ તો એ એક જ હતો. વગર સ્વાર્થે જેમનું કોઇ ન હોય એમની સેવા એ કરતો. લોક કહે છે ને કે ધરતી થાભલા વિના હશે ને ! પણ આ ધરતી આવા થાભલા પર ઊભી છે."

# તમે કોણ સમજાવનારા

રામકૃષ્ણ પરમહંસ

તમને લોકોને એક પ્રકારની ઘેલછા લાગી છે માન ભાષણો આપવા બીજાઓને સુધારવા, પણ પોતે સુધરવાની તો વાત જ નહિ! તમે લોકોને શુ સમજાવનાર હતા? જેણે જગતની ઉત્પત્તિ કરી છે તે જ સમજાવશે જેણે સૃષ્ટિ રચી છે, સૂર્યચંદ્ર બનાવ્યા છે, મનુષ્ય અને જીવજંતુની રચના કરી છે તેમ જ તેમના પોષણના સાધન તૈયાર રાખ્યા છે, તેમનુ પાલન કરવાને માબાપ બનાવ્યા છે મા બાપના હૃદયમા સ્નેહ મૂકયો છે, તે શુ નહિ સમજાવે? તેણે આટલુ કર્યું છે તો શુ આ કામ પણ નહિ કરે? જો જ્ઞાન આપવાની તેને જરૂર લાગશે તો તે જાતે જ આપશે તે અંતર્યામી છે તે પ્રતિમાપૂજન કરવામા ભૂલ જ થતી હોય તો તે શુ જાણતો નથી કે સઘળા પ્રકારની પૂજા તેને જ અર્પે થાય છે? તે મૂર્તિપૂજનથી પણ સંતુષ્ટ થશે વચમા તમારે બીજાઓ માટે શા વાસ્તે માથાકૂટ કરવી જોઈએ તમને પોતાને જ જ્ઞાન મળે અને ભક્તિ મળે તે માટે તો પ્રયાસ કરો! તુ પથ્થરની પ્રતિમાનુ પૂજન કરે છે? જો પથ્થર હોય તો તેની પૂજા પણ સપ્રયોજન છે નાના પ્રકારના ઉપાસના વિધિ ઈશ્વરે જ યોજેલા છે જેણે જગત રચ્યું તે જ સઘળુ શિખવે છે અધિકાર વિચારીને જેના જઠરને જે પચે છે તેને ખવરાવવાનો બંદોબસ્ત (માતા) કરે છે એક સ્ત્રીને પાચ બાળક છે ઘરમા અનાજ છે માતા પોતાના બાળકને માટે એક જ અનાજમાથી નાના પ્રકારની ચીજો બનાવે છે અને જેને જે પચે તેને તે આપે છે કોઈને સારુ ચોખાનો ભિરંજ બનાવે છે તો કોઈને તેની કાંજી જ કરીને પાય છે કોઈને તે ખીચડીરૂપે કઢી સહિત આપે છે તો કોઈને એકલા ઘી સાથે જ ખવરાવે છે હવે સમજ્યો?

ઈશ્વરનુ નામ તથા તેના ગુણનુ ગાન તથા સત્સંગ કરવાથી ચિત્ત ઈશ્વર તરફ વળે છે ઈશ્વરભક્ત અથવા સાધુની પાસે વારવાર જવુ જોઈએ સંસારમા અને વિષયસુખમા રાતદિવસ ગળાબૂડ્યા રહેવાથી ઈશ્વર તરફ કદી પણ મન જતુ નથી વારવાર એકાતમા જઈને તેનુ ચિંતન કરવાની ખાસ જરૂર છે આરંભમા એકાતનુ સેવન નહિ કરવાથી ઈશ્વરમા મનોવૃત્તિને સ્થિર કરવાનુ કાર્ય બહુ વિષમ થઈ પડે છે જ્યા સુધી છોડ નાનો હોય ત્યા સુધી તેને વાડની જરૂર રહે છે નહિ તો ગાય કે બકરા તેને કરડી ખાય જ. 'મનમા, ખૂણામા, કે વનમા ધ્યાન કરવા બેસવુ જોઈએ' ઈશ્વર એ સત્ અથવા નિત્ય છે અને બાકીનુ સર્વ અસત્ અને અનિત્ય છે એવો વિચાર કરવાથી અનિત્ય વસ્તુઓનો મનથી ત્યાગ થઈ શકે છે સર્વ કાર્ય કરવા પણ ચિત્ત ઈશ્વરમા જ રાખવુ કાચબી ખોરાક શોધવા જળમા ઘૂમે છે પણ તેનુ મન કયા ભટકતુ હોય છે? નદીને કાઠે પોતાના ઈંડા મૂકયા હોય છે ત્યા જ તેમ સંસારના સર્વ કાર્ય કરવા પણ ચિત્ત તો ઈશ્વરમા જ રાખવુ

સાથે સાથે વિચાર કરવાની પણ બહુ જરૂર છે કામિની, કાંચન અનિત્ય છે ઈશ્વર જ સત્ય છે પૈસો શા ખપનો છે? તે વડે અન્ન, વસ્ત્ર અને રહેવાને મળે પણ તેનાથી ઈશ્વર પ્રાપ્તિ થતી નથી માટે પૈસો કદાપિ જીવનનુ લક્ષ્ય થઈ શકે નહિ એનુ નામ જ વિચાર સમજ્યો બાપુ? હા! વસ્તુ વિચાર જો, પૈસામા શુ છે? અથવા સુંદર સ્ત્રીના દેહમા પણ કેવળ હાડકા, માસ, ચરબી, મળ, મૂત્ર એવી એવી વસ્તુઓ છે મનુષ્ય ઈશ્વરથી વિમુખ થઈને આવા પદાર્થોમા મન પરોવે એ કેટલુ ખેદ કરવા જેવુ છે!

હા, પ્રભુનુ દર્શન અવશ્ય થઈ શકે છે વારવાર એકાતસેવન, તેનુ નામગુણ કીર્તન, વિવેક અને પ્રાર્થના એટલા ઉપાય કરવા જો એ ખૂબ વ્યાકુળતાપૂર્વક તેને માટે આક્રંદ કરીએ ત્યારે તેનુ દર્શન થાય સ્ત્રીપુત્રને માટે લોકો ઘડો ભરીને આસુ પાડે છે કે તે આસુમા પોતે પણ તણાઈ જાય પણ ભગવાનને માટે કોણ આસુ પાડે છે? ત્રણગણુ આકર્ષણ થાય ત્યારે પ્રભુ દર્શન આપે છે વિષયીનુ વિષયો તરફ, માતાનુ સન્તાન પ્રત્યે અને સતી ઓનુ પતિ તરફ આકર્ષણ—એ ત્રણેના એકસામટા બળ જેટલુ પ્રભુ-પ્રેમનુ બળ થાય ત્યારે તેના દર્શનનો આનંદ મળે

# પ્રાર્થનાનાં પુણ્ય

ગિરિજાશંકર કે. વ્યાસ

ખેટકપૂર સ્ટેશન તો બહુ જ નાનું હતું. પણ આજુબાજુ ઘણા ગામડાં હતાં એટલે દિવસમાં જે બેચાર ગાડીનો આવતી જતી ત્યારે માણસોની અવર જવર ઠીક ઠીક થઈ રહેતી. ખેટકપૂર ગામના લોકોને તથા આજુબાજુના ગામડાઓના લોકો માટે આ સ્ટેશન અનુકૂળ હતું.

મારી બદલી જ્યારે આ સ્ટેશને થઈ ત્યારે પ્રથમ તો મને ઘણું જ કંટાળાજનક લાગતું. પણ પછી ધીમે ધીમે ગ્રામજનો સાથે હળતા મળતા રહેતાં અને તેમની સાથે વાતચીત કરતા, મને તેઓના સ્વભાવ, રીતરિવાજ અને લાગણીઓનો સારો એવો અભ્યાસ કરવાનું મળી આવ્યું. ગ્રામજનોના આ વિવિધ જીવનપાસા જોતાં તપાસતા મને આનંદ મળવા લાગ્યો.

એક દિવસે ટ્રેન જરા સાધારણ સમય કરતા અસાધારણ મોડી થઈ. આવા પ્રસંગે શહેરીજનો મોટા સ્ટેશને ટ્રેનની રાહ જોઈ કંટાળે અને રેલવે સત્તાવાળાઓને દોષિત ઠરાવે ત્યારે અહીં તો આ ગામલોકો શાંતિથી વાતો કરી રહ્યા હતા ! ન ક્રોધ કે ન કોઈને દોષિત ઠરાવવા ! ગ્રામજનો પોતપોતાના રોજીંદા વ્યવહારના કામોની વાતોમા આનંદ કરતા હતા એક બાજુ કેટલીક સ્ત્રીઓ બેસી વાતો કરતી હતી. ત્યાં એક સ્ત્રી એક યુવાનીના ઉંબરામાં પગ મૂકતા છોકરાને હાથથી દોરી લઈ આવી.

"બેન ! ક્યાં જવુ છે ?" એક મોટી ઉંમરની સ્ત્રીએ પૂછ્યું.

"વડીઆ" પેલી સ્ત્રી બોલી.

"આંખની દવા કરાવવા જતાં હશો."

"હા, બેન ! આ મારા ભાઇની આંખો બહુ જ દુઃખે છે એટલે દાક્તર પાસે બતાવવા લઈ જાઉં છું."

"પણ કોઈ દેશી દવા કરો તો ?" એક વૃદ્ધ સ્ત્રી બોલી.

"દેશી દવા તો ઘણી ! જેટલી ચીંધી તેટલી કરી. કેટલાયે ઓસડ કર્યા પણ આંખ સાજી થાતી નથી."

'ભરણું નાખ્યું કે નહિ ?" એક ત્રીજી સ્ત્રી બોલી.

"અરે ! ભરણું પણ ઘણા આંજ્યાં !" પેલી સ્ત્રી શાંતિથી જવાબ આપતી હતી.

"ડાક્તર ને જમ એ બેવ સરખા !" પેલી વૃદ્ધ સ્ત્રી પાછી બોલી "દાક્તરને બતાવવા જાઓ છો ને પૈસા ખરચો છો એના કરતા દેશી દવા કરો ને !"

"ના માડી ! બધા દાક્તરો તમે કહો છો તેવા નથી હોતા. વડીઆના દાક્તર તો બહુ વખણાય છે. કેટલાય માણસોની આંખો એણે સાજી કરી છે."

"તો પછી જઈ આવો વડીઆ દાક્તર પાસે દરેક દરદમા પૂછવુ સારુ. પણ મને તો અમારા ગામના બ્રાહ્મણના છોકરાની આંખ દાક્તરી દવા કરવાથી બગડી એમ સાંભળ્યુ પછી એમ લાગે કે દાક્તરે પણ કાંઈ બધા દરદ ઓળખી શકતા નથી" પેલી વૃદ્ધા બોલી.

"તમારા ગામના એ બ્રાહ્મણના છોકરાની આંખ કેમ કરતા બગડી એ કહો તો ખરા ?" ત્રીજી સ્ત્રીએ વૃદ્ધાને પૂછ્યું.

"લ્યોને બેન ! વાત તો છે સાંભળવા જેવી. અમારા ગામના બ્રાહ્મણનો છોકરો અંગ્રેજી ભણે છે. એનો બાપ જુનેગઢ નોકરી કરે એટલે છોકરો પણ ત્યા ભણે. છોકરો તો ભારી-હોશિયાર હતો આખો દિ વાંચે ને લખે. તે કરવાનું છે તે એની આંખ દુઃખવા આવી. તેના માબાપે આંખમાં દવા કરાવી. ભરણું નાખ્યા અને બીજા ઓસડ કર્યા પણ છોકરાની

આંખ સાજી ન થઈ. એટલે પછી તો મોટા દવાખાને દાક્તર આગળ આખ બતાવી દવા કરાવી પણ ત્યાંય તેને સારુ ન થયું. ઉલટાની [આખ વધારે દુઃખવા આવી ને ડોળા તો રાતા ચોળ જેવા થઇ ગયા જાણે હમણા બહાર નીકળી પડશે]એમ લાગે."

"અરરર ! બાઇ ! કરમની પીડા તે આનુ નામ !" એક બાઇ વચ્ચે બોલી ઊઠી.

"હા, બેન ! કરમની કઠણાઇ ગણો કે જે કહો તે છોકરો તો પછી બહુ પીલાય–દુખી થાય, એટલે થાકી છોકરાને લઇ એના માબાપ અમારે ગામ લઇ આવ્યા હુ તો એની આખ જોઇ ત્રાસી ગઈ ! જાણે છોકરાની આખ નહિ લાલઘૂમ મોટા ડોળા લટકી પડયા હોય તેમ લાગે અમારા ગામમા આવ્યા પછી જે કોઇ દેશી દવા ચીધે તે કરે પણ ભગવાનની મરજી કોણ જાણે કેવી હશે તે છોકરાને કોઈ કરતા કોઇ દવા લાગુ ન થાય. છોકરો મુઝાયો ને એના માબાપ પણ મુઝાયા આખરે છોકરાના માબાપે ભગવાન પર ભરોસો રાખ્યો આખો દિ જે કાઇ દવા થાય તે કરે ને પ્રભુ ભક્તિ કર્યા કરે નત, ઉપવાસ અને પૂજાપાઠ પછી તો કરવા લાગ્યા. છોકરાની માએ માતાજીની બાધા રાખી અને ભગવાન પણ જાણે એમની ભકિતથી ને પૂજાથી રાજી થયા હોય તેમ છોકરાની આખ સાજી થવા લાગી !

"તે દેશી દવા કરવાથી ફાયદો થયો ?" પેલી સ્ત્રીએ વચ્ચે પૂછી નાખ્યું

"ફાયદો તો બાઈ ! ભગવાને કર્યો પણ બ્રાહ્મણે તો છેટલે–છેટલે અરણીના પાનનો દવા તરીકે ઉપયોગ કર્યો હતો અરણીના પાનને જીણા વાટી–લઇ તેની થેપલીઓ કરી છોકરાની આખે મુકતા. અને આમ કરતા છોકરાને આરામ થવા લાગ્યો. આમ અરણીના પાનનો ગુણ લાગ્યો કે બ્રાહ્મણની ભકિતનો પરતાપ થયો તે તો ભગવાન જાણે"

'હા બેન ! એ તો એવુ છે કે લાખોની દવા કરો તોયે કાઇ ફાયદો ન થાય અને ભગવાનને સારુ કરવુ હોય તો ચપટી રાખથી પણ ફાયદો થાય" પેલી ત્રીજી સ્ત્રી હવે બોલી.

"હા બાઈ ! પછી તો છોકરાની માએ માતાજીની બાધા પૂરી કરી. આખુયે વરસ તેની માએ કુલડા (ધાણી) ખાઇને સાતમને દિ માતાજીને નેણુ ચડાવી માતાજીની બાધા પૂરી કરી." પેલી વૃદ્ધાએ વાત પૂરી કરતા કહ્યું.

"આખુ વરસ કુલડા ખાધા ?" પેલી સ્ત્રીએ પૂછ્યું.

"હા બેન ! આખુ વરસ છોકરાના માપે તો ઘણા નત અને ઉપવાસ કર્યા ને ભગવાનની પૂજા કરીને ભગવાન પર આસ્થા રાખી. જ્યારે છોકરાની માએ માતાજીની બાધા રાખી. આમ [ધણીધણીઆણીના ભજનથી ભગવાન રાજી થયા એમ લાગે છે." વૃદ્ધા બોલી

'હા બાઈ ! શ્રદ્ધા હોય તો ભગવાન રાજી થાય. આસ્થા વિનાની ભક્તિ ખોટી " ત્રીજી સ્ત્રી બોલી.

"આ વાત કરુ છુ એ મારી નજરે જોયેલી છે અને એટલે જ કહુ છુ કે આખની દવા કરવામા ધ્યાન રાખવુ જોઇએ. સારા દાક્તરની સલાહ લેવી. ને દવા ય કરાવવી પણ આખ બગડે તો જરા ધ્યાન રાખવુ, મુઝાવુ નહિ ભગવાન પર ભરોસો રાખવો મારા વા'લાની ઉપર જો પૂરેપૂરી શ્રદ્ધાથી ભક્તિ કરીએ તો એની મેળે એણે આવી આપણને મદદ કરવી પડે" વૃદ્ધાએ સારાશ કહ્યો.

"લ્યો, હવે ટ્રેન આવી. ચાલો આપણે સહુ એક જ ડબામા સાથે બેસીએ" પેલી સ્ત્રી બોલી,

'હા, સાથે મઝા આવશે" વૃદ્ધા બોલી ટ્રેન આવી માણસો ચડયા ને ઊતર્યા.

મે લાઇન ક્લીઅર આપી ને ટ્રેન પાછી ઉપડી ટ્રેન ગઈ છતા મારા મનમા પેલી સ્ત્રીઓની વાતચીત ઘોળાયા કરતી હતી ટ્રેનના ધૂમાડાના ગોટે ગોટા ઉછળતા હતા અને ટ્રેનનો અવાજ પણ એટલો જ આવી રહ્યો હતો હુ નવરો પડી ઘડીક સ્ટેશનના બાકડા પર બેઠો સામે દૂર દૂર ગાડી જતી રહી હતી છતા તેના ધૂમાડાના લીસોટા એવા જ દેખાતા હતા. મને વિચાર થયો, "જીવન પણ એક ટ્રેન જ

છે ને! તેનીશક્તિ (Power) સાત્ત્વિક ભાવ છે. આપણે એ શક્તિથી—અડગ શ્રદ્ધા અને અનન્ય ભક્તિ ભાવથી—જીવનને આગળ ને આગળ લઇ જવાનું છે. જેટલાં આપણાં કર્તવ્ય અને ભાવ ઉચ્ચ અને સાત્વિક તેટલે અંશે આપણે આપણાં જીવનને ઉચ્ચપંથે આગળ લઈ જઇ શકીશું. અને તેથી જ શુદ્ધ ભાવે, સાત્ત્વિક નમ્રતાએ, જેટલા કલ્યાણ ભાવ કેળવી પ્રભુભક્તિ અને પૂજાપાઠ થઈ શકે તેટલા કરીએ તો જરૂર આપણે એ આપણી ટ્રેનને—જીવનને છેક છેલ્લા સ્ટેશન સુધી લઇ જઇ શકીશું! અને તેથી જ પ્રાર્થનાને મહત્ત્વનું સ્થાન સર્વત્ર અપાયું જ છે ને!

આપણી શક્તિ ટ્રેનને આગળ લઇ જવા માટે પૂરેપૂરી પ્રબળ બનાવવી રહી. જેટલી પ્રાર્થના શક્તિશાળી, શુદ્ધ, સાત્વિક અને કલ્યાણકારી તેટલાં જ એના પુણ્ય પણ પ્રભાવશાળી થવાનાં.

પ્રાર્થનાનાં પુણ્યથી જ પરમાત્માની કૃપા મળવાની જ.

---

## કિશોરલાલભાઇની જીવનસિદ્ધિ

શરીર અને મનનો ઘાડો સંબંધ છે. મન દુઃખી હોય તો શરીરમા પણ કંઈક ને કંઇક વિકૃતિ થાય છે. મન પ્રસન્ન હોય તો તે પ્રસન્નતાની પણ શરીર પર અસર જણાય છે.

એ જ પ્રમાણે શરીરમાં રોગ હોય તો મનમાં ગ્લાનિ આવી જાય છે. શરીર તંદુરસ્ત હોય તો મન પણ સુધરી જાય છે. કોઈએ કહ્યું છે કે, તંદુરસ્તી સાથે મનદુરસ્તી પણ આવે જ છે.'

આ સિદ્ધાંત સામાન્ય રીતે સાચો છે. પણ જ્યારે કોઈ સાધક પોતાના મન પર સંપૂર્ણ કાબૂ મેળવે છે. ત્યારે તેનુ શરીર કમજોર કે રોગી હોય તો પણ તે પોતાના મનને અલિપ્ત અને પ્રસન્ન રાખી શકે છે.

આ સંબંધમાં શ્રી રામકૃષ્ણ પરમહંસ એક સુંદર દૃષ્ટાંત આપતા.

કાચા નારિયેળની અંદરનુ કોપરું કાચલી સાથે ચોટેલું હોય છે. નારિયેળ ફોડીએ એટલે કાચલીની સાથે કોપરાના પણ ટુકડા થાય છે. પણ જ્યારે પરિપકવ થયેલુ નારિયેળ વખત જતાં સુકાઈ જાય છે, ત્યારે અંદરનું કોપરું જેને 'ગોટો' કહે છે તે કાચલીથી છૂટું પડી જાય છે. નારિયેળને હલાવીએ તો ગોટો અંદર છૂટો ખખડતો સંભળાય છે. એવા નારિયેળને 'સિદ્ધ નારિયેળ' કહેવુ જોઈએ. હવે એવા નારિયેળ પર પ્રહાર કરીએ તો કાચલી તૂટી જશે, પણ અંદરના ગોટા પર તેની કશી અસર નહી થાય. તે પ્રહારથી અલિપ્ત રહેશે.

શ્રી કિશોરલાલભાઇએ ઉચ્ચ સાધન દ્વારા પોતાના મનને આ જ રીતે શરીરથી અલિપ્ત બનાવ્યું હતું. શરીરમાં રોગ હોવા છતાં એમનું મન બિલકુલ નીરોગી, અલિપ્ત અને પ્રસન્ન રહેતું. એમની વિનોદશક્તિ કદી ક્ષીણ નહોતી થઇ. તેઓ જીવન જેવા ગભીર પણ બની શકતા અને વિનોદાર્થે 'ઉલ્લૂ' પણ બની શકતા હતા. પણ તેઓ પોતાની સજ્જનતા ને સર્વ-કલ્યાણકામના કદી છોડી નહોતા શકતા. વિચારમાં દૃઢતા, સ્વભાવમાં નમ્રતા, સિદ્ધાંતની બાબતમાં અત્યંત આગ્રહ અને સમાજના વ્યવહારમાં નિરાગ્રહ—આ એમની જીવનસિદ્ધિ હતી. જીવનશોધ એ જ એમની સાધના હતી. એમનું જીવન એમના લેખન કરતાં ઓછું પ્રભાવશાળી નહોતું. એમની સ્મૃતિ સૌને માટે આહ્લાદક અને પ્રેરણ દાયી બનશે..

—કાકા કાલેલકર

# વિનિપાત

'ધૂમકેતુ'

આટલા વર્ષે શિલ્પી હીરાધર ! ભાઇ ! તુ તો ક્યાથી હોય ? પણ તારી પ્રાણધારી કૃતિઓએ તો હદ કરી નાખી એમણે તો તારી વિજયગાથા લલ કારી–વડોદરા, પૂના કે દિ હીને આગળે નહિ છેક સ્કોટલેન્ડમાની લીનીથ્મ ડુગરમાળાઓમા

ઈ સ ૧૭૮૩ નો સમય હતો

મરાઠી રાજ્યન છેલ્લા બે મહાપુરુષો મહાદજી સિંધિયા અને નાના ફડનવીસ– પોતપોતા સ્વત્વ જાળવી રહ્યા હતા મરાઠી સૈનિકોના તેજથી અગ્રેજો ધ્રુજતા હતા હરિપત ફડકે ને પરશુરામ ભાઉના નામ રણક્ષેત્રમા જાદુઇ અસર ફેલાવતા ગુજરાતને આગળે બેઠેલી અગ્રેજી સત્તા મહાદજી સિંધિયાને નમતું આપતી હતી

એ વખતે શિલ્પી હીરાધરની યશકલગી જેવા ડભોઇમા એક બનાવ બન્યો

અગ્રેજો ભરૂચ અને આસપાસનો સઘળો પ્રદેશ ખાલી કરી મહાદજી સિંધિયાના પ્રતિનિધિ ભાસ્કરરાવને સોપવાની તૈયારી કરી રહ્યા હતા

ડભોઈ એ વખતે જેમ્સ ફોર્બ્સના હાથમા હતુ કિલ્લા સમારવાની ને રણમા શોણિત વહેવ રાવવાની યુદ્ધવિદ્યા એને વરી હતી પણ સાથે સાથે છેક સધ્યા વખતે પોયણીનો મદમદ પરિમલ ડભોઈના સુદર તળાવમાથી આવતો હોય તે વખતે અનિમિષ નેને શિલ્પી હીરાધરની અણમોલ કૃતિઓ જાણે કોઇ સ્વસ્થ પ્રતિમાઓ હોય તેવી, એની નજર સામે તર્યા કરતી એવી કવિતાદૃષ્ટિ પણ એને વરી હતી

પણ યુદ્ધના દિવસો આવ્યા ન આવ્યા, ને ગવ ડભોઇના કિલ્લાની કૂચીઓ મહાદજી સિંધિ યના પ્રતિનિધિ ભાસ્કરરાવને સોપવાનો વખત આવી પહોચ્યો

ડભોઈનુ મહાજન–બ્રાહ્મણમડળ–'ગોરા સાહેબ'ને મળવા આવ્યુ હતું એ અગ્રેજ હતો, પણ મરાઠાના સવારોથી કટાળેલી પ્રજાને એણે શાતિનો સ્વાદ ચખાડયો હતો એ પ્રાથમિક શાતિમા હજી મુડદાની દુર્ગંધ પેઠી ન હતી

બ્રાહ્મણો મહાજનો–સૌ આવ્યા ગોરાએ ધારણ કરેલી રાજનીતિ અને સાચવેલી શાતિના વખાણ થયા અને કાઇક યાદગીરીરૂપે નજરાણુ લેવાનો આગ્રહ કરવા માડયા

જેમ્સ ફોર્બ્સ શાત ઊભો રહ્યો એને ડભોઇ છોડવુ ગમતુ ન હતુ, ડભોઇમા એમની નજરે ગ્રીસ રોમની ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ પ્રતિમાઓના કરતા ચડે એવુ કાઇક હતુ એનું તળાવ, લીલીછમ હરિયાળી ચડતી–ઊતરતી ભો મદ પવનમા ઝૂલતા કમળ, શિલ્પી હીરાધરની યક્ષકન્યાઓ, પેલુ પૂર્વદ્વાર–એ સઘળુ વાતાવરણ એને એની સ્કોટલેન્ડની ભૂમિની યાદ આપતું હતું અત્યારે એ યોદ્ધો મટી ગયો હતો મુલ્કી ઓફિસર પણ મટી ગયો હતો માતા સ્કોટલેન્ડનો બાળક બની ગયો હતો એને–વિખૂટા પડેલા બાળકને આ ભૂમિનો ખોળો માતાના ખોળા જેવો પ્યારો લાગતો હતો

જેમ્સ ફોર્બ્સને શાત જોઈ સૌ બોલ્યા અમારે કાઇક ભેટ–નજરાણું કરવાનું છે તમારે લેવાનુ જ છે અમારી એટલી યાદી તમારી સાથે રાખો' અને મૂલ્યવાન વસ્ત્રો–અમદાવાદી અતલસને સુરતી ગજી નીચે છુપાયેલા આભૂષણો ચમકવા લાગ્યા

જેમ્સ ફોર્બ્સે માથુ ધુણાવ્યું 'મારે એ ન જોઇએ મારે આવતી કાલે ગીરીને બીજે દોડવુ પડે એને દુ શ કરુ ?'

મહાજન ખિન્ન થયું ગમે તે ઉપાયે ટોપી વાળાને હમેશા યાદ રહે એવુ કાઇક આપવુ જોઇએ

એ આહી કોણ જાણે કયારે આવશે એમ જાણીને પૂર્વનુ હીરારદ્વાર ફરી ફરી નિહાળી રહ્યો હતો. એક કરતા એક સરસ એવી કોતરેની કમાનો—રજપૂતા ણીના માથાની મોતીની સેર જેવી મૌક્તિકમાળાઓ જોઇ રહ્યો હતો. જ્યા નજર કરો ત્યા નજર થભી જાય એવુ અજબ આકર્ષણ પથ્થરમા ભર્યું હતુ.

મહાજન આવ્યું. સોમેશ્વર અગ્રસ્થાને હતો.

ફોર્બસે સૌને આવકાર આપ્યો

'અમને બહુ આનદ થાય છે કે, અમે તમારી માગેલી ભેટ તમને આપી શકીશુ શાસ્ત્રી જીએ કહ્યુ છે, વાધો નથી'

ફોર્બસે શાસ્ત્રીજી સામે જોયું. ચતુર અગ્રેજ તરત સમજી ગયો. આવનાર વ્યક્તિની ધાર્મિકતા પ્રસિદ્ધ હતી એણે નમન કર્યું

'હુ આપનો ઘણો ઘણો ઉપકાર માનુ છુ મને હીરાદ્વારની આ કમાનોમા'

ફોર્બસ બોલતો અટકયો, સોમેશ્વર હીરાદ્વાર તરફ એકીનજરે—એવી નજરે—જોઇ રહ્યો હતો કે ફોર્બસને શબ્દો બોલી એ વાતાવરણ ભગ કરવાનુ ઠીક ન લાગ્યું.

'શિલ્પી હીરાધરના ટાકણામા, સાહેબ, સગી તની રમ્ય પદાવલિ રમતી હશે તે વિના પેલી યક્ષ કન્યાની કટીમેખલા તો જુઓ—જાણે હમણા એની સોનેરી ઘુઘરીનો રણકાર સભળાશે! જુઓને—એના મો પર એ રણકાર સાભળવાનો આનદ પણ જણાઈ રહ્યો છે' શાસ્ત્રીજી ચિંતનમા હોય તેમ અચાનક અટકી ગયા.

'આપને હીરાધરની સર્વોત્તમ કૃતિ કઇ લાગી છે?' ફોર્બસે પૂછ્યુ,

એ સમજી ગયો હતો કે મહાજન કરતા જુદી જ રીતભાતનો માનવ તેની સામે ઊભો છે. હીરાધર વિષે વાત કરનારો મળ્યો જાણી એને બહુ આનંદ થયો.

'એની સર્વોત્તમ કૃતિ?' શાસ્ત્રીજી ભયકર શૂન્યતાના પડઘા જેવુ હસ્યા. 'કદાચ, એકાદ બે શની ગમાણમા સચવાઇ રહી હશે!— હીરાધર! એ માનવ નહિ હોય માનવેન્દ્ર વિના આવી કૃતિઓ ન બને."

'તમે એટલુ ન કરો? આ કૃતિઓને સાચવી રાખવાનો પ્રયાસ ન કરો?' ફોર્બસે પૂછ્યું.

શાસ્ત્રીજી ખિન્ન હૃદયે ફિકકુ હસ્યા, 'મરણ પામેલી પ્રજાની હરેકેહરેક દૃષ્ટિ હણાઈ ગઇ હોય છે. આહી એ પથ્થર ઉપર છોકરા થૂકશે—તમે એને લઈ જાઓ—હીરાધરનો કોઈ સમાનધર્મી હજાર વર્ષે પણ જાગશે તો છેવટે ત્યાથી આહી યાત્રા કરવા આવશે એ કૃતિઓને સાચવવાની કે સમજવાની એક પણ શક્તિ આ જમીનમા હવે રહી નથી.'

ફોર્બસ બ્રાહ્મણ સામે જોઇ રહ્યો એના ઘણા મિત્રોએ પૂનાના પ્રસિદ્ધ નાનાફડનસવીની એને વાતો સભળાવી હતી અને બ્રાહ્મણોની બુદ્ધિ પ્રત્યે એને આશ્ચર્ય ઉત્પન્ન થયું હતુ. આજે એવા જ વર્ગનો એક સ્વપ્નશિલ્પી એની સામે ઊભો હતો એ જોઈ એને ઘણુ આશ્ચર્ય થયુ

'ત્યારે મારા દિલની એક વાત હુ પણ કહી લઉ!' ફોર્બસ રહી રહીને બોલ્યો.

સોમેશ્વરના મો પર આછુ સ્મિત આવ્યુ 'મને એ ખબર હતી—શિલ્પી હીરાધરની કૃતિઓને સમજનારો સામાન્ય જન ન હોય—એટલે જ હુ આવ્યો હતો, કે તમારી શી વાત છે એ તો સમજુ!'

અત્યાર સુધી મહાજન બાઘાની માફક ઊભુ હતુ—વાર્તાની એક પણ કડી સમજ્યા વિના—તેમને પણ આશ્ચર્ય થયું તેમાના અગ્રણીએ કહ્યુ.

'સાહેબ! અમારે પણ પૂછવુ છે—તમે આ મૂર્તિઓને લઇ જઇને શુ કરશો? એને કયા રાખશો?'

ફોર્બસે એક અર્થવાહી દૃષ્ટિ સોમેશ્વર તરફ ફેકી. સોમેશ્વર પણ જાણે એ જ જાણવા ઉત્સુક હતો એમ જણાયું.

ફોર્બસે જવાબ વાળ્યો :

'મારો દેશ અત્યત રમણીય છે એના લીલી છમ ડુંગરાની હારમાળામા મારુ નાનું સરખુ ગામ

જાણે નિલમના હારમા માણેક જડયું હોય એવુ આવી રહ્યુ છે એ ગામમા ડુગર ઉપર અષ્ટકોણકૃતિ બધાવી એમા આ મૂર્તિઓ આઠ ખૂણે પધરાવીશ—હીરાધરની કોતરણીના નમૂનાઓ સૌન્દર્યખચિત ઈલિયડની કૃતિ જેવા—ત્યા શોભી રહેશે પાસે ઝાડની ઘટા આવી હશે અને તમારા ડભોઈમા મદ પવનથી, કમળનો પરિમલ રેલાય છે, તેમ ત્યા આવેલ તળાવમા પણ, કમળની નાજુક પાપડીઓ ચાલી રહેશે મારી વૃદ્ધાવસ્થા એવા શાત રમણીય સુદર સ્થળમા ગાળવાને અને જ્યા મારી જુવાની પસાર થઈ રહી છે, એ સ્થળની અનુપમ લાવણ્યવતી કૃતિઓ વચ્ચે મારા થાકેલા જીવનને સમાધિનો આનદ આપવાને—આ કૃતિઓ હુ લઈ જાઉ છુ મારા દેશબધવો એ જોશે ને નવાઈ પામશે ગામના છોકરાઓ નિહાળશે અને અનેક પ્રશ્નો કરશે સુદરીઓ એ જોશે અને દિવસો સુધી ભૂલશે નહિ—હુ એટલા માટે મારા આ સ્થળના સસ્મરણોની પવિત્ર યાદી તરીકે એમને લઈ જાઉ છુ ' ફોર્બસ વધારે બોલી શકયો નહિ એની નજર સ્ટાનમોરનો ડુગર નિહાળી રહી હતી

સોમેશ્વરના ચહેરા પર પ્રસન્નતા છવાઈ ગઈ પોતે હીરાધર શિલ્પીને સમજવા—અનેક સનારાને સમજાવવા નિષ્ફળ પ્રયત્ન કરી રહ્યો હતો—તે સમજણ એક સહૃદયી પરદેશીને મળી હતી તે ફોર્બસ સામે આનદથી જોઈ રહ્યો

'બસ, આટલુ જાણવા જ હુ આ ગો હતો તમારો આત્મા કલાધાર હીરાધરને જોઈ શકયો છે હુ પણ હવે આ સ્થળનો બેચાર દિવસનો મહેમાન છુ !'

'કેમ—કેમ ?'

'સહ્યાદ્રિની પર્વતમાળા મને બોલાવી રહી છે કોઈ સનાટ શિલ્પી મળી જાય તો હીરાધરનો જીવનસદેશ સાચવવા માટે એને કહેવાનુ છે આ પ્રજાના પ્રાણ હણાઈ ચૂકયા છે હવે એ તો પરાધીનતા એ વર્ષોનો નહિ—દિવસનો સવાલ છે પણ હજી જ્યા હરિપત ફડકે, પરશુરામ ભાઉ, શ્રીમત નાનાફડનવીસ ગિરાજે છે—જ્યા સહ્યાદ્રિની પર્વતમાળા શોભી રહી છે ત્યા હુ એક વખત જવા માગુ છુ કદાચ શિલ્પી હીરાધરની સર્વોત્તમમા સર્વોત્તમ કૃતિ મારી પાસે છે તે લઈને હજી જ્યા સ્વતત્રતા છે ત્યા જઈને એ કોઈને બતાવી દઉ સ્વતત્રતા માટે મરી ફીટવાની તમન્ના ન હોય એવી તો કોઈ પણ પ્રજા હીરાધરનો જીવનસદેશ નહિ જ સમજે એટલે હુ મરી જાઉ તે પહેલા સ્વતત્ર ગણાતી પ્રજામા હીરાધરની એકાદ કૃતિ તો પહોંચાડી દઉ—વધુ સાચવવાની તો મારી તાકાત નથી—વખત છે ત્યા કોઈ ને કોઈ જાણકાર મળે—'

ધીમે પગલે શાસ્ત્રીજી ત્યાથી ખસવા લાગ્યા. ફોર્બસ સાદા વૃદ્ધ તેજસ્વી શાસ્ત્રી તરફ જોઈ રહ્યો, મહાજન તરફ પણ જોઈ રહ્યો બન્નેવચ્ચેનુ અતર ચતુર અગ્રેજ કળી ગયો

'કદાચ એ આજે જ પૂના જવા નીકળશે !' ફોર્બસે મહાજનને કહ્યુ

'ધૂની છે, સાહેબ ! વિદ્વાન છે, પણ ધૂની છે !' મહાજનને જવાબ વાળ્યો

× × ×

ફોર્બસ હીરાધરની અનુપમ કૃતિઓ નિહાળી રહ્યો હતો, અને દૂર દૂર ચાલ્યા જતા તેજસ્વી બ્રાહ્મણના વાસા પર પડતુ સૂર્યનુ તેજ અનેક વાણીની વાણી જેવુ એક સત્ય જાણે બોલી રહ્યુ હતુ 'પડે છે ત્યારે સઘળુ પડે છે !'

---

તમારી પાસે જે કાઈ સારુ હોય એમા તમે બીજાને ભાગીદાર બનાવો એટલે કે તમારા શુભનો વિસ્તાર કરો તો તમે તમારી જાતને મજબૂત બનાવો છો જેમ ઝાડની ડાળીઓ વધુ બહાર નીકળે તો એના મૂળ ઊડા ને ઊડા જાય છે તેમ

*

પોતાની નાનીમોટી સફળતાની ડિગ મારવાને બદલે બીજાને બોલવાનો અવસર આપવો જોઈએ એમ કરશો તો નિશ્ચય માનજો તમારુ કામ હમેશા સરળ બની જશે



## પાપ મારું પુણ્ય તમારું

વર્ધામા એક આશ્રમવાસીભાઇ પોતાના એક મિત્રને લઇને બાપુને મળ્યા. એમના મિત્રે બાપુ સાથે તત્ત્વજ્ઞાનની વાતો કરવા માડી એટલે બાપુએ કહ્યું 'તે કામ તો ઇશ્વરનુ છે તેનો ઇજારો તમે કેમ લો છો? તમે કરોડોમાના એક શા માટે બનો છો? કરોડોમા જ રહો તત્ત્વજ્ઞાન અનુભવગમ્ય છે અને પોતાના અનુભવથી આવનારી અવસ્થા છે તમે તો સેવા કરો, લોકોને સારો ગોળ, સારો લોટ, સારુ તેલ, સરુ ચામડ સ રા ચોખા અને સારુ દૂધ પીવડાવો જો એમા કઈ પાપ હોય તો તે મારે માટે રાખો, અને પુણ્ય હોય તો તમે લઇ લો

પછી આશ્રમવાસી તરફ જોઈને બાપુ બોલ્યા 'મારી પાસે આવી વાતોને માટે સમય જ ક્યા છે'

## 'નાના બાળકને'

બાપુજી બેરિસ્ટર થઈને હિન્દુસ્તાન પાછા ફર્યા ત્યારે એમને લાહોરથી કિ ડી અગત્યના કામ અગે જવાનુ થયું

ત્યારે તો બાપુ હિન્દુસ્તાનમા બહુ જાણીતા નહી સ્ટેશને આવ્યા તો ગાડીમા ભીડનો પાર નહી. ભારેખમ શરીરવાળા પજાબીઓ બધે જ જગ્યા રોકીને બેઠેલા કોઇ અદર જ ન જવાદે, ત્યા જગ્યા મળવાની તો વાત જ શી? બાપુ ત્યારે કાઠિયાવાડી પોશાક પહેરતા જ્યા જઇને ઊભા રહે કે અદરથી અવાજ આવે 'એ બનિયા, આગે જાવ, આગે જાવ!'

હવે શુ થાય? દિલ્હી ગયા વિના ચાલે એમ ન હતુ એવામા એક રેલવે-મજૂરે આવીને કહ્યું 'શેઠ, ખુશખબરી આપો તો તમને ઉભવા ડબ્બામા બેસાડી દઉં'

પેલા મજૂરે તો નાના બાળકને બે હાથમા લઈએ તેમ બાપુને પકડીને બારીમાથી ડબ્બામા મૂકી દીધા!

## જીવનચરિત્ર માટેની માહિતી

એક જર્મન લેખકને બાપુનુ જીવનચરિત્ર લખવુ હતુ

હેનરી પોલૉક નામના અગ્રેજ ગૃહસ્થ બાપુની સાથે દક્ષિણ આફ્રિકામા હતા એટલે તેમની પાસેથી બાપુ સબધી ઘણી હકીકતો જાણવા મળશે અને જીવનચરિત્ર લખવામા તે ઘણી ઉપયોગી નીવડશે એમ ધારી પેલા જર્મન લેખક તેમની પાસે ગયા અને બાપુ વિશે માહિતી માગી

પોલેકે કહ્યુ તેઓ આવા નથી, તેઓ તેવા નથી, તેઓ અહી છે, તેઓ ત્યા છે, તેઓ સર્વત્ર છે'

પેલો જર્મન લેખક તો સડક જ થઈ ગયો ! એણે તો બાપુના જીવનચરિત્રના પાનાઓ ભરાય એટલી માહિતી મળશે એવી આશા રાખેલી તેને બદલે પોલોકે તો વેદમા ઇશ્વરનું વર્ણન કર્યું છે એવું જ બાપુ વિશે નાત્ર બે લાઇનમા કહ્યુ !

અને ખરેખર બાપુ વિશે એનાથી વિશેષ કહેવા જેવુ છે ખરુ ?

## મરેનું અકગણિત

બાપુ યરવડા જેલમા હતા ત્યારે શરુઆતમા જેલમા એક સાથે પાચ મુલાકાતીઓ મળી શકતા જ્યારે બીજા કેદીઓને બે જ મુલાકાતીઓને મળવા દેવાની છૂટ હતી

સરકારને એ ખૂચ્યું બાપુને મળતી એ વિશેષ સગવડ રદ કરી અને એક સાથે બે મિત્ર કે પાચ સગા બીજા કેદીઓની જેમ એમની મુલાકાત લઈ શકે એવુ ઠરાવ્યુ

નવા જેલ અધિકારી કર્નલ મરેએ એક વાર પૂજ્ય કસ્તૂરબાની સાથે બે મિત્રો અને સ્વ રમા બાઇ રાનડેની મુલાકાત મજૂર કરી

બાપુને આશ્ચર્ય થયુ એમણે પૂછ્યુ ત્યારે કર્નલ મરેએ જવાબ આપ્યો 'મારા હિસાબ પ્રમાણે એક સગા બરાબર અઢી મિત્ર થાય ગણત્રીની સર ળતા માટે એક સગાને બે મિત્રની જગ્યા ખાલી રહે છે-એટલે મે કસ્તૂરબા સિવાય બીજા ત્રણ નામ મજૂર કર્યા છે તેમા મે કઇ જ પક્ષપાત કર્યો નથી !

કર્નલ મરેનુ એ નવુ અકગણિત સાભળીને બાપુ અને સાથેના કેદીઓ ખડખડાટ હસી પડયા

## હજામનો સત્યાગ્રહ

બાપુ યરવડા જેલમા હતા ત્યારનો આ પ્રસગ છે

એક વાર કેટલાક કેદીઓને ફટકાની સજા થવાથી જેલમા ઉપવાસ કર્યા બાપુની દરમ્યાનગીરીથી અતે કેદીઓએ ઉપવાસ છોડયા એ ઉપવાસના સમાચાર છાપાઓમા છપાયા તેથી જેલ અધિકારીએ બાપુ જે વોર્ડમાં રહેતા હતા ત્યા કેટલાક કડક નિયમ કર્યા જેથી બહારની કોઈ ખબર ત્યા જઇ શકે નહી તેમ બાપુની ખબર પણ વોર્ડની બહાર બીજે જાય નહી

વોર્ડના દરવાજે નવો વોર્ડર મૂકયો કુડા વાળો, ઝાડવાળો અને હજામને પણ બાપુના વોર્ડમા જ બધ કરવામા આવતા એટલે કે એ લોકો પણ વોર્ડની બહાર જઇ શકતા નહી

પહેલા એ લોકો બાપુના વોર્ડમા કામ કરવા આવતા અને સાજે પોતાના વોર્ડમા ચાલ્યા જતા ત્યા બીજા કેદીઓને મળી શકતા, ચોરીછૂપીથી બીડી–તમાકુ પણ મેળવતા તે બધુ અહી બધ થયુ તેથી એ લોકો ખૂબ અકળાયા

બાપુ તો ગમે તેવા આકરા બધન માટે તૈયાર હતા પણ પોતાને કારણે બીજા કેદીઓને ભોગવવુ પડે તે એમને ગમ્યુ નહી એમણે જેલ અધિકારીને એ સબધે કહ્યુ પણ ખરુ પણ નવી વ્યવસ્થામા કશો ફેરફાર થયો નહી

બીજાઓ કરતા હજામને નવી વ્યવસ્થા ભારે આકરી લાગી એણે સત્યાગ્રહ આદર્યો–બધાની હજા મત જ કરવી બધ કરી ! જેલ અધિકારીએ એને અઠવાડિયાની એકાત કેદની સજા કરી

બીજો હજામ આવ્યો તે પણ અકળાયો તેણે સત્યાગ્રહ તો ન કર્યો, પણ ગાડા થવાનો ઢોગ કર્યો ! એટલે એને પણ અઠવાડિયાની એકાત કેદની સજા થઇ !

બાપુને આ બનાવોથી ભારે દુખ થયુ પોતાને નિમિત્તે બીજાઓને એકાત કેદની સજા ભોગવવી પડે એ એમને સાલ્યુ એ વિશે ખૂબ વિચાર કર્યા પછી એમણે જાતે જ હજામત કરવાનો નિર્ણય કર્યો !

જેલ અધિકારી પાસે બાપુએ બાલ કાપવાનુ મશીન માગ્યુ માગણી મજૂર થઇ પણ મશીન આવતા ખાસ્સુ અઠવાડિયુ નીકળી ગયુ ! ત્યા સુધી સૌની હજામત વધ્યા કરી

## આવા હતા બાપુ



### પાપ મારુ પુણ્ય તમારું

વર્ધામા એક આશ્રમવાસીભાઇ પોતાના એક મિત્રને લઇને બાપુને મળ્યા એમના મિત્રે બાપુ સાથે તત્ત્વજ્ઞાનની વાતો કરવા માંડી એટલે બાપુએ કહ્યુ 'તે કામ તો ઇશ્વરનુ છે તેનો ઇજારો તમે કેમ લો છો? તમે કરોડોમાના એક શા માટે બનો છો? કરોડોમા જ રહો તત્ત્વજ્ઞાન અનુભવગમ્ય છે અને પોતાના અનુભવથી આવનારી અવસ્થા છે તમે તો સેવા કરો, લોકોને સારો ગોળ સારો લોટ સારુ તેલ, સરુ ચામડ સરા ચોખા અને સારુ દૂધ પીવડાવો જો એમા કઈ પાપ હોય તો તે મારે માટે રાખો અને પુણ્ય હોય તો તમે લઇ લો

પછી આશ્રમવાસી તરફ જોઈને બાપુ બોલ્યા 'મારી પાસે આવી વાતોને માટે સમય જ ક્યા છે?

### 'નાના બાળકને'

બાપુજી બેરિસ્ટર થઈને હિન્દુસ્તાન પાછા ફર્યા ત્યારે એમને લાહોર કિ ડી અગત્યના કામ અંગે જવાનુ થયું

ત્યારે તો બાપુ હિન્દુસ્તાનમા બહુ જાણીતા નહી સ્ટેશને આવ્યા તો ગાડીમા ભીડનો પાર નહી ભારેખમ શરીરવાળા પંજાબીઓ બધે જ જગ્યા રોકીને બેઠેલા કોઇ અંદર જ ન જવાદે ત્યા જગ્યા મળવાની તો વાત જ શી? બાપુ ત્યારે કાઠિયાવાડી પોશાક પહેરતા જ્યા જઇને ઊભા રહે કે અંદરથી અવાજ આવે 'એ બનિયા, આગે જાવ આગે જાવ!

હવે શુ થાય? દિલ્હી ગયા વિના ચાલે એમ ન હતુ એવામા એક રેલવે-મજૂરે આવીને કહ્યુ 'શેઠ, કુશમખ્ખી આપો તો તમને હમણા ડબ્બામા બેસાડી દઉ'

પેલા મજૂરે તો નાના બાળકને બે હાથમા લઈએ તેમ બાપુને પકડીને બારીમાથી ડબ્બામા મૂકી દીધા!

### જીવનચરિત્ર માટેની માહિતી

એક જર્મન લેખકને બાપુનું જીવનચરિત્ર લખવુ હતુ

હેનરી પોલૉક નામના અંગ્રેજ ગૃહસ્થ બાપુની સાથે દક્ષિણ આફ્રિકામા હતા એટલે તેમની પાસેથી બાપુ સબધી ઘણી હકીકતો જાણવા મળશે અને જીવનચરિત્ર લખવામા તે ઘણી ઉપયોગી નીવડશે એમ ધારી પેલા જર્મન લેખક તેમની પાસે ગયા અને બાપુ વિશે માહિતી માગી

પોલૉકે કહ્યુ તેઓ આવા નથી તેઓ તેવા નથી તેઓ અહી છે તેઓ ત્યા છે, તેઓ સર્વત્ર છે'

પેલો જર્મન લેખક તો સડક જ થઈ ગયો! એણે તો બાપુના જીવનચરિત્રના પાનાઓ ભરાય એટલી માહિતી મળશે એવી આશા રાખેલી તેને બદલે પોલોકે તો વેદમા ઇશ્વરનું વર્ણન કર્યુ છે એવુ જ બાપુ વિશે માત્ર બે લાઇનમા કહ્યુ!

અને ખરેખર, બાપુ વિશે એનાથી વિશેષ કહેવા જેવુ છે ખરુ?

## મરેનું અકગણિત

બાપુ યરવડા જેલમા હતા ત્યારે શરુઆતમા જેલમા એક સાથે પાચ મુલાકાતીઓ મળી શકતા જ્યારે બીજા કેદીઓને બે જ મુલાકાતીઓને મળવા દેવાની છૂટ હતી

સરકારને એ ખૂચ્યું બાપુને મળતી એ વિશેષ સગવડ રદ કરી અને એક સાથે બે મિત્ર કે પાચ સગા બીજા કેદીઓની જેમ એમની મુલાકાત લઈ શકે એવુ ઠરાવ્યુ

નવા જેલ અધિકારી કર્નલ મરેએ એક વાર પૂજ્ય કસ્તૂરબાની સાથે બે મિત્રો અને સ્વ રમા બાઇ રાનડેની મુલાકાત મજૂર કરી

બાપુને આશ્ચર્ય થયુ એમણે પૂછ્યુ ત્યારે કર્નલ મરેએ જવાબ આપ્યો 'મારા હિસાબ પ્રમાણે એક સગા બરાબર અઢી મિત્ર થાય ગણત્રીની સર ળતા માટે એક સગાને બે મિત્રની જગ્યા ખાલી રહે છે–એટલે મે કસ્તૂરબા સિવાય બીજા ત્રણ નામ મજૂર કર્યા છે તેમા મે કઇ જ પક્ષપાત કર્યો નથી!'

કર્નલ મરેનુ એ નવુ અકગણિત સાભળીને બાપુ અને સાથેના કેદીઓ ખડખડાટ હસી પડયા

## હજામનો સત્યાગ્રહ

બાપુ યરવડા જેલમા હતા ત્યારનો આ પ્રસગ છે

એક વાર કેટલાક કેદીઓને ફટકાની સજા થવાથી જેલમા ઉપવાસ કર્યા બાપુની દરમ્યાનગીરીથી અતે કેદીઓએ ઉપવાસ છોડયા એ ઉપવાસના સમાચાર છાપાઓમા છપાયા તેથી જેલ અધિકારીએ બાપુ જે વોર્ડમા રહેતા હતા ત્યા કેટલાક કડક નિયમ કર્યા જેથી બહારની કોઈ ખબર ત્યા જઇ શકે નહી તેમ બાપુની ખબર પણ વોર્ડની બહાર બીજે જાય નહી

વોર્ડના દરવાજે નવો વોર્ડર મૂકયો કુડા વાળો, ઝાડુવાળો અને હજામને પણ બાપુના વોર્ડમા જ બધ કરવામા આવતા એટલે કે એ લોકો પણ વોર્ડની બહાર જઇ શકતા નહી

પહેલા એ લોકો બાપુના વોર્ડમા કામ કરવા આવતા અને સાજે પોતાના વોર્ડમા ચાલ્યા જતા ત્યા બીજા કેદીઓને મળી શકતા, ચોરીછૂપીથી બીડી–તમાકુ પણ મેળવતા તે બધુ અહી બધ થયુ તેથી એ લોકો ખૂબ અકળાયા

બાપુ તો ગમે તેવા આકરા બધન માટે તૈયાર હતા પણ પોતાને કારણે બીજા કેદીઓને ભોગવવુ પડે તે એમને ગમ્યુ નહી એમણે જેલ અધિકારીને એ સબધે કહ્યુ પણ ખરુ પણ નવી વ્યવસ્થામા કશો ફેરફાર થયો નહી

બીજાઓ કરતા હજામને નવી વ્યવસ્થા ભારે આકરી લાગી એણે સત્યાગ્રહ આદર્યો–બધાની હજા મત જ કરવી બધ કરી! જેલ અધિકારીએ એને અડવાડિયાની એકાત કેદની સજા કરી

બીજો હજામ આવ્યો તે પણ અકળાયો તેણે સત્યાગ્રહ તો ન કર્યો, પણ ગાડા થવાનો ઢોગ કર્યો! એટલે એને પણ અઠવાડિયાની એકાત કેદની સજા થઇ!

બાપુને આ બનાવોથી ભારે દુખ થયુ પોતાને નિમિત્તે બીજાઓને એકાત કેદની સજા ભોગવવી પડે એ એમને સાલ્યુ એ વિશે ખૂબ વિચાર કર્યા પછી એમણે જાતે જ હજામત કરવાનો નિર્ણય કર્યો!

જેલ અધિકારી પાસે બાપુએ બાલ કાપવાનું મશીન માગ્યુ માગણી મજૂર થઇ પણ મશીન આવતા ખાસ્સુ અઠવાડિયુ નીકળી ગયુ! ત્યા સુધી સૌની હજામત વધ્યા કરી

પણ બાપુ ઉતરેલા તે જ મકાનની નીચે રહેતા ગાંધી કુટુમ્બના એક વિદ્યાર્થીએ એવો કોઈ જ પ્રયાસ ન કર્યો. બીજાઓ બાપુને મળવા માટે સરદારને વિનવતા ત્યારે આ ભાઈ તો પોતાના કામમા જ રત રહ્યા.

આમ ને આમ એક મહિનો વહી ગયો ત્યા એક દિવસ બાપુએ વલ્લભભાઇને કહ્યું. ' . ને જરા બોલાવો ને '

સરદારને પણ જરા આશ્ચર્ય થયું. આ એક મહિનામા અહીં રહેનારા લગભગ દરેકે બાપુને મળવા પ્રયાસ કરેલો પણ આ વિદ્યાર્થીએ તો કશો પ્રયાસ કર્યો ન હતો

સરદારે પેલા ભાઇને પોતાની લાક્ષણિક વાણીમાં કહ્યુ : 'બધાને મારે બાપુને મળવા આવતા રોકવા પડતા હતા; પણ તુ જ એક એવો નીકળ્યો કે જેને મારે સામેથી બોલાવવો પડે છે, તુ ખરો ! ચાલ, બાપુ બોલાવે છે'

અને પેલા ભાઇ બાપુને સહર્ષ મળવા ગયા. જ્યા બીજાને પાચ-દસ મિનિટમા પાછા વળવુ પડતુ ત્યા આ ભાઇને ખાસ્સા બે કલાક મળ્યા ! એટલું જ નહી, બાપુ પોતે તેમનુ કામ જોવા તેમની ઓરડીમા પણ આવ્યા.

## ધન્યતા અનુભવું છું

બાપુ, મહાદેવભાઇ અને કેટલાક આશ્રમવાસીઓ સાથે બિહારનો પ્રવાસ કરતા હતા.

સ્ટેશને સ્ટેશને લોકોના જંગી ટોળા બાપુના દર્શન માટે ઊમટે અને ડબ્બામા ચઢી જાય, ગાડી ચાલુ થઇ જાય તો યે ડબ્બાને વળગી રહે !

દરેક સ્ટેશને ગાડી મોડી થાય. અનેક વિનવણી છતા બાપુઘેલા લોકો ખસે નહી. ખુદ બાપુ લોકોને આજીજી કરે. તોય કઈ ફેર પડે નહી, ઊલટા બાપુને જોઇને આનદમા આવી જઇને એમનો જયકાર બોલાવે એક સ્ટેશને એમ જ થયુ લોકો કઇ સાભળે જ નહીં. બધે લોકો વળગેલા અને ગાડી ઊપડી. બાપુને દહેશત હતી કે આમાં કોઇને અકસ્માત ન થાય તો સારુ. પણ થયું એમ જ. ગાડી ઊપડીને એક છોકરો ઘસડાયો અને તેનો એક પગ કપાયો. ગાડી થોભી. બાપુએ તરત મહાદેવભાઇને તપાસ કરવા મોકલ્યા. મહાદેવભાઈ જ્યારે ખબર લઇ આવ્યા ત્યારે બાપુએ તરત ડૉ. સુશીલા નાયર સાથે હતા તેમને ઉપચાર અને સારવાર માટે મોકલ્યા થોડી શસ્ત્રક્રિયા કરીને પેલા છોકરાનો લટકી રહેલો પગ સુશીલાબહેને છૂટો કર્યો હવે એ સ્ટેશન નાનુ હતુ. ત્યા કશી ડોકટરી સહાય મળી શકે એમ ન હતુ. બાપુએ તપાસ કરાવી તો દૂરના એક સ્ટેશને શહેર હોવાથી ત્યા હોસ્પિટલમા ઘાયલ છોકરાની સારવાર થઈ શકે એમ જાણવા મળ્યુ. એટલે એ ઘાયલ છોકરા માટે ગાડીના એક ડબ્બામા સગવડ કરાવી અને પછી ગાડી ઉપડી બીજે સ્ટેશને ગાડી થોભી ત્યારે બાપુ જાતે તેની ખબર કાઢવા ગયા.

જ્યારે મોટુ સ્ટેશન આવ્યુ ત્યારે સત્તાવાળા સાથે બાપુએ વાતચીત કરીને પેલા ઘાયલ છોકરાને હોસ્પિટલમા મોકલાવી આપ્યો. બાપુને તો અમુક સ્થળે જવાનુ નક્કી હતુ એટલે ત્યા જવુ પડયું. પણ મહાદેવભાઇને પેલા છોકરાની ખબર કાઢવા પછી ને કલ્યા.

ઘાયલ થનાર છોકરાના પિતાનો પાછળથી બાપુ પર પત્ર આવ્યો. એમા એણે લખ્યું હતું 'આપ જેવા મહાન પુરુષે મારા જેવા ગરીબ પર કૃપા કરી આટલી ચીવટ રાખી એથી આભારી છુ. નશીબમા માડયુ હતુ તે બની ગયુ. આપે એ બાળકને માથે હાથ ફેરવી આશીર્વાદ આપ્યા એ જાણી ધન્યતા અનુભવુ છુ.'

## પ્રેમ અને દયા જ હોવાં જોઈએ

આશ્રમના વિદ્યાર્થીઓ માટે સાબરમતીમાં બાપુએ શાળા શરૂ કરાવેલી, કાકાસાહેબ, કિશોરલાલભાઇ, નરહરિભાઈ જેવા પ્રખર વિદ્વાન અને કેળવણીકારોએ આશ્રમના બાળકોના ભણતરની જવાબદારી ઉપાડેલી.



શિક્ષકો માત્ર ભણાવતા નહી, પણ બાળકોના મિત્રો બનીને તેમનામા ઉચ્ચ સંસ્કાર રેડતા અક્ષર કેળવણીની સાથે ચારિત્ર્યની કેળવણી પણ આપતા

બાળકોને રહેવા માટે છાત્રાલય આશ્રમમા જ હતુ

કહેવત છે ને કે વાછરા ઘરડા થાય તોયે ગુણાટ મારવામાથી જાય નહી તેમ પ્રેમભર્યું નિર્મળ વાતાવરણ અને શિસ્તભરી દેખરેખ છતા બાળકો કોઈ વાર તોફાન કર્યા વિના ન રહે

એક વાર કોઈક કારણસર બાળકો અંદર-અંદર ખૂબ લડયા અને હાથોહાથ આવી ગયા બાપુ પાસે તો બધા સમાચાર પહોચે આ વાત પણ તેમની પાસે ગઇ બીજે દિવસે બાપુએ સાંજની પ્રાર્થનામા એ બનાવનો ઉલ્લેખ કરતા કહ્યુ 'કોણે ભૂલ કરી છે તેની આપણે અત્યારે વાત નથી કરવી પણ જે બાળકોએ ભૂલ કરી છે તેમની તરફ તમારા દિલમા કયાયે ક્રોધનો છાંટો ન રહે, પણ કેવળ પ્રેમ અને દયા જ હોવા જોઇએ' આટલુ તમે ધ્યાનમા રાખો તો આવા પ્રસંગો ફરી ઊભા નહી થાય આશ્રમના બાળકો પાસેથી સૌ મોટી આશા રાખે છે"

## 'એનાથી જવાય જ કેમ?'

બાપુ વર્ધા હતા ત્યારનો આ પ્રસંગ છે

બાપુને ખૂબ જ ટપાલ રહેતી એટલે આશ્રમના કેટલાક ભાઈઓ પાસ ટપાલ લખાવતા દરેકનો સમય નકકી કરેલો

ખૂબ જ અગત્યના પત્રો બાપુ પોતે લખતા અને મહાદેવભાઇ પાસે લખાવતા બાકીની ટપાલ બીજા ભાઇઓ પાસે લખાવતા તેમા બાપુના ખૂબ જ નિકટના એક સ્વજન પણ હતા તાજા જ પરણેલા

એક દિવસ પેલા ભાઇના પત્ની બહારગામથી આવતા હતા એમને સ્ટેશને લેવા એ ભાઈ જાતે ગયા એ જ સમયે બાપુ એમની પાસે ટપાલ લખાવતા નિયત સમયે એમને ગેરહાજર જોઇને બાપુએ પૂછ્યું ' કયા ગયો?

'એની પત્નીને લેવા, સ્ટેશને' કોઈકે કહ્યુ

'અહી એનો સમય નકકી હોય ત્યારે એનાથી જવાય જ કેમ? નિયમપાલનના ચુસ્ત એવા મહી બાપુએ પ્રશ્ન કર્યો

સરદાર વલ્લભભાઈ ત્યાં બેઠા હતા તે બોલી ઊઠયાઃ 'તમે તમારો જુવાનીનો સમય ભૂલી જતા લાગો છો !'

અને ઓરડામાં બેઠેલા સૌની સાથે બાપુ ખડખડાટ હસી પડ્યા.

## બાપુને મન સૌ સરખા

આ પ્રસંગ સેવાગ્રામનો છે.

બાપુએ આશ્રમના એક ચિત્રકારભાઈને તેમના ચિત્રો જોવા માટે સવારનો ચોક્કસ સમય આપેલો. ચિત્રકારભાઈ પોતાના ચિત્રો લઈને નિયત સમયે બાપુ પાસે ગયા. રાજકારણની ગંભીર વિચારણામાંથી બાપુ સહજપણે પૂર્ણ રસથી તેમના ચિત્રો ઝીણવટથી અવલોકવા લાગ્યા. ચિત્ર જોતા જાય, માહિતી પણ પૂછે, અને ચિત્ર વિશે પોતાના વિચાર પણ દર્શાવતા જાય.

બાપુ ચિત્રો અવલોકતા હતા એવામાં સર્વશ્રી જવાહરલાલ નહેરુ અને રાજેન્દ્રબાબુ વિગેરે ત્યાં આવી પહોંચ્યા કેમ કે કોંગ્રેસ કારોબારી સમિતિની બેઠક હતી. બાપુએ તેમને જોઈને કહ્યું 'તમે જરા વહેલા આવ્યા.'

'હા, જરા વહેલા ખરા.'

'પણ હું તો આને સમય આપી ચૂકયો છું. એટલો સમય મારે આપવો જ જોઈએ. ત્યાર પછી જ હું તમને સમય આપી શકું. દરમ્યાન તમે ય ચિત્રો જુઓ!'

અને જવાહરલાલ, રાજેન્દ્રબાબુ વિગેરે પણ ચિત્રો જોવા લાગ્યા.

ચિત્રકારભાઈને આપેલો સમય પૂરો થયો ત્યાર પછી જ બાપુએ નેતાઓ સાથે વાતચીત શરૂ કરી !

## મિષ્ટાન કરતાંય મીઠી

મણિલાલ ગાંધીના પત્ની સુશીલા ગાંધી પરણીને આશ્રમમાં રહેવા આવ્યા. એમને પણ આશ્રમના સમૂહ રસોડે જમવાનું. એ રસોડે તો બાફેલી રસોઈ જ થાય.

સુશીલાબહેનને તો એવી રસોઈનો જરાય અનુભવ નહીં એટલે ગળે ઊતરે નહીં. બાપુની ચકોર નજરે એ જોઈ લીધું.

સુશીલાબહેનને બોલાવી બાપુ કહેવા લાગ્યાઃ 'સુશીલા, હું તારો સસરો નથી, બાપુ જ છું. તારે મને વિના સંકોચે તારી જરૂરિયાતો જણાવવી જોઈએ.' પછી મણિલાલ ગાંધીને બોલાવી મીઠો ઠપકો આપતા બાપુએ કહ્યું 'મેં તને પરણાવ્યો હવે તારે સુશીલાને સંભાળવી જોઈએ. પારકી દીકરી લાવ્યા છીએ તે કાયવાય નહીં એ જોવાનું તારે રહ્યું.'

સુશીલાબહેન તો વિચારમાં પડી ગયા-કેમ કે એમણે પોતે તો બાપુને કશી ફરિયાદ કરી ન હતી. તો પછી બાપુ આમ ઠપકો કેમ આપતા હશે? એવામાં બાપુએ કહ્યું. 'હું જોઈ રહ્યો છું કે તું અહીં બરાબર ખાઈ શકતી નથી. તને આવું ખાવાની ટેવ નહીં હોય.' પછી સહેજ હસીને વિનોદ કરતા બોલ્યા 'તું તો મોટા ઘરની દીકરી. રોજ પાંચ પકવાન ખાતી હશે. પણ મેં તો તને પહેલા જ જણાવ્યું છે ને કે હું ફકીર છું !'

પછી સહેજ ગંભીર ભાવે બાપુ બોલ્યા 'તને આ ન ફાવે એ હું સમજી શકું છું. અહીં જે ખાનગી રસોડા છે તેમાં હું તારી ગોઠવણ કરી દઈશ.'

'બાપુ, હું આશ્રમના રસોડે જ જમીશ. ધીમે ધીમે ભાવતું જશે.'

સુશીલાબહેનનો જવાબ સાંભળી બાપુનો ચહેરો મલકી ઊઠયો. એક ટૂંકા વાકયમાં એમણે પોતાનો આનંદ વ્યકત કર્યો 'મને એ બહુ ગમ્યું'

પછી તો સુશીલાબહેનને તેની બાફેલી રસોઈ મિષ્ટાન કરતા ય વધારે મીઠી લાગવા માંડી.

## 'મોહનિયો, મોહનિયો'

બાળકો બાપુને બહુ વહાલા હતા અને બાળકોને પણ બાપુ અત્યંત વહાલા હતા.

મણિલાલ ગાંધીની સૌથી નાની પુત્રી ઈલા ભારે રમતિયાળ. બાપુ પાસે દોડી જવાની અને ટેવ. બાપુ પાસે જઈને એ કાલી ઘેલી ભાષામાં બાપુને કંઈ કંઈ પૂછે. એક દિવસ બાપુ બેઠા હતા. તેમની પાસે જઈને ઈલાએ પૂછ્યું 'બાપુજી, તમે નાના હતા ત્યારે પણ બધા તમને બાપુ કહેતા ?'

બાપુ પ્રશ્ન સાંભળીને હસ્યા. પછી રમૂજ કરતા કહ્યું 'ના ત્યારે તો કોઈ મોહન કહે અને કોઈ મોહનિયો કહે'

ઈલા તો ખૂબ ગેલમાં આવીને 'મોહનિયો, મોહનિયો' બોલતી નાચવા લાગી.

બાપુએ પણ હસીને એ નાનકડી બાળાના આનંદમાં ભાગ લીધો.

## 'રડશો નહી'

૧૯૧૯ની ઓક્ટો. ૨ બાપુને પચાસ વર્ષ પૂરા થયા.

આશ્રમવાસીઓએ વર્ષગાંઠ ઉજવણીનો નાનકડો સમારંભ કર્યો. થોડી શોભા પણ કરી. બાપુ સમારંભમાં આવ્યા. એમણે બધે નજર કરીને શોભા જોઈ, અને બેઠા.

આશ્રમવાસીઓએ પ્રેમથી હાથે કાંતેલા સૂતરની માળા બાપુને પહેરાવી પોતાનો આનંદ વ્યક્ત કર્યો.

બાપુ સૌને ઉદ્દેશીને બોલ્યા.

'મને આજે પચાસ વર્ષ પૂરા થયા. હવે થોડાં વર્ષો બાકી રહ્યાં. મને એકાવનમું વર્ષ બેઠું. પચાસ પૂરા થયા અને વનપ્રવેશ શરૂ થયો. એટલે તમે આનંદ વ્યક્ત કરો છો. મારું એકાવનમું વર્ષ શરૂ થયું માટે તમે ખૂબ આનંદમાં આવી ગયા છો. પ્રભુને તમે ધન્યવાદ આપો છો. સારી વાત છે. અને આ માળા, આ હાર ! એનો મને કંઈ મોહ નથી. પરંતુ પ્રેમથી તમે આ બધું કર્યું છે. તમારી ભાવના હું સમજી શકું છું. ઠીક છે. પરંતુ મારે તમને એક વાત કહેવાની છે, તે વીસરી જતા નહીં. તમે મારો જન્મદિન જેટલા આનંદથી ઉજવો છો તેટલા જ આનંદથી મારા મૃત્યુનો દિવસ પણ ઉજવજો. આજે જે પ્રમાણે પ્રભુનો આભાર માનો છો તે જ પ્રમાણે પ્રભુએ મને પોતની પાસે બોલાવી લીધો એ માટે પણ પ્રભુનો કૃતજ્ઞતાપૂર્વક આભાર માનજો. જીવન અને મરણ એ બંને તેની મંગળ ભેટ છે. નહીં તો મારા મરણ વખતે જો તમે રડતા બેસશો તો આ વિનોબા અહીં ગીતા વાંચે છે તેનો શો ઉપયોગ ?'

## દાસાનુદાસ

બાપુજીએ દિલ્હીમાં કોમી એકતા માટે એકવીસ દિવસના ઉપવાસ કર્યા તે સમયની આ વાત છે.



એક ભાઈએ ઉપવાસ પહેલા બાપુને પોતાને ત્યા જમવા નોતરેલા અને બાપુએ હા પણ પાડેલી દરમ્યાન ઉપવાસ આવી પડયા એટલે ઉપવાસ પછી તેમને ત્યા જમવા જવાનું નક્કી કર્યું

ઉપવાસ પૂર્ણ થયા પછી એક દિવસે સાજે બાપુજી મૌલાના મહમદઅલી સાથે પેલા ભાઈને ત્યા જમવા ગયા આહારમા બાપુએ દૂધ અને ફળો જ લીધા

મિજબાનને તો જીવન ધન્ય થયાનો આનદ થયો

બાપુ પધાર્યા હોય તે કાઇ લોકોથી થોડુ અજાણ્યું રહે ? મિજબાનને બારણે દર્શનાર્થીઓની ભીડ થઇ ગઈ

મૌલાનાએ પોતાના જોડા શોધ્યા તો જડયા નહી ઉબર આગળ એટલા બધા પગરખા પડેલા કે તેમા એમને પોતાના જોડા દેખાયા નહી

બાપુજી પણ જોડા શોધવા લાગ્યા એમણે તરત જ મૌલાનાના જોડા શોધી કાઢયા અને તરત જોડા ઊચકી લઇને મૌલાનાના પગ આગળ મૂકયા

બરણા આગળ બાપુજીના દર્શન માટે ઊભેલા માણસોને એ જોઇને ખૂબ જ આશ્ચર્ય થયું–એમના લાગણીભર્યા હૃદયને થોડો આઘાત પણ લાગ્યો અરે, જેમની ચરણરજ આપણે માથે ચડાવવી જોઇએ એ વિભૂતિ બીજાના જોડા ઊચકે ?

પણ પ્રભુ વિષે કહેવાય છે ને, કે તે તો પોતાના દાસોનો પણ દાસ છે ? બાપુજી પણ દાસાનુદાસ હતા

## પ્રાર્થનાનું બળ

૧૯૨૭મા બાપુ મદ્રાસ ગયા હતા

બાપુને ખબર મળ્યા કે ઇગ્લેન્ડના જાણીતા સમાજવાદી નેતા ફેનર બ્રોકવે ઇસ્પિતાલમા માદા છે બાપુ તો તરત ઇસ્પિતાલમા એમને મળવા ગયા

મહેરબાની થઈ' તેમણે આભારની લાગણી વ્યકત કરતા કહ્યુ

'મહેરબાની પ્રભુની પણ તમને ખૂબ જ ત્રાસ થાય છે ખરુ ને ?'

'હા, ઘણી જ બેચેની થાય છે'

'આમ શી રીતે થતુ હશે ?'

'ઊઘ જરાયે આવતી નથી ! જરા ઊઘ આવી જાય તો કેટલો આરામ મળે !'

સાચુ છે ઊઘ એટલે રસાયન' એમ કહીને બાપુ તેમના માથે પ્રેમથી હાથ રાખી ઊભા રહ્યા

તેમણે આખો બધ કરી મન એકાગ્ર થયું થોડીવાર પછી આખ ઉઘાડીને બોલ્યા 'હવે તમને ઊઘ આવશે સારુ થઇ જશે સુખી થાઓ !'

એમ કહીને બાપુ ચાલ્યા ગયા

અને આશ્ચર્યની વાત એ કે બાપુ ગયા તે પછી થોડી વારે ફેનર બ્રોકવેને ખરેખર ગાઢ નિદ્રા આવી ગઇ !

## કેટલા રાદા !

બાપુએ સત્યાગ્રહ આશ્રમની સ્થાપના કરી ત્યારની આ વાત છે

બાપુને મળવા માટે એક શ્રીમત ગૃહસ્થ આશ્રમમા આવ્યા સામે એક ભાઇ મળ્યા, એ ઘડા લઇને પાણી ભરવા જતા હતા તેમને પેલા ગૃહસ્થે પૂછ્યુ 'ભાઇ, મારે ગાધીજીને મળવુ છે તેઓ હમણા કયા મળશે એ મને કહેશો ?

'મારી સાથે ચાલો એમનો મેળાપ હુ કરાવી દઇશ' પાણી ભરવા જતા ભાઇએ કહ્યુ

અને બને કૂવા તરફ ચાલ્યા

પેલા ભાઈ તો કૂવામાથી પાણી કાઢવા લાગ્યા એટલે શ્રીમત ગૃહસ્થે ઉતાવળા થતા કહ્યુ 'અરે ભાઇ, જલદી કહોને, ગાધીજી હમણા કયા હશે ? મારે એમનુ ઘણુ જ અગત કામ છે'

'બોલો હુ જ ગાધી છુ શુ કામ હતુ મારુ ?' બાપુએ આછુ હસતા કહ્યુ

મહાત્માજી જેવા મહાન પુરુષને આવા સાદા લેબાશમાં અને જાતે કુવે પાણી ભરતા જોઇને પેલા શ્રીમંત ગૃહસ્થ તો આભા જ થઇ ગયા.

## 'આભાર માનવો જોઇએ'

બાપુ યરોડા જેલમા હતા ત્યારની આ વાત છે.

એક દિવસ જેલનો એક મુખ્ય અધિકારી બાપુને મળવા એમના ઓરડામાં આવ્યો. થોડો વખત વાતચીત કરીને તે ચાલ્યો ગયો.



જેવો જેલ અધિકારી ગયો કે તરત બાપુ ઊઠયા, એક ડોલમા પાણી લઈ આવ્યા અને ઓરડાની ભોય ચોખ્ખી કરવા લાગ્યા.

બાપુને સફાઇ કરતા જોઈ એમના સાથીએ પૂછ્યું. 'બાપુ, આમ શા માટે કરો છો ?'

'મુખ્ય અમલદાર જોડા પહેરીને અહીં આવ્યા હતા તેથી આ સાફ કરું છુ.' બાપુએ કહ્યું.

'આપે એમને જોડા બહાર કાઢીને અંદર આવવાનું કેમ ન કહ્યું ?' સાથીએ પૂછ્યું.

'હું શા માટે કહું ? એમણે એ સમજવું જોઇતું હતું. પણ જવા દો. આજે ઘણા દિવસે આ જગ્યા સાફ કરવાની તક મળી મારે તો એમનો આભાર માનવો જોઇએ.' બાપુએ સાથીને જવાબ આપતા કહ્યું.

## ઉડાઉગીરી

બાપુજી ગોળમેજી પરિષદમા ભાગ લેવા લંડન ગયા હતા ત્યારનો આ પ્રસંગ છે. બાપુ જ્યાં ઉતરેલા એ સ્થળ લંડનના દૂરના પૂર્વ ભાગમાં આવેલું હતુ, જ્યારે કામકાજ માટેનુ કાર્યાલય એક મિત્રના મકાનમા રાખવામા આવેલું, તે ત્યાથી સાત આઠ માઇલ દૂર હતુ. એટલે બાપુ બપોરે કાર્યાલયમા જ ભોજન કરતા. જમણ તો બાપુ ઉતરેલા તે સ્થળેથી જ આવતુ.

બાપુ ભોજનમા કયારેક મધ પણ લેતા એ તો જાણીતું છે.

બાપુ ગોળમેજી પરિષદમાં ભાગ લેવા ઇંગ્લેંડ જતા મિસર આગળથી પસાર થયા ત્યારે ત્યાંનાં લોકોએ એમને મધ ભેટ આપ્યુ હતું. એમાથી જમતી વખતે બાપુ થોડું મધ લેતા.

બાપુના ભોજનની વ્યવસ્થા મીરાબહેન કરતા. એક દિવસ મીરાબહેન ઉતારેથી મધ લાવવાનું ભૂલી ગયા જમવાનો વખત થયો ત્યારે એમને યાદ આવ્યુ કે આજે મધ લાવવાનું રહી ગયું છે, એટલે તેમણે બજારમાથી ચાર આનાની મધની શીશી મંગાવીને ભાણામા મૂકી.

બાપુ જમવા બેઠા શીશી પર નજર પડતા જ એમણે પૂછ્યુ 'આ શીશી ક્યાથી ?'

મીરાબહેને ખુલાસો કર્યો

એ સાભળી બાપુએ ઠપકો આપતા કહ્યુ 'પૈસાની આ બરબાદી શા માટે ? શુ લોકોએ આપેલા પૈસાનો આપણે આમ દુરુપયોગ કરીએ છીએ ? એક દિવસ મધ ન હોત તો હુ ભૂખ્યો રહી જાત ?



બાપુની સામે ત્યારે હિન્દુસ્તાનના મહત્ત્વના ગભીર પ્રશ્નો પડેલા હતા, પરતુ એમણે તો એ સૌને એક કોરે મૂકીને ચાર આનાના મધની ઉડા ઉગીરી વિશે કલાક સુધી કલ્લા કર્યું

## 'અરીસો નહી, ડાબલી લાવજે'

બાપુ કોચરબ આશ્રમમા રહેતા હતા ત્યારનો આ પ્રસગ છે

સૌરાષ્ટ્રના લોકસેવક સ્વ ફૂલચદભાઈ ત્યારે બાપુના મત્રી હતા આશ્રમ અને ઘરની ચીજ-વસ્તુ લાવવાનુ કામ પણ તેઓ જ કરતા

એક વાર બાએ ફૂલચદભાઈ પાસે બીજી વસ્તુઓ ભેગો એક અરીસો પણ મગાવ્યો સામાન્ય રીતે બજારમાથી લાવવાની ચીજ વસ્તુની યાદી ફૂલચદભાઈ તૈયાર કરતા બાપુ તે યાદી તપાસી જતા અને કઈ ફેરફાર કરવા જેવુ લાગે તો તે સૂચવતા

ફૂલચદભાઈએ આપેલી યાદીમા અરીસો પણ નોધેલો જોયા એટલે બાપુએ ફૂલચદભાઈને પૂછ્યું આભલુ કેવુ લાવશો ?'

હાથ પહોળો કરી ફૂલચદભાઈએ કહ્યુ ચાર છ આનાનો આવડો કાચ લાવીશ '

ના, જુઓ ' આમ કહીને બાપુએ પાચ આગળાનો ગોળાકાર બતાવીને કહ્યુ 'આવડી નાની ગોળ ડાબની આવે છે લાલ કરકરિયાવાળી એ ડાબનીમા બા કકુ પણ રાખી શકશે તેમને ચાલ્લો કરવામા અને મને હજામત કરવામા કામ લાગશે બે ત્રણ પૈસાની મળે છે '

આવી હતી બાપુની ઝીણી નજર, અને નાની નાની બાબતામા પણ પૂરતી ચોકસાઈ અને કરકસર કરવાની ચીવટ

## તોપ બંધૂકને મહાત કરનારી

જનરલ સ્મટ્સ અને બાપુ એક વાર સામસામે હતા– એમ તો મહાભારતના ધર્મયુદ્ધમા ગુરુ શિષ્ય પણ ક્યા સામસામે ન હતા ?–પણ પછી તો બાપુની સચ્ચાઈએ જનરલ સ્મટ્સનુ હૃદય જીતી લીધુ અને બને મિત્ર બન્યા

૧૯૩૧મા બાપુ ગોળમેજી પરિષદમા ભાગ લેવા લડન ગયા ત્યારે જનરલ સ્મટ્સે બાપુને પોતાને ત્યા પધારવાનુ ભાવભર્યું આમત્રણ આપ્યુ અને બાપુએ તે સ્વીકાર્યું પણ ખરુ.

બાપુ જ્યારે પધાર્યા ત્યારે જનરલ સ્મટ્સે તેમનું ભાવભીનુ સ્વાગત કર્યું હસ્તધૂનન કરી બાપુને એ પોતાના ઘરમા લઈ ગયા અને સાથે ફરીને બધુ બતાવવા લાગ્યા એક મોટા કબાટ પાસે આવી પહોચતા તે અટક્યા આફ્રિકાથી મળેલી કિમતી ભેટ–સોગાતો એ કબાટમા રાખી હતી એ બધી મૂલ્યવાન વસ્તુઓ વચ્ચે એક કાળા, સાદા પટાના ચપલની જોડ પણ હતી તેની સામે આગળી ચીધીને જનરલ સ્મટ્સે પૂછ્યું 'મિ ગાધી આ ચીજ કોણે આપેલી હશે, યાદ આવે છે ?'

'તમારી તોપ–બધૂકને મહાત કરનાર એ વસ્તુને હુ ન ઓળખુ ?' બાપુએ કહ્યુ અને બને ખડખડાટ હસી પડયા

એ ચપલ બાપુએ આફ્રિકાની જેલમા પોતે કેદ હતા ત્યારે સીવેલા અને જનરલ સ્મટ્સને એમણે ભેટ આપેલા

## ગરીબના બેલી

આ પ્રસગ બાપુ ત્રાઇમ્બતુરમા સર ષણ્મુખમ્ ચેટ્ટીને ત્યા ઊતરેલા ત્યારનો છે

બાપુને દરરોજ ફરવા જવાનો નિયમ એક દિવસ બાપુ એકલા જ ફરવા નીકળી પડ્યા શહેરના મુખ્ય માર્ગ પરથી પસાર થતા હતા ત્યારે સામેથી એક તેલી કાવડમા તેલના ડબ્બા ઊચકીને આવતો હતો

બીજી બાજુથી એક પોલીસ ટુકડી આવતી હતી એમાના એક પોલીસને મસ્તી સૂઝી તેલીને ધક્કો મારીને જમીન પર પાડી નાખ્યો તેની સાથે જ તેલના ડબ્બા ઊધા વળી ગયા ને બધુ તેલ ઢોળાઈ ગયું

'વાહ વાહ, સરસ સરસ !' પોલીસોએ તાળીઓ પાડી ને રાજી થતા ચાલ્યા ગયા

બાપુની સામે જ આ બનાવ બન્યો એમને એ જોઈને ભારે આઘાત થયો તરત તેલી પાસે ગયા, ટેકો દઈને ઉઠાડયો અને પોતાની સાથે લઈને ફરવાનું માડી વાળી તરત ઘરે પાછા ફર્યા

ષણ્મુખમને બોલાવીને પૂછ્યું 'તમે અહીના પોલીસ અધિકારીને ઓળખો છો ?'

'ઓળખુ તો છુ, પણ ખાસ સબધ નથી'

'જુઓ, આ તેલીને રસ્તેથી પસાર થતી એક પોલીસ ટુકડીના પોલીસે ધક્કો મારી જમીન પર ફેકી દીધો, બધુ તેલ પણ ઢોળી નાખ્યું મારા પ્રતિનિધિ તરીકે તમે પોલીસ અધિકારી પાસે જાવ અને કહો કે ધક્કો મારનાર પોલીસ અને તેનો ઉપરી અધિકારી તેલીની માફી માગે અને તેલની નુકસાની ભરી આપે તે સાથે પેલા પોલીસને નોકરીમાથી બરતરફ કરે'

'સારુ જાઉ છુ' કહીને ષણ્મુખમ્ ચેટ્ટી ગયા

બાપુને ના તે કેમ કહેવાય ?

પોલીસ અધિકારી ગોરો હતો ભારે તુમાખી ષણ્મુખમે તેને મળીને બધી વાત કરી અને બાપુ શો ન્યાય માગે છે તે પણ કહ્યુ

'પણ તમે કહો છો એવુ બને જ નહી !' ગોરા અધિકારીએ ભારપૂર્વક કહ્યુ

તો તમે મારી સાથે ચાલો બાપુને મળીને ખાતરી કરો

ગોરો અધિકારી બબડતો ફફડતો કમને ષણ્મુખમની સાથે આવ્યો

બાપુએ આખો યે બનાવ પોતાની સામે જ કેવી રીતે બન્યો હતો તે વર્ણવી 'આવા ઉઘાડા

અન્યાયનો ન્યાય મળવો જ જોઈએ ' એમ ભાર પૂર્વક કહ્યુ

બાપુ સાથેની દસેક મિનિટની વાતચીતમા ગોરા અધિકારીનુ વર્તન બદલાયુ એણે પોતે જ પેલા ઉદ્ધત પોલીસની ગેરવર્તણૂક મ ન માફી માગી અને નુકસાની ભરી આપવા તૈયાર થયો !

બાપુને સ તોષ થયો

ષણ્મુખમ્ ચેટ્ટી તો આશ્ચર્યમા પડી ગયા કયા ઘડી પહેલાની આ અધિકારીની તુમાખી અને કયા અત્યારની એનો નમ્રતા ! બાપુ તો વજ્રને ય ફૂલ બનાવી દે છે !

## 'ચંપલ હાથમાં લીધા પણ–'

૧૯૩૪મા બાપુ ઠક્કરબાપાને લઈ હરિજન



યાત્રાએ નીકળેલા. રેલવે અને મોટર દ્વારા જ પ્રવાસ આરભેલો પાછળથી એક દિવસ વહેલી સવારે એવી ઈશ્વરી પ્રેરણા થઈ કે પગપાળા જ પ્રવાસ કરવો જોઈએ તીવ્ર મથન થયું અને પગે ચાલીને જ પ્રવાસ કરવાનુ નક્કી કર્યું.

પ્રાર્થના પછી બાપુએ સાથીઓને બોલાવીને પોતાનો વિચાર જણાવ્યો 'હુ તો રેલવે–મોટરથી ત્રાસી ગયો છુ. શહેરના લોકોના 'મહાત્મા ગાંધીજી ની જય'ના પોકારોથી મારા કાન બહેરા થઈ ગયા છે હવે મારાથી એ સહન થઈ શકતુ નથી હરિજન પ્રવાસનુ મે વ્રત લીધુ છે, તે તો પૂરુ કરવાનુ છે જ, પણ તે પહેલાના સમયમા યાત્રાળુઓ પગપાળા યાત્રાએ જતા એ રીતે જ હવે પૂરુ કરીશ '

સાથીદારો અને સ્થાનિક કાર્યકર્તાઓને લાગ્યુ કે પગપાળા પ્રવાસથી બાપુને ઘણો શ્રમ પડવા ઉપરાત ઘણી મુસ્કેલી પડશે એટલે સૌએ રેલવે–મોટર સિવાય બીજી રીતે ઓછી મુસ્કેલીથી પ્રવાસ કરી શકાય એવા વચલા માર્ગો સૂચવ્યા. પણ બાપુએ ના પાડતા કહ્યુ

'આવા સમાધાનથી રાજી થવાનું ન હોય, મારે તો આખો લાડવો જોઈએ '

કોઈ કઈ જવાબ આપી શક્યુ નહી.

સ્થાનિક કાર્યકરોએ કહ્યુ. 'આધ્યાત્મિક મૂલ્યોમા અમે ન સમજીએ પગપાળા પ્રવાસમા આપને ધાર્મિકતા લાગતી હોય તો ભલે તેમ કરો અમે તો આપના દોર્યા દોરાઈશુ '

બસ, બીજા દિવસથી જ પગપાળા યાત્રા શરૂ થઈ. રોજ આઠ માઈલની મુસાફરી બે કટકે સવાર–સાજ મળી કરવાનુ નક્કી થયુ

બિચારા ઠક્કરબાપાને તો પહેલે જ દિવસે ચ પલના ઘસારાથી પગમા ફોલ્લા ઉઠ્યા

બાપુને તો અસલની ડોશીઓ જેવુ ઘરવૈદુ ઘણુ આવડે સાજના પ્રવાસ પછી તરત બાપાને પાસે બેસાડી ગરમ પાણીથી એમના પગ ઝારવાનુ શરૂ કર્યું પાણી રેડતા જાય અને પોતાના અનુ

ભવો કહેતા જાય 'જુઓ, ફોલ્લા ફોડશો નહી, બોઅર લડાઈમા મને પણ આમ જ પગે ફોલ્લા ઊઠયા હતા '

પાચેક મિનિટ પછી ગરમ પાણીમા થોડુ મીઠુ નાખી એ પાણીથી ફરી પગ ઝારવાનું ચાલુ રાખ્યુ અને છેલ્લે ઘીથી માલીશ કર્યું.

બીજે દિવસે ઠક્કરબાપાને પગે ઠીક હતુ, છતા બાપુએ એમને માટે ગાડાની સગવડ કરી યાત્રા ચાલુ જ રાખી પહેલે દિવસે સઘ નાનો હતો પણ બીજે દિવસે વધતો જ ગયો ગામડાના લોકો બાબના દર્શન કરવા ટોળાબ ધ રસ્તામા ઊભા જ હોય

બાપુ સૌને કહેતા હિન્દુધર્મ જીવવાનો હશે તો અસ્પૃશ્યતાએ મરવુ જ જોઇએ '

ચાલતા ચાલતા બાપુના પગે પણ ફોલ્લા પડયા ચ પલ હાથમા લીધા પણ હરિજન યાત્રા ન જ છોડી

આવા અડગ નિશ્ચયી હતા આપણા બાપુ

## માફી માગવામા શરમ શેની ?

એક બાલિકાએ બાપુને લખ્યું 'ભૂલની માફી માગતા તે હોશ થતી હશે ? શરમ ન લાગે ? છતા તમે કેમ કહો છો કે શરમ ન લાગવી જોઇએ ?

બાપુએ જવાબમા લખ્યું 'ભૂલ નઠારુ કામ છે તેથી તેની શરમ ભૂલની માફી માગવી એ સારુ કામ છે એટલે તેમા શરમ શેની ? માફી માગવાનો અર્થ ફરી ભૂલ ન કરવાનો નિશ્ચય એ નિશ્ચય થાય એટલે તેમા શરમ શાને સારુ ? આ સમજાયું ?'

## 'જોડા જ બસ છે'

એક અ ગ્રેજ બાપુને મળવા આ યો ત્યારે બાપુ ગાદી પર બેસીને લખતા હતા એટલે બાપુના એક અ તેવાસીએ અ ગ્રેજભાઈ ને જોડા ઉતારીને અ દર આવવા કહ્યુ.

અ ગ્રેજ જેવો જોડા ઉતારીને અ દર પગ મૂકતો હતો તે જોઇ એક બી ન ભાઇએ તેને મોજા પણ ઉતારી નાખવા કહ્યુ પેલો અ ગ્રેજ મોજા ઉતારવા જતો હતો ત્યા જ બાપુનું ધ્યાન તેની તરફ ગયું તેને મોજા ઉતારતા અટકાવતા બાપુએ વિનોદ કર્યો 'નહી, નહી, મોજા ન ઉતારો, આજકાલ અમારે માટે આ જોડા જ બસ છે !'

અને સહુ હસી પડયા અ ગ્રેજે મોજા સાથે જ અ દર પ્રવેશ કર્યો

## ફેર તો આઠ આંગળનો ને ?

બાપુ લ ડન જતા હતા ત્યારે એમનો પોશાક જોઇને એક અ ગ્રેજે એમને પૂછયું 'શુ, આપ ઇગ્લે ડમા આવે વેશે જ જશો ?'

'એમા ખોટુ શુ છે ? ભાઇ, તમે લોકો પ્લસ ફોર (ઘૂ ટણથી ચાર આગળ નીચે સુધી) પહેરો છો અને હુ માઇનસ ફોર (ઘૂ ટણથી ચાર આગળ ઉપર) પહેરુ છુ !'

બાપુએ હસીને જવાબ આપ્યો

## 'બાપુ ચિડાયા !'

બાપુજી સાબરમતી આશ્રમમા રહેતા ત્યારની આ વાત છે

બાપુને ફરવા જવાનો રોજનો નિયમ એ વખતે એમની સાથે કોઇ ને કોઈ હોય જ. એક દિવસ બાપુજી નિયમ પ્રમાણે ફરવા નીકળ્યા ત્યારે એમની સાથે આશ્રમના કેટલાક બાળકો હતા

ફરતા ફરતા વાતચીત તો ચાલતી જ હોય

એક ચબરાક છોકરાએ બાપુને પૂછયું 'બાપુ, તમને એક વાત પૂછુ ?'

'હા પૂછ'

'અહિ સા એટલે બીજાને દુ ખ ન દેવુ એવો અર્થ થાય ને ?'

'બરાબર છે'

'તમે હસતા હસતા અમારા ગાલ આમળો છો તે હિ સા કે અહિ સા ?

'અરે લુચ્ચા !' કહીને બાપુએ તેના જોરથી ગાલ આમળ્યા

'બાપુ ચિડાયા, બાપુ ચિડાયા !' કહીને બાળકો હસવા લાગ્યા એમના એ નિર્મળ હાસ્યમા બાપુએ પણ સાથ પૂરાવ્યો

## 'બાપુ તો બાપુ છે ને!'

બાપુ મુબઈમા જૂહુ તટ ઊતર્યા હતા ત્યારનો પ્રસગ છે

સાયપ્રાર્થના પછી બાપુ બાળકોને ફળ વહેચતા હતા એવામા શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાય ત્યા આવી પહોચ્યા એમણે બાપુને વદન કર્યા બાપુએ એમને પણ એક હાર અને એક કેરી આપ્યા કમળાદેવીએ તે હસતા હસતા સ્વીકારતા પૂછ્યું 'શુ હુ પણ નાની બાળક છુ ?

'તુ બાળક નથી પણ બાપુ તો બાપુ છે ને!' બાપુએ જવાબ આપ્યો

## 'મારે કારણે કઇ અટકવું ન જોઇએ'

સત્યાગ્રહ આશ્રમના રાષ્ટ્રીય વિદ્યામદિરનો વાર્ષિક ઉત્સવ હતો

બાપુ પણ એ ઉત્સવમા હાજર હતા નાટક ભજવાતુ હતુ

એ વખતે બાપુને કબજિયાત રહેતી હતી એટલે બાફેલી ભાજી જેવો સાદો ખોરાક લેતા

બાપુ નાટક જોતા હતા તે દરમ્યાન એમને લાગ્યું કે પાયખાને જવુ પડશે એમને થયું, વચમા ઊઠી જઈશ તો સૌનો ઉત્સાહ મોળો પડી જશે એટલે એ બેસી રહ્યા પણ તેની માઠી અસર થઈ બાપુને ચક્કર આવવા લાગ્યા એટલે ઊઠ્યા પણ પગ લથડ્યા અને બેશુદ્ધ થઇ ગયા ત્યા બેઠા હતા તે ગભરાયા તરત બાપુની સારવારમા લાગી ગયા દરમ્યાન નાટક ચાલુ હતુ કોઇએ કહ્યુ 'આ તે કેવુ! અહી બાપુની આવી હાલત છે અને નાટક ભેલાય છે! બસ, નાટક બધ પડયું બાપુને ઘરે લઈ ગયા પછી થોડા ઉપચારથી એમને શુદ્ધિ આવી ને સ્વસ્થ પણ થયા

બાપુએ જ્યારે જાણ્યું કે મારે કારણે આખો ઉત્સવ વચ્ચેથી બધ રહ્યો ત્યારે એમને ઘણુ દુ ખ થયું

સાજે પ્રાર્થનાસભામા પ્રાર્થના પછી બોલતા પોતાનુ દુ ખ વ્યક્ત કરતા બાપુએ કહ્યુ 'મારે કારણે તમે ઉત્સવ બધ કર્યો એ ઠીક ન કર્યું ગમે તવી બાબત બને તો પણ આપણે જે કઈ નક્કી કર્યું હોય તે કામ સપૂર્ણ પાર પાડવુ જ જોઇએ સત્યગ્રહીને આ છાજતુ નથી'

## 'પાદડા જાણે સૂતેલા હોય'

બાપુએ તો કાતવાનુ વ્રત જ લીધેલુ લાબા લાબા ઉપવાસો કરે ત્યારે પણ શરીરમા જ્યા સુધી જેટલી શક્તિ હોય ત્યા સુધી કાતવાનુ વ્રત અચૂક પાળે જ

એક વાર બાપુ રાત્રે કાતવા બેઠા ત્યારે એમની પાસેની પૂણી ખલાસ થઇ ગઇ હતી પૂણી ન હોય તેથી કઇ બાપુ કાતવાનુ છોડે? એ તો રૂ લઇને પીજવા લાગ્યા

રાત્રિનો સમય હવામા ભીનાશ હોવાથી પીજણની દોરીને હવા લાગેલી એટલે પીજતી વખતે દોરી સાથે રૂ ચોટી જતુ ને બરાબર પીજાતુ નહી

પાસે જ બેઠેલા મીરાબહેને પૂછ્યું 'બાપુ, તમને બરાબર પીજતા નથી ફાવતુ ?'

રૂ ચોટી જાય છે એક યુક્તિ છે ખરી'

'કઈ ?

'લીમડાના પાદડા ચોળીને દોરી પર ફેરવીએ તો રૂ ન ચોટે'

'હુ પાદડા લઇ આવુ ?'

'હા, લઇ આવ'

મીરાબહેન તો બહાર જઇને લીમડાની એક આખી ડાળખી જ તોડીને લઇ આવ્યા! બાપુને કહે 'આ લો પાદડા આખી ડાળખી જ તોડી લાવી છુ જોઇએ તેટલા પાદડા લો'

બાપુ તો આખી ડાળખી જોઇને ગભીર થઇ ગયા મીરાબહેનને લાગણીભર્યા સાદે કહ્યુ 'મુઠીભર પાદડા લઇ આવવા હતા ત્યારે આખી ડાળખી શા માટે લઈ આવી? અને જરા અહી આવ આ પાદડા જાણે સૂતેલા હોય એવા લાગે છે ને? તે નકામી જ આખી ડાળખી તોડી આણી! જરૂર જેટલા થોડા પાદડા તોડી આણ્યા હોત તો ચાલત પણ ને?'

મીરાબહેનની આખો ભરાઇ આવી ઝાડપાન પ્રત્યે જેવાની નવી દૃષ્ટિ એમને પ્રાપ્ત થઇ

[૧]

રામમનોહર લોહિયા

કૃષ્ણ સંપૂર્ણ પુરુષ હતા એમના મુખારવિંદ ઉપર ખુશમિજાજ અને આનંદની છાયા હંમેશા રહેતી હતી અને અત્યંત દુર્દશામાં પણ એમની આંખો હસતી જ રહેતી પરંતુ, જેમની આંખોમાં હંમેશા આંસુ ઉભરાએલા રહેતા હોય એવાઓની સંખ્યા આ દેશમાં સારા પ્રમાણમાં છે આમાં કૃષ્ણ જવાબદાર છે તેઓ પોતે કદિ પણ રડયા નહતા, પરંતુ લાખોને એમણે આજ સુધી રડાવ્યા છે જ્યારે તેઓ જીવંત હતા ત્યારે વૃંદાવનની ગોપીઓ એટલી દુખી હતી કે આજે પણ આવું ગીત ગવાય છે કે–

નિસિદિન બરસત નૈન હમારે
કંચૂકીપટ સુખત નહીં કબહું
ઉરબિચ બહત પનારે।

આ રુદનમાં કામનાની લલક હતી સાથોસાથ એટલું આત્મ સમર્પણ હતું કે એમાં 'સ્વ'નું કોઈ અસ્તિત્વ જ રહેવા પામ્યું નહતું કૃષ્ણ એક મહાન પ્રેમી હતા અને તેમને હંમેશા અદ્‌ભૂત 'આત્મ-સમર્પણ' મળતું રહ્યું હતું, અને આજે પણ લાખો સ્ત્રીપુરુષો અને સ્ત્રીવેશમાં પુરુષો જે પોતાના પ્રેમીને રીઝવવાને માટે સ્ત્રીઓના જેવો વ્યવહાર કરે છે, તેઓ સર્વ કૃષ્ણના નામ ઉપર આંસુ વહાવે છે અને તેમાં લીન બની જાય છે

જન્મથી માંડીને મૃત્યુ સુધી કૃષ્ણ અસાધારણ અસંભવ અને અપૂર્વ હતા. એમનો જન્મ મામાના કેદખાનામાં થયો હતો. એમની પહેલા જન્મેલા ભાઈબહેનોને મારી નાખવામાં આવ્યા હતા કૃષ્ણને એક ટોપલામાં સંતાડીને એમને કેદની બહાર લઈ જવાયા જમુના પાર કરીને સુરક્ષિત સ્થાને રાખવાના હતા પણ ઊંડાણે ઊંડાણને આકાર્યું જમુનામાં પૂર આવ્યું અને જેમ જેમ વાસુદેવ કૃષ્ણ ભરેલો ટોપલો ઊંચો કરતા ગયા, તેમ તેમ પાણી પણ વધતું ગયું અને કૃષ્ણના ચરણનો સ્પર્શ કર્યો ત્યારે જ જમુનાના પાણી ઊતર્યાં.

કેટલાય વર્ષો બાદ એમણે પોતાનું કામ પૂરું કર્યું. એમના સર્વ પરિચિત મિત્રો કાં તો માર્યા ગયા અથવા તો વિખરાઈ ગયા કેટલાક હિમાલય કે સ્વર્ગ ભણી મહાપ્રયાણ કરી ચૂક્યા, એમના મહેલો માંથી એમની રાણીઓને કાબા–લુટારાઓ ઉઠાવી જતા હતા. કૃષ્ણ ત્યારે દ્વારિકાના માર્ગે એકલા ચાલી રહ્યા હતા એક વૃક્ષની છાયામાં તેઓ થોડીકવાર–વિશ્રામ માટે બેઠા એક શિકારીએ એમના પગને હરણ સમજીને બાણ છોડયું અને કૃષ્ણનો અંત આવ્યો! આ ટાણે એમણે શું કર્યું? શું એમણે પોતાની અંતિમ કરુણામયી દૃષ્ટિ પ્રસન્ન હાસ્યથી તે શિકારી પર ફેરવી? શું એમણે પોતાની પાસે સદાસર્વદા રહેતી બંસી લેવા માટે હાથ લંબાવ્યો? કે એ બંસી પર અંતિમ દૈવી આલાપ છેડયો? કે સહેજ હસીને હાથમાં બંસી પકડીને સંતોષ માન્યો? એમના મનમાં ત્યારે કયા કયા વિચારો આવ્યા હશે?

કૃષ્ણ ચોર, જૂઠા, બદમાશ અને ખૂની હતા અને તેઓ એક પછી બીજું પાપ જરા પણ અચકાયા વિના કર્યે જતા હતા એમણે પોતાની પાલક માતાનું માખણ ચોરી લેવાથી માંડીને બીજાની પત્નીઓ ચોરી લેવા સુધીનાં કામો કર્યાં હતા એમણે મહાભારતમાં જે પોતાની આખી જિંદગી દરમ્યાન કદિ જૂઠું બોલ્યો નથી એવા એક આદમી પાસે અડધું જૂઠું બોલાવ્યું એમના પોતાના જૂઠાણા તો અનેક છે એમણે ખરા સૂર્યને સંતાડીને બનાવટી સૂર્યાસ્ત કર્યો કે જેથી એના ગેરજ પ્રકાશમાં એમના એક મોટા શત્રુને હણી શકાય એ કામ થઈ ગયું પછી પાછો સૂરજ પ્રકાશ્યો વીર

ભીષ્મ પિતામહની સામે એમણે નપુંસક શિખંડીને આડે ધર્યો કે જેથી તેઓ તેના ઉપર બાણ ચલાવી ન શકે અને એની આડમાં પોતે સુરક્ષિત રહ્યા એમણે ખુદ પોતાની બહેનનું પોતાના મિત્ર પાસે અપહરણ કરાવ્યું

લડાઇના સમયમાં પાપ અને અનુચિત કાર્ય સંબંધમાં કર્ણના રથની કહાણી એક સરસ ઉદાહરણરૂપે છે એ વાત ખચીત જ છે કે એ સમયમાં કર્ણ પોતાના સૈન્યની વચમાં સૌથી વધુ ઉદાર મનુષ્ય હતો, એટલું જ નહી પણ સૌ કરતા વધુ યુદ્ધનિપુણ પણ હતો અને તે એકલા અર્જુનને તો જરૂર પરાજય આપત એનો રથ રણક્ષેત્રમાં ફસાઇ પડયો એ જ વખતે કૃષ્ણે અર્જુનને કર્ણ ઉપર બાણ છોડવાનું કહ્યું કર્ણે આ અનુચિત કર્મ સામે ફરિયાદ કરી આ પ્રસંગે મહાભારતમાં એક એવો અપૂર્વ સંવાદ રચાયો છે, જેની જોડ નથી આજે પણ તે અજોડ સંવાદ છે ત્યારે કૃષ્ણે તેને કેટલાય પ્રસંગોની યાદ આપી અને દરેક ઘટનાને કવિત્વમય રૂપ આપતા કહ્યું કે "તારે ભાઇ, તારો વિવેક કયા ગયો હતો ?" દુર્યોધનની ભરી સભામાં દુઃશાસન દ્રોપદીની સાડી ઉતારતો હતો, ત્યારે કર્ણ પણ ત્યા હતો, ભીષ્મ પણ ત્યા હતા પણ એમણે તો દુર્યોધનનું લૂણ ખાધું હતું એમ કહેવાય છે કે અમુક હદ સુધી તો લૂણ ખાધાની જરૂર અસર થાય છે, અને લૂણ હલાલ કરવાની એક પ્રકારની ફરજ પણ હોય છે

કૃષ્ણના ભક્તો એમના દરેક કામની બીજી બાજુ રજૂ કરી બચાવ કરવાનો પ્રયત્ન કરે છે એમણે માખણ ચોર્યું તે પોતાના મિત્રોમાં વહેચવા માટે એમણે માખણ ચોર્યું તે પહેલા પોતાની માને ખિજવવા અને પછી રીઝવવા માટે અથવા પોતાની બાળલીલા બતાવવા માટે એમણે પોતાને માટે કાંઈ જ કર્યું નથી અથવા એમ પણ માનવામાં આવે કે જેમને માટે એમણે આ બધુ કર્યું તે એમના અંશ હતા એમણે રાધા સાથે સંબંધ બાંધ્યો તે પોતાને માટે નહી, રાધાની ખુશી માટે પણ નહી, પરંતુ દરેક પેઢીની અગણિત સ્ત્રીઓ પોતાની મર્યાદા અને બંધનોને તોડીને વિશ્વ સાથે સંબંધ બાંધી શકે તે માટે પણ આવા પ્રકારનો દરેક બચાવ બીનજરૂરી છે દુનિયામાં સર્વશ્રેષ્ઠ ગીત ભગવદ્ગીતાના રચનારા અને ગાનારા કૃષ્ણને કોણ નથી ઓળખતુ ? આખી દુનિયામાં ભારત જ એક એવો દેશ છે કે જેમાં દર્શનને સંગીતના માધ્યમ દ્વારા રજૂ કરવામાં આવ્યું હોય જ્યાં વિચારોને વાર્તા કે કવિતાનો આકાર આપ્યા સિવાય ગાવામાં આવ્યા હોય ભારતના ઋષિઓના અનુભવ ઉપનિષદોમાં ગાવામાં આવ્યા છે કૃષ્ણે શુદ્ધ રૂપમાં એનો નિચોડ રજૂ કર્યો આમ છતા પાછળથી થએલા વિદ્વાનોએ આ નિચોડના એકબીજા ભાગ વચ્ચે ભેદ પાડવાનો કેટલો બધો પ્રયત્ન કર્યો છે ! કૃષ્ણે પોતાના વિચારોને ગીતાના માધ્યમ દ્વારા શબ્દદેહ આપ્યો છે

એમણે આત્માના ગીત ગાયા આત્માને માનવાવાળા પણ જ્યારે કૃષ્ણ આત્માને અજર, અમર જળ અને અગ્નિસ્પર્શી ન શકે તેવો અને જૂના કપડાની જેમ શરીર બદલનારો ગણાવે છે, ત્યારે એમના શબ્દ ચમત્કારમાં તણાઇ જાય છે એમણે કર્મની મહત્તા ગાઇ, અને મનુષ્યને ફળની અપેક્ષા રાખ્યા વિના અને તેના માધ્યમના કારણ બન્યા સિવાય, નિર્લિપ્તતાથી કર્મમાં મચ્યા રહેવાનો ઉપદેશ આપ્યો એમણે સમાનતા, સુખ દુઃખ જય પરાજય શીત અને ઉષ્ણ, લાભાલાભ અને જીવનના એવા બીજા ઉદ્વેગો વચ્ચે પણ સ્થિર રહેવાનુ જણાવ્યું છે

હિંદની ભાષાઓ એક શબ્દ 'સમત્વમ્'ને કારણે અજોડ છે આ શબ્દ દ્વારા સમતાની ભૌતિક પરિસ્થિતિ અને આતરિક સમતા બન્નેનો ખ્યાલ આવે છે અપેક્ષા તો એવી રહે છે કે કૃષ્ણે આનું વિસ્તારથી બ્યાન કરવુ જોઇતું હતું એ એક સિક્કાની બાજુઓ છે સમતા સમાજમાં પણ લાગુ પડે છે અને સમતા એક વ્યક્તિનો ગુણ પણ બની શકે છે કયો હિંદવાસી વિચાર અને સંગીતની જાદુઇ અસરથી મુક્ત છે ? એનું ઔચિત્ય સ્થાપિત કરવાનો પ્રયત્ન કરવો તે અત્યાર સુધી એનું જે

લાલનપાલન થયું છે તેનો અસ્વીકાર કરવા સરખુ છે એક અર્થમા કૃષ્ણ માનવીને ઉદાસ બનાવે છે એમની હાલત બીજા અ ગોને કારણે ધબકતા રહેતા બિચારા હૃદય જેવી છે હૃદ્ય કેમ ધડકે છે ? બીજા અ ગોને જરૂરિયાત ઊભી થતા હૃદય મક્કમ કે સાહસી બને છે, તેમ કૃષ્ણ હૃદય હતા

રામ અને કૃષ્ણને તુલનાત્મક દૃષ્ટિએ જોતા કાઇ વિચિત્ર વાત જણાય છે કૃષ્ણે દરપળે ચમત્કાર બતાવતા આ ભરતી અને સૂર્યાસ્ત વગેરે એમની ઇચ્છાને આધીન રહેતા એમણે સ ભવ અસ ભવ વચ્ચેની રેખાને ભૂસી નાખી રામે કોઇ ચમત્કાર બતાવ્યો નથી તે એટલે સુધી કે ભારત અને લ કા વચ્ચેનો સમુદ્ર પરનો સેતુ એકએક પથ્થરથી જ બાધ્યો અલબત્ત એ પહેલા સમુદ્રની પૂજા કરી અને પછી સમુદ્રને ધમકી પણ આપી આમ છતા બન્નેના જીવનની સ પૂર્ણ રીતે તપાસ કરતા અને સરખામણી કરતા એમ જરૂર જણાશે કે રામે અપૂર્વ ચમત્કારો સર્જ્યા છે જ્યારે કૃષ્ણે કશુ જ કર્યું નથી ! એક સ્ત્રી સાથે બન્ને ભાઇઓએ અયોધ્યા અને લ કા વચ્ચેના ૨૦૦૦ માઈલનો પ્રવાસ ખેડયો જ્યારે વનવાસ નીકળ્યા ત્યારે તેઓ ત્રણ જ હતા જેમાના બે જણ લડાઈ અને એક જણ વ્યવસ્થા કરી શકતુ હતુ જ્યારે તેઓ પાછા ફર્યા ત્યારે તેમણે એક સામ્રાજ્ય સર્જ્યું હતુ જ્યારે કૃષ્ણે તો શાસનકર્તા વ શની એક શાખાને બદલે બીજી શાખાને રાજગાદી અપાવ્યા સિવાય કાઇ જ કર્યું ન હતુ

આ એક કોયડો છે કે ઓછામા ઓછુ રાજનીતિ સ બ ધમા મર્યાદા પુરુષ મહત્ત્વપૂર્ણ અને સાર્થક નીવડે છે જ્યારે ઉન્મુક્ત અથવા સ પૂર્ણ પુરુષ નાનો અને નિરર્થક સાબિત થયો છે આ કાળના કોયડા એટલો જ ગહન છે ઘટનાવિહીન જીવનમા દરેક ક્ષણ બોજા રૂપ બને છે અને અસહ્ય રીતે લાબી બની રહે છે પર તુ એક દશકો કે એક જીવનમા એનો સ કલિત વિચાર કરવાથી તે સ્વા ભાવિક અને જલદીથી વીતી ગએલુ લાગે છે ઉત્તેજીત જીવનમા દરેક ક્ષણ મોહક બની રહે છે અને સમય અનિચ્છાએ ઝડપથી વીતી જતો જણાય છે પર તુ વર્ષ બે વર્ષ પછી પુન વિચાર કરતા તે ભારે અને ધીરે ધીરે વીત્યો હોય એમ લાગે છે મર્યાદાના સર્વોચ્ચ પુરુષ મર્યાદા પુરુષોતમ અને રાજ નૈતિક ચમત્કારો સર્જ્યા હતા પૂર્ણિમાના દેવ કૃષ્ણે પોતાની કૃતિઓથી વિશ્વને ચોકાવી દીધુ, જીવનના નિયમો શીખવ્યા—જે હજુ સુધી બીજા કોઇએ કર્યું નથી પર તુ એમના સ પૂર્ણ વ્યક્તિત્વની સફળતા નક્કર હોવાને બદલે પરપોટા જેવી છે

---

બે મિત્રો શિકાર ખેલતા હતા ત્યા પોલીસ આવી પહોચ્યો એણે શિકારીઓ પાસે લાય સન્સ જોવા માગ્યું પોલીસ સાથે વાત કરતા એક મિત્ર નાસવા લાગ્યો પોલીસ પાછળ પડ્યો અને એ માણસને પકડી પાડી લાયસન્સ મ ગ્યું એ માણસે તરત જ કાઢીને બતાવ્યુ તેથી પોલીસને આશ્ચર્ય થયું એણે પૂછ્યું 'તારી પાસે લાયસન્સ હતુ તો પછી તુ કેમ દોડચો ?'

છોકરાએ જવાબ આપ્યો 'પણ મારા મિત્ર પાસે નહોતુ ને !'
પોલીસે પાછુ ફરીને જોયું તો પહેલો મિત્ર અલોપ !

*

બીજા વિશ્વયુદ્ધ વખતે પ્રશાત સમુદ્રમાથી માછીમારોને એક બાટલી મળી આવી એની અ દર એક કાગળ સલવાઇ રહ્યો હતો કાગળ પર અક્ષરો હતા, પર તુ પાણીને કારણે એટલા રેળાઇ ગયેલા કે એક અક્ષર પણ ઉકલે નહિ યુદ્ધ વિશારદોને થયુ કે એ અક્ષરો તો ઉકેલાવા જ જોઇએ જુદી જુદી જાતના પ્રયોગો થયા નિષ્ણાતોએ જાતજાતના એસિડોનો ઉપયોગ કર્યો છેવટ પાચ શબ્દો ઉપસી આવ્યા 'મલાઈ વિનાનુ બે શેર દૂધ'

દેવેન્દ્ર કા. પંડિત

## (૧) અપકાર પર ઉપકાર

વસંત ઋતુના ખુશનુમા દિવસોમાં દરિયાના પાણી પર મુંબઈ અને કરાચી વચ્ચે મોરબીના સગીર ઠાકોર વાઘજીએ ભાડે લીધેલ આગબોટ અને આગબોટ સાથે બંધાયેલ વહાણ પંથ કાપી રહ્યા છે

ઠાકોર વાઘજી સગીર હોઈ મોરબી રાજ્યનો વહીવટ ચલાવવા બ્રિટીશ સરકારે શંભુપ્રસાદ નામે હીદી અમલદારને મોરબી રાજ્યના વહીવટદાર તરીકે નીમેલ છે. તેને સરકારની સૂચનાથી રાજકાજમાં માહિતગાર થવા સફરે મોકલવામા આવેલ છે.

ઠાકોર સાથે ગોરો રાજપ્રકરણી અફસર મિ. હફી, પ્રો. ઉનવાળા, ચતો કામદાર, શવો મહેતો, નાનો ખવાસ, નથુ લંઘો મળી ચાલીસ માણસ હતુ.

વસંતઋતુમાં દરિયાઈ સફર ભયરહિત હોય છે પણ કોણ જાણે અચાનક દરિયામાં તોફાન ઉપડર્યું. ડુંગર ડુંગર જેવડા મોજાં ઊછળી બોટને થપાટો મારવા માંડયા. બોટ ઝૂલવા લાગી. પાણીના મોજા બોટ પર ચડી બીજી બાજુ ધોધની જેમ વહી જવા માંડયા.

ઠાકોર વાઘજીએ આગબોટના નાખુદા ફકીરમહમદને બોલાવી પૂછ્યું.

'બોટ ઝોલા કેમ લ્યે છે?'

'તોફાનના મારથી.'

'એનો ઉપાય!'

'બોટ સાથે બાંધેલ વહાણ છૂટું પાડી દઈએ તો આગબોટ આ તોફાનમાથી માર્ગ કાઢી આગળ જઈ શકે.'

'તો વહાણના દોરડાં કાપી નાખો.'

'અરે ઠાકોર સાહેબ! પછી વહાણમા બેઠેલા માણસોની શી વલે થાય એ આપે જાણ્યું?'

'એ ગમે તે થાય આગબોટ મે ભાડે કરી છે. મારે એ ડૂબે તો એના પૈસા ચૂકવવા પડે તે એક જ વાત ધ્યાનમા રાખવાની છે.'

'સારું જોઈશ, જરૂર પડે તો તેમ કરીશ'.

નાખુદો ગયો પણ તોફાન ન શમ્યુ ને બોટ સાગરના એ મરણનાચથી ભયમુક્ત ન થઈ.

ઠાકોરે ફરી નાખુદાને બોલાવ્યોને બોટ સાથે બંધાએલ વહાણ છૂટુ પાડી નાખવા જણાવ્યુ. હફી તે વેળા સૂતા હતા.

કચવાતા મને નાખુદો કાંડા જેવા જાડા મજબૂત દોરડા કાપવા માડયા કે વહાણ પરથી પાણીની ઊછળતી દિવાલો વચ્ચેથી જોના નથુ લંઘાએ બૂમ મારી.

'એ નાખુદા આમ કરાય? અમને ચેતાવવા તો હતા. અમારો કૂવા થંભ ઊભો કરી શઢ ચડાવી દેત. અમારા બધાના ખૂન કાં કર?'

પણ એ શબ્દો સંભળાયા ન સંભળાયા ને દોરડા કપાઈ ગયા. બોટ એ આંધીમા ઊછળી આગળ ચાલી.

એક પગને બીજી પગે નથુ લંઘો બોલ્યો.

'હં ભેરૂઓ હિંમત હારી જનારની ભેર ખુદાય કરતો નથી. આપણે હિંમત હારવાની નથી. વહાણનુ પાણી માંડો ઉલેચવા. આપણે કૂવા થંભ ઊભો કરી દઈએ.'

તોફાન જોર વધ્યું હતું પાણીના મારથી વહાણના પંટિયા કીચુડાટ કરતા હતા. ચોમેર પવન સુસવતો હતો અને મોજા મરણનાચ ખેલતા હતા. એ બધા વચ્ચે કૂવાથંભ ઊભો કરવો એ સામાન્ય વાત ન હતી.

નથુ વહાણના ભંડકિયામા ગયો ને તેમાથી કૂવાથંભના બે કટકા બહાર કાઢી બેવ સાધી કૂવા થંભ તૈયાર કર્યો.

ડોલ લઇ વહાણમાથી પાણી ઉલેચતા વીસેક જેટલા માણસોને નથુએ સાદ દીધો 'હ મારો બાપો હવે કુવાથભ ઊભો કરાવો '

બે ત્રણ વાર નમી નમી પડવા છતા મહા મુસિબતે કુવાથભ રોપી દીધો

પછી સઢને બહાર કાઢી ખલાસીઓએ કુવા થભ પર બાધી દીધો ને નથુ સુકાન લઇ બેસી ગયો વહાણુ આગળ ચાલ્યું તોફાન હર પળે વધતુ જ જતું હતુ મોજાની ડુગરમાળ વચ્ચેની ખીણો માથી વહાણુ માર્ગ કાપતુ આગળ ચાલ્યુ

જ્યારે સૂર્ય આથમણી દરી ઢળવા આવ્યો ત્યારે ઠાકોર વાઘજીની વહાણથી છુટી પડેલ આગ બોટ પણ ભયમા સપડાઇ મી હકી પણ જાગ્યા એણે વહાણને છૂટુ પાડી દીધાનું સાભળીને એ ગોરો સમસમી રહ્યો

પાણીના સતત અને સખત મારાથી આગ બોટનું સચાલક યત્ર તૂટી ગયુ ને જીવ બચાવવા સૌને બોયા પહેરી લેવા નાખુદાએ કહ્યુ બોટમા હર ક્ષણે વધુને વધુ પાણી ભરાવાથી મહોરાનો આગલો ભાગ પાણીમા ડૂબવા માડયો ત્યા નાખુદાએ કહ્યુ

આઘે આઘે સફેદ બગલા જેવુ કોક વહાણ તરતુ ભાળુ છુ '

બધાએ નાખુદાની બાજુમા ઊભા રહી જોયુ તો સામે જ દેશી વહાણ દેખાયુ

નાખુદાએ આગબોટ પર સહાયનો સફેદ વાવટો ચડાવ્યો એ જોઇ વહાણ નજીક આવ્યુ કે બધા પોકારી ઊઠયા અરે આ તો નથુ લધાનું વહાણ આપણે દોરડા કાપી દરિયામા છૂટુ મૂકી દીધેલ વહાણુ '

ત્યા વહાણુ બોટની સાવ લગોલગ આવી ગયુ કે નથુ લધાએ બૂમ પાડી 'શુ છે ફકીર મહમદ ? ઠાકોર શુ છે ?

અમારી બોટ ડૂબે છે મશીનરી તૂટી છે અમને બચાવી લો અમારી ભૂલની માફી આપો'

'અરે ભાઇ ! ભૂલ કેવી ને વળી દરગુજર કરવાની વાત શી દુખ વેળા એકબીજાને સહાય કરવાનો હરેક ઇન્સાનનો ધર્મ છે એ ધર્મ જાળ વવો જ રહ્યો અમને તમારા પ્રત્યે લગીરેય રોષ નથી હવે એમ કરો અમે અહીથી દોરડાનો ઘા કરીએ છીએ તેને બોટના કડા સાથે બાધી લો '

'પછી ?

'પછી આગબોટને અમારુ વહાણુ ખેચી જશે '

'વહાણુ ખેચી જશે ? મી હકી બોલ્યા 'વહાણુ આગબોટને ખેચે એ કેમ બની શકે ? એનાથી વધારે વજનનો ભાર એ કેમ ખેચી શકે ? એની પાસે રીઝર્વ પાવર કયાથી હોય ?'

'એ વાતની ઉપાધિ તમે કરોમા અમે બધુ ઠીક કરી લઇશુ '

તુરત વહાણમાથા ફેકાએલ દારડા આગ બોટના કડા સાથે બધાયાને તેફાનની પ્રચડ આધીમા વહાણ આગબોટને ખેચી માર્ગ કરવા માડયું

બાર કલાક પછી તોફાન થમ્યુ ત્યા સુધી વહાણે એ બોટને ખેચી રાખી બધાના જાન બચા વ્યા અપકાર કરનાર પર ઉપકાર કરી સાચી માન વતાના દર્શન કરાવ્યા

## (૨) વિસામો

સોરઠની વેરાન ધરતી પર વૈશાખી મધ્યા ન્તરનો તાપ આગ જેવો વરસતો હતો ખેડૂત એના સાતી ને બળદ લઇ ઘરની વાટ પકડતો હતો એ ટાણે ગોડલના એક ગામડાની વાટેથી વૃદ્ધ ડોશીમા અગપરના ફાટેલા વસ્ત્રોના લીરા સરખા કરતા માથા પર વેચવા સારૂ લાકડાના ભારાને એક હાથ દઇ હળવા ડગ માડી રહ્યા છે

સૂર્ય માથે આવેલ જોઈ ઘેર પહોચવા ડોશી પગ તો ઉતાવળા ભરે છે પણ માથાનો બોજ અને વૃદ્ધત્વ તેમ થવા દેતા નથી એને ઝટપટ ગોડલની બજારમાં જઇ ભારો વેચી નાણા મેળવવા છે પણ મધ્યાહ્‌ન થઇ જાય તો કોઇ લેવાવાળુ ઘરાક ના મળે ને આ પરીશ્રમ વૃથા જાય એની એને મોટી ચિંતા છે

ડોશીએ આ આકાંક્ષાએ ઉતાવળે ચાલવા ઉગ્ર તો ભર્યા પણ થાકલા પગે આગળ જવા ઇન્કાર કર્યો, પગને આરામ ખપનો હતો માથુ પણ ભારે વજનથી થોડો વિરામ ઈચ્છતુ હતુ.

ત્યા સામેથી–ગોડલ ભણીથી પાણીના રેલા જેવી ઝગમગાટ કરતી મોટર આવી. ડોશીએ જોયું કે મોટર તો આવી પણ મોટરમા બેઠેલાઓમા દયાળુતા હોતી નથી એ સતત જાગૃત ખ્યાલે એણે હાથ ઊચો કરવાની વ્યર્થ ક્રિયા ન કરી

પણ અહી નવાઇની વાત બની. મોટર ડોશીની સાવ નજીક આવી ઊભી રહી અને અદરથી સાવ સાદા વસ્ત્રોમા ને માથા પર આટીવાળી નાનીશી પાઘમા દીપતા અને આખોમાથી માયાળુતા વર્ષાવતા એક આદમી ઉતર્યા.

એ મોટરમાથી ઉતરેલ આદમીએ ડોશીના કષ્ટને એક દષ્ટિમા જ માપી લીધુ. ડોશીએ પણ એ આદમીની આખની કરુણતા નિહાળી લીધી ને એ બોલ્યા 'ભાઇ ! મારા વિસામા માટે આ જરાક મારો ભારો નીચે ઉતરાવોને ? માથુ ફાટ ફાટ થાય છે પગ પણ હાલતા નથી.'

મોટરમાથી ઉતરેલ આદમી એ તે વખતના ગોડલના કેળવણી પ્રિય મહારાજા સર ભગવતસિહ હતા એણે જવાબમા કહ્યુ.

'હા મા ! ભારો ઉતરાવુ છું હો ?'

કહી ડ્રાયવર સામે જોતા ડ્રાઇવરે ડોશીની નજીક આવી ભારો ઉતાર્યો. ને ડોશી માથા પરના લુગડાની ગાભાની કરેલ ગોળ ઇંઢોણી હાથમા લઈ ભારા પાસે બેસતા બોલ્યાં : 'હાશ માડી, ભગવાન તમારુ ભલુ કરશે. થાકી ગઈ'તી. ઘડપણનું હવે ભાર ઉપાડી ચલાતુ નથી પણ શુ કરુ પેટ માટે વેઠ કરવી પડે છે !'

ને સોનામહોરોનો ગજ પડયો હોય તેટલી મમતાથી લાકડાના ભારા પર એણે હાથ મૂકયો.

મહારાજા મોટરમા બેઠા ને મોટર આગળ ચાલી ગઈ.

ડોશીમાએ થાક ખાઈ પછી ભારો વેચવા ગોડલ જવા નક્કી કર્યું. જરા વારે થાક ઉતર્યો ને જ્યા સજ્જ થયા પણ વળી તૂરત યાદ આવ્યું હાય રે, હવે ભારો માથા પર ચડાવે કોણ ?'

આખ પર હાથની છાજલી કરી ડોશીમાએ માર્ગની આગળ પાછળ દષ્ટિ દોડાવી પણ એ ખરા મધ્યાન્તરે કોણ હોય ?

લમણે હાથ દઇ ડોશી પાછા બેસી રહ્યા. માથેથી તાપ એની ભીષણતા નિષ્ઠુરતાથી વેરી રહ્યો હતો.

ત્યા સરરર કરતો વળી પેલી ગયેલ મોટરનો અવાજ આવ્યો ને એ જ અદાથી મોટર ડોશી પાસે આવી ઊભી રહી.

ડોશીમાના કાને આ અવાજ ગયો ને એ તો એ ભણી નજર દોડાવી એણે પેલા ચોરણી, ઝભ્ભો ને આટીવાળી પાઘવાળી આખોમાથી કરુણા વરસાવતા પેલો આદમીને જોયો ને એ બોલી ઊઠી. 'એ ભાઈ, તમારા ગયા પછી હુ ચિંતામા બેઠી છુ કે કોક ભારો ચડાવવાવાળા આવે તો ગોડલ જઈ શકુ પણ માડી રે કોઇ નીકળ્યુ જ નહિ ને વળી પાછા તમે જ ડોકાણા લ્યો ભાઇ, હવે મને ભેળાભેળો ભારો ચડાવતા જ જાઓ '

મહારાજા નીચે ઉતર્યા ને ડોશીને કહ્યુ . 'માડી, કોઈ અહી થી ન નીકળ્યું હોત તો શુ કરત ?'

'તો તો તડકાની મરી જાત. અહી કયાય છાયોય નથી તે બેરી રહુ ભારો માથે કોક ચડાવનાર મળત તો જ ગોડલ જઈ શકત હુ કે શુ બીજા. ભાઈ, આમ આવડા ભારા ભોયથી ઊપાડી માથા પર તો કેમ મૂકી શકીએ ?'

જરા વાર મૂક રહી સર ભગવત બોલ્યા : 'માડી આનો કાંઇ ઉપાય થઇ શકે ? કોઈ માણસ ભારો ચડાવનાર ના મળે તે એકલા એકલા જ ભારો ચડી જઇ શકાય એવુ બને ખરૂ ?'

'તઇએ ભાઇ, નો બને કેમ ? સંધુય બને ! જુઓ, હુ તમને વગત્ય કરુ '

કહી ડોશીએ લીરાવાળો સાડલો કપાળ ભણી એ ચા પરસેવો લૂછી આગળ ચલાવ્યું.

'એ આ મારગના કાંઠે માથોડુ ઊંચુ ભારો ટપ દઈ ઊતરી શકાય એવું વડી જેવુ ટેકણુ હોય તો દીકરા તેના પર અમે ભારા મૂકી, ઊતારી, ભોય બેસી થાક ખાઈ શકી ને બેળાબેજો જો ઝાડ માર ગને કાંઠે હોય તો ઝડને છાયે એ . ઘ નિરાતે બેસી થાક ઊનારી જરાક ટૂ ટિયું વળી ઊ ઘેય કરી લઈએ. પણ ઈ કોણુ કર ! કમ થાય ? ઈ તો હરિ જો કોકના હૈયામા બેહે તો જ થાય નીકર આજ તો કોને કેની પડી છે દીકરા !'

ડોશી આટલુ છતા મહારાજાને ઓળખી શકયા ન હતા. પણ સર ભગવતના હૃદયમા આ બોલ અશોકના શિલાલેખની જેમ જડાઇ ગયા. એના એ હૈયામા સૂતી પડેલ માનવતા ને કરૂણા જાગી ઊઠયા.

એમણે ફરી ડ્રાઇવરને ઇશારત કરતા ડ્રાઇવરે માજીને ભારો માથા પર ચડાવ્યો. ગાભાની ઇ ઢોણી માથા પર મૂકી ડોશી ભારો તે પર મૂકી ધીરા ડગ ભરતા આગળ ચાલ્યા. ને બોલ્યા 'માડી, મોટર મા બહેવાવાળામા દયાનો છાંટોય ન હોય પણ આ તમે કોક નવી ભાતના નીકળ્યા 'ભગવાન તમારુ ભલુ કરો તમારી લીલી વાડી રાખો'

મોટર પણ પાછી ગોડલ ચાલી. ત્યા પહોચી એક ક્ષણુ પણ જવા દીધા સિવાય મહારાજાએ ઇજનેરને બોલાવ્યા ને હુકમ આપ્યો. ગોડલ રાજ્યની તમામ હકુમતના મારગના કાંઠે માથોડુ ઊચા ભાર મૂકવા ને ઊપાડવા એવા વિસામા બનાવો કે મુસાફરો, કઠિયારાઓ ને બીજા એના ભાર તે પર મૂકી પાછા પોતાની મેજે જ ઉપાડી આગળ જઈ શકે.'

ઇજનેરે એ પછી બે ફૂટ પહોળા અને ૭ ફૂટ લાબા ને માથોડુ ઊચા પત્થરના વિસામા મારગની બેય કાંઠે અર્ધા અર્ધા માઇલના અતરે બનાવ્યા કે ભારવાહકો માથાનો ભાર આ પત્થરના વિસામા પર મૂકી જાતે ઉપાડી આગળ જઈ શકે. ઉપરાંત મહારાજાએ સડકના બેઉ કરે ગુંદા, પીપળા, લીમડાને આંબાના ઝાડ વવડાવ્યા કે આખી વાટે છાયો જ રહે

જૂના ગોંડલ રાજ્યના વિસ્તારમા ભારતભરમા આજે પણ કયાંય ન હોય તેવી પહોળી મોટી સડકે, સડકના બેઉ કાંઠે ઘટાદાર વૃક્ષો ને પત્થરના વિસામા મોજુદ છે. ને મુસાફરે, ભારાવાળા આજે પણ તે પર ભાર મૂકી થાક ખાઇ ઝાડને છાયે બે ઘડી બેસી દુવા વરસાવતા આગળ જાય છે.

ગરીબોના દુઃખ દર્દ પીછાનનાર ને ઊકલનાર જ શાસન કરવા યોગ્ય છે પછી એ સરમુખત્યાર શાહી હો, સામતશાહી હો કે લોકશાહી હો.

પણ ભૌતિક સુખસગવડો પાછળ દોટ મૂકનાર જનસમૂહ પાસે કે ગાધીજીના નામની માળા જપનારાઓ પાસે આવી અપેક્ષા રાખવી એ વ્યર્થ છે

## (૩) પાપનો પાયો સત્તા

વનરાજ ચાવડાએ બાહુબળે ને બુદ્ધિબળે ગુજરાતનું રાજ મેળવ્યું છે. આજ તેની અવસ્થા પૂરાં એકસો ને નવ વરસની થઈ છે. દાઢી મૂછના પળિયા સફેદ બન્યા છે પણ ખમીર ને દેહ બેઉ એવા ને એવા અડીખમ રહ્યા છે અને એનો સદ ઉપયોગ પણ વનરાજ ધર્મપાલનમા, ધર્મશ્રવણમા ને જ્ઞાન સપાદન કરવા માટે કરે છે વૃદ્ધત્વની જાણે આ જ્ઞાન-પિપાસા તૃપ્ત થતી નથી ને તે લંબાયા જ કરે છે.

એક દિવસ એના ત્રણ પુત્રોએ આવી વન રાજ પાસે બેસી કહ્યું : 'પિતાજી ભરૂચના દરિયાકાંઠે બે વહાણો આવ્યા છે અદર દ્રવ્ય છે, સોનું છે, હીરા છે, મોતી છે, હાથીદાત છે, કાશ્મીરના કલાયુક્ત વસ્ત્રો છે રજા આપો તો લૂટીએ.'

સાભળતા વનરાજના કપાળે કરચલી પડી. તેના દેહમાય એક આછી કપારી ચાલી ગઈ, તેને થયું હુ બચપણમા ને યુવાવસ્થામા ધર્મોએ નીદ માનેલ ચોરીનુ જ કામ કરતો. આ મારા ગુણ મારા દીકરાઓમા પણ છતા થયા છે. જયશિખરીના વારસ તરીકે રાજધર્મના રાજકુમારના હોવા ઘટે એવા

પ્રજાવત્સલતાના ગુણો વિકસ્યા નહિ એ મારુ રાજા બનવા માટે ચારીઓ કરવાનુ જ પાપ છે'

ત્રણેયકુમારો પિતાની આ વિહ્વળતા અને વિચારણા અસ્ખલપણે નિહાળી રહ્યા કે વનરાજ બેલ્યા

'દીકરાઓ! ચોરી કરવી એ પાપ છે તેમા ય તમે ગુજરાતના પૂત્રો છો એટલે ચોરી કરવી એ બેવડુ પાપ બને છે રાજકુમારોનો ધર્મ તો પ્રજાના જાનમાલની રક્ષાનો છે, લૂટવાનો નહિ એટલે લૂટવા માટે તમને રજા નહિ આપી શકુ'

'પિતાજી બીજુ ગુજરાત ઘેર કરી શકાય એટલી સપત્તિ વહાણોમા ભરી છે આવી તક ફરી ફરી નહિ આવે રજા આપો વળી તમને એમ હશે તો અમે તો વહાણો લૂટયા છે તેની જાણ કોઇને નહિ થવા દઇએ'

'બેટા! માનવીને એની જાણ નહિ થવા દો પણ ઈશ્વરને તો એની જાણ થવાની જ છે માટે ચોરી કરવાની રજા હુ નહિ આપુ'

વનરાજે રજા ન આપી પણ ત્રણેય કુમારો આ વિપુલ દ્રવ્ય–ભડાર જતો કરવા માગતા ન હતા એટલે વિચારે તેમજ શરીરે ઘરડા વનરાજની દરકાર ન કરતા ત્રણેય ભાઈઓ ભરૂચ આવ્યા

વહાણોને અજાણ્યા બની સિફતથી લૂટવા ને સિફતથી તે માલ ગાડા પર ને ઊટવાટે પાટણ પહોચાડી દીધો ત્યા સુધી વનરાજને ખબર પડવા ન દીધી પણ આવડી વિપુલ ધન સપત્તિની આયાત છાની તો ન જ રહી શકી ને! વનરાજને આખર ખબર પડી ગયા

વનરાજના અફસોસનો કોઇ પાર ન રહ્યો એને થયુ આજથી હુ ચોરોમા ખપ્યો મારા દીકરાઓ પણ ચોરોમા ખપ્યા ગુજરાતના સ્વામી બન્યા છતા મારા પરથી ચોરીના ડાઘ નહિ જાય'

એણે ત્રણેય દીકરાઓને પોતાની પાસે બોલાવી પૂછ્યુ ત્રણેય કુમારોએ એકરાર કર્યો કે 'પિતાજી એમા અમે શુ ખોટુ કર્યુ છે? આપ પણ ચોરીઓ કરતા, ધાડ પાડતા, લૂટ કરતા ને આમ કરી કરી રાજ સપાદન કર્યુ અમે પણ આ પગલે ચાલી લૂટો કરી ગુજરાતમાથી હિન્દનુ મોટુ રાજ મેળવવા ધારણા રાખીએ છીએ આ તમારી જ શીખવી રીત છે, તમારા જ સસ્કાર છે'

વનરાજનુ માથુ ભમી ગયુ પૂર્વના બનાવો એક પછી એક તેની આખ સામે તરવરવા લાગ્યા કૈકને વાટમાથી લૂટયા હતા કૈકની જીવનભરની કમાણી પલકમા અડબોથ મારી આચકી લીધી હતી એ શા સારૂ? શાસક બનવા, સત્તાધીશ બનવા, વિપુલ ધનનો માલિક બનવા તેણે માથુ પટકયુ હાય હાય જેના ગત જનમના પૂરા પાપનો સચય હોય અને પુણ્યનુ લેશ પણ ભાથુ ન હોય તેને જ સત્તાધીશ બનવાનુ સૂઝે તેને જ શાસક બનવાનુ મળે સત્તા એ જ મોટા પાપનો બદલો છે આ સત્તા મેળવવા એષણા ન જાગી હોત તો હુ સદ્દકૃત્યો કરી શકયો હોત માણસોના કલ્યાણ માટે વિચારતો થયો હોત દયા કરૂણા, ઉદારતા ને પ્રેમ વરસાવી આ જન્મે પણ કલ્યાણ સાધી આવતા જન્મે પણ કલ્યાણ પામી શકત. સત્તાશોખીન બનવા મે અમાનુષી ધર્મવિહિન કૃત્યો આચર્યા ને મારા પૂર્વજોને નર્કગામી બનાવ્યા મારી જાત પૂરતો આ દુર્ગુણ બસ ન રહ્યો એ મારા પૂત્રોમા પણ ઉતર્યો એના ચોરીના પાપ કર્મે મને નર્કમા પણ આશરો નહિ મળે હે પ્રભુ! આ ધરતી પર મને આવુ જોવા એકસો નવ વરસ કા જીવાડયો?"

વનરાજે એ પછી ત્રણેય પૂત્રોને કશુ ય કહ્યા વિના રજા આપી તેઓ ગયા એટલે આયુધશાળામાથી તિક્ષ્ણ આયુધ મગાવી દેહમા ભોકી જતિ શીલગુણસૂરીના આ શિષ્યે આપઘાત કર્યો

## (૪) ક્ષમા

ભાવનગરથી થોડે દૂર વરતેજ ગામની નદીમા આવી મહાત્મા મસ્તરામ બેઠા એને આ સ્થળ કોલાહલ શૂન્ય શાતિપ્રદ અને કોઈ ન ઓળખે તેવુ લાગ્યુ ભાવનગરમા તો મહારાજા સાહેબ પણ ગામમા જ્યા હોઉ ત્યા ગાડી લઈ આમ ઊભા રહે લોકો પણ મહારાજ ચાલો ભોજન લેવા ને ચાલો

અપારા ઘેર કડી કડી શાંતિ લેવા ન દે. આ શોચના મસ્તરામજી નામે બેઠા. લે ડાવી સતાવા માવતગરમા એમને પાચ્યુ ને ઠેઠાના ઢગના એથે બેમનુ પતુ તેના મુકાબલે આ સ્થાન હૃદયગમ બન્યું.

રાત આખી રાત ને સ્વસ્થ અને પ્રભુ સ્મરણ કરતા કરતા સમાધિ ચઢાવી ને એ રેતમા જ બેસી રહ્યા.

મધરાત પછી પ્હો ફાટવાની વેળાએ વાડી એમાથી રાતવાસો રહી ગામમા પાછા ફરતા ચાર પાચ જુવાનો આ નદીની રેતમા ઉતર્યા ને તેમણે મસ્તરામજીને સમાધિ દશામા જોયા પણ તેમને એ ખ્યાલ ન આવ્યો કે આ આ સત વિભૂતિ છે અને ઈશ્વરમા લીન છે

એકના હાથમા હુક્કો હતો એ હુક્કાની લિજ્જતમા તેઓ બોલ્ય 'ભાઈ, આ કોક ચોર ડાકુ લાગે છે જુઓ લૂટવા માટે રાહ જોઈ ચૂપ ચાપ બેઠો છે.'

'અરે ગામમા જઈ લૂટ ન કરે એની શી ખાત્રી? કારણ કે લોકો પાછલી રાતે જ ઊંઘમા હોય છે!'

'હાલો એની પાસે જઈ સાળાને બતાવી દઈએ'

'ના, એમ ચોર ડાકુ પાસે ન જવાય ક્યાક લગાડી દે હથિયાર વિના તો એ નીકળે જ નહિ એ કેમ ભૂલી ગયા?'

'એમ કરીએ આપણે પાચેય ગોળાકારે ફરતા જઈ તેને ઘેરા ઘાલીએ એટલે શુ કરવાનો હતો?'

પાચેય જણા આમ નક્કી કરી જુદા જુદા વેરાઈ ઉપરથી ગોળાકારે આવી મસ્તરામજીને ઘેરી વળ્યા ને આવતાવેત પહેલા તો ખૂબ ગાળો દેવા માડયા. આટલુ છતા સતના મોઢામાથી એક સખૂન ન નીકળ્યો એટલે તેઓ બોલ્યા

'જોયું સાલો ડઘાઈ ગયો છે બોલવાના હોશમા નથી'

'બરાબર હવે સાલાને મારો એવો મારો કે જનમારાની બો ભૂલી જાય'

બધા એક સાથે સાથે સત મસ્તરામજીના દેહ પર તૂટી પડયા ને ગડદા પાટુ મારવા માડયા. પણ સત તો સમાધિ દશામા હતા

આટલું છતાંય જ્યારે સંત બોલ્યા કે ચાલ્યા નહિ ત્યારે પેલાઓએ કહ્યુ : 'એલા આપણે એને બોલાવવો તો છે જ કે તું કોણ છો. એમ નહિ બોલે! આ હુક્કામા દેવતા લઈ તેના સાથળ પર મૂકો પછી ક્યા જશે?'

હુક્કો પીનારે વધારે દમ લઈ હોકાને પ્રજ્વલિત કરી લીધો ને બીજાએ તેમાથી અગારા લઈ સતના સાથળ પર મૂકવા માડયા ને સમસમ સમસમ સતના સાથળની ચામડી અગારાથી સળગવા માડી તોય એમની સમાધિ ન છૂટી

આટલુ થયા છતા જ્યારે મસ્તરામજી કશુ બોલ્યા પણ નહિ ત્યારે પેલાઓને આશ્ચર્ય થયુ કે આપણે કઈક ખોટુ કામ કરી બેઠા છીએ.

એ પછી થોડી વારે મસ્તરામજીની સમાધિ છૂટી ને તેઓએ પોતાના દેહ ભણી જોયું પછી જ દર્દનું ભાન થયું

પેલાઓ હવે જ સમજ્યા કે આ તો કોઈક મહાત્મા પુરુષ છે ને આપણાથી અનર્થ થઈ ગયો.

મસ્તરામજી એ જ પળે ઊઠયા.

ઊઠીને શુ કર્યું? મદ મદ હસવા માડયા ને ચાલતા થયા. આ હાસ્યનો મર્મ પેલા પાચેય અજ્ઞાની ને તામસ પ્રકૃતિવાળા જીવો ક્યાથી સમજી શકે?

## (૫) દેદલ તોળો દલ

મોરબીના ઠાકાર રવાજી બીજાની કચેરી હેકડાઠઠ ભરાણી છે. શરણાઈ ને નોબત ગડેડી રહ્યા પછી ઠાકારની નજર કવિ દેદલ ભણી ગઈ. ઠાકારે તેમનામા આજ પરિવર્તન જોયું કપાળમા સૌભાગ્ય વતીના ભાલે હોય છે તેવો મોટો લાલ ચાદલો અને ડોકમા માળા જોઈને બોલ્યા 'અરે કવિરાજ આ શુ? કપાળે ચાદલો, ડોકમા માળા'

'હા બાપુ મે બ્રહ્માનદ સ્વામી પાસે દીક્ષા લીધી છે ને સ્વામિનારાયણ સપ્રદાયમા દિક્ષિત થયો છું'.

પણ દરબારમા કવિની ચડતીથી અને વારવાર ઇનામ અકરામો પામતા હોવાથી તેમના તેજોદ્વેષી ઘણા હતા. તેઓએ આ મોકો જોયો ને બોલ્યા. 'બાપુ એનો અર્થ સમજ્યા?'

'ના, ઠાકોરે ટૂંકે જવાબ આપ્યો.

'એનો અર્થ એ થયો કે વૈષ્ણવ અને બીજા ધર્મો ઉતરતા ને સ્વામીનારાયણ એક જ ધર્મ સારો એટલે તો દેદલ ભગત બીજા ધર્મો છાડી સ્વામી નારાયણ ધર્મ પાળવા માંડયા'

ઠાકોર રવાજી વલ્લભાચાર્યજીના વૈષ્ણવ ધર્મના અનુયાયી હતા. રાજકુટુંબ પણ વૈષ્ણવ ધર્મી હતુ એટલે સભામાથી આ ઊઠેલા અવાજથી તેમના અંતરમા સારી એવી ખટક જાગી

પણ દેદલ ભગત કવિ હતા રસ ચાતુર્યને વ્યંગાર્થના કાવ્યો રચનારા આ પ્રહારોથી અનભીજ્ઞ હોય એ બની જ કેમ શકે એટલે બોલ્યા, 'ના બાપુ ધર્મો તો બધાય સારા જેને જે ફાવે તે પાળે'

'એટલે વૈષ્ણવ ધર્મ બીજા ધર્મોથી ચડિયાતો નહિ બાપુ, આમ દેદલ ભગતનું કહેવુ થાય છે'

ઠાકોરને પણ દેદલના જવાબ પરથી આવુ જ દેખાયું એટલે જરા રોષથી બોલ્યા 'કવિરાજ! અમારા ધર્મનો હલકો દેખાડવા સ્વામી નારાયણ ધર્મ અંગીકાર કરીને નથી આવ્યા ને?'

'ના બાપુ એવુ છે જ નહિ. હુ તો રાજ્યાશ્રિત કવિ છુ. હુ કોઇથી ચડિયાતો થવા કે ચડિયાતો ધર્મને ઉતરતો ધર્મ આવા વિવાદ કરવા થોડો જ અહી બેસુ છુ?'

'તો પછી બાપુ દેદલ ભગતને કહી જુઓ જે બધા ધર્મ સરખા માનતા હોય તો કે તેઓ કંઠી તોડી નાખે ને કપાળનો ચાદલો ભૂસી નાખે ને વૈષ્ણવ ધર્મ અંગીકાર કરે.'

ઠાકોર પણ હવે કવિના તેજોદ્વેષી ભભી ઉઠ્યા. તેઓની વાતચીત ઠાકોરને પણ ગમી ને થયું કે સાચે જ કવિ ધર્મ દ્વેષી છે એટલે કહ્યુ 'દેદલ ભગત, જો તમને જો બધા ધર્મો સમાન દેખાતા હોય તો ડોકમાથી કંઠી તોડી નાખો'.

'બાપુ લીધેલો ધર્મ એમ સામાન્ય વાતચીતમા ને હુંતાનુસીમા કેમ મૂકી શકુ? તો તો મારી સમજણ શા કામની?'

'જોયું બાપુ! અમે નહોતા કહેતા કે, દેદલ કવિ સ્વામી નારાયણના ધર્મ કરતા બીજા ધર્મને ઉતરતા ગણે છે. નહીતર ધણીની વાત કાંઈ મૂકે ખરા?'

વાતને વેગ મળ્યો. એમાથી રાજહઠ ઊભી થઇ ને રવાજી ઠાકોર કહ્યુ:

'દેદલ કવિ! જો આ ક્ષણે ડોકની કંઠી તોડી નાખો તો એક ગામ અને દશહજાર કોરી રોકડી આપુ.'

'ના બાપુ ના, ધર્મ કાંઇ ગામ ગીરાસ સારુ નથી પ્રાણ સાટે છે એ ન બને.' કવિએ મક્કમતાથી જવાબ વાળ્યો.

'તો હમણાજ ચોવીસ કલાકમા મોરબીની હદ છોડી જતા રહો' કહી ઠાકોર ઊઠયાને ચાલતા થયા.

ધર્મપરાયણ કવિ ઘેર આવ્યા ને સરસામાનના ગાડા ભરી માળિયા ઠાકોર મોડજીના આશરે આવી રહ્યા.

આ બાજુ સહજાનંદ સ્વામીને જાણ થઇ કે પોતાના સંપ્રદાયનો હોવા માત્ર કારણથી મોરબી ઠાકોરે દેદલ ભગતને હદપાર કર્યા છે. એટલે સ્વામીજી જાતે મોરબી આવ્યા અને ઠાકોર રવાજીને સમજણ ને જ્ઞાન આપ્યા. એ પછી ઠાકોરે કવિને માળિયાથી બોલાવી ધર્મ પરત્વે દ્રઢતા દાખવવાથી ઇનામ આપી મોરબી પૂર્વવત રાખ્યા ને કવિઓએ દેદલ ભગતની આ ધર્મપરાયણતાને કાવ્યમા મઢી લીધી.

ગામ દામથી નહિ ગળ્યો, દેદલ તોળો દલ,
કંઠી કારણ કોપિયો, રાજા વે રવમલ
હરિ કારણ હદપાર હુવો, કંઠી તોરણ કજ્જ,
સુપને સહજાનંદ કહે ભૂપ ગ્રહી લે ભજ્જ.
પ્રભાતે કવ પ્રેમતી, દેદલ ભક્ત દહીવાણ;
સુમયો સહજાનંદ શરણ, ભૂપ મોડ કુળ ભાણ
સહજાનંદની સાનથી, રીઝયો ફીર રવમલ,
દેદલ ભક્તને દાન દઇ, પાસ રખ્યો પ્રતીપાળ'

ધર્મમા અડગ રહી ધર્મ માટે કાંટ સહી બધુ જ સહનારને ધર્મ રક્ષણ કરે છે એ વાત આવી સત્ય ઘટનાઓ પ્રતિપાદન કરી જાય છે.

# મહેકંતી માનવતા

કનૈયાલાલ વૃજલાલ વાઘાણી

જેના હૃદયમાં માનવતાની પરમ પુનિત જ્યોત જલતી રહેતી હોય એવી વ્યક્તિ જગતમાં બહુ ઓછી હોય છે. બાકી તો ઉપરકી આછી ઓર ભીતરકી રામ જાણે આવી દંભી વ્યકિતના દર્શન તો ઠેકાણે ઠેકાણે થાય છે.

માનવતાની જલતી જ્યોત થોડા વર્ષો પહેલા દિલ્હીમાં જળહળતી હતી. એ વ્યકિતનુ નામ હતું લાલા મહેશદાસજી. લાલા દિલ્હીના ધનાઢ્ય વેપારી હતા. માનવતાની પુનિત જ્યોત સમ હતા.

લાલા મહેશદાસના ધર્મપત્ની પણ એવા જ હતા.

દીનાનાથે એ દિવ્ય જોડલું સર્જ્યું હતું ઘરમાં પતિ અને પત્ની બન્ને માનવતાના. પૂજારીઓ હતા.

લાલા મહેશદાસજીને બંગલે એક ભંગડી દરરોજ મેલું સાફ કરવા આવતી હતી દરરોજ સવારે આવતી. પાયખાના સાફ કરે અને મેલું ઉપાડી જતી હતી.

એક દિવસ એ ભંગડી લાલા મહેશ દાસજીને ત્યાં નિયમ પ્રમાણે મેલુ ઉપાડવા આવી. રોજના સમય કરતા જરા મોડી હતી. આ ભંગડીનો ચહેરો ગમગીન હતો. રડી રડીને તેની આંખો સુજી ગઈ હતી, લાલચોળ બની ગઈ હતી. તેના ચહેરા ઉપરથી જણાતું હતું કે તેના ઉપર કોઈ ભયંકર આફત આવી પડી હોય.

લાલા મહેશદાસજીના ધર્મપત્નીની નજર એ ભગડી ઉપર પડી આ દયાની દેવી ભંગડીનો આવો ચહેરો જોઇને બોલ્યાં, "બહેન ! આજ મોડી કેમ આવી ? તને શુ થયું છે ! તું કંઇ મૂંઝવણમાં હો એમ મને લાગે છે."

એ ભંગડી લાલાજીનાં ધર્મપત્નીના માયાળુ શબ્દો સાંભળીને કંઇ બોલી ન શકી ધ્રુસ્કે ધ્રુસ્કે રડવા લાગી. એ બચાડી દુઃખી નારીની આંખોમાંથી ચોધાર આંસુડા સરવા લાગ્યા.

"બહેન ! ગભરા નહિં તારી જે મુશ્કેલી હોય તે મને તું વિના સંકોચે કહે."

હિબકા ભરતી એ ભંગડીએ કહ્યું "શેઠાણીબા ! અમારું જીવન ધૂળમાં મળી ગયુ છે. અમારી આબરૂ જવા બેઠી છે. આબરૂ ગયા પછી જીવતર શા કામનુ ? બા ! આભ ફાટ્યું ત્યાં થીગડું કયાં દેવાય ! અમારા બૂરા હાલ છે."

આટલુ કહી એ ભંગડી પાછી રડવા લાગી. એના દીલની વેદના અપરંપાર હતી.

"બહેન ! તું કંઈ ખુલાસાથી કહે તો ખબર પડેને ! તું જે કહે છે તેમાં હું કંઈ સમજી શકતી નથી. મને તારી વાત વગર સંકોચે કહે તો મારાથી બનતું હું કરું."

શેઠાણી બા ! શું કહું ? અમારી નાત તમારા ભંગીને નાત બા'ર કરવાની છે. નાત બા'ર થયા પછી જીવતર શા કામનુ ! નાતથી તરવું નાતથી મરવું. નાતનો ગુનો ઇણે કર્યો છે. આજે નાત ભેગી થાશે અને ઇને નાત બા'ર મુકશે. મારા બાળ બચ્ચાનું શું ! શા મોંએ જીવવું ?"

આટલુ કહી એ ભંગડી હીબકે હીબકે રડવા લાગી.

"બ્હેન ! કઇ વાક ગુના વગર નાત બા'ર ?"

"શેઠાણી બા ! મા'જન ઈમ કઈ કરે ! તમારા ભગીની ભૂલ તો થઈ છે"

"બ્હેન ! એવી શું ભૂલ થઈ છે ? ઈ તો કહે"

"શેઠાણી બા ! ઈ મને ન પૂછો તમે સ્રી છો હુ પણ સ્રી છુ પતિ બૂરાઈ કરે પણ તેની સ્રીથી કીમ બોલાય ! મને તો ખાતરી છે કે ઇ હવે આવુ ને કરે શેઠાણી બા ! એક વાર અમને કોઇ રીતે બચાવો ભગવાન તમારુ ભલુ કરશે તમારો ગણુ જીવન ભર ને ભૂલીએ"

"બ્હેન ! ભરોસો રાખ ભગવાનનો સૌનુ ભલુ કરનારો ભગવાન છે આપણી શી વસાત ! બ્હેન ! તુ ચિન્તા ન કર હુ મારાથી બનતુ કરીશ ઠાકર મા'રાજ ભલુ કરશે"

લાલા મહેશદાસની પત્નીએ ભગડીને દીલાસો આપતા કહ્યું

"બા ! ભગવાન તમારુ ભલુ કરે"

લાલાજીના પત્ની ઘરમા ગયા લાલા જીએ પણ આ છણુપણુ સાભળી હતી

'દેવી ! શુ વાત હતી ?"

લાલાજીના પત્નીએ લાલાજીને બધી વાત સમજાવી

"નાથ ! એ બચાડી દુખિયારીની મનો વેના દૂર કરાવો આવા જીવોને ખપ ન આવીએ ? આપનાથી બનતુ કરીને એનુ દુખ મીટાવો"

'દેવી ! હુ બધુ સમજ્યો છુ, પરન્તુ ભગીપચને સમજાવવું કેમ ! એની મને ગમ પડતી નથી"

"નાથ ! ભરોસો રાખો રામનો મારો રામ મત સુજાડશે"

પતિ પત્ની વચ્ચે એ દુખી જીવો માટે માર્ગ કાઢવા માટે વાતચીત ચાલી રહી હતી કઈ રીતે માર્ગ કાઢવો એ વિમાસણુમા લાલા મહેશદાસજી ગરકાવ હતા

એકાએક લાલાજી આનદમા આવી બેઠા થઇ ગયા 'દેવી ! હુ ભગી પચ પાસે જાઉ છુ રામ ભગવાન કામ પાર પાડશે"

"નાથ ! પધારો, એ બચાડા જીવોને બચાવો"

બારિક મલમલનુ કુરતું, ઉપર અગરખુ, ચુડીદાર પાયજામો, માથા ઉપર ચમકદાર પાઘડી, પગમા મોજડી, હાથમા લાકડી લઇને લાલાજી ઘોડાગાડીમા બેઠા

જે ઠેકાણે ભગીપચ ભેગુ થવાનુ હતુ ત્યા પુગી ગયા ગાડીમાથી ઉતરી મેદાનમા ભગીપચ બેઠુ હતુ ત્યા ગયા

લાલા મહેશદાસજીને આવતા જોઇને ભગીપચને નવાઈ લાગી 'લાલાજી આવ્યા લાલાજી આવ્યા' એમ સહુ કહેવા લાગ્યા

લાલા મહેશદાસજી નજીક આવ્યા ત્યારે ભગીપચ ઊભુ થઇ ગયુ લાલાજીને બે હાથ જોડી પ્રણામ કર્યા

"પધારો, લાલાજી ! પધારો ! રામ, રામ"

'રામ, રામ, ભાઇઓ !"

લાલાજી તો જે ભગી ગુનેગાર હતો અને જે પચથી જરા દૂર બેઠો હતો તેની પાસે બેસી ગયા

"હ હ લાલાજી આપ શુ કરો છો ! અમને ના અડો"

લાલાજી તો વિના સકોચે બેસી રહ્યા ભગીપચ તો ખૂબ નવાઇ પામ્યુ

"શેઠ સા'બ ! આપ અહિ કીમ આવ્યા છો !"

ભગીના આગેવાને પૂછ્યુ

લાલાજી કશું પણ બોલ્યા નહિ પોતાના માથા ઉપરની ચમકદાર પાઘડી ભગી આગેવાનના પગ પાસે મૂકી બે હાથ જોડી ઊભા રહ્યા

"હે હે હે શેઠ સા'બ! આ શું કરો છો! આપ કયા અને અમે કયા! અમને પાપમા ન નાખો અમે તો તમારા દાસ"

સમય જોઇને લાલાજીએ દાવ ફેંકયો "ભાઇઓ! આ મારા ભગીએ ગુનો કર્યો છે. એની ભૂલ થઈ છે હુ પાઘડી ઉતારી પચને વિનતિ કરુ છુ કે એનો ગુનો માફ કરે મા'જન મા બાપ છે છોરૂ કછોરૂ બને માવતર કમાવતર ન બને હુ હાથ જોડીને મારી પાઘડી પચને પગે મૂકીને પગે લાગુ છુ આ બચાડાનો ગુનો માફ કરો"

લાલા મહેશદાસજી જેવી વ્યકિતની પ્રતિભા ઓર હતી ભગીપચ ડઘાઈ ગયું ભગી પચ એક હરફ પણ બોલવા શકિતમાન ન હતુ

"શેઠ સા'બ! અમને પાપમા ન નાખો મે'રબાની કરીને આપની પાઘડી પે'રી લીયો આપ અહિં આવો અને આપનુ વેણ ન રાખીએ એવા અમે ગમાર નથી આ ભગીને માફ છે લ્યો હવે છે કાઈ આપ પાઘડી પે'રી લીયો"

ગુનેગાર ભગી લાલજીને ચરણે પડયો 'ભાઈ! મારે પગે ન પડ પગે પડ પચને જેણે તારો ગુનો માફ કર્યો છે"

એ ભગી પચને પગે પડયો એની આખોમાથી આસુડા પડી રહ્યા હતા લાલા સામે હાથ જોડી ઊભો રહ્યો "ધન્ય છે ગરીબના બેલીને"

ભગી પચ લાલાજીને પગે પડયુ લાલાજીને ધન્યવાદ આપીને વીખરાઈ ગયુ.

લાલાજીના મુખ ઉપર સતોષનો આનદ ઝળકી રહ્યો હતો લાલાજી ગાડીમા બેસીને ઘરે ગયા લાલાજીના પત્ની તો રાહ જોઈને જ બેઠા હતા નાથ! શુ થયું!

"દેવી! રામે લાજ રાખી કામ પૂરુ થયુ એ ભગીનો ગુનો પચે માફ કર્યો"

"નાથ! શી રીતે થયુ!"

"દેવી! આ પાઘડીએ લાજ રાખી"

લાલાજીએ પાઘડીને ખીટી ઉપર મૂકતા કહ્યું,

લાલાજીની પત્નીની આખોમાથી હર્ષાશ્રુ ટપકી રહ્યા હતા લાલાજીના પત્ની પતિને ચરણે પડયા 'દેવ ધન્ય છે તમને"

'દેવી! એ પ્રેરણાદાતા તમે જ હતા ને?"

એ દૈવી યુગલને કર્તવ્યપાલન કર્યાનો આનદ હતો એ યુગલની આખોમા માનવતાની પુનિત જ્યોત હતી

આવુ કર્તવ્યશીલ હતુ એ દૈવી યુગલ જેમના જીવનની મઘમઘતી સુવાસ આપણને માનવતાના કર્તવ્યની સુવાસ આપે છે

ધન્ય હો એ માનવતાના પૂજારીઓને

## સંગીત અને વ્યાયામ

પ્રસિદ્ધ વ્યાયામવીર બર્નાર મેકફેડનને એના મિત્ર એક વાદ્યવૃદ સાભળવા લઇ ગયા સગીત દિગ્દર્શક જોરજોરથી પોતાના હાથની લાકડી ઊચી નીચી કરતા હતા અને બીજા વાદકો એ સૂચના અનુસાર પોતપોતાના વાદ્યો વગાડતા હતા મેકફેડન વાદ્યવૃદ સાભળીને ખુશ ખુશ થયા નાટયઘરની બહાર નીકળીને એમણે એના મિત્રને કહ્યુ કમાલ હતો આજનો કાર્યક્રમ'

'હુ પહેલેથી જ કહેતો હતો કે તમને આ સગીતનો કાર્યક્રમ ગમશે' મિત્રે કહ્યું

'સગીત!' મેકફેડને આશ્ચર્યોદ્ગાર કાઢયો 'મારુ લક્ષ તો હાથમા લાકડી લઇ ઊભેલા માણસ તરફ જ હતુ ખભાના સ્નાયુને આથી ઘણો જ સરસ વ્યાયામ મળે!

# નિર્વાણનું ગીત

સુરેશ પંડિત

શરદકાલિન વનસ્પતિની માદક સુગંધથી વસુધરા જેમ મ્હેકી રહે એમ મિલિંદા ગામની શેરીઓમાં જ્યારે ઉદયન અને અરૂણા રમવા નીકળતા ત્યારે ગુલાબ સમા તેમના રૂપ અને ખુશબોથી મિલિંદા મહેકી રહેતુ. જોનારા આ જોઈને મુગ્ધ બનતા. બેય સમાન વયના બેઉ પાડોશી

પરવાળા સમા લાલમ લાલ હોઠ, મસ્તભરી અતલ ઊંડાણ મુક્ત કાળી ભમ્મર બે આંખો, રેશમ જેવા માથાના વાળ, કંકુસમી પગની પાનીઓ, કોયલ સમો મીઠો અવાજ આ બધુ અરૂણા ભણી દૃષ્ટિ કરનારને ચકિત કરતા. જ્યારે ઉદયનના ચહેરા પર સાગર શી ગંભીરતા, આંખોમાં શાંતિની જ્યોત ને વાણીનો સંયમ પણ એની જોડે એક ક્ષણ વીતાવનારને વશીભૂત કરતા.

આભના પટાંગણમા ટહુકતા પંખીઓ અને ગ્રામવાસીઓ બેઉ સરખા જ નિર્બંધ હોય છે એ જ રીતે ઉદયન અને અરૂણા પણ મુક્તપણે ગામની શેરીઓમા કે પાદર ભાગોળે સાથે સાથે રમતા, હરતા ને ફરતા નિર્બંધપણે.

અરૂણાના માતાપિતા સુખી ને સમૃદ્ધિવાન હતા. અરૂણા તેની લાડલી દીકરી હતી. મિલિંદાથી પંદર ગાઉ દૂર કુશીનગરથી એક સંગીતાચાર્ય ખાસ અરૂણાને વીણાવાદન શીખવવા આવતો આભના પટાંગણમાં એનો રથ દોડાવી શ્રમિત થયેલા સૂરજ દેવ જ્યારે પશ્ચિમના પગથારે પગ માંડે. સૌભાગ્યવતી નારીના કપાળની પિયર શો એનો સોહામણો રંગ ક્ષિતિજેથી પ્રગટી ધરતીને અનોખા રંગોથી ચમકાવે તે ટાણે અરૂણા વીણા વાદન કરતી, રાગોના સ્વરને તાલ ને લયમા ઢાળતી, એ ટાણે તાર પર ફરતી કંકુમવર્ણી કરાંગુલીઓ; રાગોની મસ્તીમા ચહેરા અને આંખોમા બ્રાતા જતા ભાવ, વીણા વગાડવા બેસવાની એની કલાભરી દેહછટા, એ બધુ જો કોઈક કુશળ ચિત્રકારની નજરે પડી જાય તો અજોડ ચિત્ર ઉપસી આવે.

ઉદયન આ ચિત્રના દર્શન કરવા વીણાવાદન સમયે બેસતો જ.

આવી જ એક મનોહર સંધ્યાએ આગાસમા બેસી વીણાનો ઝંકાર કરતી અરૂણા પાસે બેઠેલા ઉદયને ગાન પૂરૂ થતા અરૂણાને કહ્યું .

'અરૂણા! તને કશી ખબર છે?'

આંખોમા મસ્તી લાવી ઉદયન ભણી જોતી અરૂણા બોલી - 'હા.'

'શી? કહે જોઉ?'

'વીણા વાદનની.' ખડખડાટ હસતા ને વીણાના તાર પર કરાંગુલીઓ ફેરવતા એ બોલી .

'એ નહિ અરૂણા! જાણવા જેવી વાત છે.'

'ચાલ ત્યારે કહી નાખ ઉદયન, તું મારો બાળભેરૂ તારી વાત સાંભળવા જેવી જ હશે.'

'કુશીનગરમા ભગવાન બુદ્ધની નિર્વાણતિથિ ઉજવાય છે મોટા મોટા શ્રમણો કુશીનગરમા કાલે એકત્ર થવાના છે.'

'પણ ત્યા છે શુ?' હથેળીમા રૂપાળુ મો ટેકવી અરૂણા બોલી :

'લે બોલ, અરૂણાને એટલીએ ખબર નથી કે શ્રમણો ભેળા થઈ શુ કરે? અરે ભગવાન બુદ્ધના આદેશો, ઉપદેશ અને આજ્ઞાઓ સંભાળી સંભાળી તે મારગે ચાલવા સૌ એ મૃત્યુતિથિના દિવસે દૃઢ નિશ્ચય કરશે.'

'પછી કાંઈ વીણા, બંસી કે મૃદંગ એવાના વાદન, ગાન, નૃત્ય કંઈ થવાના ખરૂ?'

'અરે અરૂણા તો સાવ જ અજ્ઞાન શ્રમણો તે કંઈ ગાન—તાન જાણતા હશે? અરે, એમને તે એવો વિચાર પણ ન આવે'

'ત્યારે?'

'એમને તો જીવ માનતું ભલુ વિચારવાનુ હોય'

'વીણાના'નથી પણ અનેકોનુ ભલુ' નથી થતુ ? એ સાંભળતી વેળા પણ માણસ બધા દુ:ખ દર્દ ભૂલી જાય છે'

'એ ક્ષણવાર માટે અરુણા ! સદાના દુ:ખદર્દ તો બુદ્ધનો ઉપદેશ અને જ્ઞાન જ દૂર કરી શકે ને તે ઉપદેશ આવા શ્રમણો જ આપી શકે ને એથી જ આ બધા શ્રમણો તેવુ વિચારતા કુશીનગરીમા મળે છે'

'તુ આવા બ્રાહ્મણ ને શ્રમણની વાતો ક્યાથી શીખ્યો ?'

'અરે આખુ મિલિંદા આજ ચર્ચાએ ચડ્યું છે. અરુણા તને ખબર નથી ? મારા મા ને પિતા બેઉ આ ભગવાન તથાગતની મૃત્યુ દિનના ઉત્સવ પર કુશીનગર જવાના છે. તુ આવશે ને ?'

'તારે નથી જવુ ને મારેય નથી જવુ.' કહી વીણા પર વિલીન થતા સધ્યાકાળના ને જામતી આવતી રજનીના સ્વાગત શા કલ્યાણના સૂર છેડવા માડ્યા અને ઉદ્દયનને કુશીનગર નહિ જવા દેવાની મૈત્રીભરી દઢતા એના મોની રેખાએ રેખામા ઉપસી રહી

જાણે અજાણ્યે અરુણાની આ આજ્ઞાને વશીભૂત થતો અરુણ આ સ્વરલહરીઓમા ડૂબી ગયો

આવા ઘણા દિવસો વીત્યા

બેઉની વય વધતી ચાલી બેયની મૈત્રી વધતી ચાની મિલિંદાવાસીઓ આ જોતા હતા પણ બેઉના જીવન વહેણની દિશાઓ જુદી હતી મિલિંદામા વિહાર કરતા આવી વસતા બૌદ્ધ ભિખ્ખુઓની માનવ કલ્યાણની ચિતાઓ, જ્ઞાન, વાણી અને શાતિ ઉદ્દયનને વશીભૂત કરતી એ મિલિંદા છોડી ક્યારેક ક્યારેક તો છેક કુશીનગરના બૌદ્ધ વિહારોમા શ્રમણ શ્રેષ્ઠો પાસે ઉપદેશ સાભળવા જતો ભગવાન બુદ્ધનો શાશ્વત ધર્માદેશ એના હૈયામા કડારાઇ ગયો દુ:ખી માનવોનો ઉદ્ધાર એ જ મનુષ્ય જીવનનો ધર્મ છે ને એ ધર્મ પાલન શ્રમણ થયા સિવાય બનવી શકાય નહિ આ સત્ય એના અતરમા જડાઇ રહ્યુ.

એણે ભગવાન બુદ્ધનુ જીવન, જીવન-ઘટનાઓ ધર્મચક્ર પ્રવર્તાવવા ભગવાને વેઠેલ દુ:સહ યાતનાઓ, એમનો ઉપદેશ, આ સઘળુ એણે ફરી ફરી બૌદ્ધ ભિખ્ખુઓ પાસેથી જાણ્યું, સાભળ્યું ને એકદા એ નિર્વાણ પ્રાપ્ત કરવા અને અન્યને નિર્વાણનો પથ-દર્શક બનવા એ સાધના-બુદ્ધના-ધર્મના શરણે ગયો હાથમા ભિક્ષાપાત્ર લઇ દૂર દૂરના મુલકોમા ભગવાન બુદ્ધના ઉપદેશ માટે નીકળી ગયો એકાકી.

કેટલીયે વસતો, વર્ષાઓ અને શરદો એણે પરીભ્રમણમા વીતાવી કૈંક નર નારીઓને એણે કલ્યાણનો માર્ગ બતાવ્યો ને વધુ માનવોના શ્રેયાર્થે એ ઘૂમતો જ રહ્યો

આવી એક વસતની સધ્યાએ એક વિશાળ વૃક્ષની નીચે શાત ચિત્તે મનોમન ભગવાન બુદ્ધની પ્રતિમાને વદના કરી રહ્યો હતો ત્યા જોકે જ દૂર આમાની ઘટાઓમાથી વીણાના સૂર ઊઠ્યા, મૃદગની થાપ ઊઠી ને એની પછવાડે એક નારીના કંઠમાથી ગાન સર્યું.

એ જ ઘડીએ એ ગાનભણી નગરવાસી-ઓ એ આમ્રઘટા ભણી ઝપાટાબધ જતા ને વાતો કરતા ભિખ્ખુ ઉદયને સાભળ્યા.

'પણ આ છે કોણ ?'

મિલિંદાની છે, ભારે કળાકાર છે, ગજબના રૂપ છે નૃત્ય કરે છે ત્યારે ઉર્વશી, મેનકા ને રભાને વિસરી જવાય'

'એનું નામ ?'

'અરુણા'

'ચાલો, ઠીક થયું આ વસતોત્સવ ઉજવાયો તે આપણે એના ગાન સાંભળી શકીશુ !'

'ને રૂપ નિહાળશુ એ નહિ ?' બીજાએ પ્રથમ બોલનારના પડખામા કોણી મારી ધીમુ હસતા કહ્યુ

'અરે ભાઇ, સૌ રૂપ જોવા જ જાય છે ને સગીતના રાગ, તાન ને મૃદગના બોલની ક્યા કોઇને પડી છે'

ભિખ્ખુ ઉદયનના કાને આ 'મિલિંદા અને 'અરૂણા' શબ્દો ગયા અરૂણા તો એની બાલસખી. એ આમ વારાંગના બની હશે? ઘેર ઘેર એના રૂપના લીનામ કરતી હશે? અવનતિની આટલી ઊંડી ગર્તામાં એ ડૂબી ગઇ હશે?

એ એક ક્ષણ પણ ત્યાં ન બેસી શકયો હાથમાં ભિક્ષાપાત્ર લઈ એ ઝપાટાબંધ ઊભો થયો ને નૃત્યગાનની વહેતી રસસરિતા પાસે આવી ઊભો રહ્યો. સ્થિર આંખે એણે અંગ પર આછાં ને અર્ધા દેહને ઢાંકતા વસ્ત્રોવાળી નારીને જોઈ અને એ ઓળખી ગયો, 'અરે આ તો અરૂણા જ.'

એ આગળ ડગ ન ભરી શકયો એની આંખની પાંપણ મટકું મારતી નથી ને જોનારાઓએ આ જોતાં એકમેકના કાનમાં કહેવા માંડયું 'જોયું આ ભિખ્ખુનેય સંગીતનો ના' લાગ્યો?'

'સંગીતનો નહિ દોસ્ત આ અરૂણાના રૂપનો નાદ લાગ્યો છે શ્રમણને જોતો નથી? આંખનું મટકુંય મારે છે?'

'અરે પણ ભિખ્ખુવેશ લજ્જા યો એનું કાંઇ વિચારો છો?'

ત્યાં જ અરૂણાની નજર આ ધીરો બોલાશ કાને જતાં દૂરસુદૂર ઊભેલા બૌદ્ધ ભિખ્ખુ પર ગઇ એક પળને બીજી પળે અરૂણાએ એ મોની રેખા ઊકેલવા માંડી, એ રેખામાં દશ વરસ પહેલાનો બાળ ભેરૂ ઉદયન દેખાયો

થોડી જ પળોમાં એણે નૃત્ય ને ગાન ટૂંકાવી નાખ્યાં ને વિસર્જનની જાહેરાત કરી

કંઈક અચંબામાં ડૂબતા નગરવાસીઓ થોડી પળે વિખરાયા તોય આ ભિખ્ખુ ડગતો નથી, હલતો નથી, બોલતો નથી પણ એની આંખોમાંથી વહેતી પરમ શાંત-દૃષ્ટિ જાણે ઘણી ઘણી વાતો કરી રહી છે

એ જ વસ્ત્રોમાં નુપૂરના ધીરા હળવા અવાજ કરતી અરૂણા ભિખ્ખુની સમીપ આવી મૃદુ હાસ્ય વેરતી સ્મિતના ઓઘ ઉછાળતી

સંધ્યાના વિલિન થતા તેજપૂંજમાં બેઉની આંખોએ ઓળખ સાધી ને આખર અરૂણા બોલી.

'ઉદયન હું તમારી બાળ સખી અરૂણા તમારી સમીપ ઊભી છું'

'અરૂણા! તારી આટલી અવનતિ? રૂપનો, કાનાનો આવડો ઘોર વિનિપાત? માનવ દેહ આ સારું છે?'

અરૂણા થોડું સમજી સંયમશીલ જ્ઞાન વાણી તેના અંતર સરોવરના જળમાં તરંગો પેદા કરી ગઇ.

'ઉદયન!' વધુ નજીક આવી અરૂણા બોલી તેના માથાની વેણીમાંથી ફૂલની ખુશબો છૂટી રહી હતી 'ઉદયન, તમારું જ્ઞાન સાચું પણ શુષ્ક જીવતરના રસની, આનંદની તમને જાણ નથી ને આમ શું ભલા અહીં આમ્રઘટામાં ઊભા ઊભા વાતો કરીશું? તમે મારા બાળમિત્ર, મારા આવાસે નહિ આવો?'

ઉદયનનું માથું અરૂણાના શતમૂળ પતનથી વધુ ઝૂકી ગયું વેના પ્રગટી પણ એ દબાવતા બોલ્યો

'અરૂણા, આવીશ કહે કયારે આવું?'

'અરે વાહ! અત્યારે જ વળી મારા આવાસે આવો જુઓ, અત્તરના વિવિધરંગી દીપકો મેઘ-ધનુષ્ય સમા રંગોવાળા વસ્ત્રોમાંથી ઓપતી મારી પરિચારીકાઓ, સ્વાદિષ્ટ ભોજન, વીણાના ઝંકાર ઉદયન, આભઅડી મારી હવેલી ચાલો આવશોને?'

'આવીશ રે અરૂણા આવીશ, તારા કલ્યાણ સારૂ, તને નિર્વાણનો રાહ બતાવવા'

'હવે એ બધું આવાસે આવી કહેજો જુઓ આ હું તમને બતાવીશ જીવન કેમ જીવાય હાં?' ને એક મર્મભર્યું સ્મિત વેરતા એણે માથાની ફૂલવેણી સરખી કરી

ઉદયનના હૈયામાં ગડમથલ ચાલી ભિખ્ખુનો ધર્મ શો? એક નાચનારીના આવાસે શું એ શાંત રહી શકે?

બીજી પળે પાછી વિચારધારાએ વહેણ

બન્યું પણ તે સિવાય આ પતિત અરુણાનો ઉદ્ધાર કેમ થઇ શકશે? મારી બાળસખી, એનો ઉદ્ધાર કરવાનો મારો ધર્મ

'તુ જા અરુણા, હુ આવીશ તારા આવાસે'

'ક્યારે વળી ?'

'હમણા'

'જરૂર ના ? કહી અરુણા પગના પાયલનો મધુર નિનાદથી સધ્યાના ગગનને ભરતી ચાલી નીકળી

અરુણાનો પદધ્વનિ સભળાયો ત્યા સુધી કાન માડી ઉદયન સાભળતો રહ્યો ને બીજી જ પળે ધ્યાનસ્થ બની ભગવાન તથાગતને મનોમન વદના કરતો એ બોલ્યો, હે મહાભાગ ! અરુણાના ઉદ્ધાર અર્થે મારામા બળ પૂરજે'

ભગવાન તથાગતનું સ્મરણ પૂરૂ કરી એણે હાથમા ભિક્ષાપાત્ર લીધુ ને આવ્યો અરુણાના આવાસે

મૂખદ્વાર પર અત્તરની દીપમાળા અરુણાએ ખાસ પ્રગટાવી હતી ગુલાબજળનો છટકાવ કર્યો હતો

શાત ને સ્વસ્થ ચિત્તે ઉદયન આગળ ચાલ્યો અરુણા એને વચમા કહેતી હતી

'જો ઉદયન આ ફુવારો આ હોજ આ મોગરો, જાઇ, જુઈ, ગુલાબ કેવડો આની સુગધથી આવાસ અને ઉદયન સાચુ કહુ ? હૃદય પણ ભરાઇ જાય છે'

'હશે'

આરસની સીડી વટાવી બેઉ ઉપર આવ્યા ઝાડી ઝુમ્મરોના ઝાખા વિવિધ રગી પ્રકાશમા ન્હાતા અરુણા ઉદયનને મધ્ય ખડમા લઇ આવી

ખડના દરેક બારી બારણા પર લટકાવેલા સોનાના તાર ગૂથ્યા પડદાની કલા દીવાના તેજે ચળકચળક થતી આખને આકર્ષી રહી હતી સોનાનો હિડોળો ભોય ઉમદા કલાભરી સધ્યાના રગની ભભક વેરતી બિછાત અને એક બાજુ વીણા

'પધારો આ બાજુ ઉ ન

ઉદયને અરુણાનું એ કથન સાભળ્યુ અણ સાભળ્યુ કર્યુ ને બિછાત ને એક બાજુ ખસેડી એક ખૂણામા જમીન સરસા બેસી રહ્યા.

'કેમ અળગા રહ્યા ઉદયન !'

'આમ તો સાધુઓ સૌથી અળગા જ હોય છે છતાય હુ તો એ અળગાપણા ને તજી તારી સાથે આવ્યો છુ'

'ચાલો ત્યારે શા ભોજન લાવુ ?'

'રાત્રે નિરાહાર કરુ છુ અરુણા !'

'કહો ત્યારે વીણા પર કયો રાગ સભળાવુ' કેવુ સગીત સભળાવુ'

'જેનાથી રાગ, મોહ ને પાપનો ક્ષય થાય એવુ ગાન આલાપો !'

'તમે તો આવા ને આવા જડ રહ્યા ઉદયન!'

'જેને તમે જડતા કહો છો એ જ સાચુ જીવન તત્ત્વ છે'

'સભાષણમા હુ તમને નહિ પહોચુ'

'મિત્રોમા સરખાપણુ હોય છે, અરુણા ! હારવાની–પહોચવાની એમા વાત ના હોય'

'તમે ત્યારે નરનારીની એકતામા માનો છો એ સારુ છે'

'ભગવાનનું સર્જેલ આખુ વિશ્વ જ એકતા રૂપ છે એ દષ્ટિએ'

તો તમે અહી રહો' હથેળીમા રૂપાળુ મો ટેકવી અર્થભરી દૃષ્ટિ ઉદયન ભણી નાખતી અરુણા બોલી

'અરુણા, માનવજીવનનો હેતુ શો ?'

'સુખ, આનદ, રસ, મસ્તી' કહેતા એ ખડખડાટ હસી એના હાસ્યમા અપૂર્વ મધુરતા હતી

'ના, અરુણા ! સયમ, શીલ, કરુણા, દયા, જીવ માત્રની ચિંતા'

'આ તો શબ્દો જ મને સમજાતા નથી ઉદયન ! સમજાય એવુ કહે'

'સમજાશે એ તમને ક્યારેક અરુણા ! એ

સમજવા બુદ્ધના, સઘના ને ધર્મના શરણે આવવુ પડશે એક દી '

'ચાલો, ત્યારની વાત ત્યારે અત્યારે શુ ?'

'તુ કહે !'

માનશો ?'

'માનવા જેવુ હશે તો !'

'તમે આ ભિખ્ખુ વેશ તજી અહી રહો આ ભવ્ય પ્રાસાદ, આ દોલત, આ પરિચારકો ને હુ તમારા ચરણે '

'એમા એકેય તત્ત્વ નિર્વાણનું ખરુ ?'

'અરે એથીયે અદકેરૂ ભિખ્ખુ ! તમને એ સાપડ્યું નથી એથી એની મઝા નહિ માણી હોય ને એથી જ તમે આવુ વદો છો '

'ને એક પરિચારીકાએ ખબર આપ્યા કેટલાક શ્રેષ્ઠીઓ અને કલારસિકો અદર આવવા રજા માગે છે '

'આવવા દો '

કહી એ ઊઠી અગ પર મોરલાના અગ પર સોહતા રગો જેવા વસ્ત્રો પહેર્યા આખમા મસ્તી આણી પાયલ બદલ્યા ને બોલી 'ઉદયન હવે રાત અહી જ રહો '

'ન રહેવાય અરૂણા ! ભિખ્ખુઓનો એ ધર્મ નથી જ્વાય તારા પરિવર્તન કાજે, તારા કલ્યાણ કાજે અહી રહીશ '

જરા વારે અગ પર મોઘામૂલા વસ્ત્રો ને અલકારોથી ઓપતા એક માનવ ટોળાને અરૂણાએ આવકાર આપી બેસાડી રાતભર વીણા સાથે ગાન ગાર્યું, નૃત્ય કર્યું

વહેલી પ્રભાતે જ ઉદયને આવાસને છોડયો

ફરી સધ્યાકાળે આવ્યો અરૂણાએ માન્યું ઉદયન મારામા મોહ પામતો જાય છે ઉદયનને થતુ હતુ અરૂણાને પાપ માર્ગેથી પાછી વાળી સાચી માનવ બનવુ છુ

નગરમા ચર્ચા ચાલી સૌને થયું આ ભિખ્ખુ કદાચ કોઈ સમ્મોહક વિદ્યાથી અરૂણાને નગર છોડાવી જાય તો ?

તો તો નગરની શોભા જાય ચીર આનદ જાય

આ આગાહીને નગરજનો વાગોળતા રહ્યા ને અરૂણાના કલ્યાણ માટે ઉદયન હર સધ્યાએ તેના આવાસે આવી રહ્યા

એક દિવસ આવા વિલાસી રાગી નગરજનો આબાવાડિયામા રહેલા ઉદયનને નજીક વહેતા નદીના નીરમા ફેકી દેવા નક્કી કર્યું

એ જ દિવસોમા ઉદયન અરૂણાને કહી રહ્યો હતો 'અરૂણા ? એક ભિખ્ખુને ન છાજે તે રીતે હું નિત્ય નિત્ય મારા ભિક્ષા પાત્રમા તારા-જીવન પલટાની ભીખ માગી રહ્યો પણ તે તે એક બાળ મિત્ર સમજીનેય મને ન આપી અરૂણા ! બુદ્ધને, ધર્મને સઘને શરણે આવ '

હવે તો અરૂણા આ વાત સાભળી ચમકે છે ચીસ નાખતી આખ આડે બેઉ હાથ દાબી દે છે

ને આવો ધર્માદેશ આપી એક સધ્યાકાળે પાછા ફરતા ઉદયનને થોડા અરૂણાના આવાસે નિત્ય પ્રતિ જનારા નગરવાસીઓએ ભિખ્ખુના મો આડે ડૂચો મારી તેના દેહને-હાથ પગને પકડી નદીના વહેતા નીરમા ફગોળી દીધો ઉદયને બચવા પ્રયાસ ન કર્યો એને એની બાળમિત્રની પાપોન્મુખ દશા જોવા કરતા મૃત્યુ મીઠ લાગતુ હતુ

એ જ વિલાસ આત્માઓએ તે જ રાત્રે અરૂણાને વાત કરી 'તમને પજવતા પેલા ભિખ્ખુનો કાંટો દૂર કર્યો '

'એટલે ?'

'એને નદીમા પધરાવી દીધો '

'હે ? તમે એને મારી નાખ્યા ?

'હા વળી, એ કયારેક તને અમારી પાસેથી ઉપાડી જાત '

સાભળી અરૂણાએ ચીસ નાખી કાને હાથ

દીધા ને નજીક ભીતને અઢેલી બેસી રહી જાણે વિશ્વ હલમલતુ હતું ને એમાથી એને બચાવવા ઉદયન જાણે કહેતો હતો અરણ્ણા ! બુદ્ધને, સઘને, ધર્મને શરણે આવ'

ઘણો સમય એ મૂક રહી પહેલો બીજો ને ત્રીજો પહોર એમને એમ ચાલ્યો ગયો અન્તરના દીવાઓના તેજ ઘટવા માડયા પણ ત્યારે અરણ્ણાના હૈયામા તો ઉર્ધ્વગામી નવો તેજપૂજ પ્રગટતો હતો

વહેલી સવારે એ ઊઠી, આવાસ મૂકી દોડી નદી કાઠે આમ્રવાડિયામા આવી જ્યા ઉદયનનુ ભિક્ષાપાત્ર પડયું હતુ એ ઉપાડયું, હાથમા લીધુ ને પાછળ એ નગરી અને નીજ આવાસ ભણી તીરસ્કારપૂર્ણ દૃષ્ટિ કરી આગળ ચાલવા માડયું ને ચાલતા ચાલતા પોકાર્યું, 'બુદ્ધ શરણ્ ગચ્છામિ સઘ શરણ્ ગચ્છામિ ધર્મ શરણ્ ગચ્છામિ'

હૃદય પરિવર્તન પામતી નૃત્યાગના મટી ભિખ્ખુણી અને ઉદયનની સાચી મિત્ર બનતી અરણ્ણા પર ઉગતા સૂરજદેવ એના તેજકિરણોથી મલકી મલકી અભિષેક કરી રહ્યા

ને બ્રહ્માડ ભીજવતા અરણ્ણાના બોલ ગાજતા હતા બુદ્ધ શરણ્ ગચ્છામિ સઘ શરણ્ ગચ્છામિ ધર્મ શરણ્ ગચ્છામિ

*

## મૌન

વાણી કરતા મૌન હમેશા લાભદાળી નીવડે છે કોઇનો પ્રતિવાદ કરવા માટે બોલવા કરતા તો ચૂપ રહેવું વધુ સારુ તારુ હૃદય ભલે દોડે, પણ તારા મોને તો લગામમા રાખજે

ઈશ્વરને અતિ-વાણી નથી ગમતી તેનો અતરગ મૌનીઓ માટે જ ખુલ્લો છે ઓછુ બોલનાર તથા મધુર બોલનારની અસર જ વધુ પડે છે

### મિત્રતાનુ રહસ્ય

લોકોની સાથે મિત્રતા જાળવી રાખવી હોય તો મૈત્રીને તારુ પ્રથમ તેમ જ અતિમ પ્રયોજન બનવા દેજે જે ઘરમા તુ પ્રવેશ પામે તે ઘરમાની મિત્રતા તુ કાયમ રાખવા ઈચ્છતો હોય, તો સ્ત્રીઓ સુધી પહોચવાની વૃત્તિ ન રાખીશ એથી હમેશ અનિષ્ટ જ નીપજે છે

જીવે ત્યા સુધી મો પ્રસન્ન રાખજે તકરાર થઈ હોય તો પણ તારા પ્રતિસ્પર્ધી પ્રત્યે સ્મિતભર્યું મુખ ધરજે એથી પ્રેમ વધશે અને દ્વેષ ઘટશે

તારા હૃદયના ભાવને જ અનુસરજે, દુન્યવી સપત્તિને નહી તે તો હૃદયને બદીવાન બનાવે છે સપત્તિનો કશો અર્થ નથી પાણીના એક પ્યાલાથી જ તરસ છીપે છે, અને કોળિયો કદમૂળથી જ શરીર ચાલતુ રહે છે સપત્તિ માટેની આકાક્ષા જ મિત્રોમા ભેદ ઊભો કરે છે

### સપૂત

બાપ કહે તેથી વધુ કરી બતાવે તે જ ખરો સપૂત તેનુ હૃદય તેના પગ કરતા હમેશ આગળ દોડે છે પોતાના પિતાની આજ્ઞામા રહેનાર પુત્રને કદી આપત્તિ આવતી નથી, કારણ કે આજ્ઞાકિતપણુ સૌ વસ્તુઓમા શ્રેષ્ઠ છે જે રોજ આજ્ઞાનુ પાલન કરે છે, તેની આજ્ઞાને જ બીજાઓ ધારણ કરે છે પુત્ર તરીકે જે આજ્ઞાધારક હોય છે, તે માલિક તરીકે પણ સારો નીવડે છે તેની આજ્ઞાનુ પાલન વધુ સારુ થાય છે

# ઋતંભરા પ્રજ્ઞાના ધારક ગાંધીજીની ધર્મભાવના

રામપ્રસાદ દવે

## પ્રાસ્તાવિક

ગાધીજી અને ધર્મ એ વિષય હોય ત્યારે વાચકના માનસપટ પર આવી અપેક્ષા જાગે પુરોગામી ધર્મ ધુરધરોની ગાધીજીના ધર્મવિચાર પર અસર, ગાધીજી અને સાપ્રત ભરતીય ધર્મજીવન, ગાધીજીના ધર્મવિચારોની ભિન્ન ભિન્ન વિદ્વાનોને મતે થયેની છણાવટ વગેરે. આ બધા વિષયો હૃદ્ય હોવા છતા અહી એ સર્વને છોડી દઇ "ધર્મમથન" અને "વ્યાપક ધર્મભવના"માથી થોડાક વિચારો રજૂ કરવાનો ઉપક્રમ છે ને એમા પણ લગભગ એમની ભાષા જાળવવાનો આગ્રહ સે યો છે.

ગાધીજીની સર્વ પ્રવૃત્તિ ધર્મથી અનુપ્રાણિત હતી રાજકારણમા ધર્મની આવશ્યકતા વિષે આ પૂર્વે વિચાર ઓછો થયો હતો ગાધીજી તો ધર્મ નિરપેક્ષ રાજકારણની કલ્પના કરી શકતા નહિ મનીષી રોમારોલા નોધે છે કે "He is intensely religious by nature and politician by necessity" આમ તેઓની વિચારણાના પાયામા જ ધર્મ હતો મહમદ પયગમ્બર સાથે એમની સરખામણી કરવા મન લલચાય કારણકે બનેને એકી સાથે ધર્મ રાજકારણ અને સમાજની ધૂરા સાચવવાનુ ઐતિહાસકાર્ય કરવાનું હતુ છતા પયગમ્બર સાહેબ મુખ્યત્વે ધાર્મિક નેતા હતા ત્યારે ગાધીજીની બાબતમા એવુ કહી શકાશે નહિ ગાધીજીને જીવનના પ્રત્યેક કોણથી એટલા બધા પ્રશ્નો પુછાતા કે આપણને સહજ બુદ્ધ ભગવાન યાદ આવી જાય પણ અત્યારે જે સાધનો મળે છે તેના ઉપરથી કહી શકાય કે આટલુ છતા ભગવાન બુદ્ધને પુછાતી પ્રતપરપરાનો વ્યાપ કાઈક ઓછો હતો

## પ્રેરણાસ્થાન

તેમના જ કહેવા પ્રમાણે ચાર મહાપુરુષોથી તેમના આચારવિચાર પ્રભાવિત થયા હતા આરભમા શ્રીમદ્ રાજચન્દ્ર એમના ધર્મપ્રશ્નોની ગૂચ ઉકેલતા મહાત્મા ટોલ્સ્ટોયના જીવનશુદ્ધિવિષયક અને મૌલિક વિચારક અને પ્રખ્યાત સાહિત્યકાર રસ્કિનના સર્વોદયવિષયક વિચારો એમણે જીવનમા ઉતાર્યા હતા રાજદ્વારી બાબતમા પરમદેશભક્ત અને વિદ્વાન સ્વ ગોખલે પાસેથી તેઓએ ઘણી પ્રેરણા મેળવી હતી ગુજરાતી સાહિત્યના આદિકવિ નરસિહ મહેતાનુ પ્રસિદ્ધ ભજન 'વૈષ્ણવજન તો તેને રે કહીએ' એમણે આત્મસાત્-કર્મસાત્ કર્યું હતુ

માતૃવશ અને પિતૃવશમા દેખા દેતા સદ્ગુણો, કુલપરપરાપ્રાપ્ત વૈષ્ણવી ઉપાસના, રામનામ શીખવનારી નોકરાણી રભા, હરિશ્ચન્દ્રનુ નાટક વગેરેએ તેમના ધર્મમાનસને અનુકૂળ પિડ આપવામા ચોક્કસ ભાગ ભજવ્યો હતો ધર્મગ્રન્થ બાબતમા "આધ્યાત્મિક શબ્દકોશ" કે "ધર્મકોશ" તરીકે એમણે ઓળખાવેલી ગીતા અને તુલસીકૃત રામાયણ મુખ્ય પ્રેરણાસ્થાન રહ્યા હતા તેમ તેઓ સ્વીકારે છે આ ઉપરાત જ્યાથી એમને જે કાઇ ગ્રહણ કરવા યોગ્ય લાગ્યું ત્યાથી તે લેવામા જરાય સકોચ રાખ્યો ન હતો વ્યાપક ધર્મભાવના'ના "નીતિ ધર્મ અથવા ધર્મનીતિ" 'વિચારનો કીમિયો' વગેરે પ્રકરણો એની સાક્ષી પૂરશે.

## ધર્મવિચારનું મૂળ કરુણા અને પ્રજ્ઞા

આમ છતા તેઓનુ મુખ્ય પ્રેરણાસ્થાન તેમનામા રહેલી પ્રજ્ઞા અને કરુણા હતા તેમની કરુણાને મહાકરુણા તરીકે પડિત સુખલાલજીએ આ રીતે સમજાવી છે 'તેઓ હરકોઇ દુખીનુ દુખ જોતા, એનું કારણ શોધતા, તેને નિવારવાના ઇલાજો શોધતા ને તે ઇલાજોને અમલી રૂપ આપવા તથા અપાવવા એ લો બધો ઉગ્ર પ્રયત્ન અને ઉગ્ર તાપાવેલી સેવતા કે એને લીધે તેમનુ સમગ્ર જીવન અનેક વાર ટોડમા મુકાતુ હોય એમ લાગતુ "

(સસ્કૃતિ, માર્ચ '૪૮ ; ૮૬ )

માનવના આધિભૌતિક, આધિદૈવિક કે આધ્યાત્મિક દુઃખોમાંથી એકાદા દુઃખ પર જ વિશેષ ઝોક દેવાનું મહાપુરુષો કરતા હોય છે ત્યારે ગાંધીજીનો પ્રયત્ન ત્રણે દુઃખો દૂર કરવાનો રહેતો, તે જોતાં પણ તેમની કરુણા મહાકરુણા ગણાય તેમની પ્રજ્ઞાને ઋતંભરા પ્રજ્ઞા તરીકે ઓળખાવી તેની વ્યાખ્યા પંડિત સુખલાલજીએ આ રીતે આપી છે

"તે સત્ય સિવાય બીજા કશાને સંગ્રહી કે પચાવી શકતી નથી. અસત્યનો છાંટો કે અસત્યની છાયા પણ તે સહી કે જીરવી શકે નહીં"

## આદર્શ ધાર્મિકતા

ધર્મનો અર્થ અધિકાર નહિ પણ ફરજ એમ તેઓ વ્યાપક રીતે જ ધર્મની વ્યાખ્યા આપે છે એટલે એમના ધર્મક્ષેત્રને ભૂગોળની કોઈ મર્યાદા રહેતી નથી બીજી રીતે કહીએ તો એ સંયમ અને અંકુશનો ભૂખ્યો છે એટલે શિથિલ ચારિત્ર્યવાળાનું તો ત્યાં કામ જ નહિ છતાં ધર્મ ઇશ્વરકૃત છે પણ તેનું આચરણ મનુષ્ય કરે છે એટલે એમાં થોડી અપૂર્ણતાને અવકાશ રહેવાનો જ સાધારણ રીતે ધર્મમાં તેઓ ઈશ્વરતત્ત્વ, પુનર્જન્મ અને સત્ય-અહિંસા વિષેની અવિચલિત શ્રદ્ધાને ગણાવે છે આમ ધર્મ પરના તેમના વિચારો એકત્ર કરતાં સ્પષ્ટ થાય છે કે નીતિ ઉપર તેમનો ભારે ઝોક છે

આ બાબતમાં સોલ્ટર નામના અમેરિકન લેખકના Ethical religionનો તેઓ તરજૂમો કરે છે તેમાંથી નીચેના અવતરણો વિષયને સ્પષ્ટ કરશે

'નીતિમાર્ગમાં નીતિ જાળવીને નીતિના બદલા મેળવવાની વાત જ આવતી નથી માણસ જે કાંઈ ભલું કરે છે તે કંઈ શાબાશી ખાટવાને સારુ નથી કરતો તે તો ભલું કર્યા વિના રહી જ ન શકે તેને સારુ ખોરાક અને ભલાઈ એ બંનેની સરખામણી કરતાં ભલાઈ એ ઊંચા પ્રકારનો ખોરાક છે અને જો ભલાઈ કરવાની તક તેવા માણસને બીજો કોઈ પણ માણસ આપે તો તક આપનાર માણસનો ભલાઈ કરનાર આભારી બને છે (વ્યાપક ધર્મભાવના ૧૩૦)

"કદાચ કોઈ સેતાન દુનિયામાં દ્વેષ અને જુલ્મની આણ ફેરવે તો પણ ન્યાય, ભલાઈ અને સત્ય તો ઈશ્વરી જ રહેવાનાં એ ઉપરથી એમ કહી શકાય કે નીતિનો કાયદો એ સર્વોપરી છે અને ઈશ્વરી છે" (એજન ૧૩૭)

"નીતિરૂપી પાયો તૂટી પડે તો ધર્મરૂપી ચણતર પણ ઝપાટાભેર જમીનદોસ્ત થઈ જાય" (એજન ૧૩૯)

"આવી નીતિ જગતમાં થોડી જોવામાં આવે છે એમ સમજી નીતિવાને ગભરાવાનું નથી કેમ કે તે પોતાની નીતિનો ધણી છે. તેના પરિણામનો નથી." (એજન ૧૪૫)

ઈમર્સન કહે છે, "ભલા માણસનું દુઃખ પણ તેઓનું સુખ છે અને ભૂંડાને તો પૈસો, તેની કીર્તિ તે પણ તેઓને અને દુનિયાને દુઃખરૂપ છે (એજન ૧૪૮)

આમ ધર્મ અને નીતિને સાંકળ્યા પછી સ્વધર્મના દોષો અને પરધર્મ પ્રત્યેની ફરજ ધર્મ અને પત્નીની સરખામણી કરતાં બહુ જ સ્પષ્ટતાથી સમજાવવામાં આવ્યા છે

જે પ્રમાણે કોઈ પણ પતિને પોતાની સ્ત્રી પ્રત્યેની વફાદારી ટકાવવા માટે બીજી બધી સ્ત્રીઓ ઉતરતી છે, હીન છે એમ માનવાની જરૂર નથી તે જ પ્રમાણે પોતાના જ ધર્મને વળગી રહેનાર માણસે બીજા બધા ધર્મો પોતાના કરતાં ઉતરતા છે એમ માનવાની જરૂર નથી એ જ ઉપમા જરા આગળ લંબાવીએ તો એમ કહી શકાય કે પોતાની પત્ની પ્રત્યેની નિષ્ઠા જાળવવા માટે અન્યની અંદર રહેલી ઊણપો વિષે આંધળા રહેવાની જરૂર નથી તેજ પ્રમાણે પોતાના ધર્મ પ્રત્યેની નિષ્ઠા જાળવવા માટે પોતાના ધર્મમાં રહેલી એબો પ્રત્યે આંધળા થવાની જરૂર નથી એટલું જ નહિ પણ જો આંધળાપણે પોતાના ધર્મને વળગી રહેવું ન હોય તો પોતાના ધર્મમાં રહેલી ઊણપોનું તીવ્ર ભાન હોવું જ જોઈએ અને એ ઊણપો દૂર કરવાના સાચા ઉપાયો વિષે ઉત્કટતા પણ તેટલી જ હોવી જોઈએ"

[ધર્મમંથન પૃ ૧૧૧]

એ જ પ્રમાણે પોતાના ધર્માચરણથી અન્ય ધર્મ કે ધર્મીને હાનિ ન પહોંચે અને સ્વધર્મ અને સ્વ-અભિમાનનો સ્પષ્ટ ભેદ રહે તેની કાળજી રાખવા પણ જણાવાયું છે

## ઈશ્વર-તેનું કાર્ય

સત્યને જ તેઓ પરમેશ્વર માને છે. અને તેનો સાક્ષાત્કાર કરવો એને જીવનનું પરમ ધ્યેય તરીકે સ્વીકારે છે અસત્યનો ત્યાગ અને સત્યની અવિશ્રાંત શોધ કર્યા કરવી અને જેટલું સત્ય સમજાયું હોય તેનો ખંતપૂર્વક અમલ કરવો એ સાક્ષાત્કારનો સાધનમાર્ગ રહે તેવો નિર્દેશ છે આવો ઈશ્વર આપણા બધામાં એક સરખો જ હોય પણ લાગે નહિ કારણ કે ઈશ્વર આપણા બધામાં એક સરખો જાગતો નથી અથવા બધાના હૃદય એક સરખા હોતા નથી આવા ઈશ્વરની સેવા કઈ રીતે કરાય એવો પ્રશ્ન થાય તો એનો જવાબ સરળ છે એની સૃષ્ટિમાં એને જોવો અને એ સૃષ્ટિની સાથે તાદાત્મ્ય સાધવું, તેની સેવા કરવી ઈશ્વરના અસ્તિત્વ અને તે કઈ રીતે કામ કરે છે તે વિષે નીચેનું અવતરણ પર્યાપ્ત થશે.

"મને ઈશ્વર વિષે શ્રદ્ધા નથી એમ કહેવું તો સહેલું છે કારણ ઈશ્વર વિષે જેને જે કહેવું હોય તે કહેતા ઈશ્વર તેને રોકતો નથી. તે તો માત્ર આપણા કર્મ જોતો રહે છે અને તેના નિયમનું ઉલ્લંઘન કરીએ તો તેની સજા અવશ્ય મળે છે જ-પણ તે સજામાં સજાનો ગુણ નહિ પણ પાવન કરવાનો અને અવશ્ય સુધારવાનો ગુણ રહેલો હોય છે ઈશ્વરનું અસ્તિત્વ સિદ્ધ થઈ શકે જ નહિ. સિદ્ધ કરવાની જરૂર જ નથી. ઈશ્વર છે જ તેનું અસ્તિત્વ આપણા હૃદયમાં ન ઊતરતું હોય તો આપણું દુર્ભાગ્ય છે" (ધર્મમંથન-૨૮૫)

ઈશ્વરનો સાક્ષાત્કાર એમને થયો નથી પણ ઇ સ. ૧૯૩૩માં ઉપવાસના નિર્ણય વખતે તેઓ નોંધે છે કે મને ઉપવાસની પ્રેરણા થઈ. બહુ દૂરથી છતાં સાવ નજીકનો વિલક્ષણ અવાજ સંભળાયો. અને એ પ્રમાણે નિર્ણય થયા પછી ઉત્તપ્ત મનને અપાર શાંતિ થઈ.

## સત્ય-અહિંસા

ઈશ્વરને સત્ય માન્યા પછી સત્યનું સ્વરૂપ આ રીતે સમજાવાયું છે સત્ય જેમ સૂર્યની માફક તપાવે છે તેમ તેમાં પ્રાણનું સિંચન પણ કરે છે. સત્યરૂપી વિશાળ વટવૃક્ષમાંથી અનંત ફળ મળે છે સત્યનું તાદૃશ જ્ઞાન-સાક્ષાત્કાર-એટલે અંતર્નાદ. એને મેળવવા અહિંસાની જરૂર ઉપર ભાર મૂકાયો છે. અહિંસા તો ગાંધીજીને મન મંત્ર હતો. એ શબ્દ અંગ્રેજી શબ્દ Innocenceની વધુ નજીક છે એમ કહેવાયું છે. હિંસાનું મૂળ સ્વાર્થ, કામક્રોધ આદિ છે તો અહિંસા એટલે નમ્રતાની પરાકાષ્ઠા છે. એનું બાહ્ય કરતાં આભ્યંતર સ્વરૂપ વધારે ભય કર છે. માનવવિકારોને જીતવા જગતને શસ્ત્રયુદ્ધથી જીતવા કરતાં વધારે ખતરનાક છે આપણે પોતાને વિષે પૂરેપૂરા કડક બનીએ અને બીજા વિષે તેટલા ઉદાર બનીએ એ અહિંસાનો માર્ગ છે એટલે બીજાને માટે મરવું એ પ્રેમની પરાકાષ્ઠા છે અહિંસા જ સેવા છે એમ માનીએ હિંસાનો વિજય તો આભાસમાત્ર છે. ત્યારે અહિંસા અમોઘ છે તે કયારેય નિષ્ફળ જતી નથી. હિંસાની વ્યાખ્યા સરસ કરી છે.

'કુવિચાર માત્ર હિંસા છે. ઉતાવળ હિંસા છે. દ્વેષ હિંસા છે કોઈનું બૂરું ઇચ્છવું હિંસા છે જગતને જોઈએ તેનો કબજો રાખવો એ પણ હિંસા છે"
(મંગળપ્રભાત-૫)

સત્ય, અહિંસા વગેરે સદ્‌ગુણો માનવના સ્વભાવના મૂળમાં છે એમ ન હોત તો જગત ચાલત નહિ બીજી જ મિનિટે પ્રલય થાત આમ અહિંસા જ મનુષ્યની વિશિષ્ટતા છે હિંસા નહિ તે આ રીતે સમજાવાયું છે

'હિંસા તો જગતમાં ભરી છે. એક અંગ્રેજી વાકયનો અર્થ એવો છે કે કુદરતના નખ લોહીથી રંગાયેલા રહે છે પણ મનુષ્યને બીજા પ્રાણીઓથી આપણે ચડતો માનીએ, તેનામાં એક વિશેષ ઇંદ્રિયનું આરોપણ કરીએ, તો આપણને તુરત માલુમ પડશે કે એ રાતા નખવાળી કુદરતની વચ્ચે મનુષ્ય એવા નખ

વિનાનો શોભી રહેશે છે. મનુષ્યનું કાંઇક અલૌકિક કર્તવ્ય હોય, તેને શોભે એવું કાંઈ કર્તવ્ય હોય તો તે અહિંસા જ છે" (ધર્મમંથન ૩૧૪)

## બુદ્ધિ–શ્રદ્ધા

ધર્મ વ્યવહારમાં ઊતરે ત્યારે બુદ્ધિને કેટલી પ્રમાણભૂત ગણવી અને શ્રદ્ધાનું કેટલું ને કેવુ સ્થાન હોય તે પ્રશ્નનો દરેક મહાપુરુષને જવાબ આપવો પડે છે. ધર્મના કાલગ્રસ્ત અંગોને દૂર કરવા માટે તેઓ બુદ્ધિની મદદ લે છે આપણી નીતિના ખ્યાલની વિરુદ્ધ જે કાંઇ હોય તે ગમે તેટલું આપ્ત વાક્ય હોય તોય એ અધર્મ છે. એમ તેઓ માને છે. એટલે તો અસ્પૃશ્યતાનિવારણ, દેવદાસીની પ્રથા, ધર્મના નામે થતી જીવહિંસા વગેરેને કલંક ગણીને કાઢી નાખવાનુ જોરશોરથી સૂચવે છે એમને મતે સાચી શ્રદ્ધા એટલે જે માણસોએ પ્રાર્થના અને તપસ્યાથી પવિત્ર થયેલું જીવન ગાળ્યુ છે એમ આપણે માનીએ એમના બુદ્ધિશુદ્ધ અનુભવનો ઉપયોગ કરવો. શ્રદ્ધા અને બુદ્ધિનુ ક્ષેત્ર આ રીતે અલગ પાડયું છે.

"શ્રદ્ધાથી અંતર્જ્ઞાન અને આત્મજ્ઞાનની વૃદ્ધિ થાય છે એટલે કે અંતઃશુદ્ધિ થાય છે બુદ્ધિથી બાહ્ય જ્ઞાન અથવા ભૌતિક જ્ઞાનની વૃદ્ધિ થાય છે અંતઃશુદ્ધિ સાથે તેનો કાર્ય કારણનો સંબંધ નથી અતિશય બુદ્ધિશાળી લોકો અતિશય ચારિત્ર્યહીન પણ જોવામા આવે છે પણ શ્રદ્ધાની સાથે ચારિત્ર્યશૂન્યતા હોઇ જ નહિ શકે." (ધર્મમંથન ૩૪૨)

પણ દરેક વખતે ધર્માચરણ આટલું સહેલું હોતું નથી તે વખતે એ શું કરે તે માટે નીચેનુ અવતરણ પર્યાપ્ત પ્રકાશ પાડશે.

'ધર્મનું ક્ષેત્ર તો શંકા અને નિશ્ચયની વચ્ચે રહેલું છે આ ધર્મ જ છે અથવા આ જ ધર્મ એમ માનનાર કે કહનાર ધર્મ જાણતો નથી ધર્મનો જિજ્ઞાસુ 'આ ધર્મ હોય અને ન પણ હોય' એમ કબૂલ કરતો પોતાના અંતર્નાદને વશ થઇ, નિશ્ચયપૂર્વક અને નિશ્ચિન્ત થઈ પોતાનું વર્તન ચલાવે છે પોતે સર્વજ્ઞ ન હોવાથી એક તરફ તેના મનમાં નિશ્ચય છે ને બીજી તરફ નમ્રપણે પોતાની ભૂલ થતી હોય એવી શંકાને સારુ અવકાશ રાખે છે"

(વ્યાપક ધર્મભાવના ૧૬૦)

અંતર્નાદ એટલે ખેડાયેલી બુદ્ધિની વાટ આપણા અંતરપટમા પડતો પડઘો. એટલે દરેક માણસ અંતરના અવાજનો દાવો કરે એ હાસ્યજનક કહેવાય.

## પ્રાર્થના

આમ વિચારીએ ત્યારે સામાન્ય માણસને માટે પ્રાર્થના જ રાજમાર્ગ થઇ પડે કારણ કે પ્રાર્થના એ મનુષ્ય આત્માનુ પરિશોધન છે. પ્રાર્થનામા ઇશ્વરને આંખે જોવાની નહિ પણ હૃદયથી ઓળખવાની વાત છે. ભજન, રામનામ વગેરે સાધન છે. સાધ્ય ઇશ્વરની સાથે અનુસંધાન છે. પ્રાર્થના એ માગણી નથી, એ તો આત્માનો ઉત્કટ અભિલાષ છે. એમા નિત્ય પોતાની નગણ્યતાનો સ્વીકાર છે અને કદાચ માગણી કરવી હોય તો આવી હોય. પ્રાણીમાત્ર પ્રત્યે આપણે ન્યાયથી, પ્રેમભાવથી વર્તતા શીખીએ

## વ્રત–પ્રતિજ્ઞા

પ્રતિજ્ઞાને વહાણવટીની દીવાદાંડીની સાથે સરખાવી છે પણ આરંભમા જ ચેતવણી આપે છે કે દેહદમન એક સાધનમાત્ર છે, એ સાધ્ય નથી. તેમા મનુષ્યને સુધારવાની મુદ્દલ શક્તિ નથી, તેની આસપાસ જે વિચારગૂંથણી રહેલી છે તે હોય તો જ તેમાથી લાભ લઇ શકાય. પ્રતિજ્ઞા વિષે વ્યવહારુ સૂચનો પણ મળે છે જે વ્રત લેવુ તે સ્પષ્ટ ભાષામા લખી લેવું જોઇએ વ્રતભંગ થયો હોય તો રોજનીશીમા ટીકા અધ્યાહાર રાખવી કેવળ ક્રિયાનો ઉલ્લેખ કરવો. પ્રતિજ્ઞા એટલે નિશ્ચળ થવુ એ વાત નીચેનુ અવતરણ સ્પષ્ટ કરશે.

"વ્રત બંધન નથી પણ સ્વતંત્રતાનુ દ્વાર છે. આજ લગીનો મારા પ્રયત્નોમાં ઘટતી સફળતા ન મળી

કેમ કે હુ નિશ્ચયવાન ન હતો. મને મારી શક્તિનો અવિશ્વાસ હતો અને ઈશ્વરકૃપાનો અવિશ્વાસ હતો અને તેથી મારુ મન અનેક તરંગો અને અનેક વિકારોને વશ વર્તતું. મે જોયું કે વ્રતથી ન બંધાવામા મનુષ્ય મોહમા પડે છે. વ્રતથી બંધાવું એ વ્યભિચારમાથી નીકળી એકપત્નીનો સંબંધ બાધવા જેવુ છે."

(આત્મકથા ૨૫૧)

આમ વ્રતથી બધાવા છતા માનવને સ્વાતંત્ર્ય ઘણું ઓછુ મળ્યું છે એમ અનુભવ થાય છતા એટલી સ્વતંત્રતામા જ માનવ સુંદર રીતે કામ કરી શકે.

"અનેકરૂપે આપણને વિચાર કરવાની અનપસદ કરવાની, સારૂ માઠુ સમજવાની શક્તિ મળી છે. તેમાજ આપણી સ્વતન્ત્રતા સમાયેલી છે એ સ્વતંત્રતા ઘણી ઓછી છે એટલી ઓછી કે એક જ્ઞાનીએ કહ્યુ છે કે વહાણના ડેક ઉપર ફરવાની છૂટ હોય છે તેના કરતાં પણ થોડી જ

પણ ગમે તેટલી તોયે છૂટ તો છે જ અને તે થોડી છતા એટલી છે કે તેના વતી માણસ મુક્તિ મેળવી શકે છે દૈવ અને પુરુષાર્થની જોડી સાથેસાથે ચાલ્યા જ કરે છે પણ મુક્તિના પંથ પર ચાલનારને દૈવ આડે આવતુ જ નથી" (ધર્મમંથન ૩૦૨—૩૦૩)

## પાપપુણ્ય

આ સ્વતંત્રતામાની એક ગ્રહણ કરવાની અને ત્યાગ કરવાની છે એટલે પાપપુણ્યનો ભેદ માન્યા વિના છૂટકો નથી પાપ પુણ્યનો બીજો અર્થ એ કે ત્યાજ્ય અને ગ્રાહ્ય વસ્તુ. આમા પાપ તો સ્પષ્ટ રીતે ખતરનાક છે પણ પુણ્ય કર્મના અભિમાનનો દશ સર્પદશ કરતા વધારે ઝેરી હોય છે અને તેઓ એનો ઉપાય પણ રજૂ કરે છે કે કેવળ ઈશ્વરકૃપાની આગળ અભિમાન ઓગળી જાય છે પાપ વિષે તેઓ કહે છે કે હુ પાપના પરિણામથી મુક્તિ નથી માગતો. પાપી વૃત્તિમાથી–પાપ કર્મમાથી મુક્તિ માગુ છુ. પાપ થઇ ગયા પછી પ્રાયશ્ચિત કરવા માનવમન વળે છે પણ તેઓ સ્પષ્ટ રીતે કહે છે કે અજાણ્યે થયેલા દોષોનુ જ પ્રાયશ્ચિત્ત હોય જાણી જોઇને પાપ કરીને પ્રાયશ્ચિત લેવા નીકળ્યા થી શુદ્ધિ ન કેળવાય! એજ પ્રમાણે પ્રાયશ્ચિત્તના ખોટા ખ્યાલ ઉપર પણ વેધક પ્રકાશ પાડયો છે, ખોટુ બોલ્યાનુ પ્રાયશ્ચિત ઉપવાસ નથી એનુ પ્રાયશ્ચિત સાચુ જ બોલવાનુ વ્રત છે

## મૂર્તિપૂજા

મૂર્તિપૂજા વિષેની ગાધીજીની વિચારસરણી પ્રજાના દરેક સ્તરને ખ્યાલમા રાખીને થઇ છે

"મૂર્તિ મારા મનમા કશો પૂજ્યભાવ પેદા કરતી નથી છતા હુ માનું છુ કે મૂર્તિપૂજા એ માનવ સ્વભાવનું આવશ્યક અગ છે આપણે કાંઈ ને કાંઇ સ્થૂળ પૂજવાના તરસ્યા રહીએ છીએ. માણસ બીજી જગા કરતા મદિર કે દેવાલયમા જ કઇંક વધાર શાન્ત અને અને સાત્ત્વિક મનોવૃત્તિવાળો બને છે" (ધર્મમથન ૧૩)

મદિરમા પેસતા જ પેસનારનુ અતર હલી જાય એવુ મદિર ન હોય, એની પાછળ અત્મશુદ્ધિ કે વિચારશુદ્ધિ ન હોય તો એ ખાલી મકાન છે. પહેલાના ધર્મપુરુષોનો મૂર્તિપૂજાનિષેધ કે અનિષેધનો આગ્રહ અને તેનુ પરિણામ જોતા ગાધીજીના વિચારની વિશિષ્ટતા સ્વયસ્પષ્ટ છે

આ રીતે જ પ્રાર્થનાની ભાષામા અલબત્ત એનો અર્થ સમજીને સસ્કૃત વપરાતુ હોય તો એ એમને ગ્રાહ્ય છે કારણકે લાબા કાળના વપરાશને લીધે અને એની સાથે જોડાયેલા ત્યાગને લીધે શબ્દોમા કઈક અજબ શક્તિ આવે છે આપણે જાણીએ છીએ કે ગાધીજીની પ્રાર્થનામા સર્વધર્મસમન્વયની દૃષ્ટિએ વિવિધ ભાષાઓનો ઉપયોગ થતો. ધર્મ પુસ્તકોનો ઉપયોગ કરતી વખતે લાલબત્તી ધરી છે કે આપણી દૃષ્ટિએ સત્યનો ભગ કરતું હોય અથવા દુર્ગુણનુ પોષક હોય તેનો ત્યાગ કરવાનો આપણો ધર્મ છે. કાકાસાહેબ કાલેલકર ગાધીજીના અનુયાયીની ધર્મચર્યાને સક્ષેપમા આ રીતે રજૂ કરે છે. ખાદી પહેરવી સુતર કાતવુ, હરિજનોને અછૂત ન ગણવા અને બે ટક પ્રાર્થના કરવી

## મૃત્યુ, મોક્ષ અને જીવનની સર્વોપરિતા

મૃત્યુને મિત્રની જેમ ભેટવાનુ અને તેનો શોક ન કરવાનુ કહેવામા આવ્યું છે. પોતાને કોઇ

મૃત્યુ પર આંસુ આવી ગયા હોય તો એને તેઓ નબળાઈ ગણાવે છે. મૃત્યુ પરના કેટલાય વિચારો તેઓ અન્ય ગ્રન્થોમાથી સટીક ઉતારે છે. પ્રાચીનોએ મૃત્યુને ગૃહગમનની રૂપમા આપી અને જિંદગીને ગૃહવિયોગની. મોક્ષ વિષેની એમની કલ્પના ધરતીમૂલક હોય એમાં આશ્ચર્ય શું ?

"મોક્ષ તો હું ગરીબમાં ગરીબની સેવા વિના અને તેની સાથે તાદાત્મ્ય વિના અશક્ય સમજું છું"

વ્યાપક ધર્મભાવના (૨૮૫) કુદરતી રીતે જ તેઓ પોતાને અદ્વૈતવાદી માને છે છતાં દ્વૈતવાદ અને અનેકાંતવાદનુ સૌન્દર્ય પોતાની રીતે સમજી શકે છે. "त्रिर्गीनिपेच्छत समा"ના ભાષ્ય સમુ આ વાક્ય એમની વિચારધારામા સર્વોપરી છે.

"જગતમા દેખીએ છીએ કે જીવન-મૃત્યુનું યુદ્ધ ચાલ્યા જ કરે છે પણ બંનેનો સરવાળો મૃત્યુ નથી પણ જીવન છે."

## હિન્દુ ધર્મ

હિન્દુ ધર્મ વિષેનો અહોભાવ આ સર્વધર્મ સમન્વયવાદી મહામાનવે એકથી વધુ જગ્યાએ વ્યક્ત કર્યો છે. હિન્દુ ધર્મમા જે સૂક્ષ્મ અને ગૂઢ વિચારો છે, આત્માનુ નિરીક્ષણ છે, દયા છે તેવુ બીજા ધર્મમાં નથી' (આત્મકથા ૧૭૪) હિન્દુ ધર્મને આત્મોન્નતિનો વિશાળમાં વિશાળ અવકાશ રહે છે. (ધર્મ૦૪૬) નીતિને આઘાત પહોંચાડનારી બધી વસ્તુને બાદ કરતાં છતા હિન્દુ ધર્મશાસ્ત્રોમાથી મારા આત્માની ભૂખ ભાંગનારો ખોરાક મને મળી રહે છે.(ધર્મ૦૨૬૨) મારી પત્ની પ્રત્યેનો મારો ભાવ વર્ણવી શકુ તો હિન્દુ ધર્મ પ્રત્યેના મારો ભાવ વર્ણવી શકુ. હિન્દુ ધર્મમા અવતારો, પુર્નજન્મ, વર્ણાશ્રમ અને ગોરક્ષામાં તેમણે પોતાની માન્યતા જાહેર કરી છે.

## વર્ણાશ્રમ

વર્ણાશ્રમ સયમ ઉપર, શક્તિસચય અને તેના ઝીણવટભર્યા ઉપયોગ ઉપર રચાયેલો છે. અને ચાર આશ્રમોનો જોટો આખી દુનિયામા ખીજે ક્યાય નથી એમ કહ્યા પછી એ આખી ભાવનાને પોતાની વિચારસરણીને અનુકૂળ ભાષ્યથી પણ મંડિત કરી છે. તેઓ કહે છે કે બ્રાહ્મણમાંયે ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર રહેલા છે માત્ર તેમાં બ્રાહ્મણના ગુણુ બીજાના કરતાં વિશેષ જોવામાં આવે છે. એ પ્રમાણે સર્વ વર્ણોમાં તેઓ વિચારે છે. આ વર્ણોમાં કોઈ મોટું કે કોઈ નાનું હોય એમ માનવાની તેમની વિવેકબુદ્ધિ ચોકખી ના પાડે છે. તો ભોજન કે વિવાહવ્યવહાર ફાવે ત્યાં ન થાય એ બાબતમા શિષ્ટાચાર જોવા તૈયાર છે અને તેમાં રહેલા આરોગ્ય અને પવિત્રતાના ખ્યાલને દાદ આપે છે પણ તિરસ્કારરૂપે કોઈને ત્યાં પાણી, ભોજન કે વિવાહના નિષેધને હિન્દુ ધર્મની વિરૂદ્ધ સમજે છે.

## ગુરુ, ગોરક્ષા વગેરે

તેઓ ગુરુની મહત્તા સ્વીકારે છે. પણ સાથે સાથે આ જમાનામા લાખો લોકોને સાચા ગુરુ વિના ચલાવી લેવુ પડશે એમ સૂચવે છે. કારણ કે સપૂર્ણ જ્ઞાન સાથે તેટલા જ સપૂર્ણ સદાચારનો સચય એક વ્યક્તિમા મળવો દુર્લભ છે.

ગોરક્ષા પ્રત્યે આપણી ઉદાસીનતા વિષે ઠેર ઠેર બળાપો કાઢયો છે. તેઓ કહે છે કે ગોરક્ષાનો દાવો કરનારા આપણે ગાય ને તેના વંશને ગુલામ જા બનાવી તે ગુલામ બન્યા છીએ. આની સાથે ગોરક્ષાની એમણે બૃહત્તમ વ્યાખ્યા આપી છે. તે આજે ગોરક્ષા વિષે સક્રિય રીતે વિચારનારને માર્ગદર્શક થઈ પડશે.

"ગોરક્ષા એટલે ગોવશવૃદ્ધિ, ગોજાતિસુધાર, બેલની પાસેથી મર્યાદાસર કામ લેવું, ગોશાળાને આદર્શ દુગ્ધાલય બનાવવી વગેરે" (આત્મકથા ૫૩૨)

## અસ્પૃશ્યતાનિવારણ

અસ્પૃશ્યતાને તેઓ હિન્દુ ધર્મના કલંક રૂપ ગણતા એ તો જગજાહેર છે. અસ્પૃશ્યતાની ઉત્પત્તિ વિષે એમનો તર્ક નોધવા જેવો છે. પ્રથમ ગોમાંસ ભક્ષણ કરનારાને આર્યોએ પોતાથી અલગ કર્યા હશે ને તેઓ અસ્પૃશ્ય કહેવાયા હશે. આ કલ્પનાને આધાર નથી પણ ગમે તે હો, હિન્દુઓના

એક પંચમાંશ હિસ્સાને મળવા ભળવાનો અધિકાર ન જોઇને એમનુ હૈયું એટલું તો દ્રવી ઉઠે છે કે ઉપર કહ્યુ તેમ વર્ણધર્મની સાર્થકતા માનવા છતા ઉત્તર જીવનમા જ્યારે આશ્રમમા લગ્નો કરવાનો અને તેમના આશીર્વાદ મેળવવાનો લોકોનો લોભ એમણે જોયો ત્યારે એમણે બેમાથી એક પક્ષ હરિજન હોવો જોઇએ એવી અપેક્ષા રાખી હતી. હરિજનોને નીચાપણાની જાગમાથી છૂટવાનું છે, છોડાવવાના છે તો બ્રાહ્મણને ઉચાપણાની જાગમાથી છૂટવાનું છે એમ પણ નિર્દેશ થયો છે અસ્પૃશ્યતાનિવારણને વિશાળ સદર્ભમા પણ તેઓએ સમજાવેલ છે જીવમાનની સાથે ભેદ મટાડવો એટલે અસ્પૃશ્યતાનિવારણ

## અવતારવાદ

અવતારો વિષે તેઓ માને છે કે તેમા શ્રદ્ધા રાખવી એ નર્યો વહેમ નથી પણ અતરમા ઊડેઊડે જે આધ્યાત્મિક ભૂખ રહેલી છે તેની તૃપ્તિ છે. સાથેસાથ પોતાની અવતાર વિષેની કલ્પનામા ગીતાના વિભૂતિયોગ અને વિશ્વરૂપ દર્શનયોગનુ પણ મિશ્રણ કરતા હોય એમ લાગે છે

(ધર્મમથન ૩૮૮-૩૮૯)

શ્રાદ્ધક્રિયામા કોઇ આધ્યાત્મિકતા હોય તો તેઓ સમજી શકતા નથી એમ તેઓ કબૂલે છે.

## ગીતા

ગીતામા અનાસક્તિ એ પ્રધાન તત્ત્વ છે એ તેમણે કાઢી બતાવ્યું છે. અને મહાભારતના યુદ્ધને રૂપક તરીકે ઘટાવતા હોઈ અને ખરુ યુદ્ધ તો સદ્ અસદ્ વચ્ચે માનવમનમા ચાલી રહેલુ છે તેની તેમની માન્યતા હોઇ ગીતામા તેઓ સહેલાઇથી અહિંસા વગેરેને સિદ્ધ કરી શકે છે. ગીતાના ઘ્લોકોને તેઓ હૃદય સોસરવા ઉતરી જાય એ રીતે સમજાવે છે લબાણભય હોવા છતા નીચેના બે હસ્તગત ર્પક અવતરણો ઉતારવાનો લોભ ખાળી શકાતો નથી

અર્જુનના વિષાદને તેઓ આ રીતે સ્પષ્ટ કરે છે

"કલાકના ચાળીસ માઇલની ઝપે દોડનારી ટ્રેઈનમાં બેઠેલાને મુસાફરી પ્રત્યે એકાએક વૈરાગ્ય થતાં તે ટ્રેઈનમાથી ભૂસકો મારે ને આત્મહત્યા કરે તો તે કાઈ મુસાફરીનુ કે ટ્રેઈનમા બેસવાનું મિથ્યાત્વ નથી શીખ્યો એમજ અર્જુનનું હતુ '

(ધર્મમથન પૃ. ૪૪૬)

"कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन" નુ ભાષ્ય તેઓ આ રીતે કરે છે

"કર્મના ફળની આશા ન રાખવાનો અર્થ એ નથી કે ફળ મળવાનુ નથી આશા ન રાખવાનો અર્થ તો એ છે કે કોઈ કર્મ અફળ જતુ નથી ને જગતની વિચિત્ર ઘટનામા એવી ગૂથણી છે કે થડ કયુ અને શાખા કઈ એની પણ ઓળખાણ રહેતી નથી તો પછી જે અનેક મનુષ્યોના અનેક કર્મના સમુદાયનુ ફળ છે તેમા એક વ્યક્તિના કર્મનુ ફળ કયુ એ કોણ જાણી શકે? એ જાણવાનો આપણને અધિકાર શો? એક રાજાના સિપાઇને પણ તેના કરેલા કર્મનુ ફળ જાણવાનો અધિકાર નથી હોતો તો પછી આપણે જગતના સિપાઈ, તેને પોતપોતાના ફળ જાણીને કરવુ હતુ શુ? કર્મનુ ફળ છે જ એ જ્ઞાન શુ બસ નથી?"

(ધર્મમથન-૪૧૧)

## ગાંધીજી અને અન્ય ધર્મો

ગાધીજીના અન્ય ધર્મો પરના વિચારો જોઇએ તે પહેલા એટલુ નોંધવુ યોગ્ય ગણાય કે તેઓ પોતાને સાચી રીતે એકી સાથે સાચા હિન્દુ, સાચા ખ્રિસ્તી, સાચા મુસલમાન વગેરે માની શકતા. અન્ય ધર્મો પ્રત્યે એમનુ વલણ ઘણું ઉદાર હતુ. તેઓ તો કહે છે કે પોતે વિદ્વાન નથી છતા વિવિધ ધર્મોની તેમની સહજ જાણકારી ઠેર ઠેર સર્વ ધર્મ શાસ્ત્રોના ઉતારા અને સદર્ભોથી વ્યક્ત થાય છે. ગાધીજીની ધર્મભાવના જોતા બુદ્ધ સાથે તેમને વિરોધ ભાગ્યે જ સમજી શકાય તેમ છે તેમણે બુદ્ધના ઉપદેશને તારવી બતાવ્યો છે અલબત્ત તેઓ બુદ્ધ ધર્મને હિન્દુ ધર્મની શાખા જ સમજે છે વિશ્વનુ સામ્રાજ્ય નીતિનિયમને આધારે ચાલે છે અને એ નીતિનિયમ શાશ્વત અને અચળ છે એ તત્ત્વ પર બુદ્ધે ભાર મૂકયો. બીજાનો જીવ લેવાનો નહિ પણ

પોતાનો જીવ આપવાનો ધર્મ તેમણે હિન્દુ સમાજને શીખવ્યો અને વધારે ઉત્તમ તો એ થયું કે બુદ્ધે પોતાના જીવનમા આચાર અને વિચારની સંધિ કરી બતાવી

ખ્રિસ્તી ધર્મગુરુઓ સાથેના સંવાદો પણ અહી નોંધાયા છે તેમા તેમના પ્રત્યે સંપૂર્ણ માનની દૃષ્ટિએ જોતા છતા તેમની ધર્માંતરની પ્રવૃત્તિને તેઓએ સખ્તમા સખ્ત શબ્દોમા વખોડી કાઢી છે મહમદ પયગમ્બર માટે તેઓ કહે છે કે તેમણે મનુષ્યનો ડર છોડયો હતો માત્ર ખુદાનો ડર કેળવ્યો હતો અને એમને લોક માટે પાર વગરની રહેમ હતી

## સર્વોદય

ગાધીજીના ધર્મ વિચારના નાવીન્યને ત્રણ શબ્દોમા સમજાવવામા આવેલ છે સત્યાગ્રહ, અનાસક્તિયોગ અને સર્વોદય મૂળ રસ્કિનના "અન્ટુ ધીસ લાસ્ટ" પરથી ગાધીજીએ સર્વોદયની વાત આ રીત તારવેલી છે

(૧) બધાના ભલામા આપણુ ભલુ રહેલુ છે

(૨) વકીલ તેમજ વાળદ બનેના કામની કીમત એક સરખી હોવી જોઈએ કેમકે આજીવિકાનો હક્ક બધાને એક સરખો છે

(૩) સાદુ મજૂરીનું ખેડૂતનુ જીવન ખરુ જીવન છે આ સંદર્ભમા ગાધીજીના અતિપ્રખ્યાત બાર વ્રતોનું પણ સ્મરણ કરી લઈએ દરેક વ્રત ઉપર મગન પ્રભાત"મા ગાધીજીએ સરસ ચિન્તન રજૂ કર્યું છે

"સત્ય અહિંસા ચોરી ન કરવી વણજોતુ નવ સઘરવુ બ્રહ્મચર્ય ને જાત મહેનત કાંઈ અડ ના અભડાવુ અભય સ્વદેશી સ્પર્શત્યાગ ને સર્વ ધર્મ સરખા ગણવા આ અગિયાર મહાવ્રત સમજી નમ્રપણે દૃઢ આચરવા"

સર્વોદયી સમાજમા ધન એકજ સ્થળે અને એકજ વર્ગમા એકત્ર નહિ થાય એની શકય તેટલી સમાન વહેચણી થશે આ ઉપરથી આધ્યેય શ્રી વિનોબાજીના ભૂદાન ગ્રામદાન શાતિસેના વગેરેનુ વટવૃક્ષ આપણે જોઈએ છીએ,

## સ્ત્રીધર્મ

તેઓ કહે છે કે સ્ત્રીઓએ પોતે જ પોતાનું રક્ષણ કરવાની તાકાત કેળવવી પડશે સ્ત્રીઓમા લોકક્ષયકારી શક્તિ હશે પણ લોકહિતકારી શક્તિ સૂતેલી પડી છે એ પ્રત્યે એમણે જાગૃત થવુ જોઈએ પડશે. સદાયે પ્રેરણારૂપ નીવડે એવો ગાધીજીનો બુલદ અવાજ પોતાનો ઉદ્ધાર કરવા મથતા નારીજગતે હમેશા ધ્યાનમા રાખવો પડશે

'રામે સીતાના કે પાંચ પાંડવોએ દ્રૌપદીના શીલની રક્ષા નહોતી કરી એ બંને સતીઓએ કેવળ પોતાના ચારિત્રના બળે જ પોતાની રક્ષા કરેલી"

(વ્યાપક ધર્મભાવના ૨૭૫)

અત્યાચાર દુષ્ટોને હાથે ફસાયેલ નારીઓને સમાજમા સ્થાન ન આપવાના વિચારને તેઓ સાખી શકતા નથી

## સંસ્થાઓ

આપણી સંસ્થાઓ વિષેનું તેમનું નિરીક્ષણ આજના સંદર્ભમા પણ એટલુ જ સાચુ છે. આપણી બધી સંસ્થામા આપણે વણિક વૃત્તિ વિશેષ જોઈએ છીએ પણ એમા ક્ષત્રિય (સાહસિક) વૃત્તિ બ્રાહ્મણ (દીર્ઘદૃષ્ટિ) વૃત્તિ અને મુખ્યત્વે કરીને શુદ્ર (સેવા) વૃત્તિને પ્રધાનપદ આપવાની આવશ્યકતા છે

## પ્રકીર્ણ વિચારો

કેટલાક છૂટાછવાયા વિચારો સદાકાળ માર્ગદર્શક થઈ પડે તેમ છે

સામા પક્ષને ન્યાય આપીને આપણે ન્યાય વહેલો મળવીએ છીએ"

(આત્મકથા ૨૨૭)

'આપ્ત વાકયની અધપૂજા તે મનની નબળાઈનું ચિહ્ન છે"

(ધર્મમથન ૧૨૭)

'સાધનબળની હુ અવગણના નથી કરતો, તેનુ સ્થાન છે પણ તેના ગર્ભમાં આત્મબળ હોય ત્યારે જ"

(ધર્મમથન ૩૮૫)

'એકાગ્ર થવાનો સારામાં સારો ઉપાય જે કામ કરવુ તેમા તન્મય થવુ અને તે સરસ કરવાનો પ્રયત્ન

કરતાં તેમાં તન્મય થવાય છે" (ધર્મમંથન ૪૧૨)

"માણસ માણસને પોતાથી નીચો સમજે એ મને નામર્દાઈની નિશાની લાગે છે"

(ગાંધીજી ધર્મભાવના ૧૪)

## સમાપન

કાકાસાહેબ કાલેલકર યોગ્ય રીતે નોંધે છે કે ગાંધીજીના ધર્મ વિચારનો ફેલાવો પ્રવચન કે લેખનથી થયો એના કરતા એમના અને આશ્રમવાસીઓના પ્રત્યક્ષ જીવનથી વિશેષ થયો.

અન્યથા અસ્પૃશ્યતા નિવારણ, ગ્રામસુધાર, સર્વધર્મસમભાવ વગેરે સુધારાઓ સમાજમાં દાખલ કરવા અઘરા થઈ પડત. એટલે મારું જીવન એ મારો સંદેશ એ તેમની બાબતમાં સંપૂર્ણતયા સત્ય છે. આ મહાત્માના જીવનને પદે પદે માનવતાની સુગંધ ફોરી રહી છે. પોતાનો જન્મદિવસ ઉજવવાનો પ્રસંગ હોય તો એને રેંટિયાબારશમાં ફેરવી દઈને એમાથી લોકોપયોગી લાભ તેઓ તારવે છે. ભારતના એમના રાજનૈતિક કાર્યના આરંભમાં દક્ષિણ આફ્રિકાના વિજય બદલ માનપત્રો અપાવા માંડયા તો એમાં તેમણે પોતાના વખાણને બદલે પ્રજાના દુઃખો જાગવા આતુરતા બતાવી. આમ માનપત્ર જેવા રૂઢ સાધનને વિશિષ્ટ વાહન બનાવ્યું. આવા પૂર્ણ અર્થમાં જીવત માનવીના ધર્મવિચારને જગતે પ્રગતિ કરવી હશે તો આજે નહિ તો ગમે તે સમયે સાંભળ્યા વગર છૂટકો નથી.

*

## શાંતિતેજ ઘડનારો

તું શાંતિતેજ ઘડનારો,
તું સતનો મેરુ ચડનારો, તું શાંતિતેજ ઘડનારો.

પ્રેમ પદારથ તારે સ્પર્શે, અદકો પાવક થાતો,
કૃષ્ણ, બુદ્ધ, ઈસુ, મહમદ સહુનો, સાદ તું-મા પડઘાતો,
દુશ્મન સાથે સ્નેહ નિભાવી અનાસક્ત, લડનારો,
તું સતનો મેરુ ચડનારો, તું શાંતિતેજ ઘડનારો

કલ્પનમાં ન ઝિલાય, ઊર્મિના પાત્ર વિષે ન સમાતો,
દીનબંધુ, તારી સેવાનો પાર કશો ન પમાતો,
ધરમકરમને જોગવનારો અન્ય ન સાપડનારો,
તું સતનો મેરુ ચડનારો, તું શાંતિતેજ ઘડનારો.

માટીમાથી તેં સરજ્યા માનવ જીવનરસથી ભર્યા ભર્યા,
આદર્શો તારા આચરણે ધન્ય ધન્ય થાતા ઊતર્યા,
આમી [illegible] ભય સામે તું એક જ આથડનારો,
તું સતનો મેરુ ચડનારો. તું શાંતિતેજ ઘડનારો.

—રામપ્રસાદ દવે

# શ્રદ્ધેય જીવનની ઝાંખી

(ધૂમકેતુના જીવન સંસ્મરણો)

દક્ષિણકુમાર જોશી

બાપુના સાહિત્ય સર્જનનું મૂલ્યાકન કરનારો અનાધિકારી હું કાળિદાસે કહ્યુ છે તેમ તિતીર્ષુ દુસ્તરમ્ મોહાત્ उडुपेनास्मि सागरम् ॥ બાપુના વીતી ગયેલા જીવન પ્રત્યે મોહને વશ થઈને, હેડકુ લઈને ગુજરાતી–સાહિત્ય–સમુદ્રમા–મહાસાગરમા સફર કરવા નીકળેલો, મારી અણઘડ રીતે એક વાત નોંધ્યા વગર રહી શકતો નથી.

એ વાતનો ઉલ્લેખ કરુ છુ ત્યારે હમણા જ શારદાગ્રામમા સાહિત્ય પરિષદે જ્ઞાનસત્ર યોજેલો ત્યારનો પરિસવાદ "સાહિત્યમા પરપરા અને પ્રયોગ શીલતા"નુ થોડુક ભાથુ મારા કથન માટેની થોડીક પશ્ચાદ્‌ભૂમિ આપે છે એ પરિસવાદમા આપણા આજન્મ હાસ્ય લેખક શ્રી જ્યોતીન્દ્રભાઈએ રમુજમા કઈક આ મતલબનુ કહેલુ 'પાણી એ પરપરા છે જ્યારે નળ એ પ્રયોગ છે સાહિત્ય સર્જનમા પણ એવુ છે પાણી એ પ્રથમ વસ્તુ છે પાણી હોય તો જ નળની આખી પાઈપ લાઈનનો પાણી માટે ઉપયોગ થઈ શકે પહેલા પાણી કે પહેલા નળ એ જેમ વિચારવા જેવી વાત છે તેવુ જ મને આ પરિસવાદમા વિધાન કરવાનુ મન થઈ આવે છે"

મને તો આ વાત થોડીક લબાવીને આ રીતે રજૂ કરવાનુ મન થઈ આવેલુ જે સ્થગે જ્ઞાનસત્ર યોજાએલુ તે જગલમા મગળ કરતું સુરમ્ય એક કલાકારને સુદર સ્વપ્ન આવ્યું હોય અને મૂર્તિરૂપે કડારાઈ ગયું હોય તેવુ સ્થળ જ પરપરા અને પ્રયોગશીલતા વચ્ચેની કોઈક સોનેરી કડી જેવુ લાગેલુ Rural Universityનો આદર્શ શારદાગ્રામના વિધાયક શ્રી જીવનપુત્રાની દીર્ઘદૃષ્ટિમા મૂર્તિમન્ત થયેલો હોય તેવુ લાગેલુ જેમ કોઈ પણ પ્રવૃત્તિના પાયામા વણાએની મૂળ દૃષ્ટિ ઉપર જ આખી ઈમારતનો આધાર છે તેમ સાહિત્યની પરપરા–ઝવાણામા હોય તો હોજમા આવે એ રીતે સર્જકની દૃષ્ટિ ઉપર જ એના સર્જનનો આધાર રહેવાનો વ્યક્તિની પોતાની પ્રતિભા ઉપર જ બધો આધાર છે

શ્રી ગુલાબદાસ બ્રોકરે ટૂકી વાર્તાના નવા પ્રયોગોનો દાખલો આપીને કહેલુ તેમ "પાત્ર નહી વિષય નહી, વાર્તાનુ કોઈ કલેવર નહી, આદિ નહી અત નહી, પ્રતિક્રા પણ સમજવા મુશ્કેલ પડે તેવા, એમા જો ટૂકી વાર્તાનુ નવુ સ્વરૂપ સર્જાવાનુ હશે તો તેમા વાચનારની ધીરજની કસોટીની આકરી પરીક્ષા થવાનો સભવ છે છેવટ તો સાહિત્યનો દરેક પ્રકાર એના વાચનાર વર્ગ ઉપર જ આધાર રાખીને ટકવાનો છે જો નવા પ્રયોગોમા આવી જ ઘટના બનવાની હશે તો ધૂમકેતુ જેવા ટૂકી વાર્તાના કળા સર્જક હજુ ઘણો જ લાબો સમય સુધી લોક ચાહનાના જોરે ટકી રહેશે એમા શકા નથી"

શ્રી ઉમાશકર જોશીએ પરિસવાદની સમાપ્તિ કરતા કહેલુ, તે કાઇક આ મતલબનુ હતુ "પ્રેમાનદ અને અખા જેવા આપણા કવિઓ આ ભૂમિની જ ફોરમ જેવા ગણી શકાય એમને પોતીકી જીવન દૃષ્ટિ વરેલી, એમા જીવન–પ્રતિભાના રગો ભળે છે અને જે કવિતાની સૃષ્ટિ રચાય છે તે હજુ દીર્ઘકાળ સુધી આપણા સહુના માનની અધિકારી બની રહેશે સાહિત્યમા પ્રયોગશીલતા જોડે પ્રતિભા–લેખકના પોતીકી જીવનદૃષ્ટિ–આર્ષદૃષ્ટિ નહી હોય તો એનુ સર્જન ચિરજીવ નહી બની શકે કાળક્રમે ઘસાઈ જશે એટલુ જ નહિ પણ લોક ચાહનાનું અધિકારી નહી બની શકે

ટૂકી વાર્તાનો દાખલો આપતા કહેલુ, 'ધૂમકેતુ જેવા સર્જકને પશ્ચિમની ઢબનું ટૂકી વાર્તાનુ કાઠુ મળી આવે છે, પરપરા એ એના લોહીનો વારસાગત ગુણ હોય છે પરતુ એને લોકપ્રિય બનાવવા માટે લેખકની પોતાની પ્રતિભા જ કામ કરી જાય છે એવા સર્જકને પ્રયોગશીલ કહેવા હોય તો

વાંચો નથી એમનો ટૂંકી વાર્તાનો પ્રકાર કાળક્રમે ટકી રહેવાના એ ધાણુ વરતાઇ આવે છે, જેણે પ્રયોગશીલતા અને પરંપરાનો સેતુ સધાય તેમ એ ક્ષેત્ર થઈ રહેલા નવા પ્રકારો કેટલીક લેકચાહના મેળવી શકશે એ તો ભવિષ્ય જ કહી શકે, લોકરુચિના આધારે જ સાહિત્યનો પ્રકાર પ્રજા જીવનમા કાયમ માટેનું સ્થાન મેળવી શકે એ એક હકિકત ગણાવી જોઇએ નવા પ્રયોગોને લોકહૃદયમા સ્થાન મળશે તો જ ટકી જશે નવા પ્રયોગોને ચિરંજીવ સ્વરૂપે ટકાવવા લેખકની પોતાની પ્રતિભા જોઈશે જ

આ વાતના સંદર્ભમા હમણા જ ઉર્દૂ વાર્તાકારોના લેખકમિલનમા પણ ટૂંકી વાર્તા ક્ષેત્રે પ્રેમચંદજી જેવાનું પ્રદાન, હજુ વર્ષો સુધી હિંદી–ઉર્દૂ વાર્તાકારો માટેનુ પ્રેરણાબળ બની રહેશે તે મતલબનુ વિધાન થયેલુ ટૂંકી વાર્તાના નવા પ્રયાગો, કાઇક શકાની દૃષ્ટિએ હિંદી વાર્તાકારો પણ નીરખી રહ્યા હોય તેવુ લાગે છે પ્રેમચંદજી એ દૃષ્ટિએ પોતાનુ આગવુ સ્થાન ટકાવી શકવાનું સામર્થ્ય–પોતાની અંતર્ગત પ્રતિભાના જોરે–ધરવે છે આવા કલમના સિપાહીઓ જ કલમના કસબી બની શકે છે તેનુ કારણ એમને વરેલી આંતર દૃષ્ટિ, જીવનને સમગ્ર રીતે મૂલવી જોવાની એક જાતની તમન્ના એમના સર્જન કાર્યને ઊંચુ સ્થાન આપી શકે છે બાપુના સાહિત્ય સર્જન માટેની મારી આ દૃષ્ટિ છે

ગુજરાતી નવલિકા સાહિત્ય સતત પ્રગતિશીલ રહે અને નવલિકા ક્ષેત્રે નવા પ્રસ્થાનો ઉજાગે એવી બાપુના હૃદયની ઝંખના આ શબ્દોમા વ્યકત થાય છે "આપણે ત્યા ઘણા આશાસ્પદ અને જીવંત નવલિકાકારો આવી રહ્યા છે એમને માટે પણ નવોદિત અને લબ્ધપ્રતિષ્ઠ–ને એવા એવા કૃત્રિમ વિભાગો ઊભા કરીને આપણે વાતાવરણ બગાડીએ નહિ આહી બધા જ નવલિકાકારો છે કોઈ લબ્ધપ્રતિષ્ઠ નથી કોઇ નવોદિત નથી બધા યથા શક્તિ એની કલા વિકસાવવાનો પ્રયત્ન કરી રહ્યા છે એમા કોઇ વધારે સફળ હશે કોઇ ઓછા સફળ હશે, કોઇ કેવળ વિવેચક મિત્રોમા જ રહ્યા હશે

પણ આવી સાચા દિલની હવા આપણા સાહિત્યને વધુ સમૃદ્ધ કરશે તે તરફ સૌ સાહિત્યક ભાઇઓનુ ધ્યાન રહે, બધા જ ગુજરાતી સાહિત્ય વિકસાવવા પ્રયત્નશીલ રહે–યથા શક્તિ યથા મતિ"

'હુ તો છક્ક જ થઈ ગયો !" ઘણી વખત સાંજે અમારા ઘેર કુટુંબ મેળો જામતો હતો, તે સમયે એક દિવસ બાપુ આ રીતે કહી રહ્યા હતા.

તે દિવસે બપોરે અમારે ત્યા રશિયન એલચી ખાતાના એક સદ્‌ગૃહસ્થ બાપુને રશિયાની મુલાકાતનું આગ્રહભર્યું આમંત્રણ આપવા આવ્યા હતા છેલ્લા બે વર્ષથી બાપુએ એમના સ્વભાવ પ્રમાણે એ આમંત્રણ પાછુ ઠેલ્ય રાખ્યું હતુ રશિયન એલચી ખાતાના સદ્‌ગૃહસ્થે બાપુ વિષે, બાપુના સાહિત્ય વિષે, ટૂંકી વાર્તાઓ વિષે, આત્મકથાના પુસ્તકો જીવનપંથ–જીવનરંગ સંબંધી જે માહિતી હોવાની વાતો બાપુને કરેલી ત્યારે એક પરદેશી આટલો બધો રસ ધરાવે છે તે જાણીને બાપુ હરખાયેલા બાપુના આત્મકથાના પુસ્તકો સંબંધી રશિયન ગૃહસ્થે વાત કરતા કહેલુ 'તમે પણ બાલ–જીવનમા પ્યુપિલ ટીચર હતા તમારા જીવનના જે અનુભવો, જે ભૂમિકામા તમે સાહિત્યદર્શન પામ્યા એ સઘળી મા–ભોમની વાતો જાણે એક નવલકથા વાચતા હોઇએ તેટલો આનંદ આપી જાય છે તમે ટૂંકી વાર્તાઓમા નામ કાઢ્યું, પછી પશ્ચિમના કયા સાહિત્યકારની–અમારા રશિયાના ચેખોવની, ગોર્કીની, યુરોપના મોપાસા, બાલ્ઝાકની કોની વિશેષ અસર તમારી વાર્તાઓ ઉપર થયેલી એ ચર્ચા ગુજરાતના વિવેચકોએ ઘણો લાંબો સમય ચલાવેલી પણ હવે તમારા આત્મકથાના પુસ્તકો પ્રગટ થતા સહુને ખાત્રી થઇ હશે કે ટૂંકી વાર્તાના ઘડતરનું કાંઇ જ તમે પશ્ચિમના સાહિત્ય સંસર્ગથી મેળવી શકયા એ ખરૂં, પરંતુ એ બધી વાર્તાઓ તમારુ સ્વતંત્ર સર્જન છે એ વિષે હવે શંકાને સ્થાન નહી રહે તમારી અંગ્રેજીમા અનુવાદ પામેલી 'The Letter" જગતની ટૂંકી વાર્તાઓની ઉત્તમ કૃતિમાની એક તરીકે ગણના પામી છે તે ગુજરાતને ગર્વ

•લેવા જેવી હકીકત ગણાવી જોઇએ. તમારી વધુ વાર્તાઓનો કોઇ ભાષાપ્રેમી સુંદર અનુવાદ કરે તો એમા ગુજરાતની વાર્તાકલાને યશ કલગી મળી જાય. અત્યારે તો તમારી નવલકથાઓ મેદાન મારી જાય છે." લગભગ એક કલાકની મુક્ત બેઠક પછી વિદાય વેળાએ રશિયન ભાઇએ કહેલું : "હવે કોણ કહેશે કે તમે અતડા છો! અતડાપણુ એ સાહિત્ય કારની એક મનોદશા છે. અતડાપણું અને અક્કડ રહેવું એ બે જુદી વાત છે. તમારા જેવો કોઇ પણ સાહિત્ય સર્જક, જે સતત પોતાની લેખન પ્રવૃતિમા રાચતો હોય તેના સ્વભાવની આ અનિવાર્ય ખાસિયત જ ગણાય તમારા પરિચયમા આવનાર હરકોઇને ખાત્રી થાય તેમ આજે મને પણ "અતડાપણા નીચે ઢકાયેલો સાહિત્ય પ્રેમી, પ્રેમાળ, માનવી દેખાયો' તમારો સ્નેહાળ સ્વભાવ તથા તમારા જીવનની હૂફ પામવા માટે થોડુંક બહારનું પડ ભેદવુ પડે."

તે દિવસથી અમારા ઘરના ખૂણે પરદેશી એલચીખાતાના સદ્‌ગૃહસ્થે આપણા પ્રજા જીવન વિષે વાત કરેલી, તે કંઇક અંશે હમણા એક સાહિત્ય સમારંભમાં આપણા રાજપાલશ્રીએ વાત કરેલી તેને મળતી આવે છે :

તે દિવસે રશિયન ભાઇએ કહેલુ, તમારુ આજનું ભારતનું જીવન વધારે પડતુ રાજકારણી બનતું જાય છે. તમારે જ્યારે સ્વતંત્ર થવાનુ હતુ ત્યારે આ જાતની રાજકીય જાગૃતિ તમારા માટે જરૂરી હતી. પરંતુ આજે સ્વાતંત્ર્ય પ્રાપ્ત કર્યા પછી પ્રજાના જીવનમા સંસ્કારનું લોકજીવનનુ, લોકઘડતર માટે સાહિત્ય જેવા અમારે ત્યા અનિવાર્ય ગણાય તેવા મહાન પ્રેરક બળનો આજે કોઈ તમારા દેશમા વિચાર કરતું નથી તેવુ ઘણી વાર લાગે છે, બહુ બહુ તો તમારે ત્યા સાહિત્યની–સાહિત્યકારની કિંમત બે પડની વચ્ચે દબાયેલા "સેન્ડવીચ" જેવી કોઇક વાર ગણાય છે

જ્યારે આવી પરિસ્થિતિ હોય ત્યારે તમારા જેવા સાહિત્યનિષ્ઠ, એકલ વિહારમા જ રાચીને પોતાની સર્જકવૃત્તિને વળગી રહે તે એક રીતે ઘણું સારું છે, એના સાહિત્ય માટે એ જરૂરી પણ છે એ એનું જરૂરી બળ છે."

બાપુના સક્રિય લેખક જીવનનો વિચાર કરીએ છીએ ત્યારે એકલપંથી જીવનમા કેટલા બધા પ્રમાણમા નિખાલસતા, નિર્ભીકપણું અને નીડરતા ભારોભાર વ્યાપ્ત થઈ ગયેલા તે યાદ આવે છે.

એમના સમકાલીન ગણાય તેવા વિશ્વનાથ ભટ્ટનું હમણા અવસાન થયુ. જાણે એ જગજાનનું–પાણીજ જુદુ હોય તેમ-વિશ્વનાથભાઇ પણ બાપુ જેવા જ ગુણો ધરાવતા. ગુજરાતના એ કોઇ વિવેચક, જીવન ચરિત્રકાર, વિદ્વાન સાહિત્યકારે બાપુના અવસાન પછી જે લાંબો અંજલિ પત્ર મને લખેલો તેમાં એક પણ ભૂલ વગર,–અનુસ્વાર, હ્રસ્વ, દીર્ઘ, કાના કે માત્રની શોધી પણ ન જડે એવી ભૂલ વગર–જે પત્ર મળેલો તેમા પણ એ વિદ્વાન પુરુષની સન્નિષ્ઠાના મને દર્શન થાય છે. એમાથી થોડોક જ ભાગ અહી ટાંકુ છુ જેમા બાપુ વિષેનું જીવનદર્શન જોવા મળે છે– સાથે સાથે સ્વ વિશ્વનાથભાઇને પણ સમજવા માટે, એ કૃતિનિષ્ઠ વિવેચક હતા, નહી કે કર્તા નિષ્ઠ એટલે જ સાચા અર્થમા નિર્ભીક નિખાલસ, અને નીડર એવા સાહિત્યના ચોકિયાત ગણાવી શકાય. બાપુના જીવનની એવાતો યાદ કરું છુ, ત્યારે સ્વ. વિશ્વનાથભાઇને મારી અંજલિ આપુ છુ.

" સૌથી અલગ રહીને પોતાની રીતે પોતાનુ સર્જન કાર્ય કર્યા કરતા હતા પરિણામે ગુજરાતી સાહિત્યમા એ અગ્ર નામના મુકી ગયા છે નવલિકાકાર તરીકે તો આપણા સાહિત્યમા એ અનન્ય છે. તણખા મંડળ પહેલાના પ્રકાશનની સાથે જ એ પ્રતિષ્ઠિત બની ચૂકયા હતા. પણ જરાક પ્રતિષ્ઠા મળે કે તરત સામો પક્ષ પણ ઊભો થાય એવો આપણે ત્યા નિયમ છે એ નિયમ પ્રમાણે પ્રારંભના દિવસોમા એમને ઠીક ઠીક વિરોધ ને ટીકાનો સામનો કરવો પડયો હતો. એ દિવસોમા જેમણે એમની વાર્તાઓની ઉછળી ઉછળીને ટીકા નિંદા કરેલા એ સૌ આજે એમને લળી લળીને નમન કરી રહ્યા છે, એ જ એમની શક્તિનો અચૂક પુરાવો છે

નવલિકા ઉપરાંત નવનકથામાં પણ એમણે બહુ જ મોટી સેવા કરી છે ગુજરાતના મધ્યકાલીન ઇતિહાસને એમણે સામાન્ય વાચનાર સમક્ષ આકર્ષક વાર્તામાળારૂપે રમતો કરી મૂક્યો છે એ એમની સેવા ચિરસ્મરણીય રહેશે એ ઉપરાંત ચરિત્ર, આત્મકથા, નિબંધ પ્રવાસ આદિ ક્ષેત્રોમાં એમની સેવા જેવી તેવી નથી." નિખાલસતા એ જાણે વિશ્વનાથભાઇનો લોહીનો ગુણ હોય તેમ મને કાઇક મોડો—બાપુના અવસાન પછી ચારેક દિવસ મોડો—પત્ર લખેલો તેની વાત પણ નોંધવા જેવી છે.

"કોઇક જાતની ગેરસમજ કયાંક થઈ જાય એવી દહેશતને લીધે આજ સુધી તમને પત્ર લખી શકયો નહોતો પણ તમે મને આજે પત્ર લખીને તમારી મારા પ્રત્યેની આત્મીયતા બતાવી એટલે મારો સંકોચ દૂર થયો.' અદાલતનો વડા વિદ્વાન ન્યાયમૂર્તિ જેવા વાદવિવાદનો અંત લાવતુ, પોતાનો શબ્દ એ છેલ્લો શબ્દ જ છે, હવે કોઇ ચર્ચાને અવકાશ રહેતો જ નથી, તેવુ વિશ્વનાથભાઇએ પાત્રીસેક વર્ષ પહેલાં બાપુની વાર્તાઓ વિષે કહેલું." ગમે તેટલા દોષો દર્શાવીએ, ગમે તેટલી મર્યાદાઓ આપીએ પણ એકદર તો સખ્યા હ્યો, વિવિધતા હ્યો, સર્જનના વેગ અને સાતત્ય હ્યો, નવલિકાકળાનું કૌશલ્ય હ્યો કે એ નવલિકા દ્વારા વ્યકત થતુ માનસ હ્યો, એ સકલ ધોરણે 'ધૂમકેતુ' ગુજરાતનો અગ્રિમ નવલિકાકાર છે એ વિવાદાતીત વાત છે"

એમના વિવેચનનું સમતોલપણું એમણે જીવનમાં જે નિર્ભય, નિખાલસતા અને નર્મદના જેવી જીવનમાં નીડરતા કેળવેલી તેને આભારી હતા. એમના જીવનમાં જે અલગારીપણું વ્યાપ્ત હતુ તે આ ગુણોને જ આભારી હતુ પોતાના મતવ્યો માટેની અપાર શ્રદ્ધા તેમને કોઈ પણ વિધાનોમાંથી ચલિત ન કરી શકે એટલી પ્રબળ હતી. આવા મનુષ્યો ફરીથી આપણને કયારે મળી આવશે? શ્રદ્ધેય જીવનના ઉચ્ચ શિખરો જેવા અણનમ, ટેકીલા, અજેય!

*

## પ્રભુ પ્રેમ!

પ્રભુ! તુ છે કયાં?
જો હોય તો ઉત્તર દે આટલો:
'તુ સર્વજ્ઞ છો
કે પછી સર્વત્ર છો?'

આભ અંધુ કરી,
નજર નીચે કરી,
ઈશ્વરે ભક્તને કહી દીધું
'ભક્ત, હું બંને છું.'

પણ ભકત ભોળો પડ્યો
રોષથી આખ્યુ
'એમાંથી મને એક જ કહે,
આ અટપટી
શબ્દ-વ્યૂહ રચના તણી
ચાવી ભરવી છે મારે!

— ભૂપેન્દ્ર મો૦ દવે

(૧) સાહિત્ય-વિવેક

(શ્રી. અનંતરાય રાવળ
પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન અમદાવાદ
પૃષ્ઠ ૨૬૨,
કિંમત રૂ ૫

ગુજરાતી સાહિત્યમા જેમ નવલકથા, નવલિકા અને કવિતાના ક્ષેત્રે નવનવોન્મેષશાળી પ્રતિભાઓએ નવા પ્રસ્થાનો આરંભ્યા છે તેમા વિવેચન પણ બાકાત રહ્યુ નથી આજે વિવેચન સમૃદ્ધ બનતુ જાય છે અને વાચકની રુચિ તેના તરફ સવિશેષ ઢળી રહી છે સ્વસ્થ, પીઢ અને રોચક શૈલીથી રચનાત્મક વિવેચન આપી જનારાઓમા, કમનશીબે શ્રી વિશ્વનાથ ભટ્ટે વિદાય લીધી છે તેથી શેષ પ્રતિભાઓમા રામપ્રસાદ, વિજયરાય, વિષ્ણુપ્રસાદની સાથે શ્રી અનંતરાય રાવળને મૂકી શકાય

રાવળ સાહેબના વિવેચનને લગતા ડઝનેક પુસ્તકોમાનુ એક 'સાહિત્ય વિવેક' બીજી આવૃત્તિ ભાગે છે તે શુભ ચિહ્ન ગણાવુ જોઇએ પ્રથમ ૧૯૫૮ મા બહાર પડ્યું સાહિત્યના અભ્યાસીને અહી સત્ત્વશીલ છતા વિવિધતાભરી સામગ્રી મળી રહે છે પ્રેમાનંદનું નળાખ્યાન, રાઇનો પર્વત ન્હાનાલાલની કાવ્ય ભાવના, ગોવર્ધન યુગનુ ગદ્ય, ભદ્રંભદ્રથી પાન સોપારી, સ્નેહરશ્મિનુ 'પનઘટ', કલાપી અને તેની કેકા, સ્નેહ મુદ્રા ઉપરાત ન્હાનાલાલના અવસાન પછી પ્રગટ થતુ નાટક 'અમરવેલ' અને શરદબાબુની અનુદિત 'અલકા'—આટલા વિષયો ઉપર પાંડિત્ય ભરપૂર વિવેચના મળી રહે છે પ્રાધ્યાપક હોવાથી તેમના વિશાળ વાચનના દોહનરૂપ આ વિવેચના ચિરંજીવ તત્ત્વોથી સભર બની છે, અને વાચકને સાહિત્યના ઊડાણમા સરળતાથી સહેલ કરાવે છે ખંડનાત્મક બન્યા સિવાય સ્પષ્ટ વક્તા બનવાની કળા તેમણે સાધ્ય કરી છે

શિ

(૨) વિદ્યાર્થી વાચનમાળા

સંપાદક શ્રી જયભિખ્ખુ,
શ્રેણી બીજી,
પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન,
અમદાવાદ

વીશ પુસ્તિકાઓની એક એવી દસ શ્રેણી ગૂર્જરે બહાર પાડી છે દરેક પુસ્તિકા લગભગ ૨૪ પાના રોકે છે અને મોટા ટાઇપમા છાપેલી હોવાથી બાળકો અને વિદ્યાર્થીઓને સુવાચ્ય બને છે આપણા દેશમા થઇ ગયેલ દરેક ક્ષેત્રની વિભૂતિઓનો પરિચય અને તેમના જીવનના મુખ્ય પ્રસંગોને રોચક શૈલીમા બાળકો માણી શકે તે રીતે આપ્યા છે બીજી શ્રેણીમા આવતા પાત્રો આ પ્રમાણે છે આદ્યકવિ વાલ્મીકિ, મુનિરાજ અગસ્ત્ય શકુન્તલા, દાનેશ્વરી કર્ણ, મહારથી અર્જુન, વીર અભિમન્યુ, સત્યવાદી હરિશ્ચંદ્ર ભક્ત પ્રહ્લાદ પિતૃભક્ત શ્રવણ ચેહેલો, મહાત્મા તુલસીદાસ, ગોપીચંદ, સતી પદ્મિની રામકૃષ્ણ પરમહંસ સ્વામી વિવેકાનંદ, સ્વામી રામતીર્થ, શ્રીમદ્ રાજચંદ્ર, મદનમોહન માલવીય સરદાર વલ્લભભાઇ, સરોજીની નાયડુ ઇત્યાદિ

શ્રી જયભિખ્ખુ સંપાદિત આ લેખમાળા અત્યંત જરૂરી અને દરેક શાળામા, ગામડામા, ગ્રંથાલયમા તેમજ ઘરમા વસાવવા યોગ્ય છે બાળકોનુ ઘડતર તંદુરસ્ત બને તેમનામા ચારિત્ર્યના ઉચ્ચ બીજ રોપાય, અને તેઓ દેશના જવાબદાર નાગરિકો બનતા શીખે તેના પાયામા આવી વાચનમાળાઓ અતિ આવશ્યક છે દસ શ્રેણીના મળીને ફક્ત ચોપન રૂપિયામા બસો પુસ્તિકાઓ ઉપલબ્ધ થાય છે આવુ સસ્તુ વાચન પૂરૂ પાડવા બદલ ગૂર્જરને અને ઊગતી પ્રજાને સંસ્કાર સંપન્ન બનાવવાનુ બીડુ ઝડપવા માટે શ્રી જયભિખ્ખુને ધન્યવાદ

## (૩) પિતાની શીખ

લેખક શ્રી ગણેશ વાસુદેવ મ વળ કર
સન્નિષ્ઠ પ્રકાશન, અમદાવાદ
પૃષ્ઠ ૨૬, મૂલ્ય ૦ ૭૫

વિદ્યાભ્યાસ માટે વિદેશ જતા પુત્રને સ્વ માવળકરદાદાએ લખેલા પત્રનું પુસ્તિકારૂપે આ પ્રકાશન છે મૂળ મરાઠીમાથી પુરુષોત્તમ માવળકરે ગુજરાતીમા સુગમ બના યો છે પોતાનો પુત્ર પર દેશ જતો હોય ત્યારે કોઇપણ બાપ શુ શિખામણ આપે? અહી બાપ તરીકે લોકસભાના પ્રથમ સ્પીકર છે ત્યારે તેમના કથિત વનુ મહત્ત્વ ઉપ યોગિતા ધારણ કરે છે તેમણે જે શિખામણો આપી છે તેમાથી કેટલીક વ્યવહારુ અને સામાન્ય છે પણ મોટાભાગની અસામાન્ય અને નવીન છે Week-End કયા ગાળવો કેમ ગાળવો ભોજનમા શાકાહારની પેલેપાર જવુ પડે તો ઈંડા મચ્છીથી આગળ ન જવુ, ધુમ્રપાન કરી શરીર અને પૈસા ન બગાડવા ટાઈપ રાઈટી ગ અને ફોટોગ્રાફી શીખી લેવા સ્વદેશ પાછા ફરતા યુરોપમા કયા કયા જવુ, આગબોટમા કેમ વર્તવ ખાવાપીવામા કેમ સ્પષ્ટતા પ્રથમથી કરવી ઇત્યાદિ અનેક સૂચનો લખ્યા છે પુત્ર પાછો ફરે ત્યારે પાતાની હયાતી કદાચ ન હોય તેનો ઉલેખ કરતા લખ્યું છે "લોકોના અને મિત્રોના પ્રેમની અને આદરની મૂડી પણ રાખી છે હવે તમ , નશીબ અને પુરુષાર્થ છોકરાઓ માટે વધારે પૈસા રાખવા એમને આળસુ બનાવવામા એમા નથી માયા કે નથી ઉપકાર પણ એમના પરની ક્રૂરતા છે એવી મારી પાકી સમજણ થઇ છે કેટલાય કુટબો અઢળક સપત્તિને કારણે નાશ પામ્યાનુ મે વકીલાતની મારી કારકિર્દી દરમ્યાન જોયુ છે" કેટલી વેધક અને સચોટ શિખામણ! અગત બાબતો પણ દાદાસાહેબે હૃદયસ્પર્શી ભાષામા લખી છે મૃત્યુપત્ર અને મિલકતની વહે ચણીનો નિર્દેશ કરી લખ્યું છે

" તમે સહુએ સાથે રહેવુ એવી મારી બહુ ઇચ્છા છે પણ ભેગા રહેવુ એક જ ઘરમા રહેવુ, રસોઇ કરવી એવો અર્થ નહિ ભદ્રમાની આપણી રહેઠાણની હવેલીનો ઉપયોગ આપણા પૈકી કોઈ ત્યા રહેવા માટે હવે કરશે એમ લાગતુ નથી ત્યાથી પ્રગતિની શરૂઆત થઇ એટલે એ વેચવી નહિ પણ જો શાળા, ઇસ્પિતાલ અગર કોઈ સેવાના કાર્ય માટે થાય તો સારુ" તદ્પરાત ગાધીજી, વલ્લભભાઇ, જવાહરલાલ, રાજાજી, રાજેન્દ્રપ્રસાદ સાથેના પત્ર વ્યવહાર અને કાગળોની વ્યવસ્થા વિષે સૂચનો કર્યા છે આ એક ઘણું જ ઉપયોગી પ્રકાશન છે અને જે ઘરમા પુત્ર અભ્યાસ કરતો હોય ત્યા અવશ્ય વસા વવા જેવુ છે આ રીતે આ પુસ્તિકા દ્વારા પુત્રે પિતાનુ તર્પણ કર્યું કહેવાય

## (૪) 'મેઘદૂત'

અનુ શ્રી જયત પડયા
સન્નિષ્ઠ પ્રકાશન અમદાવાદ
પાના ૩૨+૫૩,
મૂલ્ય રૂ ત્રણ

સસ્કૃત ભાષા અને તેમા કાલિદાસની પ્રતિ ભાથી એચ્ચાઇ શ્રી જયત પડયાએ 'મેઘદૂત'નું સમ તે કી ગુજરાતી ભાષાન્તર સરળ શ નાવલિમા કર્યું છે મૂળ પાઠને વફાદાર રહીને, કાલિદાસની કલ્પનાને ગુજરાતીમા ઊતારી છે આ પુસ્તકનુ આગવુ આક ર્ષણ છે શ્રી હેમત દેસાઇ લિખિત પ્રસ્તાવના પ્રણય રસની અમર કૃતિ' તેમણે ૨૬ પાનામા 'મેઘદૂત' વિષે જે ટીકા આપી છે તે વિદ્વતાપૂર્ણ હોઇ આ કાવ્યને સમજવામા સરળતા કરે છે મહાન કૃતિઓ કયારે પણ જીર્ણ થતી નથી યુગેયુગે નવ કલેવર ધારણ કરી જુદી જુદી પેઢી સમક્ષ તે રજૂ થતી જ રહે છે ગુજરાતી સાહિત્યમા એક સુદર કાવ્ય કૃતિનો ઉમેરો

## (૫) વિવર્ત

લેખક શ્રી પિનાકિન્ દવે,
પ્રકાશક ગૂર્જર ગ્રથરત્ન અમદાવાદ
કિમત રૂ ૩ ૨૫

વિશ્વજિત' અને 'અનુબ ધ'ના સર્જક શ્રી પિનાકિન દવે તેમની ત્રીજી લઘુ નવલ વિવર્ત'મા

માનસશાસ્ત્રીય છણાવટના કોયડા સાથે રજૂ થાય છે વિષય નવીન હોવાથી, કથાનો ઉઘાડ ભારે કુતૂહલ પ્રેરક બની રહે છે અને કર્તા ૧૬૦ પાનામાં જ તેની સમાપ્તિ કરે છે કથાના નાયક છે વિનય અને તેને બાળપણથી જ કોઢ હોવાથી, તિરસ્કૃત લઘુગ્રન્થિ ભર્યા વાતાવરણમા મોટો થાય છે પોતે શાન્ત છે, જગતમા અને કુટુમ્બમા બધે તિરસ્કૃત છે માતાના મૃત્યુ પછી પિતા પણ તેના તરફ બેદરકારી રાખે છે, અપરમા અને તેના સતાનોમા અળખામણો છે અવા પ્રસગે તેને પજવે છે ગામલનો તેનો એક મિત્ર મોહન વૈદ્યની દવાથી તેના કોઢના ડાઘ દૂર કરે છે જીવનની એકલતામા યૌવનને ઉબરે પહોચતા તે લપસણે પથે જઈ ચડે છે અને નગરવધુ જેવી ફરીદા અને રૂપકુમારીના ફદામા ફસાય છે અચાનક નિશી નામની કોઢના ડાઘવાળી એક નમ્ર યુવતી તેને મળી જાય છે અને તેના તરફ સહાનુભૂતિ જાગતા તેનો પરિચય કેળવી તેનો કોઢ મટાડવા પોતાના જેવો જ પ્રયોગ કરવા, મોહનને ગામડે લઈ જાય છે ઉપકારવશ નિશીમા તેના તરફ પ્રેમ જાગે છે બન્ને પરણી જાય છે થોડાક દામ્પત્ય જીવન બાદ વિનયને ફરીથી કોઢના કુડાળા નીકળે છે અને તે દવાથી મટતા નથી નિશી સમક્ષ પણ પોતે આ સ્થિતિમા ઉપસ્થિત રહેવામા શરમ અનુભવે છે અચાનક એક દિવસ બેહાલ હાલતમા ફરીદા તેને મળે છે અને કોઢના ડાઘવાળુ બાળક બતાવી કહે છે કે વિનય તેનો પિતા છે। નિશી પણ સગર્ભા હોય છે અને ભવિષ્યનુ બાળક કોઢ લઈને અવતરે તેના કરતા જન્મ પહેલા જ તેને ગર્ભપાત કરાવવા નિશીને સમજાવે છે પણ તે માનતી નથી વિનય તરફ તેના જન્મનાર બાળક તરફ નિશીનો ... હોય છે તેનો મન કોઢ ... છે ... ભયકર વટોળિયા જેવી પરિસ્થિતિ સર્જાય છે વિનય માનસિક ઝઝાવાતમા સપડાઈ, ઘર છોડી જાય છે અને દિવસો સુધી આવતો નથી ત્યારે નિશી પણ એક ચિઠ્ઠી મૂકીને ગૃહત્યાગ કરે છે વાર્તાનો ઉઘાડ થાય છે ત્યારે ઘેર પાછો ફરેલો વિનય તે વાચતો હોય છે– મનચક્ષુ સમક્ષ જીવનની કથા ઉખેળાય છે પત્ર વાચી તે ફસડાઈ પડે છે ત્યા કથાનો પડદો પણ પડે છે

કથાની શરૂઆત અને અત નાટકીય બન્યા છે પણ વચ્ચે શિથિલતા આવી જાય છે આધુનિક વાર્તાકારોની પગતમા બેસવા માટે શ્રી દવેએ આ લઘુનવલનુ સર્જન કર્યું લાગે છે અગાઉની બે નવલકથાઓએ તેમની પ્રતિભાને વધુ સારી વાચા આપી છે, એમ આ વાચ્યા પછી લાગે છે

(૬) કૃષ્ણાવતાર ભાગ-૩
શ્રી કનૈયાલાલ મુનશી
પ્રકાશક ગૂર્જર ગ્રથરત્ન અમદાવાદ,
પાના ૬૨૪ કિમ્મત રૂા ૧૨

એક જ વર્ષમા ઉપરાછાપરી ત્રીજા ભાગની બીજી આવૃત્તિ બહાર પડી એ આશ્ચર્ય નથી શુ? પહેલી આવૃત્તિની શાહી પણ સુકાણી નથી! શ્રી મુનશીજીએ લોકહૃદય ઉપર જે પકડ જમાવી છે તેનુ જ્વલત ઉદાહરણ આગળના ભાગો મળતા નથી એટલે મળે છે તે ભાગો ફરી ફરીને ભાગવતકથાની જેમ વાગોળવાને એક જ વિકલ્પ વાચકો સમક્ષ રહે છે વેદવ્યાસને મહાભારત લખવુ હતુ ત્યારે બ્રહ્માજીએ લહિયા તરીકે ગણપતિને મોકલ્યા હતા પછી તો શરત જામી ગણપતિ કહે હુ અટકીશ નહિ–વ્યાસ ભગવાન કહે વિચાર્યા વિના તમારે લખવુ નહિ મહાભારતની કથા આમ પૂરી થઈ 'કૃષ્ણાવતાર'મા મુનશીજી લહિયાની અગવડ તો નથી અનુભવતા ને?

## એક દીવાથી બીજો દીવો પેટાય છે... એક નાનકડી જયોત ઘર આખામાં અજવાળું કરી મૂકે છે...

આપ રોજ એક એક પૈસો કે એક એક રૂપિયો બચાવતા જાઓ તો એ નાનકડી બચતમાથી મોટી રકમ બનીને રાષ્ટ્રના ઉપયોગી કાર્યોમા મદદરૂપ થાય છે



# નાની બચત

નાનેરા પ્રયાસ નુ મોટેરૂ પરિણામ

ગુજરાત સરકારના માહિતી ખાતા તરફથી પ્રકાશિત

# વૈષ્ણવજન

વર્ષ ૭ ] ફેબ્રુઆરી- ૧૯૬૯ [ અંક ૧૧

## અનુક્રમણિકા





### સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી અમને જણાવવું અંક શિલકમાં હશે તો મોકલાશે.

ગમે તે માસથી ગ્રાહક થઈ શકાય છે

•

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંપાદક તે વિચારમાં સંમત છે જ તેમ માનવું નહિ.

•

[લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું

### લવાજમ

દેશમાં [ વરસનું ] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

"વૈષ્ણવજન"
૨–રામકૃષ્ણનગર
રાજકોટ–૨

પ્રકાશક, મુદ્રક, માલિક ધીરેન ગાંધી સંપાદક નવીન ગાંધી ૨, રામકૃષ્ણનગર, રાજકોટ–૨
મુદ્રણ–પ્રકાશન સ્થાન સુરૂપ મુદ્રિકા, રઈસકાર્સ રોડ, રાજકોટ

# ગુજરાત સ્ટેટ કો-ઓપરેટીવ લેન્ડ ડેવલપમેન્ટ બેન્ક લિ.

( રજીસ્ટર્ડ ઓફીસ : અમદાવાદ )

૪૮૯, આશ્રમ રોડ,
નવરંગપુરા.
અમદાવાદ-૯.

સહકાર, ભવન
ઢેબરભાઈ રોડ,
રાજકોટ.

ગુજરાતના ખેડૂતોની તેમની જરૂરીયાત
૧૮૧ શાખાઓ દ્વારા પુરી પાડનારી
રાજ્યની કેન્દ્રિય સંસ્થા

આ બેન્કની સભ્ય સંખ્યા, ૬,૩૯,૪૫૫
આનુષંગિક હેતુઓ માટે અત્યાર સુધી કરેલ ધીરાણ.

| | સંખ્યા | ધીરાણ કરોડ-લાખ. |
|---|---|---|
| [૧] નવાકુવા | ૧,૨૨,૩૭૧ | ૨૩.૯૨ |
| [૨] જુના કુવા | ૨૫,૨૯૨ | ૨.૧૯ |
| [૩] ઓઈલએન્જીન ઈલે. મોટર્સ | ૧,૦૯,૨૩૯ | ૩૩ ૬૭ |
| [૪] ટ્રેકટર્સ | ૨,૬૦૩ | ૪.૭૦ |

તેમજ અન્ય હેતુઓ માટે મળી
કુલ રૂા. ૮૧ કરોડ અને ૩૨ લાખનુ ધીરાણ કરેલ છે.

મગનભાઈ ર. પટેલ
ઉપપ્રમુખ.

હરિપ્રસાદ હ. ત્રિવેદી
આઈ. એ. એસ. રીટાયર્ડ
મેનેજિંગ ડીરેકટર

ઉદયભાણુસિંહજી
યુવરાજસાહેબ ઑફ પોરબંદર,
પ્રમુખ.




ઈશ્વર સહુની સંભાળ
રાખે છે એ વિશ્વાસ આપણે
કદી ન ખોઈએ.
બાપુના
આશીર્વાદ

ઈશ્વર સહુની સભાળ રાખે છે
એ વિશ્વાસ આપણે કદી ન ખોઇયે.
બાપુના આશીર્વાદ

મન અને શરીરને
તમે બધા શુદ્ધ રાખો
એટલે મને સંતોષ છે
બાપુ

મન અને શરીરને તમે બધા
શુદ્ધ રાખો એટલે મને સંતોષ છે
બાપુ

# પરિભ્રમણ

'આશુતોષ'

## પાંગરતી સંસ્થા

'સોરઠ શિક્ષણ અને સંસ્કૃતિ સંઘ', જૂનાગઢ, છેલ્લાં કેટલાંક વર્ષોથી નોંધપાત્ર પ્રવૃત્તિઓ કરતી રહી છે. 'સૌરાષ્ટ્રનો ઇતિહાસ' નામનું તેનું દળદાર પ્રકાશન ઉલ્લેખ અને દાદ માગી લે છે. તદુપરાંત સાંસ્કૃતિક પ્રવૃત્તિઓમાં ગયે વર્ષે આ સંસ્થાના આશ્રયે અવેતન કલાકારોએ શ્રી શિવકુમાર જોષીનું 'સંધિકાળ' અને આ વર્ષે 'કૃત્તિવાસ' સફળતાપૂર્વક ભજવી, રાજ્યપ્રેરિત નાટ્ય સ્પર્ધામાં પ્રથમ ઇનામ મેળવ્યું છે, અને શ્રી જયંતીરામ પરેલનું દિગ્દર્શન ચકોર આંખોએ નોંધી લીધું છે. તેમનું નાટક 'લાડી વાડી ને ગાડી' પણ આ મહિને પ્રકાશન પામે છે, સામાન્ય રીતે આવા નાટકો અમદાવાદ–મુંબઇમાં પણ ભજવી શકાતાં નથી ત્યારે આ સંસ્થાની હિંમત ધન્યવાદને પાત્ર છે.

## અખિલ બ્રહ્માંડમાં

ધન્ય છે ભક્તકવિ નરસિંહને કે પૃથ્વીના પટ ઉપર ઊભા રહીને જ બ્રહ્માંડનો ક્યાસ કાઢી દીધો હતો. તેણે એપોલો કે સેયુઝમાં બેસીને બ્રહ્માંડનું દર્શન કરવાની તક મેળવી ન હતી. છતાં પોતાના સંશોધનનો સાર 'એક તું શ્રીહરિ' લોકો સમક્ષ રજૂ કર્યો હતો. આજે અમેરિકા અને રશિયા તરફથી એટલાં અવકાશયાનો છોડવામાં આવે છે કે તેનો હિસાબ માત્ર જે તે દેશના વૈજ્ઞાનિકો સિવાય કોઇ રાખતું નથી. એ઼સ્દ્ ચંદ્ર કે શુક્રના ગ્રહનું અન્વેષણ વિપુલ શક્તિ અને સંપત્તિનો ભોગ માગી લે છે, અને તેની ફાળવણી મહાન રાષ્ટ્રો કરી રહ્યાં છે. બ્રહ્માંડ શું છે, તેની વિશાળતા કેટલી છે તેનો ખ્યાલ વિજ્ઞાનીઓના પ્રયત્નથી આવતો જાય છે. સંભવ છે કે માનવજાતના આ વિરાટ સાહસનું પરિણામ તેને વિનમ્રતા ભણી લઇ જાય, અને મૃત્યુથી ડરીને નહિ, પણ નરસૈંયાની જેમ, સંપૂર્ણ સાનભાન સાથે ઇશ્વરનું અસ્તિત્વ સ્વીકારવા પ્રેરાય. ચંદ્ર ઉપર ડગ મૂકવાને હવે વાર નથી, આ માસમાં જ એપોલો ૯ તેનું 'અવશ્ય ભાવિ નક્કી કરશે.

## અગ્રજ ચંડી

ગુજરાત ઘેલી છે? ગુજરાત ગાંડી છે? ધર્મ સંસ્થાપનાની જવાબદારી એકલા ગુજરાતની છે? લક્ષચંડીયજ્ઞ ગુજરાતે કરાવ્યો, હવે કોટિચંડી માટે પણ તેણે જ યજમાન બનવું? તામીલનાડુ કેમ નહિ? કેરાળા શા માટે નહિ? વાસ્તવમાં બ્રાહ્મણદ્વેષી અને ધર્મદ્વેષી કોઈ હોય તો દ્રવીડની પ્રજા અને તેની સરકાર છે. કેરલ અને પશ્ચિમ બંગાળના અંતિમવાદીઓ છે. યજ્ઞ કરવાની જરૂર કોચીન અને મદ્રાસમાં છે–અને કોટિચંડી નહિ, અબજચંડીની જરૂર છે. વળી તાતી જરૂર છે. એટલે જે લોકો ગુજરાતમાં કાલા થાય છે તેમણે એક જ વાત ઉપર ધ્યાન કેન્દ્રિત કરવાની જરૂર છે કે યજ્ઞ ગુજરાતની બહાર યોજવાનું લક્ષ્મણ ચૈતન્યજીને આવાહન આપવું. આ મહાપુરુષો સમાજની નબળાઇ જાણતા હોય છે-તેમની નબળાઇ સમાજે જણાવવી રહી. આનો અર્થ તો એમ કે ધર્મને નામે ગુજરાતને મૂર્ખ બનાવી શકાય.

## નવાં પ્રસ્થાન

બે નવાં પ્રસ્થાનો ગુજરાતે નૂતનવર્ષમાં આરંભ્યાં તે બન્ને ફળદાયી નીવડી શકે એક છે ૧૮ કરોડની કડાણા બંધ યોજના. મહી પરનો આ બંધ પંચમહાલ અને ખેડા જીલ્લાને ખેતી માટે પાણી પૂરું પાડી શકશે. ગયા ચોમાસામાં પંચમહાલની જે હૃદયદ્રાવક સ્થિતિ થઈ તે જોતાં, રાજસ્થાન સરકાર જોડે સમાધાન કરી, આ એક શુભ યોજનાનો આરંભ કરવા બદલ ગુજરાત સરકારને અભિનંદન. આજ રીતે નર્મદાની નવાગામ યોજનાનો સુખદ ઉકેલ ઇચ્છવો રહ્યો ઔદ્યોગિક વિકાસના ક્ષેત્રે તાજેતરમાં અમદાવાદમાં નાના ઉદ્યોગો તેઓને ભાડા–પગાર ધોરણે કિંમતી મશિનરી આપવાની યોજનાનોનો દરેક જીલ્લાના પ્રતિનિધિઓએ લાભ

# કવિઓ જન્મે છે કે મને છે?

ઇન્દુલાલ ગાંધી

ભારતના લબ્ધપ્રતિષ્ઠ કવિ શ્રી હરીન્દ્રનાથ ચટોપાધ્યાય 'ફ્રી પ્રેસ જર્નલ' પત્રની અઠવાડિક આવૃત્તિ 'ભારત જ્યોતિ'મા 'હુ જાતે અને જીવન'ના મથાળા હેઠળ આત્મજીવની રજૂ કરે છે

આજન્મ કવિ હોવાનો ઘમડ ધારી બેઠેલા એક કવિજન પોતાની કૃતિ પ્રગટ કરાવવામા વાર વાર નિરાશ થયેલા છેવટ તેઓશ્રી ક્રોધાવિષ્ટ બની જીવ પર જઈ એકવાર કોઈ તત્રી મહાશયની ઓફિસ ગજાવવા ગયા પોતાના કોપનુ નામચરણુ વાળતા એ તડૂકી ઊઠયા

'મહેશ! તમે એટલુ પણ નથી સમજી શકતા કે હુ એક આજન્મ કવિ છુ?'

પેલા તત્રી મહાશયે ચતુરાઈભરી યુક્તિ કરી આજન્મ કવિશ્રીને મજાકમા ઉડાવી કટાક્ષ કર્યો 'અરે, અરે જુવાન! એવુ બોલીને નાહક તમારા માબાપ ઉપર મિથ્યા આળ શા માટે ચડાવવા મથો છે?'

એ શબ્દો સાભળતા વેત ધૂવા પૂવા થતા આજન્મ કવિએ વિદાય લીધા વગર જ ચાલતી પકડી

બાળપણમા મોટેરાઓને મોએ હુ સાભળતો કે 'કવિઓ તો જન્મે છે— બનતા નથી' પણ મોટો ને સમજણો થયો ત્યારે મને સાફસાફ સમજાયું કે એ વાતમાં માત્ર અર્ધ સત્ય છે અર્ધું સત્ય નર્યા જુઠાણાથી વધુ ભૂડુ છે સાહિત્યના ઇતિહાસમા જેને નામનુ પણ કઈક સ્થાન છે એવા કવિના જીવન વિકાસ સબધમા ઉપરની ઉક્તિ સત્યથી સાવ વેગળી છે કવિઓ જન્મે છે એની ના પાડી શકાય એમ નથી, પણ કવિ કયા, કેવા કુટુમ્બમા ને કુળમા, ઇતિહાસના કયા જમાનામા ને કેવી રીતે જન્મ્યા એ બાબત મુખ્ય છે કવિજન્મ એ કઇ અકસ્માત નથી નથી કુદરતનો ચમત્કાર કે આકાશમાના કોઇ ગ્રહમાથી ટપકી પડયો' જન્મથી જ કોઈ એને જીવન દૃષ્ટિ કે પયગબરી વાણી હોતી નથી એ તો દીવા જેવી ચોખ્ખી વાત છે કદાચ એમ કહેવુ વધારે સાચુ છે કે કવિ જન્મવેળાએ પોતાની સાથે વિશિષ્ટ સસ્કારનો સચય, લાક્ષણિક ગ્રહણવૃત્તિ અને વાતાવરણના બળાબળને પચાવી દે એવી આતરિક તાકાત લઈને અવતરે છે તેમજ મોટા થયે પોતે મેળવેલી ભાષા-શૈલીમા તેને ઉતારી જાણવાના અખતરા કરે છે, કવિ વિવિધ તારની સજાવટવાળી તૈયાર વીણા જેવો છે યુગબળના વાતવરણની સવેદન લહરીઓરૂપી આગળીઓ એના પર ફરે છે, અને તે બીજા માનવીઓના કરતા વધારે તીવ્રતાથી

આઠ વર્ષની ઉમરનો હતો ત્યારથી મે લખવુ શરૂ કરેલુ મને જોઇને કોઇને પણ લાગે કે જન્મથી જ હુ કુદરતની વિચિત્ર પેદાશ છુ એ વખતે હિંદમા મહારાણી વિક્ટોરિયા 'શાન્તિની દેવી' જેવી મનાતી એ વાતાવરણની અસર મને ઘેરી વળી હતી એ વાતાવરણ પ્રકૃતિ—માતાના સૌન્દર્યથી, આત્મિક ચર્ચા અને તર્કપર પરાથી ભરચક હતુ મારુ મનોરાજ્ય આદર્શપ્રચૂર રહેતુ.

અગ્રેજી ભાષા જ્યા ને ત્યાં સન્માનાતી એમા જ મારો ઉછેર હતો અગ્રેજીમા જોડકણા કરવાનું મને સહેલુ અને સહજ બન્યુ ટેનિસન હજુ ઠીક ઠીક વચાતો હતો 'લેડી ઓફ શેલોટ'નું એમનુ કાવ્ય મે વારવાર વાંચેલુ અને એના તાલપદ ને એકરસ ધ્વનિ પ્રવાહિતાથી હુ મુગ્ધ હતો મારુ પ્રથમ કાવ્ય એની કવિતાની નગ્ગી અને નજીવી નકલ હતી એમ છતા મારા સસ્કારી પિતાએ મારી કૃતિમા રસ લીધો મને પ્રેરણા મળી મારુ લખાણ કચરાપટ્ટી જેવુ હતુ એનું લેશમાત્ર ભાન મારા પિતાએ મને થવા દીધુ નહિ જો એવુ ભાન કરાવ્યું હોત તો આજે હુ કોઇ સરકારી ઓફિસનો કલાર્ક હોત અથવા તો શેરબજારનો ધાધલિયો આદમી બનીને બૂમબરાડા પાડતો હોત।

મારી દસમી વરસગાંઠે મને અંગ્રેજ કવિઓના કાવ્યસંગ્રહોનો સુંદર સેટ મારા મિત્રમંડળ તરફથી ભેટ મળ્યો. તેઓ મને 'ઊગતો કવિ' માનતા હતા. વિવિધરંગી એ વૉલ્યુમો અને એમનાં નવાં તાજાં પાનાંની માદક સુવાસે મને ઘેલો બનાવ્યો હતો. મને યાદ છે કે એક વાર તો શેલીના કાવ્ય-સંગ્રહમાંની એક કૃતિનો મધુફેરમનો રસાસ્વાદ લેવા જીભ કાઢીને ચાટવાનો ચાળો પણ મેં અજમાવ્યો હતો.

એકવાર મારી બેન મૃણાલિનીએ મને દૂધ જેવાં શ્વેત અને કોરાં પાનાંની એક નોટબૂક આપી. એ જોઈને મને જાદુઈ ચમક લાગી. મારી કલ્પના-સૃષ્ટિથી એ નોટની તસુએ તસુ જગા ભરી નાખવાનો મને છંદ ચડ્યો. અને મારા માનસ-કચરાની એ ચોપડી નહિ પણ ટોપલી બની ગઈ!

'નાનો બાબો' એટલે હું શું ને કેવું લખું છું એ જાણવાને આતુર એવા અમારા કુટુંબના પરિચિત એક દક્ષિણી ગૃહસ્થને એ 'ટોપલી' મોકલવામાં આવી. એકવાર બપોરે એ સજ્જન મિત્રનું મને તેડું આવ્યું. હું ગયો. દક્ષિણી ઘાટની પાઘડી માથે ઘાલેલી એવા ખુશમિજાજ ગૃહસ્થ ખુરસીમાં બેઠા હતા. એમણે મને માયાભર્યો આદર દીધો, પોતાના ખોળામાં બેસાડયો. મારી પેલી 'ટોપલી' ઉઘાડી અને એક પાના પરનું લખાણ બતાવી મને પૂછ્યું.

'આ તેં કવારે લખ્યું?'

મેં કહ્યું 'રાતે હરિકેન ફાનસ આગળ બધા સૂઈ ગયા હતા ત્યારે.'

જબરી તોપ જેવી આ મેં નરી ગપ મારી હતી. મારા માટે ઊંચો અભિપ્રાય બંધાય એ હેતુ હતો. બાકી એ કાવ્ય થોડા દિવસના સૂરજ-અજવાળે લખાયું હતું. એ ગપ 'કલ્પનારંગી' હતી એટલે લગાવવાની મારી લાલચ વધી ગયેલી.

એ કાવ્ય હતું શહીદ ખુદીરામ બોઝને કરાયેલું સંબોધન. જાણે ફાંસીને માચડેથી જેલ-કમ્પાઉન્ડના મેદાનમાંથી શહીદનો સાદ સંભળાતો હોય એવો એ કાવ્યનો ઉઠાવ હતો.

'જ્યારે હું નિર્જીવ શબ બનીને ચેહ પર પડયો હોઈશ ત્યારે મારી ભસ્મ ઊભી થશે અને આનંદનું ગાન ગાશે. ભડભડતા અગ્નિમાંથી ઊપડતું એ સંગીત હશે મારા દેશ! આ શહીદ બાળકને માટે રડીશ ના તું શા માટે રુવે છે! ભલે આજે હું બંદી થયો છું; પણ હું હમણાં જ પુનર્જીવન પામીશ, બંધનોને-વિદારીશ અને તને મુક્ત કરીશ!'

આ કાવ્ય મેં વાંચ્યું ત્યારે પેલા મહારાષ્ટ્રી સદ્‌ગૃહસ્થની આંખમાં આંસુ આવી ગયાં હતાં એ બોલ્યા

'બેટા! ઈશ્વર તારું કલ્યાણ કરો. હમેશ લખતો રહેજે.'

આવો આશીર્વાદ આપનાર સજ્જન બીજા કોઈ નહિ, પણ ગોપાળકૃષ્ણ ગોખલે હતા.

શ્રી હરીન્દ્રનાથે આ પ્રકરણમાં સ્પષ્ટ કર્યું છે કે એક દૃષ્ટિએ કવિઓ જન્મે છે અને બને છે, બીજી દૃષ્ટિએ જન્મતા નથી પણ બને છે.

પ્રત્યેક વિદ્યા કે કલા માનવ-આત્માની ખીલવટ છે ખીલવટ એટલે શાશ્વતી ક્રિયા ખીલવટ એટલે સંજીવન પામતી ગતિ-પ્રગતિ. વળી માનવ આત્મા, યુગ-આત્મા કે જગતના વિરાટ આત્મા સાથે સહચારી-સહકારી ભાવે ખીલી રહે છે; એટલે કવિ ગમે તેટલો કલ્પના સેવી હોય એમ છતાં એ જગતના અંશરૂપ છે, અંગભૂત છે; અને સ્વાયત્ત છતાં મર્યાદિત હોઈ-યુગ આત્માથી અથવા જગત આત્માથી અળગો કે પર નથી. હૃદયની ઊર્મિમાલા દ્વારા જન્મના એના ચિત્તસ ક્ષોભમાં પૃથ્વી પિતૃઓના જીવન-સંસ્કાર સમુચ્ચયનો વારસો છે; અને એ સાથે ભવિષ્ય તરફની વૃત્તિ અને દૃષ્ટિ છે. એ વૃત્તિ અને દૃષ્ટિનો વિકાસ કઈ દિશામાં, કયા ક્ષેત્રમાં કેવી રીતે અને કેટલો થાય છે તેના ઉપર મુખ્ય આધાર છે જન્મથી કવિને કવિતા-ગર્ભના બીજ હોય છે. એ બીજ કેવું ફાલે ફૂલે છે, એની પણ શકયતા-શક્તિ એમાં રહી હોય છે એવું જ છે બીજી કલાઓના કલાકારોનું આ ગર્ભ બીજને સૂક્ષ્મ સુગલ કહીએ તો ખોટું નથી.

# શ્રદ્ધેય જીવનની ઝાંખી

(ધૂમકેતુના જીવન સંસ્મરણો)

દક્ષિણકુમાર જોશી

ગયા નવેમ્બર મહિનામાં ૮૦ વર્ષની ઉમ્મર વટાવી ચૂકેલા છતાં સદાય યુવાનીથી થનગનતા–નિત્યયુવાન ભારતના મહાન વિજ્ઞાનવીર સી. વી. રામનને કોઇ પત્રકારે મુલાકાતમાં પૂછેલું "તમારા અંગત જીવનના બે પ્રશ્નો પૂછવાની રજા લઉં કે? તમે કયા ધર્મ ઉપર વધુ પ્રમાણમાં શ્રદ્ધા રાખો છો? તમારા જીવનના ઉપાસના દેવ દેવી કયા?"

મહાન વૈજ્ઞાનિકના હૃદયમાં પણ કવિ-હૃદય નિવાસ કરતું હોય છે તેની પ્રતીત આપતો ઉત્તર બહુ સુંદર હતો.

'જીવનમાં શ્રદ્ધા ગણો, ધર્મ ગણો, જીવન કાર્ય ગણો, જે ગણવું હોય તે ગણી શકો. વૈજ્ઞાનિક સંશોધનમાં જ એ સઘળું પર્યાપ્ત થઈ જાય છે."

ગુલાબના ફૂલોના જબરા આશક સી. વી. રામને ટેબલ ઉપર પડેલા વિવિધ રંગી ગુલાબો બતાવીને કહ્યું "આ મારો ઉપાસનાનો દેવ! આમાં વિવિધ રંગો જે કુદરતે મહાન શક્તિએ પૂર્યા તેનું વૈજ્ઞાનિક સંશોધન, વિવિધ ફૂલોમાં જે રંગોનું સંગીત રેલાઇ રહ્યું છે, તે જ અત્યારે મારા માટે ઉપાસનાનો દેવ બની રહ્યો છે."

'વૈજ્ઞાનિક સંશોધનમાં જ જીવનના છેલ્લા શ્વાસ સુધી રમમાણ રહેવું એ જ મારો જીવન ધર્મ–જીવનપંથ! છેવટ એ રસ્તે જે દેવ ભેટી જશે એ મારા જીવનનો સનાતન ધર્મ ગણો તો મને વાંધો નથી."

આ વાતને મળતી એક વાત, બાપુના જીવનની હૈયે ચડી આવે છે.

વર્ષો પહેલાં એક ખ્યાતનામ હિંદી સાહિત્યકાર (વૃંદાવનદાસ વર્મા હતા કે જૈનેન્દ્રકુમાર એ બરોબર યાદ નથી) બાપુને મળવા આવેલા ત્યારે બાપુ એમની લાક્ષણિક ઢબે વાતો કરી રહ્યા હતા. બાપુની રીતે કહીએ તો એમ કહી શકાય, એમને મન ગમતા સાહિત્ય વિષયની કોઈ વાત થઈ રહી હોય, પોતાને મન ગમતું વાતાવરણ મળી ગયું હોય, ત્યારે અંતરમાંથી જાણ્યે અજાણ્યે પોતાની જાતને વ્યક્ત–અવ્યક્ત કરતી કોઈ વાત અનાયાસે થઇ જાય તેમ બાપુએ તે દિવસે કહેલું "મારો તો જીવનધર્મ આ છે" પોતાના હાથમાં ઊંચકેલી પાર્કર-પેન–કાળા રંગની જુનિયર પાર્કર પેન બતાવીને બાપુએ કહેલું।

'આ કોરા કાગળનું પેડ, મારી સમજ પ્રમાણે, મારી ગમ પ્રમાણે કોઇ સમયની મર્યાદા–દિવસ રાતની મને લખતાં અટકાવી શકતી નથી."

"આ કાગળમાં આ કલમથી લખ્યે જવું એ જ મારો જીવનનો આરાધ્ય દેવ. મારો ધર્મ પણ એમાં જ સમાઇ ગયો. તમારે મારા જીવનની છેલ્લી શ્રદ્ધાનું પગથિયું ગણવું હોય તો તે પણ આ જ!'

લેખક જીવનની વાસ્તવિક બાજુનો બાપુને પૂરો ખ્યાલ રહેતો. જીવનના બીજા વ્યવસાયોથી ઘણી રીતે ભિન્ન એવો આ લેખક વ્યવસાય સિદ્ધિ મેળવવા જીવનભરની ઉપાસના માગી લે છે. એને એક રીતે જીવનનો કંટક પથ ગણાવી શકાય. પોતાની કલમને સફળ બનાવવા માટે રાત-દિવસ શબ્દોનું સાન્નિધ્ય મેળવવા જે માનસિક મથામણ કરવાની હતી, તેનાથી ઘણી જ ઓછી મહેનતે જીવનના બીજા ક્ષેત્રોમાં સફળતા મેળવવાની શક્યતાઓ હોય ત્યારે આવા વિકટ પંથે ચડવા માટે,

બીજાઓ માટે ખોટી ભ્રમણા-લેખક જીવનના ભભકની-બાપુ કદી ઊભી કરતા જ નહીં !

એટલે જ ઘણીવાર પોતાની જાતને જ ઉપાલંભ આપતા હોય, પોતે જ પોતાના ટીકાકાર બની ને હસતાં વિનોદપૂર્વક કહી રહ્યા હોય: "ભાઈ! મને તો બીજું કાંઇ આવડતું નથી- બીજું કાંઈ સૂઝતું જ નથી એટલે હું આ લખાણ પટ્ટી પાછળ પડયો છું. પણ એ રસ્તે ખુવાર મળવાની તાકાત હોય ફના થઇ જવાની તૈયારી હોય તોજ જવા જેવું છે. મગજની રંગભૂમિ ઉપર પાત્રોની પ્રસંગોની, શબ્દોની કાંઇક માનસિક મથામણો જીરવવાની તાકાત હોય તો જ એ રસ્તો લેવા જેવો છે."

બાપુની સાહિત્ય સર્જનની "લગની" એ ઋગ્વેદમાં આવતો એક સુંદર સમાસ कविक्रतुः એ શબ્દમાં સુંદર રીતે નિરૂપી શકાય. એ ઋગ્વેદી શબ્દમાં કવિને આર્ષદૃષ્ટા તરીકે, સદાય પોતાના જ કાર્ય નિમગ્ન રમમાણ- જાણે એ જ જીવનનું મહાન કર્તવ્ય હોય તેમ કલ્પ્યો છે.

એક ખ્યાતનામ ફોટોગ્રાફરે પોતાની એકાંતપ્રિયતાની ઇશ્વરદત્ત બક્ષીસનો સુંદર રીતે બચાવ કરતાં કહેલું. "જેમ ફોટોગ્રાફની નેગેટિવ અંધારામાં જ તેનુ ખરું પરિણામ બતાવી શકે છે તેવું મારા જીવનમાં એક-રાગીપણાનું સમજવું. જેને સમાજની દૃષ્ટિએ અતડો કહી શકાય, તેવો હું છું: પરંતુ મારા જીવનની એ અનિવાર્ય જરૂરિઆત જ છે. જેને હું દૂર કરી શકતો નથી.

"કોઇ પાત્રને, પ્રસંગને, કુદરતી રમણીય દૃશ્યને મારા કેમેરામાં ઝડપવું હોય એ પહેલાં મારે તેનું સંપૂર્ણ મનન કરવું પડે છેઃ પછી જ એને હું મારા માનસિક "સેટીંગ"માં મને જે રીતે ઉત્તમ લાગે તે રીતે ગોઠવી લેવા શક્તિમાન બનું છું. પછી જે દૃષ્ય અગર પાત્ર મારા કેમેરામાં ઝડપાય તેને મારી દૃષ્ટિએ ઉત્તમ પરિણામ ગણાવી શકું."

બાપુને મેં ઘણીવાર કહેતા સાંભળ્યા છે: "ઓ હો! આપણા જીવનની કેટલી બધી કિંમતી પળો આપણે ખોટા વાદવિવાદમાં, ખોટી ચર્ચામાં, નાટક-ચેટકમાં વિતાવી રહ્યા છીએ. જીવનની એ કિંમતી પળો આપણને પ્રિય એવા વ્યવસાયમાં, એકાંતમાં થોડો વખત ગેબ થઇને, વિતાવી શકીએ તો આપણું જીવન કેટલું બધું સમૃદ્ધ બની રહે!"

જીવનની એ દૃષ્ટિ, બાપુને ઘણી સભાઓ, જાહેર સમારભો, પરિસંવાદો વગેરેમાંથી અલિપ્ત રાખતા. સ્વ. ગુણવંતરાય આચાર્યનું જાણીતુ વાકય "હું, બાવા ને મંગળદાસ" જેવા જ આવા સમારંભોને બાપુ ગણાવતા. જેમાં મેળવવાનું કાંઇ નહીં, અને બે ચાર કલાકના સમયનો ખોટો વ્યય!

એનો અર્થ એવો નહીં કે બાપુને માનવ સંબધ ગમતો જ નહીં. ખરી રીતે વધુમાં વધુ પ્રિય એવો લોકસંપર્ક, મિત્રો સાથેની નિખાલસ સાહિત્ય ચર્ચા, સાહિત્ય વિનોદ એ તો બાપુને સહુથી વધુ પ્રિય. બાપુને મન એ જીવનનું પણ જીવન હતું પરંતુ એમાથી સર્જનનો આવિષ્કાર મળી શકે તો જ સમય બગાડેલો સાર્થક એવી માન્યતા બાપુ જરૂર ધરાવતા.

એક અંજલિ લેખમાં-

"કઠણ કોચલામાં મીઠાં મીંજ" એ એક જ કાઠિયાવાડી વિશેષણમાં બાપુના સમગ્ર જીવનને સાહિત્યક મિત્રે યોગ્ય રીતે વ્યકત કર્યું છે. એ લખવાનું પ્રાપ્ત થયુ ત્યારે મને સ્વપ્નેય ખ્યાલ નહોતો કે એમના નામ આગળ મારે સ્વ. ચુનીલાલ મડિયા એમ લખવું પડ્યો વિધિની કરૂણતા તો જૂઓઃ મૃત્યુની આગલી સાંજે જ અમે પી.ઇ.એન.ના એક સમારંભમાં સાથે જ હતા ત્યારે મને થાબડીને ચુનીભાઇએ કહેલું:'બાપુ વિષેના તમારા નવચેતનના સંસ્મ-

રહ્યો હવે ક્યારે પુસ્તકાકારે પ્રગટ કરો છો? એ બધા હપ્તાઓ સુંદર છે"

મેં કહેલું "હવે થોડુંક મઠારીને હું તૈયાર કરી રહ્યો છું" "તમે અને ઉપાસને બાપુના જીવનને જુદા જુદા દૃષ્ટિબિંદુથી સમજવાનો ઘણો જ સુંદર પ્રયત્ન કર્યો છે, તે માટે તમને શાબાશી આપની ઘટે ધૂમકેતુના તેજ તણખા અને ધૂમકેતુના વાર્તા રત્નો તમે પ્રગટ કર્યા એ પણ સરસ થયું. હવે એમના નિબંધો અને અન્ય સાહિત્યિક લખાણો નથી મળતા તે કેમ પ્રગટ કરતા નથી? એમના સાહિત્યક નિબંધોમા પણ ઘણો જ અભ્યાસનો નીચોડ રહ્યો છે"

મે કહ્યું "એ સાહિત્યક લખાણો નવે સરથી "સાહિત્ય વિચારણા" એ શીર્ષક નીચે પ્રો રાવળની મદદથી તૈયાર થઈ રહેલ છે એકાદ મહિનામા પુસ્તકાકારે પ્રગટ થશે" એમનો બાપુના સાહિત્ય પ્રત્યેનો જીવન્ત રસ હુ જોઇ શકેલો

"બાપુના હિંદી પુસ્તકો પ્રગટ થયા તે કેમ ચાલે છે?" "મે કહેલુ બન્ને નવલકથાવાળા ગુપ્તકાલીન અને સોલકી યુગની હિંદીમા ઉતરી ચુકી છે તેને પણ સારો આવકાર મળ્યો છે હિંદી વાચકોમા તે લોકપ્રિય થઇ છે"

આ સાભળી તેમને ઘણો આનંદ થયેલો

એમણે કહ્યું 'એ આપણું ગૌરવ જ ગણાય"

મે એમને સદેશના સાહિત્ય સગમના અઠવાડિક વિભાગ વિષે કહેલુ "મેઘાણીના અવસાન પછી આવા વિભાગો હવે અદૃશ્ય જ થવા માડયા છે ત્યારે તમારો આ વિભાગ નવીન દૃષ્ટિબિંદુઓ રજૂ કરતો ઘણો જ તાઝગીભર્યો લાગે છે.

સદેશ માટેની નવી નવલકથા પણ હવે થોડા વખતમા શરૂ થશે એમ ચુની ભાઈ જણાવેલુ. મેં એમને ઘેર આવવાનો આગ્રહ કર્યો પણ આ વખતે ઉતાવળમા હોવાથી બીજે સમયે આવવાનુ એમણે મને વચન આપેલુ!

એ વચન સદાને માટે મારે મન જીવનની–કુદરતની ભયકર કરૂણતા જેવુ બની ગયુ! એમને તે રાત્રે મુબઈ જવાની ઉતાવળ હતી જ્યારે કુદરતે–મહાકાલ ભગવાને એનો કંઇ જ અર્થ ધરાવ્યો! શ્રી મડિયા આખના પલકારામા જ અનન્ત ધામ સીધાવી ગયા એ- જીવન કેટલુ કરૂણામય છે તેની પ્રતીતિ આપણને સહુને કરાવી આપી! ધાર્યું ધર નું ધરનુ થાય એ જીવનનુ સનાતન સત્ય ફરીથી યાદ કરીને જ આપણે સાત્વન લેવાનુ રહ્યુ સ્વ ચુનીભાઈ મડિયા જ્યારે સિદ્ધિના શિખરે જઇ રહ્યા હતા ત્યારે જ આપણી વચ્ચેથી ચાલી નીકળે, એવા ઈશ્વરી સકેત માટે, હવે તો, શ્રી રામપ્રસાદ શુકલે લખ્યુ છે તેમ, 'પૂર્ણ વિકસિત પુષ્પને જરાયે ઝાખપ અડે પહેલા જ અનન્તને ચરણે ધરી દેવાની તેમની આત રિક અભીપ્સા હશે એમ જ કલ્પવું રહ્યું'

સ્વ. મડિયાએ બાપુના જીવનને–'કઠણ, કે ચલામા મીઠા મા જ' –એ તળપદી ભાષામા પૂર્ણ રીતે વ્યક્ત કરી શકયા છે કારણ કે એમની જનમ ભોમકા પણ સૌરાષ્ટ્રના એકમ પહેલાનુ ગોડલ સ્ટેટનુ ધોરાજી ગામ! એ સમયના ગોડલ સ્ટેટની આણ વરતાતી તે બે ગામો ઉપલેટા અને ધોરાજી એ સૌરાષ્ટ્રની કઠણ ભૂમિના પાણીના પ્રતાપે આવા આજન્મ સાહિત્યકારો ગુજરાતમા પોતાની અચળ નામના મૂકીને પોતાને માર્ગે સીધાવી ગયા

*

# વેશનાં મૂલ

સુરેશ પંડિત

હતો તો જાતનો પરજીયો સોની પણ સોરઠી લોકસાહિત્યની વાર્તા એવી તો લડાવીને કરે કે ડાયરો હેલે ચડે. સોરઠી છંદ, દુહા, સોરઠા, કવિતા એવા તો જુસ્સાભેર–લાગણીભેર લલકારે કે સાંભળનારાને વાહ વાહ પોકાર્યા વિના છૂટકો જ નહિ. સોરઠી નેકી, ટેકી, ઇમાનદારી, ખેલદીલી, ઉદારતા ને સમર્પણની વાર્તાઓ તો એણે સબ્બ્યાબંધ હૈયામાં સંઘરેલી, કંઠ પણ મીઠો એ સાંભળતા લોકો દિવસો પર્યંત થાકે નહિ

જાતે સોની હતો પણ પહેરવેશ અસલ ચારણ જેવો જ રાખતો. માથે ખભા ઢાંકતા ઓડિયા વાળ, ડોકમાં માળા, સુરવાલ, પગમાં મોજડી, અણીદાર મૂછો, આંખોમાં કવિતાનો કેફ.

પાલીતાણાના ગારીઆધાર ગામનો વતની, પણ ધંધો સોનીનો નાનપણથી તજેલો ને તે વખતના રાજરજવાડામાં ઘૂમ્યા કરે વાર્તાઓ કરી રાજાઓને બીરદાવે ને બે પૈસા રળે આ સોની છે એવું કોઈ માને જ નહિ.

એકવાર તે દાતા રાજ્યના રાણાનો મહેમાન થયો. ખૂબ સન્માન પામ્યો. ધન પામ્યો સોરઠી સંસ્કારોની મહેક મહેક થતી વાર્તાઓથી દાતાના રાણાને રીઝવી ખૂબ સંપત્તિ પામ્યો પણ એકવાર હુક્કો પગ તેની દેવતા મૂકવાની રીત જોઈ રાણાને શંકા ગઈ કે આ કદાચ ચારણ ન હોય.

આ શંકાનું નિવારણ દાતા નરેશને કરવું હતું એણે કવિ–સોનીને એના વતનના નાનદામ પૂછી પાલીતાણા ઠાકોર સુરસિંહજીને છેક દાતા બોલાવ્યા

ઠાકોરને દાતા આવેલા જોઈ ચારણી ઢબે હાથ લાંબો કરી સોની બે પો.

એક્લ વેણે એક રંગો એકે જુવો અનેક
એકે રજવટ ઊજળી (એવો) અનેક સુરો એક.

સુરસિંહજી ઠાકોર કવિને પ્રથમ પાલી મળ્યા એટલે રાણાનો વહેમ ટળી ગયો કે આ ચારણ નથી તેવો.

સમયનું ચક્કર ફરવા માંડ્યું. એક દિવસ કોઈ કારણ સર પાલીતાણા ઠાકોર અને ચારણો વચ્ચે મનદુઃખ થયું વિખવાદ વધ્યો સમાધાન માટે પ્રયત્નો ઘણા થયા પણ કારગત ન નીવડ્યા.

ચારણો વતી બીજાઓએ પણ પાલીતાણા ઠાકોર સાથે સમજાવટ આદરી કે ચારણો તો પૂજવા જોગ છે એની જોડે ક્ષત્રિયને અંટસ ના હોય.

પણ રાજા મક્કમ રહ્યા રાજહઠ ચાલુ રહી ને ચારણોએ છેવટના સાધન તરીકે, પાલીતાણા ઠાકોર સુરસિંહજીના હૃદય પરિવર્તન માટે ત્રાગું–ધારણા–સત્યાગ્રહ કરવા નિશ્ચય કર્યો ને તેની જાણ ઠાકોરને કરી તોય ઠાકોરે દાદ ન દીધી.

ચારણે એ પછી સૌએ આવી ઠાકોરના મહેલના દરવાજા સામે પડાવ નાખી લાઘણ આદરી ઉપવાસ પર ઉતર્યા પાલીતાણા અને પાલીતાણાના ગામડાઓમાં હહાકાર મચી ગયો

આ સમાચાર પેલા પરજીયા સોનીને સૌરાષ્ટ્રના ઘૂમતા ઘૂમતા મળ્યા કે પાલીતાણા ઠાકોર સામે ચારણે એ ત્રાગુ આદર્યું છે, ધારણે બેઠા છે.

સાંભળી એને થયું હું ય ચારણ છું ચારણની ચોનેર વાર્તા કરી લલકારી પેટ ભરું છું. ભલે જાતનો સોની રહ્યો પણ વેશ ચારણનો છે એ ચારણોની રક્ષા અર્થે મારે ત્યાં જવું જોઈએ ને તેમની ધારણાની પંગતમાં જઈ બેસવું જોઈએ એટલે એ ત્યાંથી ઝપાટાબંધ ઊપડ્યો ને આવ્યો પાલીતાણા ગામના ઝાંપી પાસે મહેલના દરવાજે લાઘણ પર બેઠેલા ચારણોએ આ પરજીઆ સોનીને જોયો ને કહ્યું : 'આવ ભા આવ છેવટ તું ઠીક આવી ગયો જીયા મુવાના જુહાર તો થયા ?'

'એમ તમને દેવીપુતરને મા શારદાના બાળને નહિ મરવા દઉં. મને ઠાકોર પાસે એક વાર જઈ આવવા દો.'

પ્રથાનો ઘેલો ચારણ ડાયરા પાસે મૂકી એ આવ્યો ગઢમાં ઠાકોર પાસે અને આઘેથી બોલ્યો: 'બાપ, આવડો બધો કોપ મા શારદાના પુત્રો પર શે આચર્યો છે? આ તો પ્રજાના શુભધર્મને બાનીમાં મઢી જાળવી રાખનારા કવિ વર્ગ: વિધાતા ધરતી પર જેટલા માનવો મોકલે છે તેમાં લાખે એક જ કવિને ઘડી મોકલે છે. એને ઓછા મા કરો બાપ!'

પણ ઠાકોરે તો ઊલટો પરીહાસ કર્યો ને મર્મ કર્યો.

'ત્યારે તો તમેય ઈ ચારણ ભેગા લાઘણ કરવા દોડી આવ્યા હશો. સાચી વાત છે, આમ તમારો વેશ ચારણનો પણ જાતના સોની એટલે કદાચ જીવતર મીઠું લાગી જાય.'

'એટલે મને ચારણને જેમ મરતાંને વધેરતાં ન આવડે એમ કહો છો ઠાકોર?'

'બીજું શું ત્યારે? નહિતર કાંઈ જે વાત પર પડદો પડી ગયો છે એને ઉખેડવા થોડા જ દોડયા આવો? મરતા તો ચારણને જ આવડે.' ઠાકોર બોલ્યા.

'જુઓ ત્યારે હું ય ચારણ નથી પણ જીવતર ચારણ બની ગાળ્યું છે તે અસલ ચારણ બની બતાવું. ચારણની જેમ મને દિવસ કાઢી ભૂખ્યા મરતા નહિ આવડે.'

કહી ભેઠમાંથી છરી કાઢી પેટમાં પરોવી દીધી ને ત્યાં ઢગલો થઈ પડયો. ધળધળાટ લોહી હાલ્યા.

ઠાકોર આ મૃત્યુ ન જોઈ શક્યા ને એ પરજીયા સોનીના બલિદાને એમણે એ જ પળે ચારણો જોડે સમાધાન કરી લીધું. એના એકના સમર્પણે ઘણા ચારણોના જીવ બચ્યા ને ત્રાગાં સમેટાયા.

---

## વાણી

તારા જ્ઞાનને કારણે તારા હૃદયને અભિમાની ન થવા દઈશ. જ્ઞાનને મર્યાદા છે નહી, અને તેમાં પરિપૂર્ણ થવાપણું હોય નહીં તેથી હંમેશા વિનમ્ર રહેજે, અને અબુદ્ધ પ્રત્યે પણ, તેઓ સમજણા હોય તે પ્રમાણે વર્તજે.

તારા કરતા વધુ જ્ઞાની હોય, અને તારા શ્રોતાઓ તેને સાભળવા વળી જાય, તો તેથી ગુસ્સે ન થતો, પણ નમ્રતા અને વિનયનો ભાવ ધારણ કરજે. પેલો ખરેખર તારા કરતા ઓછું જાણતો હશે, તો શ્રોતાઓ તરત તેને ઓળખી કાઢશે અને તે ધારણ કરેલી ચુપકીદી માટે તારી પ્રશંસા કરશે

તારો બરોબરિયો હોય, અને કાઈ ખોટું કહેતો હોય, તો તે વેળા ચૂપ ન રહીશ તે વખતે બોલવાથી તું શ્રોતાઓનો આભાર પ્રાપ્ત કરીશ.

તારાથી હીન કોટીનો હોય, તો તેનો પ્રતિવાદ કરવા ન જઈશ પોતાનો પ્રતિવાદ તે પોતે જ ઊભો કરી લેશે! આનંદ ખાતર પણ તેની સાથે વાદ-વિવાદમાં ન ઊતરીશ, કારણ કે પોતાનાથી નબળા સાથે બાકરી બાધવી, એ શરમભરેલું છે.

*

# રામ, કૃષ્ણ અને શિવ

ગતાંકથી ચાલુ

રામમનોહર લોહિયા

રામ અને કૃષ્ણ માનવજીવન જીવ્યા, પરંતુ શિવ તો અજન્મા અને અનંત છે. તેઓ ઇશ્વરની જેમ અનંત છે તેમ છતાં ઇશ્વરથી વિરુદ્ધ એમના જીવનની ઘટનાઓ સમયક્રમમાં બનતી રહી છે અને એટલી વિશેષતા સાથે કે તેઓ ઇશ્વરથી પણ વધારે અસીમિત છે. આ સંબંધમાં એમની સરખામણી કોઇ સાથે થઈ શકે તેમ નથી. જ્યારે એમણે પ્રેમ દેવતા કામ ઉપર ત્રીજુ લોચન ઊઘાડયું અને તેને રાખ બનાવી દીધો, ત્યારે કામદેવની ધર્મપત્ની પ્રેમની દેવી રતિ રડતીરડતી એમની પાસે ગઇ અને તેણે પોતાના પતિને પુનર્જીવિત કરવાની યાચના કરી

નિ:સંદેહ કામદેવે એક ગંભીર અપરાધ કર્યો હતો. કારણ એણે નામ, રૂપ અને તૃષ્ણા વિના એક ધ્યાનાવસ્થિત થએલા મહાદેવને ઉદ્વિગ્ન કરવાની કોશિષ કરી હતી કામદેવે પોતાની મર્યાદા બહારનું કૃત્ય કર્યું અને તેનો અંત આવ્યો. પરંતુ હમેશા મોહકરૂપ ધરનારી રતિ પહેલીવાર વિધવા રૂપમાં જણાતા ઉદાસ જણવા લાગી, દુનિયાનું ભાગ્ય અદ્ધર લટકતું લાગ્યું હવે રતિ ક્રીડા (કામ) વિના થવાની! શિવ માફ કરી શકતા ન હતા. એમણે તો યોગ્ય સજા આપી પણ રતિ દુ:ખી હતી છેવટે દુનિયાના ભાગ્ય પરની દયાએ અથવા તો રતિના દુ:ખે શિવને ડગમગાવ્યા એમણે કામદેવને જીવન તો આપ્યું, પરંતુ શરીર છીનવી લીધુ. ત્યારથી કામદેવ અશરીરી છે. પણ એ નિરાકાર 'કામ' દરેક જગ્યાએ પહોચી જાય છે અને પ્રભાવ પાડી શકે છે અથવા તો પ્રભાવ ધૂળભેગો પણ કરી નાખી શકે છે.

એમ જણાય છે કે આ ખેલ શિવના ઊંચા પહાડી નિવાસસ્થાન કૈલાસ પર ખેલાયો હશે! જ્યા માનસરોવરના પારદર્શક નીલ જળમાં રાજહંસ મોતીનો ચારો ચરે છે, અને એટલુ જ દુર્ઘટ, અપૂર્વ, અજેય કૈલાસ જ્યા બારેમહિના બરફ જામ્યો રહે છે, જ્યા હમેશા અખંડિત શાંતિનુ સામ્રાજ્ય હોય છે હિંદુ કથાઓ મુજબ આ સ્થાન ધરતી પરનુ સર્વથી રમણીય અને કેન્દ્ર બિન્દુ સમાન છે.

ધર્મ અને રાજનીતિ ઈશ્વર અને રાષ્ટ્ર અથવા જાતિ દરેક જમાનામાં અને દરેક જગ્યાએ હળી મળીને જ ચાલે છે ભારતમાં આ અધિકતર બને છે શિવના તમામ ચરિત્રોમા પાર્વતીના મૃત્યુ અંગેનો એમનો શોક મહત્ત્વપૂર્ણ છે મૃતપાર્વતીને પોતાને ખભે ઊંચકીને તેઓ આખા દેશમા ભટકયા. પાર્વતીનુ એકેએક અંગ ખરવા લાગ્યું પણ અંતિમ અંગ સુધી શિવે શબને તજ્યું નહી. કોઇ પ્રેમી, દેવ કે રાક્ષસ—ક્યાય કશે પણ, સાહચર્ય માટેની આવી અનોખી કથા મળે તેમ નથી એટલુ જ નહી, શિવની આ કથા ભારતની અતૂટ અને વિલક્ષણ એકતાની પણ કથા છે જ્યા પાર્વતીનુ એક અંગ ખર્યું, ત્યા એક પવિત્ર તીર્થ બન્યું બનારસના મણિકર્ણિકાના ઘાટ પર મણિકુંડલથી સાથે પાર્વતીનો કાન ખર્યો. આજે પણ આ સ્થળે મૃતદેહોને અગ્નિદાહ આપતા તેની મુક્તિ જ થશે એવી શ્રદ્ધા રાખવામા આવે છે હિંદના પૂર્વ કિનારા કામરૂપમા એક અંગ પડયું, જેનું પવિત્ર આકર્ષણ સેંકડો પેઢીઓ સુધી ચાલુ રહ્યુ છે, અને આજે પણ દેશના ગામડાઓમા વૃદ્ધ દાદીમાઓ પોતાના—પૌત્રો અને દોહિત્રોને 'પૂર્વ'ની સ્ત્રીઓ પુરુષોને ઘેટુ કે બકરુ બનાવી દે છે' તેથી તેમનાથી સાવધા રહેવાની ચેતવણી આપે છે

એકવાર સર્જક બ્રહ્મા અને પાલક વિષ્ણુ વચ્ચે કોણ મોટુ—એ બાબતનો ઝઘડો થયો એના ન્યાય માટે તેઓ બન્ને સંહારક શિવ પાસે ગયા શિવે બન્નેને અહંકાર તજી દેવાનો ઉપદેશ આપ્યો ત્રિમૂર્તિને આ નિર્ણય ઉપર ખૂબ હસવુ આવ્યું હશે, એટલુ જ નહી પણ બીજા પ્રસંગોએ પણ તેને હસવુ આવતુ હશે વિષ્ણુના સંબંધમા એ કહેવુ જરુરી છે કે, તેઓને પણ અનંત નિરા અને અનંત આકારના કલ્પવામા આવે છે શિવ

તો અનાદિ અનંત છે, અને માટે જ ગણેશ અને કાર્તિકેય વચ્ચે એક દિવસ ઝઘડો થયો ત્યારે, 'પૃથ્વીની પ્રદક્ષિણા કરીને પહેલો પાછો ફરનાર જીતે' એવો શિવે નિર્ણય આપ્યો. કાર્તિકેય તો એક પળ ગુમાવ્યા વિના તુરત જ નીકળી પડ્યા, જ્યારે ગણેશજી તો લંબોદર, હાથીની સૂંઢવાળા, ભારે શરીર, વિચાર કરતા બેસી ગયા. મોઢું પણ ચઢાવ્યું. પણ બુદ્ધિથી વિચાર કરતા એમની આંખમાં ચમકારો થયો. ધીરે રહીને પોતાના સ્થાનેથી ઊઠ્યા અને પોતાના પિતાની પ્રદક્ષિણા કરી. જીત એમની જ થઈ. આ કથામાં, એકદમ ઉતાવળ કરવાને બદલે વિચાર કરીને કામ કરવાનો શિખામણ જ રહેલી છે. પરંતુ મૂળરૂપમાં આ શિવજીની કથા છે, જેમને 'અસીમ' માનવામાં આવ્યા છે અને જેમના સાત પગ કલ્પવામાં આવ્યા છે. નિસંદેહ, શરીરથી તો શિવ અસીમ જ છે.

હાથીની સૂંઢવાળા ગણેશનું ચરિત્ર તો અપૂર્વ છે. તેમને તીક્ષ્ણ બુદ્ધિવાળા માનવામાં આવે છે. પાર્વતીજી સ્નાન કરવા બેઠા તે પ્રસંગે ગણપતિને બારણે ચોકી કરવા બેસાડ્યા, એવામાં શંકર આવ્યા તેમને આ બાળ ચોકીદારે રોક્યા. ક્રોધમાં આવીને પિતાએ પુત્રનો શિરચ્છેદ કર્યો પાર્વતીના દુઃખનો કંઈ પાર ન રહ્યો. અંતે એ માર્ગે પહેલો એક હાથી આવ્યો, તેનું ડોકું કાપી નાખી ગણેશના ધડ પર લગાડી દીધું. માનો કે, ગણેશજીને તો એમણે સજીવન કર્યા અને દુઃખી પાર્વતીને સુખ આપ્યું પણ જે હાથીનું ડોકું એમણે ઉડાવી દીધું એની માની શી દશા થઈ હશે! પરંતુ આ પ્રશ્નનો ઉત્તર એ પ્રશ્નમાંથી જ મળી રહે છે. નવા ગણેશને કારણે હાથી અને જૂના ગણેશ–બન્નેમાંથી કોઈ મર્યું નહોતું. શાશ્વત આનંદ અને બુદ્ધિનો આ મેળ કેટલો વિચિત્ર છે! હાથી તથા માનવી મિશ્રણ પણ કેટલું હાસ્યાસ્પદ છે!

શિવનું એક બીજું પણ કાર્ય છે, અને તેનું ઔચિત્ય સિદ્ધ કરવું અઘરું છે. એમનું પાર્વતી સાથે દ્યૂત કર્યું. એક એક દાવ પર પાર્વતીએ શિવને પરાસ્ત કર્યા, ત્યારે શિવે એક ચાલાકી કરીને પોતાનો પગ સીધો કર્યો. પાર્વતી સ્તબ્ધ કારણ કે આવા પ્રકારની અગમ્ય રીતે ગણાવવા નારીની મર્યાદાનો લોપ થતો હતો. પોતાના પતિના આવા અનુચિત કાર્ય માટે આશ્ચર્ય પામતા તે ચાલી ગયા. પરંતુ જીવનનું સત્ય આવી ચકિતરમાં જ સમાયેલું છે. દુનિયાના બધા કહેવાતા લોકો આ પ્રત્યે ભમ્મર ચઢાવે છે અને નારીની મર્યાદા બચાવવાની વાતો કરે છે શિવે શક્તિને જીતવા માટે–પોતે જેમાં હારતા હતા તેના જીતવા માટે આ ભંગીમાનો આશ્રય લીધો, કે આમ કરી બેઠા, એની ખબર નથી.

શિવે એવું કોઈ પણ કામ કર્યું નથી જેના ઔચિત્યનો નિર્ણય એ કાર્ય પરથી જ ન થઈ શકે. આ તો વિરલ ગણાય. જીવનકાર્ય અને કારણની એક એવી લાંબી શૃંખલા છે કે, દેવ અને મનુષ્ય બન્નેને પોતાના કામના ઔચિત્યની લાંબે સુધી શોધ કરવી જ પડે આ એક ભયજનક હકીકત છે. અનુચિત કામોને યોગ્ય ઠેરવવાને માટે ચતુરાઈ અજમાવવી પડે, ખીજ ચડે તેવા તર્કવિતર્ક રજૂ કરવા પડે! આ પ્રમાણે અસત્યને સત્ય, ગુનાખોરીને આઝાદી અને હત્યાને જીવન માનવામાં આવે છે. આવા દુઃખતાપૂર્ણ તર્કોનો એક માત્ર ઇલાજ છે અને તે શિવનો વિચાર. કેમ કે તેઓ તાત્કાલિકતાના સિદ્ધાંતના પ્રતીક છે. દરેક કાર્યમાં એમનું તાત્કાલિક ઔચિત્ય હોય છે

અસીમ તાત્કાલિકતાની આ મહાન કલ્પનાએ ઉદારતાના બે સ્વપ્ન દુનિયાને આપ્યા. જ્યારે દેવાસુર સમુદ્રમંથન થયું, ત્યારે અમૃત પહેલા વિષ નીકળ્યું કોઈએ આ વિષપાન કરવું જોઈએ. શિવ આ દેવાસુર સંગ્રામથી દૂર જ હતા, સમુદ્રમંથનમાં પણ તેમણે ભાગ લીધો નહોતો આમ છતાં, તેમણે જ વિષપાન કર્યું અને તેને પોતાના ગળામાં રોકી રાખ્યું, માટે તેઓ નીલકંઠ કહેવાયા બીજી કલ્પના પણ એમ તે કાળે પૂજનીય છે. એક વખતે એમના ખોળામાં બેઠેલા પાર્વતી સહિત એમની પૂજા કરવાની ના પાડી ત્યારે શિવે અર્ધનારીશ્વરનું રૂપ ધર્યું. પોતે અડધા પુરુષ અને અડધી નારી બન્યા!

આ પૌરાણિક કથાઓ મહીને એનો હાર્દ

કરવાનો મારો ઇરાદો નથી, સૈકાઓથી એમા મન માન્યા ફેરફાર થયા જ કરે છે. કદિક સ્વસ્થ બીજ વિપરિત સન્જોગોના સડી પણ જાય છે. રામના ભક્તો વખત પર પત્ની વિમુખ, કૃષ્ણના ભક્તો પરદારાભોગી અને શિવના ભક્ત અઘોરપથી પણ જણાયા છે. અધઃપતન અને ક્ષતિની આ પ્રક્રિયામા મર્યાદિત પુરુષ, સંકુચિત બની જાય છે, ઉન્મુક્ત પુરુષ દુરાચારી બને છે; અને અસીમિત પુરુષ પ્રાસગિક અને સ્વરૂપહીન બની જાય છે.

રામના બે અસ્તિત્વ છે. મર્યાદિત અને સકીર્ણ. કૃષ્ણના બે સ્વરૂપ છે–ઉન્મુક્ત અને ક્ષુદ્રપ્રેમી અને શિવના બે છે, અસીમિત અને પ્રાસગિક. આનો કોઈ ઉપાય બતાવવાની ધૃષ્ટતા હુ નહી કરું. પણ માત્ર એટલુ જ કહી શકાય, 'હે ભારત માતા! અમને શિવની બુદ્ધિ આપો; કૃષ્ણનુ હૃદય આપો અને રામનુ કર્મ અને વચન આપો. અમને અસીમ બુદ્ધિ, ઉન્મુક્ત હૃદય અને તેની સાથે જીવનની મર્યાદા પ્રાપ્ત થાય.' (સપૂર્ણ)



એક ચિત્રકાર હતો.

એક દિવસ એને વિચાર આવ્યો કે મે ઘણા ચિત્રો ચિતર્યા પણ જગતની એકની એક, સર્વશ્રેષ્ઠ સુદર વસ્તુ તો ચિતરવા માટે હજુ હાથ લાગી જ નથી.

એ માટે એણે શોધ આદરી. પ્રવાસ કરતા રસ્તે એને એક ઉપદેશક મળ્યો; પૂછ્યું : 'ક્યા ચલાવ્યું ?

'કોઇ ખાસ સ્થળે તો નહિ જ,' ચિત્રકારે કહ્યુ : 'પણ જગતની સર્વશ્રેષ્ઠ એવી એક જ વસ્તુનું ચિત્ર કરવાની ઉત્કંઠા છે. એની શોધમા નીકળ્યો છુ. તમે કઇ માર્ગદર્શન આપી શકશો ?'

'કેટલી સહેલી વાત છે!' ઉપદેશકે કહ્યુ : 'કોઇ પણ મદિર કે ધર્મના તત્ત્વજ્ઞાનમા એ તને મળી આવશે. એ છે 'લાગણી.' એથી સર્વશ્રેષ્ઠ સુદર ચીજ વિશ્વમા કોઇ જ નથી.

ચિત્રકારે એ સાભળી લીધુ. એ આગળ ચાલ્યો.

વાટમા એને નવોઢા મળી. ચિત્રકારે એને પૂછ્યું : 'જગતમા સર્વથી શ્રેષ્ઠ એવી સુદર વસ્તુ કઈ ?'

'પ્રેમ' નવોઢાએ કહ્યુ : 'પ્રેમ દરિદ્રને શ્રીમત બનાવે છે. આસુમા મીઠાશ આણે છે, પરસ્પરનુ આકર્ષણ વધારે છે. પ્રેમ જેવી કોઇ સર્વાગ સુદર વસ્તુ આ જગતમા બીજી નથી.'

તો પણ ચિત્રકારે પોતાની શોધ ચાલુ રાખી

રસ્તે જતા એને લડવૈયો મળ્યો. એ થાકેલો, કટાળેલો હતો. ચિત્રકારે એને પણ એ જ પૂછ્યું.

'જગતમા સર્વથી શ્રેષ્ઠ એવી એક શાતિ જ ચીજ છે. ને યુદ્ધ સર્વથી નિકૃષ્ટ. જ્યા જ્યા શાતિ છે ત્યા ત્યા સુદરતા છે' લડવૈયાએ કહ્યુ.

લાગણી પ્રેમ : શાતિ 'આ ત્રણેના ચિત્ર કઇ રીતે કરવા ?' ચિત્રકાર બબડયો ને નિરાશ થઇ ઘર ભણી પાછો વળ્યો.

અને કેવી અજબ વાત! ઘરમા પગ મૂકતા જ એને જગતની સર્વથી શ્રેષ્ઠ એવી સુદર વસ્તુ જડી ગઇ. પુત્રની આખોમા લાગણી તરવરતી જણાઇ. પત્નીના મૃદુ હાસ્યમા પ્રેમ ઉછળતો દેખાયો ને સૈનિકે જે શાતિની વાત કરી હતી તે ઘર આખામા પથરાયેલી દીઠી. પ્રસન્ન દામ્પત્યનું એ પરિણામ હતુ

એ ક્રમ વગરની ગયો એને જગતની સર્વ શ્રેષ્ઠ સુંદર વસ્તુ હવે હાથ લાગી ગઈ હતી.

ચિત્ર તૈયાર થઇ ગયું એટલે એણે નામ આપ્યું : 'ઘર.' —ડબલ્યુ. ઓ. ગુડવીલ

## પ્રસંગ-ચિત્રો

'સફરીજહાં'

શેઠ ખુશાલદાસને ત્યાં આજે ઉત્સવ હતો, નગરશેઠાઈ મળ્યાનો. નગરના અને નગર બહારના અનેક નરનારીઓનો એમને એ બદલ અભિનંદન આપવાનો મેળાવડો યોજાયો હતો. સૌ કોઈ શેઠના એકેક ખંડમાં આવી શેઠને અભિનંદન આપતા. શેઠ અભિનંદનો સ્વીકારતા ધીરેથી બોલતા; 'સારુ, કહી દઈશ !'

એમના એ બોલ પર ઘણાનું ધ્યાન પડતુ, ને ઘણાનું નહોતુ પડતુ. જેમનું ધ્યાન પડતુ તેઓ જરા ભાઠપ અનુભવી જતા 'શેઠ આમ કેમ બોલે છે?' પરંતુ પૂછી શકતા નહિ. પરંતુ છેવટે એક હિંમતવાળો નીકળ્યો ખરો. તેણે જેવું શેઠે કહ્યુ : 'સારુ કહી દઈશ !' કે તરત જ પૂછ્યું: 'કેમ શેઠ, કોને કહેવાનુ છે, તે તમે આમ કહો છો ?'

શેઠ હસ્યા : 'કાંઈ નહિ, ભાઈ ! એ તો મારી અંગત બાબત છે.'

'પણ ત્હોય.'

'તો સાભળો ભાઇ, એકવાર હુ રસ્તાનો રખડતો ભિખારી હતો. મારો તે વખતે કોઇ ભાવે ય પૂછતુ નહોતુ. સગાવહાલા ને ઓળખીતા મને જોતા જ તેમનુ મો ફેરવી લેતા યા મને ધૂત્કારી કાઢતા, એ વખતે મારે ઉપર આભ ને નીચે ધરતી હતી. પણ કિસ્મતના રંગ પલ્ટાયા લડાઈ ફાટી નીકળવાથી કાળા-ધોળા કરી હુ લાખો રૂપિયા કમાયો. ઘેર મોટરને બંગલા થયા. સગાવહાલા ને ઓળખીતા દોડ્યા દોડ્યા મારે આગળે આવવા શરૂ થઈ ગયા. મારા નચાવ્યા નાચવા ય આજે તેઓ તૈયાર છે. એક વખત મને કોઈ પોતાની કન્યા આપવા-પરણાવવા ય તૈયાર નહોતુ. આજે તો હુ વિધૂર થાઉં અને તેમની કન્યા પરણુ એનો તેઓ વિચાર કરે છે ઈશ્વરકૃપાએ આજે મને નગરશેઠાઇ મળી છે-કહો કે મને નહિ, મારા પૈસાને મારા ગુણ-અવગુણને લીધે નહિ, મારા પૈસાને લીધે મળી છે. ને આ તમે બધા શું મને તે બદલ અભિનંદન આપી રહ્યા છો? ના રે, ના, એ તો તમે મારા પૈસાને આપી રહ્યા છો. હુ તો જ્યારે રસ્તાનો ભિખારી હતો ત્યારે જેવો હતો તેવો જ આજે છું. આ તમે પૂજતાં-પૂછતા મને નથી-મારા ધનદૌલતને પૂછો છો તેથી જ હુ તમને બધાને કહું છું કે તમે આપેલુ માન-અભિનંદનો પહોંચ્યા છે એ બધુ પેલા ધન-દૌલતને કહી દઈશ'

× × ×

ફિરોઝશાહ મહેતા 'મુંબઇના વાઘ' હતા. એમના જમાનામા એ કુશળ બેરીસ્ટર. એ જેનો કેસ લેતા, તેનો વિજય જ થતો. ફિરોઝશાહની બેરીસ્ટરી એવી તો પ્રસિદ્ધ હતી. અન્ય વકીલ-બેરીસ્ટરો પણ જ્યા સાભળતા કે સામાવાળાના વકીલ તરીકે સર ફિરોઝશાહ મહેતા રોકાતા છે તો તરત તે કહી દેતા; બને તો માંડવાળ કરી લો, જીતવાના નથી જ,'

એવા એ વાઘને કોથળાએ શિકસ્ત આપી. એક ડીગ્રી વગરના વકીલે ડીગ્રીધારી બેરીસ્ટર સાહેબને જીંદગીભર યાદ રહે તેવી હાર આપી. વાત આમ બની હતી:

જૂનાગઢ ત્યારે દેશી-નવાબી રાજ્ય હતું. પરમાનંદ કોયજી એ નવાબી રાજનો મશહૂર વકીલ.

એ જમાનામા આમેય શિક્ષણ બહુ ઓછું અપાતું. લોકો ભણતા પણ બહુ ઓછાં ને જે લોકો થોડુ ઘણું ભણતા તેમની કદર પણ સારી થતી. એ જમાનામા વિષયના જાણકાર અને અનુભવી માણસોને તે તે વિષયના કામ કરવાની મંજૂરી-સનદ સરકાર અને રાજ્યો તરફથી અપાતી. પરમાનંદ બહુ ભણેલ નહે તો પણ કોર્ટ કચેરીના કામકાજ

અને કાયદા—કાનૂનોથી પૂરો વાકેફ હતો એટલે તેને પણ રાજ્ય તરફથી રાજ્યની કોર્ટોમા વકીલાત કરવાની સનદ મળેલી આ પરમાનદમા માણસ પારખવાની અને સમય ઓળખવાની ય ગજબની આવડત હતી એટલે તેના અસીલો હમેશા જીતતા

જૂનાગઢના એક શ્રીમત કુટુબમા મિલ્કતનો ઝઘડો પડયો એ ઝઘડો કોર્ટ સુધી પહોચ્યો એક પક્ષે પરમાનદને વકીલ તરીકે રોકી લીધો બીજા પક્ષે આ જાણ્યું તે નિરાશ થયા એમણે વિચાર્યું કે હવે બરોબરિયો વકીલ મળે તો જ જીતાય એટલે એ પક્ષવાળાએ છેક મુબઇ સુધી નજર દોડાવી એ જમાનામા કોર્ટ-કચેરીઓની દુનિયામા સર ફિરોજ શાહ મહેતા પ્રથમ પક્તિના બેરીસ્ટર વકીલ ગણાતા પેલા પક્ષે ભારે ખર્ચ કરી સર મહેતાને પોતાના વકીલ તરીકે રોકી જૂનાગઢ તેડ્યા

મહેતાએ પરમાનદ વકીલનુ નામ સાભળ્યું હતુ વળી તેના અસીલો તરફથી પણ જણાવાયેલુ જો જો સર મહેતા, સામે પરમાનદ કોથળો છે હજુ સુધી એનો કોઇ અસીલ હાર્યો નથી' સર મહેતાએ અગમચેતી તરીકે કેસનો બે-ત્રણ વાર અભ્યાસ કરી લીધો કેસ જીતવા કેવી દલીલો કરવી તેમ વિચારી કાઢ્યું ને એ ય નક્કી કરી લીધુ કે પ્રથમ દલીલો પોતે જ કરવી જેથી કોથળાને દલીલોનો જવાબ આપવો ભારે પડી જાય

પરમાનદ જ્યારે પણ કોર્ટમા જાય ત્યારે જોડે કાયદા-કાનૂનોના, કોર્ટના ચૂકાદાઓના, અને પ્રખર કેસોના પુસ્તકો ભરેલો કોથળો પણ જોડે લઈ જતો કોર્ટમા દલીલો કરતા પહેલા એ પુસ્તકોને પોતાની સમક્ષ ગોઠવતો, અને પછી દલીલો શરૂ કરતો પોતાની દલીલને સચોટ બનાવવા અને કેસનું સમર્થન કરવા તે ગોઠવેલા પુસ્તકોમાથી એક પછી એક પુસ્તક ઉઠાવતો, નિશાનીવાળા પૃષ્ઠો ખોલતો અને કહેતો કે અમુક સાલમા આ સ્થળ ની કોર્ટના ન્યાયાધીશ, શ્રી સાહેબે આવા જ કેસમા આ જાતનો ચૂકાદો આપેલા

એ જમાનામા દેશી રાજ્યોની કોર્ટોમા ન્યાયાધીશ તરીકે બેસનાર વ્યક્તિઓ લાગવગના જોરે અથવા તો રાજાના કુટુબી હોવાને દાવે એ સ્થાન પચાવી પાડતી એમને કાયદા-કાનૂનનો અને કોર્ટ કામકાજનો અનુભવ જ્ઞાન પણ ઘણી વાર ન હોય આવા સજોગોમા હોશિયાર વકીલો સામ, દામથીય ન્યાયાધીશને વશ કરી ધાર્યો ચૂકાદો મેળવી શકતા, અથવા તો આવા ન્યાયાધીશો વકીલોની દલીલબાજી અને પોતાનાથી મોટા મોટા અને પ્રખ્યાત ન્યાયાધીશોના નામ સાભળી અજાઇ જતા અને 'ન્યાયાધીશે જ જ્યારે આવા કેસમા આમ ચૂકાદો આપેલો તો પછી આ કેસનો ફેસલો પણ એવો જ હોઇ શકે' ગણી ચૂકાદો આપી દેતા

પરમાનદના વિજયોમા આ પણ એક કારણ હતું પણ પરમાનદે આ વખતે જોયુ કે આ વખતે વાત જરા જુદી છે આજ સુધી તો પોતાના જેવા અર્ધ શિક્ષિત વકીલો સામે દલીલબાજી કરી જીતતો આવ્યો હતો પણ આ વખતે તો સામે મુબઈનો પ્રસિદ્ધ કાયદા કાનૂનોનો ખા અને બેરીસ્ટર સુધી ભણેલો હરીફ હતો પોતે આજ સુધી જે રસમથી કેસ લડતો તે રસમ ચાલે તેમ નહોતી એણે વિચાર્યું 'જીતીશ તો બેશક કીર્તિ વધશે જ પણ આવા સમર્થ વકીલની સામે હારવામા પણ માન તો છે જ'

ને જૂનાગઢની કોર્ટ ચિક્કાર પ્રેક્ષક ગણ સાથે શરૂ થઈ 'વાઘ અને કોથળા'ની દલીલબાજીઓનુ યુદ્ધ જોવા સૌ આ યા હતા, પરમાનદે કોથળો ખોલી નિયમ મુજબ પોતાની સમક્ષ ગ્રથો ની થપ્પી ગોઠવાવી

નક્કી કર્યા મુજબ સર મહેતાએ કેસની દલીલો શરૂ કરી એમની એક એક દલીલો સાભળી કોર્ટમા તાળીયો ગડગડી રહેતી મહેતાના પક્ષકારો અને સૌને ચોક્કસ થઇ ગયુ કે કેસ જીતાઈ જ ગયો છે મહેતાની દલીલોનો જવાબ કોથળો નહિ આપી શકે કોથળો આ વખતે તો હારી જ ગયો !'

જે ન્યાયાધીશ કેસ ચલાવતો હતો તે નવાબનો સગો હતા તાજો જ ગ્રેજ્યુએટ એને તો

કાયદા-કાનૂનોનો પૂરો અભ્યાસ પણ નહોતો એટલે મહેતાએ કરેલી મોટી મોટી ને લબાણ દલીલોને કાયદાની કલમોના આપેલા હવાલા—એ કશું જ સમજાયેલું નહિ એટલે એ બિચારો ચૂપચાપ સાંભળી જ રહેલો પરમાનંદ આ બધું એના ચહેરા પરથી સમજી ગયેલો પછી પરમાનંદ ઊભો થયો એ શું જવાબ આપે છે તે જાણવા સૌ આતુર બની રહ્યા પરમાનંદે એક નજર આખી કોર્ટ પર ફેરવી લીધી ને પછી કહ્યું 'સર મહેતાએ એક નાનકડી વાત માટે જે આવડી મોટી ને લાંબી દલીલો કરી છે તે સારી વાત છે મારે હવે એ વિશે બહુ કાંઈ જ કહેવાનું રહ્યું નથી પરંતુ મારે પણ મારા ફળનું હિત વિચારવું જોઈએ' આમ કહી તેણે એક મોટો ગ્રંથ કાઢ્યો ને બોલ્યો 'કટુબની સિલકતનો આ ઝઘડો છે આ ઝઘડાના જેવો જ એક ઝઘડો મુંબઈની કોર્ટમાં વર્ષમાં આવેલો એ કેસનો ચૂકાદો શ્રી સાહેબે રીતનો આપેલો જુઓ એનો હવાલો આ પુસ્તકમાં છે'

સર મહેતાને એ ન્યાયાધીશ એ કેસ અને એ ચૂકાદો બધું જ યાદ આવ્યા એમને બોલવા જેવું જ ન રહ્યું જ્યારે ન્યાયાધીશને તો આવું જ કંઈક જોઈતું હતું એણે એ ચૂકાદાને લક્ષ્યમાં રાખીને જ ચૂકાદો દઈ દીધો

ને આખીય કોર્ટ પરમાનંદના આ વિજય પર વારી ગઈ 'મુંબઈના સિંહને એક જૂનાગઢી કોયલાએ આબાદ હરાવ્યો !' ઠેરઠેર લોક બોલી રહ્યા

× × ×

ગૌતમ મુનિને બે પત્નીઓ એકનું નામ ગૌતમી બીજીનું નામ અહલ્યા મુનિ તપસ્વી હતા પણ ક્રોધ વશ કરી શક્યા નહોતા એમણે એક દી, ક્રોધમાં જ પોતાની બન્ને વહાલસોઈ પત્નીઓને શ્રાપ દઈ દીધો 'જાવ શલ્યા થઈ જાવ'

ને એ બન્ને નારીઓ નારી મટી પાષાણ બની ગઈ, અહલ્યા શલ્યા કહેવાઈ, ગૌતમી ધરા કહેવાઈ,

શલ્યા ઘણીયેવાર કલ્પાંત કરી કહેતી 'આપણે નારીઓ ! આ શલ્યા બની શું જીવન ઉજાળવાની હતી ? મનુષ્ય રૂપમાં જ આપણે જગત કલ્યાણ સાધી શકીએ'

ધરા કહી રહેતી 'એવું મા બોલ બહેન ! જગતકલ્યાણની સાધના તો કોઈ પણ અવસ્થામાં રહીને પણ સાધી શકાય છે'

પણ શલ્યાને એ ગળે વાત ન ઊતરી એ મનુષ્યરૂપ માટે ઝંખી રહી

એની એ ઝંખના એકદા પૂર્ણ થઈ રામ આવ્યા ને એનો ઉદ્ધાર કર્યો શલ્યા મટી પુનઃ અહલ્યા બની, જીવનને એણે ધન્ય ગણ્યું એ પ્રફુલ્લ વદને બોલી રહી 'ગૌતમી ! હું પુનઃ અહલ્યા બની હું મારી મનીષા સંતોષીશ'

ધરા કાંઈ જ ન બોલી પણ એનો પ્રાણ ફફડી રહ્યો હું નારી છું હું મારા નારીપણાને ઉજાળું એવું કરજે પ્રભુ !'

ઓતરાદિ દિશામાં ગડગડાટ વ્યાપી રહ્યો સ્ફટિક શું આકાશ કાળા ઘનઘોર વાદળોથી છવાઈ રહ્યું મેઘે હુંકાર કર્યો, ને ચોતરફ મૂશળધાર વર્ષા વર્ષી રહી આઠ આઠ મહિનાથી પાણી ઝંખી રહેલી ધરા બન્ને મોઢે પાણી પી રહી

એણે હરિયાળી ચુંદડી ઓઢી અંગે અંગે વસંતની બહાર રેલાઈ રહી કુદરત કલ્લોલી રહી

ધરા પ્રસન્ન બની 'અહલ્યા, બહેન ! હું પુનઃ નારી બની છું મારું નારીત્વ મારા રામે મને પાછું આપ્યું !

('સતસંદેશ')



રતિલાલ 'અનિલ'

માણસના માથાએ આખી દુનિયાના વિચારો બાજુએ રાખી ખુદ પોતાનો જ વિચાર કર્યો અને પોતા પર ચઢી બેઠેલી ટોપીને ઉતારી નાખી, અને 'તાજના સાક્ષી' જેવું માથુ આઝાદ પ્રજાસત્તાક જેવુ કેવળ 'માથુ' દેખાવા માડયુ.

ટોપીઓની વિવિધતામા માથાની એકતા પ્રસ્થાપિત કરવા એમા જ માણસનો આનદ સમાયો છે એ ભ્રમ અદૃશ્ય થયો અને વાળોની વિવિધતામા પ્રસ્થાપિત થયેલી એકતાને પ્રદર્શિત કરવામા જ માણસની નિખાલસતા રહેલી છે એ સત્ય ખુલ્લા માથારૂપે પ્રગટ થયુ.

આવતી પચ્ચીસીમા જૂની પેઢી પુણ્યદાન કરી કરીને વૈકુઠ, કૈલાસ, બ્રહ્મપુરી અને સ્વર્ગની સહેલગાહે ઊપડી ચૂકી હશે ત્યારે તો અત્યારે સાકડી લઘુમતીમા દેખાતાં તાજના સાક્ષી સ્વરૂપ માથા મ્યુઝિયમની શોભા સાચવવા જેટલા જ રહી ગયા હતા

વાળ દશ્રીઓ માથેથી વાળ ઉતારી નાખે છે એમ માણસે માથેથી ટોપી ઉતારી નથી– એક માગ ઉતારી નાખવા છતા ઘર તો રહે જ છે તેમ વાળદશ્રી વાળ ઉતારી નાખે તોયે વાળ વાળુ માથુ તો રહે જ છ પણ માણસે ટોપી ઉતારી નાખ્યા પછી માત્ર ટોપીવાળુ માણસનુ માથુ જ માત્ર રહી ગયુ છે અને 'ઉતારી નાખવુ'એ ક્રિયાપદનો એક નવો જ અર્થ એણે પ્રગટ કર્યો છે.

'શિર સલામત તો પઘડી બહોત' એ ઉક્તિનુ સ્થાન 'શિર સલામત તો વિગ બહોત' એ ઉક્તિ કેટલીક બહેનોએ ચરિતાર્થ કરવા માડી છે અને એનુ અનુકરણ કરવામા પૌરુષ હણાતુ લાગતું ન હોય એવા પુરુષોને પણ પ્રેરણા આપી છે. ટાલિયો પુરુષ જે આજે કરી શકે તે સ્ત્રીઓએ મર્યાદિત પ્રમાણમાં ભલે, પણ યુગોથી કરવા માંડયું હતું કેમ કે રાણીના માથા સિવાય કોઈ પણ સ્ત્રીનું માથું તાજના સાક્ષી જેવું હોય એ સ્ત્રીઓએ સ્વીકાર્યું જ નહોતું. સ્ત્રીઓએ યુગો પહેલાં જેનો અસ્વીકાર કર્યો હોય તેનો અસ્વીકાર પુરુષ આજે કરે છે એ બતાવે છે પુરુષ સ્ત્રી કરતા યુગો યુગો જેટલો પછાત છે!

માથે ટોપી અને તાજ હતા ત્યારે રજપૂતો એકબીજાનાં ટોપી–તાજ નહીં પણ માથા ઉતારી લેવાનો ઉદ્યમ કરતા હતા અને એ ઉતારેલુ માથુ ભર્યા દરબારમાં થાળમાં ધરવુ એ શૌર્યના છોગા જેવો પ્રસંગ ગણાતો હતો. માણસે માથેથી ટોપી ઉતારી તેમાં આ જ મળ ક્ષાત્રવૃત્તિ તો નથી રહેલી શું ? બૌદ્ધ અને જૈન મતે અહિંસા પ્રબોધીને એકબીજાના માથા ઉતારવાના ઉદ્યમને ઘોર હિંસા કહી તેનો વિરોધ કર્યો અને ઉતારવા જેવું શું છે તે પોતાના ખુલ્લા માથા દ્વારા પ્રગટ કર્યું. શબ્દકોશમા બિરાજમાન 'મૂંડિયો' શબ્દ અહિંસાનુ પ્રતીક છે. ગાધીએ અહિંસા પ્રબોધી અને ઊજળા ધર્મનુ અનુકરણ કરવા આદેશ આપ્યો એથી કાળા માથાઓ પરથી કાળી ટોપીઓ ઊતરી અને ધોળી (ગાંધી) ટોપી ચડી બેઠી. પણ ખુદ ગાધીજીએ પાઘડી ઉતારી નાખ્યા પછી વાળને પણ માથે ચઢવા દીધા નહી એ જોઈને ગાધી ટોપીઓ પણ માથેથી ઊતરી ગઈ. આમ માનવજાતનો ઇતિહાસ માથા ઉતારવાથી શરૂ થઈને ટોપી ઉતારવા સુધી લંબાયો છે અને થોભ્યો પણ જણાય છે

ખાબરી ઉતારવાનો પ્રસંગ ઉત્સવ જેવો બની રહે છે તેવો ટોપી ઉતારવાનો પ્રસંગ ઉત્સવ સમો કેમ ન બન્યો એ આશ્ચર્યનો વિષય છે. સ્વદેશીની ચળવળમાં લોકો હોળી ચકલે જઈને કાળી ટોપી બાળીને ઉત્સવ ઉજવવા જેટલો આનંદ પ્રગટ કરતા હતા ખરા, પણ એ ટોપી ઉતારવાનો નહીં પણ ટોપી બદલવાનો ઉત્સવ હતો એ ભૂલવું ન જોઈએ. જનોઈ ઉતારવી એનો અર્થ જનોઈ બદલવી જ થાય છે, તેમ એ પણ ટોપી બદલવાના જ ઉત્સવો હતા.

*

માથાનો ઘાટ–આકાર લગભગ સરખો હોવા છતાં માણસે અનેક ઘાટ–આકાર અને રંગ–ડિઝાઈનની ટોપી, પાઘડી, ફેંટા અને તાજ–મુગટો સર્જીને 'માથાની બુદ્ધિનો લાભ ખુદ માથાને પણ મળવો જોઈએ' એ ન્યાયબુદ્ધિનો સારો પરિચય આપ્યો છે અને એમ પણ કહી શકાય કે તાજ–ટોપીમાં જ માથામાં રહેલી બુદ્ધિની આત્મીયતા સોળે કળાએ પ્રગટ થાય છે. તો, ટોપી ઉતારી નાખવામાં બુદ્ધિની સ્વતંત્રતા પણ જોઈ શકાય છે.

ટાલિયું માથું જોયા પછી એક વિચાર આવ્યા જ કરે છે કે ગણિતના આંક, આંકડા અને ભૂમિતિની અનેક આકૃતિઓ સર્જ્યા પછી માણસ કેવળ શૂન્યમાં જ લય પામવાનો છે એ સત્ય અનેક જાતની ટોપી, પાઘડી, ફેંટા, તાજ અને મુગટની આકૃતિઓ ફગાવીને શૂન્યાકાર જેવો આ રહી ગયેલો આ ગોળાકાર ચહેરો પ્રગટ કરે છે !

*

કોઈ એક વિશ્રામ–ઘરમાં બે જણ બેઠા હતા. એકે બીજાને પૂછ્યુ.

'અમેરિકનો તમને ગમે ખરા કે?'

પેલાએ જરાય ગભરાયા વિના કહ્યુઃ 'ના નહિ!'

'ફ્રેંચ લોકો તો ગમતા હશે, ખરુ?'

'નહિ?' પેલાએ એ જ મુદ્રામાં જવાબ વાળ્યો.

'અંગ્રેજો?'

'ના.'

'રશિયન?'

'નહિ જી!'

'ભારતી?'

'ના, ભાઈ, ના!'

પેલાએ પોતાના ચશ્મા ઉતાર્યા અને ખિસ્સામાથી રૂમાલ કાઢી મો લૂચ્યુ અને પૂછ્યું, 'તો પછી તમે કોને પસંદ કરો છો?'

બીજાએ સહેજ પણ અચકાયા વિના સંભળાવ્યું 'મારા મિત્રોને.'

—એક જર્મન લોકકથા

*

દેવેન્દ્રકુમાર પંડિત

## જાપાનની નારી

એક બીજાનો દેશ જીતવાની એષણા આજે છે તેવી જ ભૂતકાળમા હતી. યુરોપના રાષ્ટ્રો એશીઆઇ રાષ્ટ્રોને કબ્જે લેવા ફોજી તાકાત અજમાવતા બીજુ, રાજકીય રમતો રમતા આ યાદવાસ્થળીને વિરામ મળતો જ નહિ

આજ અગાઉથી ને આજ ભાવનાથી રશિયાએ જાપાન પર ચડાઈ કરી બેઉ વચ્ચે તુમુલ યુદ્ધ જામ્યુ પણ જાપાન દેશ નાનો છે તોય એની પ્રજા એક તસુ જમીન માટે સેંકડો યુવાનોના લોહી વહાવે છે. જાપાન વાસીઓને મન જાપાનની ભૂમિ એ સ્વર્ગથીય ચડિયાતી ગણાય છે એમનો દેશ એમને પ્રાણથીય વધારે વહાલો છે આવી વતનપરસ્ત ભાવનાવાળા જાપાનીઓ સામે રશિયા એની વિશાળ સેનાનો જોરદાર સાધનો સાથે ધસારો કરે છે પણ જોઈએ તેવી સફળતા મળતી નથી

જાપાનની ધરતી પર આગળ વધવા રશિયનોને વાગ્નો એક કિલ્લો જીતવા છે આ કિલ્લા પર રશિયન સેનાએ પૂરી તાકાતથી પૂરા સાધનોથી હલ્લો કર્યો પણ કિલ્લો સલામત રહ્યો અંદરના માણસો, સાધનો અને દારૂગોળો આબાદ રહ્યા.

આવા તો એકથી વધુ હલ્લા રશિયન સેનાએ આ કિલ્લા પર કર્યા પણ કિલ્લો અણનમ રહ્યો છે, આ કિલ્લો લીધા સિવાય જાપાનની ધરતી પર આગળ વધવું રશિયનો માટે નકામુ હતુ મૂશ્કેલ હતુ

રશિયન સેનાપતિ કપાળે હાથ દઈ બેઠા કિલ્લો હાથ નહિ આવવાની નામોશી એને કોરી ખાતી હતી ત્યા અચાનક એક વિચાર સ્ફૂર્યો 'કિલ્લાના મૂખ્ય દરવાજાના સંતરીને ફોડી કિલ્લામા પ્રવેશ કર્યો હોય તો?'

આ વિચાર સેનાપતિને ગમ્યો ને એણે આ સારૂ થોડા વિશ્વાસુ માણસોને બહુ જોખમે દરવાજા પાસે મોકલ્યા ને તેઓએ સંતરીને કહ્યુ 'રશિયન ફોજ સારૂ કાલે વહેલી પ્રભાતે તમે દરવાજો ઊઘાડી નાખો તો તમને જાપાનના ગવર્નર બનાવવામા આવશે આટલુ જ નહિ પણ પુષ્કળ ધન, દોલત ને જાગીર આપશુ '

સોનુ, જમીન અને હોદ્દાની લાલચે આ જાપાની સંતરી ઠગી ગયો અને રશિયનોની માગણી મુજબ બીજે દિવસ દરવાજા ખૂલ્લા રાખવા કબૂલ થયો.

એ ઘેર ગયો અને પત્નીને કહ્યુ.

'જો તને એક સારા સમાચાર કહેવા છે?'

'શા ?'

'હવે આપણા સારા દિવસો આવી રહ્યા છે.'

'કેવી રીતે મારા દિવસો આવશે?' સ્વામીની સામે એકીટશે તાકી રહેતી તે બોલી.

'રશિયાવાળા મને પુષ્કળ ધન આપવાના છે એથી આપણી ગરીબાઈ દૂર થશે '

'એમ ?' ચતુર સ્રી વાત પામી જતાં અજાણી થઈ બોલી

'હા, આટલું જ નહિ પણ મને જાપાનનો ગવર્નર બનાવશે'

'રશિયાવાળા તમને આટલુ બધુ ધન આપે છે ને ગવર્નર બનાવવા માગે છે એ શા સારૂ એ મને કહેશો ?'

'બહુ સામાન્ય વાત માટે. કાલે સવારમા મારે કિલ્લાના મુખ્ય દરવાજા ખૂલ્લા રાખવા. બસ, બીજુ કશુ જ નહિ'

'એના અર્થ એ થયો કે તમે જાપાનને વેચી નાખવા માગો છો '

'એમ કેમ કહે છે ?'

'કારણ કે આ કિલ્લો એના હાથમાં જાય એટલે અહી રહી એ જાપાનનો કબ્જો કરી લે.'

'ભલેને જીતી લે, એથી કાંઇ આપણા સારા દિવસોને દૂર ધકેલાય ?'

'ના એ નહિ બને. દેશના દુશ્મન તમે ના બનો. જે દેશનાં હવા પાણીથી આપણે દેહ પોષાયો છે એ દેશને બેવફા ન, નીવડો.'

'તમને બૈરાંને એમાં કશી સમજ ના પડે.'

કહી સંતરી ચાલ્યો ગયો. સ્ત્રીએ જાણ્યું કે તે નક્કી જ દેશદ્રોહનુ કામ કરશે ને જાપાન રશિયનોના હાથમાં જશે.

બીજા દિવસનું પરોઢ પ્રગટતું આવતું હતું. સંતરી વહેલો ઊઠી તાળા કુંચી વાળો દરવાજો ખોલી હળવેથી રશિયાની છાવણીમાં ગયો.

ઘડિયાળનો કાંટો ખસતો હતો અને જાપાનનું ભાવી નક્કી થતું હતું.

સ્વામીને વહેલા કુંચીઓના ઝુડા સાથે ગયેલ જોઇ સંતરીની સ્ત્રીને થયું, મારે શું કરવુ ? મારે પ્રથમ કોણ ? સ્વામી કે દેશ ?

પણ વતનપરસ્ત એ જાપાની મહિલાએ સ્વામી કરતા દેશને મહાન ગણ્યો. ને દેશ માટે બધા સુખનું બલિદાન આપવા નિશ્ચય કરી લીધોને સંકટ સમયે વગાડવાનો ઘંટ જોરથી ધણધણાવ્યો.

જાપાની સૈનિકો આ સાભળી સવારનું ખાવાનું છોડી હથિયાર લઇ તૈયાર થઇ ગયા.

થોડી વારે એનો પતિ રશિયાની સેના લઈ ફાટક પાસે આવી પહોંચ્યો કે જાપાની બંદૂકોમાંથી ગોળીઓ વરસવા માંડી

આ ગોળીઓ સંતરીની વતનપરસ્ત નારી વર સાવતી હતી અને એ ગોળીઓનુ પહેલુ નિશાન પેલો સંતરી બન્યો.

ઓચિંતા ગોળીબારથી રશિયન સેના પાછી હઠી. તેણે આગળ વધવા હિંમત કરી જ નહિ. દેશ-પ્રેમી એ નારીએ પોતાનુ સર્વસ્વ ખોઈ માતૃભૂમિ જાપાનને દુશ્મનને હાથ જતા બચાવ્યુ.

## સત્યાગ્રહ

ગિરનારના ઉન્નત શિખરો પર વારવાર નજર ફેરવતો ને ઘોડાની લગામ તંગાઇ પૂર્વક પકડી રાખતો જૂનાગઢનો નવાબ હામીદખાન જેતપરની આથમણી દરવે પહોળા પટમા નજીક ઊભેલા આદમીને કહી રહ્યો હતો.

'મૂળચંદ, તમારી શંકા ખોટી છે. તમને કાંઈ નહીં થાય બીજા જેવો હું નથી. જૂનાગઢ ચાલો, રહો. પાંચસો કોરીનો દરમાયો આપીશ, મારે આજ તમારા જેવા માણસોની જરૂર છે કારણ કે આજ દીવાન અમરજી નથી, મારું જૂનાગઢ ભયમાં છે'

'નવાબ સાહેબ ! અથી તો કોઇ સારો માણસ જૂનાગઢમાં તમારી નોકરી કરવા આવતા ખચકાય છે કે રખે આપ તેના હાલ અમરજી જેવા કરો ને દગો રમો.'

'એ તો ભાઈ ગઇ ગુજરીની વાત. એ પછી તો મારી આંખ ઊઘડી ગઈ છે. ગોંડલનો ભાકુંભો, પોરબંદરનો રાણો સરતાનજી, જામનગરનો વજીર મેરૂ ખવાસ, ભાવનગર ગોહેલ ઠાકોર વખતસિંહજી આ બધા મને દબાવે છે, મારો મૂલક દબાવે છે.'

'આજ સવે તમે જૂનાગઢના નવાબ ઊઠી જેત-પર મારા આંગણે નવારથી અત્યાર પર્યંત વિનંતીઓ કર્યા કરી તો એક શરતે જૂનાગઢ તમારી નોકરી કરવા આવું'

'કઈ ! તમ કહો તે શરત પાળું.'

જૂનાગઢ ત્રિનેત્ર મહાદેવના બાવા જો હામી પડે તો અવશ્ય આવું.'

'અચ્છા, તો આવો જૂનાગઢ, તમે માગશો તે હામી આપુ '

'આવીશ '

નવાબે ઘોડો હંકયો. જેતપરનો વતની એ મૂળચંદ હેમતરામ પાડ્યો ગામમા આવ્યો બીજે દિવસ ઘોડે પલાણી નરસના 'રંગમહેલે' આવ્યો ત્યાંથી બેઉ ત્રિનેત્ર મહાદેવના મંદિરે આવ્યા

આગવે ડ્વિમ જ નવાબે હામી થવા આ બધાને વિનંતી કરી હતી એટલે બાવાઓએ, મૂળચંદ સાથે નવાબને આવેલા જોઈ કહ્યુ

'નવાબ ! મળચદ તમારી ચાકરીએ રહે છે, અમારા હામીપણા હેઠળ પણ અમે તો સાસાર ત્યાગી, ને પાછા તાંડવ નૃત્ય કરવાવાળા શકરના ઉપાસક છીએ એ ધ્યાનમા રાખજો. ને કદીક તમને મૂળચદનો વાક દેખાય તો અમને તેની પ્રથમ જાણ કરવી એ પહેલી શરત છે. આ શરત જૂનાગઢના ભાવિ ગાદી વારસને પણ લાગુ છે'

'કબૂલ.' નવાબે કહ્યુ.

'જાઓ મૂળચદ, શકરનુ નામ લઈ ચાકરીએ ચડો ને જૂનાગઢની પ્રજાનુ કલ્યાણ કરો ગરીબોની દુવા મેળવો.'

બેઉ ઊઠયા. ગયા. મૂળચદ હેમતરાય એ પછી જેતપર છોડી જૂનાગઢમા આવ્યા ને વસ્યા

આમ ને આમ ઠીક સમય વીત્યો. કાળનું ચક્કર ફર્યું હામીદખાન પછી એમનો દીકરો બહાદુર ખાન જૂનાગઢની ગાદીએ બેઠો ત્યારે ભારત પર અગ્રેજોનુ સાર્વભૌમત્વ સ્થપાઈ ગયુ હતુ. દેશી રિયાસતો તેના પાળેલા કૂતરા જેવી બની ગઈ હતી બહાદુર-ખાનના સમયમા અમરજી દીવાનના પુત્ર રઘુનાથ જૂનાગઢના દીવાનપદે ને સૌરાષ્ટ્રમા કપની સરકારના પોલિટીકલ એજટ તરીકે કર્નલ બેરેન્ટાઈન સાહેબ હતા એને સ્વતત્ર મિજાજી અને રાજના ભલામા અહોનીશ લાગી રહેવો આ દીવાન ખટકયો ને એણે ત્યા ખટપટ કરાવી, નવો દીવાન નીમવા નવાબને ભરમાવી કોઈને કોઈ બ્હાના તળે ગાયકવાડી સુના વિઠ્ઠલરાવની સહાયથી રઘુનાથને જૂનાગઢના દીવાન પદેથી રૂખસદ અપાવી તેના બે ખાસ માણસો નુ રજી ઝાલા અને મૂળચદ હેમતરામને કેદમા નખા યા ને નવો દીવાન નીમાયો.

મૂળચદને કેદમા પૂર્યાની વાત ત્રિનેત્ર મહાદેવના બાવાઓને કાને ગઈ તેઓએ બહાદુરખાન નવાબને કહાવ્યુ કે, 'મૂળચદ તમારા બાપના સમયમા અમારા હામીપણા હેઠળ જેતપર મૂકી અહી ચાકરીએ આવેલ છે ને અમોને તેનો દોષ જણાવ્યા વિના મૂળચદને કાઈ ન કરવા નક્કી થયલ છે માટે મૂળચદને છોડી મૂકો.'

નવાબો-મહારાજાઓ કદી બાવાઓની વાત માને કે સ્વીકારે ? નવાબે પણ કહાવ્યુ કે 'રાજકાજ માં માથુ મારવુ એ તમારુ કામ નથી. મૂળચદ નહિ છૂટે.'

ગાજાની ચલમની છેલ્લી સટ લગાવી બોમ ગિરનારીના બૂલદ ઘોષ પૂરો કરતા બાવાઓના મૂખીને જ્યારે આ નવાબનો સદેશો મળ્યો ત્યારે મૂખી બોલ્યો

'અચ્છા ! હામી શુ કે હામીપણુ શુ એ નવાબ હજુ સમજતો નથી લાગતો. આપણે એને સમજાવી દઈએ. ચાલો સબ ખાખી લોક નવાબના રગમહેલમા ધારણુ કરીએ. પછી જોઈએ છીએ નવાબ મૂળચદને કેમ છોડતો નથી '

'અલખનિરજન કરતા, પચાસ બાવાઓ ઊભા થયા મોએ શખ ફૂકતા જયગિરનારી કરતા સૌ જૂના-ગઢની બજાર સોસરવા તે વખતની ભાષામા ધારણુ અને આજની ભાષામા સત્યાગ્રહ આચરવા નવાબના મહેલે આવ્યા

બધા મહેલના ચોગાનમા આવી પલાઠી ભીડી બેસી ગયા તમામે અન્ન જળ ત્યાગ્યુ. નવાબને વાત પેશ થઈ નવાબે કહ્યુ 'ભૂખે મરી કાલ ઊઠી જશે '

પણ બીજા દિવસની પ્રભાત ટાણેય બાવાઓ ન ઊઠયા એ તો રાતભર બોમ ગિરનારીના તોપગોળા જેવા અવાજથી મહાલયની દિવાલોમાં પડઘા પાડતા ચલમો પીતા રાતભર, ધૂણો ધખાવી બેસી રહ્યા.

બીજે દિવસે ય આમ પસાર થયો ને ત્રીજા દિવસે નવાબની આરબની બેરખ હથિયારો ચમકાવતી આવી એ જોઈ મૂખીએ કહ્યુ

'કોઈ આસન પરથી ઊઠશો મા, ડગશો મા, બુરુ જીભમા કે મનમાય આણશો મા, નવાબ ભલે દેહના કટકા કરી નાખે.'

આ દઢ નિશ્ચય સામે હથિયાર ધારી આરબો થાડા ચાબુકના માર અને ભાલાની બૂઠી અણીઓ મારી સ્થિર ઊભા રહ્યા.

ચોથે દિવસ મુખીએ નવાબના મહેલ સામે ઊભા રહી હાક મારી.

'નવાબ! આજ મધ્યાહ્ન સુધીમાં જો તું મૂળચંદને નહિ છોડે તો આ પચાસેય અહીં જાન કાઢી આપશે.'

નવાબ આ સાંભળી હસ્યો ને બોલ્યો. એમ મરવું કાંઈ સહેલું છે તે મૂળચંદ માટે આ પચાસેય જાન કાઢી આપે? એ તો મને ધમકાવે છે.'

'સાચી વાત છે નવાબ સાહેબ! એમ બાવા ઓથી બીને કાંઈ રાજ થશે?' નવા દીવાને સમર્થન આપ્યું.

મુખીએ મધ્યાહ્ન સુધી રાહ જોઈ. મધ્યાહ્ને એ ઊઠ્યો. નવાબની મહેલની બારી સામે એ ઊભો રહ્યો ત્યારે તેના હાથમા ચકચકીત નાની છુરી હતી.

'અલખ નિરંજન' કહી એ છુરી મુખીએ પોતાના દેહમા ભોકી દીધી. પછી ઉપરા છાપરી ઘા કરી પોતાના દેહમાથી વહેતા લોહીનો ખોબો ભરી મહેલની દીવાલો પર છાટી એ અચેત થઈ પડ્યો.

એનું અનુકરણ બાકીના તમામે કર્યુ. સૌએ એક મેક પાસેથી મળ્યુ તે હથિયાર લીધુ ને તે અગમા નાખી મોત વહોરી લીધુ. પચાસેય જોગદરાના નિષ્પ્રાણ લોહી નીગળતા દેહ સૂરજના તાપમા ત્યા ચળકી રહ્યા

નવાબને આ આત્મવિલોપનના સમાચાર ગયા, એ મૂઢ બની ગયો. તુરત મૂળચંદને કેદમાથી છૂટ્ટો કર્યો પણ ત્યારે અતી મોડુ થઈ ગયુ હતુ.

શાસકોને ભાન-સાન તવારીખને પાને હમેશા આવી જાનફેસાની પછી જ થઈ હોવાનુ તવારીખ બોલે છે. કુદરતને આથી જ કદાચ તેઓનાં શાસન મંજૂર નહોતા.

## ઉત્સવ

અવંતિ આખુ આજ શણગારાયું છે. બજારોમા દુકાનદારોએ વસ્તુઓ કલાત્મક રીતે ગોઠવી છે. ઘેર ઘેર આસોપાલવના તોરણ ઝૂલી રહ્યા છે. અવંતિનો રાજમહેલના પટાંગણમા વિશાળ તંબુ ઊભો કરાયો છે. નાઠકવિઓ અને વિદ્વાનો આજ ભોજને બીરદાવવા ભેગા મળવાના છે.

અવંતિનાથે લક્ષ્યવેધ સિદ્ધ કર્યો છે. ભોજ તીરકામઠાથી માત્ર શબ્દ સાંભળી નિશાન લેવામાં પાવરધો બન્યો છે. એ જીવન-સિદ્ધિનો આજ ઉત્સવ ઉજવાય છે. ભોજને આવી સિદ્ધિ મેળવવા બદલનો ગર્વ કશોય માનો નથી.

એકલા કવિઓ અને વિદ્વાનો આ બીરદાવવાની સભામા હાજર રહેવાના છે એટલું જ નહિ પરંતુ અવંતિની તમામ કોમો-તમામ વેપારીઓ, શિલ્પીઓ, કારીગરો અને ઘાણી હાંકતા ઘાંચીનેય આવવા ઇજન અપાયાં હતા

કચેરી ભરાઈ. નોબતો-શરણાઈ ગહેક્યા. ચોપદારાએ ભોજની જય પોકારી. વિદ્વાનો-કવિઓ-ગુણીજનો અને કલાકારોને પોષતા ભોજ ઊંચા આસન પર બેઠો કવિઓએ શુદ્ધ સંસ્કૃતમાં આ લક્ષવેધની સિદ્ધિના ગાન ગાયા ને ભોજને અર્જુન સાથે સરખાવ્યો.

એ પછી ભોજે કચેરીમાં આવના અવંતિવાસીઓની પૃચ્છા કરી. બધી જ કોમો આવી હતી પણ ભોજને આશ્ચર્ય વચ્ચે જણાયું કે એક માત્ર અવંતિના દરજીઆ અને ઘાંચીઓ આ બેજ કોમો ઉત્સવમાં ભાગ લેવા આવી નથી.

ભોજને થયું બધા જ આવ્યા ને આ બેઉ કોમના કેમ ન આવ્યા? એણે તપાસ કરાવી તો જાણવા મળ્યુ કે કોઈ પણ રીસ કે રોષના કારણથી આ બેઉ કોમના માણસો નથી આવ્યા એવુ છે જ નહિ.

તો પછી કેમ ન આવ્યા એનું ભોજને આશ્ચર્ય વધ્યું અને એણે જાતે આ હકીકત તપાસવા નક્કી કરી રાજના મંત્રીને બેઉ કોમના માણસો પાસે મોકલ્યા.

રાજ-મંત્રીએ આવી પ્રથમ ઘાંચીઓને એકત્રીત કરી પૂછ્યું.

'ભલા આખુ' અવંતિ માલવરાજની લક્ષવેધ સિદ્ધિના ઊજવણ પર આવ્યું ને તમે કોઈ કેમ ન આવ્યા?'

'એ વાત અહી ન પૂછો તો સારૂં' અમે આ વાત મહારાજા ભોજ પાસે કહેવા ઈચ્છીએ છીએ. અને તે પણ તેમના વિદ્વાનોની રૂબરૂ'

રાજમંત્રી એમા સમત થયા અને આવ્યા દરજી કોમ પાસે એ બધી કોમના લોકોને બેસાડી પૂછ્યુ.

'ભલા અવંતિપતિએ ભારતમા સૌ પ્રથમ લક્ષ વેધ સિદ્ધિ મેળવી રાજાએ એ બદલ ઉત્સવ ઊજવ્યો તેમા સૌએ ભાગ લીધો ને તમે કોઇ કેમ ન આવ્યા? ભોજ મહારાજને એથી રંજ થયા છે'

'મહારાજાએ જે જબ્બર સિદ્ધિ મેળવવાનુ તમે કો છો એની અમારા મન કોઈ મોટી વાત ન દેખાઈ એટલે નથી આવ્યા'

'અરે આ સામાન્ય વાત છે? ભારતમા એક માત્ર અર્જુન અને એક માત્ર દશરથ આ બે જ થઈ ગયા ને ત્રીજા આ આપણા રાજવી છે'

'ઈ તમને જે દેખાતુ હોય ઈ ખરૂ બાકી અમને એમા કોઈ મોટી વિશેષતા નથી દેખાઈ એટલે નથી આવ્યા કા તો આ વાતનો ફોડ એમની પાસે જઈ પાડીએ'

રાજમંત્રી આમાં પણ સંમત થયો આવીને ભોજને વાત કરી ભોજ રાજા એ બેઉ કોમને વિદ્વાનોની રૂબરૂ મહાલયમા બોલાવ્યા. ને કહ્યુ ઉત્સવમા તમે બે જ કોમના લોકો નથી આવ્યા એ વાતનુ મને રહસ્ય કહો'

'મહારાજ' ઘાચીઓ બોલ્યા 'પ્રથમ તા એ કે અમારી વાત આપ સાભળી લો ને અમે જે કરીએ તે આપ કરી શકશો?'

'શુ' ભોજરાજાએ પૂછ્યુ

'એ નજર બનાવીએ એક તેલનો ઘડો ને એક નેનુ તેલ સમાય એવડુ વાસણ મંગાવો'

રાજાએ તેલ અને વાસણ મંગાવ્યા.

એ પછી એક ઘાચી રાજાના એક ઊંચા માળ પર તેલનો ઘડો લઈ ચડી ગયાને નેચે બીજુ વાસણ મૂકાવી ઉપરથી તેલની એવી તો નિશાનબાજી ધાર કરી કે બધુ જ તેલ તે વાસણમા પડ્યુ એક ફોરુ પણ બહાર ન પડ્યુ

ભોજરાજાએ આ જોયુ. વિદ્વાનોએ પણ આ નીહાળ્યુ.

'આનુ હાર્દ શુ?' ભોજે પૂછ્યુ

'થોભો એનુ હાર્દ દરજીઓ જોડેની આપની વાતચીત પછી કરીશુ'

રાજાએ દરજીને પૂછ્યુ કે, એક દરજીએ પાઘ ડીમાથી સોય દોરો કાઢયો ને અવળુ મો કરી સોયના નાકામા આબાદ રીતે એકજ ઝપાટે દોરા પરોવી દીધા

પછી ભોજે દરજીને પૂછ્યુ.

'આ તો ઠીક પણ કચેરીમા-ઉત્સવમા તમારા નહિ આવવાની વાત જોડે આ ક્રિયાને શો સબધ?'

'એ કહીએ મહારાજ? સાભળો આપે લક્ષ વેધ સિદ્ધ કર્યા એ રાજા તરીકે આપનો ધધો ગણાય. ધધામા પાવરધા થાય એના ઉત્સવ ના ઊજવવાના હોય એમ જુઓ અમે અમારા ધધામા પાવરધા છીએ અવળુ મો કરી મે દોરો સોયમા પરોવી આપ્યો જે તમે પણ ના કરી શકો'

'મહારાજ!' ઘાચીએ ઊભા થઇ કહ્યુ 'એજ વાત અમારી છે. અમારા ધધામા અમે એવા પાવરધા છીએ કે આભઅડતા આપના માળ પરથી તેલની એવી ધાર કરી કે તે તેલના વાસણમા જ પડી એમ આપના તીર મારવાના કસબમા આપે કાબેલિયત મેળવી હોય એના તે ગુણગાન કે ઉત્સવ હોય મહારાજ? એથી જ અમો આવ્યા ન હતા બીજુ કોઈ કારણ ન હતુ કારણ કે તીર મારવાનો આપનો ધધો છે!'

ભોજ અને વિદ્વાનો દરજી અને ઘાચીના આ કથન અને ક્રિયાથી વિમૂઢ બની ગયા અને ભોજે તે પછી કદાપિ આવા બડાઈ મારતા ઉત્સવો ઊજવ્યા નહિ

## કલ્યાણ રાજનાં પાયામા

અરબસ્તાનના ખલીફા અમરતુલાને મને વાત આવી કે 'હાઉ પીરથી ને કોઈ હજારો દેશવાનીએ।

કુમાર્ગે વળ્યા છે. તેમના આશ્રિત સ્ત્રી બાળકો દુખી છે દારૂનો દૈત્ય અરબસ્તાનને ઉજ્જડ કરશે '

ડાહ્યા ખલીફાએ હુકમ કાઢી દારૂબંધી કરી અરબસ્તાન ભરમાંથી દારૂના પીઠાં સદંતર ગયા પોતાના ખજાનામાં દારૂના કરની આવતી મોટી રકમ એણે જતી કરી

પણ દારૂડિયાઓએ આ કાયદામાથી છટકબારી શોધવા ખલીફાના જ દીકરાને અવળે મારગે ચડાવી ખાનગી દારૂ પીવાની લતે ચડાવ્યો.

એક દિવસ તે બધાએ ખલીફાના દીકરાને ખૂબ દારૂ પાઈ રસ્તા વચ્ચે છોડી દીધો. નશામા ખલીફાના પુત્રને જોતા જ પ્રજા થથી ગઈ. દારૂના ઘેનમા એણે જાહેર રસ્તા પર તોફાન કરવા માડ્યુ લોકોની નાસભાગ થઈ રહી આ નાસભાગના ખબર ખલીફાને અપાયા.

શુ તોફાન છે તે જોવા ખલીફા અમરતુચા તે સ્થળ ઉપર આવ્યા ને જોયુ તો પોતાનો જ સગો દીકરો, અરબસ્તાનનો ભાવી રાજગાદી વારસ નશામા ડોલતો ગમે તેમ બકવાદ કરતો અને લોકોને મારવા દોટ મુકતો જોયો. દુકાનો બધ થતી અને વેપારીઓને ભાગતા જોયા.

ખલીફાના દીકરાને કાઇ શુ કહી શકે ?

એમણે પોતાની નજર સામે દારૂબધીના કાયદાનો ભગ થતો જોયો અને તે પણ પોતાના જ સગા દીકરાને હાથે ખલીફા કાયદાનો કડક અમલ કરાવનાર તરીકે જાણીતા હતા ત્યા જ એમણે સૈનિકોને હુકમ આપ્યો કે, પોતાના દીકરાને પકડી તુરગમા પૂરી દવો ને તે પણ હાથે પગે સાકળો નાખીને

સૈનિકો દોડ્યા દારૂમા ડોલતા ખલીફાના પૂત્રને પકડ્યો સાકળે હાથ પગ બાધ્યા ને પછી તુરગમા પૂરી દીધો.

નગરમા આ વાત પ્રસરી ગઈ કે દારૂબધીના કાયદાનો ભગ કરવા બદલ ખલીફાએ ખૂ પોતાના જ પુત્રને પકડી બાધી તુરગમા પૂરી દીધો છે આ વાત સાભળી દારૂ પીનારાઓના હાજા ગગડી ગયા

બીજે દિવસ કચેરીમાં ઇન્સાફ થવાનો હતો. લોકો શું થશે તેની ભાત ભાતની કલ્પના કરતા હતા.

સવાર થતા ન થતાં તો લોકોનાં ટોળે ટોળાં કચેરી તરફ ન્યાય સાભળવા ઊમટવા માંડ્યાં રસ્તાઓ પર ભીડ જામી

સમય થતા ખલીફા કચેરીમા આવ્યા બંદી પુત્ર પણ પહેરેદારો વચ્ચે આવ્યો સર્વત્ર ચૂપકીદી છવાઈ ગઈ શુ થાય છે તે સાભળવા બધાએ કાન માંડ્યાં ત્યાં ખલીફા બોલ્યા

'મે અરબસ્તાનમા અરબસ્તાનની પ્રજાના ભલા માટે દારૂબધી ફરમાવી છે. કોઈ પણ વ્યસન માણસ માત્રને નુકસાનકર્તા છે તેમાં દારૂ અત્યત બુરી ચીજ છે ઇસ્લામમાં તે પીવા મના છે. કારણ કે દારૂ જ જીવતુ નર્ક છે

'આ મારા કાયદાનો ભગ મારા જ દીકરાએ કરી જાહેરમા દારૂ પી તોફાન મચાવ્યુ છે ને મેં તેને પકડી તુરગમાં પૂરાવેલ છે. હુ ન ગયો હોત તો ખલીફાના દીકરા તરીકે તેને કોઈ ન પકડત ને તે નશામાં હોવા છતાં જાણે કેવાય અઘટીત કામ કરી બેસત અને મને લાછન લગાડત આથી આ અક્ષમ્ય અપરાધ બદલ હું તેને પચાસ પચાસ ફટકાની સજા કરૂ છુ અને તે પણ અહીયા જ આ કચેરીમાં જ મારવા '

સાભળી બધા સ્તબ્ધ બની ગયા. ખલીફાનો ફૂલ જેવો કોમળ બાળક એકી સાથે પચાસ ફટકા સહન કરી શકશે ? શુ થશે ? કોઇ ખલીફાને સમજાવશે ?

ત્યાં થોડા અમીરો ઊઠ્યાને ખલીફાને કહ્યુ.

આપ નામદાર આ એક વખતનો ગુનો માફ કરો. કુસોબતે ચડી જઇ ભોળપણમા તેમણે દારૂ પીધો છે.'

'ગુનો એ ગુનો તે કદી માફ થઈ શકે જ નહિ વળી હુ તેને જતો કરી શકુ જ નહિ કારણ કે મેં કાયદો કર્યા છે તે તોડવા માટે નહિ એથી કાયદાની ઢીલાશ દેખાયને બીજા વધુ ગુના કરવા પ્રેરાય કાયદો એ કાયદો સૌ માટે સમાન છે, એ ફરી શકે નહિ એમા અપવાદ હોઈ શકે નહિ કાયદાના ભગમા શાસનકર્તા ઉદારતા દાખવે કે ઢીલ રાખે કે પક્ષપાત દાખવે તો

શાસન વગોવાય, અપ્રિય થાય ને આખર તેનો નાશ થાય માટે એ નહિ બની શકે.'

તુરત ખલીફાએ આજ્ઞા કરતા એક ઘાતક ચામડાનો હંટર લઈ ઊભો થયો અને સૌનાં દેખતા ખલીફાના પુત્રના દેહ પર ફટકારવા માંડયો. સડ સડ સડ

ચારને પાંચ ફટકે તો તેના દેહમાં લોહી તગતગ્યા, આંખો અદ્ધર ચડી ગઈ જોનારાની આંખમાંય આંસુ આ વ્યા

છ સાત આઠ ને દશ ફટકે તો લોહીની શેડયો વછૂટી ખલીફાનો પુત્ર અ ત થઈ પડયો.

ઘાતકે ખલીફા સામે જોયુ ને ખલીફાએ જવાબ વાળ્યો 'સજા પૂરી કરો'

'સડ. સડ સડ સડ સડ ફટકા પડતા રહ્યા ને પચીસમે ફટકે તો ખલીફાના દીકરાનો પ્રાણ ચાલ્યો ગયો.

મૃતદેહને કબરમાં મૂકયો. ને પછી ખલીફાએ ફરી આજ્ઞા આપી 'બાકીનાં પચીસ ફટકા તેની કબર પર લગાવી સજા પૂરી કરો.'

ઘાતકે તે પ્રમાણે અમલ કર્યો.

આ એક જ પ્રસંગથી અરબસ્તાનમાં ફરી કદી કોઈએ દારૂ પીવાની હિંમત ન કરી. ને દારૂનાં દૈત્યથી ખલીફાએ પોતાની પ્રજાને ઉગારી લીધી.

કાયદાનાં પાલનની ને ઈન્સાફની ઉત્સુકતાથી જ કલ્યાણ–રાજ સ્થપાય છે.

*

## સત્ય

હાથીના પગથી,
વાઘના મોંથી,
વધસ્થંભના અણિયાળા ખીલાથી,
વેરાતા શિર પરના દાતાળા કરવતથી,
ગળુ ફાડીને,
રેડેલા કાતિલ ઝેરના ઘૂંટથી,
કે
લક્ષ્યવેધી ગોળીના સણસણતા વેધથી–
જ્યારે
સત્યની જીભ
ન થડકી,
ત્યારે
પરાજિત ઈતિહાસે
નત મસ્તકે અનંતને
હાથ જોડયા.

—ભૂપેન્દ્ર મો દવે

*

[ પૃષ્ઠ ૪૪૭થી ચાલુ ]

લીધો તેનાથી રાજ્યમાં સમતોલ વિકાસ થવા ઉપરાંત, તેની ગતિને વેગ મળશે ગુજરાતીઓએ જાપાનની પ્રજાના સદ્‌ગુણોનું અનુકરણ કરી, આ રાજ્યને ભારતભરમાં ઔદ્યોગિક ક્ષેત્રે મોખરે રાખવુ જોઇએ પશ્ચિમનું ટેકનિકલ જ્ઞાન મેળવી જાપાને પોતાની બુદ્ધિ અને જાતમહેનતથી ઔદ્યોગિક ક્ષેત્રે જે હરણફાળ ત્રીસ વર્ષમા ભરી, અને વિશ્વવિક્રમ સ્થાપ્યો તે પ્રજાની સાહસિકતાને આભારી છે ગુજરાતીઓ સૈન્યમા ભરતી થઇ બહાદુર લડવૈયા ન બની શકે, પણ જે સૂઝ તેને વારસાગત પ્રાપ્ત છે તેનો આધુનિક વિજ્ઞાન-ટેકનીક સાથે સમન્વય સાધી, ઉદ્યોગના ક્ષેત્રે નામના અવશ્ય કરી શકે અને આદર્શ તો હમેશા વિશ્વની સામે બાથ ભીડવાનો હોવો જોઇએ.

## ટકટક

લડનમા એક દપતીએ ઘડિયાળના ટકટકના પ્રશ્ને છૂટાછેડા મેળવી આશ્ચર્યની દુનિયામા ઉમેરો કર્યો છે ટકટક કોઇને ગમતી નથી પરતુ એલાર્મ ટાઇમપીસ અથવા દીવાલ ઉપર ટીંગાતું ઘડિયાળ ટક ટક કરે તો શુ કરવુ ? અલબત્ત આમા પણ ટક ટક અવાજ ન થાય તેવી શોધ થતી રહી છે, અને સમય જતા, દરેક ઘડિયાળમા 'સાઇલન્સર' ગોઠવાઈ જશે જેના ગીત ગવાય છે તેમાં જહોન પાસે શાંતિપ્રિય એલાર્મ ઘડિયાળ હતુ જે તે પથારી નીચે મૂકતો કેમકે તેને બહુ વહેલ ઊઠવુ પડતુ, પણ તેની પત્ની એનીસ પાસે ટક ટક કરે તેવુ હતુ અને પથારી નીચે મૂકે તો જહોનને ખલેલ પડતી હતી તેથી તેણે ઊઠીને પત્નીના ઘડિયાળને દૂર દદરાના પગથિયે મૂકી દીધુ પત્ની છછેડાઇને, ઘડિયળ સાથે બીજા ઓરડામા ચાલી ગઇ લગ્નવિચ્છેદનું આ કારણ ! ઘડિયાળ ટક ટક કરતુ બધ થાય નહિ પત્ની પતિના ઓરડામા પગ મૂકે નહિ અને લગ્નજીવન આગળ ધપે નહિ ! ! સુધરેલા અગળ પડતા દેશોમા ન્યાયાધીશો પણ જમાનાથી આગળ હોય છે તેમને પતિની ફરિયાદ વ્યાજબી લાગી અને છૂટાછેડા મજૂર કર્યા ! ન્યાયાધીશ પુરુષ હેવો જોઇએ સ્ત્રી ન્યાયાધીશ હોત તો ટક ટક કરવા બદલ ઘડિયાળને સજા ફરમાવત, અને બીગ બેન ટાવરની અગાશીએથી પછાડવાનો હુકમ કરત. અરે મારા ભાઇ, આવી નાની વાતમાં જો તમે એક બીજાની તકલીફ ચલાવી લેતા નહિ શીખો તો જીવન સધર્ષમા, અને માનવજાતના વિરાટ કાયદાઓમાં સહિષ્ણુતા કેમ દાખવશો ? ભારતમાં જ આવો કિસ્સો બન્યો હોત તો અમારી આર્ય લલનાએ પતિને કહી દીધુ હોત 'હું' જ ટાઇમપીસ જેવી જીવતી જાગતી બેઠી છુ ને હુ તમને વહેલા ઉઠાડીશ' અને બીજી સવારે કૂકડો બોલે તે પહેલા પતિને ઢઢોળ્યો હોત, 'લો, ટેડો, ઊઠો હવે સોનાના નળિયા થઇ ગ્યા હજુ અઘોરીની જેમ ઘોરો છો તે !'

## કામરાજ

નાગરકોઇલની ચૂટણીમા કામરાજ વિજયી બન્યા તેનો તાત્કાલિક લાભ એટલો કે ચાર રાજ્યોની મધ્યસત્ર ચૂટણીમાં કોંગ્રેસને પ્રચાર માટે સારી કાગ્ટ મળશે બાકી લાંબા ગાળાની વાત કરવી હોય તો દક્ષિણનો આ વિદુર ક્યારે કેમ બાજી ખેલશે તે જ્યોતિષીઓ પણ ભાખી શકે તેમ નથી ખરી રીતે તેમને માટે દક્ષિણને ચાળે પાડવાની અને ડી એમ કે ની લાગવગ ઘટાડવાની એક જ કામગીરી સોંપવી ઘટ ગણાશે તેમને શોભે એવુ કોઇ પદ હાલ તો નથી પ્રધાનપદ-મત્રીપદ એ તો ડાબા હાથનો ખેલ છે અને કામરાજે તે ખેલવામા બાકી રાખી નથી આજે કોઇ ભગીરથ કામ હોય તો જ્યા જ્યા વિરોધ પક્ષની સરકાર રચાણી છે ત્યા જઇને કોંગ્રેસની એક પ્રતિમા ઊભી કરવાનું છે કામરાજ આ કરી શકે તેમ છે વળી આવી કામગીરી તેમના મોભાને તથા સ્વભાવને અનુરૂપ છે, એથી વિશેષ સમસ્ત રાષ્ટ્રના હિત માટે છે

## પર્વતારોહણ

પર્વતારોહણની કલા શીખતા ગુજરાતને ભારે મોટો બલિ આપવો પડયો છે અને એક આશાસ્પદ યુવાન ડોકટરની જીદગી ગુમાવવી પડે છે સાહસ માત્રમા જાનનુ જોખમ રહેલુ છે રશિયા અને અમેરિકા બન્નેએ થોડીક ભૂલને લીધે માનવ અવકાશ યાત્રીઓ ગુમાવ્યા છે ભરતકુમાર શુકલને જે નાનકડા પ્રયોગમા જીવલેણ અકસ્માત નડયો તે ઘણુ દુખદ છે હિમાલયનું કોઇ શિખર ચડતા તેઓ શહીદીને વર્યા હોત તો એટલું દુખ ન થાત સાહ

સેના દરેક પ્રયોગમા ચોકસાઈ, તકેદારી, પૂર્વતપાસ ઇત્યાદિ ખૂબ અગત્યના છે, તે હવે કેમે ભુલાશે નહિ કમનશીબ મનાર બની ગયા પછી મનમા વસવસો રહી જાય છે પણ કહેવતમા એ જ વાત કહી છે–ડહાપણ રાડયા પછી આવે છે.

## રાષ્ટ્રસમૂહ

રાષ્ટ્રસમૂહના એક દેશોનુ જૂથ આ જમાનામા શો હેતુ સારે તે સ્પષ્ટ થતુ નથી. ભરાવા ખાતર દર વર્ષે તેની એક બેઠક મળે છે અને બ્રિટન જાણે માઈબાપ હોય તેમ તેના પ્રતિનિધિઓ પોત પોતાનું વાજુ વગાડી જાય છે. વળી સભ્ય દેશો એકબીજા પ્રત્યે મન ફાવતુ આચરણ કરી શકે છે. જેમકે આફ્રિકાના આઝાદ રાષ્ટ્રો પોતાને આગણેથી ભારતીઓને ઉચાળા ભરાવી શકે છે, અને બધુ જ છોડીને ચાલ્યા જવાના હુકમો કાઢી શકે છે. યુનોની એક સસ્થા તો છે જ હવે બીજા વિધવિધ સમૂહો જૂથબધી રચીને શી સિદ્ધિ હાસલ કરી શકે તે પ્રશ્ન છે. નટો, સેન્ટો, કે પાકિસ્તાન–તુર્કી ઈરાન જેવુ હેતુલક્ષી જૂથ અનમત્ત પોતાની મર્યાદામા રહી પ્રવૃત્તિ કરી શકે, કેમકે લશ્કરી અથવા ધાર્મિક કોઈક પ્રેરણા તેમને દોરે છે. રાષ્ટ્રસમૂહનો શબુ મેળો ઢગધડા વિનાનો છે અને નેતાગીરી લેવાનું નૈતિક જવાબદારીવાળુ સ્થાન બ્રિટને ગુમાવ્યું છે.

## રંગરંગ વાદળિયાં

છેવટે ૧૯૬૮ના વર્ષાન્તે, પક્ષીઓની શ્રેણીમા, ભારતના ટપાલખાતાએ એકથી વધુ રંગની ટિકિટ કાઢી વિક્રમ તોડયો તે માટેનું માન શ્રી મોરારજીને જાય છે બહુરગી છપાઈ માટેની મશિનરી માટે પરદેશી હૂડિયામણની છૂટ તેમણે આપી ન હોત તો એકજ રંગની ટિકિટો હજુ મળ્યે રાખત. ચાલુ વર્ષે ૨૧ ટિકિટ બહાર પડવાની છે તેમા નણ તો મળી ચૂકી છે અને ચાર ટિકિટ મહાત્મા ગાધીની આવતી જન્મતિથિએ બહાર પડશે અન્ય ટિકિટો ગાલીબ, જલિયાવાલા બાગ, ગુરુ નાનક, ઠક્કર બાપા ગેરશાહ સૂરી અને અન્ય પ્રસગોને અનુલક્ષીને છે સિંહ, હાથી, એકશૃગી ગેંડો, ચિત્તો ઇત્યાદિ વન્ય પશુની રગબેરગી શ્રેણી આકર્ષક બની રહેવા સભવ છે.

## લીલી ક્રાન્તિ

અન્ન ઉત્પાદનની બાબતમા એક વર્ષ સારું નીવડયું અને અનાજની ઉપજ વધી એટલે હવે ચોરે અને ચૌટે સિદ્ધિના નગારાં ગાજવા માડયાં છે. ઈરાનના શાહ આવ્યા તેમને પણ આપણે વાત કરી અને તેમણે તરત જ કહ્યુ કે ભારત હવે અનાજની નિકાસ કરવાની સ્થિતિમા છે. એમ તો સરકારી પ્રવકતાઓ અને જગજીવનરામ સુદ્ધાં કહે છે કે ૧૯૭૨ સુધીમા અનાજક્ષેત્રે સ્વાવલબી બની જઇશુ આવી તરેહ તરેહની વાતો કરવામા પૈસા બેસતા નથી. વળી બોલ્યું ન થાય તોય કોઈ ખુલાસો પૂછવાનું નથી. હજી ઝોનબધી છે–માપબધી છે અને અનાજના ભાવો બેરોમીટરના પારાની જેમ ચડઉતર કરે છે સરકાર પાસે જોઈએ તેટલો બફર સ્ટોક ઊભો થવો બાકી છે, અમેરિકન ઘઉંની સ્ટીમરો આવવી બાકી છે આવતુ ચોમાસુ કેવુ નીવડશે તે ખૂદ વાયુશાસ્ત્રીઓ કે દુનિયાની હવામાનના નિષ્ણાતો પણ કહી શકે તેમ નથી. છતા જે ઢીમ ઢીમ ચાલી રહ્યુ છે તેનો હેતુ પ્રજાને પરાણે એવુ મનાવવાનો છે કે સરકાર ખેતક્રાન્તિ સરજી શકી છે. આ બધો ખાતરનો પરતાપ છે આ બધો સમય દરમ્યાન ખેડૂતો પણ સમજતા થયા છે કે તેઓ ઢીમઢીમ નહિ વગાડે અને વધુ ભાવોના વળતરની માગણી નહિ કરે તો ‘ન્યાલ’ થઈ જવાની બાજી તેમના હાથમાથી સરકી જશે. મગફળી અને શેરડીના ઉત્પાદનમા આ જોઇ શકાયું એટલે પ્રજાએ અને વાપરનારે પણ સમજી લેવુ જોઇએ કે સાથે સાથે આ ભાવોની પણ ક્રાન્તિ છે સરકારને તો મતની પડી છે મત આપે તેનુ પલ્લુ તાણે શેરડીના ભાવોમા જ રાજકારણ ખેલાઇ ગયું અને ખાડના ભાવને ટકાવી રાખવા ‘મતની ક્રાન્તિ’ પ્રજાએ સગી આખે જોઈ પછી લીલી ક્રાન્તિના ભ્રમમા ગર્ક પડવા જેવુ નથી

## વિરાટ જાગે છે ત્યારે

અયૂબ શાસન સામે લોકો આગળી ચીંધી શકે તેવુ એક વખતે માનવા કોઈ તૈયાર ન હતુ. આપણા જ પડોશમા લોકો પોતાનો અવાજ અસરકારક રીતે ઉઠાવે તેવી ગણતરી ભારતમા પણ

કોઈએ કરી ન હતી. છતાં એ શકય બન્યું. સમય સમયનું કામ કરે છે. ભારત 'પ્રત્યેના દ્વેષ' તરફ પાક નેતાઓની બધી રાજરમત રમાય છે. આમાં ઓટ આવે ત્યારે ત્યાંના 'આંતરિક' ઉધામા લોકોની નજરે ચડે છે. અય્યૂબખાને લાંબો સમય સુધી લોકોની મહેચ્છાઓને દાબી રાખી છે. પૂર્વની પાંખ માનસિક રીતે, પશ્ચિમના પ્રદેશ તરફ ઓતપ્રોત થઈ નથી. ભારતને લાગે વળગે છે ત્યાં સુધી કાશ્મિરના પ્રશ્ને ઇન્દિરાજીએ મક્કમતા મઢણ કરી છે અને શેખ અબ્દુલ્લાને કેદ મુક્ત કરી, મનફાવતી રમત રમવા દઈ જે રીતે તેમનું બળ તોડી નાખ્યું છે તેની અસર પણ પાકિસ્તાનમાં થાય જ. ભારતના લોકો જે રીતે મનભર લોકશાહી માણે છે અને સંસદમાં રાજકર્તાઓની ખબર લઈ નાખે છે તે વાંચીને–જાણીને પાકિસ્તાનનું યુવાન લોહી શાંત રહે અને અય્યૂબની હાંમાં હા પૂરાવે રાખ્યે તે આજના સમયરંગ જોતાં અશક્ય છે. ઈરાનના શહેનશાહ ભારતની યાત્રાએ આવ્યા તે વાસ્તવમાં તો આ પેટા ખંડની આંતરિક તાકાત માપવાનો એક નમ્ર પ્રયાસ જ લેખાવી શકાય. ઈરાન–પાકિસ્તાન અને તુર્કી મધ્યપૂર્વમાં આરબોથી ભિન્ન એવી જે ચાલ રમી રહ્યા છે તેની પાછળ ઈસ્લામી સામ્રાજ્ય રચવાની વિશાળ ચાલબાજી છે, અને ઇન્ડોનેશિયાના પદભ્રષ્ટ પ્રમુખનો એક સમયે આમાં સંપૂર્ણ સહકાર હતો. તે ભય દૂર થયો છે, અને ઇરાન સાથેના સંબંધોમાં પરિવર્તન શકય છે. પાકિસ્તાનના આવતી કાલના નેતાઓ કેવા હશે તેનાં ચિહ્નો દૃષ્ટિ ગોચર તો થાય છે. ઇરાન અને તુર્કીની દોસ્તી વિકસાવવામાં આપણી પરદેશ નીતિનો જયવારો હશે.

## મૃત્યુની મહેફીલ

શ્રી ચુનીલાલ મડિયાની અચાનક વિદાયે અમદાવાદને આંગણે ભરાએલી 'પેન' કોન્ફરન્સમાં સમારો છ.વરી દીધો. અમદાવાદના સ્ટેશનેથી રવાના થાય, અને મણિનગર સ્ટેશને જીવનદીપ બુઝાઈ જાય એટલી આકસ્મિક કલ્પના કોણે કરી હોય? શ્રી મડિયાએ ૪૬ વર્ષની યુવાન વયમાં અસાધારણ સર્જકના વિધવિધ ક્ષેત્રે બતાવી હતી અને તેમનાં સર્જનો ધરતીનાં પ્રાણથી ધબકતાં હતાં. તળપદી શૈલી ઉપરનો તેમનો કાબૂ તેમના ગ્રામીણ પાત્રોમાં મેઘાણીની યાદ આપી જાય છે. સાહિત્યના બધા જ અંગો તેમણે સેવ્યા. જીવનના મધ્યાહ્નને તેઓ ગયા એટલી જ કરુણતા.

યુ. પી.ના રાજકારણમાં જેમનો એક જમાનામાં ડંકો વાગતો તે ઝુલ્ફાધારી ડૉ. સંપૂર્ણાનંદ ૭૯ વર્ષે અવસાન પામ્યા છે. સ્વ. પંડિત નહેરૂ સાથે મતભેદ હોવા છતાં, નહેરુને તેમના પ્રત્યે આદર હતો. રાજકારણ ઉપરાંત સાહિત્ય ક્ષેત્રે પણ તેમની સેવા હિંદી ભાષાને મળી હતી. ત્રણેક ડઝન જેટલાં તેમનાં પુસ્તકોમાં કેટલાંક ખ્યાતનામ છે અને પારિતોષિક પામેલા છે. ઉત્તર પ્રદેશના ડહોળા રાજકારણમાં તેમના જેવા સાહિત્ય અને કલાના ભોકતાને લાંબો સમય રહેવું પરવડે તેમ ન હતું.

શ્રી મગનભાઈ દેસાઈનું અચાનક ૬૯ની વયે અવસાન નીપજતાં સ્વભાષાના આગ્રહી એક ચુસ્ત ગાંધીવાદીએ વિદાય લીધી છે. ભૂતકાળમાં 'હરિજનબંધુ' તથા 'હરિજન સેવક'ના સંપાદક તરીકે, અને ત્યારબાદ તેમના પોતાના સાપ્તાહિક 'સત્યાગ્રહ'ના સંપાદક જીવનના અંત સુધી રહ્યા હતા. 'ગુજરાત વિદ્યાપીઠને તેમણે એકધારી ૨૫ વર્ષ સુધી સેવાઓ આપી હતી. કેળવણીકાર અને મૌલિક વિચારક તરીકે તેમનું સ્થાન વિશિષ્ટ હતું. ગાંધી વિચારધારા તેમણે પચાવી જાણી હતી. ગુજરાત યુનિ.ના ઉપકુલપતિ તરીકે તેઓ ૧૯૫૭માં ચૂંટાયા હતા. માતૃભાષાને શિક્ષણમાં માધ્યમ બનાવવાના પ્રશ્ને તેઓ મક્કમ અને આગ્રહી છેવટ સુધી રહ્યા હતા.

તામિલનાડુના સર્જકનો દેહવિલય થયો છે. બીજીવાર તેમને કેન્સરનો હુમલો થયો ત્યારથી તેમની જીંદગી વિષે ભય રહ્યા કરતો હતો. જ્યારે DMK ના અન્ય પુરસ્કર્તાઓ સંકુચિત દૃષ્ટિ અને પ્રદેશવાદથી અળગા થઈ શકવા અસમર્થ હતા ત્યારે તે જ વિચારસરણીને રાષ્ટ્રવાદના માળખામાં રાખી, દેશના સમસ્ત હિતના સંદર્ભમાં તેમણે ગઈ ચૂંટણીમાં જે અસામાન્ય લોકપ્રિયતા સાધી અને આખાયે દેશમાં પ્રથમ પંક્તિના નેતા તરીકે સ્થાન લીધું તેનાથી તેમના પક્ષને એક નવું કલેવર મળ્યું. એક શ્રેષ્ઠ વક્તા અને વિદ્વાન હોવા ઉપરાંત રાજાજી જેવું 'દક્ષિણનું ડહાપણ' તેમનામાં ભારોભાર હતું. તામિલનાડુએ તેમના જેવો બીજો સમર્થ નેતા પેદા કરવો રહ્યો

શિ.

## (૧) 'રણમલ લાખા'

શ્રી ગુણવંતરાય આચાર્ય
પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથરત્ન, અમદાવાદ.
પાન ૪૦૩; રૂા. ૮

શ્રી. આચાર્યની નવલકથાનુ આ પુનર્મુદ્રણ છે. સાગરકથાઓના અનન્ય લેખકશ્રી ગુણવંતરાયની કથાઓ ગુજરાતી ભાષામાં લખાઈ છે એ મર્યાદા તેમના મૂલ્યાંકનમાં આડખીલી બને છે. ભારતની બીજી કોઈ ભાષામાં ઐતિહાસિક ઘટના અથવા દંતકથા લોકવાયકાને આધારે સાગરને પૃષ્ઠભૂમાં રાખી કોઇ સાહિત્યકારે આટલા પ્રતિભાશાળી પાત્રો આપ્યાનુ જાણમાં નથી. અંગ્રેજી ભાષામાં શ્રી આચાર્યની સાગર શ્રેણી પ્રગટ થાય તો દરિયાખેડુ અંગ્રેજો વાંચીને જ મુગ્ધ થઇ જાય એટલી સચોટ અને તલસ્પર્શી વિગતો ગુણવંતરાય દરેક કથામાં અવનવી રીતે પીરસી જાણે છે. પ્રસ્તુત કથામાં કચ્છના સાહસવીર રણમલ લાખાના જીવન પ્રસંગોને આવરી લેતી કહાણી સર્જક પ્રતિભાનો જ્વલંત નમૂનો બની રહે છે. ઇસ્ટ ઇન્ડિયા કંપનીના જમાનાની આ વાત એક હકીકત હોવાથી કલ્પનાના જે રંગો પ્રવાહને આગળ ધપાવવા લેખકે પૂર્યા છે તે ચકાસણીને યોગ્ય હોવાથી, ટક્કર ઝીલે તેવા પ્રાણવંતા બન્યા છે. માનો મારવાડી, ડૂંપો માણેક, ભાગો ભારાડી, અનંગસેન મલબારી, મોરપગી, નદા, અમુલખ દેસાઈ (સક્કરબાર) જેવા પ્રતિભાનાં તેજથી લખલખતા શુરવીર પાત્રોની પડછે રણમલ લાખાનુ વ્યક્તિત્વ, કમળની પાંખડીની જેમ, ક્રમશઃ વીકસતુ જાય છે, અને પરાકાષ્ઠાએ પહોંચ્યા પછી, લેખક ઘણી જ ખૂબીથી તેને જલ સમાધિ લેવરાવે છે. સમાજને માટે, બહેન દીકરીઓ માટે બધુ જ કરી છૂટવા છતાં, રામ અને સીતાના જીવનમાં ધોબીની લોકવાયકાના પ્રસંગનુ પુનરાવર્તન નિહાળી, રણમલ લાખા ધનકુંવરને સાથે લઈ નાના મછવામા મુંબઇનુ બારૂં છોડીને, સદાને માટે અદશ્ય થાય છે તે પ્રસંગની કરુણતા વાચકના દિલ પર કારમી ચોટ મૂકી જાય છે. દરિયાલાલનુ અને વહાણવટાનું સૂક્ષ્માતિસૂક્ષ્મ જ્ઞાન રજૂ કરવાનુ શ્રી ગુણવંતરાય આ કથામાં પણ ચૂકયા નથી.

## (૨) 'જયસોમનાથ'

શ્રી કનૈયાલાલ મુનશી;
પ્રકાશક : ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, અમદાવાદ
પાનાં ૩૬૦; મૂલ્ય રૂા. ૬.૫૦

શ્રી મુનશી હીરક મહોત્સવ ગ્રંથાવલિમાં ક્રમાંક ૯ તરીકે 'જય સોમનાથ'નુ પાંચમુ પુનર્મુદ્રણ પ્રાપ્ત થાય છે. 'પાટણની પ્રભુતા' 'ગુજરાતનો નાથ' અને 'રાજાધિરાજ' એ ત્રણ પ્રખ્યાત નવલત્રિપુટીનુ આ પુરઃસધાન છે. ગરજનનો હમ્મીર સુરત્રાણ મહમ્મદ સોમનાથ ઉપર ચડી આવે છે તે ઇતિહાસપ્રસિદ્ધ પ્રસંગ અહીં કેન્દ્રમા છે અને મુનશીની સમર્થ લેખિની તેને ન્યાય આપી રહે છે. કથાનો ઉઘાડ ગંગ સર્વજ્ઞના આશીર્વાદ પામેલી ચૌલાના ભગવાન સોમનાથ સમક્ષ તેના જીવનના પ્રથમ નૃત્યારંભથી થાય છે અને તેજ રાત્રે સમુદ્રસ્નાન કરતી ચૌલાની પાછળ પડેલા કાળમુખા સંપ્રદાયના ભયંકર કાપાલિક કંક યોગેશ્વરનુ ભીમદેવને હાથે મૃત્યુ થાય છે અને સાથે જ દૈવકોપના ઓળા સોમનાથ ઉપર ઉતરે છે. તેની જ પૂંઠે હમ્મીરનુ આક્રમણ આવી પડે છે, અને

પછી તો આખી કથા તેના પ્રતિકારની કરુણ રંગી કહાણી બને છે

સોમનાથનો પૂજારી ગંગ સર્વજ્ઞ, પટ્ટશિષ્ય શિવરાશિ, કાપાલિક કંક યોગેશ્વર, સજ્જન અને સામંત ચૌહાણ, ઘોઘા બાપ આબુનો પરમાર, જૂનાગઢનો રા' રત્નાદિત્ય અને આ સૌની માથે બાણાવલિ ભીમ-અહીં આવતા બધા જ પાત્રો, મુખ્ય નાયકનું સમકક્ષ વ્યક્તિત્વ ધરાવતા બન્યા છે, ભીમને કથામા શોધવો પડે છે-વિમળ મંત્રી અને દામોદરને મોટું પદ મળતું નથી-જેવું પછીની કથાઓમા મળે છે ખલનાયક તરીકે હમ્મીરનું ખેલદીલ તેની ક્રૂરતા અને મહાનતાને અનુરૂપ બને છે ઇતિહાસમા કલ્પનાની રંગોળી પૂરવામા મુનશીને કેઈ લગે તેમ નથી પાટણના પતનમા શિવરાશિનો હિસ્સો ભારે ખૂબીથી વણી દીધો છે સોમનાથના સાન્નિધ્યમા ભીમે ચૌલા સાથે લીધેલી છૂટ કથાની પાર્શ્વભૂની પવિત્રતા સાથે બંધબેસતી થતી નથી ભગવાન સોમનાથને સઘળુ સમર્પણ કરી ચૂકેલી ચૌલાની પાર્થિવ ક્રીડા એક વિરોધાભાસ જેવી દેખાય છે 'જય સોમનાથ'મા મુનશીની પોતીકી શૈલી ઝગહળી રહે છે અને એક નમણી અને ગરવી કલાકૃતિ તરીકે વાચકના મનપર ચિરંજીવ અસર પાડી જાય છે

## (૩) 'પ્રભુ પધાર્યા'

શ્રી ઝવેરચંદ મેઘાણી
પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
અમદાવાદ
પાના ૨૩૪, મૂલ્ય રૂા ૪ ૫૦

શ્રી મેઘાણીની લોકપ્રિય નવલકથાએ ચાર આવૃત્તિ જોયા પછી ૧૯૫૮મા પહેલુ અને ૧૯૮મા બીજુ પુનર્મુદ્રણ પામે છે આ કથા લખાણી ત્યારે સૌ પ્રથમ ભારતવાસીઓને પાણીચુ પકડાવવાની બર્માએ શરૂઆત કરી હતી આજે તો આફ્રિકાના નવોદિત રાષ્ટ્રો તેમજ બીજે સ્થળેથી આ ઈતિહાસનુ પુનરાવર્તન બહોળા પ્રમાણમા જોવામા મળે છે જે સમયે આ વાતો લખાણી ત્યારની દેશ કાળની પરિસ્થિતિ અને આતરરાષ્ટ્રીય વાતાવરણ બન્ને જુદા હતા અને આજે તેનુ મુલ્યાંકન કરતી વખતે તે લક્ષમા રાખવાની જરૂર રહે છે ત્યારે ભારત સ્વતંત્ર ન હતો બ્રહ્મદેશ અને બ્રહ્મી લોકોમા ઓતપ્રોત થઇ ગએલ ગુજરાતી પ્રજાનુ માનસ શ્રી મેઘાણીની સત્ય અને ક્યારેક વક્ર શૈલીમા વ્યક્ત થાય છે મુખ્ય પાત્રો તરીકે ડૉ નૌતમ અને તેમના ધર્મપત્ની હેમકુંવર ગુજરાતી તરીકે, અને માઉ પૂ તથા નીમ્યા બ્રહ્મી તરીકે ગૂથી લેવામા આવ્યા છે વાર્તાલાપમા બ્રહ્મી ભાષાનો છૂટથી ઉપયોગ થયો છે જાપાની બોમ્બમારો થાય છે અને પરદેશીઓની હિજરત હિંદ ભણી શરૂ થાય છે તેમા પોતાનો નાનકડો પુત્ર ગુમાવી બેસતા ગોરા સાહેબનુ પાત્ર ચિરંજીવ બની રહે છે અને વાચક ઉપર કરુણાભરપૂર ઊંડી છાપ મૂકી જાય છે છેલ્લી આવૃત્તિઓમા બ્રહ્મી પાત્રોના શબ્દ ચિત્રો એક પરિચિત ભાઈની કલમે લખાયેલા મૂકયા છે તેનાથી બર્મી લોકોની એક બાજુનુ સુંદર અને પ્રામાણિક ચિત્ર જોવા મળે છે

## (૪) 'જીવન ઘડતર'

શ્રી ચાપશી ઉદ્દેશી
પ્રકાશક નવચેતન કાર્યાલય, અમદાવાદ
પાના ૧૮૦ કિંમત રૂા ૨

એક પીઢ અને સ્વસ્થ શૈલીના સર્જક ચિંતક તરીકે શ્રી ચાપશીભાઈ આપણી સમક્ષ ઉપસ્થિત થાય છે પ્રસ્તાવનામા તેમણે જે નિખાલસ એકરાર કર્યો છે કે ૬૦ વર્ષ પૂરા કર્યા પછી તેઓ દરેક બાબતનો તાત્ત્વિક દષ્ટિએ વિચાર કરતા શીખ્યા તે સમાજમા અનેકને લાગુ પડી શકે તેવુ વિધાન છે પણ તે સ્વીકારવાની હિંમત ભાગ્યે જ કોઈ બતાવે

છે. લગભગ બધા મળીને જુદાજુદા પચાસેક વિષયો ઉપર જે ચિંત્ય સામગ્રી અહીં રજૂ થઈ છે તે જીવનને ઉર્ધ્વગામી બનાવવા અખૂટ પ્રેરણા પૂરી પાડવાનું સામર્થ્ય ધરાવે છે. સમાજને આવા પુસ્તકોની આજે તાતી જરૂર છે અને જે નજીવી કિંમતમાં (પુસ્તકાલયોને ફક્ત ૧.૨૫ માં) તે ઉપલબ્ધ છે તે માટે કોઈ પરમાર્થી વ્યકિતની મદદ એક આડકતરી સમાજ સેવા છે. શ્રી ચાંપશીભાઈ આ શ્રેણીમાં આવાં મૂલ્યવાન વધુ પ્રકાશનો આપે તેવી વિનંતિ અસ્થાને નહિ ગણાય. જીવન ઘડતર તેઓ જ કરી શકે છે જેમની પાસે દૃષ્ટિ અને તપશ્ચર્યા છે.

## (૫) સૌરાષ્ટ્રનો ઇતિહાસ

લેખક: શંભુપ્રસાદ દેશાઈ
પ્રકાશક: સોરઠ શિક્ષણ સંસ્કૃતિ સંઘ,
જૂનાગઢ: પાનાં ૯૮૦ રૂા. ૧૫

આશ્ચર્યમાં ગરકાવ કરી મૂકે તેવું આ પ્રકાશન જૂનાગઢની એક શૈક્ષણિક સંસ્થા બહાર પાડે છે. નિવૃત્ત I. A S. શ્રી શંભુપ્રસાદ દેશાઇ તેના લેખક છે; જો કે આ સુધારાવધારા સાથેની તેમના ૧૯૫૭માં બહાર પડેલા પુસ્તકની બીજી આવૃત્તિ છે, પણ લેખક તેને નવેસરથી લખાયેલુ નવું જ પુસ્તક ગણે છે. શ્રી શંભુપ્રસાદ ઇતિહાસના ઊંડા અભ્યાસી છે તેમજ કાઠિયાવાડ વિષેનું તેમનું જ્ઞાન બાપદાદા તરફથી વારસામાં મળેલી મૂડી છે. પુસ્તકને છેડે જે સવાબસો પુસ્તકની સૂચિ મૂકી છે તેના વાચન અને સંશોધનના નવનીતરૂપે આ ગ્રંથની પ્રાપ્તિ થાય છે. એટલે એટલું તો નિર્વિવાદ છે કે જે હકીકતો અહીં ગ્રંથસ્થ થઈ છે તેની ઐતિહાસિક પીઠિકા શંકાથી પર છે. શ્રમ અને સંશોધનની દૃષ્ટિએ જોઇએ તો પણ સૌરાષ્ટ્રનો ઈતિહાસ લાગેવળગે ત્યાં સુધી એક જ પુસ્તકમાં આધાર સહિતની આટલી સામગ્રી હજુ સુધી કોઇએ રજૂ કરી નથી. કોઇ પણ ઈતિહાસ પ્રેમી આ ગ્રન્થના વાચનથી આનંદ અને પ્રેરણા તો મેળવશે જ પણ સાથે સાથે ઇતિહાસકાર બનવા કેટલો તલસ્પર્શી અભ્યાસ કરવો જોઇએ, તેનો પણ તેને ખયાલ મળી રહે છે. પ્રાગૈતિહાસિક સમયથી શરૂ કરી ૧૯૬૫ સુધી સૌરાષ્ટ્રના ઇતિહાસનું દર્શન લેખક કરાવે છે તેમાં ખાસ કરીને સોરઠ-જૂનાગઢનો ઇતિહાસ તેમની અનુભૂતિ અને અંગત જાણકારીને લીધે વિસ્તાર રોકતો બની શકયો છે. સાતસો ઉપરાંત પાનાના આ દળદાર પુસ્તકની મુદ્રણકલા અને બાંધણી માટે સુરૂપ મુદ્રિકા, રાજકોટ અભિનંદનને પાત્ર છે.

## (૬) 'ભગવાન પરશુરામ'

લેખક: શ્રી. કનૈયાલાલ મુનશી,
પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય,
અમદાવાદ; પાનાં ૩૯૮; મૂલ્ય રૂા. ૭.૫૦

શ્રી મુનશી હીરક મહોત્સવ ગ્રંથાવલિનું પ્રથમ પુસ્તક પાંચમુ પુનર્મુદ્રણ પામે છે. વૈદિક સમયનાં જે મહાપ્રતાપી પાત્રો મુનશીજીએ આલેખ્યાં છે તેમાં ભગવાન પરશુરામ મોખરે રહે છે. તરુણ પરશુરામના વ્યક્તિત્વનો ઉત્તરોત્તર વિકાસ અહીં જોઈ શકાય છે. પ્રથમ ખંડમાં ગિરનારની તળેટીમાં, વરુણનું આવાહન કરી, અદૃશ્યથયેલાં ગોમતીનાં પાણી પાછાં લાવે છે અને નાગજાતિના લોકોને સમાનતા આપે છે. બીજા ખંડમાં ગુરુ ડહનાથ અઘોરી પાસેથી વિદ્યા શીખી, સહસ્રાર્જુનના પડખામાંથી મૃગારાણીનો ઉદ્ધાર કરે છે. ત્રીજા ખંડમાં સહસ્રાર્જુનનો વધ સાથે કથાની સમાપ્તિ થાય છે. વિશ્વામિત્ર, વસિષ્ઠ અને જમદગ્નિ તથા રેણુકાનાં પ્રખર તેજથી ઝળહળતાં પાત્રો વચ્ચે, આર્ય-અનાર્યના ભેદ મીટાવવા મથતા તાંડવ ખેલી રહેલા પરશુરામનું પાત્ર અનોખું તેજ પાથરી રહે છે, અને શરૂઆતથી જ લોમહર્ષિણી તેમને સાથ આપી રહે છે અને સમય જતાં તેમની અર્ધાંગિની બની રહે છે. ગાતાનો

શિરચ્છેદ કરવા પિતાની આજ્ઞા પાળવા પરશુરામ જે શરત મૂકે છે- કે પછી પોતે પણ મૃત્યુને ભેટશે અને ભૃગુવંશમાં દેહ ધારણ નહિ કરે- ત્યારે પોતાની આણ પાછા ખેંચતા જમદગ્નિને દર્શાવતી વખતે લેખકે અપૂર્વ નાટ્યાત્મક ક્ષણો ઉપસાવી છે જે, પ્રસંગને, ગૌરવ અને કવિનો ન્યાય આપી રહે છે. યુવાન મુનશીનુ 'પરશુરામ' (અને વયસ્ક મુનશીનુ 'કૃષ્ણાવતાર') એક ચિરજીવ સર્જન છે- લોપામુદ્રાનુ સમકક્ષ.

## (૭) 'લાડી, વાડી ને ગાડી'

લેખક: શ્રી જયંતીરામ પટેલ,
પ્રકાશક: શ્રી લક્ષ્મી પુસ્તક ભંડાર,
અમદાવાદ પાનાં ૧૪૨; મૂલ્ય રૂા. ૪

શ્રી જયંતીરામ પટેલનુ ત્રિઅંકી નાટક મૌલિક નાટ્યલેખન સ્પર્ધામાં પ્રથમ ઈનામ મેળવી ચૂકયુ છે અને આજે પ્રકાશન પામે છે. લેખક તખ્તાના અનુભવી છે. અને દિગ્દર્શન તથા અભિનય સાથે ગાઢ રીતે સંકળાયેલા છે. નાટકના બધાં જ પાત્રો ગ્રામીણ છે અને બનાવોનું કેન્દ્ર પણ ગામડું છે. ઘરભંગ જોઈતાભા ખોળે દત્તક લીધેલ પુત્ર ગોપાલ અને નવી પરણેતર લીલુ આસપાસ વાર્તાનુ ચોકઠુ ઘડાય છે-અને બુઢ્ઢા પરણે બાયડી તે સૌ પરને કાજ- એ કહેવત પ્રમાણે લીલુ ઓરમાન પુત્ર તરફ ઢળે છે જોઈતારામને લીલીકુવર વાડી છે, પૈસો છે, ગાડી છે પણ પ્રથમ પત્ની ગંગાની કૂંખે પુત્ર અવતર્યો જ નહિ તે ખોટ પૂરવા ૬૬ વર્ષે બીજું ઘર માંડે છે. લીલુને પુત્ર અવતરે છે અને ગામની જીભ ગોપાળ તરફ આંગળી ચીંધે છે, ગોપાળને લાગે છે. કે વાડીનો વારસદાર હવે લીલુનો પુત્ર બનશે અને તે ન કહેવાના બોલ કાઢે છે. નવજાત શિશુ પોતાના ગોપાળ તરફના પ્રેમમાં આડખીલીરૂપ બનતાં, લીલુ તેને મારી નાખે છે. જોઈતારામને, ગોપાળ અને લીલુનું કાવત્રુ પોતાના તરફ મંડાયેલું લાગે છે અને પોતાને જ હાથે સઘળી સંપત્તિનો નાશ કરવા વાડીને આગ ચાંપે છે.

નાટક કરુણાન્ત છે અને અંત ચોટદાર તેમજ કલામય બન્યો છે. આગ ચાંપીને જોઈતારામ મરેલા બાળકને હાથમાં રાખી હૈયાફાટ રૂદન કરે છે અને લીલુ તેમના પગ પકડી ક્ષમા માગે છે ત્યારે જોઈતારામ કહે છે-લીલુના હાથમાં બાળક મૂકતાં-'છાની રે' નઈ તો અમણાં જાગી જશે !' લેખકે આ નાટકનું વસ્તુ જીવનમાંથી-તેમના મિત્રના જીવનમાંથી શોધ્યું છે પણ તેને જે કલાત્મક સ્વરૂપ આપ્યુ છે તેમાં નિજી પ્રતિભાનો આવિષ્કાર જોઇ શકાય છે. તળપદી શૈલીમાં સંવાદો એટલાં ચોટદાર બન્યાં છે કે તેનાથી નાટકની ગતિ ધુઘવતાં પૂરનું સ્વરૂપ ધારણ કરે છે, અને આદિથી અંત સુધી પ્રસંગોની રમઝટમાં વાચક તલ્લીન બની રહે છે.

નાટકની ભાષા તળપદી યોજીને લેખકે પોતાની હથોટીનો ઠીકઠીક ખયાલ આપી દીધો છે અને તખ્તા ઉપર નાટકની અસર સવિશેષ થઇ શકે તેવો ઢાંચો આકાર પામ્યો છે. આડપાત્રોમાં સદ્દગત ગંગામા તેમજ શંકર અને વાલી ગૌણ હોવા છતા ઠીક ઝળકી જાય છે. શ્રી જયંતીરામ પટેલે ગુજરાતી રંગભૂમિને યશસ્વી કૃતિનુ પ્રદાન કર્યું છે, અને સારાં સફળ નાટકોનુ મહેણું તેઓ દૂર કરે એવી આશા જગાડી જાય છે.

*



પ્રાણિ ! તૂ હરિસોં ડર રે, તૂ કયોં રહા નિડર રે ?

ગાફિલ મત રહ ચેત સબેરા મનમે રાખ ફિકર રે;
જો કુછ કરે બેગ હી કર લે, સિર પર કાલ જબર રે.

કાલે ગોરે તન પર ભૂલા, તન જાયેગા જર રે;
યમકે દૂત પકડ કર ઘીસે, કાઢેં બહુત કસર રે

હરિભજ હરિભજ હરિભજ પ્રાની, હરિ કો ભજન તૂ કર રે;
નજકિશોર પ્રભુ-પદ નૌ । ચઢ, ભવસાગરકો તર રે

હે જીવ, તું ભગવાનથી ડરીને સીધે માર્ગે ચાલ; જાણે ભગવાનની તને બીક જ ન હોય એમ તું કેમ વર્તે છે ? તું ભાન ભૂલી જા મા, ઝટ ઝટ ચેતી જા, અને મનમા ખટકો રાખ. સેવા તથા પરોપકારના કામ તારે કરવાનાં છે તે ઝટપટ કરી લે; કારણ તારા માથા ઉપર કાળનુ વિકરાળ ચક્ર નિરન્તર ફર્યા કરે છે. કાળા કે રૂપાળા તારા શરીર ઉપર તને મોહ થાય છે પણ એ શરીર એક દિવસ અગ્નિમા આહુતિરૂપ થઈ પડવાનુ છે. તેની તને સરત નથી રહેતી. યમરાજાના દૂત તને પકડીને ભોય ઉપર ઢસડશે, અને તે કરેલા એકેએક પાપને કારણે તારે શરીરે પીડા તથા મનમા દુઃખ ભોગવવું પડશે. એટલે તું દોષે ભરાવું રહેવા દે, પરદુઃખભજનરૂપ દેવસેવા કર, અને એ સેવાને પ્રતાપે ભગવાનના ચરણકરણરૂપ નાવ ઉપર ચડીને ભવસાગર તરી જા

—દે. વા.

# મુકંદ

## વિષમ, મોટાં, ભારે સ્ટીલ કાસ્ટિંગ્સ માટે...



**મુકંદ એટલે પોલાદ**

સ્ટેનલેસ સ્ટીલ

મુકંદ આયર્ન ઍન્ડ સ્ટીલ વર્ક્સ લિમિટેડ, કુર્લા, મુંબઇ ૭૦ એએસ

# ગુજરાત સ્ટેટ કો–ઓપરેટીવ લેન્ડ ડેવલપમેન્ટ બેન્ક લિ.

( રજીસ્ટર્ડ ઓફીસ : અમદાવાદ )

૪૮૯, આશ્રમ રોડ,
નવરંગપુરા.
અમદાવાદ–૯.

સહકાર, ભવન
ઢેબરભાઈ રોડ,
રાજકોટ.

ગુજરાતના ખેડૂતોની તેમની જરૂરીયાત
૧૮૧ શાખાઓ દ્વારા પુરી પાડનારી
રાજ્યની કેન્દ્રિય સંસ્થા

આ બેન્કની સભ્ય સંખ્યા, ૬,૩૯,૪૫૫
આનુષગિક હેતુઓ માટે અત્યાર સુધી કરેલ ધીરાણ.

| | સંખ્યા | ધીરાણ કરોડ–લાખ. |
|---|---|---|
| [૧] નવાકુવા | ૧,૨૨,૩૭૧ | ૨૩.૯૨ |
| [૨] જુના કુવા | ૨૫,૨૯૨ | ૨.૧૯ |
| [૩] ઓઈલએન્જીન ઈલે મોટર્સ | ૧,૦૮,૨૩૯ | ૩૩ ૬૭ |
| [૪] ટ્રેક્ટર્સ | ૨,૬૦૩ | ૪ ૭૦ |

તેમજ અન્ય હેતુઓ માટે મળી
કુલ રૂા. ૮૧ કરોડ અને ૩૨ લાખનુ ધીરાણ કરેલ છે.

મગનભાઈ ર. પટેલ
ઉપપ્રમુખ.

હરિપ્રસાદ હ. ત્રિવેદી
આઈ. એ. એન. રીટાયર્ડ
મેનેજિંગ ડીરેક્ટર

ઉદયભાણસિંહજી
યુવરાજસાહેબ ઑફ પોરબંદર,
પ્રમુખ.

વૈષ્ણવજન કાર્યાલય

૨. રામકૃષ્ણનગર રાજકોટ–૨

# ગ્રાહક બન્ધુઓને

ઘણા ખરા ગ્રાહકોનું લવાજમ એપ્રિલ ૧૯૬૮થી માર્ચ ૧૯૬૯ સુધીનું હતું. આપને બધા મળી કુલ ૧૨ અંકો મળી ગયા હશે.

નવા વર્ષનું લવાજમ રૂા. ૮ મનીઓર્ડરથી ઉપરને સરનામે એપ્રિલની ૧૦ તારીખ સુધીમાં મોકલી આપશો જેથી અંક મોકલવાનું ચાલુ રાખી શકાય.

વ્યવસ્થાની સરળતા ખાતર મનીઓર્ડરથી જ લવાજમ મોકલવાનું રાખશો. ૧૦ એપ્રિલ સુધીમા આપના તરફથી કશો જવાબ નહીં આવે તો આપને વી પી.થી અંક મોકલશું જે સ્વીકારી લેવા વિનંતી છે. ગ્રાહક તરીકે ચાલુ ન રહેવું હોય તો વખતસર જણાવશો જેથી વી. પી. નું ખર્ચ અમારે નાહકનું ભોગવું ન પડે.

આશા રાખું છું આપ ગ્રાહક તરીકે ચાલુ રહી પૂરો સહકાર આપશો

સંપાદક

વૈષ્ણવજન




સયોગ છે તે વિયોગ છે જ એમ જાણતાં છતાં દુઃખ કેમ ભોગવતા હોઇશું ?

— બાપુ

કોઇનું દુઃખ મટાડવાને સારું પણ ખોટું ન બોલાય એમ દુઃખ ન જ મટે.

— બાપુ



ઝીની ઝીની ઝીની ઝીની ઝીની ચદરિયા.
ઝીની ચદરિયા, ઝીની ચદરિયા. (ધ્રુવપદ).

કાહે કૈ તાના, કાહે કૈ ભરની, કૌન તારસે બિની ચદરિયા.
ઇંગલા પિંગલા તાના ભરની, સુષમન તારસે બિની ચદરિયા.

આઠ કવલદલ ચરખા ડોલૈ, પાચ તત્ત ગુન તિની ચદરિયા.
સાઈંકો સીયત માસ દસ લગે, ઠોક ઠોકકે બિની ચદરિયા.

સો ચાદર સુર નર મુનિ ઓઢી, ઓઢીકે મૈલી કીની ચદરિયા.
દાસ કબીર જતનસે ઓઢી, જ્યોંકી ત્યોં ધરી દીની ચદરિયા.

આપણું શરીર છે તે જાણે ભગવાને આપણા જીવને ઓઢાડેલી ચાદર છે એવી કલ્પના કરીને કબીર કહે છે, ભગવાને આપણે સારુ ઝીણી ચાદર વણી છે. એ ચાદરમાં તાણો કયો, વણવાનો કાઠલો કયો, અને કયા તારથી એ વણી છે? ઈડા નાડી જમણે પડખે છે તે તાણારૂપ છે, પિંગલા ડાબે પડખે છે તે કાઠલારૂપ છે અને સુષુમ્ણા મધ્યમાં છે તે તારરૂપ છે. હૃદયરૂપી આઠ પાખડીવાળા કમળના જેવો રેંટિયો ફરે છે પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ આ પાંચ તત્ત્વ અને સત્ત્વ, રજસ્ તથા તમસ આ ત્રણ ગુણે કરીને શરીરની રચના કરી છે. આ ચાદર વણતા ભગવાનને દસ મહિના [ગર્ભવાસના] લાગ્યા છે, ને એણે ઠોક મારી મારીને તે વણી છે આ શરીરરૂપી દિવ્યવસ્ત્ર દેવતા, કાળા માથાના માનવ તથા મુનિજને ઓઢયું છે ને ઓઢીને એના ઉપર પાપરૂપી મેલ ચડાવ્યો છે. પણ પાપના પડછાયાથી પણ ડરીને ચાલનારા ભગવાનના દાસ કબીરે એ વસ્ત્રની બહુ જતન કરી, એને પાપપંકથી ખરડાવા ન દીધું અને ભગવાને જેવુ સ્વચ્છ તથા ધોળું ફૂલ જેવુ આપ્યું હતું એવુ ને એવુ જ અન્તકાળે મૂકી દીધું.

મલમઈલપંકમઈલા ધૂલીમઈલા ન તે નરા મઇલા ।
જે પાપપંકમઇલા તે મઇલા જીવલોગમ્મિ ॥

'શરીરશ્રમ કરી કરીને જેને ડીલે મેલ ચડયો છે તે માણસ મેલા નથી, પણ જેનું મન પાપપંકથી–અસત્ય, અનાચાર, ક્રૂરતા, તથા પરોપકારરહિત ભોગવિલાસથી મેલું થયેલું છે તે જ મેલાં છે.'

— દે. વા.'

'આશુતોષ'

## ગાલિબ

જે જમાનામા ગાલિબ થઈ ગયો તે વખતે શાયર અને શાયરી રાજ્યાશ્રિત હતા અને બહાદુરશાહ ઝફર જેવો મુગલ રાજવી પણ શાયરીનો ગુલામ હતો. તખ્તે–તાઉસ ઉપર બેસનારા રાજવીના દિલને કવનની અલગતા અકળાવી મૂકતી. ગાલિબના બાપદાદાને આ દેશ સાથે કે કવિતા સાથે કોઈ નાતો ન હતો, છતા કિસ્મત કરાવે ભૂલ તે પ્રમાણે મધ્ય એશિયામા વાસ કરતા તેના પૂર્વજોમાંથી કોઈએ મોગલ દરબારમા સૈનિક તરીકે સ્થાન લીધુ. મિરઝા ગાલિબ પાસે આકાશને આબતી કલ્પના હતી, અને ઉર્દૂ ભાષાને એક નવી રંગત આપવા જેટલી પ્રતિભા હતી કલ્પનાના ચમકારા સાથે ઊર્મિની માર્દવતાનુ અજબ મિશ્રણ તેમની ગઝલોમા દૃષ્ટિગોચર થાય છે. શરાબની પ્યાલીમાથી કવિતાના જામ ભરીભરીને દુનિયાને આપનાર આ કવિના નસીબમા તો દ્રારિદ્ર જ રહ્યુ હતુ અને ૧૮૫૭ના બળવા પછીનો સમય એક જબ્બર જીવન સઘર્ષ તરીકે પસાર કરવો પડયો હતો. આશ્રય માટે પાછલી જીદગીમા કરિને ઝાવા નાખવા પડયા હતા. ગાલિબનુ લગ્ન જીવન નિષ્ફળ હતુ અને પત્ની ઉમરાવ બેગમ તેમને માથે પડી હતી. માશુક તરીકે તેમણે એક નાચીઝ ગાયિકાને સ્વીકારી હતી. ફારસી અને અરબિક ભાષા ઉપર ગાલિબનુ પ્રભુત્વ એક જોશીલી નવીન ઉર્દૂમા પરિણમ્યુ. કવિ ઇકબાલ પણ ગાલિબ પ્રત્યેનુ ઋણ સ્વીકારે છે. તેમના જમાનામા (૧૭૯૭–૧૮૬૯) અને આજે ફેર એટલો જ કે આજે કવિ ત્યારની પેઠે એટલો જ અકિંચન છે, પણ જે રાજાશ્રય ત્યારે હતો તે તો આજે નથી પણ જનસામાન્ય કવિના વાણીવિલાસથી અલિપ્ત રહ્યો છે.

## અણુવીજળી

ફેબ્રુઆરી માસથી તારાપુરનુ અણુવીજળી મથક ક્રિયાશીલ બન્યુ અને લગભગ બે લાખ કિલોવોટ વીજળીશક્તિ ઉત્પન્ન કરતુ એક જનરેટર ચેતનવંત બન્યુ (અને બીજુ હવે બનશે) તે માટે વીજળીની ખેચ અનુભવતા ગુજરાત અને મહારાષ્ટ્રે રાહતની લાગણી અનુભવવી રહી કોલસા અને પાણીથી ચાલતા વીજળીગૃહોની સરખામણીમા એક નવુ પ્રસ્થાન તારાપુર ખાતે આરંભાય છે. આ યોજના માટે અમેરિકાની મદદનુ ઋણ સ્વીકારવુ રહ્યુ. અને પ્લાન્ટ માટે જરૂરી ઈધન (યુરેનિયમ) પણ અમેરિકા જ પૂરૂ પાડવાનુ છે. આ અનુભવને આધારે વધુ અણુ વીજળી મથકો ઊભા કરવાની નવી દિશા ખૂલે છે. સૌરાષ્ટ્રના સાગર કાઠે કોઈ સ્થળે આવી શકયતા વિચારાઈ રહી છે તેને ફલસ્વરૂપ મળે તો બાકીના ગુજરાત પ્રદેશ માટે વીજળીની છૂટ સારા પ્રમાણમા શકય બને આદ્યોગીકરણ તરફ કૂચ કરી રહેલા ગુજરાત માટે આ તાકીદની અનિવાર્યતા છે.

## દેવમોગરા

શિવરાત્રિના દિવસે થતી વ્યર્થ હિંસાનો ચિતાર આપી અમદાવાદના 'સંદેશ' દૈનિકે જબરી બાથ ભીડી કહેવાય. સામાન્ય રીતે પશુહિંસાના બિભત્સ અને લાગણી દુભાવે તેવા દૈનિકપત્રમાં આટલી જગ્યા આપી, ધાર્મિક અંધશ્રદ્ધા, વહેમ, કુરિવાજો તરફ જે સચોટ રજૂઆત થઈ છે તે હવે ગુજરાતની પ્રજાએ (કે સમાજ સેવકોએ ?) ઉપાડી લેવી રહી બંગાળમા કાલિપૂજાના દિવસોમા આવી જ હિંસા આચરવામા આવે છે. પણ ગાધીબાપુના અહિંસક ગુજરાતમા, દેવમોગરાની ભીષણ સંહારલીલા પાસે બગાળ ઝાંખુ કે વામણુ લાગે છે એટલુ આરૂ છે કે આમા કોઈ બીજી કોમનો પ્રશ્ન અટવાયો નથી. આદિવાસીઓ અને પછાતકોમને સાચે માર્ગે લઈ જવા, તાત્કાલિક સરકારી દિશાએથી એક સામટા પ્રયત્નો થવા ઘટે. કે પછી 'મત' આડા આવશે? આવતી ચૂંટણીમા મત નહી મળે એ બીકે મૂંગા પશુઓની વહારે જવાનુ લોકશાહીમાં યોગ્ય નહીં મનાય?

## મત ! મત ! મત !

મતની વાત નીકળી એટલે મન અજાયબ બન્યા

વિના રહી શકતું નથી. ચાર રાજ્યોની પેટા ચૂંટણીમાં મતદારોએ કમાલ કરી નાખી. પેટ છૂટી વાત જ ન કરી, ખાંડના ભાવ નીચા ન જવા દીધા અને શેરડીના ઉત્પાદકો તથા કારખાનેદારોને ધીકેંગનો જોગ થઈ ગયો એટલે ઉત્તર પ્રદેશમાં મતદારોએ ત્રાજવું સમતોલ રાખી દીધું. બંગાળમાં બધા જ પક્ષોને ભાગ્ય અજમાવીને રમત રમી લેવાની છૂટ આપી, બિહારમા કોંગ્રેસને આગળ રાખી, બીજા પક્ષોને પાછળ ધક્કા મારવાની છૂટ આપી નાગાલેન્ડે મતદાનનો માર્ગ સ્વીકાર્યો એ જ મોટી સિદ્ધિ. ગરજ બિચારી બાપડી એમ લોકશાહીમાં મતને ખાતર લોકોપયોગી કામ પણ ન થઈ શકે કોઈ રાજ્યને–પક્ષને–સમાજના વર્ગને દુઃખ પહોંચે એવું કાંઈ જ ન થાય. ચીજવસ્તુના ભાવની સપાટી પણ નીચે ન લવાય–નહી તર ઉત્પાદકો નારાજ થાય! લોકોને તેલ–ખાંડ મોઘા મળે તો ઓછા ખપ બાકી લેવીમાથી અપાય નહિ અને પ્રમાણ વધારાય નહિ!

બધા જ પ્રશ્નો મતપત્ર સાથે અરસપરસ સંકળાયેલા છે, અલાઉદીનના જાદુઈ ચિરાગ જેવી આજે કોઈ વસ્તુ હોય તો મતપેટી છે. અને ૧૯૭૨મા તે શું આશ્ચર્ય સરજશે તેનો ખ્યાલ ચાર રાજ્યોની અગ્રેજીમા કહેવાતી 'MINI' ચૂંટણીએ આપી દીધા છે

## પોપાબાઈનું રાજ !

મુંબઈ જેવડી જબરજસ્ત વિરાટ સાગર જેવડી નગરીને શિવસેનાના કાબાઓ ધોળે દિવસે લૂંટી ગયા અને બાળતા ગયા તે બનાવ શું ચીંધી જાય છે? કેટલાક આને વખોડી કાઢે છે કોઈ કહે છે શિવસેના ઉપર પ્રતિબંધ મૂકો પાર્લામેન્ટમા વિરોધપક્ષો કહે છે કે આના સર્જન માટે કોંગ્રેસ જવાબદાર છે. તો વળી ચવ્હાણ સાહેબ જેવા નેતાઓ તેને 'ફાસિસ્ટ વિશેષણ આપી જવાબદારી ખંખેરી કાઢે છે. બાલ ઠાકરે મુક્ત ન થાય તો હજુ પણ મુંબઈને ભડકે બાળી મૂકવાની ધમકી ગમે ત્યારે અમલી બને (આ લખાય છે ત્યા સુધી નથી બની પણ કાલની કોને ખબર ?) આ આખા પ્રશ્ન ઉપર ફિલસૂફની દૃષ્ટિએ વિચારતા લાગે કે છે મુંબઈને પોપાબાઈનું રાજ ખપે છે! અને આ સૈનિકો –પ્રજા–પોલિસ–સત્તા સાથે બેઠેલો પોપાબાઈના રાજ્યનાં અનિવાર્ય અંગો છે! લોકશાહીમાં લોકમત એજ હુકમનું પાનું ગણાય. શિવસેનાને શા માટે બદનામ કરો છો? મુંબઈમાં નીશ લાખની પચરંગી વસ્તી છે. શિવ સેનાના સૈનિકોની ટકાવારી જોઈએ તો થઈ થઈને કેટલી થાય ? પોપાબાઈનું રાજ્ય ચલાવવા દેવું કે નહિ તેનો નિર્ણય ત્રીશ લાખ લોકો કરે—બીજાઓએ શા માટે માથું મારવું ? અને આવી નિર્બળતા કયાં સુધી?

## મધ્યપૂર્વ

વિદેશપ્રધાન તરીકે દિનેશની ગની નિયુક્ત સૂચક છે? પરદેશખાતાનો ભાર વધી રહ્યો છે અને બનાવો એવા અણચિંતવ્યા અને ઝડપથી બને છે કે વડાપ્રધાન વિદેશખાતાનો બોજો અન્ય જવાબદારીઓ સાથે વહી શકે તેવી સ્થિતિમાં નથી ૧૯૬૭ના-આરબ–ઈઝરાઈલ સંઘર્ષ પછી, રશિયાએ તમામ આરબ રાજ્યોમાં પોતાની લાગવગ વધારી દીધી છે ભૂમધ્ય સમુદ્રમાં ઘૂસવાની તક રશિયા શોધતું હતું તે મળી ગઈ છે. ઈજીપ્તને ન હે નાલેશીભર્યો પરાજય સહન કરવો પડ્યો, તે પછી સાધન સરંજામ ખોટ પૂરી પાડવા વીજળીક ગતિથી રશિયા દોડી ગયુ આજે ઈજીપ્ત રશિયન લશ્કરી અમલદારોથી ધમધમે છે. ઈજીપ્ત ઉપરાંત અલ્જીરીયા, સિરિયા, ઇરાક, સુદાન, યેમન, સોમ લિયા સુધી રશિયન વર્ચસ્વ પગ પેસારો કરી ગયુ છે, અને જાળ વધુ વિસ્તારમાં પાથરી રહ્યું છે તુર્કીને પણ રશિયાની મદદ મળવી શરૂ થઈ છે અને બોસ્ફરસની સામુદ્રધુનિમાં રશિયન ડૂબક કિસ્તીઓ ફરી રહી છે અમેરિકાએ છ આરબ રાષ્ટ્રોમાં પોતાના દૂતાવાસો ચાલુ કર્યા નથી. રશિયા બંદરોની ટાચ અનુભવી રહ્યું છે સો તે ખેટ આરબ બંદરોનો ઉપયોગ કરીને પૂરે છે પાકિસ્તાનને લશ્કરી સહાય આપવાનો ઉદ્દેશ આ પ્રદેશમા ખૂટતી એક કડી મેળવવાનો હતો. અમેરિકા આ આખી પરિસ્થિતિ ચકોર નજરે જોઈ રહ્યુ છે. ઈઝરાઈલ ઉપર વેર વાળવા આરબો કૃતનિશ્ચયી છે આ સંજોગોમા કોઈપણ ઘડીએ કટોકટી સર્જાવાનો ભય છે. ખાસ કરીને વિયેટનામમાંથી અમેરિકા સંકેલો કરવાની ઈચ્છા સેવી રહ્યુ હોય ત્યારે, તેમ જ ચીન સાથે વાટાઘાટો કરવા ઉદ્યુક્ત થયુ ત્યારે પણ મહારાજ્યોની સોગઠાબાજીમા પોતાનો દાવ ખેલવા નાનાં રાષ્ટ્રોએ તૈયારી એટલા માટે રાખવી જોઈએ કે કોઈ સૂતા ન ઝડપે

[ અનુ૦ પૃષ્ઠ ૫૧૯ મે ]



[ ધ્યેયની સિદ્ધિમાં દેખાતી નિરાશાના કાળમાં 'મુનિમન અગમ યમ નિયમ શમદમ વિષમવ્રત' વાળો તુલસીરામાયણનો છંદ ટાંકી મેં અહિંસક તપશ્ચર્યા માટે કાંઈ અશક્ય નથી એવા ભાવનું લખેલું તેના જવાબમાં આ પત્ર છે. —ચિમનલાલ શાહ. સેવાગ્રામ આશ્રમ, વર્ધા. ]

ચિ૦ ચિમનલાલ તા. ૧-૫-૩૯

તમે ઈચ્છો છો એવી કઠિન તપશ્ચર્યા તુરંત કરવાનું હોતું નથી. અહિંસા જાણનારે પ્રથમ તો યમનિયમાદિનું પાલન કરતાં શીખવાનું હોય છે એ ઓછું નથી. કયાં બધા એનુ પાલન એક નિષ્ઠાથી કરે છે? પ્રાર્થના કેટલા કરે છે, પીંજે છે કેટલા, પડોશી પ્રત્યે પ્રેમ કેટલા બતાવે છે? આપણે એકેએક સેગાંવમાં કેટલો પ્રેમ ઠાલવીએ છીએ આવી આવી ઝીણી ગણાતી બાબતોમાંથી અહિંસા સત્યાદિનો પાઠ શીખીએ છીએ. મારી કઠિનતાઓ પણ મારી અપૂર્ણતામાંથી ઉદ્‌ભવે છે. ને મેં સાથીઓની મોળાશ સહી લીધી છે એ પણ કારણ છે. યમ નિયમ શમ દમ વિષમવ્રત તમે ટાંકેલા છંદમાં છે એનુ મનન કરો. હમણાં બ્રંદાવન જઈએ છીએ.

— બાપુના આશીર્વાદ

× × ×

## ઇશ્વર નિરાકાર નિર્ગુણ છે. એનું ધ્યાન શા સારું ન ધરીએ?

[આપણી ભારતીય સંસ્કૃતિમાં મૂર્તિપૂજાનું સ્થાન અજોડ છે. વિભૂતિપૂજા અને વ્યક્તિપૂજા એ આપણા જીવનમાં જડાઈ ગયેલી છે. આશ્રમવાસીઓને પણ એ પ્રશ્ન મૂંઝવતો હતો. તેઓ બાપુજીને લખતા અને બાપુજી સર્વદા મૂર્તિપૂજાનો વિરોધ કરતા. બાપુજી તો માનતા કે વ્યકિત કે વિભૂતિને મૂર્તિરૂપે આબદ્ધ કરી એની પૂજા કરવા કરતાં એના જીવનને સમજી, એના ઉચ્ચ આદર્શો અને વિચારોને તેમજ એનાં કાર્યોને પોતાના જીવનમાં સ્થાપીએ એ જ વધારે ઈચ્છનીય અને મહત્ત્વનું છે. બાપુજી જતાં આપણે આજે એમની મૂર્તિ સ્થાપવાના વિચાર કરીએ છીએ અને એ મૂર્તિની પૂજામાં જ કૃતાર્થતા માનીએ છીએ. આવી સ્થિતિમાં બાપુજીના પત્રો અવશ્ય આપણને યોગ્ય માર્ગદર્શન કરશે. ]

જીવન્ત લોકોની મૂર્તિનું ધ્યાન ધરવું સારી વાત નથી. જેનું ધ્યાન ધરવાનું હોય એમાં પૂર્ણતાનું આરોપણ થતું હોય છે, થવું જોઈએ, જીવિતોમાં કોઈને પૂર્ણ ન કહી શકાય. રામાયણદિમાં જે ચિત્રો આવે છે તે સારાં હોતાં નથી પરંતુ મૂર્તિની આવશ્યકતા શા સારુ? ઈશ્વર નિરાકાર નિર્ગુણ છે. એનું ધ્યાન શા સારુ ન ધરીએ? જો એ અશક્ય હોય તો ૐકારનું ધ્યાન ધરવું, અથવા આપણી કલ્પનાની મૂર્તિનુ. ગીતામૈયાનુ જ ધ્યાન શા સારુ નહીં? એને કામધેનુની ઉપમા આપવામાં આવી છે.

આ ઘેનુનું ધ્યાન ધરવું જોઇએ. વળી એમાં ઘણાં અર્થો સમજી શકીએ છીએ આ રીતે પણ જીવન્ત લોકોની મૂર્તિનું ધ્યાન હાનિકારક થઇ શકે છે. એથી એને ત્યાજ્ય ગણવું ઉચિત છે.

વ્યક્તિ પૂજાને બદલે ગુણપૂજા કરવી ઘટે છે વ્યક્તિ તો ખોટી નિવડે અને તેનો નાશ તો છે જ. ગુણનો નથી.

× × ×

## 'હું મૂર્તિપુજક અને મૂર્તિભંજક છું'

ચિ૦ ......

મંદિર વિષે તમે ઠીક લખ્યું હજુ તમારા મનમા હોય તે લખજો. આ બાબતમા મારો જ અભિપ્રાય ચાલવો જોઇએ એવો આગ્રહ નથી મારા વિચારો એ બાબતમા ઘડાઈ ગયેના છે.

મારે વિષે મે કહ્યું છે કે હુ મૂર્તિપૂજક અને મૂર્તિભંજક બન્ને છુ. શરીરધારીનો કલ્પનાનો ઇશ્વર મૂર્તિમાન હોય જ. તે મૂર્તિભાવે તેની કલ્પનામા વસે પણ છે જ. એ રીતે હુ મૂર્તિપૂજક છુ. પણ એક પણ રૂપને–આકૃતિને પરમેશ્વરરૂપે પૂજવાની મારા મને કોઇ દિવસ હા નથી પાડી ત્યા મારા મનમા નેતિ નેતિ થાય છે. તેથી મે મને પોતાને મૂર્તિભંજક માન્યો છે. આવા વિચારને અંગે મારા મનમાં હંમેશાં રહ્યું છે કે આપણે આશ્રમમાં મંદિર ન વસાવીએ. તેથી જ પ્રાર્થનાને સારુ પણ મકાન બાંધવાનું ન જ રાખ્યું આકાશનું છાપરું અને દિશાઓની દીવાલો કરી તેમાં આપણે બેઠા. જો સર્વ ધર્મ પ્રત્યે સમભાવ રાખવો હોય તો આપણી આ જ સ્થિતિ હોવી જોઇએ. આજકાલ વેદાદિમાં ચચૂપાત કરી રહ્યો છું ત્યાં પણ એ જ જોઉં છું. કયાયે મૂર્તિને સ્થાન નથી જોતો. છતાં હિંદુ ધર્મમાં મૂર્તિને સ્થાન છે એટલે આપણે તેનો દ્રોહ ન કરીએ. એની પૂજા આવશ્યક નથી, ઐચ્છિક છે. આથી મને લાગે છે કે આપણે સમાજ તરીકે મંદિરથી નિરાળા રહીએ તો સારુ. આશ્રમમાં જે સ્થાનને મેં સમાધિ માની છે તે મંદિર હોય તો પણ આપણે તેને જાહેર સંસ્થા ન કરીએ. જમીનનો માલિક એ પાડી નાખીને ઇંટ લઇ જવા માગતો હતો ત્યારે પૈસા ભરીને તે સ્થાન બચાવ્યું. પણ તેને મંદિર બનાવવાની મારી ઇચ્છા નથી થતી

આ તમે બીજા જે સમજે એમ છે તેની સાથે ચર્ચા મને લખવુ હોય તે લખજો, સુદ્રત સંકોચ ન ખાશો.

તા. ૭–૯–'૩૨. બાપુના આશીર્વાદ

*

શુદ્ધ હૃદય અને સાધુ જીવન એ બે મોટી અને સૌથી અગત્યની બાબતો છે.

સ્વાર્થી અને આપમતલબના વિચારો અને કર્મો દુઃખ આણે છે. સત્યમાથી ઉદ્દભવતા વિચારો અને કર્મો આનંદ આણે છે. જે રીતથી મન આ પ્રમાણે બદલાય છે અને રૂપાંતર થાય છે તે રીત બે છેઃ ચિંતન અને તેનો આચાર શાંત ચિંતનથી સદ્દવર્તનનુ મૂળ અને તે મુજબ વર્તવાનું કારણ શોધી કઢાય છે, અને આચારથી સત્કર્મ કરાય છે

સત્યનુ જ્ઞાન પુસ્તકથી, સૂક્ષ્મ તર્કથી, વાદવિવાદથી અથવા વિવાદયુક્ત ચતુરાઇથી મળતું નથી, તે તો સત્કર્મથી મળે છે.

સત્યનુ જ્ઞાન કઇ ચોપડીમાથી મળતુ નથી; તે તો તેને આચારમાં મૂકવાથી જ શીખી અને જાણી શકાય છે.



[મહાપુરુષનું હૃદય માતાના હૃદય જેવું હોય છે. એ જ કારણે એમની પાસે સ્ત્રીઓ સ્વેચ્છાએ અને નિર્ભયપણે જાય છે અને પોતાનું હૃદય એમની પાસે વિના સંકોચે ખુલ્લું મૂકી દે છે.
બાપુના જીવનમાં પણ એમ જ થયું. એમના સંપર્કમાં આવીને હજારો બહેનોએ પોતાના જીવનની મુશ્કેલીઓને ઉકેલી છે. એનું પ્રમાણ તે બાપુના બહેનો પરના પત્રો છે]

## " ખરી સુંદરતા એ તો આત્માની સુંદરતા છે. "

બહેનો,

હવે તો મારે આ એક જ કાગળ લખવાનો રહે છે. પછીને સોમવારે તો હું તમારી તરફ આવવા રવાના થયો હઈશ.

મુસાફરીમાં સ્ત્રીઓની સભાઓ તો હોય જ છે એટલે અનુભવો નિત્ય નવા મળ્યા જ કરે છે. સ્ત્રીઓની પાસે સ્વરાજ્યની ચાવી છે એમ જોઉં છું પણ એને કોણ જાગ્રત કરે ? અસંખ્ય સ્ત્રીઓ નિરુદ્યમી છે તેને ઉદ્યમી કોણ બનાવે ! બચપણથી જ માતાઓ પોતાના બાળકને બગાડે છે તેને કોણ અટકાવે ? છોકરાઓને ઘરેણાંથી, અનેક પ્રકારના કપડાંથી લાદી મૂકે છે. નાની બાળિકાઓને પરણાવી મૂકે છે. બાળાને બુઢ્ઢાને આપે છે. સ્ત્રીઓના ઘરેણા જોઇને તો હું હેરાન જ થઈ જાઉં છું, એને કોણ સમજાવે કે એમા સૌંદર્ય નથી. સૌંદર્ય તો હૃદયમાં છે. આવી તો અનેક વાતો હું લખી શકું. પણ તેનો ઈલાજ શો ? ઈલાજ તો સ્ત્રીઓમાંથી કોઈ ઉગ્ર તેજવાળી દ્રૌપદી નીકળી પડે ત્યારે મળે. આવી શક્તિ મેળવવા તમારે પ્રયત્ન કરવો રહ્યો છે. તેનો નિશ્ચય કરજો ને પછી ધીરજ રાખજો. ઉતાવળે આંબા ન પાકે.

બાળાઓને વિષે તમે લખ્યું છે એ મને ગમે છે. બે છોકરીઓના કાગળમાં આ પ્રશ્ન છે : છોકરીઓ માથાને સારુ પીન અને ચીપિયા વાપરી શકે ? રીબન ગૂંથી શકે ? મેં ઘટતો જવાબ તો આપ્યો છે પણ તમારી આગળ એ વાત મૂકું છું. મને લાગે છે કે એ બેમાંથી એકે વસ્તુની આવશ્યકતા નથી. પૂર્વે તો નહોતી. પશ્ચિમમાં વાળ અનેક રીતે ગૂંથે છે એટલે એક એક ઓરત સેંકડો પીન અને ચીપિયા વાપરે છે. રીબનનો તો પાર નથી. પણ આપણે તો બહારની શોભા જોઇએ નહી. પાઈ પાઇનો પણ કૃપણની જેમ સાંચવવાનો આપણો ધર્મ છે, કેમકે આપણને મળતા દ્રવ્યના આપણે માલીક નથી પણ રક્ષક છીએ. એટલે તેમાંથી દેહને અન્નવસ્ત્રરૂપી ભાડું આપવા જેટલા જ પૈસા વાપરવાનો આપણો અધિકાર છે ત્યાં પીન વિ. ને સ્થાન હોય જ નહીં એમ માનું છું આપણો પોતાનો અને બાળકોનો આનંદ આપણને શોભે એવી રીતે આપણે રચવો જોઇએ.

બાપુના આશીર્વાદ.




[હૃદયને હલાવનારા બાપુના સૂત્રરૂપ વચનો અનેક યુગો માટે અમર રહી જશે અહીં તો એ મહાસાગરમાંથી થોડાંક જ બિંદુઓ એકઠાં કર્યાં છે. બાપુની સાથે રહેનારા, તેમની લગોલગ જવાનું ભાગ્ય પામનારા આપણા કાન ઉપર આવાં વચનો અનેકવાર અથડાયાં હશે. કેટલા ગણ્યાગાંઠ્યામાં એ વાસો કરી બેઠાં હશે! અનેક કોટીમાંના કેટલા વિરલનાં જીવનમાં એ માંસ, રુધિર અને આત્મા થઈ ગયા હશે! એ વિરલ વિભૂતિઓ તરશે અને તારશે. બાકી બીજાઓના નામ તો સમુદ્ર કાંઠેની અગણિત છીપલીઓની જેમ રેતીમાં રખડતાં હશે, અને તેનો કોઈ ભાવે નથી પૂછવાનું]

બીમારી માત્ર મનુષ્યકે લિયે શરમ કી બાત હોની ચાહિયે. બીમારી કીસીભી દોષકી સૂચક હૈ, જીસકા તન ઔર મન સર્વથા સ્વસ્થ હૈ ઊસે બીમારી નહીં હોની ચાહિયે.

o o o

વિકારી વિચાર ભી બીમારીકી નિશાની હૈ ઇસલિયે હમ સબ વિકારી વિચાર સે બચતે રહે.

o o o

વિકારી વિચારસે બચનેકા એક અમોઘ ઉપાય રામ નામ હૈ, નામ કંઠસે નહિ કિન્તુ હૃદયસે નિકાલના ચાહિયે

o o o

વ્યાધિ અનેક હૈં, ઉપચાર ભી અનેક હૈ, અગર વ્યાધિ કો એકહી દેખે ઔર ઉસકો મિટાને હારા વૈદ્ય એક રામ હી હૈ ઐસા સમઝે તો બહુતસી ઝંઝટોસે હમ બચ જાય.

o o o

આશ્ચર્ય હૈ વૈદ્ય મરતે હૈ ડાકતર મરતે હૈં, ઉનકે પીછે હમ ભટકતે હૈ લેકીન રામ જો મરતા નહિ હૈ, હંમેશાં જીંદા રહેતા હૈ ઔર અચૂક વૈદ્ય હૈ ઉસે હમ ભૂલ જાતે હૈં.

o o o

ઈસસે ભી આશ્ચર્ય યહ હૈ કિ હમ જાનતે હૈં કિ હમભી મરને વાલે તો હૈ હી, બહુત કરે તો વૈદ્યાદિકી દવાસે હમ શાયદ થોડે દિન ઔર કાટ સકતે હૈ ઔર ઈસલિયે ખુવાર હોતે હૈં.

o o o

ઇસી તરહ બૂઢે, બચ્ચે, જવાન, ધનિક, ગરીબ સબકો મરતે હુએ પાતે હૈ, તોભી સંતોષસે બૈઠના નહિ ચાહતે હૈ લેકીન થોડે દિન જીનેકે લિયે રામકો છોડ સબ પ્રયત્ન કરતે હૈ.

o o o

કૈસા અચ્છા હો કિ ઇતના સમઝકર હમ રામ ભરોસે રહકર જો વ્યાધિ આવે ઉસકીભી બરદાસ્ત કરેં ઔર અપના જીવન આનંદમય બનાકર વ્યતીત કરેં.

# જીવનનો સરવાળો

ઈન્દુલાલ ગાંધી

શિયાળાની ઝાંખી સાંજ હતી. આથમતો સૂર્ય જોઈને મને ઘડીભર થઈ ગયું કે જગન્નિયંતાની ન્યાય-કોર્ટનો આ મકાન બેલિફ આજે કેટકેટલાં માનવી પર સમન્સ બજાવી આવ્યો હશે? અત્યારે પણ જતાં જતાં તેણે અમુક અમુક માનવ સમુદાય પર ક્ષીણ હાસ્યભરી નજર ફેરવી હશે; મનમાં ને મનમાં બોલતો હશે, 'હવે પડદો ઉપડવાને માત્ર એક જ ઘંટડી વાગશે; પણ છેલ્લી ઘંટડી વાગવાની અને પડદો ઉપડવાની ક્રિયાઓ એકી વખતે થવાની છે.' વળી મને એમ પણ થઈ ગયું ખરું કે, 'આજે એણે મારા પર તો સમન્સ નહિ બજાવ્યું હોય ને?' બરાબર તે જ વખતે મારી આંખ આગળ કાળા વાળના ઝૂમખાંમાં એક રૂપેરી વાળ નાચતો થયો. મનમાં ને મનમાં મને મળેલી જગન્નિયંતા પાસેની ડુપ્લિકેટ સમન્સ કોપીના દર્શન હું આ ધોળા વાળમાં કરવા લાગ્યો અને જાણે અજાણે ત્રીજી ઘંટડીના વાગવાની રાહ જોઈ રહેલા મારા પિતા તરફ મારી નજર પડી.

તેણે આંખો મીંચી હતી. હોઠ કંઈક અસ્પષ્ટ ફફડીને શાંત રહી જતા હતા. હાથ-પગ ચેતનના અવશેષ ઘંટારવ ને પળ-બે પળ પૂરતા સચેત કરી રહેતા. લાંબી મુસાફરી કરી કરીને થાક્યું પાક્યું વહાણ વતનને કિનારે નાંગરતું હોય એવો મનોભાવ ઊડી ઊડીને તેની ખેંચાતી ભ્રમર સાથે અડપલું કરી જતો. કશુંક અસ્પષ્ટ, કંઈક અસહ્ય, અને કંઈક અપાર્થિવ-અનુભવતા મારા પિતાના મનમાં શું શું વિચારો ઊભરાતા હશે? કહું?

હું મુસાફરી કરું છું એવું ભાન એને જ્યારથી થયું હશે ત્યારથી ક્યાંથી મુસાફરી શરૂ કરી છે કે ક્યાં મુસાફરી પરિણમવાની છે. આવા આવા તે વખતે નકામા લાગતા વિચારો નહિ આવ્યા હોય, ત્યારે એમણે પોતાની જાતને મસ્ત મુસાફર માની હશે. મુસાફરીના મધ્ય ભાગમાં આદિ ભુલાઇ જાય છે અને અંત સાંભરતો નથી એ જો ખરું હશે તો મારા બાપુજી એમાં અપવાદ થવા ઇચ્છતા ન હતા. કોને ખબર છે કે અંતિમ અવસ્થાના પાંચ વર્ષો કોણ જાણે કેવા મનોમંથનમાં ગાળવા પડતા હશે?

એમણે જન્મીને માબાપની મહત્તા વધારી નહિ હોય એ ખરું છે; પોતાની મહત્તા વધારવી શરૂ કરી હશે તે દરમિયાન એના રૂપેરી 'સ્વપ્નાંનો કબજો લેતો હું જન્મ્યો હોઇશ, અને પછી પોતાની જાતને ઉન્નતિને માર્ગે દોરી જવાનો જબ્બર સ્વાર્થત્યાગ કરી એમણે મારી જીન્દગી ને અવનવા રંગેરંગવા પોતાના અનુભવની પીંછી ઉપાડી હશે. ચાલીશીના રંગે રંગાયા પછી માનવી ઘણે ભાગે સ્વપ્નદૃષ્ટા તરીકે સફળ જીવી જવાનું વધારે પસંદ કરતો હશે નહિ? અને તે જ વખતે એમની મધ્ય મુસાફરીના સીમાડા પૂરા થતા હશે, અને હા! એમની 'સ્વપ્નદૃષ્ટા'ની ઘેલછાને મેં મારા સ્વચ્છંદથી ભૂંસી નાખી હશે ત્યારે એમના અનુભવના પાકા રંગ પર નિશ્વાસની ચોકડી અંકાઈ રહી હશે, જેની વેદના હજુયે એમના ગાલપર રેખારૂપે અંકાઈ રહી છે જે અત્યારે વારંવાર ચમકી રહે છે. મુસાફરીની શરૂઆતમાં તે એકાકી મુસાફર હશે, એમની એકલતા ટાળવા તેમના ડબ્બામાં ધીરે ધીરે સથવારા મળી રહેતા હશે અને જ્યારે એમની સંખ્યા પરિતૃપ્તિની કક્ષાએ પહોંચી હશે ત્યારે એમની એકલવાયી મુસાફરી અમને ડંખવી તો શું, પણ યાદ આવવી પણ જરૂરી નહિ રહી હોય. ચાલીશીને ઓવારેથી ધીરે ધીરે સંખ્યા ઘટતી હશે. એમના સમવયસ્કોનું રફુચક્કર થવું તેમને કલાકોના કલાકો સુધી બેચેન બનાવી મૂકતું હશે, છતાં એમની મુસાફરી અટક્યા વગર આગળ ચાલતી હશે. ધીરે ધીરે એમને એમ પણ થતું હશે કે હું જ્યાં જઇ રહ્યો છું તે સ્ટેશને મારી સાથે કોઈ પણ નહિ હોય.

માનવી ગમગીની ટાળવા ફિલ્મ જોવા જાય

અને ઈન્ટરવલ આવ્યેથી હવે હમણાં ચિત્ર ખલાસ થઈ જશે એ ખ્યાલ એને ઉચક મનનો કરી મૂકે છે, અને છેલ્લો રહેલો ભાગ તો સિનેમાથી ટેવાયેલો સમજુ વર્ગ પણ ઊભડક મને જુએ છે ઘણાખરા તો છેલ્લુ આવવાનુ દૃશ્ય અનુમાન કરી લઇ ભાગ્યે જ પૂર્ણ-વિરામની રાહ જોતા થયે છે આમ મારા બાપુજીના પૂર્ણવિરામની રહ જોતા જ્યારે કોઇ મિત્રગણમાનું થ ભ્યું નહિ ત્યારથી એમના અનુભવો, વિનોદો કહેતા એમણે બાલકન્ને પસદ કર્યું નાના કૂમળા બાળકો તમની વાતો સભળી કલાકો સુધી ગમગીન મનો રહેતા અને આમ મુસાફરી આગળ ધપી રહી હતી ટૂકામા તેના જીવનની ગાડી સ ગી વ્હિસલ કરતી મૃત્યુના પ્લેટફોર્મમાં પ્રવેશી રહી હતી અને અત્યારે હુ ખાલી ગાડીના ડબ્બે ડબ્બાને ગાર્ડની અદાથી તપાસી રહ્યો છુ

મને એટલુ તો ભાન છે જ કે પર્વતમા કોરાયેલા માર્ગેથી પસાર થતી ગાડી થોડાએક કલાક ને માટે નવા બેસનાર મુસાફરને માટે ન સમજાય તેવા આ દોયનો જગાવી જાય છે તેમ મને થતી ઉદાસીનતા થોડીક પળો માટે છે મુસાફરોના સહવાસ અને સહકારથી મ રી મધ્યાવસ્થામા આગે બઢતી ગાડી અવનવા દૃશ્યો બતાવતી કૈ ક ન ભૂલવાનુ ભુલાવી દેશે અને શુ ભુલાઇ ગયું છે તે બધુ ઉત્તરાવસ્થામા તાજુ કરી દેશે એમા એને શુ મજા આવતી હશે તેનો જવાબ મે મૂઝત ગૂગળાતા અને ગળકા ખાતા પિતાજીના ચહેરા તરફ જોઈને મેળવવા પ્રયત્ન કર્યો, પણ ત્યાનો કબન્તે મેળવાઇ ગયો હતો અને શૂ ન્યતાની મહોર લાગી ગઈ હતી ગમગીનીનો પહેરો બેસી ગયો હતો ઘડિયાળનો ટક ટક અવાજ લાગા સરવાળાની ટૂકી બાદબાકી કરી રહ્યો હતો અને હુ પસાર થતી ગ ડીને લીલી ઝ ડી બતાવવા આખો ચોળતો ઊભો હતો

હાઈસ્કૂલમાં પરિક્ષા આવતી બે ઉચ્ચ ધોરણના વિદ્યાર્થી વચ્ચે એક નીચલા ધોરણના વિદ્યાર્થીને બેસાડવાનુ ધોરણ છે અને વચ્ચે બેઠેલો વિદ્યાર્થી પાસેના વિદ્યાર્થીને ટપોટપ આંકડા મૂકતો જેમ વિસ્મયભરી મૂઢતાથી જુએ તેમ હુ મારા બાપુજીને લાબી લાબી રકમના વ્યર્થ સરવાળા દેતા વિસ્મિતભાવે મૂ ગો મૂ ગો જોઇ રહ્યો હતો ઘડિયાળ ટક ટક અવાજ કરતુ મારા કરતા એને વધારે વ્યથિત કરી રહ્યુ હતુ એકાએક ડકા વાગ્યા હુ અને એ તદ્રિત અવસ્થામાથી જાગી ગયા, મે પૂછ્યું

'બાપુજી ! શુ થાય છે ? દવા આપુ ? પાણી?'

બેટા ! કશુય થતુ દેખાતુ નથી છતાં બધુ યે થઇ રહ્યુ છે પાણી કે દવાથી એ તરસ નહિ મટે બેએક આસુના ટીપા ખેરવી શકાશે તો શોષ મટશે' બાપુજી રડી રહ્યા હતા હુ પણ તેની આખમા આખ પરોવી રડી રહ્યો

'બાપુજી !

'બેટા ! ગાડી ઉપડવાની વ્હિસલ વાગી રહી છે તુ ઉપર ચડી જા મને અહી જ ઉતરવા દે હમણા મને યાદ આવ્યું કે મે અહી સુધીની ટિકિટ કપાવી હતી'

પિતાજીની આખના આસુ મે લૂછી નાખ્યા છતા ફરી જાગ્યા હવે મને આસુ સારવાનું ઉચિત ન લાગ્યું થોડીક વાર પછી વાચા બધ થઇ આખે છેટ્લો પ્રકાશ જોઇ લઇ સદાનો અધકાર ઓઢી લીધો

અને

સરવાળો દીધા વગરનુ અધૂરૂ જીવનનું સર વૈયું છૂટી જતા હુ કાઇને ઓળખી કાઢુ તે પહેલા તો એણે અને મારા બાપુજીની વાત્સલ્ય ઝડીએ મારી આખ આડ અશ્રુનો પડદો ગોઠવી દીધો

*

# અહિંસાનો જય

ગુરુદયાળ મલ્લિક

૧૯૧૯ની આ વાત છે

સાજનો સમય હતો પંજાબમાં આવેલા ગુજરાનવાલા જિલ્લામાં કામોકી નામે ગામમાં એક શીખ લંબરદાર–ગામના પટેલ–ના ઘરની સામે એક કદાવર સાહેબ ઊભો હતો એના મુખમાંથી શાંતિ ટપકતી હતી પરંતુ ગામના લોકો ભયભીત બની એમને જોઇને એમનાથી દૂરના દૂર રહેવા લાગ્યા. એ અંગ્રેજે બધાને હાથ જોડીને નમસ્કાર કર્યા, તોયે તેઓ એમની પાસે આવ્યા નહી. તેથી એમના અંતરમાં દયા અને પ્રેમ એકસામટા ઊભરાઈ આવ્યા દયા એટલા માટે કે માણસ માણસને કેવી રીતે ભયભીત કરી શકે છે અને પ્રેમ એટલા માટે કે પ્રેમની દૃષ્ટિએ બધા, રાજા અને પ્રજા, રંક અને શ્રીમંત, કાળા અને ગોરા, પ્રેમના એક સમાન પાત્ર છે



થોડા વખત પછી ઘણી નમ્રતાથી એમણે એક યુવાનને પૂછયું, "ભાઈ, લંબરદાર સાહેબકા ઘર કૌનસા હૈ?" પેલા યુવાને જવાબમાં કેવળ ડોકું હલાવ્યું અને એક પણ શબ્દ ઉચ્ચાર્યો વિના એ ત્યાંથી પોતાના ઘરમાં દાખલ થઈ ગયો

સાહેબે લંબરદારના ઘરનું બારણું ઠોક્યું એક વાર, બીજી વાર, ત્રીજી વાર ઠોક્યું. પણ બારણું કોઇએ ઊઘાડયું જ નહીં. પણ જ્યારે ચોથી વાર બારણું ઠોક્યું ત્યારે અંદરથી કોઇએ પૂછ્યું, "કૌન હૈ?"

સાહેબે જવાબ આપ્યો, "મૈં આપકો મિલના ચાહતા હું."

આ સાભળીને લંબરદારે બારણું ખોલ્યું પણ સાહેબને જોઇને એ લાલપીળો થઇ ગયો. કારણ કે જ્યારથી એને જલિયાનવાલા બાગના અત્યાચારના દિવસોમાં એક ગોરા અફસરે ઝાડની સાથે દોરી વડે બાંધીને, એના કપડા કાઢીને, ઉઘાડા શરીર પર નેતરના સખત ફટકા માર્યા હતા, ત્યારથી એના મનમાં બધા અંગ્રેજો તરફ વિદ્રોહી અને વેરભરી લાગણી ઉત્પન્ન થઈ હતી તેથી જ્યારે સાહેબે તેને મળવાની ઇચ્છા પ્રગટ કરી ત્યારે તે ગુસ્સાથી આગની જેમ તપી ગયો અને તિરસ્કારભર્યા અવાજે તેણે સાહેબને કહ્યુ, "ચલે જાઓ યહાં સે, તુમ્હારા મૂંહ નહીં દેખના ચાહતા."

સાહેબે ફરીથી વિનંતી કરી કે તેઓ પાંચ મિનિટ માટે જ એની સાથે વાત કરીને પાછા

ચાલ્યા જશે શીખ લબરદાર જરા શાત થયો અને તેણે પૂછ્યુ, 'તુમકો કયા પૂછના હૈ ?'

"આપકો ગોરા અફસરને કિસ તરહ સતાયા થા ?'

આ પ્રશ્નના જવાબમા લબરદારે પોતાના અ ગ પર જે કપડા હતા તે ઉતારીને એના શરીર પર પેલા અફસરની સોટીના મારથી જે સોળ ધા થયા હતા તે બતાવ્યા અને કહ્યુ, "હમને સરકાર કી પચીસ બરસ નૌકરી કી ઉસકા યહ ૧૬ મેડલ દિયા"

પછી થોડી વાર રહીને લબરદારે ક્રોધવશ થઇને કહ્યુ "તુમે અ ગ્રેજ લોગ સબ બડા જાલિમ હૈ"

આ સાભળીને સાહેબની આખોમા આસુ આવી ગયા અને તરત જ તેમણે લબરદારના પગમા પોતાનુ માથુ મકયુ, પછી એની તરફ જોઇને ઘણી નમ્રતા અને પશ્ચાતાપના ભાવથી તેમણે કહ્યું, "લબરદાર સાહેબ, અ ગ્રેજ લોગો કી તરફ સે આપ કી માફી માગતા હુ આપ મેરી કૌમ કો માફ કરો !"

લબરદાર તો સાહેબનુ આવુ વર્તન જોઈને અને એના વાકયો સાભળીને આશ્ચર્ય પામ્યો. પછી ઘણા વહાલથી સાહેબને ઊઠાડી તેમને એ ભેટયો અને બોલ્યો, "જબ તક આપકી કૌમ મે આપ જૈસા એક ભી આદમી હૈ, તબ તક હમ આજ સે કિસી ભી અ ગ્રેજ કો નફરત કી નજર સે નહી દેખેગા આપ તો ખુદા કા એક ફરીસ્તા માલૂમ હોતા હૈ"

આ પ્રમાણે સાહેબે એક દુશ્મનને પોતાના પ્રેમથી, અહિંસાના બળથી જીત્યો અને કાયમનો મિત્ર બનાવ્યો

'અહિ સા પરમો ધર્મ . ધર્મો સદા જયતે ।

એ સાહેબનુ નામ દીનબ ધુ ચાર્લ્સ એન્ડ્રુઝ હતુ તેઓ એક સાચા ખ્રિસ્તી હતા અને ગાધીજીને પોતાના સગા ભાઇથી પણ વધારે વહાલા હતા, કારણ કે તેઓ બીજાની પીડ જાણતા હતા અને તેને દૂર કરવામા સદા તલ્લીન રહેતા

"વૈષ્ણવજન તો તેને કહિયે, જે પીડ પરાઇ જાણે રે ' એટલે જ તો એમને લોકોએ ' દીનબ ધુ" નો ઇલ્કાબ આપ્યો

*

ડુ ગર ઉપર જેમ જેમ વધુ ને વધુ ઊચે ચઢશો તેમ તેમ કુદરતની વધુ ને વધુ ભવ્યતા દેખાવાની તે જ રીતે માનવીના વિચારોની ભવ્યતાનો આધાર તેના આચરણની ઊચાઈ પર છે

* * *

સ્વાર્થી માણસ જે વ્યક્તિઓને માત્ર પોતાનુ સ્વાર્થી પ્રયોજન સિદ્ધ કરવાના કેવળ સાધન રૂપ જ ગણે તે કોઇના તરફ પ્રેમ કરી શકે જ નહિ જેના જીવનમા વિશાળ પ્રયોજનો હોય, જેની જીવન યોજનામા અન્ય વ્યક્તિઓને સ્વતત્ર જીવન ગાળવાની મોકળાશ હોય તે જ બીજા તરફ પ્રેમ કરી શકે



# ગાંધીજીનું વિભૂતિ દર્શન

મગનભાઈ પ્ર. દેસાઈ

ગાંધીજીની વિભૂતિ અનેકવિધ હતી મૂળે જોતા તે જીવનવીર હતા, જિજ્ઞાસુ હતા, સાધક હતા. "સંસારશું સરસા રહીને" સેવા દ્વારા સાચી જીવન સાધના થઈ શકે એમ છે એમ એ માનતા હતા.

જીવન વિષે આ પ્રકારે જેની પાસે અમુક આમૂલાગ્ર દૃષ્ટિ, નિષ્ઠા અને તત્ત્વપરાયણતા હોય, તેની પાસે કેળવણી વિષે અચૂક અમુક દર્શન હોય જ એટલે હુ તો એમ કહુ કે, ગાધીજી ખરુ જોતા પ્રકૃતિસિદ્ધ કેળવણીકાર હતા તેથી જ આપણને જોવા મળે છે કે, આખી જિંદગી તેમણે વ્યાપકમા વ્યાપક અર્થમા લોકની કેળવણીનુ ખૂબ જ કામ કર્યું હતુ, અને તે ભવ્ય નીવડયુ છે

ગાધીજી મહાન લોકશિક્ષક હતા હિંદી રાષ્ટ્રને પૂરી એક પેઢી એમણે તાલીમ આપી જાગૃત કર્યો. એ તાલીમ પણ અનોખી હતી. તે રાષ્ટ્રીય હોવાની સાથે માનવતાવાદી હતી. આ તાલીમને પ્રતાપે, હિંદના બધા પ્રકારના પછાત વર્ગો તથા સ્ત્રી-જાતિ, મજૂર વર્ગ, વિદ્યાર્થીઓ, વગેરે સહિત હિંદની આખી પ્રજા અપૂર્વ લોકશિક્ષણ પામી, કે જેને લીધે આજે આપણે દુનિયાની એક આગલી હરોળની સ્વતંત્ર લોકશાહી પ્રજા બન્યા છીએ

કેળવણીના રૂઢ અર્થમા પણ ગાધીજી કેળવણીકાર હતા એ વસ્તુ એમના કઈ નહી તો એ બે કાર્યો તો બતાવે છે કે, (૧) ૧૯૨૦ના ઓક્ટોબરમા ગુજરાત વિદ્યાપીઠની તેમણે સ્થાપના કરી અને (૨) ૧૯૩૭માં દેશને પાયાની કેળવણીના વિચારની અપૂર્વ ભેટ આપી.

આ બીજી વસ્તુને અંગે તેમણે કહ્યુ છે કે, હિંદને એ મારી મોટામા મોટી ભેટ છે

હિંદમા ૧૯૩૭-૮મા સ્વરાજનો ઉદય પ્રાંતોથી થયો. તેની સાથે સ્વતંત્ર હિંદ અને તેનુ સ્વરાજ કેવુ ઘડવુ જોઈએ, એ વિચાર આપોઆપ આપણી સામે આવ્યો ત્યારે ગાધીજીએ પાયાની કેળવણી દ્વારા એનો જવાબ આપ્યો કે—

દેશની સમગ્ર જનતાને હવે કેળવવી જોઈએ. તેનો રસ્તો સ્વાવલબી શોધ્યે જ છૂટકો. તે રસ્તો ઉદ્યોગ દ્વારા કેળવણીનો છે. તેમા દેશની આંતરભાષા હિંદી એક ફરજિયાત વિષય તરીકે હોવી જોઈએ. બધુ શિક્ષણ સ્વભાષાના માધ્યમથી જ થાય એ રીતે કામ કરતા ૭-૮ વર્ષોમા મેટ્રિક જેટલા ભણતરમાથી અંગ્રેજી ભાષા બાદ કરતાં સામાન્યપણે રહે એટલુ જ્ઞાન દરેક બાળકને સહેજે આપી શકાશે.

સમર્થ કેળવણીકારો કહે છે, 'અમને રાષ્ટ્રનાં બાળકો સોંપો, તો ગમે તે રાષ્ટ્રની શિકલ ફેરવી આપીએ.' ડેન્માર્કની 'ફોક હાઈસ્કૂલના' યોજનાકાર ગ્રૂન્ડવિકે એની યોજના દ્વારા એ કામ કરી બતાવ્યુ છે હિંદમા ગાધીજીએ રજૂ કરેલી કેળવણીની કલ્પના પણ આપણા દેશ માટે આ પ્રકારની લાયકાત—તાકાત ધરાવે છે.

એ કલ્પનામા શિક્ષણશાસ્ત્રની દૃષ્ટિએ પણ અમુક નવદર્શન રહેલુ છે બર્ટ્રાન્ડ રસેલ, મોન્ટેસૉરી, વગેરે પશ્ચિમના કેળવણીકારોના બાળકના વ્યક્તિ-સ્વાતંત્ર્ય પર અતિભાર મૂકતા સિદ્ધાંતોએ યુરોપમા અમુક ઢબની તાલીમ કે 'ન્યૂ એજ્યુકેશન'ને જન્મ આપ્યો. બીજા વિશ્વયુદ્ધ આ પ્રયાણમા એક ગભીર ભૂલ બતાવી કે, બાળક સમાજમા રહે છે એ અથ પણ શિક્ષકોએ યાદ રાખવો જોઈએ, પ્રજાનુ રાષ્ટ્રીય શિક્ષણ એક સામાજિક પ્રક્રિયા પણ છે.

ગાધીજીના કેળવણીદર્શનમા આ વિચાર સહજ-પણે વણાયો છે એ વિચારને અમલમા મૂકવાને માટે જ તેમણે જીવનને માટે અનિવાર્ય એવા ઉદ્યમ કે હાથકારીગરીને કેળવણીનુ માધ્યમ કર્યુ, એમ કહ્યુ તો તે રસ્તે આપણે બાળકોનો સહેજે સર્વાંગીણ વિકાસ સાધવાની સાથોસાથ તેમને સમાજજીવન સાથે પણ વણી લઈ શકીશુ.

ગાધીજીનું આ ભવ્ય શિક્ષણ-દર્શન હિંદની કેળવણીમા ઉતારવાનુ ઊભુ છે, એ એમની જયતી નિમિત્તે યાદ કરીને તેને માટે તૈયાર થઈએ.

# ગાંધીજી અને વિશ્વસંસ્કૃતિ

શ્રીમતી સોફિયા વાડિયા

હવે આપણે વિશ્વના નાગરિક તેમજ માનવ જાતિના પ્રેમી તરીકે ગાધીજીએ માનવ–સસ્કૃતિને જે ફાળો આપ્યો છે, જેને અ પણે સૌથી વધારે પ્રવર્તનશીલ ફાળો માનીએ છીએ, તેનો વિચાર કરીશુ.

પરતુ સસ્કૃતિ એટલે શુ? સસ્કૃતિ એટલે મનુષ્યમા રહેલ માનવતાનો આવિષ્કાર, તે માત્ર વિદ્યા કે કૌશલ્યની ઉત્પત્તિ નથી તે બુદ્ધમાથી નહિ પરતુ હૃદયના ઊડાણમાથી ઉદ્ભવે છે એ તો આત્માની જ્યોતિમાથી, સ્વર્ગમાથી ઉતરી આવેલ વિદ્વત્તા છે એ વિદ્વત્તાને જેમ્સ (James) 'નિર્મળ, શાતિપ્રદ, અને સૌમ્ય કારણપૂર્ણ અને શ્રેયસ્કર ફળ નિષ્પક્ષપાતી અને દભરહિત' તરીકે વર્ણવે છે વળી એનું વિધાન "અને સત્નિષ્ઠાનું ફળ જેઓ શાતિ સ્થાપે છે તેમની શાતિમા રોપાય છે" એ ખરેખર ગાધીજી વિશે પણ વાપરી શકય કારણ કે ગાધીજીએ માનવતાના નૈતિક પુનરુદ્ધારાર્થ સત્યનિષ્ઠાના બીજને રોપવાના કાર્યને પોતાના જીવનની દીક્ષા શુ નથી ગણી? ઉપદેશ અને ઉદાહરણ દ્વારા શાતિના માર્ગનો અહિંસાના માર્ગનો બોધ આપીને ગાધીજીએ વિશ્વને પડકાર કર્યો છે અને આપણને આપણા ખરા માનવ–ભાવિના અભિજ્ઞાન પ્રતિ જાગ્રત કર્યા છે

મનુષ્ય–જાતિ એ કઇ વરૂઓનું ઉત્તમ ટોળુ નથી એનો જીવન વ્યવહાર એથી જગલી ન જ કહેવાય આપણે તો એથીયે ઉચ્ચતર નીતિનું, આપણી આત્માનુગત પ્રકૃતિમા કાર્ય કરી રહેલ નીતિનું પ્રેમ અને બધુત્વભાવની નીતિનુ પાલન કરવાનુ છે 'અહિંસા એ મનુષ્યજાતિની નીતિ છે'

ગાંધીજી કહે છે –

"માનવીનુ જીવનધ્યેય દિનપ્રતિદિન તેની ભૌતિક આશાઓમા અને ભૌતિક વૈભવોમા વૃદ્ધિ કરવાનું નથી, પરતુ દિને દિને ઇશ્વરની વધારે સમીપ જવાનું એનુ પરમ કર્તવ્ય છે"

વળી અન્ય સ્થાને તેઓ કહે છે –

"આપણા અ તરમા વાસ કરતા ઇશ્વરની ઝાંખી કરવા સારુ આપણે મનુષ્ય તરીકે જન્મ્યા છીએ એ ખરેખર માનવીનો અધિકાર છે અને એ તેને પશુથી જુદો પાડે છે પરતુ ઇશ્વરની ઝાખી કરવી એટલે સર્વ જીવોમા તેનું દર્શન કરવુ, એટલે કે સમગ્ર સૃષ્ટિ સાથે એકતા અનુભવવી"

આ રીતે ગાધીજીનું અ તિમ ધ્યેય મનુષ્યજાતિને ઉચ્ચતર, નૈતિક અને આધ્યાત્મિક, ભૂમિકાએ લઇ જવાનુ છે તેમને મન, જીવન એ સત્યની પ્રગતિશીલ અનુભૂતિ છે, અને સત્ય એ ઇશ્વર છે જેમ ઈશ્વર એ સત્ય છે, તેઓ કહે છે

"જીવન એ મહેચ્છા છે એની દીક્ષા સપૂર્ણતા માટે પ્રયત્ન કરવાની છે, સપૂર્ણતા એટલે આત્મ-દર્શન આપણી નબળાઇઓ અને અપૂર્ણતાને કારણે આ આદર્શને નીચે પાડવો ન જોઇએ આ બને અવગુણો મારામા છે એનુ મને દુખદ ભાન છે મારી નબળાઇઓ અને અપૂર્ણતાને દૂર કરવામા સહાયરૂપ થવા હુ સત્યને દરરોજ મૂગી રીતે પોકારુ છુ"

વળી થોડા આગળ જતા તેમના મુખમાથી ઉદ્‌ગારો સરી પડે છે –'મારી પ્રત્યેક નિષ્ફળતા મને સિદ્ધિની વધારે સમીપ લઈ જાય છે"

ગાધીજીના જીવન પરથી આપણે શ્રદ્ધા અને આશા મેળવી શકીએ તેઓ આપણને જેવા આપણે બની શકીએ એ સ્વરૂપે સપૂર્ણત નિહાળે છે, અને તે શ્રદ્ધેય આર્ષદૃષ્ટિ દ્વારા તેઓ આપણામા શક્તિનો સચાર કરે છે અને વારવાર પ્રયત્ન કરવા માટે આપણને પ્રેરે છે

ગાધીજીના જીવન અને ઉપદેશો ની પાછળ આજ આત્મબળ રહેલુ છે માનવજાતિના અ તિમ ઉત્કર્ષમા રહેલી એમની શ્રદ્ધામાથી એ બળનો જન્મ થયો છે અને એ શ્રદ્ધા એમનો ધર્મ છે, એ ધર્મ હિંદુ ધર્મ કે કોઇ પણ અન્ય 'વાદ' કરતા ઉચ્ચતર છે

તેઓ કહે છે –

"હુ ધર્મનો અર્થ શો કરુ છુ તે સમજાવુ એ ધર્મ કઇ હિંદુધર્મ નથી પણ એ હિંદુ ધર્મથી ઉચ્ચતર છે, માનવીના મૂળ સ્વભાવમા પરિવર્તન આણે છે, અંતર્ગત સત્યની સાથે આપણને અતૂટ બધને બાધે છે, આપણને સર્વદા નિર્મળ કરે છે મનવસ્વભાવનુ એ સનાતન તત્ત્વ છે, એ સંપૂર્ણ આવિર્ભાવ કરવા સારુ સર્વસ્વને હોમી દેવા સદા તત્પર રહે છે, અને જ્યા સુધી તે પોતાના આત્માને ઓળખે નહિ, પોતાના સર્જનહારને જાણે નહિ, અને પોતાના આત્મા અને સર્જનહાર વચ્ચેના ખરા સંબધની બૂજ કરી શકે નહિ, ત્યા સુધી પોતાના આત્માને સંપૂર્ણત વ્યથિત કરે છે,"

ધર્મનો કેવો સુન્દર અને પ્રવર્તનશીલ અર્થ છે! 'જે આપણને અતર્ગત સત્યની સાથે અતૂટ બધને બાધે છે,' જે આપણને સર્વદા નિર્મળ કરે છે' અને જ્યા સુધી દિવ્ય આત્મા કે ઇશ્વર સાથે પુનર્યોગથી ઉદ્ભવતી શાતિ ન મળે 'ત્યા સુધી આત્માને સંપૂર્ણત વ્યથિત કરે છે!'

એમના ધર્મના બોધમા અને બાહ્ય નિયમોના પાલનમા તેમજ ધાર્મિક વિધિઓ અને ક્રિયાઓના અનુષ્ઠાનમા પરિણત પામતી આગ્રહ અને સકુચિત ધાર્મિક દષ્ટિના કેટલી ભિન્નતા છે! અહંકારી અને નિષેધક અસહિષ્ણુતાના તેમજ સ્વાર્થી અને નિર્દય બંધુત્વરહિતતાના દુર્ગોમા પુરાયેલા ધર્મચૂસ્તો ધ્રૂજી ઊઠે, અતિશય ગુસ્સે થાય એમા આશ્ચર્ય શુ? પણ શાસ્ત્રોનુ શુ? એવો પ્રશ્ન તમને ઊઠે ગાધીજી શાસ્ત્રો પ્રત્યે કયી દષ્ટિએ નિહાળે છે? તેઓ પોતાને તો હિંદુ કહેવડાવે છે અને શુ શાસ્ત્રોનો અસ્વીકાર કરે છે?

ગાધીજી તત્ત્વત સ્વતત્ર વિચારક છે તેઓ આત્માના માર્ગનુ અનુસરણ કરે છે તેથી તેઓ ધાર્મિક પરંપરા અને પક્ષપાતના બધનને ન જ સ્વીકારે

તેઓ કહે છે –

'ભલેને કોઇપણ ઉપદેશ વિદ્વત્તાપૂર્ણ કેમ ન હોય છતા તેમા જો બુદ્ધિને અને નૈતિક વિવેકને અવકાશ ન હોય તો તેનુ બધન મને ત્યાજ્ય છે'

વળી, અસ્પૃશ્યતાને વખોડી કાઢી, આ નિયમને તેઓ નિર્ભયપણે અમલમા મૂકે અને ધર્મચૂસ્તો સામે પડકાર કરે છે

'અસ્પૃશ્યતાને હુ માનવતા વિરુદ્ધ પાપ ગણુ છુ એને જારી રાખનાર પક્ષ સામે મારે દલીલ કરવાની ન હોય, અને આવી પાપમય સસ્થાને ઉત્તેજન આપનારા શકાસ્પદ લક્ષણવાળા શાસ્ત્રીય પ્રમાણને નકારવા હુ લગારે અચકાતો નથી'

વળી –

'સસ્કૃતમા જે કઇ લખાયું હોય અને શાસ્ત્રમા છપાયેલુ હોય, તેનું આપણે પાલન કર્યા વિના છૂટકો નથી એવા મતને સ્વીકારી આપણે આપણી જાતને છેતરીએ નહિ જે કઇ કેળવાયેલી બુદ્ધિની વિરુદ્ધ હોય, તે ભલે કેટલુયે પ્રાચીન હોય તોયે તેને શાસ્ત્ર તરીકે ન જ ગણી શકાય'

આમ, ગાધીજીનો ધર્મ બધુત્વનો ધર્મ છે, અને એ બધુત્વ અધમમા અધમ અને ગરીબમાં ગરીબ જીવ પર્યત પ્રસરેલુ છે, એમા મૂગા પ્રાણી અને અતિસૂક્ષ્મ જતુઓનો પણ સમાવેશ થય છે વિશ્વની એકતાના એમના દર્શનનો એ ફલિત સિદ્ધાત છે ઇશ્વર ખરેખર સર્વવ્યાપી છે અને જો એમ જ હોય તો આપણે સર્વ જીવોની સેવા કરીએ, સઘળા માણસોને આપણા ભાઇઓ અને બધી સ્ત્રીઓને આપણી બહેનો માનીએ તો તે પ્રભુની સેવા સમાન છે.

ગાધીજીને હમેશા થતું કે એ પ્રેમ તો અતપર્યત મનુષ્યજાતિની નિસ્વાર્થપણે સેવા કરીનેજ દર્શાવી શકાય

'હુ તો મારી જાતને હિંદનો અને માનવતાનો નમ્ર સેવક માનુ છુ, અને આવી સેવા બજાવતા મરવાનુ મને ગમે'

આજે આપણે સૌ કોઇ જાણીએ છીએ કે તેમની એ મહેચ્છા પૂર્ણ થઇ છે અને તેઓ સ્વ-પ્રસ્થાપિત સેવાની ઉદાત્ત ફરજ બજાવતા અવસાન પામ્યા

માનવતાને તેઓ એક, અખડ અને અવિભાજ્ય કુટુબ ગણતા હતા, અને એમના જ શબ્દોમા કહીએ તો તેઓ 'સગા અને પરાયામા, દેશી અને પરદેશીમા ગોરી અને કાળી ચામડીવાળામા, હિંદુ, અને મુસલમાન, પારસી, ખ્રિસ્તી કે યહૂદીમા લગારે ભેદભાવ' માનતા ન હતા

સમગ્ર માનવજાતિ પ્રત્યેના આ સર્વ સન્માન્ય પ્રેમે તેમને ગરીબ અને કચડાયેલા માનવોનો પ્રશ્ન હાથ ધરવા પ્રેર્યા, અરે, જેઓ દુ ખી અને કચડાયેલા છે તેમની સાથે એકરૂપ બની જવા પ્રેર્યા, અને એમને જ વાત કહી છે

'મારે જો પાછો જન્મ લેવો પડે તો અસ્પૃશ્ય તરીકે મારો જન્મ થાય એમ હુ ઇચ્છુ, જેથી હુ તેમનાં દુ ખો, યાતનાઓ, અને અપમાનોનો સમભાગી થઇ શકુ અને મારી જાતને અને તેમને એ દુ ખદ અવદશામાથી મુક્ત કરવા મથુ '

રાજકારણમાં એમને કરેલા અહિ સાના પ્રયોગનો વિચાર કરવો અહિ અસ્થાને છે, પર તુ જો આપણે માનતા હોઇએ કે માનવીની ખરી પ્રગતિ આત્માના ઉત્કર્ષમા રહેલી છે, તો પ્રત્યેક વ્યક્તિને માટે અહિ સાના પ્રયોગનો અહી ઉલ્લેખ કરવો ઉચિત છે

ગાધીજી કહે છે —

આપણા દૈનિક જીવનના વ્યવહારમા સત્ય, નમ્રતા, સમભાવ, કરૂણા કેળવવી એ અહિ સાનુ સૌથી પ્રથમ પગલુ છે'

વળી તેઓ આપણને ચેતવણી આપે છે

'જ્યા સુધી આપણે પૂરેપૂરા જાગ્રત સર્વદા સાવધ, સતત પ્રયત્નશીલ ન રહીએ તો આપણે આમ ન જ કરી શકીએ'

ગાધીજી સ્વાર્થ, સ્પર્ધા અને નિર્દયતાને પરસ્પરની ક્ષમા અને બ ધુત્વભાવપૂર્ણ સહકારમા પરિણમવા મથ્યા એ પ્રમાણે વર્તીને ગાધીજીએ પોતાને સાચા સુધારક તરીકે સ્થાપિત કર્યા, તેમજ નાના મોટા સાધુઓ અને સ તોની, પયગ બરો અને ભક્તોની— જેઓ માનવજાતિના ઉત્કર્ષ માટે જીવ્યા અને મથ્યા તેમની—લાબી હારમાળામા તેમણે સ્થાન પ્રાપ્ત કર્યુ ગાધીજીનુ સેવાપરાયણ જીવન 'ઊ ડા અ ધારામા' સ્વય પ્રકાશ ફેલાવે છે, અને આજે આપણે સામાન્ય માનવીની પેઠે એકબીજા વચ્ચે તેમજ આપણી વચ્ચે હિ સા પર નિર્ભર એવી વૃદ્ધિ પામતી શ્રદ્ધાના ગહન ભયોથી વિસ વાદિતા ચાલુ રાખવી કે પછી વાસના અને અહ કારને વિશુદ્ધ કરવા પ્રયત્ન કરીને માનવો વચ્ચે વધુ મિત્રભાવપૂર્ણ સ બ ધો સ્થાપી અને છેવટે પ્રભુપ્રેરિત વિરક્તા તેમજ 'કરુણામય અને સફળદાયી, વિવાદ કે પક્ષપાત રહિત અને દ ભ વિનાનો આત્મ સ સ્કાર પ્રાપ્ત કરવો— આ બે માર્ગોમાથી ગ ભીરતાથી પસ દગી કરવાની છે એ વિશે કોઇ શ કા લાગી શકે એમ છે?

ગાધીજીએ આત્માના માર્ગ આપણને જે દોરવણી આપી છે તે એમનો સર્વોચ્ચ ફાળો છે, જેઓ કલહ અને ઇર્ષા, હિ સા અને વિસ વાદિતાથી સ તોષ માને છે, જેઓ, જેમ્સ કહે છે એ મુજબ, ભૌતિક, વાસનામય અને પાશવી વિરક્તામા આન દ પામે છે, તેમને ગાધી જીનો ઉપદેશ પ્રેરણા ન આપી શકે ગાધીજી 'આ લોકમા જ આબદ્ધ' નથી, પર તુ જ્યા ન્યાય, કરૂણા અને પ્રેમની સત્તા સર્વોપરી હોય, જ્યાથી સ્વાર્થ, બેપરવાઇ અને પાશવતા અદૃશ્ય થાય એવા વિશ્વમા આ જગત પરિણમે એવી તેઓ આકાક્ષા સેવે છે તેઓ તો સ્વર્ગના રાજ્યની ભાવના સેવે છે—

'હુ આ દુનિયામા નાશવ ત રાજ્યની ઇચ્છા ન કરુ આધ્યાત્મિક મુક્તિ સમ સ્વર્ગના રાજ્યને માટે હુ મથુ છુ મારે સારુ મુક્તિનો માર્ગ મારા દેશ અને માનવતાની સેવાર્થે સતત પ્રયત્નમા રહેલો છે હુ તો મારી જાતને સર્વ જીવો એકરૂપ કરવા ઇચ્છુ છુ ગીતાની ભાષામા કહુ તો હુ મિત્ર અને અમિત્રની સાથે શાતિથી રહેવા ઇચ્છુ છુ તેથી મારો સ્વદેશ પ્રેમ મારે સારુ સનાતન મુક્તિ અને શાતિની ભૂમિ તરફ લઇ જતા મારા પ્રવાસની ભૂમિકા છે'

શાશ્વત મુક્તિ અને શાતિની ભૂમિ તરફ આપણે પણ પ્રયાણ કરી રહ્યા છીએ, પણ આપણામાથી ઘણા ઓછાને એની જાણ છે ગાધીજી આજે સદેહે નથી, પર તુ એમનો આત્મા હજી આપણને પ્રેરી રહ્યો છે, અને જે માર્ગે થઇને એમણે પ્રયાણ કર્યુ છે તે માર્ગે આગળ વધવા આપણને બોલાવી રહ્યો છે જેઓ ગાધીજીને ચાહે છે અને જેઓ તેમને સત્ય શીલ રહેવા ઇચ્છે, તેમના હૃદયમા, જે શક્તિ ગાધીજીના જીવનમા પ્રદિપ્ત હતી, તે શક્તિ જીવન્ત કેન્દ્ર બનો

*

# શ્રદ્ધેય જીવનની ઝાંખી

[ધૂમકેતુના જીવન સંસ્મરણો] દક્ષિણકુમાર જોશી

એ જ માર્ચ મહિનો !

બાપુ જે વિધિ સંકેતમા નિસીમ શ્રદ્ધા ધરાવતા તેનુ જ પ્રતિપાદન થતુ હોય તેમ બાપુની વાર્ષિક ચોથી પુણ્યતિથિએ માર્ચના અંકમાં જ— બાપુની મૃત્યુતિથિના અગિયારના આકડા સાથે મેળ મળતો હોય તેમ અગિયારમે હપ્તે જ આ સંસ્મરણોની મજલ પૂરી થાય ! (ત્રણેક વર્ષ નવચેતનમા, અને એકાદ વર્ષથી વે જ મા) સંસ્મરણો પથ ઠીક લાંબો ચાલ્યો !

વ્યક્તિ સ્વાતંત્ર્યમા શ્રદ્ધા ધરાવતી વ્યક્તિ, પોતે જ પોતાનું મહત્ત્વ બીજા ઉપર સ્થાપિત કરવાનો હક્ક ધરે એ કેવુ ? એ અધિકારીપદ સ્થાન મહત્તા અગર બુદ્ધિબળને અધીન હોય શકે

બીજાને કોઈ પણ રીતે પરાધીન બનાવવુ કોઈ પણ વર્તન, સ્વાતંત્ર્યની મૂળ ભાવનાનો જ ધ્વંસ કરે છે અબ્રાહમ લિંકનનુ એક કથન યાદ કરવા જેવુ છે As I would not be a slave, so also I would not be a Master

અધિકારીના કોઈ ઢગથી, સાહિત્ય પ્રદેશમા બાપુએ પોતાનુ ઊંચુ પદ સ્થાપિત કરવાનો કોઈ દાવો ક્યારેય કર્યો નથી એ રીતે બાપુનું વર્તન એમના જીવનનું પ્રતિબિંબ જેવુ હતુ એવો આડંબર બાપુને ક્યારેય રૂચ્યો નથી

*મુક્ત જીવનનો શ્વાસ બાપુને મન પરમ* જીવન હતું નિખાલસતા અને સચ્ચાઈ જે બાપુમા હતી તેવી જ બીજાઓ પાસેથી બાપુ તેની અપેક્ષા રાખતા સાહિત્ય ક્ષેત્રે, વ્યક્તિને અગ્રીમ પદ નહી આપતા એના સર્જનની જ મહત્તા સ્વીકારવી ઘટે એવુ મત વ બાપુ ધરાવતા જલ પ્રવાહમા સાહિત્ય સર્જનની મૂકવી એકાદ નાની હોડી એની શક્તિ પ્રમાણે સમયના પ્રવાહમા ટકી રહેવાની કોઈ અચળ શ્રદ્ધા બાપુ પોતાના સર્જનો માટે ધરાવતા જેમ સાહિત્યક્ષેત્રે અધિકારીપદુ બાપુએ વર્જ્ય ગણેલુ, તેવુ જ કુટુંબ જીવનમા એ વાતનું પ્રતિપાદન કરતું પોતાનું વ્યક્તિગત જીવન બાપુએ ઘડી જાણેલુ એવી જીવન સચ્ચાઈ એટલી બધી પ્રબળ રીતે બાપુએ જાળવી જાણેલી, કે પોતાનો દીકરો મોટર જેવુ સાધન ધરાવતો હોય, અને તેનો ઉપયોગ પિતાના હક્કે બાપુ કરવા ધારે તો એ વાત સતાનને પરાધીન બનાવે એવો સંકોચ બાપુને થઈ આવતો !

અરે ! સાજને સમયે પોતે ફરવા જાય ત્યારે કુટુંબનું કોઈ એકાદ મોટુ માણસ બાપુને સાથ આવે તો સારુ એવી અમારી માન્યતાને પણ બાપુ ટેકો આપે નહી ! ત્યારે પણ એમને મનમા લાગી આવે કે કુટુંબની કોઈ વ્યક્તિના સમયનો ઉપયોગ આ રીતે કરવો એ પોતે મુરબ્બીવર્ગનો દાવો કરી રહ્યા હોય તેવુ લાગે !

બાહ્યાભ્યતરની એકતા, જેવા હોઈએ તેવા જ દેખાવુ એ બાપુના જીવનનો આગ્રહ હતો સતાનનું મોટરનુ સાધન, એને પરાધીન બનાવવા માટે બાપુ વાપરતા નથી એવી એક બાજુ ભાવના પ્રગટ હોય છે તેમ બીજી બાજુ હજી ગુજરાતમા લેખક મોટરમા ફરી શકે, —પોતાના સાહિત્ય સર્જનના ઉપાર્જનમાથી —એ હકિકત ન વિસરી જવાય એ હેતુથી પોતે મોટરનું સાધન ન વાપરે તો સારુ એવી એક ઉત્કટ ભાવના પણ રહેતી છે !

બાપુના જીવનમા સાજને સમયે થોડુંક ફરવાની ક્રિયા, એ પણ સર્જન પ્રક્રિયાના એક ભાગ જેવી જ ગણાવી શકાય એવે સમયે એકલ ડોકલ એકલપંથ, બાપુ એક દિવસ પોતાના જીવનસાથી જેવો 'હર્નીયા'ના હુમલાથી પરવશ બનીને ઘેર આવી પહોચે છે વિધિની અગમ લીલા તો જૂઓ ! સાડ

હતું કે તે દિવસે નાની મમતા, આઠ ત્રણ વર્ષની બાપુ સાથે ઘર પાસેના શિવ–મંદિરે ગયેલી ! નાની મમતા જ જાણે બાપુની હાથ–લાકડી બનીને બાપુની આંગળીએ વળગીને ઘેર આવી પહોંચી. શિવ મંદિરના દ્વારે જ, મંદિરના ઓટલે જ બાપુને એકાએક દુખાવો ઉપડી આવ્યો એ પણ મહાકાળની જ લીલા !

સંધ્યા સમયે, મંદિરની આરતી ટાણે, ઇશ્વરી સંકેત બનવાનું નિર્ધાર્યું હોય તેવો કોઇક સંદેશો બાપુ માટે આવી પહોંચેલો તેના સ્પષ્ટ એંધાણ વરતાઈ આવ્યા !

પાછું ન ઠેલાય તેવું કોઈ તાકીદનું તેડું આવી પહોંચેલું ! ૧૮મી ફેબ્રુઆરી ૧૯૬૫ના એ દિવસો યાદ આવે છે, બાપુ દર્દથી પરાધીન બની ગયા છે ! અમે સહુ કુટુંબીઓ અમારી મતિ ગુમાવી બેઠા હોઇએ, અને ગાંધીજી માટે જેમ 'અપને હી હાથોસે અપને અપના બાપુ ખોયા' એ કવિતાની લીંટીઓ કાને અથડાતી હોય તેવી અમારી દશા બની ગયેલી ! એ અમારી જબરી ભૂલ: બાપુને બીજે દિવસે જ તાત્કાલિક હોસ્પીટલમાં ખસેડવાનો નિશ્ચય લેવો પડયો તે ! બાપુના અવસાનનું નિમિત્ત એ હોસ્પીટલ પંથ બની બેઠું એની આજે પણ ગ્લાનિ થઇ આવે છે !

જે રસ્તો સહુને માટે નિર્માણ થયેલો છે તેનો ખેદ કર્યો કેમ પાલવે ?

એકાએક હર્નીયાના દુઃખાવાથી બાપુ પરાવશ બની ગયા, અને તે હોસ્પીટલનો પંથ લેવાનો જે નિશ્ચય કરવો પડે છે એ જાણે જીંદગીની ભૂલી ન ભૂલાય એવી ભૂલ થઇ ગઇ હોય તેવું આજે પણ અમને લાગે છે !

સૌરાષ્ટ્ર સોસાયટી પાસે મ્યુનિસિપાલિટીએ જે માર્ગને ધૂમકેતુ માર્ગના સ્મૃતિ ચિહ્નથી ત્યાર પછી અંકિત કર્યું એ જ માર્ગે અમારે તે દિવસે, વાડીલાલ હોસ્પીટલનો, બાપુને એમ્બ્યુલન્સમાં સૂવડાવીને પંથ લેવો પડેલો !

મહાકાલ ભગવાન ! એ જ પંથ, એ જ હોસ્પીટલ ! જ્યાં સાહિત્યસ્રષ્ટાઓને યારી મળી નથી ! મહાકવિ ન્હાનાલાલ પણ આ હોસ્પીટલમાં આવ્યા– અને અનંત નિદ્રામાં પોઢી ગયા ! બાપુને પણ પંદરેક દિવસમાં, હોસ્પીટલમાંથી શરીરને વધુ જીર્ણ બનાવીને, ઉલ્ટું અઠવાડિયું ઘેર લાવ્યા.–શું મેળવ્યું ? બાપુનો દેહાન્ત ! અરે, એજ હોસ્પીટલમાંથી જનરલ વોર્ડમાં કેટલાય દર્દીઓ નવી જીંદગી લઇને શું ઘેર નથી જતા ? જ્યારે આયુષ્ય મર્યાદા પૂરી થઇ હોય, ત્યાં સ્પેશ્યલ વોર્ડ પણ શું કરે ? ડોક્ટર પણ શું કરે ? કાળ કાળનું કામ કરે છે એ સૂઝ કયારેય કોઈને પડી છે ખરી ?

સંસ્મરણોની બે લેખમાળા– નવચેતન ની અને વૈષ્ણવજનની, બાપુની ચોથી પુણ્યતિથિ સુધીનું ભાથું આપી ગઈ ! ઘણીવાર હું દિવાસ્વપ્નમાં હોઉં તેમ, બાપુને, મને ઠપકો આપી રહેતા સાંભળી રહું છું.

'ભાઇ ! તેં તારી ઇચ્છા પૂરી કરી ? હું હતો ત્યાં સુધી મારી બીક લાગતી હતી કે શું ?'

'પણ ભાઈ ! એવુ માનવાની જરૂર નથી.

'હવે તો સમય ફરી ગયો છે ! થોડું ઘણું છાપાના કોલમો ભરવાનું લખાણ આવડે તો પણ ટટ્ટ ચાલ્યા કરે એવો સમય છે. અમારો સમય જુદો જ હતો. એટલે એ કાંઇ તને ઠપકો આપવાની વાત નથી, વળી આપણા કુટુંબમાં જેમ બનતું આવ્યું છે તેનો એકાદ અંશ તારામાં ઉતરે તેમાં નવાઇ શી ?

'મા ગયા ! મેં એ માની સ્મૃતિ જીંદગીભર મારા જીવન સાથે વણી લીધી !, આપણા કુટુંબમાં સ્વજનોની વિદાય એમના જીવનની મનોરમ સ્મૃતિઓને આપણા જીવનમાં વણતી આવી છે!

'એવી કાંઈક સ્મૃતિઓ જીવનનો વિષાદ હળવો કરવા મને સાહિત્ય સર્જનની પ્રક્રિયા તરફ દોરી ગઇ છે એ મારા જીવનનું સત્ય છે પછી એ પ્રક્રિયા વાર્તાઓમાં ઉતરે કે નવલકથાઓમાં ઉતરે, એ તો

સમય સમયનું કામ કરે એવી વાત થઇ

'૭૯ ની લડાઇ પહેલા, બાપાએ વિદાય લીધી એ વખતે હેમચન્દ્રજીનુ જીવનચરિત્ર પૂરૂ કરવાનુ મારે માથે લટકતુ હતુ! ત્યાર પછી બાપાના મૃત્યુએ જે આઘાત આપ્યો– તેના જ પરિણામ રૂપ ચૌલા દેવીથી શરૂ થતી નવલકથાઓમા જીવનનુ આશ્વાસન મેળવી લીધુ હોય તેવુ મને ઘણીવાર લાગ્યું છે।

'બાળજીવનના મા ભોમ વીરપુરના સંસ્મરણો, મીનળવાવના, સિદ્ધરાજ જયસિંહના ઐતિહાસિક પાત્રોના, જીવનભર રમમાણ થઈ રહેલા, આ નવલકથામાળામા ઢલવાયા ! એક આખી નવલકથાની હારમાળા રચાઇ ગઇ મને એ પણ ખબર છે કે સાહિત્યના પુસ્તકોના થોથાના ખાખા ખોળા કરવાની તારી ટેવ નાનપણની જ છે ! હુ બેઠો હતો, ત્યારે પણ તુ હુ જાણે જાણતો ન હોઉ તેમ મારા લખાણો ડાયરીઓ વગેરે ઉથલાવ્યા કરતો હતો ! તારી એ ટેવ થોડેક અંશે આ લખાણમા તને ઉપયોગી બની હશે।

'મને એ પણ ખબર છે કે તારા વ્યવસાયમા નિષ્ફળતા સહન કરીને પણ તે જીવનમા સચ્ચાઈનો ગુણ ટકાવી જાણ્યો છે! એ જીવન સચ્ચાઈનો ગુણ તારી રગમાં ઉતર્યો છે તેના એકાદ અંશ રૂપે તે મને સમજવાનો પ્રયત્ન કર્યો છે એ તારી રીતે તો સાચો જ છે પરંતુ એ રીત સફળ અગર નિષ્ફળ બની કે નહી તેનો કોઈ ક્ષોભ દિલમા ધરતો નહી ભાઈ! એ બધુ વાયનાર ઉપર જ છોડી દેવુ ઘટે ! જેમ સ્વજનોની વિદાય આપણા કુટુંબમા સ્વજનો પ્રત્યેની ભક્તિ પ્રીતમા વધારો કરતી આવી છે તેવુ જ હવે તમારા જીવનમા બની ગયું છે

'શિયાળાની ઠંડી રાત્રિએ સગડી પાસે તાપતા, આ રહ્યા સ્વજનોની કાંઈક સ્મૃતિઓ હુ ઉકેલી બેસતો, તેવુ જ કાઇક આજે તમે કરી રહ્યા હે તેવુ મને લાગે છે

'કુટુંબમેળો એ આજે પણ તમારા જીવનનો, વ્યવસાયનો સમય વિતાવ્યા પછીનો મોટો આનંદ બની રહ્યુ છે

'બાપાની ઘણી અનુભવવાણી, સંસારની, જીવનની, જીવન વિશ્રાન્તિની, મનુષ્યની નબળાઇની, એની શક્તિની એવી કાઇક વાતો હુ ઉકેલીને તમારી આગળ બેસતો

'આજે પણ તમે તેનુ પુનરાવર્તન કરીને મારે પંથે જ જઈ રહ્યા હો તેવુ મને લાગે છે

'તમે મારી વાણી, જીવન વાણીની જેમ જાળવવાની પ્રીત રાખી રહ્યા છો એ પણ હુ જાણુ છુ

'પોતાના જીવનને જ ઉપાલંભ આપવાની રીત, એ જાત–નિરીક્ષણનો ગુણ મારામાથી ઉતર્યો નથી શુ ?

અરે ભાઇ! આપણે તો માસ્તરભાઇ! આપણને ઓળખે કોણ ? એમ કહીને વાહ વાહ થતી હોય તેવા કાઇક પ્રસંગો આજે પણ તમે ટાળી રહ્યા છો, એ એક રીતે પોતાના જ જીવનકાર્યને જ મહત્ત્વનુ ગણવાનું હોય તેવુ લાગે છે જીવનમા અછકલાઈ ન વરતાઇ જાય માટે તમે આજે પણ ઘણી વખત તમારી જાત તપાસ કરતા હો તેમ બોલી નાખો છો ' અધિકાર વગર કોઇ ઊંચુ સ્થાન ટકતુ નથી– સત્તાનું, વિદ્યાનુ અગર સમાજનું" આ ઉક્તિ તમે ઘણી વાર વાપરો છો, એ વચન તમારો જીવનપંથ ઉજાળવા માટેનું પોતાની મર્યાદા સમજીને આગળ વધવા માટેનું સૂત્ર છે

તમારા સાધનોનો– મોટરનો, ટેલીફોનને, રહેવાના મકાનનો પરિમિત ઉપયોગ, જરૂરી જેટલો જ રાખીને, જીવનમા તમે સંયમને જ મહત્ત્વનું સ્થાન આપો છો તે વાતની યાદ અપી જાય છે એ આપણી કુટુંબ પરમ્પરા તમે જાળવી જાણી છે ભાઇ!

બાપુનો મનોવ્યથા વ્યક્ત થતી હોય જાણે કહી રહ્યા હોય– 'નર્મદ શતાબ્દિ સમયે કાઇક ઉગ્ર બનીને ગુજરાતી પ્રજાની સાહિત્ય અને સાહિત્ય સર્જક પ્રત્યેની ઉપેક્ષાવૃત્તિ તરફ મે જે ઇશારો કરેલો, તે વાતમા હજુ કોઇ બહુ મોટો ફેરફાર મે

જોયો નથી.

'મારું તો એ સ્વપ્ન કેવળ મનનું મનમાં જ રહી ગયું! ગુજરાતના દરેક ઘરમાં પૂજા મંદિર જેવું નાનીશી જીવન-દીપિકા જેવું પાંચ-પચીશ પુસ્તકોનું કુટુંબની પસંદગીનું એકાદું પુસ્તકાલય-રસોડાની જરૂરિયાત જેવું જ હોય!

'મારી તો એ ભ્રમણા જ હતી! જીવનના ઝડપથી બદલાઇ રહેલા મૂલ્યાંકનો એ મારી ભ્રમણાને મૃગજળની જેમ હવે તો કયાંય અંધકારમાં ધકેલી દે છે.'

બાપુની પોતાના હાથે લખાયેલી હિસાબી નોંધની ડાયરીના પાના આજે ફેરવી રહ્યા છું. એમના હાથે, દેહવિલયની બરોબર એક મહિના પહેલાં તા. ૧૧-૨-૬૫ના રોજ પ્રકાશક મારફત પુસ્તકોના હિસાબ પેટે ચાર આંકડાની રકમ મળેલી છે તે નોંધેલું છે! ત્યાર પછી કોઇ નોંધ જ નથી! જે દૈવ નિર્માણનું બાપુને મન મહત્ત્વ હતું તેનો જ કોઇક ઇશારો બાપુને મહિના પહેલા જ મળી ગયો હતો તે વાતની પ્રતીતિ થતી હોય તેવું લાગે છે! ડાયરીના પાને જીવનનો સરવાળો પૂરો થવાનો હોય, તેમ બાપુએ હિસાબી નોંધનો છેલ્લો સરવાળો મૂકેલો.

આજે તો હવે! બાપુની ચિરઃ વિદાય, બાપુના જ કાવ્યમય શબ્દોમાં મનમાં રમ્યા કરે છેઃ

જીવન જાય : જ્યોત જાય :
રસ ચૈતન્ય સર્વ જાય :
આત્માનો પ્રકાશ આજ,
દૂર દૂર દૂર થાય.

બાપુની એક કવિતામાં બાપુ મને સદાકાળે, જીવન પર્યન્ત,

મ્હોટા ન્હાના ઘડી ભર બને
સ્થાન એ મૂર્તિ એ કયાં?
જેની પાસે ઘડીભર રહે,
સ્નેહ માધુર્ય એ કયાં?

અને હવે?

શું સંભારૂ ? હૃદય સઘળું જાય
તુટી અરે શું?
ભૂંસાએલી નવીન બનતી,
વેદના આ જ કે શું?
શું સંભારૂ? રમણીય બધાં
ચિત્ર શાંતિથી જોઉં!
બોલું શું હું? હૃદય અથવા શોક
છાનો વહું હું!
રે રે! આખું જીવન વીતશે,
મૃત્યુની પાંખ લાગે!
એ ચ્હેરો એ નયન, તદપિ
કેમ ભૂલી જવાશે?

* તમે મને પૂછો છો કે તમારી કવિતા સુંદર છે કે નહિ. તમે આ પહેલા બીજાને પણ પૂછ્યું હશે. તમે સામાયિકો પર તમારી કૃતિઓ મોકલાવો છો અને સંપાદકો છાપ્યા વિના તે તમારા ખર્ચે તે પરત કરે છે! તમે આ બધુ કરવાનું છોડી દો અને તમારા પોતાના અંતરમાં પ્રવેશીને એ તપાસી લો કે કાવ્ય માટે કોણ તમને પ્રેરિત કરે છે અને પ્રેરણાનાં મૂળ સ્રોત કયા છે. જો આમાં તમે સફળ થશો તો તમારી કવિતા વિષે કોઈને કાંઇ પૂછવાપણું રહેશે નહિ અને તે નહિ છપાય તો તમે દુઃખી પણ થશો નહિ.

× × ×

* તમને દૂર ફેંકી દેવામાં આવ્યા છે? તમે ગબડી પડયા છો? તમારી હાંસી થાય છે? ફિકર નહિ ફરી કમ્મર કસો, કદી હાર ન માનતા. મુખે સ્મિત ફરકાવી, હૃદયમાં ધૈર્ય ધરી આગે ધપો અને અંતે વિજય તમારો જ છે. આ જગતમાં તમારો જન્મ ભૂલથી નથી થયો; જીવનની મહેફિલનાં તમે પણ એક આમંત્રિત પરોણા છો એમ માનો.

× × × ×

# સાહિત્ય અને સાહિત્યકાર*

ધૂમકેતુ

સાહિત્યકારો તેમને જે કહેવાનું હોય તે બે પ્રકારે કહે છે. એક પ્રકાર શુ હોવુ જોઈએ. બીજો પ્રકાર શુ છે. આ બને પ્રકાર સરખાઉપયોગી છે. કેરી મધુર છે માટે બીજા સઘળા ફળ તુચ્છ હોઈ નિરુપયોગી છે, એમ કોઈ કહે તો એ વિચાર જેટલો એકપક્ષીય હોઇ ને કનિષ્ઠ ગણાય તેટલો જ કનિષ્ઠ આ વિચાર ગણાય 'ભાવના–આદર્શ એ જ સર્વસ્વ છે.' અથવા વાસ્તવિક ચિત્રણુ એ જ કલા છે.' એમા 'જ' માત્ર નિરુપયોગી નથી, નિર્બળ પણ છે વાસ્તવિક ચિત્રણ વાસ્તવિક હોવાથી વધુ ઉપયોગી બને છે, કે સુંદર લાગે છે, કે સાચુ છે, એ એ ત્રણે વિધાન ખોટા છે.

વાસ્તવિક ચિત્ર વાસ્તવિક હોવાથી નહિ પણ એ વાસ્તવિક રીતે રજૂ થયેલું હોવાથી સુદરલાગે છે એટલે કે એ 'ફેરીઆડી'મા એક ન સમજી શકય એવો પ્રાણ, લેખક પોતાના પ્રાણમાથી મૂકી રહ્યો છે, અને તેથી એ એટલું જ તાજુ ને તાજગી ભરેલુ લાગે છે. એમા લેખકની પોતાની સચ્ચાઇ કારણ રૂપ છે. તેવી જ રીતે આદર્શ મહાન હોવાથી, કોઇ પણ ચિત્ર સરસ લાગતુ નથી: આદર્શ રજૂ કરનાર પોતાના ઐકાતિક જીવનની એકાદ બે સુદર ધન્ય પળોનું એમાં સત્ત્વ મૂકે છે ત્યારે જ એ સુદર લાગે છે. નહિતર, એ વૃદ્ધ જર્જરિત મોંમાથી નીકળેલા નિષ્ફળ ઉપદેશાત્મક શબ્દો ભાગ્યે જ અસર ઉપજાવી શકે.

પરતુ વાસ્તવિક કે ભાવનાવાદ કરતા પણ મોટી તકરાર તો સાહિત્યના ધ્યેય વિષે છે સાહિત્યનું ધ્યેય શુ ?

સાહિત્યકાર જે દષ્ટિથી જીવનને ને જગતને, આસપાસના સબધોને અને સિદ્ધાતોને નિહાળે છે, એ દષ્ટિમા જ ખરી રીતે સાહિત્ય વસી રહ્યુ છે. કેટલાક તત્ત્વજ્ઞાનીઓ કહે છે કે દ્રષ્ટા અને દર્શન એવા બે ભેદ નથી ખરી રીતે દર્શન જેવુ કાઇ નથી. દ્રષ્ટાની દષ્ટિમા જ સૃષ્ટિ રહી છે. સાહિત્યમા સાહિત્યકારના હૃદયમા, એની દષ્ટિમા રહ્યુ અને તેથી એનુ ધ્યેય શુ હશે અથવા શુ હોઇ શકે, એ પ્રશ્ન પણ એક રીતે વ્યક્તિગત છે ઉત્તમકાવ્યના આટલા બધા નિયમો છતા કાલિદાસે કહ્યુ છે તેમ, ભિન્ન ભિન્ન રુચિ જ એની શ્રેષ્ઠતા ઠરાવવામા કારણરૂપ બને છે.

પરતુ આવી વ્યક્તિગત રુચિઅરુચિ ઉપર છોડેલુ કાઇપણ તત્ર અતત્રવાદી થઇ જવાનો પુરો સભવ છે. એટલે સાહિત્ય જેને માટે ને જે પ્રધાન હેતુથી રચાવુ જોઇએ–જનતાને સસ્કારશિક્ષણ–એ હેતુ, સ્વીકારી લઇએ તો બીજા બે પ્રશ્નો ઊભા થાય છે. આ સસ્કાર શુ છે? અને આ જનતાનો અર્થ શો ? અથવા એ કયારે જનતા કહેવાય ને કયારે કેવળ નિરર્થક શબ્દમેળો ?

સંસ્કાર એ પ્રશ્ન ઘણો જ વિકટ છે. અગ્રેજને જે વાત સસ્કારી લાગે છે તે હિદીને જગલી લાગે છે. હિદીને જે જગલી લાગે છે, તે અમેરિકનને સસ્કારી લાગે છે અહિંસામા પ્રેમનું ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ સ્વરૂપ હિદી જોઇ શકે. એમા રહેલી નિર્માલ્યતા અગ્રેજને ધિક્કાર ઉપજાવે ત્યારે એ સઘળાં સબધોનો સમન્વય જે કેટલાક પ્રશ્નોમા થાય છે, તે પ્રશ્નો જ માત્ર સાસ્કારીક પ્રશ્નો ગણાય; અને સાહિત્યકાર પોતાના યુગના પ્રશ્નોની છણાવટ પણ આ પ્રશ્નોના સબધથી જ કરે. આવા સામાન્ય પ્રશ્નો હમેશા રૂઢિ કે રાષ્ટ્રના નહિ પણ માનવતાના હોય છે એટલે સાહિત્યકાર માનવતાને જ સ્પર્શે એવા પ્રશ્નો ઉપાડવાનો. પણ ઘણી વખત રૂઢિ, સમાજ કે રાષ્ટ્ર વિનાની માનવતા હોતી જ નથી, એટલે

* ધૂમકેતુની ચોથી પુણ્યતિથિએ, ૧૯૬૮ના માર્ચ મહિનામા પ્રગટ થનાર સાહિત્યિક લખાણોનો સંગ્રહ ધૂમકેતુની "સાહિત્ય વિચારણા"માથી

સાહિત્યકાર પોતાના સમાજ, રાષ્ટ્ર અને રૂઢિ એ પ્રશ્નોની સમાલોચના પણ કરવાનો માત્ર એ સમાલોચના એની પોતાની મેળે કરશે પોતાની રીતે કરશે જ્યારે આખી દુનિયા યુદ્ધમા કપાઇ જતી હોય ત્યારે એકાદ પ મિનિ કે ગેઇટે કે વેગ્નર કે શેક્સપિયર માનવતાના પ્રશ્નોની છણાવટ કરે એમા ઘણાને ભીરુતા લાગી છે કેટલાકને અકર્મણ્યતા લાગી છે ખરી વાત એ છે કે એ શૂરવીરતાની અવાધ છે અને સ્વધર્મ તો એના કરતા વધારે સારી રીતે પાળનાના ઉદાહરણો ઈતિહાસમા પણ સૈકાઓને અતે જ મળી આવે

આવી રીતે સસ્કૃતિસ્થાપન એ જેમ સાહિત્ય અને સાહિત્યકારનું પરમ ધ્યેય છે, તેમ એ સસ્કૃતિસ્થાપન માટે વપરાયલા સાધનો એ પણ સાહિત્યકાર માટે અભ્યાસના અને ચિતનના વિષયો છે એટલે શભુમેળાને જ પસદ પડે તેવુ અને તેટલુ લખવુ એ સાહિત્યકારનો વિનિપાત ગણાય તેમજ પોતાની વ્યક્તિગત વિચિત્રતાઓ કે પોતાના સકુચિત મનોભાવો પ્રગટ કરી એ પરમ આદર્શ હોય તેમ એમા રાચ્યા કરવુ એ પણ સાહિત્યકારનુ મરણ ગણાય અને આવા વિનિપાત અને મરણથી સાહિત્યકાર તો જ બચી શકે જો એ પોતાના યોગ પરત્વે નિત્ય જાગૃત હોય, નિત્ય અસતોષી હોય, નિત્ય પ્રવૃત્તિમય હોય, નિત્ય પ્રગતિનો ઉપાસક હોય ઉપાસના, યોગ કે અભ્યાસ વિના, જરૂરિયાત જવાબદારી કે જીવનમથન વિના કેવળ યશને માટે કે કેવળ અર્થને માટે લખવુ એ એટલુ જ ભયકર છે, જેટલુ કેવળ દાભિક સેવા માટે કોઈ પણ સસારીએ કાંઈપણ કામ કરવુ કદાચ સહિત્યધ્યેયનો જે આટલો મોટો હ્રાસ થઈ રહ્યો છે તેમા સેવા માટે જ સાહિત્ય અને કલાની ઉપાસના કરવાનો દભ સેવનાર વ્યાજખાઉ વાણિયા કરતા પણ વધારે હલકટ એવી સેવાભાવના જ જવાબદાર નથી ? જેમને માત્રી ખાવુ હોય તેમને માટે જૂના ભિખારીઓના રસ્તા શુ ઓછા ઉત્પાદક છે કે આ નવા ભિખારીઓનો સ્વાગ અને સેવા–સ્વાગ સજવાની જરૂરિયાત પડે છે ? ખરી વાત એ છે કે 'મારા પોતાના નિત્ય જીવન માટે સાહિત્ય–કારણ કે એ મને વધારે અનુકૂળ છે, વધારે રોચક છે, અને મારુ પોતાનું પોષણ એમાથી જ મેળવવાનું છે, માટે હું વધારેમાં વધારે સુદર, સમર્થ અને નિરુપદ્રવી સાહિત્ય આપવાનો પ્રયત્ન કરીશ' એટલી પ્રતિજ્ઞા આજના જમાનામા કોઈપણ સાહિત્યકાર માટે બસ ગણાવી જોઇએ આવી સ્થિતિમા વિચારનું વેચાણ જોનારા, ધર્મશુદ્ધિનો આગ્રહ રાખનારા પુરુષો, જે સન્યાસી કે સસારત્યાગી ન હોય તો છેવટે શ્રીમત કે શ્રીમતો કે સસ્થાઓના સાથવાળા હોય તેમના અભિપ્રાયોની કાઇ જ કિમત નથી

જનતા અને શભુમેળા વચ્ચેનું અતર તપાસવુ ઘટે છે જનતાને માટે લખનારો શભુમેળાને માટે કાઇ જ નહિ લખી શકે તેમ જ શભુમેળો એ પણ જનતાજનાર્દન છે એમ માન્યા કરવુ એ પણ સાહિત્યના નિત્યના વિકાસને રૂધનારી બાબત છે સિનેમાના થર્ડ ક્લાસની છેલ્લી ગેલેરી પરથી 'દીખ લીજિયે એમ બોલનારાઓ અને એમ બોલ્યા વિના મનમા ઈચ્છનારા ઉપલા વર્ગઆઓ માટે કોઇ પણ મુનશી કે કોઇ પણ રમણલાલ કાઇ લખી શકે જ નહિ એવો વર્ગ, જે અભણ કરતા ભણેલાઓમા પણ ઘણો મોટો હોવાનો સભવ છે, શભુમેળાની ગણતરીમા હોઇ એ જનતા છે, એ જનતા છે, એમ કૂટયા કરવુ ને તેને માટે પણ લખવુ જોઇએ એ હેતુથી કોદાળી કે પાવડા ઉપર પૃથ્વીછદની ચૌદ લીટીની સોનેટ લખવા બેસવુ એ સાહિત્યકારના માનસનો અને સાહિત્યનો પણ ઉપહાસ ગણાવો જોઇએ એ વર્ગને માટે શુ કરવુ એમ જો કોઇ પૂછે તો એમને શભુમેળામાથી જનતામાં ફેરવી નાખવાનો પ્રયત્ન કરવો એટલો જ જવાબ અત્યારે આપી શકાય અને તે પ્રયાસ એકદમ જ ફળશે એવી આશા રાખવી એ વ્યર્થ છે પણ જો જનતાને સસ્કારી બનાવી શકાય તો સસ્કાર એ પણ 'ચેપી રોગ' હોવાથી, આ શભુમેળા વહેલેમોડે સુધરે ખરો કારણ કે એમને પણ પોતાની જાત સસ્કારી કહેવરાવવાનો શોખ તો છે જ

એટલે સાહિત્ય જ્યારે જનતા માટે છે એમ કહેવામા આવે છે ત્યારે એ જનતાનો બરાબર અર્થ પણ સમજી લઇને એ પ્રમાણે પ્રવૃત્તિ કરવી ઘટે છે જનતા શબ્દનો અર્થ નહિ સમજવાથી જે સાહિત્ય ઉત્પન્ન થશે તે કોઇ વર્ગને રોચક નહિ હોય કદાચ એમા કોઇ વર્ગનો સાચો રણકો પણ નહિ હોય

# પાલીતાણાને પાદર

દેવેન્દ્રકુમાર કા. પંડિત

પાલીતાણાને પાદર એક સામટી બે હજાર બળદોના ડોકની ઘુઘરમાળ ગાજે છે. એક હજાર જાનના ગાડાંઓ પરથી લગ્નના વિવિધ મીઠાં ગીતો આભના માંડવડા હેઠે ગાજે છે. એક હજાર નાના મોટા વર–કન્યાના સમૂહ લગ્ન ઉજવાય છે.

દશ હજાર ભરવાડ નર–નારીઓ પાલીતાણાને પાદર સામૈયાંની વાટ જૂએ છે. ઢોલી ને શરણાઈ વાળા થોડા છે. ગોર થોડા છે. લગનની સામગ્રીઓ ખૂટી પડી છે.

એક મોટા તોતીંગ ઝાડ જેવા માણેક થંભ પાસે આ સોરઠીયા ભરવાડોના દીકરા–દીકરીના લગ્ન ઊજવવાના છે. કોઈક વરની ને કોઈક કન્યાની કોડભરી માતા કાળા મશીરમાં વીંટાએલ સોહામણી કાયામાંથી મીઠા સૂરે ગીતો ગાતાં થાકતી જ નથી. સંધ્યા વિલાતા તેજમાં હજારો કાળા મશીરમાં ચમકતા નાના નાના આભલાઓ સૂર્ય–કિરણ જોડે સ્પર્ધા માંડે છે. જાણે એ સાંજ ટાણે પાલીતાણાને પાદર સહસ્રો નાના સૂરજ પ્રગટયા છે. સહસ્રો કોયલો એક સામટી જાણે ટહુકે છે.

સોરઠ પર એ કાળે થોડી રાજપૂત રિયાસતો પર ઈસ્લામી હકૂમત. ને આ પાલીતાણામાં તે દિવસે ગોહેલોનાં રાજ હજૂ થયાં ન હતા પણ મુસલમ ન થાણુદાર હસ્તક આ વિભાગ હતો.

સંધ્યાકાળના સામૈયા જેવા ભરવાડો આ મુસલમાન થાણુદારને ઈજન દઈ આવ્યા. કાળી દાઢી, મૂહમાં સત્તાના મદની છવાએલ આંખો ઘૂમાવતો થાણુદાર ઘોડે ચડી દરવાજા બહાર મેદાનમાં આ અફાટ માનવસમુદાય આ મીઠાં ગીત ઢોલના ઢોશા ને શરણાઈના શોર સાંભળવા આવી ઊભો.

સાંજની છેલ્લી અજવાળે આ નારી–સમૂહમાં થાણુદારે એક ભરવાડ નારીને જોઈ. એની દૂધ ઘીની લાલી. ભરપુર તંદુરસ્ત કાયા પર થાણુદારના દષ્ટિ–સસલાં દોટમદોટ કરવા માંડયા. એણે દાઢી પર હાથ પસવારતા પાસેના પાસવાન ભણી જોઈ હળવેથી કહ્યું :

'ઈન્શાલ્લા! શાં રૂપ છે આ સોરઠિયાણીઓનાં તેમાં ય આ છોકરી ઊભી ઊભી આભલા મઢયું ઓઢણું સરખી કરતી હુરની પરી તો બસ છે.'

'હઝુરની શી ઈચ્છા છે? આ તો આપણી રૈયત કહેવાય. આનાં તો આપણે ધણી વદીએ.'

'એને ઊપાડી મહેલમાં લઈ જઈએ. એના નામ ઠામ પૂછી આવો.'

પાસવાન ભરવ ડ–ભરવાડણોના સમૂહમાં ગયો ને એ હતભાગી નારીનું નામ પૂછી આવી બોલ્યો :

'જહાંપનાહ એનુ નામ છે, રાજબાઈ.'

'અચ્છા તો ભરવાડના આગેવાનોને અહીં બોલાવી લાવો. તેને ફર્માએશ કરી દઈએ કે રાજને આપણે હવાલે કરી દે.'

ચાકરો ગયા. થોડી જ વારમાં ભરવાડના આગેવાનોને બોલાવી લાવ્યા. ભરવાડો થાણુદારને કુર્નિશ બજાવી ઊભા રહ્યા.

'કેમ છો બધા. વિવાહનું કામ બરાબર ચાલે છે ને?'

'હોવે. મજેથી સામૈયાં થશે. પછી દાંડિયા રાસ લેશું ઈ જોવા તો તમને નોતરૂં મોકલ્યું છે.'

'ઠીક છે. એ નોતરૂં તો મેં સ્વીકાર્યું. પણ હવે મારી અમસ્તી સહેજ વાત સાંભળો.'

'ફરમાવો થાણુદાર સાહેબ.'

'આ છેવાડે આભલા મઢયા ઓઢણાંવાળી જે રાજબાઈ છે તેને મારા હવાલે કરી દો. હું અને મારે મહેલે લઈ જવા ચાહું છું, કારણ કે મને

સાહિત્યકાર પોતાના સમાજ, રાષ્ટ્ર અને રૂઢિ એ પ્રશ્નોની સમાલોચના પણ કરવાનો માત્ર એ સમાલોચના એની પોતાની મેળે કરશે, પોતાની રીતે કરશે. જ્યારે આખી દુનિયા યુદ્ધમા કપાઇ જતી હોય ત્યારે એકાદ પચિંની કે ગોઇટે કે વેગ્નર કે શેકસપિયર માનવતાના પ્રશ્નોની છણાવટ કરે એમા ઘણાને ભીરુતા લાગી છે કેટલાકને અકર્મણ્યતા લાગી છે ખરી વાત એ છે કે એ શૂરવીરતાની અવાધ છે અને સ્વધર્મ તો એના કરતા વધારે સારી રીતે પાળવાના ઉદાહરણો ઈતિહાસમાં પણ સૈકાઓને અતે જ મળી આવે

આવી રીતે સસ્કૃતિસ્થાપન એ જેમ સાહિત્ય અને સાહિત્યકારનુ પરમ ધ્યેય છે, તેમ એ સસ્કૃતિસ્થાપન માટે વપરાયલા સાધનો એ પણ સાહિત્યકાર માટે અભ્યાસના અને ચિતનના વિષયો છે એટલે શભુમેળાને જ પસદ પડે તેવુ અને તેટલુ લખવુ એ સાહિત્યકારનો વિનિપાત ગણાય તેમજ પોતાની વ્યક્તિગત વિચિત્રતાઓ કે પોતાના સકુચિત મનોભાવો પ્રગટ કરી એ પરમ આદર્શ હોય તેમ એમાં રાચ્યા કરવુ એ પણ સાહિત્યકારનુ મરણ ગણાય અને આવા વિનિપાત અને મરણથી સાહિત્યકાર તો જ બચી શકે જો એ પોતાના યોગ પરત્વે નિત્ય જાગૃત હોય, નિત્ય અસતોષી હોય, નિત્ય પ્રવૃત્તિમય હોય, નિત્ય પ્રગતિનો ઉપાસક હોય ઉપાસના, યોગ કે અભ્યાસ વિના, જરૂરિયત જવાબદારી કે જીવનમથન વિના કેવળ યશને માટે કે કેવળ અર્થને માટે લખવુ એ એટલુ જ ભયકર છે, જેટલુ કેવળ દાંભિક સેવા માટે કોઈ પણ સસારીએ કાઇપણ કામ કરવુ કદાચ સાહિત્યધ્યેયનો જે આટલો મોટો હ્રાસ થઈ રહ્યો છે તેમા સેવા માટે જ સાહિત્ય અને કલાની ઉપાસના કરવાનો દભ સેવનાર, વ્યાજખાઉ વાણિયા કરતા પણ વધારે હલકટ એવી સેવાભાવના જ જવાબદાર નથી? જેમને માગી ખાવુ હોય તેમને માટે જૂના ભિખારીઓના રસ્તા શુ ઓછા ઉત્પાદક છે કે આ નવા ભિખારીઓનો સ્વાગ અને સેવા-સ્વાગ સજવાની જરૂરિયાત પડે છે! ખરી વાત એ છે કે 'મારા પોતાના નિત્ય જીવન માટે સાહિત્ય-કારણ કે એ મને વધારે અનુકૂળ છે, વધારે રોચક છે, અને મારુ પોતાનું પોષણ એમાથી જ મેળવવાનુ છે, માટે હુ વધારેમાં વધારે સુદર, સમર્થ અને નિરુપદ્રવી સાહિત્ય આપવાનો પ્રયત્ન કરીશ' એટલી પ્રતિજ્ઞા આજના જમાનામા કોઈપણ સાહિત્યકાર માટે બસ ગણાવી જોઇએ આવી સ્થિતિમા વિચારનું વેચાણ જોનારા, ધર્મશુદ્ધિનો આગ્રહ રાખનારા પુરુષો, જો સન્યાસી કે સસારત્યાગી ન હોય તો છદ્મવેષે શ્રીમત કે શ્રીમતો કે સસ્થાઓના સાથવાળા હોઇ તેમના અભિપ્રાયોની કાઇ જ કિમત નથી.

જનતા અને શભુમેળા વચ્ચેનું અતર તપાસવુ ઘટે છે જનતાને માટે લખનારો શભુમેળાને માટે કાઇ જ નહિ લખી શકે તેમ જ શભુમેળો એ પણ જનતાજનાર્દન છે એમ માન્યા કરવુ એ પણ સાહિત્યના નિત્યના વિકાસને રૂધનારી બાબત છે સિનેમાના થર્ડ ક્લાસની છેલ્લી ગેલેરી પરથી 'દીખ લીજિયે' એમ બોલનારાઓ અને એમ બોલ્યા વિના મનમા ઈચ્છનારા ઉપલા વર્ગોઆઓ માટે કોઇ પણ મુનશી કે કોઇ પણ રમણલાલ કાઇ લખી શકે જ નહિ એવો વર્ગ, જે અભણ કરતા ભણેલાઓમા પણ ઘણો મોટો હોવાનો સભવ છે, શભુમેળાની ગણતરીમા હોઇ એ જનતા છે, એ જનતા છે, એમ કૂટયા કરવુ ને તેને માટે પણ લખવુ જોઇએ એ હેતુથી કોદાળી કે પાવડા ઉપર પૃથ્વીછદની ચૌદ લીટીની સૉનેટ લખવા બેસવુ એ સાહિત્યકારના માનસનો અને સાહિત્યનો પણ ઉપહાસ ગણાવો જોઇએ એ વર્ગને માટે શુ કરવુ એમ જો કોઇ પૂછે તો એમને શભુમેળામાથી જનતામા ફેરવી નાખવાનો પ્રયત્ન કરવો એટલો જ જવાબ અત્યારે આપી શકાય અને તે પ્રયાસ એકદમ જ ફળશે એવી આશા રાખવી એ વ્યર્થ છે પણ જો જનતાને સસ્કારી બનાવી શકાય તો સસ્કાર એ પણ 'ચેપી રોગ' હોવાથી, આ શભુમેળો વહેલે મોડે સુધરે, ખરો કારણ કે એમને પણ પોતાની જાત સસ્કારી કહેવરાવવાનો શોખ તો છે જ

એટલે સાહિત્ય જ્યારે જનતા માટે છે એમ કહેવામા આવે છે ત્યારે એ જનતાનો બરાબર અર્થ પણ સમજી લઈને એ પ્રમાણે પ્રવૃત્તિ કરવી ઘટે છે જનતા શબ્દનો અર્થ નહિ સમજવાથી જે સાહિત્ય ઉત્પન્ન થશે તે કોઇ વર્ગને રોચક નહિ હોય કદાચ એમા કોઇ વર્ગનો સાચો રણકો પણ નહિ હોય.

# પાલીતાણાને પાદર

દેવેન્દ્રકુમાર કા. પંડિત

પાલીતાણાને પાદર એક સામટી બે હજાર બળદોના ડોકની ઘુઘરમાળ ગાજે છે એક હજાર જાનના ગાડાઓ પરથી લગ્નના વિવિધ મીઠા ગીતો આભના માંડવડા હેઠે ગાજે છે. એક હજાર નાના મોટા વર-કન્યાના સમૂહ લગ્ન ઉજવાય છે.

દશ હજાર ભરવાડ નર-નારીઓ પાલીતાણાને પાદર સામૈયાની વાટ જૂએ છે. ઢોલી ને શરણાઈ વાળા થોડા છે. ગોર થોડા છે લગ્નની સામગ્રીઓ ખૂટી પડી છે.

એક મોટા તોતીંગ ઝાડ જેવા માણેક થંભ પાસે આ સોરઠીયા ભરવાડોના દીકરા-દીકરીના લગ્ન ઊજવવાના છે કોઈક વરની ને કોઈક કન્યાની કોડભરી માતા કાળા મલીરમા વીંટાએલ સોહામણી કાયામાંથી મીઠા સૂરે ગીતો ગાતા થાકતી જ નથી સંધ્યા વિલાતા તેજમાં હજારો કાળા મલીરમા ચમકતા નાના નાના આભલાઓ સૂર્ય-કિરણ જોડે સ્પર્ધા માંડે છે. જાણે એ સાંજ ટાણે પાલીતાણાને પાદર સહસ્રો નાના સૂરજ પ્રગટ્યા છે સહસ્રો કોયલો એક સામટી જાણે ટહુકે છે.

સોરઠ પર એ કાળે થોડી રાજપૂત રિયાસતો પર ઈસ્લામી હકૂમત ને આ પાલીતાણામા તે દિવસે ગોહેલો ના રાજ હજૂ થયા ન હતા પણ મુસલમાન થાણદાર હસ્તક આ વિભાગ હતો

સંધ્યાકાળના સામૈયા જોવા ભરવાડો આ મૂસલમાન થાણદારને ઈજન દઈ આવ્યા. કાળી દાઢી, મુખમા સત્તાના મદની છવાએલ આંખો ઘૂમાવતો થાણદાર ઘોડે ચડી દરવાજા બહાર મેદાનમા આ અફાટ માનવસમુદાય આ મીઠા ગીત ઢોલના ધ્રોંશા ને શરણાઈના શોર સાંભળવા આવી ઊભો.

સાંજની છેલ્લી અજવાળે આ નારી-સમૂહમા થાણદારે એક ભરવાડ નારીને જોઈ એની દૂધ ઘીની લાલી ભરપુર તંદુરસ્ત કાયા પર થાણદારના દૃષ્ટિ-સસલા દોટમદોટ કરવા માંડયા. એણે દાઢી પર હાથ પસવારતા પાસેના પાસવાન ભણી જોઈ હળવેથી કહ્યું :

'ઈન્શાલ્લા! શાં રૂપ છે આ સોરઠિયાણી એના તેમાંય આ છેવાડી ઊભી ઊભી આભલા મઢ્યું ઓઢણુ સરખી કરતી હુરની પરી તો બસ છે'

'હઝુરની શી ઈચ્છા છે? આ તો આપણી રૈયત કહેવાય. આના તો આપણે ધણી વદીએ'

'એને ઊપાડી મહેલમા લઈ જઈએ એના નામ ઠામ પૂછી આવો.'

પાસવાન ભરવાડ-ભરવાડણોના સમૂહમા ગયો ને એ હતભાગી નારીનું નામ પૂછી આવી બોલ્યો .

'જહાંપનાહ એનુ નામ છે, રાજબાઈ'

'અચ્છા તો ભરવાડના આગેવાનોને અહીં બોલાવી લાવો. તેને ફર્માએશ કરી દઈએ કે રાજને આપણે હવાલે કરી દે'

ચાકરો ગયા થોડી જ વારમા ભરવાડના આગેવાનોને બોલાવી લાવ્યા ભરવાડો થાણદારને કુર્નિશ બજાવી ઊભા રહ્યા

'કેમ છો બધા. વિવાહનુ કામ બરાબર ચાલે છે ને?'

'હોવે મજેથી સામૈયા થશે પછી દાંડિયા રાસ લેશું ઈ જોવા તો તમને નોતરૂ મોકલ્યું છે.'

'ઠીક છે એ નોતરૂ તો મે સ્વીકાર્યું પણ હવે મારી અમસ્તી સહેજ વાત સાંભળો.'

'ફરમાવો થાણદાર સાહેબ'

'આ છેવાડે આભલા મઢયા ઓઢણાવાળી જે રાજબાઈ છે તેને મારા હવાલે કરી દો. હું અને મારે મહેલે લઈ જવા ચાહુ છુ, કારણ કે મને

ઈ ગમી છે.'

સાંભળી ભરવાડો તો પત્થરના પૂતળા બની રહ્યા.

'અરે હજુર! તમે તો ધણી! વસ્તી તો તમારી બેટા બેટી'

'એની મારી ક્યા ના છે? પણ જેના પર મારું દિલ ઠરે એ તો મને મળવું જ જોઈએ એમા ન ચાલે.' થાણદારે વાત્ચીતમા જરા ઉગ્રતા આણી

'ભાઈશાબ અમારા વિવાહ ટાળે, આવું પાપ તો તો ભરવાડો ઉકરાઈ જાશે ને ધી ગાળું થાશે?'

'તો મારી તેમો ક્યાં આપી છે? હુ રેકડી હમણા અહી લાવી બધાયને કૂળી દઈશ'

ભરવાડો હબકી ગયા વાત સાચી હતી. થાણદાર તેપ ચલાવતા જરાય વાર લગાડે તેમ ન હતો

'હમણા આવીએ છીએ હજુર' કરી ભરવાડો ગયા ભરવાર-સ્ત્રી, પુરુષોમા થાણદારની આ પણુતા ચર્ચાવા માડી

રાજબાઈને આ સમાચાર થયા એ હબકી નહિ સ્હેજ જ સમય આ વાત વિચારવા લીધો ને આગેવાનોને કહ્યું'

'તમે ચિંતા ના કરો લગ્ન ધામધુમથી થવા દો ને થાણદારને કહો જનના છેલ્લા ગાડેથી મને તે થાણદાર જાતે આવી ઉપાડી જાય'

'બાપા રાજબાઈ! અમારાથી આ અનર્થ જોવાશે? અમે ધી ગાળું કરશુ, માથા તારી દેશુ'

'ના ના, કોઈનુ લોહી વહાવવુ નથી આપણા પૂર્વજ શ્રીકૃષ્ણ મને જેમ સુઝાડશે તેમ હુ કરીશ'

થાણદાર તારા દેહ પાસે આવી ઊભો રહે ને અમારા દેખતા તારું બાવડુ ઝાલે એમા અમારો અવતાર કેવો રૂડો લાગશે?

'તમે મોરલીધરનું નામ લઈ રંગચંગે વિવાહ ઊજવો મને ઠાકરધણી જેમ સમત્ય દેશે એમ હુ વર્તીશ બાકી નાક નહિ જવા દઉ એ વાતની ચિંતા રાખશો નહિ'

ભરવાડો સુસસાસ ઊભા રહ્યા સબ્ધાના સામૈયા કરવા ઢોલ ગાજ્યા પણ સ્વાદ વિનાનો શરણાઈ ગહેકી પણ જાણે તેમાથી રુદન છૂટતુ હતુ ગડાં પર બેસી સોહાગણોના ગળામાંથી ગીત વછૂટતા નથી. ચોમેર જાણે કાંઈક મહા અનર્થ ઊભો થવાની ભયાનકતા છવાઈ ગઈ છે.

આખર એ ઘડી આવી પહોંચી જ્યારે સુખો અતલસ ને રેશમના વસ્ત્રોપર અત્તર છાંટી ઘોડે ચડી પાસવાનોથી વીંટળાઈ રાજબાઈના ગાડા પાસે આવ્યો.

મતૃ-વિહીન બાળકીના રુદન સમા ગાજના ઘૂઘરમાળ એક પછી એક અવાજથી દરવાજે ગજવતા પાળીતાણામાં પ્રવેશ કરી રહ્યા મશાલના અજવાળે સહુના આખન્કાન ઉંચકે ગાડ નોધાયેલ છે ત્યા થાણદારનો કર્કશ અવાજ સહુએ સાંભળ્યો.

'ઊંહા લો દસ દુર ક, એર લે ચલો.'

આ શબ્દો સાંભળતા તો ભરવાડોના હાથ પોતપોતાની ડાંગો પર ગયા. પણ ત્યાં તેઓએ શું જોયું?

રાજબાઈનો અચેત દેહ ગાડા પરથી ઓથ લસરકવા માડયો ને થાણદારને ઘોડો પાછળ હકારતો સહુએ દીઠો

'અરે અરે વો તો મર ગઈ મર ગઈ' કહેતા સુબાએ ઘોડાની લગામ મરડી.

જીભ કરડી મરણુ શરણ થતી રાજબાઈ છેલ્લા શ્વાસ ગણતી હતી થાણદારને દહેશત લાગી કે ભરવાડો વિફરી પોતાને ઘેરી લે તો?

ને એજ પળે ઘોડો દોડાવી મૂકયો

રાજબાઈના આત્મવિલોપન પછી પાલીતાણામાથી મુસલમાની સત્તા ઊઠી ગઈ લોકોએ અનુમાન બાંધ્યું કે, પરાઈ નારી પર કુદ્દષ્ટિ નાખવાના અપરાધે આમ બન્યું છે

રાજબાઈએ જે દરવાજામા જીભ કરડી આત્મવિલેપન કર્યું એ દરવાજાને આજે પણ રાજબાઈનો દરવાજો કહે છે ને એ દરવાજા વચ્ચે જ રાજબાઈની ખાંભી આજ પણ મોજૂદ છે જે અટકની રાજબાઈ હતી તે સોરઠના 'લાફ્રા' ઓડકના ભરવાડો આજ પણ પાલીતાણાનુ પાણી પીતા નથી

# સત હૃદય સમંદર જેવા

કનૈયાલાલ મ. વાઘાણી

સત હૃદય નવનિત સમાના,
સત સરલ ચિત્ત જગત હિત

સતોના હૃદય તો સદા ધીર ગંભીર રહ્યા છે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સ રથી સદા પર રહ્યા છે

એક ગામને પાદર નદી કિનારે એક અવધૂતે આસાન જમાવ્યા હતા શાત ચિત્તે પ્રભુ ભજન કરતા અક્રોધી સત હતા અજાચક વ્રત પાળનાર એ ઓલિયા જીવને આસન ઉપર કઈ મળી જાય તો ભોજન કરે નહિતર રામનુ નામ

ગામના કેટલાક જીવો સત પાસે આવતા થયા હતા ગામ હોય ત્યા ઉકરડો પણ હોય ગામના બેચાર ઇર્ષાળુ લોકોને આ ગમતુ નહિ સત તરફ એમને અણુગમો પણ હતો

ગામના લોકો સતના સ્વભાવના વખાણ કરે એ પણ આ ઇર્ષાળુ લોકોને ગમતું નહિ કોઈ રીતે સતને ઉશ્કેરીને એમનો સ્વભાવ ઉગ્ર બનાવવા પ્રયત્ન કરતા હતા અંદર અંદર એક બીજાએ હોડ બદી અને સતને ઉશ્કેરવા શરત લગાવી

ઇ જોગટાના શા ભાર! બેચાર એલફેલ વાતો કરીએ અને એના ભગતુ સમક્ષ ધીગામસ્ત કરીએ એટલે ઈ જોગટો શુ પણ ઇનો બાપ ગરમ થઈ જાય એક જણાએ સતને ક્રોધે કરવાનુ બીડુ ઝડપી લીધુ

'ભઇલા! તો તો બસ ભારે મજા પડી જાય આ બધાને ખબર પડે કે ઈ બાવો ગરમી ખાય જાય છે ઇમ કર તો મારે તને એક વીસુ રૂપિયા આપવા"

'જો જે હો પાછો ફરી નો જાતો'

"ઈ જોગટો ગરમ થઇને બકવા માડે એટને એક વીસુ ખનખનતા તારા ખોળામા બોલ્યુ ફરે ઈ બે બાપનો"

બન્ને જણા એક દિવસ લાગ જોઇને સત પાસે જઇને બેઠા

"બાપુ! ચલમ બલમ કાઢો ગાજો ફુકીયે"

"ભાઈ! હુ ગાજો પીતો નથી'

'બાપુ! તમાકુ કાઢો માવો બનાવીએ"

"ભાઈ! મારે કોઈ વ્યસન નથી માત્ર રામનામનુ વ્યસન રાખુ છુ'

"તો પછે અહિ તારા બાપનુ સુડાવવા બેઠો છો? સાધુ હોય ઈ ગાજો પીધા વગરનો રે'જ નૈ ઠીક ઢોગ માડયો છે' શરત લગાવનાર જણે હવે બરોબર આદરી

આમ થતુ હતુ ત્યા અગાઉ નક્કી કર્યા પ્રમાણે અન્ય લોકો પણ ત્યા આવી પહોચ્યા

'શુ છે? એક જણે ટાપસી પુરી

'જોને આ ઢાગી ગામને પાદરે જામી પડયો છે વાઘરી લાગે છે વાઘરી રાતે ઘરફાડે અને દિવસે ઢાગ કરી બેસી માલમલીદા ખાય ગામને ભૂખ ભેગુ કરશે"

આ જણ તો જેમ ફાવે તેમ બકે રાખતો હતો પણ સત તો શાત ચિત્તે સાભળી રહ્યા હતા

આટલુ આટલુ કહેવા છતા સત તો શાત હતા પેલા જણને તો શરત જીતવાની પડી હતી

મારી હારે ઇ જેલમા હતો દાઢીબાઢી વધારીને કેવો બની ગયો છે? જેલમા મને લાકડી મારી હતી એવો તો ગુડો છે પાછો

પકડાય નહિ માટે કેવો ઢોગ કરીને બેસી ગયો છે આમ કહીને એ માણસે પોતાની આખ ઉપરનું મારનુ નિશાન પણ બતાવ્યુ

હમણા એ સત આવા જુઠા આક્ષેપોથી ઉકળી જશે એમ એ માનવી ધારી રહ્યો હતો, પણ એની ધારણા ખોટી પડી સત તો શાત ચિત્તે પ્રભુ ભજન કરી રહ્યા હતા તેમના મુખ ઉપર પરમ શાતિ હતી

હવે એ માણસ થાકયો થોડો સમય મુગો રહ્યો ત્યારે સતે શાત ચિત્તે કહ્યુ 'ભાઇ! એક ભાવિક જણ સાકરનો પડો અહિ મૂકી ગયો છે એ સાકરનુ પાણી કરીને આપ પીઓ પછી જે કહેવુ હોય તે કહો બહુ બોલવાથી આપને પરિશ્રમ પડયો હશે

સતની મીઠી વાણી સાભળી એ જણ સત સામે જોઇ રહ્યો

સત પોતે ઊભા થયા સાકર લીધી અને કમડળમા સાકરનુ પાણી કર્યું અને પીયાલો ભરીને એ જણને આપ્યુ

એ જણે સાકરનુ પાણી પીધુ અને વિચાર કરવા લાગ્યો 'મે આ સતને ન કે'વાના વેણ કીધા તો સામેથી સાકરનુ પાણી પાયુ મને એક પણ વેણ કેતા નથી '

એ જણ સતને ચરણે પડી ગયો 'બાપુ! મારા ગના માફ કરો હુ કોઇનો ચડા યો ચડી ગયો અને આપને ન કે'વાના વેણ કહ્યા આપની શક્તિને હુ ન જાણી શકયો"

"ભાઇ! એમા શું થયુ' જેની પાસે જેવો માલ હોય તેવો ઈ બતાવે વેપારી માલ બતાવે લેવો કે ન લેવો ઈ તો ઘરાકની પસદગીની વાત છે તમારી પાસે હતુ ઈ તમે બતાવ્યુ એમા તમારો શો ગનો! મને કઇ પસદ હતુ જ નહિ અને મે એ સામે જોયુ જ નહિ ઘરાક ન લ્યે તો વેપારીનો માલ વેપારી પાસે જ રહે છે તમારી પાસે જે હતુ તે તમારી પાસે રહ્યુ એમા મારે ગુસ્સે શા માટે થવુ?'

મહાત્માના વચનો સાભળીને એ માનવી ખૂબ શરમાયો

"ભાઈ!
સુમતિ કુમતિ સબકે ઉર માહિ
જહા સુમતિ તહા સપત્તિ નાના,
જહા કુમતિ તહા નરક નિદાના'

'ભાઈ' એક માનવી ભૂલ કરે અને આપણે આપણા દીલમા જલન કરીએ એ બ્ના જરી ન લેખાય મારા ગુરુએ મને ભાર દઇને કહ્યુ છે કે ક્રોધ કરવો અને પોતાના શરીર ઉપર છરી મારવી એ બન્ને સરખા છે કોઈની ઈર્ષ્યા કરવી અને જાતે ઝેર પીવુ ઈ પણ સરખા જ છે બીજાએ આપણને દીધેલ ગાળ અને બીજાએ કરેલી આપણી ઈર્ષ્યા આપણને કદિ નુકસાન કરી શકવાના નથી"



વડનુ બીજ તો નાનું હોય છે છતા ય તેમાથી વિશાળ વૃક્ષ ઊગે છ તેવી જ રીતે શુદ્ધ હૃદયથી થયેલી જરા જેટલુ પુણ્ય-કાર્ય પણ વિશાળ પરિણામો નિપજાવે છે

* ० *

ધન શુ, જ્ઞાનનો પણ બોજ હોય છે 'અહમ્' લાદવાથી જ દરેક વસ્તુ બોજારૂપ થઇ જાય છે, 'સ્વ'ને 'અન્ય'મા દાખલ કરો અને જુઓ કે બોજો માત્ર ઉતરી જશે

* ०

દરેક ધર્મના અનુયાયી અન્ય ધર્મના અનુયાયીને પ્રશ્ન કરે છે 'તારા ધર્મમા બુદ્ધિ ન સ્વીકારે એવી જ વાતો છે?' અને આ જ પ્રશ્ન પ્રતિપક્ષી તરફથી પ્રત્યુત્તર રૂપે એને મળે છે

# શાસકનો ધર્મ

સુરેશ પંડિત

જેની સામે જોતા જ થથરી જવાય એવો શેહ પમાડે તેવા ચ્હેરા મ્હોરા વાળો સુલતાન હૈદરઅલી બજારમાં ઘોડા પરથી મોખરે નજર ઘૂમાવતો જતો હતો

આગળ પાછળ ઉઘાડી સમશેરે સૈનિકો વહ્યા આવતા હતા લોકો બે બાજુ નમી નમી ભાગ્યબળે ને બાહુબળે સુલતાન બનેલા હૈદરઅલીને કર્નિશ બજાવી રહ્યા હતા

એક ચકલુ ય ન ફરકી શકે એવા કડક પહેરા અને બંદોબસ્ત વચ્ચે એક ડોશી સુલતાનના અશ્વ ભણી ચાલી ચાલી અટકી જતી, થોભતી વળી બે કદમ ધ્રૂજતા દેહે ચાલી ઊભી રહી જતી.

આસપાસ અવલોકન કરતા હૈદરની નજર આ ડોશી ભણી ગઇ અને અશ્વ તેના ભણી હંકારી ઊભો રાખી બોલ્યો

'કેમ માજી! તમારે મને કંઈક કહેવુ લાગે છે?'

'હા સુલતાન! તમારી ખિદમતમાં મારે ફરિયાદ પેશ કરવી છે'

'કહો માજી સુખેથી કહો પ્રજાની દાદ ફરિયાદોના વ્યાજબી નિકાલ પર તો સલ્તનતની હસ્તીનો આધાર છે'

'મારી દીકરીને બળજબરીથી આગા મોહમદ નામનો સરદાર ઊઠાવી ગયો છે હજુર! મારી બેટી કણકણતી'તી ચીસો નાખતી'તી પણ એ સરદારમાંથી ઇન્સાનિયત મરી પરવારી હતી એટલે એણે મને પણ પાટુ મારી દૂર હડસેલી મારી બેટીને ઉપાડી ગયો'

'એમ' રોષમાં હોઠ પીસી હૈદર બોલ્યો તેની લાલઘૂમ આંખો વધુ લાલ બની 'તો પછી એને લઇ ગયા કેટલો સમય થયો'

'એક મહિનો સરકાર!'

'ત્યાં સુધી ફરિયાદ કરવા મારી પાસે કેમ ન આવ્યા?'

'આવી હતી હજુર આવી હતી પણ આપની તહેનાતમાં રહેતા નોકર હૈદરશાએ મને આપની સમક્ષ અંદર આવવા ન દીધી કારણ કે આગા મોહમદ મોટો સરદાર છે અને તેની વિરૂદ્ધ હું આપની પાસે ફરિયાદ પેશ કરવા આવુ છું એ વાત સરદાર જાણતો હોય અને મને આપની પાસે ન જવા દેવા તેણે હૈદરશાને કહેલ જ હોય અને એથી જ મને આપની પાસે ન આવવા દીધી એ પછી પણ મે મહેનત કરી પણ એ કામ ન આવી એટલે આપની સવારી આ બાજુ નિકળવાની છે આમ જાણ્યા પછી હુ અહી ઊભી રહી છુ'

'નાપાક, કુત્તો હૈદરશા ક્યાં છે?'

'હજુરની મહેલાતની ચોકી કરે છે'

'એને અહી લઈ આવો અહી બજાર વચ્ચે લાવો'

સૈનિકો દોડયા ને એક પળમાં હૈદરશાને હાજર કર્યો

હૈદરશા સુલતાન હૈદરઅલીનો ખાસ માનીતો માણસ હતો તેના પર હૈદરઅલીને મમતા હતી પણ આ પળે એ મમતા રોષમાં પલટાઇ ગઈ હતી

'તે આ ડોશીને મારી પાસે આવતા રોકી હતી?'

'હા, આગા મોહમદના કહેવાથી મે તેમ કર્યું હતુ'

'નાપાક! કોઈ અરજદારને મારી પાસે અરજ પેશ કરવા આવવા મે મારા દરવાજા ચોવીસ કલાક ઉઘાડા રાખ્યા છે તમામને અર્જ પેશ કરવા આવવા છૂટ દીધી છે એ મારા ફરમાનને અવરોધનાર તું કોણ? શાસક અને રૈયત વચ્ચે દિવાલ ખડી કરવાની તારામાં હેસિયત કેમ પ્રગટી?'

'હજુર માફ કરે'

'મારો ગુનો હોત તો માફ કરત, હવે આ તો આ દેશની પ્રજાનો ગુનો કર્યો છે એ માફ નહિ થઈ શકે તું અત્યારે જ તારા બાલબચ્ચા લઈ મારી નોકરી તજી મારુ રાજ છોડી બીજે ગમે ત્યા ચાલ્યો જા.'

હૈદરથાને એ જ પળે રાજ છોડી જવા ફરજ પડી

'આગા મોહમ્મદને બોલાવો, એને બાંધી જકડી લાવો' અશ્વ પર બેઠા બેઠા હૈદરઅલીએ ઊંચે અવાજે બુમ મારી

થોડી જ વારે સૈનિકો આગા મોહમદને બાંધી લાવ્યા

'માજી ! આ બેઈમાન ! કૂતરો ! નાપાક ! તમારી બેટીને બળજબરીથી ઊઠાવી ગયો હતો ?

'હા, સરકાર એ જ સરદાર આગા મોહમદ મારી બેટીને ઊપાડી ગયા હતા'

આ માજી શુ કહે છે ?' સરદાર ભણી જોઈ હૈદરઅલી બોલ્યો

'સાચુ કહે છે સુલતાન એ ડોશી ?'

'તું જાણે છે આગા ! એક નારી–જે મારા વિશ્વાસે બેઠી છે જેને મારા શાસન પર યકીન છે એના એક નિસાસે આ મારી પાસેનુ ચોવીસ હજારનું સૈન્ય, છ હજાર ઊંટ, સાતસો હાથી, સાઠ હજાર ઘેટા અગિયાર હજાર ઘોડા, ચાર લાખ ગાય એક લાખ ભેસો, છ લાખ બદુકો, બે લાખ તલવારો ને બાવીસ હજાર તોપોની ખાખ થઈ જશે એક નારીની ચીસ પર ખૂદાનો કોપ ઉતરે છે નાપાક ! તુ જનમનો ગરીબ નથી વંશવારસનો સરદાર છો ગરીબી શુ ગરીબની બેટી શુ એના અપહરણથી એની મા ને ચિંતા શી એની તને ગમ નથી હું તો કચ્છના એક નાના ગામડામા ગરીબને ઘેર જન્મી મોટો થયો છુ, મે ગરીબોની વેદના પારખી છે, જોઈ છે, અનુભવી છે એટલે જ કહુ છુ કે એક જ ગરીબની આહે સલ્તનત ખાખ થાય છે તે આ જ એવી ગરીબ ડોશીની બેટીની આહ સ તનત પર ઊતારી છે'

હૈદર આટલુ બોલી જરા થભ્યો ને અત્યત ક્રોધભરી નજરે એ સરદાર ભણી તાકી રહ્યો એનું દાઢી મૂછ વચ્ચે આવેલુ મોં પણ લાલઘૂમ બની ગયું હતુ.

'સુલતાન આ ભૂલ દરગુજર કરે'

'દરગુજર કરુ ? તો તો ખૂદાનો મારા પર કોપ ઉમળ્યો જ વરસી રહે'

'મે હઝુરને કૈક યુદ્ધો જીતાડયા છે રાજ દૃઢ કરવામાં મારો હિસ્સો છે'

'જો આવી ખબર હોત કે મારો આ સર દાર વસ્તીની બેન–દીકરીઓને બળજબરીથી ઊઠાવી જવાનો છે તો હુ એનો પડછાયો પણ ન લેત એવા કતકી અને પાપીઓના સરાપથી મળતુ રાજ પણ ન સ્વીકારત'

'હવે આવો અપરાધ નહિ કરુ'

'પણ જે અપરાધ કર્યો છે એની શિક્ષા તો હમણા જ અહી જ કરવાનો હુ. એક ઔરતને બળજબરીથી લઈ જવાનો અપરાધ અક્ષમ્ય છે'

'બીજા મારા જેવા સરદારો આપનાથી રુઠશે'

ખૂદા રીઝશે ને એ રીઝના બળ સામે સરદારોનુ કાંઈ નહિ ચાલે'

હુ આપને ભવિષ્યમા ઉપયોગી થઈ રહીશ'

'આવા નાપાકનો સપર્ક રાખુ તો મારી જનેતા મને ધિક્કારે, એના રુહને કયાય શાતિ ન મળે તુ તો હવે ખુદાની બદગી કરી લે હુ અહી મારા હાથે જ તારો વધ કરીશ'

કહી હૈદરઅલીએ મ્યાનમાથી 'ખચ' અવાજ સાથે તલવાર ખેચી હાથમા લીધી જોનારા તમામ થથરી ગયા

બીજી જ પળે એ તલવારનો હૈદરઅલીએ આગા મોહમદની ગરદન પર ઘા કર્યો ને તેનું માથુ કપાઈ એક બાજુ પડયું

ત્યાથી એ લોહી નીગળતી તલવારે આગા મોહમદના આવાસે ગયે ને એ ડોશીની બેટીને ત્યાથી શોધી ડોશીના હાથમા સોપી




"ત્યાગનો નિવાસ ધર્મની ટોચ ઉપર છે, દાનનું રહેઠાણ તેની તળેટીએ છે."

એક માણસે ભલાઈથી અને પ્રમાણિકતાથી ધંધો કરીને પૈસો મેળવ્યો છે. એ પૈસાથી તે પોતાનો સંસાર સુખેથી ચલાવી રહ્યો છે. બૈરી છોકરા માટે તેને માયા છે પોતાનો દેહ માટે મમતા છે સ્વભાવિકપણે જ તેનુ પૈસા તરફ વિશેષ ધ્યાન છે. દિવાળીના દિવસ આવતા તે પોતાના હિસાબનુ સરવૈયુ કાળજીપૂર્વક કાઢે છે. સરવાળે ખરચ આવક કરતાં ઓછું થયુ છે, અને તેથી પૂંજી કઈક વધી છે, એમ જોઈ તે રાજી થાય છે. ભારે ઠાઠમાઠથી તથા તેટલા જ ભક્તિભાવથી તે લક્ષ્મીની પૂજા કરે છે. તેને દ્રવ્યનો લોભ હોય તોય તેની સાથે જ તેને કીર્તિ કે સામાજિક પ્રતિષ્ઠાની કહો, યા પરોપકારની કહો, ખૂબ પરવા છે. દેવધર્મ માટે-એમા જ દેશ/પણ આવી ગયો સમજો–ખર્ચાયેલા પૈસાનો વ્યાજ સાથે બદલો મળે છે એવો તેનો વિશ્વાસ છે. તેથી તેને માટે તે છૂટે હાથે ખર્ચ કરે છે. નાના બાળકને જેમ માનો તેમ આસપાસના ગરીબગુરબાને તેનો મોટો આધાર લાગે છે.

બીજા એક માણસે આવી જ રીતે પ્રમાણિકતાથી પૈસો મેળવ્યો હતો. પણ તેથી તેને સંતોષ ન હતો. એક વખત બગીચા માટે તેણે એક કૂવો ખોદાવ્યો. કૂવો ઘણો ઊંડો ગયો. તેમાથી થોડીક માટી, કેટલોક મુરમ અને મોટા જથ્થામા પથ્થર નીકળ્યા, તેનો એક ડુંગર જ બન્યો. તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો : 'મારી તિજોરીમાં 'પણ પૈસાનો એવો જ એક ડુંગર ભેગો થયો છે. તેને લીધે બીજે કયાંક એવડો જ મોટો ખાડો તો નહિ પડયો હોય?' -વિચારનો ધક્કો વીજળીના આચકા જેવો હોય છે. ' આટલા વિચારથી તેની ઊંઘ ઊડી ગઈ ને તે જાગ્યો; એ કૂવો જ તેનો ગુરુ બન્યો. તે કૂવા પાસેથી તેને જે મંત્ર મળ્યો તેની કસોટી ઉપર તેણે પોતાની પ્રમાણિકતા ઘસી જોઈ. પણ તે પૂરતા કસની નથી એમ તેને જણાયુ 'વેપારી પ્રમાણિકતા' મે જાળવી હોય તોય આવા રેતીના પાયા ઉપર મારું ઘર કેટલું ટકવાનુ? આ વિચાર તેને ઝોડની જેમ વળગ્યો. આખરે, પથ્થર અને માટી તથા માણેક અને મોતી એમાંનો તફાવત તેને દેખાતો બંધ થયો 'નકામો કૂડોકચરો સંઘરી રાખવામાં શો અર્થ છે?' એવો વિચાર કરીને તે એક દિવસ સુંદર પરોઢિયે ઊઠયો. બધી સંપત્તિ

તેણે ગધેડાની પીઠ ઉપર લાદી અને તે લઈને તે ગંગાને કિનારે પહોંચ્યો. 'હે માતા, મારું પાપ ધોઈ નાખ,' એમ કહી તેણે એ બધી કમાણી માતાના ખોળામાં ઠાલવી દીધી અને સ્નાન કરીને મુકત થયો. તેને કોઇ પૂછતું કે 'દાન પણ તમે કેમ ન કર્યું?' તો તે જવાબ આપતો, 'દાન કરવા જઉં તો 'પાત્ર' જોવું પડે. અપાત્રને દાન કરવાથી ધર્મ કરવા જતાં અધર્મ થઇ બેસવાની ધાસ્તી હોય છે. મને અનાયાસે ગંગાનું 'પાત્ર' મળી ગયુ. તેમાં મેં દાન કર્યું.' એથીય ટૂંકાણમાં તે એટલું જ કહેતો, 'કચરાનું તે કંઇ દાન કરવાનું હોય?' આગળ જતાં છેવટે તે 'મૌન'થી જવાબ આપવા લાગ્યો. આવી રીતે તેણે સંપત્તિનો ત્યાગ કર્યાથી હવે તેના બધા 'જિગરના દોસ્તો' એ તેનો ત્યાગ કર્યો.

પહેલો દાખલો દાનનો છે, બીજો ત્યાગનો છે. આજના જમાનામાં પહેલો દાખલો જેમ મનમાં ઠસી જાય છે તેમ બીજો ઠસતો નથી. પણ આ આપણી દુર્બળતા છે. એટલા જ માટે શાસ્ત્રકારોએ પણ કળિયુગમાં દાનનો મહિમા કહ્યો છે. 'કલિયુગ' એટલે પણ શું? કલિયુગ એટલે મનની નબળાઇ. નબળું મન પૈસાનો લોભ સાવ છોડી શકતું નથી. તેથી એવું મન ઘણો ઊંચો કૂદકો મારે તોય તે દાન સુધી જ પહોંચે છે. ત્યાગ જેટલે ઊંચે તે જઈ શકતું નથી. લોભી મનને ત્યાગનુ નામ દેતાં કંઇ ને કંઈ થાય છે. તેથી શાસ્ત્રકારોએ તેની આગળ દાનનો મહિમા અને ગુણ ગાયાં છે.

ત્યાગ તો છેક મૂળ ઉપર જ ઘા કરે છે. દાન કરવું એ ઉપર ઉપરથી પાંદડાં તોડવા જેવું છે. ત્યાગ પેટમાં આપવાની દવા છે. દાન કપાળે ચોપડવાનો સૂંઠનો લેપ છે. ત્યાગમાં અન્યાય માટેની ચીડ છે. દાનમાં સામાજિક પ્રતિષ્ઠાનો મોહ હોય છે ત્યાગથી પાપનું મુદલ સુદ્ધાં ચૂકતું થાય છે, જ્યારે દાનથી તો માત્ર પાપનું વ્યાજ જ ચૂકવાય છે. ત્યાગનો સ્વભાવ દયાળુ છે દાનનો સ્વભાવ માયાળુ છે. બંને ધર્મ કાર્યો જ છે. ત્યાગનો નિવાસ ધર્મની ટોચ ઉપર છે, દાનનું રહેઠાણ તેની તળેટીએ છે.

પ્રાચીન કાળમાં માણસ અને ઘોડો અલગ અલગ રહેતા. કોઇ કોઇના તાબામાં ન હતું. એક વખત માણસને કંઈ ઉતાવળનું કામ આવ્યું. એટલે તેણે ઘોડા પાસે તેની પીઠ થોડા વખત પૂરતી ભાડે માગી. ઘોડાએ પણ પડોશધર્મ માનીને માણસની માગણી સ્વીકારી. માણસે કહ્યું, 'પણ મારાથી તારી પીઠ ઉપર એમ ને એમ નહિ બેસી શકાય. લગામ પહેરાવવા દઈશ તો જ તારી પીઠ હું વાપરી શકીશ.' ઘોડાએ આ વાત પણ કબૂલ રાખી. ઘોડાને લગામ ઘાલીને માણસ ઘોડા ઉપર સવાર તો થયો; ઘોડાએ પણ થોડા જ વખતમાં તેનું કામ પાર પાડી આપ્યુ. હવે કરાર મુજબ માણસે ઘોડાની પીઠ ખાલી કરવાનું આવ્યું; પણ માણસનો લોભ છૂટે નહિ. એ કહે,– 'આમ જો ભાઈ. તારી પીઠ મારાથી હવે છોડાતી નથી, એટલે એટલી વાત તું મને માફ કર. એમ તો તેં મારી ચાકરી કરી છે; (અને હવે પછી પણ કરીશ!) એ વાત હું કદાપિ ભૂલીશ નહિ. તે બદલ હું તારી ચાકરી કરીશ. તારે માટે તબેલો બાંધીશ. તને દાણો ખવડાવીશ, પાણી પાઇશ, ખરેરો કરીશ, તું જે કહે તે કરીશ. પણ એટલી વાત હવે કરીશ મા,' ઘોડો બિચારો શું કરી શકે? મોટેથી હણહણીને એ મૂંગા જનાવરે પોતાની ફરિયાદ પ્રભુના દરબારમાં નોંધાવી. ઘોડાને ત્યાગ જોઇતો હતો ત્યારે માણસ દાનની વાતો કરતો હતો! ભલા માણસ! તારો આટલો બોલ પણ ખરો પડવા દેજે.

— વિનોબાજી

*

સરોજબહેન જોરસિંહ કવિ

પૂ. કસ્તૂરબા જેવા ધાર્મિક વૃત્તિના હતા, તેવુ જ તેમનું અવસાન મહાશિવરાત્રીને દિવસે થયું; અને તે પણ જેલમા થવાથી, તેમનો દેહત્યાગ આપણને રાષ્ટ્રીયતા અને પવિત્રતા બ નેની ઝાખી કરાવે છે.

અપૂર્વ આત્મભોગની ઝળહળતી તેજશિખા સમુ પવિત્ર જીવન જીવી જનાર પૂ બાનો જન્મ સને ૧૮૬૯ના એપ્રિલ માસમા થયો હતો. તેઓ સામાન્ય સ્થિતિના વેપારી કુટુબમા ઉછર્યા હતા પિતા ગોકુળદાસ મકનજી ચુસ્ત વૈષ્ણવ હતા અને માતા વ્રજકુંવર પતિપરાયણ, વ્યવહારુ અને કુશળ હતા. એ જમાનામા છોકરીઓને કોઇ ભણાવતુ નહીં. આથી બા અક્ષરજ્ઞાનથી વિમુખ રહ્યાં હતા. પણ જીવનની કેળવણીથી વ ચિત નહોતા રહ્યા

ઘરના પવિત્ર ધાર્મિક વાતાવરણમા બાનું જીવન તેના સંસ્કારોથી પોષાયું હતું. બાની સગાઇ નાનપણથી જ કરવામા આવી હતી ૧૩ વર્ષની નાની વયમા બાના લગ્ન થયા હતા.

બાને જીવનમા અનેક મુશ્કેલીઓ પડી છે, પણ તે મુશ્કેલીઓને તેમણે ગૌરવ સાથે તરીને પાર કરી છે અને સાથેસાથ બાપુને પણ તપશ્ચર્યાના જોશમા વધારે પડતા કડક અથવા શુષ્ક થતા બચાવ્યા છે પોતાની નમ્રતાભરી સમજાવટ, સૌમ્ય આગ્રહ, અને કશુ ન હોય ત્યારે આસુથી તેમણે બાપુને જીત્યા છે બાએ જ્ઞાનથી કે અજ્ઞાનથી બાપુની પાછળ ચાલવામા જીવનની સાર્થકતા માની છે તેથી બા–બાપુનુ જીવન હ મેશા સ તોષી, સુખી અને ઉર્ધ્વગામી રહ્યુ છે

બાપુની સાધનામા અને તેમના મહાવ્રતોના પાલનમા બા આડે તો નથી જ આવ્યા પણ ધીમે ધીમે બાપુના મહાવ્રતો, આદર્શો અને સિદ્ધાતો પોતાના કરતા ગયા છે આ બધા વ્રતો સિદ્ધાતો કઈ બાના પોતાના ન હતા બાની મહત્ત્વાકાક્ષા કઇ બાપુના જેવી, પોતાના જીવનને પૂર્ણ બનાવી મોક્ષની સાધના કરવાની નહોતી. તેમની સહજ વૃત્તિ બાપુને અનુકૂળ થવાની હતી. જો કે પોતાની સમજના ક્ષેત્રમા, પોતાના વિચારોમા તે મક્કમ રહેતા. તેમ છતા સાર્વજનિક પ્રવૃત્તિઓ, આશ્રમના આદર્શો વગેરે બાબતોમા નિષ્ઠાપૂર્વક બાપુને અનુસરતા પોતાનો વિકાસ તેમણે સાધ્યો. "બાનો ધ્રુવતારક બાપુ જ હતા." આ દપતીના જીવનનું ખરુ રહસ્ય જ એ છે કે, બ નેએ એકબીજાને ચઢાવ્યા અને મહાન બનાવ્યા.

બા ઘણી વખત કહેતા કે, મહાપુરુષની પત્ની થવુ સહેલું નથી. પાર્વતીજીએ જન્મોજન્મથી શ કરને ઇચ્છ્યા હતા. આમ, અમણ બાના મુખેથી હિ દુધર્મનું તત્ત્વજ્ઞાન સરી પડતું

પતિના માર્ગે જ અડગ અને ધીર પગલા ભરનાર, જગતના અજોડ ક્રાતિકારીના સહધર્મચારિણી સહકર્મિણી અને અનુસારિણી બાએ જગતની સ્ત્રીઓને એક ભવ્ય પેગામ આપ્યો છે

## દ આફ્રિકાના લડતના સાથી

૧૯૧૩મા આફ્રિકામા હિ દુધર્મ પ્રમાણે થયલા લગ્ન ગેરકાયદેસર, અને ખ્રિસ્તિ વિધિ પ્રમાણે અથવા રજિસ્ટર થયેલા લગ્ન માન્ય રાખવા, તેવો કાયદો પસાર થયો. આ કાયદો હિ દુ પત્નીઓ માટે ભારે ભાર અપમાનજનક હતો બાપુએ આની સામે સત્યાગ્રહ કરવાનો નિર્ણય લીધો ફિનિક્સમા રહેતી બહેનોને ભાગ લેવા આગ્રહ કર્યો, પણ બાને તો તેમણે કહ્યુ જ નહોતુ તેઓ માનતા કે, જોખમભરેલા કામોમાં સ્ત્રીઓ પોતાની મેળે જ જે પગલુ ભરે, તે જ પુરુષે સ્વીકારવુ જોઈએ, અને ન ભરે તો પતિએ તેને વિષે જરાયે દુખી થવુ ન જોઈએ બા જેલમા જવા તૈયાર થયા, પણ હસીને બાપુને કહેતા, 'હુ જેલમા જઇશ તો જરૂર મરી જઇશ હો '

બાપુએ કહ્યુ હતુ કે, "તુ જેલમા મરી જઈશ

તો જગદંબાની જેમ હું તને પૂજીશ." બાની ખૂબી જ એ હતી કે મને-કમને બાપુને અનુસરતું.

ચાર બહેનોને લઇને સવિનય ભંગ કરવા બા વોલકસ્ટમાં દાખલ થયાં. પૂ. બા પાછળ અનેક હિંદી બહેનો ભોગ આપવા તૈયાર થઇ ગઇ.

કાયદાનો ભંગ કર્યો. સૌને પકડવામાં આવ્યા અને ૭ માસની સખત સજા કરવામાં આવી.

હિંદમાં આજે જે સ્ત્રી-શક્તિની પવિત્ર અને પ્રચંડ જ્વાલા પ્રગટી નીકળી, તેનું બીજ આમ દ. આફ્રિકામાં રોપાયું.

૧૯૧૩ના ડિસેમ્બર માસની ૨૨ મી તારીખે બા છૂટ્યા. સ્વાગત માટે બાપુ આવી પહોંચ્યા. હાડપિંજર જેવા બાને જોઇને સૌની આંખોમાં આંસુ આવ્યા.

આ અરસામાં એક ૭૦ વર્ષના સેવાભાવી પ્રેમાળ બહેન મિસ મોલ્ટન બાને મળવા ફિનિક્સમાં આવ્યાં. દુઃખી હૃદયે તેમણે જેલની મુશ્કેલીઓ પૂછી પછી તેમણે કહ્યું, "આવી નિર્દોષ, પવિત્ર, દેવી જેવી આ કસ્તુરબા જનરલ સ્મટ્સનો શો ગુનો કરી શકે?"

બા અને હિંદી સ્ત્રીઓ પ્રત્યે સરકારે બતાવેલ અક્ષમ્ય વર્તન માટે દુઃખ અનુભવતી એ અંગ્રેજ સ્ત્રીની લાગણી સમજાય છે.

### સ્વાતંત્ર્યની લડતનાં સ્ત્રી-સેનાની

બંગાળના ભાગલા પછી હિંદમાં રાજકીય નવયુગનો આરંભ થયો હતો લાલ, બાલ અને પાલની ત્રિપુટીનું નામસ્મરણ ઘેર ઘેર ગુંજતુ હતું. સુરેન્દ્રનાથ બેનરજી સિંહગર્જના કરી બંગાળને ગજવતા હતા. મુંબઇમાં ફિરોજશાહ મહેતા ગાજતા હતા અને વડી ધારાસભાને ગોખલે ધ્રુજાવતા હતા. મહાયુદ્ધથી અશાંત બનેલી પ્રજા શાંતિદૂતની રાહ જોતી હતી.

ગુજરાતમાં આશ્રમ સ્થાપી, ફિનિક્સના સાથીઓને સાથે લઇ બેસી જવાનું બાપુએ વિચાર્યું. પૂ. ગોખલેજીએ મદદ કરી અને કોચરબ સત્યાગ્રહ-આશ્રમ અસ્તિત્વમાં આવ્યો. હજુ અહીં જ પ્રાણ નહોતા ત્યાં હિમાલય તરફથી સાદ આવ્યો. હિમાલયની તળેટીમાં પતિત પાવની ગંગાને પેલે પાર ચંપારણમાં ગરીબ અજ્ઞાન જનતા પર ક્રૂર અમાનુષી વર્તન થતું હતુ. તિનકઠિયાનો ક્રૂર રિવાજ આમ જનતાને શોષતો હતો. સરકાર સાથેની વાટાઘાટનું પરિણામ ન આવ્યું. ત્યારે બાપુએ આ અભણ દરિદ્ર પ્રજાને અહિંસાના પાઠ ભણાવવા માંડ્યા. બા પણ ગામડે ગામડે ઘૂમતાં. ભીતિહરવામાં નાનકડી શાળા સ્થાપી. ગામડે ગામડે ઘૂમી બા શિક્ષણની વાતો સમજાવતાં. શાળાનાં ઝૂંપડાં બાળી નાંખવામાં આવતાં. ખોટા આક્ષેપો મુકાતા તો પણ નિર્ભય બનીને બા કામ કરતાં હતાં. ભાષાની મુશ્કેલી હોવા છતાં ભલભલાં થાકે તેવુ કામ બાએ કર્યું. દરિદ્ર પ્રજાને પહેરવા આવરૂ ઢાંકવા પૂરતાં વસ્ત્ર નહોતાં કે નહોતું ખાવા અન્ન

ચરોતર જેવા રસાળ પ્રદેશમાં કુદરત અને સરકારના દમન કોરડા વીંઝાયા. દુષ્કાળ અને મરકીથી લોકો બેહાલ બન્યા. ઉપરાતમાં સરકારી મહેસૂલ તો ઊભી જ હતી. ઘર લૂંટાયાં, અને જનમાલ હરાજ કરવામાં આવ્યાં. બાને ખબર મળ્યા અને દોડી આવ્યાં. સ્ત્રી સમાજમાં જબરી જાગૃતિ આણી. અસહ્ય હેરાનગતિ પછી સમાધાન થયું. આ લડતે ગુજરાતભરના ખેડૂતોમાં જાગૃતિ આણી. ગામડાંની સ્ત્રીશક્તિનું માપ નીકળ્યું અને ગામડાંની રાજદ્વારી કેળવણીના પગરણ થયાં, શાંત સેવાવૃત્તિ, મૂંગી સહનશક્તિ અને અથાગ પરિશ્રમ બાની હરેક નાની મોટી પ્રવૃત્તિઓમાં દૃષ્ટિએ પડતા હતાં.

### સ્વરાજ્યની પ્રથમ લડત

૧૯૨૨મા બાપુને પકડવામા આવ્યા. ૭ વર્ષની સજા થઇ ત્યારે બાએ ભારતની જનતાને સંદેશો આપ્યો, "મારા પતિને આજે ૭ વર્ષની સજા થઈ છે. આ ભારે સજાથી હું કંઈક અસ્થિર બેચેન બની છુ એનો મારે સ્વીકાર કરવો જોઇએ. પણ આપણે ધારીએ તો સજાની મુદત પૂરી થાય તે પહેલાં જ આપણે તેમને છોડાવી શકીએ. સફળતા

મેળવવી એ આપણા હાથની વાત છે જો આપણે નિ'દ્રા નીવડશુ, તો એમા આપણો દોષ હશે અને તેથી જ હું મારા દુઃખમા દિલસોજી ધરાવનાર સર્વ સ્ત્રી-પુરુષોને રાત દિવસ રચનાત્મક કાર્યક્રમને સફળ બનાવવાની વિનતી કરુ છુ. રચનાત્મક કાર્યમા રેટિયો ચલાવવો અને ખાદી ઉત્પન્ન કરવી એ મુખ્ય છે. ગાંધીજીની સજાનો જવાબ આપણે આ રીતે જ આપીએ."

બાના સાચા દિલના આ સદેશાએ જનતા ઉપર ખુબ સારી અસર પાડી અને ઘેર ઘેર રેટિયા ગુજતા થયા. આ અભણ બા જેણે નથી "અનટુ ધી લાસ્ટ" વાચ્યું કે નથી વાચ્યું પ્લેટોનું આદર્શ નગર, તેમ છતા અતસ્ત્રોતથી તેમણે પ્રજાને પ્રેરણા આપી છે. બાપુની રચનાત્મક પ્રવૃત્તિ તરફ ભલભલાની શ્રદ્ધા ડગી હતી ત્યારે અડીખમ બાએ અનન્ય નિષ્ઠાથી તેમા પ્રાણસચાર કર્યો હતો.

### ૩૦ની લડત : દાંડીકૂચ અને ધરાસણા

દાંડીકૂચ વખતે દારૂનિષેધ અને પરદેશી કાપડના બહિષ્કારનુ કામ બાપુએ બહેનોને સોપ્યું. વિજલપુરમા બહેનોની ભવ્ય સભા મળી હતી તેમા 'સ્ત્રી સ્વરાજ્ય સઘ'ની સ્થાપના કરવામાં આવી. આ અસખ્ય બહેનોને બાએ હિંમત અને પ્રેરણા આપી હતી.

આ અરસામા બાપુ પકડાયા. બાએ હાકલ કરી કે, દેશની આઝાદી ખાતર કોઈ હવે બેસી રહેશો નહી.

ગુજરાતભરમા યુવાનો એકઠા થયા. કાર્યક્રમ ઘડી ધરાસણા ઊપડયા. નિશસ્ત્ર સત્યાગ્રહીઓ પર અમાનુષી વર્તન સરકારે આચર્યું લાઠીચાર્જ કર્યો, ઘોડા દોડાવ્યા, મોઢામા ઠૂચા મારી ખારા પાણીમા ડુબાડયા, જેટલો થઈ શકે તેટલો કેર વર્તાવ્યો પ્રજા ત્રાહિ ત્રાહિ પોકારી ઊઠી. બાને ખબર પડયા કે તરત જ દોડી આવ્યા ઘાયલ સત્યાગ્રહીઓના દર્શનથી બા દ્રવી ઊઠયા તેમણે આપસ આપસના ઝઘડા ભૂલી જઈ, ઐક્ય સાધવા અપીલ કરી બહેનોને હિંમતથી આગળ આવવા કહ્યું

દરમ્યાન બાની તબિયત બગડી. તે મરોલી આશ્રમમા આરામ કરતા હતા. તેવામા બોરસદથી બાને તાર કરી બોલાવવામા આવ્યા. નાદુરસ્ત તબિયત હોવા છતા તે ત્યા ગયા અને ત્યાના સત્યાગ્રહના સખત કામમા લાગી ગયા

૧૯૩૨-૩૩ની સાલમાં તેમનો ઘણો સમય જેલમા જ ગયો હતો. ત્યા નાની મોટી, બાળકોવાળી કે વૃદ્ધા એમ સૌ બહેનોની સભાળ બા ચીવટપૂર્વક રાખતા

રાજકોટ સત્યાગ્રહ વખતે 'આ મારુ વતન છે' કહી બાપુનીય પહેલા બા પહોચી ગયા હતા પણ ત્યા તરત જ તેમને પકડી લીધા. ડુગરાની વચમા આવેલ સરધારના કિલ્લામા તેમને પૂર્યા. શ્રી. મણિબહેન પટેલ આ વખતે તેમની સાથે જ હતા. આ જેલ બાને થોડી કપરી લાગી હતી

### બાપુનો એક પત્ર

૧૮-૧૦-'૩૮

બા !

હવે નવ દિવસ બાકી છે ઇશ્વરની ઇચ્છા હશે તો મળશુ તે જ દિવસે સેવાગ્રામ જઈશુ તારા કાગળમા એક વચન હતુ, તેનો જવાબ રહી ગયો છે. તે લખ્યું, મે તારા માથા પર જતા હાથ પણ ન મૂકયો ? મોટર ચાલી અને મને પણ લાગ્યું પણ તુ દૂર હતી. હવે તને બહારની નિશાની જોઈએ કે ? એમ કેમ માની બેસે છે કે, હુ બહાર નથી દેખાડતો એટલે કે મારો પ્રેમ સુકાઈ ગયો છે ? હુ તો તને કહુ છુ કે, મારો પ્રેમ વધ્યો છે અને વધતો જાય છે. પૂર્વે ઓછો હતો એમ નહી, પણ જે હતો તે વધારે નિર્મળ થતો જાય છે હુ તને કેવળ માટીની પૂતળી નથી માનતો વધુ શુ લખુ ? આનો અર્થ ન સમજી હો તો દેવદાસ સમજાવશે પણ જેમ અમતુલ, લીલાવતી વગેરે બહારના ચિહ્નો માગે છે, એમ તુ પણ માગે તો હુ આપીશ

બાપુના આશીર્વાદ

આ પત્રમા બા પ્રત્યેની બાપુની ભાવનાની નિર્મળતાનો પ્રવાહ વહેતો લાગે છે

## સંતાનની માતા

બાનું હૃદય પોતાના સંતાનોની માતા તરીકે જેટલું વત્સલ હતું તેટલું જ અન્યજનો માટે પણ હતું. બાના મોટા પુત્ર હરિલાલભાઈ બા-બાપુના જીવનમાં એ કરુણ કહાણી જેવા હતા. હરિલાલભાઈ બા-બાપુને છોડી ગયા હતા. પણ બા પ્રત્યેની તેમની લાગણી અજોડ હતી. એ એક ખૂબ કરુણ ઘટના છે.

વૃંદાવનમાં ગાંધી સેવાસંઘની સભામાં હાજરી આપવા બા-બાપુ જઈ રહ્યા હતા. કટની સ્ટેશને ગાડી ઊભી રહી 'માતા કસ્તુરબાકી જય'ના જયનાદથી પ્લેટફોર્મ ગાજતું હતું. બાએ બહાર જોયું તો હરિભાઈ ઊભા હતા. ફાટેલાં વસ્ત્રો, મ્લાન બનેલું મુખ એક દિવસની તંદુરસ્ત તબિયત સાવ જ લથડી ગઈ હતી. બાને જોતાં જ બા પાસે દોડી આવ્યા. બાની આંખોમાંથી આંસુ સરી પડ્યાં. માતાના હૈયાની હેત નીતરતી આંખોએ એમને નીરખ્યા, અને અનેક પૂછપરછ કરી. ધ્રુજતે હાથે હરિભાઈએ થોડીવારમાં એક મોસંબી હાથમાં લીધી. બાપુએ ઉત્સુક થઈને પૂછ્યું, 'મારે માટે શું લાવ્યો ?'

'કાંઈ નહીં. આ તો બા માટે છે. તમને તો એટલું જ કહેવાનું છે કે, આ બાના પ્રતાપે જ તમે આટલા મહાન બન્યા છો.'

'એમાં તો કંઈ શક નથી જ' એમ કહી બાપુ બેસી ગયા. મા-બેટાનો સંવાદ આગળ ચાલ્યો. 'લ્યો બા આ મોસંબી.'

'ક્યાંથી લાવ્યો ?'

'ગમે ત્યાંથી ભીખ માગીને લાવ્યો છું. તમારે ખાવી જ પડશે હો !' ધ્રુજતે હાથે પણ એથીયે વધુ ફફડતે હૈયે બાએ મોસંબી લીધી અને વળી વધુ થોડી મિનિટો સુધી બાના પ્રેમાળ પ્રશ્નો હરિલાલને મૂંઝવી રહ્યા. બાના પ્રેમાળ હૈયાની હૂંફ, કોઈ કીમતી મૂડીની જેમ સાચવી લેવા મથતા હરિલાલને તથા ત્યજાયેલા પણ વહાલા પુત્રને દૈર્ય ભરીને નીરખી રહેલા બાને પણ ગાડી ક્યારે ઊપડી એની ખબર ન રહી. પ્લેટફોર્મ છોડી ગાડી આગળ વધી. બાના હૃદયમાંથી ઊંડા નિઃશ્વાસ છૂટ્યા. દૂરથી ક્ષીણ અવાજ આવ્યો, 'માતા કસ્તૂરબાકી જય.'

બાની આંખોમાંથી દેવોને દુર્લભ એવું પુત્ર-વાત્સલ્યનું ઝરણું વહેવા લાગ્યું. ખરેખર બાનું જીવન આત્મવિલોપનના મહાન કાર્ય જેવું કંઈક હતું. એ કાર્ય આજે તો વિરમી ગયું છે પણ એ જીવનને ગજવેલ ગુંજારવ હજુ સંભળાયા જ કરે છે. આ વિયોગી પુત્રવત્સલ બાએ પોતાનો પ્રેમ વિશ્વવ્યાપક બનાવી દીધો હતો.

મહાદેવભાઈ બાને પુત્ર જેવા જ વહાલા હતા. તેમના મૃત્યુ સમયે બા જ પાસે હતાં. 'મહાદેવ, મહાદેવ' કરીને બૂમો પાડતા બાને જ્યારે જવાબ ન મળ્યો, ત્યારે અત્યંત કકળી ઊઠીને રડતા રડતા બા બોલ્યાં, 'તારા પહેલાં મારો વારો હતો. મહાદેવ ! તે જ મને કહ્યું હતું કે બા, આ વેળા તમે જીવતાં નહીં રહો. અને આજે તું અમને છોડીને ચાલ્યો.'

## સૌનાં બા

બા સેવાગ્રામમાં રહેતાં હતાં ત્યારે સૌની સંભાળ ખૂબ જ પ્રેમથી લેતાં. કર્મયોગીની માફક કામ કર્યા જ કરતાં કાં તો રસોડામાં કે ગૌશાળામાં. નહીં તો રેંટિયો કાંતતાં બેઠાં હોય.

આશ્રમમાં આવતા મહેમાનો બાનું સ્વાગત પહેલાં પામતા. બા દરેકને સૌની ટેવ ક્રમશઃ સાચવી લેતાં. રાજેન્દ્રબાબુ આવે અને ગમ્મત કરવા મંડી પડે. જવાહરલાલ આવે અને બા જાણે કે, એ કપ ગરમાગરમ ચા વગર જવાહરલાલજી ખુશ મિજાજમાં નહીં આવે.

આટલું વિશાળ કુટુંબ હોવા છતાં પણ, એક પ્રેમાળ માતા પોતાના નાના કુટુંબને સાચવી લે, તેમ બા આ સૌને સાચવી લેતાં.

## ગુજરાતી જ્યોત

૧૯૪૨ના ઓગસ્ટ મહિનાની ૮મી તારીખે હિંદી જનતાના હૃદયની લાગણી વ્યક્ત કરતો 'હિંદ છોડો'નો

ઠરાવ કોંગ્રેસની મહાસમિતિમાં પસાર થયો. બ્રિટિશ સરકારે આ રાષ્ટ્રીય માગણી ન ગણકારી નેતાઓને પકડી લીધા. બા પણ પકડાઈને આગાખાન મહેલમાં બાપુ પાસે પહોંચી ગયાં. બાપુએ ૨૧ દિવસના ઉપવાસ કર્યા. ખડે પગે રહીને બાએ શુશ્રુષા કરી. પણ આ પછી બાની તબિયત બગડી. ન્યૂમોનિયાનો હુમલો થયો. પરિણામ દુઃખજનક હતું. બાને બેચેની થતી હતી. બાપુએ પૂછ્યું, 'શું થાય છે?' તદ્દન અપરિચિત દેશના કિનારા પર ઊભેલા ભોળા બાળકની જેમ બાએ અત્યંત કરુણ અવાજે અને થોથરાતી જીભે જવાબ આપ્યો, 'કંઈ ખબર નથી પડતી.'

ઘણાં વર્ષો પહેલાં બાપુએ કહ્યું હતું: 'તું જેલમાં મરીશ તો હું તને જગદંબાની માફક પૂજીશ.' એ ઘડી આવી પહોંચી હતી. બાપુના ખોળામાં બાએ માથું ઢાળી દીધું. બે ચાર ડચકાં ખઈ બાનો અમર આત્મા આ દુન્યવી બંધનમાંથી મુક્ત બન્યો. મહાશિવરાત્રીના પરમ પવિત્ર પર્વના આથમતા સૂર્યે માની પવિત્ર જીવન જ્યોત બુઝાઈ ગઈ.

બા સતી હતાં, સાધ્વી હતાં, આદર્શ પત્ની હતાં. એમણે આપણા દેશમાં પાશ્ચાત્ય સંસ્કારોના આક્રમણકાળે આપણા સ્ત્રીસમાજને આર્ય નારીત્વનો આદર્શ પૂરો પાડ્યો છે. અને સ્ત્રીઓમાં નવી શક્તિ પ્રગટાવી છે. આ રીતે બાપુની ભવ્ય પ્રતિભા આગળ બાનું શાંત પવિત્ર નાનકડું કોડિયું આપણને શાંત, મધુર અખંડ પ્રકાશ આપ્યા કરે છે. તેવા પૂજ્ય પવિત્ર બાને આજે યાદ કરીએ અને તેમના જીવનમાંથી કંઈ મેળવવાનો પ્રયત્ન કરીએ.

## બેકારી અને સ્વદેશી

ખાદી અને સ્વદેશી વિષે વાત કરતાં ગાંધીજી ડૉ. પ્રફુલ્લચંદ્ર રાય જોડેનો એક કિસ્સો કહેતા, તે આજકાલનું જોતાં યાદ આવે છે. તે કહેતા:

"ડૉ. રૉય ખાદીભક્ત કેવી રીતે થયા તે જાણવા જેવું છે. તે મોટા રસાયણશાસ્ત્રી રહ્યા. તેમણે બંગાળમાં રસાયણી ઉદ્યોગનું એક મોટું કારખાનું રચેલું. તેમાં ટૂથપેસ્ટ વગેરે બનતાં. મને કહે, 'પરદેશથી આ પેસ્ટ આવતી, તેને બદલે મેં અહીં બનાવવાનો નુસખો આણી, સ્વદેશી પેસ્ટ ચાલુ કરી.' એટલે જ્યારે મળે ત્યારે હું (એટલે કે ગાંધીજી) પૂછું, 'કેમ, પેસ્ટના સ્વદેશીથી ગરીબોનું કેટલું દળદળ ફીટ્યું?' મારી આ ટકોરથી તે એક વખત મને પૂછે, 'તમે મહાત્માજી આમ કેમ પૂછો છો? પેસ્ટથી ગરીબોનું તો શું ખાસ રંધાવાનું હતું?' એટલે મેં એમને રેંટિયો જોતાં કહ્યું અને એ વિજ્ઞાની માણસે દુકાળનિવારણમાં એનો ઉપયોગ કરી દેખાડ્યો અને ખાદીપ્રતિષ્ઠાન સંસ્થા સ્થાપી ખાદીકામ શરૂ કર્યું." (મારા શબ્દોમાં એમના કહેવાનો સાર મૂક્યો છે.)

આજ બાપનમાં જે ગાંડો અર્થ રહેલો છે તે બતાવવા એ '૧૦૦-ટકા સ્વદેશી' શબ્દ વાપરતા. જે કોઈ ચીજ પરદેશને બદલે દેશમાં બને, એટલે સ્વદેશી થાય પણ એ ૧૦૦-ટકા વાત નહીં. સ્વદેશીધર્મ તો ગરીબને ધ્યાનમાં લઈને ચાલવો જોઈએ. કેવળ ઉત્પન્ન જ નહિ, માલના વહેંચણી અને વાપર પર પણ ધ્યાન દેવું જોઈએ.

*ઉપરની વાત આજે સરકારે સંભાળવા જેવી છે. આયોજન માટે નાણાં મેળવવા આયાત રોકાય* છે અને જે તે ચીજોના નાના કારખાના કાઢવા સરકારી નાણાં નાની-મૂડીના ઉદ્યોગમાં વહેંચાય છે, આથી કાંઈ સ્વદેશી સધાય તો તે પેલી 'પેસ્ટ' જેવું! હિંદનું દારિદ્ર ટળે એવું ૧૦૦-ટકા સ્વદેશી એનાથી ન જન્મે. એને માટે તો બેકાર પાસે ઉદ્યમ કરાવી પ્રીતિપૂર્વક તેનો માલ દેશજનો અપનાવે, એ જરૂરી છે. આવા સ્વદેશીની તો કૂક જ લોકોમાંથી નીકળી ગઈ, એ સ્વરાજ આવ્યા પછી જે સારી વાતો ખોતા જઈએ છીએ તેમાંની એક છે. નહીં તો, દા. ત. ખાદીનો ભરાવો થાય શું કામ?

બેકારી-નિવારણને જો સીધું આયોજનનું કારણ ગણીને સરકાર યોજનાઓ કરે, તો સાચા સ્વદેશી પર એની મેળે આવે. પણ સરકારી અર્થનીતિ અહીં જ આડકારણોમાં સરી જાય છે!



# બાપુની પૂજા પર

બાપુને બાપુ રહેવા દે,
કઠિન મનુજ તારી પૂજાએ,
તારા કલુષિત ભાવ થકીયે
તું શ્રદ્ધાનો ઢોંગ કરીને
તે ફૂલોથી કોમળ તોયે
બાપુ હતા કરુણાના સાગર,
માનવને માનવ રહેવા દે,
બાપુ અમર, મૌન છતાંયે
પંચભૂત થયા અલગ પણ
જડતામાંયે ચેતન ભરતો
મૃણ્મયને પણ અમર કરતો,
બાપુને દે પ્રેમ, તવ પૂજાની
તું પથ્થરની મૂર્તિ બનાવી
મિટ્ટિ ને પથ્થરનુ મંદિર,
છિ! કેવી નાદાની છે આ
ભાવોના રાજાને શું આ,
જેથી આજ આત્મવંચના તણો
રહેવા દે તારું એ મંદિર,
હૃદયમાં હૃદયમાં જે જીવિત છે
બાપુને બાપુ રહેવા દે,
માનવને માનવ રહેવા દે,

બાપુને ભગવાન ન કરી દે!
આજ દેવો પણ કંપે છે,
ચેતન પણ જડતા પામે છે.
જેના પર ફૂલ ચડાવે રે,
શાને પથ્થરસમ બને છે!
માનવ, અરે! મહામાનવ હતા.
માનવને પાષાણ ન કરી દે.
જીવન એમનુ બોલી રહ્યું છે.
તેજ હજી યે ડોલી રહ્યું છે.
બાપુનો સંદેશ હજીય,
વિષમાં અમૃત રેડી રહ્યો છે.
એમને આકાંક્ષા ના
બાપુનું અપમાન ન કર રે.
એમાં બાપુનુ સંસ્થાપન!
કેવું રે આ પૂજન અર્ચન?
હૃદયમહીં ના સ્થાન રહ્યું?
આ ડોળ કરવાને બેઠો છે.
રહેવા દે તારી આ પૂજા.
તેને આજ નિષ્પ્રાણ ન કર.
બાપુને ભગવાન ન કરી દે!
માનવને પાષાણ ન કરી દે.

— શિવકુમાર શ્રીવાસ્તવ

# શ્રદ્ધાની ઉણપ

પૃથ્વીસિંહ ઝાલા

એ પરમ તપસ્વીનું નામ શાહશુજા

એમને એક કન્યા તે ખૂબ ધાર્મિક પિતા જેવી જ આવી પવિત્ર કન્યા સાથે પરણવા અનેક જણા તૈયાર થાય એ દેખીતી વાત છે

કારણ પહેલા દોલતનું માન ન હતું પણ ખાનદાન કુળ જોવાનું ને વેવિશાળ થતુ આવી પવિત્ર ને ધાર્મિક કન્યા વિષે કેરમાનના બાદશાહે તે કન્યાને પરણવા માટેનું કહેણ મોકલ્યું શાહશુજા ગમે તેમ તોય સત હતા ને સામે હતા સમ્રાટ

શાહશુજાએ કહ્યું કે ત્રણ દિવસ પછી ઉત્તર આપીશ કારણ સત અને સમ્રાટને ભાગ્યે જ બને!

આ ત્રણ દિવસ શાહશુજા મસીદે મસીદે ફર્યા આખરે ત્રીજે દિવસે તેમણે મસીદમા એક યુવાન ફકીર જોયો

તે ભાવપૂર્વક નમાજ પઢતો હતો

એની નમાજ પૂરી થઈ ત્યા સુધી શાહશુજા ઊભા રહ્યા

યુવાનની નમાજ પૂરી થઈ કે શાહશુજા તેની પાસે આવ્યા ને પૂછ્યું કે 'હે યુવાન તે નિકા (લગ્ન) કરેલા છે?

ફકીરે કહ્યુ 'નાજી'

શાહશુજા 'તારે નિકા કરવાની ઇચ્છા છે?

મરા જેવા દરિદ્રને કન્યા કોણ આપે? ત્રણ પૈસાથી વધારે મુડી મારી પાસે નથી' યુવાન ફકીરે કહ્યુ

શાહશુજાએ કહ્યુ યુવાન! હુ તને મારી પુત્રી પરણાવીશ એ ત્રણ પૈસામાથી ત એક પૈસાનો લોબાન એક પૈસાની રોટી ને એક પૈસાની સાકર લઈ આવ ને મારી સાથે ચાલ'

યુવન સઘળુ લઇ શાહશુજા પાસે આવ્યો ને શાહશુજાએ તે યુવાન સાથે પોતાની લાડકી કન્યાના નિકા કરી દીધા

આ પ્રમાણે તે ફકીર સાથે સતની કન્યાના નિકા થઈ ગયા કે જેનું માગુ એક સમ્રાટે કર્યું હતુ

અપાર સંપત્તિવાળા કેરમાનના બાદશાહને પોતાની કન્યા ન આપતા શાહશુજાએ પરમ આનદ પૂર્વક પોતાની કન્યા એક ઇશ્વરપ્રેમી ગરીબ ફકીરને આપી ને તે પણ તેજ રાત્રિએ કેટલુ આશ્ચર્ય!

વિવાહ પછી કન્યાએ પોતાના પતિને ઝૂપડે પગલાં કર્યા

તેણે આવીને જોયું તો એક ખૂણામા જળ પાત્ર ઉપર સૂકા રોટલાનો ટુકડો પડેલો હતો.

કન્યાએ પૂછ્યું કે 'આ શું? આ રોટી અહી શા માટે રાખી છે?'

યુવાન ફકીરે કહ્યુ, 'આજે રાત્રે ખાવા કામ લાગશે એમ ધારી તે ગઈ કાલની મૂકી રાખી છે'

આ સાભળી યુવતી અત્યત નિરાશ થઇ ને પિયર જવા તૈયાર થઇ

આ જોઇ યુવાન ફકીર બોલ્યો, 'હું પહેલે થી જ જાણતો હતો કે શાહશુજા જેવા સતની પુત્રી મારા જેવા ફકીરની સહચારિણી થઈ શકે જ નહિ'

યુવતી બોલી પ્રિયતમ! તમારી નિર્ધનતા જોઈને હું પિયેર જાઉ છુ એમ ધારશો નહિ પણ તમારી પ્રભુપરાયણતા અને ઇશ્વર પ્રત્યે શ્રદ્ધાની ઓછપને લીધે દિલગીર થઈને જાઉ છુ તમે 'કાલે શુ ખાઇશું' એવી ફિકરને લીધે એ ટુકડો સગ્રહી રાખ્યો એ તમારી કેટલી અનાસ્થા છે!

મને આશ્ચર્ય થાય છે કે, મારા પિતાશ્રીએ તમને શા ઉપરથી પસદ કર્યા હશે? તેમણે વીસ વર્ષ સુધી મને ઉછેરીને સમજાવેલુ કે 'જે ઇશ્વર ઉપર પરમ આસ્થાવાળો અને પૂર્ણ વૈરાગ્યવાન હશે, તેની જ સાથે હુ તારો વિવાહ કરીશ, પણ અફસોસની વાત છે કે તમને તો રોટલા પૂરતો પણ ઈશ્વર ઉપર વિશ્વાસ નથી!

આ સાભળી પેલો યુવાન ફકીર સ્તબ્ધ જ થઇ ગયો અને અત્યત શરમાઇ ગયો તે બોલ્યો મારા આ પાપનુ કાંઇ પ્રાયશ્ચિત?

તે કન્યા બોલી, હા છે કા તો આ ઘરમા આ રોટલાનો સુક્કો ટુકડો રહે કા હુ'

ફકીરે આ સાભળી તે રોટલાના ટુકડા બહાર ફેકી દીધા

# સોરઠની દીકરી

કાલિદાસ પંડિત

ઘટાટોપ ઝાડી, થોડે દૂર મચ્છુનો ધવલ પટ, બે બે ગાઉ કોઇ ગામ નહિ, કારમી નિર્જનતા. અહીં વાંકાનેરના દૂર અરણ્યમાં આઇ હોલનું સ્થાનક છે જ્યાં પ્રાચીન કાળે ઋષિ મુનિઓ તપ કરતા ને એની એંધાણીરૂપ આજેય જ્યાં ભોંયરા છે તે હોલ માતાના સ્થાનકમાં રહી માની સેવા-પૂજા કરવા કોણ રહે ?

વગડાને મહેલ માની બારે માસ વસનારા માલધારીઓમાં આ પ્રશ્ન વિવાદાસ્પદ બન્યો. માનું સ્થાન અપૂજ ન રહે તેની બધાને ચિંતા થવા લાગી.

એકથી બીજે ને બીજેથી ત્રીજે સ્થળે પૃચ્છા ચાલી. ભલા અહીં કોઇ કાયમ પૂજા સેવા કરવા રહેવા તૈયાર ખરૂં ? પણ એક દોકડાનીય આમદાની વિનાના આ સ્થાનમાં વસવા કોઇ તૈયાર થયું નહિ.

હોલમાતાનો મઠ એટલે તે કાળે તો ઉઘાડા આભ હેઠળ એક ત્રિશુલ-મૂંદડા જ હતા. નહિ મકાન નહિ છાપરૂં અને ઝૂંપડું પણ નહિ.

માલ લઈ તે ભણી વસનારા માલધારીઓમાં ઠીક સમય આ વાત ચર્ચાયા પછી એક જુવાન જોધ બાઇ તૈયાર થઈ ને એણે માલધારીઓને કહ્યું,

'મને જવા દો હું મા હોલની પૂજા સેવા કરીશ સ્થાનક સાચવીશ'

'અરે ગવીબાઈ! ઇ કામ તો સાધુ બ્રાહ્મણના. તારું નહિ. દીકરીઓ તો પરણી સાસરે જાય.'

'દીકરીઓ હોય તે પરણી સાસરે જ જાય એવું કોને કહ્યું છે' દીકરીઓ તો દીકરા કરતા સવાઇ હોય છે. આ લાકડાના ખોડસામાં જનારી ગંધારી કાયા ભલે મા હોલના સ્થાનકે ગાયોની અને ભૂખ્યા દુઃખ્યાના કામ આવે. હું કુંવારી રહી ત્યાં વસીશ એટલે પૂજારી શોધવાની ઝંઝટ મટી જાય.'

'અરે બેન ગવી, દુનિયા દાંત કાઢશે. સાધુ બામણા ખિખિયાટા કરશે કે, એક ભરવાડની છોકરી દેવસેવા કરવા હાલી નીકળી.'

'હું એવા કામ કરીશ કે કોઇ દાંત નહિ કાઢે પણ દંગ બનશે'

આ સંકલ્પ કરનાર ગવીબાઈ અભણ, અજ્ઞાન ને અબુધ મનાની ભરવાડની દીકરી હતી. કકો બારાખડી ભણી ન હતી શાસ્ત્રો પુરાણો વાંચ્યા ન હતા તેમજ સાંભળ્યા ન હતા. હૈયામાં સ્વાર્થ ન બાંધી, વસી, કીર્તિ કમાવાની સ્પૃહા ન હતી એક જ હતી દેવ સેવાની : એ દેવ સામર્થ્ય આપે તે રીતે ગાયોની ખિદમત ઉઠાવવાની અને સંત મહાત્માઓના સેવાની જે ભાવના આજ ઉચ્ચ કેળવણી લઈ અખબારોના પહેલે પાને તસ્વીર ચમકાવવાની ઇચ્છાવાળી નારીમાં એવરેસ્ટ કે અવકાશ ગામી થનાર નારીના હૈયામાં ભાગ્યે જ જન્મશે.

ગીતાકારે ગાયેલ સાચો વૃત્તિનો સંન્યાસ ધારણ કરી ગવીબાઇ એ જ ટૂંકા કાળા મલીરનો ઓઢણા સાથે આઇ હોલના સ્થાનકે આવી વસ્યા. ધીરે ધીરે ગાયોનું વૃંદ વધાર્યું. ઓરડા ને પછી મંદિર બંધાયું. નિર્જન અરણ્યમાં વહેલા સૂર્યોદયે અને સૂર્યાસ્તે આરતી રણઝણવા માંડી. દીપશિખાઓ ઝગમગવા લાગી. સેંકડો ગાયોના ભાંભરવાનો મીઠો અવાજ વગડા પર છાઇ તેને રમણિયતા આપવા માંડયો

સ્થાનકમાં હવે તો અભ્યાગતો સાધુ, સંતો, દુ:ખીઓ આવી વસવા લાગ્યા. આઈ ગવીબાઇ બધાને સ્વાદિષ્ટ ભોજન આપે છે. સન્માને છે, ધન માગતા નારને જોઇતું ધન આપે છે, ગાય માગનારને ગાય આપે છે. નિષ્કામ કર્મના દીપશિખા જલતી જ રાખે છે

જન્મભર કુંવારા રહી પૂરાં સો વર્ષનું આયુષ્ય ભોગવી બધું જ આયુષ્ય આવા પરમાર્થના કાર્યમાં ખપાવી થોડા જ સમય પહેલા તેઓ કાળધર્મને પામ્યા છે.

ગૌસેવા માનવસેવા અને અન્નદાનની એમણે આળેખેલ પૂનિત પગદંડી આજ તો સૂની છે. એ પગદંડીએ ચાલનાર નારી-વૃંદની આજ આ સ્થાનક વાટ જોઈ રહ્યું છે.

[ પૃષ્ઠ ૪૮૪ થી ચાલુ ]

## રંગ છે પાક પ્રજાને

ઘણીવાર એવુ સાભળીએ છીએ કે આપણે ત્યાં લોકશાહીનાં મૂળ ઊંડા કેટલે ગયા છે ? પણ રંગ છે પાકિસ્તાનની પ્રજાને કે અય્યૂબની સરમુખત્યારીને અહિંસક રીતે લાચાર બનાવી દીધી અને પ્રમુખની પાસે બધુંજ કબૂલ કરાવ્યું ! જે રીતે લોકજુવાળ આપોઆપ જાગ્યો અને નેતાઓને જેલમા પૂર્યા છતા તે શમ્યો નહિ અને ગોળીબાર તેમજ લશ્કરી પગલા સામે પ્રજાએ ખોખરી તાકાત બતાવી તે જ બતાવે છે કે ખરી લોકશાહી તો આપણા પાડોશીને ત્યા છે ! અહીં તો મધ્યસત્ર ચૂંટણીમાં પણ મતદારોએ નામ બોળાવ્યુ ! પાકિસ્તાન તરફનો ખરેખરો ભય હવે આવી રહ્યો છે એક ચતુર રાજપુરુષ તરીકે અય્યુબખાન પ્રજાનો રોષ ધીમે ધીમે ઇસ્લામ અને ખુદાને નામે ભારત તરફ વાળી દેશે અને હવે પછીનો જે નેતા ત્યા સત્તા પર આવશે અને તેને લોકોનુ પીઠબળ આવુ જ મળશે તો ભારત અને ભારતીય લોકોએ પોતાના જ પગ પર ઊભા રહી માર્ગ નક્કી કરવાનુ રહેશે

## ગાડી આગળ ઘોડો

આપણે ત્યા ત્રણ ત્રણ પચવર્ષીય યોજનાઓ થઈ ગઈ નહેરુજીને ઔદ્યોગિક સામ્રાજ્યનો પાયો નાખવાનુ એક સ્વપ્ન હતુ અને તેમની રીતે તેઓ સાચા હતા પરંતુ કૃષિ ક્ષેત્રે જ્યારે પીછેહઠનો અનુભવ થયો અને લોકોની ભૂખ ભાગવા અમેરિકન સ્ટીમરના અનાજ ઉપર આધાર રાખવાનો વખત આવ્યો ત્યારે આખ ઉઘડી કે ભારત જેવડી વિશાળ વસતિ ધરાવતા દેશે સૌ પ્રથમ તો અન્નમેત્રે સ્વાવલબી થવુ જોઈએ દોડતા પહેલા ચાલતા શીખવુ જોઈએ તેમ ઔદ્યોગિક પાયો તો જ સફળ બને જો કોઈપણ દેશ તેની અન્ન જરૂરિયાત બાબતમાં નિર્ભર બને સદ્ભાગ્યે દુનિયાના બધા જ દેશોમા આ વિષે સતત વિચારણા, પ્રયોગ અને સશોધન થતા રહ્યા છે અને એકનો લાભ બીજાને મળતો રહ્યો છે ખાતર, સુધરેલ બિયારણ અને હાઈ બ્રીડ પેદાશનો દુનિયાના બધા જ કૃષિ પ્રધાન દેશોએ લાભ લીધો છે મેક્સિકોએ ઘઉની સુધારેલી જાતથી તેનુ ઉત્પાદન ચાર ગણુ વધાર્યું ફિલિપાઈન્સમા ચોખા ઉપરના વૈજ્ઞાનિક સંશોધનથી તેવાનમાં (ફોર્મોસા) ચમત્કારિક પરિણામો મળ્યા અને તેનો લાભ આફ્રિકા, લેટીન અમેરિકા, અને એશિયાના બીજા દેશોને આપ્યો. દાખલા તરીકે આઈવેરી કોસ્ટમાં તેમણે ચોખાની સુધરેલી રીતથી સાત ગણો પાક મેળવી બતાવ્યો અને આ સફળતાથી ત્યા બીજા ૨૪ સઘન ક્ષેત્રો સ્થાપ્યા પરિણામે તે દેશની ચોખાની આયાત ૭૦ ટકા ઘટી ગઈ બીજા બે વર્ષમા તે ચોખાની બાબતમા નિર્ભર થઇ જશે વિશ્વબેન્ક આવા પ્રયોગોમા હમેશા મદદ કરે જ છે. તાજેતરમા તેના પ્રમુખ મેકનમારા ભારતમા આવ્યા ત્યારે અહીંની ખેતી વિષયક પ્રગતિથી પ્રભાવિત થયા હતા દેખીતી રીતે જ ભારતનો કેઈસ મજબૂત બનતા ભવિષ્યમાં ખેતીવાડી ક્ષેત્રે ફડની ફાળવણીમા વિશ્વબેન્ક વધુ ઉદાર વલણ બનાવે એ નિર્વિવાદ છે એટલે લીલી ક્રાંતિ તો ત્યારે સફળ બની કહેવાય કે બે ત્રણ વર્ષમા ભારત તેની અનાજ વિષયક આયાત બિલકુલ બધ કરી શકે તો જ ઉદ્યોગ ક્ષેત્રે હરણફાળ ભરવાનો સમય ઉચિત થયો ગણાય

## મુકિત અને મૃત્યુ

ભારતના ફિરંગી શાસનને પડકારનાર મોહન રાનડેને તાજેતરમા જેલમાની મુક્તિ થઈ તે બનાવ દેશે આનદ અનુભવ્યો. પરતુ મોઝેમ્બિકને ફિરંગી શાસનમાથી મુક્તિ અપાવવા મથી રહેલા આફ્રિકન નેતા શ્રી એડવર્ડ મોન્ડલેઈનને જે રીતે (સુધરેલી ?) ખતમ કરી નાખવામા આવ્યા તે ,ય મોઈ જ ગલી અને નરાધમ લોહી પિપાસુની ગવાહી આપે છે ૪૮ વર્ષના આ આફ્રિકન ક્રાંતિવીરને પોર્ટુગલની સરકાર વર્ષોથી શોધી રહી છે ફેબ્રુઆરીના બીજા અઠવાડિયામા એક સવારે તેમના ઉપર એક પાર્સલ આવ્યુ તેમા 'વાયા બ્રિટન' શબ્દો લખેલા હતા એડવર્ડે ઉઘાડતાની સાથે જ તેમાથી એવડા જબરા વિસ્ફોટ થયો કે ઘરની બારીઓ નીકળી પડી દૂર ઊભેલો માળી બગીચામા ફંકાઈ ગયો અને તેમના તો રાઈ જેવડા ટૂકડા થઈ ગયા ! તેમનુ સ્થાન લેનાર હવે જે કોઈ નેતા આવશે તેનાથી તો ફિરગી સરકારે વધુ સાવચેત રહેવુ પડશે કેમકે ક્રાંતિને કોઇ અટકાવી શકતુ નથી

# અવલોકન

પાંખી છંદાત (?) ... શિ અને ઓટીદાસ પરમાર

"મરદ કસુંબલ રંગ ચઢે"

લેખક: જોરાવરસિંહ ડી. જાદવ

પ્રકાશક: વિવેકાનંદ પ્રકાશન ગૃહ, અમદાવાદ

કિંમત રૂા. આઠ

માનવી માનને હૃદયે ઊર્મિ તો ઉછળે જ છે, પણ તેનો હિલોળો તો કશુંક અવનવું કે સૌંદર્યમંડિત જોવાય ઉછળી જ પડે છે અને જો માનવી સંવેદનશીલ હોય તો તેની સાધ્યકલારૂપ વાણી, વર્તન કે લલિતકલાઓમાં તે મૂર્તરૂપે જ વર્ણિત થવા લાગે છે આમ સંવેદનશીલ માનવી જે જે જુએ છે તેના સ્પંદનો તેના હૃદયમાં ઊઠે છે અને ઊર્મિલ માણસને તો આ બધું જ્યારે અને ત્યારે સ્પર્શી જાય છે અને પછી તો પોતે જે જોયું અનુભવ્યું તે પોતે જાણતો હોય તેવા માધ્યમથી વ્યક્ત કરે છે. જો સંવેદકમાં સાચા કલાકારનું હીર હોય તો તેણે જે અનુભવ્યું કે સંગ્રહ્યું હોય તેને એ તાદૃશ્યરૂપે મૂર્તસ્વરૂપ આપી શકે છે, અને ભાવકને પણ પોતાની જેટલો જ રસતરબોળ કરી દે છે એટલે સર્જક અને ભાવક બંને જે તે રૂપને સરખી રીતે જ જોઈ શકશે અને તેજ કલાકારની ખૂબી છે ને? અને આવું જ તત્ત્વ આપણને થોડા જ મહિના પહેલા પ્રસિદ્ધ થઈ ચૂકેલા લોકવાર્તાના પુસ્તક "મરદ કસુંબલ રંગ ચડે." મા મળે છે. લેખકે દૃશ્યરૂપ અને ઇન્દ્રિયગમ્ય વાર્તાઓ પોતાની આગવી લેખનશૈલીથી પીરસી છે લેખકે ભાલ અને સૌરાષ્ટ્રની ધરતીના સાચા હીરની ઉજળી એ ધાણીઓના રૂપ અને માનસને રૂપાળી રીતે આલેખીને રજૂ કર્યું છે તેમાય લેખકે શબ્દથી જ રૂપસુંદર ચિત્રો દોર્યા છે તે તેની લઢણ અને ભાષારૂપની સરસ મઝાની ખૂબી છે જે તે વાર્તાઓમા યોગ્ય વર્ણન, સાચી માહિતીપૂર્ણ રીત રિવાજ એવા કલામય રીતે રજૂ કર્યા છે કે વાર્તાતત્ત્વ ખંડિત થયા સિવાય જે તે રિવાજ તેના વાતાવરણ વચ્ચે બરોબર વાચીને અનુભવી શકાય તેવાં લાગે છે. દરેક વાર્તામા આ ઠેર ઠેર દેખાય છે અને તેથી વાર્તારસની ઓર જમાવટ થાય છે.

વાર્તાઓની શૈલી તેના રૂપ અનુસાર પ્રયોજાઈ તો છે જ તદુપરાંત લેખકે તેમા કલમના કસબથી જે અવનવા છતાં લોકજીવનમાં રોજ અનુભવાતા મૂર્તિમંત જીવંતદૃશ્યને વર્ણિત કર્યા છે તે આબેહૂબ દૃશ્યરૂપ વર્ણવાયા છે દરેક વાર્તાનું પોત–તેની આજુબાજુની પશ્ચાદ્ભૂમિ, દમ્પસંવેદના, રૂપગઠન તેમજ સંવાદ સુંદર રીતે લેખકે સંયોજ્યા તો છે જ તદુપરાંત પ્રતીક રચનાનો તાળો લગાવીને લેખક તે દ્વારા પણ ઘણું ઘણું કહી જાય છે તે આપણે જુદી જુદી વાર્તાઓમા જોઈએ.

"ઉલી સની પડી રે"મા બંધાણીઓના ડાયરાની ખાસિયત અને ટેવ–તાણનું રજૂ થતું તાદૃશ્ય ભાવાવર્ણન, વળી બોલી અનુરૂપ શબ્દો જેવા કે "રસોયુ નિપજાવે" તેમજ લોક લઢણનો ભાષાનુરૂપ "કાચના કૂપા સરખી રૂપાળી," "આવળના ફૂલ જેવું પાનેતર" વગેરેમા લેખકનું તળપદી ભાષાના રૂપનું સુંદર બંધારણ જોવા મળે છે તો લોકજીવનમાંથી રૂપઅરૂપના પ્રતીકો સંયોજીને વાતાવરણ પણ જમાવે છે જેમ કે "એરુ આડો ઉતર્યો, 'ચીબરી ચડભડી" અને વાસ્તવિકતા માટે તો બંદૂકના ધડાકાથી મોરલાનું ગળેકવું વગેરે તાદૃશ્યતા બતાવે છે

"પોપટ પાળિયો" ગામનું નાક સારુ પાદર છે તેમ પાદરના પાળિયાની હારો તે તો ગામની શગરટ છે સાચા મરદની મરદનગી ગામ અને દેશના રક્ષણ માટેની છે. અહી વાર્તાનાયકને ગામના ધણ ખાતર લડતો લેખકે લીધો છે પણ લોકકથાકાર તો તે શરીરના શૌર્યને પોરસાવા તેન

# મશીનો દ્વારા ઉદ્યોગો

મશીનો દ્વારા એન્જિનો, મોટરો, વિમાનો, બીજી એવી અનેક ચીજો છે જે બનાવી શકાય. પણ મશીન દ્વારા લોટ પિસાય, મશીન દ્વારા કપડું તૈયાર થાય, મશીન દ્વારા જમીન ખેડાય, એ બધામાં મારો સખત વિરોધ છે. મશીનના લોટથી આજે આપણામાં નૂર નથી રહ્યું કારણ કે વિટામિન બધા જ નાશ પામે છે. અમારા કાઠિયાવાડમાં તો અસલના સમયમાં નળો પણ ન હતા. નદીએથી બહેનો પાણી ભરીને આવતી, એ ચમકતી હેલ હોય, એની ઇંઢોણી પણ સુંદર મોતીથી ભરેલી હોય, સૂર્યોદયનો સમય, એટલે એ કિરણો બહેનોના શરીરોમાં જાય, અને એમને 'સનબાથ' એ રીતે મળી જતો. અને તંદુરસ્તી મળી જ જાય. વહેલી સવારે ભજનો ગાતી દળણું દળે, તેમાં ઇશ્વરભજનો થતા, જીવનબોધવાળાં નિર્દોષ ગીતો દ્વારા સંગીતની કળા ખીલતી, અને કસરત થતી. પછી ખેતરમાં આખું કુટુંબ કામ કરવા જાય, એટલે માંદગી અથવા આજ-કાલ જે ફેફસાંનાં દર્દો વધતાં ચાલ્યાં છે તેનુ તો ભાગ્યે જ કોઈ નામ જાણતુ.

આવા વિશાળ દેશમા, વિશાળ કુટું-બમા જ્યાં અનેક નાતજાત અને ભાતભાતની પ્રજા હોય, તેમાં મશીનરીની જરૂર જ નથી. મશીનરીથી જલદી કામ પતી જાય છે, તેમા દરેક રીતે નુકસાન છે. શરીરનુ, પૈસાનુ. અને નવરાશ મળી જાય છે એટલે 'નવરા બેઠા નખ્ખોદ વાળે' એ કહેવત પ્રમાણે પછી લડ-વાનું જ સૂઝે છે.

—ગાંધીજી

# સ્ત્રીનો મહિમા

સ્ત્રી કોણ છે તેનો કોઇએ વિચાર કર્યો છે? સાક્ષાત્ દેવી છે; એટલે કે ત્યાગમૂર્તિ છે. સ્ત્રીમાં એવી અદ્દભુત શક્તિ છે કે, જો તેઓ કામ કરવા ધારે અને તેને ખંતપૂર્વક કરે છે, તો એક પહાડને પણ હલાવી શકવાની તાકાત ધરાવે છે; એટલી શક્તિ ભરી છે. સ્ત્રીઓ પુરુષોની ગુલામ કે દાસી નથી, પણ અર્ધાંગિની છે, સહધર્મિણી છે. એટલે પુરુષોએ સ્ત્રીઓને પોતાનો મિત્ર સમજવો જોઇએ. અને અબળા કહીને આપણે દેવીનું અપમાન કરીએ છીએ.

....આપણા પૂર્વજોએ દેવીઓની સેવા પૂજા કરવાનો જે રિવાજ ધાર્મિક વિધિ સહિત આપણા રોજિંદા જીવનમાં દાખલ કર્યો, તેમાં મૂળ રહસ્ય આ જ ભર્યું છે કે, સ્ત્રીઓને સમાજમાં ઉચ્ચ સ્થાન આપો સ્ત્રીઓનો આત્મત્યાગ જુઓ. પોતાના બચ્ચાને મોટું કરવા માટે એક સ્ત્રી કેટકેટલી મુશ્કેલીમાંથી પસાર થાય છે! નૈતિક હિંમતમાં તો પુરુષો કરતાં સ્ત્રીઓ અનેક રીતે ચડી જાય છે. સ્ત્રી અહિંસા, ધૈર્ય, સહનશીલતા અને ધર્મની સાક્ષાત મૂર્તિ છે. પણ આજે? આજે તો એવી દેવીઓની કતલ કરીએ છીએ; એવી દેવીઓની આબરૂ લઈએ છીએ. આ બધું ક્યાં ધર્મશાસ્ત્રોમાં લખ્યુ છે, એ તો મને કોઇ બતાવો! પણ યાદ રાખજો કે, જે ઘરમાં, જે સમાજમાં જ કે દેશમાં સ્ત્રીઓનું સન્માન નથી કરાતું, તે ઘર, તે સમાજ, અને તે દેશ બરબાદ થઈ જશે, એ નિઃશંક વાત છે.

— ગાંધીજી

---


'વૈષ્ણવજન' માસિકની માલિકી તથા બીજી માહિતી અંગેનું નિવેદન

૧. પ્રસિદ્ધિસ્થાન : વૈષ્ણવજન કાર્યાલય, યાજ્ઞિક રોડ, રેઇસકોર્સ, રાજકોટ.

૨. પ્રસિદ્ધિનો ગાળો : માસિક.

૩-૪-૬. મુદ્રક, પ્રકાશક તથા માલિકનું નામ : ધીરેન ગાંધી.

૫. સંપાદક : નવીન ગાંધી.

રાષ્ટ્રીયતા : હિન્દી.

સરનામું : વૈષ્ણવજન કાર્યાલય, ૨, રામકૃષ્ણનગર, રાજકોટ—૨.

હું, ધીરેન્દ્ર ગાંધી આથી જાહેર કરૂં છું કે, ઉપર જણાવેલી હકીકતો મારી સમજ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૧-૩-૧૯૬૯ પ્રકાશકની સહી – ધીરેન ગાંધી

કબંધને લડતું બતાવે છે. આનાથી બીજું વધારે શૌર્ય બીજું કયું હોઇ શકે?

"પાદર પણ રડી પડયું"મા લોકભાષાના નમેરા રૂપોથી વાર્તાકનાને બહેલાની છે તેમા ઉમર ની ત્રણત્રી દાયકાથી કરી ગ્રામીણરૂપને બરોબર જાળવ્યું છે તો, "બેડાચડ," "જેમગળી" વગેરે પશુના લક્ષણો પણ વિગતે વર્ણવ્યા છે. "ગોરની ગોઢલિયું"મા ગ્રામ માનવીનો પશુપ્રેમ, તેની પોરહાઇ અને પળોજણ ઉપરાત પશુ સાથેની આત્મીયતા અછતી નથી રહેતી. પોતાના પશુના બળે મુસ્તાક રહેતા માનવીને તે'દિ પશુઓનાએ ઓછા મૂલ નહોતા તેની સુદર મજાની વાત છે.

"સરોવરને કાઠે"મા લોકજીવનના આનદ અવસરનુ એક પાસુ આબેહૂબ રીતે દર્શિત થાય છે. તો તે ઉપરાત જૂના વૈદકનો ગામઠી ઘરગથ્થુ રિવાજ વાચીને તો નવાઇ જ ઉપજે છે. આખી વાર્તા જ ચિત્રિતદૃશ્યરૂપ છે.

"જતરડાનો ઘા" "દતાળનુ દાન"એ બને-માં ઉજળવર્ણા આદમીની બહાદુરાઇ અને હાડ બળુકાઇના દર્શન થાય છે તો "બાપલ ગઢવી"મા નકીકરા ચારણની કાયાનુ બળ, હિમ્મત અને મનમોજીલા રૂપનું જીવત ઉદાહરણ વ્યક્ત થય છે.

"સોરઠિયાણીની આત્મ્યા"મા પડના પતિએ નાનાબાળ પુત્રના દેખતા કરેલ અડપલાથી લજવાયેલ માતાએ મૃત્યુ નોતર્યું, તેમા હાળવાળ નારીનું તેજ જોવાય છે.

વળી બેઉ નરવાતા દંતકથામા માટીદામ ઘડનારા લોક કારીગરની ગુણવત્તાનો મહિમા મૂર્તિમત થાય જ છે. અને ત્યજ સાચી કારીગરીનો વિજય છે ને!

આખો વાર્તા સગ્રહ ખરેખર સુદર જ છે. બે ત્રણ શબ્દો માત્ર શરત ચૂકથી જુદી રીતે વપરાયેલા રહી ગયા છે. "ઝાદર" નામ કાઠિયાવાડમાં નથી હોતું "જતરડો" નહિ "જતરડો" કાઠિયાવાડમા બોલાય છે. અને "ગલઢેર," માત્ર ગામધણી કાઠી માટેજ વપરાય છે. ઘરડા માણસ માટે નહિ.

**'રાજસન્યાસી'**

લેખક : શ્રી ધૂમકેતુ

પ્રકાશન : ગૂર્જર ગ્રથરત્ન કાર્યાલય, અમદાવાદ, પાના ૩૪૮, કિંમત રૂા. ૬. ૫૦

છઠ્ઠી આવૃત્તિનું પુનર્મુદ્રણ ચૌલુક્ય નવલકથાવલિમા આ કથાનો ક્રમ પણ છઠ્ઠો છે, અને 'ચૌલાદેવી'ની અનુગામી છે. આ કથામા ભીમદેવ અર્બુદ, મડલ, નડૂલ, સિધ અને ચેદિ જેવા રાજ્યો જીતી પાટણને પૃથ્વીનુ કેન્દ્ર બનાવે છે, અને મત્રીશ્વર દામોદર મહેતા પદવી ત્યજીને મળવામા સાધિવિગ્રહિક તરીકે જાય છે ત્યાસુધીનો ઇતિહાસ આવે છે. 'ચૌલાદેવી'ની પેઠે આ કથામા પણ ધૂમકેતુની કવિત્વશક્તિ પુરબહારમા ખીલે છે. 'દડ પરમારની ચોકી,' 'ચિત્રકારનુ પદ્મભવન,' 'અવતીનાથની વિદ્ય સભા'-એ પ્રકરણોમા નર્યું શબ્દનુ શિલ્પ મણુ ને કોઇપણ વાચક મુગ્ધ બને તેટલો રસાસ્વાદ લેખક કરાવી શકે છે. કથાના ઉઘાડમા જ કેસર મકવાણો પોતાનુ ખમીર બતાવે છે. શિલ્પ અને સ્થાપત્યનો શોખીન વિમલ દડનાયક પાર્શ્વભૂમા રહે છે અને કથાની ઘાટી દામોદર મહેતાને કેન્દ્રમા રાખી આગળ ધપે છે. ચૌલાદેવી એકવાર મૃદગના ઘોષનિઘોષથી મદમત્ત બનેલા હાથીને વશવર્તી બનાવતી અને બીજીવાર ભોજની સભામા ગુજરતનુ ગૌરવ સ્થાપતી દેખા દે છે અને અતમા ઉદયમતીના કુમાર માટે રાજ્યસિહાસન નક્કી કરી, પોતના કુમાર ક્ષેમરાજ માટે સોમનાથના રક્ષકના અનામી પુત્રની જેમ કાઇપણ ન સ્વીકારતી દેખાડીને ચૌલાની એક નવી જ પ્રતિભા—ત્યાગમૂર્તિ—ઊભી કરી છે. આર્યસ્ત્રીત્વની પવિત્રતાના ધૂમકેતુ સમર્થ પક્ષકાર છે અને તેમની લેખિનીએ જે વિરાટ સ્ત્રીપાત્રો આલેખ્યા છે તેમા એ જ મંગલમયી માતૃત્વની મૂર્તિનુ દર્શન કરાવ્યું છે.

**'નાયકરણ ઘેલો'**

લેખક : શ્રી ધૂમકેતુ

પ્રકાશક : ગૂર્જર ગ્રથરત્ન કાર્યાલય, અમદાવાદ. પાના ૩૪૦ મૂલ્ય ૭ રૂપિયા

'ચૌલુક્ય ગ્રંથાવલિ'મા આ છેલ્લુ પદરમુ

પુસ્તક છે– અને આ બીજી આવૃત્તિનું પુનર્મુદ્રણ છે કરણ ઘેલો, કમળાદેવી અને દવળદેવીની ઈતિહાસ પ્રસિદ્ધ વાતને શ્રી ધૂમકેતુએ કરણ ઘેલા રંગે રંગી છે ગુજરાતનો છેલ્લો સોલંકી રાજા કમનશીબ હતો કથાનો ઉઘાડ અશુભ સ્વપ્નથી થાય છે 'જંગલે જંગલ વીંધીને જાણે રખડતો, ભમતો, રઝળતો, રસળતો, હજારો સંકટ, તાપ, વેદના, યાતના સહી સહીને ચીથરેહાલ બની ગએલો, રાનરાન ને પાનપાન થઈ ગએલો અત્યંત દુખી માણસ' જેવો રાજાનો પોતાનો મૃતદેહ કરણરાયને દેખાય છે રાણી કૌલાદેવીને પણ એવું જ દુસ્વપ્ન આવે છે 'એકલ દોકલ, થાકેલો, હારેલો, ચીથરેહાલ પોતાની છાતી ઉપર માથું ઢાળીને, ઘોડાની લગામ છોડી દઈને, રેત સમંદરના ભયંકર રણમાં સુકકા ઠૂંઠાઓની વચ્ચે, નિર્જીવ શુષ્ક રેત ખડકોની વચ્ચે, ધરતીમાને ખોળે ઢળી જવા, ઘોડાને જેમ જાય તેમ જવા દેતો હતો એક ઠેકાણે આવીને થોભી ગયો ત્યાં એનું છાતી ઉપર માથું વધારેને વધારે નીચું ઢળતું ગયું એ ત્યાં ઢળી પડયો અને ઘોડો પણ ઢળી પડયો ! —એવા કરણરાયની આ વાત છે દિલ્હીના સુરત્રાણ અલ્લાઉદ્દીન ખીલજી સામે યુદ્ધ ચાલુ રાખવા ગુજરાત છોડી બાગલાણનો આશરો લે છે તુરકોને પ્રચંડ સામનો આપનાર ઝાલોરપતિ કાન્હડદેવનો પ્રસંગ અને એકલવીર બત્તડદેવ માત્ર તરીકે ઝળાહળા ઝગારે રહે છે કમળાદેવી મુસલમાનોની છાવણીમાથી છટકતા ઘાયલ થઈ મૃત્યુ પામે છે કથાને અંતે દેવળદેવીનો પુત્ર રાય હરણ એકાલ જંગલી ઝૂપડીમા સોઢલજીને કહેતો હોય છે

'મારા નાના રાય કરણરાય એક વખત ગુજરાતના રાજા હતા, એ મારો જ દેશ છે અત્યારે ત્યાં કોઇ ધણીધોરી નથી મોગલોના ટોળા હજારોના છે ગુજરાત નામનો દેશ નહિ રહે એટલા માટે હું ઝડપથી દોડયો છું !'

આ રીતે ગુજરાતની અસ્મિત અકબંધ રાખી કવિનો ન્યાય આપવા લેખકે પ્રસંગ યોજ્યો છે આ એક સઘત કરણ કયા છે અને સાથે સાથે વનરાજ ચવડાથી શરૂ થતા ચૌલુક્ય ઈતિહાસની કથા ઉપર પડદા પાડે છે ૫૬૨ નવલકથાનો આ 'સેટ' ગુજરાતની ઐતિહાસિક નવલકથાનું એક ગૌરવપ્રદ આભુરણ છે મહાન સ્વપ્ન જોનારી અને જીવી જનારી પ્રજાની કથાને શ્રી ધૂમકેતુએ શબ્દદેહ આપી અમર બનાવી છે યોગાનુયોગે એ મહાન સર્જકની ચોથી સંવત્સરીએ તેમની પુનિતસ્મૃતિ મનમા જગાવી જાય છે

'બાપુજીના જીવનમાથી' ભાગ ૧ થી ૪
લેખિકા શ્રી મનુબહેન ગાધી
પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ
દરેકના ૦૦–૭૫ પૈસા પાના દરેકમા ૪૮

ગાધી શતાબ્દિ વર્ષમા પહેલી આવૃત્તિના પુનર્મુદ્રણ થાય છે તે આનંદની વાત છે. પૂ બાપુજીના અંતેવાસીઓમા મનુબહેનનું વિશિષ્ટ સ્થાન તેમની જાગૃકારી પણ બાપુ વિશે સવિશેષ આ પુસ્તિકાઓમા પ્રેરણાદાયી પ્રસંગો ચૂટીચૂટીને મૂક્યા છે અને બાળકો વાચી શકે તેવા મોટા ટાઇપમા છપાયા છે ભાષા સાદી હોવાથી કથિતન્ય વધુ આકર્ષણ બને છે ભાગ બીજામા નહેરુજીનો આમુખ અને લેખિકાના 'બે શબ્દો' વાચવા મળે છે તે બીજા ત્રણ ભાગોમા નથી

'સાચી ખોટી વાતો' લેખક શ્રી સોમાભાઇ પટેલ
પ્રકાશક ગૂર્જર, અમદાવાદ
પાના ૫૦ મૂલ્ય એક રૂપિયો

રંગબેરંગી છપાઇમા, અહી રજૂ થતી સાચન વાતોઓ રજૂ કરવમા લેખકે બાળકોની દષ્ટિ રાખી છે તે જ મોટી સિદ્ધિ છે, અને તેની આવૃત્તિઓની સખ્યા લોકપ્રિયતાનુ માપ છે આ એક સુદર બાલોપયોગી પ્રકાશન છે

'જોડાક્ષર પોથી શ્રી સોમાભાઈ પટેલ
પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન અમદાવાદ
પાના ૨૪ કિ ૦–૫૦

જોડાક્ષર એટલે બાળકો માટે ભાષા લખવાનો ત્રાસ આ પુસ્તિકામા વર્ગીકૃત જોડાક્ષરના નમૂના મોટા ટાઇપમા આપ્યા છે

'આરાધના' લેખિકા ચૈતન્યબેન જ દિવેટિયા
પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન, અમદાવાદ
પાના ૩૩૩ કિંમત રૂા સાત

સાહિત્યના અભ્યાસી હોવાથી લેખિકાએ પસંદ કરેલા વિષયો ઉપર વિવેચન પીરસ્યું છે. ૧૯૪૫ થી ૧૯૬૮ સુધીમાં તેમણે લખેલા લેખો અહીં ગ્રંથસ્થ થયા છે. પ્રેમાનંદ, મીરાં, ગોવર્ધનરામ, નરસિંહરાવ, ન્હાનાલાલ, આનંદશંકર, બોટાદકર, કાકાસાહેબ અને ઉમાશંકરની તેમણે ચૂંટેલી કૃતિઓ વિષે લેખિકાનુ મુગ્ધભાવે (મહુધા) કરેલુ અવલોકન જોવા મળે છે, કેટલાક મૌલિક લેખો પણ સમાવિષ્ટ કરાયા છે તે વધુ ભોગ્ય લાગે છે (દા. ત. મૂર્તિપૂજા, ગીતા રહસ્ય, લોકકળા, પ્રેમ, રસતત્ત્વ, જીવન માંગલ્ય ઈત્યાદિ) કેમકે વિવેચન ક્ષેત્રે પુનરૂક્તિ થવાની શક્યતા રહે છે. કહેલા સર્જકો ઉપર દરેકને કાંઈ કહેવાનું હોય છે જ. લેખિકાએ પ્રસ્તાવનામાં કહ્યું છે તેમ આ સાહિત્યની આરાધનાનો એક નમ્ર પ્રકાર છે. ભવિષ્યમાં તેઓ વધુ મૌલિક સાહિત્ય ગોષ્ટિ આપે તેવી અપેક્ષા અસ્થાને નથી.

'સોવિયેતરંગભૂમિ' લેખક યુરિ રિબાકોવ;
અનુ : દિના પાઠક
પાનાં ૮૦; કિંમત ૩૦ પૈસા

સોવિયેટ દેશ પુસ્તિકા તરીકે આ કોઈ પ્રચારાત્મક સાહિત્ય ન બનતાં, રશિયન રંગભૂમિનો સચિત્ર ઇતિહાસ બની રહે છે, અને ૧૮૯૮ થી શરૂ કરી આજ સુધી રશિયન તખ્તા ઉપર ભજવાયેલા મુખ્ય મુખ્ય નાટકોને આવરી લે છે તેમાં શેક્સપિયરથી માંડીને રામાયણના પ્રસંગો અને 'શાકુંતલ' નો સમાવેશ થઈ જાય છે. રશિયન તખ્તાની વેશભૂષા અને કલાકારોની અભિનય શક્તિ દર્શાવતા ચિત્રો ૩૨ પાના ભરીને મૂકયા છે તેનાથી રંગભૂમિ વિષેની ઉંડી ઝીણવટભરી દૃષ્ટિનુ માપ મળી રહે છે. નાટકોનાં તેમજ પાત્રોનાં રશિયન નામોની અનિવાર્યતા બાદ કરતા, શ્રીમતી દિના પાઠકની ભાષા સરળ અને પ્રવાહી રહી છે

'ગાંધીજી અને નવી પેઢી'
ફાધર વાલેસ; પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન અમદાદ.
પાના ૧૨૨, કિંમત બે રૂપિયા

ગાંધીજીનુ જીવન મહાભારતની કથાની પેઠે અખૂટ પ્રેરણાસ્રોત જેવુ છે જેમાંથી જેને ઠીક પડે તેમ આકંઠ આચમન કરી શકે છે. આજે નવી પેઢીને અને ગાંધીજીને જે અંતર પડી ગયું છે તે પૂરવા જે અનેક પ્રયાસો ચાલે છે તેમા એક નવી જ દૃષ્ટિથી ગાંધીજીને રજૂ કરી ફાધર વાલેસ મેદાન મારી જાય છે, આ પુસ્તકમાં ગાંધીજીના અને પોતાના શબ્દોનું એવુ સુભગ મિશ્રણ સાધ્યું છે કે ગાંધીજીની મહાનતા તો તેમાંથી ઉપસે છે જ સાથે સાથે યુવાન વિદ્યાર્થી અને વાચકના મન પર ન ભૂસાય તેવી છાપ અંકિત કરે છે. ગાંધીજીવનચરિત્રના પ્રસંગોની તારવણી કરવામા અને એની માવજતમાં ફાધર વાલેસની તેમના પ્રત્યેની ભક્તિ અને શ્રદ્ધાની ઉત્કટતા દેખાઈ આવે છે. દરેક નિશાળમા આ પુસ્તક હોવુ જરૂરી છે પણ વો દિન કહા ?

'ઘર ઘરની જ્યોત' લેખિકા વિનોદિની નિલકંઠ
પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન. અમદાવાદ
પાના ૧૩૪, કિં. ૨– ૫

'ગુજરાત સમાચાર'-ના આજ શીર્ષકથી ચાલતી વિનોદિની નીલકંઠની લેખમાળાથી કોઈ અજાણ્યું નથી. સીધા, સાદા વરતુના હાર્દ તરફ દોરી જતા આ લેખો કયારેક વાર્તાનું કાઠું ધારણ કરે છે, કયારેક દિલસ્પર્શી પ્રસંગરંગ બની રહે છે; કયારેક સમાજની આરસીનુ સ્વરૂપ લઈ, સમાજની વિવિધરંગી છબીઓ રજૂ કરે છે સમાજ સુધારક તરીકે લેખિકાનુ એક વિશિષ્ટ સ્થાન હોવાથી, તેમની લેખિની હેતુલક્ષી અને ધ્યેયલક્ષી સર્જન કરે છે તે નિર્વિવાદ છે, અને નારી જીવનને ન્યાય આપવામાં મહત્ત્વનો ફાળો આપે છે. સમાજને તો સૌ નીરખતાં હોય છે છતા લેખિકાની દૃષ્ટિ કેટલી ચકોર છે, અને કેટલુ ઝીણવટભર્યું તેમનું દર્શન છે તેની પ્રતીતિ આ પુસ્તક આપે છે.

'સંસાર સાધના' લેખક : ફાધર વાલેસ;
ગૂર્જર ગ્રંથરત્ન, અમદાવાદ.
પાના ૧૧૩, કિંમત રૂા ૧-૯૫

શીર્ષકને સાર્થકતા અર્પી જતી આ પુસ્તિકા એટલી ચિંતન સામગ્રી પીરસે છે કે વાંચવાની સાથે જ તે હૃદયમાં ઊતરી જાય છે ગુજરાતી ભાષામાથી કાવ્ય પંક્તિઓ અને અવતરણો ટાંકવા માટે ફાધર વાલેસે ગુજરાતી સાહિત્યમા કેટલું અવગાહન કરીને ભાષાને આત્મસાત્ કરી હશે તે દરેક પુસ્તક વાચ્યા પછી આશ્ચર્ય તરીકે સળવળે છે. ચિંતન અને મનનનુ સાહિત્ય ભારેખમ બની જતા વાર લાગતી નથી પણ ફાધર વાલેસ કલ્પનાને એવી ચગાવે છે અને શબ્દોને એવા રમાડે છે કે રસનિષ્પત્તિ તેમના ડાબા હાથનો ખેલ બની રહે છે.

# પ્રગતીનો કાંટો

રેંટિયો પ્રાચીન સાધન છે તેથી શો વાધો નડે છે? એમ તો હથોડી, કુહાડી વગેરે પણ પ્રાચીન સાધનો છે અને છતા આપણ તે વાપરવાનુ ચલુ રાખીએ છીએ તથા તેમની આપણને જરૂર પડે છે. નહેરોથી પાણી પીવાની રીત પણ એબિસીન અને સિંધુ-ખીણમાં ૮૦૦૦ વર્ષ પૂર્વે ઉપયોગમાં હતી અને હજુ આપણે તેનુ આલબન લઈએ છીએ. ઇટ હજારો વર્ષ પૂર્વે શોધાઇ હતી, અને છતા તે હજુ વપરાય છે

તો પછી એવો પોપટ-પોકાર કરવાની શી જરૂર છે કે, 'તમે પ્રગતિના કાટાને પાછો ન ફેરવી શકો?' જ્યારે જ્યારે કોઈ પ્રજા યુધ્ધે ચડે છે ત્યારે તે માનવ-પ્રગતિના 'કાંટાને પાછો ફેરવે' જ છે, અને જંગલીપણા તરફની પીછેહઠને જ ટેકો આપે છે. આધુનિક યંત્રોનો ગુલામ છે?

અને યંત્રવિદ્યામાં પીછેહઠ વધુ ખરાબ કે નૈતિક પીછેહઠ વધુ ખરાબ? ગામડાની આજની આ બેકારી અને અર્ધબેકારી તવગર અને ગરીબ. શહેરો અને ગામડા બધે જ કારમો નૈતિક અધઃપાત—પીછેહઠ સરજી રહી છે માણસ પોતે કોઈ કરાડની ધાર ઉપર આવી ચડયો હોય, ત્યારે જો તે પાછો ફરવા જાય, તો કોઇ તને એમ કહે ખરુ કે 'તું પાછાં પગલાં ન ભરી શકે?'

ગાંધીજી છેલ્લાં ૨૦૦૦ વર્ષો દરમ્યાન જગતને મળેલા ડહ્યા મા ડાહ્યા અને વ્યવહારુમા વ્યવહારુ માણસ હતા,—આર્થિક બાબતોમા તેમ જ નૈતિક અને રાજનૈતિક બાબતોમાં પણ. તેમના માત્ર મૌખિક સ્તુતિ કરવાનુ છોડો તેમણે જે સલાહ આપી છે, તે પ્રમાણે અમલ કરવા માંડો.

-- રિચર્ડ બી. ગ્રેગ



# પ્રગતીનો કાંટો

રેંટિયો પ્રાચીન સાધન છે તેથી શો વાંધો નડે છે? એમ તો હથોડી કુહાડી વગેરે પણ પ્રાચીન સાધનો છે અને છતા આપણે તે વાપરવાનુ ચાલુ રાખીએ છીએ તથા તેમની આપણને જરૂર પડે છે નહેરોથી પાણી પીવાની રીત પણ બેબિલોન અને સિંધુ-ખીણમા ૮૦૦૦ વર્ષ પૂર્વે ઉપયોગમા હતી અને હજુ આપણે તેનુ આલંબન લઈએ છીએ ઇંટ હજારો વર્ષ પૂર્વે શોધાઇ હતી, અને છતા તે હજુ વપરાય છે

તો પછી એવો પોપટ પોકાર કરવાની શી જરૂર છે કે, 'તમે પ્રગતિના કાંટાને પાછો ન ફેરવી શકો?' જ્યારે જ્યારે કોઈ પ્રજા યુધ્ધે ચડે છે ત્યારે તે માનવ-પ્રગતિના 'કાંટાને પાછો ફેરવે' જ છે, અને જંગલીપણા તરફની પીછેહઠને જ ટેકો આપે છે આધુનિક યંત્રોનો ગુલામ છે?

અને યંત્રવિદ્યામા પીછેહઠ વધુ ખરાબ કે નૈતિક પીછેહઠ વધુ ખરાબ? ગામડાની આજની આ બેકારી અને અર્ધબેકારી તવંગર અને ગરીબ શહેરો અને ગામડા બધે જ કારમો નૈતિક અધઃપાત—પીછેહઠ સરજી રહી છે માણસ પોતે કોઈ કરાડની ધાર ઉપર આવી ચડયો હોય, ત્યારે જો તે પાછો ફરવા જાય, તો કોઇ તેને એમ કહે ખરુ કે 'તુ પાછા પગલા ન ભરી શકે!'

ગાંધીજી છેલ્લા ૨૦૦૦ વર્ષો દરમ્યાન જગતને મળેલા ડહ્યા મા ડાહ્યા અને વ્યવહારુમા વ્યવહારુ માણસ હતા,—આર્થિક બાબતોમા તેમ જ નૈતિક અને રાજનૈતિક બાબતોમા પણ તેમની માત્ર મૌખિક સ્તુતિ કરવનુ છોડો તેમણે જે સલાહ આપી છે, તે પ્રમાણે અમલ કરવા માંડો

— રિચર્ડ બી ગ્રેગ

